# ભાગ્યના સ્રષ્ટાઓ

ઓરિસન સ્વેટ માર્ડનના "આર્કિટેક્ટસ ઑફ ફેઇટ" ઉપરથી


અનુવાદક સ્વ૦ રત્નસિંહ દીપસિંહ પરમાર

ડભોલી જીલ્લે-સુરત.



સસ્તુ સાહિત્ય વર્ધક કાર્યાલય તરફથી

સંપાદક અને પ્રકાશકઃ-ભિક્ષુ-અખંડાનંદ

અમદાવાદ અને મુંબઇ-૨

બીજી આવૃત્તિ-પૃષ્ઠ ૫૭૬, પ્રત ૧૦,૦૦૦, કુલ ૧૫૬૦૦

સંવત ૧૯૮૭-ઈ. સ. ૧૯૩૧

મૂલ્ય ૨॥ માર્ગવ્યય જુદો

# पहेली आवृत्तिनुं निवेदन

(થોડા સુધારા સાથે)

**अज्ञानेनावृतं ज्ञानं तेन मुह्यंति जंतवः ।**

દેશમાં જ્યાં ત્યાં દુઃખદારિદ્ર અનુભવાઇ રહ્યું છે તેનું મૂળ-કારણ—ગીતાનો ઉપલો અર્ધો શ્લોક સમજાવે છે તેમ—અજ્ઞાનને લીધે થઈ આવેલો અનેક પ્રકારનો મોહજ છે.

વસ્તુઓના ગુણસ્વભાવ જાણ્યા વિના રાસાયનિક પ્રયોગો કરવા મંડી પડનારો મનુષ્ય નિષ્ફળ અને દુઃખીજ થાય છે; તેમ જીવનના અને જગતના મૂળ તથા મુખ્ય નિયમો સમજ્યા વિના સંસાર-વ્યવહારના પ્રયોગોમાં પડનાર પ્રાણીઓની દશા એવીજ થાય એમાં નવાઇ નથી. એટલા માટે આ જગતમાં માણસે સર્વથી પહેલું જો કોઇ પણ કાર્ય કરવા જેવું હોય તો તે, જે મહાન નિયમો પર આ જગત અને માનવજીવનની રચના તથા ચડતી-પડતીનો આધાર છે તે નિયમોનું જ્ઞાન મેળવવાનું છે. આર્ય મહર્ષિઓ એમાંનો એક મહાનિયમ નીચલા થોડાક શબ્દોમાં રજુ કરે છેઃ—

**यादृशी भावना यस्य सिद्धिर्भवति तादृशी ।**

અર્થાત્ જે મનુષ્ય જેવી ભાવના સેવે છે તેને તેવીજ સ્થિતિ પ્રાપ્ત થાય છે. આ મહાનિયમ સ્પષ્ટ કરે છે કે, **મનુષ્ય પોતેજ પોતાના ભાગ્યનો સ્રષ્ટા અને રચનાર** છે. તે અત્યારે જે પણ સારી કે નરસી સ્થિતિ ભોગવી રહ્યો છે તે તેણે પોતેજ રચેલી છે અને પોતાની ભવિષ્યની સ્થિતિ પણ તે પોતેજ પોતાની હાલની ભાવના અને કૃતિ વડે રચી રહ્યો છે. જાણીને કે અજાણપણે તેણે જેવા સંસર્ગ, સંસ્કાર, માન્યતા, આદર્શ, ઇચ્છા, ભાવના અને પ્રયત્નનું સેવન આગળ ઉપર કર્યું છે તેવીજ સ્થિતિ અત્યારે તેને આવી મળી છે; અને અત્યારે પણ તે સમજીને કે વગર સમજ્યે જેવા સંસર્ગ, આદર્શ, ભાવના અને યત્નનું સેવન કરશે તેવીજ સ્થિતિ તેને ભવિષ્યમાં આવી મળવાની છે. **બીજ તેવું વૃક્ષ; વાવે તેવું લણે.**

મહર્ષિ વસિષ્ઠે ઉપદેસ્યું છે કેઃ—

**संवित्स्पन्दो मनः स्पन्द ऐंद्रियस्पन्द एव च ।**
**एतानि [illegible]षायस्य रूपाण्येभ्यः फला[illegible]वः ॥**

અર્થાત્ સંસ્કાર, સ્ફૂરણા, વિચાર, નિર્ણય, ઇચ્છા, પ્રયત્ન અને પ્રાપ્તિ, એ સર્વ બીજમાંથી અંકુર, અંકુરમાંથી વૃક્ષ, વૃક્ષમાંથી ડાળ, ડાળમાંથી પત્ર, પત્રમાંથી પુષ્પ અને પુષ્પ પછી ફળ, એની પેઠે ઉત્તરોત્તર પુરુષાર્થનીજ જુદી જુદી સ્થિતિઓ છે. અને એ સ્થિતિઓ જેવા

પ્રકારની હોય છે તેવુંજ ફળ છેવટે મળે છે.

ઉપર પ્રમાણે હોવાથી કુદરતના અને જીવનના મુખ્ય નિયમોનું જ્ઞાન એક મનુષ્યે જેટલું પણ વધારે મેળવ્યું હોય છે તેટલો તે સંસ્કારોમાં, સમજણમાં, આદર્શમાં, શ્રદ્ધામાં, ભાવનામાં, યત્નમાં, સામર્થ્યમાં અને સફળતામાં વધારે ઉન્નત અને વિશાળ બન્યો હોય છે અથવા બનતો ચાલે છે.

એ જ્ઞાન તેને એકબીજાથી ચડતી વસ્તુસ્થિતિઓને સમજવાને, ઇચ્છવાને અને મેળવવાને શક્તિમાન બનાવે છે. એ જ્ઞાનના પ્રતાપે મનુષ્ય પામરમાંથી વિષયી બને છે. અર્થાત્ બાહ્યવસ્તુસ્થિતિઓમાં સદ્‌બુદ્ધિ અને સુખબુદ્ધિવાળો રહેવા છતાં આળસુ અને અનીતિમાન મટીને યોગ્ય પ્રયત્ન, નીતિ તથા ઔદાર્યપૂર્વક તે વસ્તુસ્થિતિઓને મેળવવા તથા ભોગવવાવાળો બને છે. પછી વિષયીમાંથી તે જિજ્ઞાસુ એટલે કે બાહ્ય વસ્તુસ્થિતિઓની ઇચ્છા, લોભ, રક્ષા, ભોગ, નાશ વગેરેનો અનુભવ લઇ તેમાં અનિત્યતા અને દુઃખરૂપતાનો નિર્ણય કરી સત્ય સુખની આકાંક્ષાવાળો તથા શોધ કરવાવાળો જિજ્ઞાસુ બને છે; અને પછી એ જ્ઞાનની દૃઢતા તેને જિજ્ઞાસુમાંથી ચારિત્રવાન, મુમુક્ષુ તથા સર્વ લૌકિક સુખોથી અત્યંત શ્રેષ્ઠ એવા પરમ સચ્ચિદાનંદપદના ભોક્તાની–કૃતકૃત્ય જીવનમુક્તની–સ્થિતિએ પહોંચાડે છે.

સુદશાની માતા સદ્‌ગુણ (સુચારિત્ર્ય) છે; સદ્‌ગુણની માતા સુબુદ્ધિ અથવા સદ્‌જ્ઞાન છે; સદ્‌જ્ઞાનની માતા સુવિચાર, સુવિચારની માતા સદ્‌સંસ્કાર અને સદ્‌સંસ્કારની માતા શુભ સંસર્ગ છે. માણસ જાણતાં કે અજાણતાં (ધંધાદારી તરીકે, બાળક તરીકે, મિત્ર તરીકે, નોકર તરીકે, સભાસદ તરીકે, વાંચનાર તરીકે, શ્રોતા તરીકે, વિચારક તરીકે કે કોઈ પણ તરીકે) જેવા જેવા મનુષ્યો, વિચારો તથા વસ્તુસ્થિતિઓના સંસર્ગમાં આવે છે તેવા તેવા સંસ્કારો તેના અંતઃકરણ પર પડતા ચાલે છે તથા દૃઢ થતા ચાલે છે. અને તેથી તેનું ભાવી જીવન પણ તેવીજ આંતર્બાહ્ય સ્થિતિવાળું બની રહે છે. કેમકે સંસ્કારો દૃઢ થતાં તે તે અપ્રાપ્ત વસ્તુસ્થિતિ પ્રત્યે સુખબુદ્ધિ અને પ્રાપ્તવ્ય બુદ્ધિ બંધાય છે અને પછી એ વસ્તુસ્થિતિને પ્રાપ્ત કરવાનો માર્ગ તે શોધવા માંડે છે. વિચારથી, તપાસથી, દૃષ્ટાંતોથી, પ્રોત્સાહનોથી તેને એ પ્રાપ્ત કરવાનો માર્ગ અને શક્યતા સમજાય છે. એ શક્યતાની સમજણનુંજ નામ શ્રદ્ધા છે, કે જે શ્રદ્ધાના પાયા ઉપર ધૈર્ય અને એકનિષ્ઠ યત્નરૂપી ચણતર ચલવીને સફળતારૂપી કળશ સુધી પહોંચાડી દે છે. શ્રદ્ધાના બળ વડે તેની મનોસૃષ્ટિમાં ઉદ્‌ભવતાં સફળતાનાં અનેકવિધ ચિત્રો એ ચણતરમાં રહેલા શ્રમને તથા અંતરાયોને ગણકારવા નહિ દેતાં તેને અડગપણે પ્રયત્નમાં જોડી રાખીને ઇચ્છિત વસ્તુસ્થિતિ પ્રાપ્ત કરાવે છે.

ઉન્નતિની આ ઇમારત, દેખાદેખીથી કે અંધશ્રદ્ધાથી કુદરતના કેટલાક નિયમો પળાવાથી પણ ચણાય છે; અને જગતમાં અનેક મનુષ્ય કુદરતના નિયમોથી અજ્ઞાત છતાં પણ સુખસંપત્તિવાળાં હોય છે તેનું એજ કારણ હોય છે. પરંતુ અજ્ઞાનના અંધકાર વચ્ચે ચણાયેલી એવી ઉન્નતિની ઇમારતો બહુ ઉપયોગી, ટકાઉ અને સુંદર નથી હોતી. પ્રાપ્ત સત્તાસંપત્તિના દુરૂપયોગરૂપે કુદરતી નિયમોનું ઉલ્લંઘન પણ સહજમાં એવી ઉન્નતિ પામનારથી થઈ જાય છે તેથી તેના પાયા સત્વર ડોલી ઉઠીને પાછી પ્રથમ કરતાં પણ વધારે દુર્દશા તેમને આવી ભેટે છે. માટેજ **અજ્ઞાનપૂર્વકની બાદશાહી કરતાં જ્ઞાનપૂર્વકની નિર્ધનતા ચડીઆતી કહેવાય છે.**

અજ્ઞાન દશામાં માણસને હીરા મળે તો પણ પથરા પેરે વપરાઈ-ફેંકાઈ જાય છે અને સમજપૂર્વક ખેતરોમાંથી વીણી વીણીને ભેગુ કરેલું શેર અનાજ પણ મહાભારતમાં કહેલા પેલા વાનપ્રસ્થી રાજકુટુંબની પેઠે પરમ સદુપયોગથી પરમ ઉન્નતિપ્રદ થઇ રહે છે.

ગ્રીક, રોમન, ઇરાની, અરબ, તુર્ક વગેરે પ્રજાઓ તે તે સમયે જે ચડતી કળાએ પહોંચી હતી તે પણ એ જ્ઞાન અને અનુસરણ અમુક પ્રમાણમાં થવાથીજ હતું; અને એ જ્ઞાન અને અનુસરણ છૂટવાથીજ તેમની અધોગતિ થઇ હતી. યુરોપ-અમેરિકાની જે પ્રજાઓ અત્યારે લૌકિક સામર્થ્ય ધરાવે છે તે પણ એજ કારણથી છે અને એ જ્ઞાન-ચારિત્ર્યના ઉલ્લંઘનમાં તેમની પણ અધોગતિજ રહેલી છે.

આપણો દેશ એક વાર એ દેશો કરતાં પણ વધારે બળ-વૈભવ ધરાવતો હતો તે એ સદ્‌સિદ્ધાંતોના પાલનને લીધે ધરાવતો હતો; અને પછી તે દુઃખદારિદ્રયમાં આવી પડયો તે પણ એ અટલ સિદ્ધાંતોના વિસ્મરણ અને ઉલ્લંઘનનેજ લીધે.

જગતમાંનો પ્રત્યેક પ્રાણીપદાર્થ કુદરતના મહાનિયમોને આધીન છે; પરંતુ એ નિયમોની રચના માણસને યંત્રવત્ જડ અને પરતંત્ર બનાવી દેવા સારૂ નથી. એ રચના તો માણસને જ્ઞાન-ચારિત્ર્યસંપન્ન બનાવી જડતા, દુઃખ અને પરાધીનતામાંથી મુક્ત કરવા સારૂ તથા સદાને માટે સુખ-સ્વાતંત્ર્યની પરાકાષ્ઠાએ પહોંચાડવા સારૂ છે. એ મહાનિયમો એટલા અટલ, ઉદાર અને ઉન્નતિદાયક છે તથા કુદરતે મનુષ્યને એ નિયમો દ્વારા એટલું બધું સ્વાતંત્ર્ય અને સામર્થ્ય આપી રાખ્યું છે કે મનુષ્ય તેને જો એક વાર બરાબર સમજી લઇને સદુપયોગમાં લાવે તો આ જગતમાંની કોઇ પણ વસ્તુસ્થિતિ તેને માટે અસાધ્ય રહે નહિ; અને જે વસ્તુનો મહિમા વર્ણવવાને સહસ્રમુખી શેષ પણ અસમર્થ છે તથા જે સ્થિતિની તુલનામાં આખી પૃથ્વીનું સામ્રાજ્ય પણ અણુમાત્ર છે એવા પરમપદને પણ તે ત્વરાથી અને સહેલાઇથી પ્રાપ્ત કરી શકે.

કર્મનાં શુભાશુભ ફળ ભોગવવા સમયે પણ કુદરતના નિયમોનું જ્ઞાન મનુષ્યને બહુ લાભકારક થઇ પડે છે. સુખના ભોગકાળે તે જ્ઞાન, પોતાના સુખમાંથી દુઃખી-દરિદ્રીઓને અને તેટલો વધારે ભાગ અપાવીને, દાતાના હૃદયને વધારે પવિત્ર અને ઉન્નત બનાવવા સાથે પ્રાપ્ત સુખને પણ તે વધારે સંગીન અને ટકાઉ બનાવે છે. વળી એથી કરીને કુદરતના નિયમ પ્રમાણે તેનું ભાવી પણ વધારે સુખી અને ઉચ્ચ કક્ષાનું રચાતું ચાલે છે. દુઃખના ભોગકાળે એવો જ્ઞાતા પુરુષ સમજે છે કે, પોતાનાજ કોઈ કર્મના ફળરૂપે તે આવી પડેલું હોઇને તેનો સમય પૂરો થતાં તે અવસ્ય ચાલ્યું જવાનું છે. આવી સમજણને લીધે તે દુઃખની સ્થિતિમાં હાયવોય કરીને દુઃખના એકડા પર મીંડું ચઢાવી દેતો નથી; કે નથી અનીતિને માર્ગે ચઢી જઇ ભવિષ્યની ચોખ્ખી ભૂમિ પર દુઃખનાં બીજ વેરતો. ઉલટો એ તો પ્રાપ્ત દુઃખ વહેલું દૂર થઈ સુદશા પ્રાપ્ત થાય એવાજ વિચાર અને યત્ન કરતો રહે છે.

બીજા હાથ પર અજ્ઞાની મનુષ્ય સુખી સ્થિતિને પણ અધિકાધિક લોભપ્રપંચ વડે દુઃખમય બનાવે છે તથા એ સ્થિતિનો દુરૂપયોગ કરીને પોતાને માટે દુઃખમય ભવિષ્યની રચના કરે છે. જો તેની સ્થિતિ દુઃખી હોય છે તો હાયવોય, ઈર્ષ્યા વગેરેનું સેવન કરીને તે વધારે દુઃખી થાય છે અને અનીતિને વશ થઇ પોતાના ભાવી ક્ષેત્રમાં પણ દુઃખનાંજ બીજ વેરે છે.

જ્ઞાનની અને અજ્ઞાનની દશા વચ્ચે આવો આસમાન જમીન જેટલો ફરક રહેલો છે તેથીજ ગીતામાં ભગવાન શ્રીકૃષ્ણ કહે છે કેઃ-

**न हि ज्ञानेन सदृशं पवित्रमिह विद्यते ।**

અર્થાત્ જ્ઞાનના જેવું પવિત્ર આ જગતમાં કાંઇ પણ નથી.

કોઈ પણ સામાન્ય મનુષ્ય કુદરતના જે જે મુખ્ય નિયમોનું અનુસરણ કરવાથી એક પછી એક ઉન્નત વસ્તુસ્થિતિઓને મેળવી શકે તેમ છે; તથા જુદા જુદા ગુણ-કર્મ-સ્વભાવવાળા માણસો જે જે રીતે એ નિયમોનું પાલન કરીને સફળતા મેળવી શકે તેમ છે; તેની માહિતી પરમકૃપાળુ પરમાત્માએ પોતાના મોટા અને અનુભવી સુપુત્રો-મહાન ઋષિમુનિઓ, પયગમ્બરો, જીવનમુક્તો, આચાર્યો વગેરે-દ્વારા જગતમાંનાં પોતાનાં બહુ સંખ્યાવાળાં નાનાં બાળકો પ્રત્યે અનેક પ્રકારે અને બહુ ખુલ્લી રીતે કહી રાખેલી છે. શ્રીમદ્ ભગવદ્-ગીતા એ વાત કહ્યા પછી ખાત્રી આપે છે કેઃ—

**स्वे स्वे कर्मण्यभिरतः संसिद्धिं लभते नरः ।**

અર્થાત્ પોતપોતાના ગુણકર્મસ્વભાવને અનુસરતાં કર્મોમાં જ્ઞાન

અને નીતિપૂર્વક તથા જયાજયની ચિંતા ત્યજીને જેઓ સર્વભાવે મંડી પડે છે તેઓ કાર્યસિદ્ધ પણ પામે છેજ.

દરેક મનુષ્યે આ પ્રમાણે પોતપોતાના ગુણકર્મસ્વભાવને અનુસરતાં કર્મ કરવાં એજ તેનો સ્વધર્મ છે.

બહારનાં ટીલાંટપકાં કે ડોળદમામ વિનાનો એ સાચો, મહાન અને સર્વવ્યાપી સ્વધર્મ અનેક મુખે અનેક પ્રકારે ઉપદેશીને મહર્ષિઓ કહે છે કે એ ધર્મનું પાલન કરો; એટલે તમારે માટે ઉમદા ચારિત્ર્ય, અમર કીર્તિ, આનંદી જીવન અને સર્વ પ્રેયસ તૈયાર પડેલાં છે. એટલુંજ નહિ પણ ખુદ તે કુદરતથી અને તેના મહાન નિયમોથી પણ પર–શ્રેષ્ઠ–બહાર–એવું અનુપમ સચ્ચિદાનંદપદ શ્રેયસ–મોક્ષ–જોઇતું હશે તો તે પણ તૈયાર છે. તમારા અજ્ઞાનને–અધૂરા જ્ઞાનને–ઉલટા જ્ઞાનને પૂર્ણ જ્ઞાનરૂપે માની લઇને તમે જે ઉલટી, અસ્વાભાવિક અને અતિશ્રમ તથા નિષ્ફળતાથી ભરેલી દિશામાં તમારી ઇચ્છા તથા પ્રયત્નને પૂરપાટ દોડાવી રહ્યા છો; તે દોડ મૂકી દઇને આ સાચી, સવળી, સ્વાભાવિક અને સુખપ્રદ દિશા તરફ–સાચા **જ્ઞાન અને ચારિત્ર્ય તરફ વાળો અને યથેચ્છ સુસ્થિતિ પ્રાપ્ત કરો.**

અહા કેવી સરસ તક ! પાઠક! મોઢામાં પાણી આવી જતું હોય તો એને બદલે જરા હૃદયમાં–અંતઃકરણમાં પાણી આવવા દઇને તેમાં અવળી સમજણરૂપી મેલના થર ઉપર થર ચોંટી બેઠા છે તેને પલળીને બહાર નીકળી જવા દ્યો એટલે સર્વ કાંઇ તમારૂંજ છે **तत्त्वमसि** !

પરંતુ એ સત્યની સાથે–એ મહાન નિયમની સાથે–આ વાત પણ અનેક પ્રકારથી માનવબાળોને કહી રાખવામાં આવી છે કે, જો તમે અજ્ઞાન અંધકારમાંજ પડયા રહ્યા તો તો (ખરા બપોર છતાં પણ ઘરને બંધ રાખી ઘોર અંધકારમાં રહ્યા કરનારના નસીબમાં જેમ અથડાઇ કુટાઇને તથા ખુદ પોતાનાજ શ્વાસોચ્છ્વાસની ઝેરી હવાથી દુઃખી થઇને મરવાનુંજ સરજાયેલું છે તેમ ) તે પ્રકાર તમારે માટે અત્યંત દુઃખપ્રદ અને અધોગતિ આપનારો નીવડશે.

આ પ્રમાણે અજ્ઞાનના અંધકારમાં કે અપૂર્ણ જ્ઞાનના આછા પ્રકાશમાં રહેવું એ માણસજાતને માટે અસ્વાભાવિક અને દુઃખદાયક છતાં પુષ્કળ માણસો એ દુર્દશામાંજ મોહિત અને ડૂબેલા રહી જ્ઞાનના સ્વાભાવિક સુખદ પ્રકાશમાં નથી આવતા તેનું કારણ દર્શાવતાં શ્રીકૃષ્ણ ભગવાન કહે છે કેઃ–

**अज्ञानेनावृतं ज्ञानं तेन मुह्यंति जंतवः ।**

અર્થાત્ માણસનું જ્ઞાન ( બુદ્ધિ ) અજ્ઞાન વડે ઢંકાઇ જવાને લીધેજ તે ( દોરડીમાં સર્પ માની લેવા પેઠે ) અસત્‌માં સત્‌બુદ્ધિ, દુઃખમાં સુખબુદ્ધિ અને સુખમાં દુઃખબુદ્ધિ કરીને, એ અવિદ્યા-

(કુબુદ્ધિ)ના મોહમાં ફસાઇ પડયો છે. સુબુદ્ધિ નામ ધારણ કરીને તેનું રક્તપાન કરી રહેલી આ કુબુદ્ધિજ બહાર સર્વત્ર વ્યાપી રહેલા જ્ઞાનસૂર્ય તરફ તેના હૃદયદ્વારને ખોલવા દેતી નથી અને ઉલટી "બહાર તો બાઉ છે" એવી બીક બતાવીને અંદર ને અંદરજ ભટકાવી મારે છે.

બંધુ! ગમે તો આજ કે કાલે, વરસે કે દશ વરસે, આ જન્મે કે કોઇ પણ જન્મે, અનુભવીઓનું કહેવું માની લઇને કે પછી અજ્ઞાનજન્ય કુબુદ્ધિ અને દુર્દશાઓના અનેક ગોદા ખાઇ ખાઇને કોઇ પણ પ્રકારે અને કોઇ પણ સમયે જ્યારે તમે પોતેજ એ અવિદ્યાને દૂર કરી સુવિદ્યાનું સેવન કરશો ત્યારેજ તમને સાચી સુખસંપત્તિ મળનાર છે. જ્યારે ત્યારે પણ કુદરતના એ સુખાવહ નિયમનું પાલન તમારે કરવુંજ પડવાનું છે.

## नान्यः पंथा विद्यतेऽयनाय ।

દુર્દશા ટાળવાનો અને સુદશા સાધવાનો એ વિના અન્ય માર્ગજ નથી. તમારો આદર્શ ગમે તો પ્રેયસનો (લૌકિક સંપત્તિનો) હો કે શ્રેયસ( અલૌકિક મોક્ષસંપત્તિ )નો હો; તમને આકાંક્ષા **અર્થ**ની હોય, કામની હોય કે **મોક્ષ**ની હોય; પરંતુ એ સદ્વિદ્યા મેળવ્યા વિના અને તેના અનુસરણરૂપી **ધર્મ**દ્વારમાં પેઠા વિના કદી પણ તમને એમાંનું કશુંજ તેના ખરા રૂપમાં મળનાર નથી અને તમે ખરા સુખી થનાર નથી.

કેમ ત્યારે બોલો હવે મનુષ્યના સારા કે નરસા ભાગ્યની રચના કરવાનું ઇશ્વરે પોતાના હાથમાં રાખ્યું છે કે દરેક મનુષ્યના પોતાના હાથમાં મૂકી રાખ્યું છે? જવાબ ખુલ્લોજ છે. બંધુ! અજ્ઞાનની ધાડ નિદ્રામાંથી અને મનઃકલ્પિત ઘોર સ્વપ્નોમાંથી જો કાંઇ પણ જાગૃતિ તમને આવી હોય તો તમારા હૃદયદ્વારને ખરી દિશા તરફ ખોલી નાખો કે જેથી બહારની સુસંસ્કારો અને શુભેચ્છા-રૂપી તાજી હવા તેમાં તાજગી પૂરે; સારાસારવિવેકબુદ્ધિનો પ્રકાશ તેમાં પેસવા પામે; તમને દબાવી બેઠેલી કુબુદ્ધિ પિશાચિનીને તેના ખરા રૂપમાં જોવા સમજવાને તથા દૂર કરવાને તમે શક્તિમાન થાઓ; તથા સુબુદ્ધિરૂપી સાચી જીવનસખી પોતાનાં (દૈવી સંપત્તિ, સુદશા, સફળતા ઇત્યાદિ) અનેક દાસદાસીઓ સહિત પ્રાપ્ત થઇ તમને સદાને માટે પરમ સુખી કરે.

આ પ્રમાણે જે મહાન ઋષિમુનિઓએ જ્ઞાન અને પુરુષાર્થનો મહિમા સારામાં સારી રીતે સમજાવેલો છે અને જે પ્રજાએ એ મહિમા-ને જગતમાંની કોઇ પણ પ્રજા કરતાં વધારેમાં વધારે સમય સુધી તથા વધારેમાં વધારે પ્રમાણમાં પોતાના જીવનમાં ઉતારીને હજારો વર્ષ

સુધી જાહોજલાલી ભોગવી હતી; તેમનાંજ સંતાનો એ જ્ઞાનને, તેના મહત્ત્વને અને અનુસરણને ભૂલી બેસવાથી અનેક સૈકાથી દુઃખદારિદ્રમાં ડૂબી રહ્યાં છે ! એ મહિમાને ભૂલવાથીજ આજે જ્યાં ને ત્યાં એવી માન્યતા ઘર કરી બેઠી છે કે, દરેક માણસનું ઈશ્વરે પળે પળનું ક્રિયમાણ નક્કી કરી દીધું છે અને તેના હુકમ વગર પાંદડું સરખુંયે હાલી શકતું નથી ! તેઓ એટલું પણ વિચારવાને શક્તિમાન નથી કે, જો એમજ હોય તો પછી "અમુક કરવા યોગ્ય છે અને અમુક કરવા યોગ્ય નથી" એવા વિધિનિષેધો અને તેનાં સારાં નરસાં ફળ માણસજાતની ઉપર શા માટે લાગુ થાય ?

આવી સ્થિતિમાં કુદરતના અતિ ઉપકારક નિયમોને સમજાવી તેનું પાલન કરવાની પ્રેરણા કરવાવાળાં પુસ્તકોની ઉપકારકતા સ્પષ્ટજ છે.

ઘરમાં દેવતા કે દીવાસળી ન હોય તો પાડોશીના દીવાથી પોતાના ઘરનો દીવો પ્રકટાવી પોતાના ઘરમાં અજવાળું કરવામાં આવે છે; તેમ જે કોઈ દેશ અને ભાષામાં એવાં ઉપકારક પુસ્તકો હોય તેને ભાષાંતરરૂપે આપણાં બનાવી લઈને તેના જ્ઞાનપ્રકાશનો લાભ જનસમાજને અપાવો જોઈએ.

આ પુસ્તક મુખ્ય કરીને લૌકિક ઉન્નતિના ઉદ્દેશથી તેના મૂળલેખકે લખેલું છે; છતાં આધ્યાત્મિક ઉન્નતિના માર્ગમાં પણ તે ઓછું ઉપયોગી નથી. નીતિ, આરોગ્ય, પુરુષાર્થ, એકનિષ્ઠતા વગેરે બાબતો જેટલી લૌકિક ઉન્નતિમાં ઉપયોગની છે તેટલીજ તે આધ્યાત્મિક ઉન્નતિમાં પણ ઉપયોગની છે—**नाऽयमात्मा बलहीनेन लभ्यः ।**

આવાં પુસ્તકોની વિશેષ ઉપકારકતા આપણા સામાન્ય જનવર્ગના હાલના અધિકારને લીધે પણ છે. આપણો સર્વસામાન્ય જનસમાજ અત્યારે કાંઇ જિજ્ઞાસુની દશામાં નથી કે જેથી તેમને માટે **ब्रह्म सत्यं जगन्मिथ्या**નાં પુસ્તકો ઉપકારક થાય. અધિકાર વિના અપાતી વસ્તુ ઘણી વાર નુકસાનજ કરે છે. ત્રિદોષમાંથી બચવા છતાં હજી જેનો જ્વર સમૂળગો ન ગયો હોય અને જે હજી ખાટલાવશજ હોય તેને તો કાંજીજ ખાવા અપાય. તાવ જઈને હરફર કરવાને જે શક્તિમાન થયો હોય તેનેજ શક્તિ અને પુષ્ટિદાયક થઇ પડે એવો શેરશેર ઘીનો શીરો જો એ ખાટલે પડેલાને અપાય તો તે પાછો તેને ત્રિદોષમાં નાખી પ્રાણ લેનારજ થઇ પડે.

દેશમાં અત્યારે ભૂખ, દુઃખ, આલસ્યાદિ અવગુણરૂપે પામરતાજ મોટે ભાગે પ્રવર્તી રહી છે. અનેક વેદાંતીઓ, ઉપદેશકો, ત્યાગીઓ, બ્રાહ્મણો, આગેવાનો અને આચાર્યો પણ જ્યાં સ્વાર્થ, લોભ અને આડંબરોના મોહમાં અજ્ઞ મનુષ્યો કરતાં પણ આગળ વધી ગયા હોય; અધિકારના અભાવે વેદાંતના ઉમદા સિદ્ધાંતો પણ જે સમયે અંતર્મુખતા અને જીવનમુક્તિ સાધવાને બદલે બહિર્મુખતા અને

વિષયાસક્તિના સાધન તથા બચાવરૂપે વધારે વપરાતા હોય; એવા સંયોગોમાં દેશનાં સર્વસામાન્ય મનુષ્યો પણ મોટે ભાગે ધર્મનીતિથી દૂર રહીને હલકા સ્વાર્થમાં, દુઃખદારિદ્રમાં અને આળસ, કુસંપ, દ્વેષ, ખુશામત વગેરે પામરતામાં ડૂબી રહેલાં હોય એમાં નવાઇ શી ?

આવી સ્થિતિમાં સામાન્ય જનવર્ગ માટેના ગ્રંથો અને ઉપદેશો આધ્યાત્મિક વેદાંતના નહિ, પણ વ્યાવહારિક વેદાંતના એટલે કે તેમને પામરપણામાંથી વિષયીપણામાં લઈ જનારા; તેમને તેમના દુઃખદારિદ્રનો ખ્યાલ આપી નીતિ અને રોટી ભેગા કરાવે તેવા; અને સંપત્તિવાળાઓને સ્વસંપત્તિનો દીનહીનોના હક્કમાં સદુપયોગ કરવાનું સુઝાડીને તેમનાં હૃદયને પવિત્ર, ઉદાર તથા મોક્ષને પાત્ર બનાવનારા ગ્રંથોજ ઉપકારક હોઈ શકે.

એક આળસુ ગામડિયાને **વસુધૈવ કુટુંબકમ્**નો સિદ્ધાંત સમજાવવાથી તે દુનિયાને માટે વધારે કામ કરતો થવાને બદલે ઉલટો તે જે કાંઇ થોડી ઘણી મહેનત મજૂરી કરતો હશે તે પણ મૂકી દેશે; અને વસુધારૂપી કુટુંબમાંના પૈસાદાર ભાઇઓના પૈસા વડે જીવવાનો વિચાર કરીને ઉલટો વધારે આળસુ બની જશે. કદાચ એથી કરીને તે તીર્થવાસી કે ભેખભગવાનની સંખ્યામાં પણ એકનો ઉમેરો સદાને માટે કરી બેસશે ! એવા માણસને તો તેનાં સ્ત્રી અને બાળકોનાં દુઃખદારિદ્રનું ભાન કરાવીને પેટપાળુને બદલે કુટુંબપાળુ થવાનો ઉપદેશ મળે તોજ તે કર્તવ્યપરાયણ બની શકે. એજ પ્રમાણે કુટુંબપાળુ ધનવાનો અને વિદ્વાનોને માટે દેશસેવાનો; અને દેશપાળુને માટેજ **વસુધૈવ કુટુંબકમ્**નો ઉપદેશ ઉન્નતિકારક નીવડી શકે. સસ્તા સાહિત્ય તરફથી નીકળતાં વેદાંતપ્રાધાન્ય પ્રાચીન પુસ્તકો એટલાજ માટે વાર્ષિક માળાનાં રૂપમાં ન નીકળતાં છુટાં છુટાં નીકળે છે, કે જેથી તેનો ખાસ ઇચ્છુકજ તે લઇ શકે અને વાર્ષિક ગ્રાહક તરીકે ફરજિયાત કોઇને તે લેવાં પડે નહિ.

આ પ્રમાણે સર્વસામાન્ય ભારતવાસીઓને માટે અત્યારે પેટપાળુમાંથી કુટુંબપાળક અને કુટુંબપાળકમાંથી દેશસેવક બનવાને ઉપદેશનારૂં વ્યાવહારિક વેદાંતજ તેમના અધિકારને બંધબેસતું છે. તેઓ પામરતામાંથી વિષયી બને; અવગુણ–આળસમાંથી નીતિમાન અને પુરુષાર્થી બને; ભૂખ્યાને બદલે ધરાયેલા બને; સ્વાર્થીને બદલે દેશાર્થી બને; દ્વેષીને બદલે પ્રેમી બને; મુરદાલ કુરકુરિયાં પેદા કરવાને બદલે મજબૂત મનુષ્યો પેદા કરે; ક્ષુદ્રત્વ–દાસત્વ છોડી સ્વાતંત્ર્ય પ્રાપ્ત કરે; એજ અત્યારે તેમનો સ્વધર્મ છે–એજ અત્યારે તેમનું સ્વકર્મ છે–એમાંજ ભારતવાસી વ્યક્તિઓની અને પ્રજાની સાચી ઉન્નતિ અને સુખસ્વાતંત્ર્ય રહેલાં છે.

“ઇશ્વરે નીમ્યું હશે તેજ થશે” એવી અવળી સમજણે

ચઢી જઇને પોતાના અજ્ઞાન, આલસ્યાદિ અવગુણોને લીધે દુર્દશામાં ડૂબી રહેલા મનુષ્યોને માટે તેમજ સારી સ્થિતિ છતાં તેનો દુરૂપયોગ કરીને દુર્દશાને ભેટવાનો માર્ગ તૈયાર કરી રહેલા ધનિકો તથા સામાન્ય જનો માટે આ પ્રકારનાં પુસ્તકોની ઉપકારકતા જેટલી પણ કહીએ તેટલી ઓછી છે.

કુદરતના મુખ્ય ઉપકારક નિયમોના જ્ઞાન ઉપરાંત તેના પાલનની પ્રેરણાઓથી, રીતિઓથી અને માહિતીઓથી આ પુસ્તકનું પ્રત્યેક પ્રકરણ ભરપૂર છે; એટલુંજ નહિ પણ એ રસ્તે ચાલીને સુખસંપત્તિ પમાયાનાં સેંકડો ખરાં બનેલાં દષ્ટાંતો પણ તેના અનુભવી લેખકે તેમાં એવી તો સંક્ષેપ અને અસરકારક રીતે ગુંથેલાં છે કે જેથી કોઇ પણ સહૃદય વાચકને તેમાંથી આનંદ, ઉત્સાહ અને જ્ઞાનચારિત્ર્યની પ્રેરણા મળ્યા વિના રહે નહિ.

યુરોપ-અમેરિકામાં આ પ્રકારનાં હજારો પુસ્તકો નીકળી ચૂક્યાં છે અને હજી પણ નવાં નવાં નીકળતાંજ ચાલે છે.

એવાં ખાસ ઉપકારકારક પુસ્તકો પૈકી "દુ:ખમાં વિદ્યાભ્યાસ," "પ્રભુમય જીવન," "સામાજિક સેવાના સન્માર્ગ" વગેરે વિવિધ ગ્રંથમાળાદ્વારા અગાઉ નીકળી ચૂક્યાં છે. ગયા વર્ષમાં બહાર પડેલું "આગળ ધસો" પણ એજ પ્રકારનું છે.

વિદેશી પુસ્તકમાં દષ્ટાંતો પણ તે તરફનાં હોય એ સ્વાભાવિક છે. પરંતુ ગુણ અવગુણની બાબતમાં "મારૂં તારૂં" નહિ કરતાં "સારૂં તે મારૂં" એજ દષ્ટિ ઉચિત છે; કે જે દષ્ટિથી હાલના જાપાને તેમજ અન્ય દેશોએ આવા ઉપયોગી ગ્રંથોને આદરપૂર્વક પોતાના દેશમાં અને ભાષામાં ખાસ સ્થાન આપ્યું છે.

આપણે પણ એ પ્રમાણે કરીને એવો લાભ આપણા દેશને વધુ અને વહેલો મળે તેમ કરવું જોઇએ. તેની સાથે સાથે આપણા દેશમાં બનેલા તેમજ બનતા અસામાન્ય દાખલાઓનો સંગ્રહ આપણા ઋષિ-મુનિઓના પરમ પુનિત આદેશોના ભેગો સુચારિત્ર્યસંપન્ન પ્રતિભાશાળી લેખકોને હાથે ગુંથાઇને તેનો પણ જેમ વધારે પ્રચાર થાય તેમ કરવું જોઇએ. ભારતની વર્તમાન જાગૃતિ તેના વિદ્વાનો, ધનવાનો અને અગ્રેસરોને એ દિશા તરફ વધુ ને વધુ વાળો.

આપણા લોકનાયકોએ અને કુટુંબી વડીલોએ આવાં પુસ્તકો વિદ્યાર્થીઓના તેમજ પોતાનાં સંતાનોના હાથમાં મૂકવા ઉપરાંત સારા માઠા અવસરે પોતાના પડોશીઓમાં, જ્ઞાતિબંધુઓમાં અને મહેમાનોમાં ભેટ દાખલ વહેંચવાં જોઇએ. પોતાનાં નાનાં બાળકોની આગળ પણ આવાં પુસ્તકોમાંનાં દષ્ટાંતો તથા વચનો માબાપોએ પ્રસંગોપાત કહેતા રહીને તેમનામાં પ્રથમથીજ ઉચ્ચ આદર્શનાં બીજ વાવવાં જોઇએ. કેમકે માણસ જો બચપણથીજ કુદરતના મુખ્ય

નિયમો યથાવત્ સમજી લે છે તો તે હલકા સહવાસ અને અવગુણ વગેરેથી બચી જઇ ઉચ્ચ આદર્શવાળો, નીતિમાન, ઉત્સાહી, આત્મશ્રદ્ધાવાળો, એકનિષ્ઠ અને પ્રયત્નશીલ થઇ પરિણામે યથેચ્છ સુદશા પ્રાપ્ત કરે છે.

અગાઉ બહાર પડી લોકપ્રિય થયેલા "આગળ ધસો"નાજ મૂળ લેખકના એક બીજા ઉપયોગી પુસ્તક "આર્કિટેક્ટસ ઑફ ફેઈટ" નું આ ભાષાંતર છે.

ભાઇ પરમાર પાસે આ પુસ્તકનું ભાષાંતર પાંચેક વર્ષ અગાઉ તૈયાર કરાવી રાખ્યું હતું. છાપવા આપવા અગાઉ એમાં સરળતા તથા સ્પષ્ટતા લાવવા યથાશક્ય યત્ન કરવા સાથે કોઇ કોઈ સ્થળે યથામતિ વધઘટ કરવાની તથા ટિપ્પણ આપવાની અને એક પ્રકરણમાં યોગવાસિષ્ઠના કેટલાક પ્રસંગાનુરૂપ શ્લોકો આપવાની છૂટ લીધી છે.

× × × ×

શ્રીમાન ઓ. સ્વે. માર્ડન સાહેબે આ સંસ્થાને પોતાનાં સર્વ પુસ્તકોનાં ભાષાંતર પ્રસિદ્ધ કરવાની પરવાનગી આપી છે તેને માટે આ સ્થળે તેમનો અંતઃકરણપૂર્વક આભાર માનવામાં આવે છે.

× × × ×

સં. ૧૯૭૬: દીપોત્સવી<br>નવેમ્બરઃ સન ૧૯૨૦ } ભિક્ષુ-અખંડાનંદ

# આ બીજી આવૃત્તિ વિષે

આની પહેલી આવૃત્તિ વિવિધ ગ્રંથમાળા દ્વારા અંક ૧૧૨થી૧૧૭ (૧૯૭૬) તરીકે સં. ૧૯૭૭માં નીકળ્યા પછી કેટલાંક વર્ષથી આ પુસ્તક મળતું નહિ અને માગણી થયા કરતી તેથી આ બીજી આવૃત્તિ નીકળે છે. ભાષા વગેરેમાં આગલી આવૃત્તિ કરતાં સરળતા અને સ્પષ્ટતા લાવવા યથાશક્ય યત્ન કર્યો છે. આ પુસ્તક થોડા માસ સુધી છાપ્યા કરતાં અરધી કિંમતે એટલે કે પાકા પૂંઠા સાથે અમદાવાદમાં બાર આને અને મુંબઇમાં ચૌદ આને આપવા ગોઠવણ રાખી છે.

બીજો અષાઢ-સં. ૧૯૮૭ ભિક્ષુ-અખંડાનંદ

# મૂળ લેખકની પ્રસ્તાવના

ચારિત્ર્યગઠન અને ઉમદા સફળતા માટે પ્રેરણા કરવી એ આ ગ્રંથનો મૂળ હેતુ છે. કાંઇ પણ નિશ્ચિત લક્ષ્ય વિના આમ તેમ ગોથાં ખાતા તરુણોને પ્રમાણિક પરિશ્રમ કરવાને ઉત્તેજવા; વિજય માટેની લડતમાં જે નિરાશ થયા હોય તેમનામાં દબાઈ રહેલી મહત્ત્વાકાંક્ષા જગાડવી; મિત્ર કે મૂઠીની જરા પણ સહાય વિના ફક્ત નિશ્ચયબળથીજ જગતમાં આગળ વધવાને પોતાનો માર્ગ રચતા હોય તેઓમાં હિંમત અને વધુ ઉચ્ચ આશાયો પ્રેરી તેમને પ્રોત્સાહિત કરવા; એ આ ગ્રંથનો ઉદ્દેશ છે.

ઉચ્ચ ભાવનાઓ અને નવજીવનમય રક્ત જેમની રગોમાં વહેતું હોય છે એવા નવયુવકોને માટે, મહાન કાર્યો સફળતાથી પાર પાડનારાં સ્ત્રીપુરુષોનાં દૃષ્ટાંતો જેવું બીજું કાંઇ પણ ચિત્તાકર્ષક અને પ્રોત્સાહક થઇ શકતું નથી. જો કે દૃષ્ટાંતો આપવાની આ રીત માનવજાતિની શરૂઆત જેટલી જૂની અને રૂઢ થયેલી છે; તો પણ તે કોઇ પણ કલ્પિત કે ઉપજાવી કાઢેલી કથા–વાર્તા કરતાં તરુણ પુરુષને હમેશાં નવીન અને રસમયજ લાગે છે. દરેક યુવક ચૈતન્યભર્યું–વધુ ને વધુ ચૈતન્યમય–જીવન ગાળવાની આકાંક્ષા રાખે છે. આધુનિક શુષ્ક શિક્ષણના દબાણથી દબાયેલા તરુણો ઉપર, બોધપ્રદ લખાણ ગમે તેટલું ઉત્તમ હોય તો પણ જો તે શુષ્ક હોય તો અસર કરતું નથી. મુશ્કેલીઓની વચ્ચે મેળવેલી સફળતાની રસમય વાતો; અપ્રસિદ્ધાવસ્થામાં કરેલા પ્રારંભ અને અંતે ફરકાવેલી વિજયધ્વજાની વાતો; મહાન પુરુષોની કારકીર્દિનો પ્રારંભ, તેમના પ્રસંગો, તંગી અને દુ:ખની વચ્ચે દીર્ઘકાળપર્યંત તેમણે ધારણ કરેલું ધૈર્ય; તેમણે જીતી લીધેલાં વિઘ્નો અને તેમના અંતિમ વિજયની વાતો; સાધારણ પ્રસંગોને પકડી લઇને તેમને મહાન બનાવી દેનારા માણસોનાં ઉદાહરણો; અજેય ઇચ્છાશક્તિ અને અડગ ઉદ્દેશના યોગથી વિજય પ્રાપ્ત કરનાર માણસોનાં દૃષ્ટાંતો; આ સર્વ મહત્ત્વાકાંક્ષી તરુણોને સૌથી વિશેષ પ્રોત્સાહિત કરે છે.

આ ગ્રંથ એવો બોધ આપે છે કે, જેનામાં તકને ગ્રહણ કરી લઇ સ્વપરિશ્રમથી પોતાનો રોટલો રળવાની શક્તિ હોય એવા પ્રત્યેક તરુણને નિર્વાહનાં સાધનો અને સફળતા અવશ્ય પ્રાપ્ત થાય છે. હજુ સુધી આ જગતમાં એવી કોઇ અડચણ નથી રચાઈ કે જે મહત્ત્વાકાંક્ષી અને શક્તિમાન પુરુષોને "બસ બહુ થયું; હવે આગળ જશો નહિ" એમ કહી શકે. સૌથી વિશેષ પ્રતિકૂળ સંયોગો પણ જ્ઞાનપિપાસુઓને અને પોતાનો વિકાસ કરવાની ઇચ્છા રાખનારાઓને દાબી

દઇ શકતા નથી. ગરીબાઇ, દરિદ્ર કુટુંબમાં થયેલો જન્મ અને અવયવો અથવા દૃષ્ટિનો નાશ પણ શક્તિમાન પુરુષોની પ્રગતિને અટકાવવાને શક્તિમાન થયાં નથી. અને જે મહાપુરુષોએ જંગલી દશાને સંસ્કૃતિમાં ફેરવી નાખી છે તથા જનસમાજમાં અસામાન્ય પ્રભુતા પ્રાપ્ત કરી છે તેમનાં પારણાં ગરીબાઇએ ઝૂલાવ્યાં છે.

આ ગ્રંથ દર્શાવી આપે છે કે, એક અચલ લક્ષ્ય ધરાવનાર માણસજ વિઘ્નોની વચ્ચેથી પોતાનો માર્ગ કાપી કાઢે છે અને મોખરે જઇને ઉભો રહે છે. આ વિદ્યુતના યુગમાં પ્રત્યેક વસ્તુએ કાં તો કોઇ વસ્તુને ધક્કો મારીને આગળ વધવું જોઇએ કે કાં તો કોઇ વસ્તુનો ધક્કો ખાઇને પાછળ પડવું જોઇએ અને એટલા માટે સફળતા પ્રાપ્ત કરવાની ઇચ્છા રાખનારે દૃઢતાપૂર્વક પોતાનું સ્થાન સાચવી સખ્ત પરિશ્રમ કરી આગળ ધસવુંજ જોઇએ. દુર્બળ અને ચંચળ ચિત્તના માણસને જે વસ્તુઓ વિઘ્નરૂપ અને અપયશ અપાવનારી થઇ પડે છે તે વસ્તુઓ સશક્ત અને નિશ્ચયવાન મનુષ્યને ઉંચે ચઢવાના પગથિયારૂપ અને યશદાતા થાય છે.

આ પુસ્તક એવો બોધ આપે છે કે, સત્કાર્યનું પ્રત્યેક બીજ અંતે વિકાસ અને ફળને પ્રાપ્ત થાય છે અને સત્કાર્યની પાછળ સફળતા ચાલી આવે છે. ગ્રંથકર્તાએ તરુણોની મહત્ત્વાકાંક્ષાના ઉચ્ચતર તંતુઓને સ્પર્શ કરવાનો અને તેમને ઉચ્ચ આદર્શો તરફ દોરવાનો પ્રયત્ન કર્યો છે. વળી તેમને એવી ચેતવણી આપવાનો પ્રયત્ન કર્યો છે કે, ધંધારોજગારમાં માત્ર નિર્વાહનાં સાધનો અથવા દ્રવ્યની પ્રાપ્તિ કરતાં કંઇક ઉચ્ચતર વસ્તુ રહેલી છે; એક મનુષ્ય કરોડો રૂપિયા પેદા કરે તો પણ તેનું જીવન અફળ હોઇ શકે છે; હૃદય કરતાં હાથ કદી પણ ઉંચે જઇ શકતો નથી; અને આ પૈસાની ઉપાસનાના યુગમાં હલકા ડહાપણ અને ચતુરાઇના જે મંત્રો પ્રતિદિવસ ફુંકાઇ રહ્યા છે તે તેમના પર ફાવી જઇને તેમની ઉચ્ચતર જીવનની ઇચ્છાઓનું દમન કરી ન દે.

આ પુસ્તકની રચનામાં સત્ય, મુદ્દો અને હેતુ ધરાવનારાં પ્રત્યક્ષ પ્રમાણો આપીને આજ્ઞાને બદલે સૂચના કરવાનોજ ઉદ્દેશ લેખકે અધિકાંશે રાખ્યો છે અને તેની શૈલી સુંદર કરતાં વ્યાવહારિક વિશેષ છે; અલંકારી કરતાં સહાયભૂત વિશેષ છે અને અપૂર્વ કરતાં સમયોચિત વિશેષ છે.

**ઓરિસન સ્વેટ માર્ડન**

# ગીતાજીનો ઉપયોગ અને લાભ

ખરેખર ગીતાના જેવો દિવ્ય સંદેશ પહોંચાડનારો ગ્રંથ આજસુધી બીજો નથીજ રચાયો. ગીતાના સંબંધમાં માનવજાતિએ એટલી બધી આલોચના-પ્રત્યાલોચના કરી છે કે જેટલી આજસુધી બીજા કોઇ પણ ગ્રંથની થઇ નથી. ગીતાના કેવળ અંતરંગ રૂપ ઉપરજ એટલું બધું લખાયું છે કે જો તે બધાનો સંગ્રહ કરવામાં આવે તો મહાભારત જેવડા કેટલાય ગ્રંથ ભરાઇ જાય.

ગીતાના **કાવ્યમાધુર્ય** ઉપર કવિ વિમુગ્ધ થાય છે તો ગીતાના **સાર્વભૌમ નીતિશાસ્ત્ર** ઉપર નીતિજ્ઞ ગળગળો થઇ જાય છે. ગીતાના **નિષ્કામ કર્મયોગ** ઉપર કર્મયોગી આફરીન થાય છે અને ગીતાની **વીર વાણી** ઉપર દૃઢપ્રતિજ્ઞ માનવી આસક્ત થાય છે. કોઇ ગીતાને **જ્ઞાનનો સાગર** કહે છે તો કોઇ તેને **ઉપનિષદોનું હૃદય** કહે છે. કોઇ એને **કર્મયોગશાસ્ત્ર** કહે છે તો કોઇ **ભક્તિસૂત્ર** કહે છે. વાસ્તવમાં ગીતા એ નટવર **શ્રીકૃષ્ણચંદ્રની** એક એવી **અલૌકિક ઝોળી** છે અને એવું **સ્વર્ગનું કલ્પવૃક્ષ** છે કે જેના વડે માનવી જે કંઈ જોઇએ તે મેળવી શકે છે. જો એમ ન હોત તો ગીતામાંથી લોકોની ભિન્ન ભિન્ન રુચિ અનુસાર કર્મયોગ, ભક્તિયોગ, જ્ઞાનયોગ, પ્રવૃત્તિ, નિવૃત્તિ વગેરે ચિત્રવિચિત્ર ફળો કયાંથી નીકળી શકત ?

એક દિવસે રોમન જાતિનું નામ સાંભળતાં યુરોપની જાતિઓ બીજાયલી બિલ્લીની પેઠે ધ્રૂજતી હતી. એક સમયે બેબીલોનિયનોના ડરથી યુરોપીયનો થરથર કંપતા હતા. એક જમાનામાં યુરોપ, એશિયા અને આફ્રિકામાં ઇજીપ્શિયનોનો દમામ ચાલતો હતો અને એક કાળમાં ગ્રીકોની ધાક સમસ્ત યુરોપમાં ફેલાઇ ગઈ હતી; પરંતુ એ બધી જોરાવર જાતિઓ કાળરૂપી સમુદ્રમાં કયાંની કયાંય વિલીન થઇ ગઇ અને આ હિંદુજાતિ-કે જે કાસ્પિયન, ગ્રીસ, બલ્ક, હિરાત અને ત્રિવિષ્ટપ(તિબેટ)માંની આગલી જાતિઓથી ઘણા કાળ પહેલાં ધર્મક્ષેત્ર કુરુક્ષેત્રમાં સુરસ શ્રુતિમંત્રોની લહરિમાં અવગાહન કરતી હતી તે-આજપર્યંત ટકી રહી છે એનું શું કારણ ? અમારા અભિપ્રાય પ્રમાણે એનું જબરદસ્ત કારણ તેનું સર્વોત્તમ સાહિત્ય (અને તેનો પ્રચાર તથા પાલન) છે. વળી આ વાત પણ સત્ય છે કે, એ મહાન સાહિત્યનું મંથન કરીને-તેનું હૃદય ગીતામાં યોગેશ્વર શ્રીકૃષ્ણચંદ્રે એવી અજબ અને સુંદર રીતે ગોઠવી દીધું છે કે એના જેવો હિંદુજાતિની પ્રતિષ્ઠા અને મહત્તાનો સર્વત્ર પ્રચાર કરનારો બીજો એક પણ ગ્રંથ સમગ્ર સંસારમાં નથી.

આજે હિંદુજાતિ ગુલામ છે, દરીદ્ર છે, છિન્નભિન્ન છે અને

ધૂર્ત જાતિઓ તો તેને "કપિલા ગાય" જેવી ભલી અને ભોળી માને છે; પરંતુ જ્યારે એ કપિલા ગાય–એ હિંદુજાતિ–ગીતાની અભય વાણી તરફ કાન માંડે છે ત્યારે તેઓ એને ભૂખ્યા વાઘ જેવી ભયંકર જુએ છે અને તેમનાં એકે એક ગાત્ર ઢીલાં ઢબ થઇ જાય છે! જ્યારે એ જાતિઓ જુએ છે કે, એ ગરવી ગીતાના અનુવાદ ફૈઝીએ ફારસીમાં, અબુ સુલેહે અરબીમાં, સ્લેગને લેટિનમાં, ડિમિટ્રિયસે ગ્રીકમાં, બર્નુફે ફ્રેન્ચમાં, લોરિંજરે જર્મનમાં, સ્તાનિસલસ ગેટીએ ઇટાલિમાં અને ટૉમ્સન, આર્નોલ્ડ, ડેવિસ, બીસેન્ટ તથા ચાર્લ્સ વિલ્કિન્સને અંગ્રેજી ભાષામાં કરીને ઘણી ખરી નીતિશૂન્ય જાતિઓમાં આ સદાચારશાસ્ત્રનો પ્રકાશ ફેલાવવા પ્રયત્ન કર્યો છે; ત્યારે એ પ્રજાઓ શરમાઇ જઇને હિંદુજાતિને મસ્તક નમાવે છે અને તેને આદિગુરુ, આદિસભ્ય, આદિવીર, આદિનીતિજ્ઞ અને આદિશાસક તરીકે માને છે. ચાર્લ્સ વિલ્કિન્સનના ગીતાના અનુવાદની ભૂમિકા એ સમયના હિંદના વાઇસરૉય વૉરન હેસ્ટિંગ્સ સાહેબે લખી છે તેમાં તેમણે મુક્તકંઠે સ્વીકાર્યું છે કે "કોઈ પણ **જાતિને ઉન્નતિના શિખરે ચઢાવવામાં ગીતાનો ઉપદેશ અદ્વિતીય છે."** અમેરિકાનો સર્વશ્રેષ્ઠ સાહિત્યકાર એમર્સન તો ગીતાના પુસ્તકને પોતાની દૃષ્ટિ સામેજ રાખતો. કેમકે ગીતાને તે **સમગ્ર વિશ્વના સાહિત્યમાં સર્વોત્તમ ગ્રંથ**, માનવના **ચિંતનની સર્વશ્રેષ્ઠ સામગ્રી** તથા **અનુભવની સૌથી મહાન સંપત્તિ** માનતો હતો. જ્યારે તે ગીતાનો **"सर्वभूतेषु चात्मानं सर्वभूतानि चात्मनि"** એ શ્લોક વાંચતો ત્યારે તેનું આખું શરીર પુલકિત થઈ જતું; તેનું હૃદય નાચી ઉઠતું અને તે કલાકોના કલાકો સુધી આનંદાશ્રુ વહાવતો! તે પોતાના ગીતા પુસ્તકને **ઇષ્ટની મૂર્તિ**સમાન ગણતો અને તે પુસ્તક હજીસુધી ન્યુયૉર્કની એક લાયબ્રેરીમાં સુરક્ષિત છે. ચીની ભાષામાં ગીતાનો અનુવાદ કરનાર ચીનો માણસ તો શ્રીકૃષ્ણના જ્ઞાન ઉપર એટલો બધો મુગ્ધ હતો કે તે દરરોજ તેનું વાચનમનન કરીને ત્રણ ચાર વાર પ્રેમરુદન કરતો હતો! ચીનાઓએ તો એનું નામજ 'કિપનજી' (કૃષ્ણજી) પાડી દીધું હતું અને હજી પણ ત્યાં તે એજ નામથી ઓળખાતો હોઇ તેનું અસલ નામ લુપ્ત થઇ ગયું છે!

બાલી અને જાવા બેટમાં ગીતાના કેટલાયે ગદ્યપદ્ય અનુવાદ છે અને ફિલ્મોમાં ગીતાનાં બધાં દૃશ્યો દેખાડવામાં આવે છે. આ વિશાળ ભારતમાં તો વેદો કરતાં પણ ગીતાની પ્રતિષ્ઠા વધારે છે.

આપણે ત્યાંની તો વાતજ જુદી છે. અહીં તો જેણે ગીતા ઉપર કંઇ પણ લખ્યું ન હોય તે સમર્થ આચાર્યજ ગણાતો નથી. કેમકે તેમનો કોઇ પણ મત કે સિદ્ધાંત એવો હોતો નથી, કે જેનું તેમણે ગીતાથી સમર્થન ના કર્યું હોય. એજ કારણથી અદ્વૈતવાદી

શંકરાચાર્ય, વિશિષ્ટાદ્વૈતવાદી રામાનુજાચાર્ય, વિશુદ્ધાદ્વૈતવાદી વલ્લભાચાર્ય, દ્વૈતવાદી મધ્વાચાર્ય અને દ્વૈતાદ્વૈતવાદી નિમ્બાર્કાચાર્ય વગેરેએ અને તેમના અનુયાયીઓએ ગીતા ઉપર એટલાં ભાષ્યો, વ્યાખ્યાઓ, વૃત્તિઓ, વિવૃત્તિઓ, ટીકાઓ, ટિપ્પણીઓ, આલોચનો, રહસ્યો અને વિવરણો સંસ્કૃતમાં લખ્યાં છે કે એ બધું જો કોઇ વાંચવા માગે, તો તેની પાછળ માણસને બે–ચાર જન્મ તો ગાળવા જ પડે! આ સાંપ્રદાયિક વિવેચનો ઉપરાંત ગીતા ઉપર સેંકડો સ્વતંત્ર વ્યાખ્યાગ્રંથો પણ સંસ્કૃતમાં લખાયા છે. ભારતની પ્રાકૃત ભાષાઓમાં પણ શ્લોકાનુવાદ, ભાવાનુવાદ, છાયાનુવાદ, આલોચના, અંતરંગ વિવરણ અને બહિરંગ સમાલોચનાના અગણિત ગ્રંથો નીકળ્યા છે. એમાં લોકમાન્ય તિલક, હીરેન્દ્રનાથ દત્ત અને અરવિંદ ઘોષના ગ્રંથો સર્વોત્તમ ગણાય છે.

તુલસીકૃત રામાયણ સિવાય ભારતવર્ષની કોઈ પણ ભાષામાં એવો કોઈ પણ ગ્રંથ નથી કે જેનો ગીતાના જેટલો પ્રચાર હોય. પ્રત્યેક ધર્મપ્રેમી હિંદુ તેનો નિત્યપાઠ કરે છે. મરણ વખતે પણ ગીતોપદેશ સંભળાવવાની અત્યંત પ્રાચીન પરિપાટી આપણે ત્યાં છે. વધારે તો શું, ભારતના જડ ચેતન સર્વમાં ગીતોપદેશના સંસ્કારો ભર્યા પડયા છે. અલબત્ત તે અવ્યક્ત છે, વ્યક્ત નથી; સૂઇ રહેલા છે, જાગ્રત નથી.

ગીતાના આ દિવ્ય કિંતુ અવ્યક્ત અને સૂઈ રહેલા ઉપદેશને વિકાસ અને જાગૃતિના નવીન સ્વાંગ સજાવવા એ હિંદુજાતિનું હાલનું પરમ આવશ્યક કર્તવ્ય છે. આપણે ગીતા માત્ર વાંચીએ છીએ, તેનો સદુપયોગ કરવાનું જાણતા નથી. આપણે "**निर्वैरः सर्व भूतेषु**" નો પાઠ કરીએ છીએ, પણ ઘરમાં તો વેરઝેરના દાવાનળ સળગી રહ્યા હોય છે! આપણે "**युध्यस्व विगतज्वरः**"નું રટણ કરીએ છીએ, પરંતુ ધર્મ અને જાતિની રક્ષાર્થે રણાંગણમાં કૂદી પડતાં ડરીએ છીએ! આપણે "**क्लैब्यं मा स्म गमः पार्थ**" નું પારાયણ કરીએ છીએ, પરંતુ મા–બહેનોની આબરૂ લૂંટાતી જોવા–જાણવા છતાં નપુંસકતા જ દર્શાવીએ છીએ! આપણે "**सुखिनः क्षत्रियाः पार्थ लभंते युद्धमीदृशम्**"નો દમ મારીએ છીએ, પણ દેશની સ્વાધીનતાના સંગ્રામમાં નાગી તલવારોની ધારો ઉપર નાચતાં ડરીએ છીએ! આપણે "**क्षुद्रं हृदयदौर्बल्यं त्यक्त्वोत्तिष्ठ परंतप**"ની બુલંદ ગર્જના કરીએ છીએ, પણ વ્યવહારમાં તો હીજડાઓની પેઠે માર જ ખાયા કરીએ છીએ! આપણે "**नैनं छिन्दन्ति शस्त्राणि नैनं दहति पावकः**" ની બડાઇ હાંક્યા કરીએ છીએ પણ ધર્માત્માઓના તનતોડ પરિશ્રમ છતાંયે આત્મબળ ખીલવીને સંસારને ચકિત કરી શકતા નથી!

ગીતાનો નિત્યપાઠ કરો, તેને સમજો અને તે પ્રમાણે આચરણ કરો. જો તમે એ પ્રમાણે કરો, જો ગીતાનો વ્યાવહારિક ઉપયોગ કરો, તો તો એનો એકાદ શ્લોક પણ તમારી નસોમાં ચેતના

જગવવાને પૂરતો છે. ગીતાનો એક એક શબ્દ અભયવાણીનો એક એક એવો અજબ નમુનો છે, કે જે અભય વાણીનો ભક્ત આદરી બેસે તો કૃતાંત કાળને પણ ધૂળભેગો કરી શકે તો પછી મનુષ્યોના તે શા હિસાબ? હકીકત આવી હોવાથી પ્રત્યેક દેશાભિમાનીએ આ અભય વાણીને પોતાના હૃદયપટ ઉપર સુવર્ણાક્ષરે લખી લેવી જોઇએ. હિંદુ સંગઠનના નિશામાં મસ્ત રહેનાર વ્યક્તિઓએ એવો પ્રખર પ્રયત્ન કરવો જોઇએ, કે જેથી પ્રત્યેક હિંદુગૃહમાં આ અભય વાણીનું-આ ગીતોપનિષદ્દનું રામનામની પેઠે રટણ થતું રહે. જેઓ સંસ્કૃતમાં ગીતા સમજી શકતા નથી તેઓ પોતાની માતૃભાષામાં વાંચે, અને જેઓ વાંચી જાણતા નથી તેઓ બીજાઓ પાસે વંચાવીને સાંભળે. આ રીતે જે દિવસે બધા હિંદુઓ ગીતાભક્ત થઇ તેનો વ્યાવહારિક ઉપયોગ કરીને (અથવા કરવા માટે) હિંદુજાતિ સમક્ષ જાગૃતિનો શંખનાદ ગજવશે; તે દિવસે આ ભૂમંડળમાં એવી કોઇ પણ જાતિ નહિ રહે કે જે આપણી સામે આંખ પણ ઉંચી કરી શકે! જે દિવસે આપણે ધર્મરક્ષણ અને દેશાભિમાનને ખાતર વીરવ્યાઘ્ર અર્જુનની પેઠે ત્રિલોકવિજયી ગાંડીવનો વિજયટંકાર કરીશું, તે દિવસે આ સંસારમાં એવી કયી પ્રબળ શક્તિ છે કે જે ઘુંટણીએ પડીને શિર નમાવે નહિ? ગીતાસિદ્ધાંતના પાયા ઉપર જે દિવસે આપણે સંગઠન કરી લઇશું, તે દિવસે વિશ્વની પ્રભુતામત્ત શક્તિઓ પણ ધ્રૂજી ઉઠશે અને ભયંકર કૃતાંત કાળ પણ કંપી ઉઠશે.

(કલકત્તાના "હિંદૂપંચ" ઉપરથી)

---

## मनहर छंद

मोह को मिटाती प्रकटाती आत्मबोध शुद्ध।
भीरुता भगाती युद्धवीरता जगाती है॥
क्षणमें छुडाती अकर्मण्यता से निष्क्रीय को।
कौन तू है, विश्व क्या है, तथ्य समझाती है॥
प्यारीयोगियोंकी औ वियोगियोंकीभोगियोंकी।
मरणोपरान्त मोक्षद्वार खिलाती है॥
जीवनमें विश्वविजयी का है पढाती पाठ।
शान्ति सुखदात्री एक गीता कहलाती है॥

(શ્રી. વિદ્યાભાસ્કર શુક્લ)

# શુદ્ધિપત્ર

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૬ | ૧૮ | પૂવે | પૂર્વે |
| ૨૭ | ૩ | રીતારવાજોના | રીતરિવાજોના |
| ૨૭ | ૩૨ | સાથી | સૌથી |
| ૨૮ | ૨૭ | રાખે છે અને | રાખે છે |
| ૫૬ | ૧૬ | બૃહસ્પતિ | બૃહસ્પતિ દેવોના |
| ૫૬ | ૧૬ | પુરુષાર્થથીજ દૈત્યોના ગુરુ | દૈત્યોના ગુરુ પુરુષાર્થથીજ |
| ૭૧ | ૧ | માગ | માર્ગ |
| ૧૩૬ | ૬–૭ | ઉપજેલો થએલો | ઉપજેલો |
| ૧૭૫ | ૧૯ | કામો પણ | કામો |
| ૧૭૬ | ૨૯ | કામન | કામને |
| ૧૭૭ | ૨૮–૨૯ | દશ્યોજમાંનુંજ | દશ્યોમાંનુંજ |
| ૧૯૦ | ૯ | ઓજારોનાં | ઓજારોનાં |
| ૧૯૨ | ૧૭ | આથિક | આર્થિક |
| ૨૦૦ | ૨ | કયું | કર્યું |
| ૨૦૭ | ૪ | ભાગ્યાળી | ભાગ્યશાળી |
| ૨૧૬ | ૧ | ૯ મું | ૧૦ મું |
| ૨૧૯ | ૧૪ | બઆતમાં | બાબતમાં |
| ૨૩૩ | ૨૬ | સાથી | સૌથી |
| ૨૩૪ | ૧૪ | અને અર્ધા | અર્ધા |
| ૨૪૬ | ૨૯ | ચારિત્ર્વાળા | ચારિત્ર્યવાળા |
| ૨૫૩ | ૮ | કામમમાં | કામમાં |
| ૨૭૦ | ૨૧ | સુરાક્ષત | સુરક્ષિત |
| ૨૭૪ | ૧૮ | ભરા | ભરી |
| ૨૯૩ | ૨૭ | સંપાત્ત | સંપત્તિ |
| ૩૧૪ | ૧૧ | આધક | અધિક |
| ૩૬૬ | ૩૫ | બીજજ | બીજીજ |
| ૩૬૭ | ૧૬ | પશ્ચત્તપ | પશ્ચાત્તાપ |
| ૩૬૭ | ૧૯ | અને થઇ | અને |
| ૩૭૫ | ૧૭ | ગોલ્ડસ્થિ | ગોલ્ડસ્મિથ |
| ૩૮૦ | ૭ | સાંદર્ય | સૌંદર્ય |
| ૩૮૨ | ૧૧ | ટૉન્ટ્રાકટ | કૉન્ટ્રાકટ |
| ૪૦૭ | ૧૯ | તો | તે |
| ૪૪૩ | ૩૧ | સામી | સાચી |
| ૪૪૮ | ૩૨ | મરી | મારી |

# अनुक्रमणिका

# ઉત્તમ ચરિત્રોના ફાયદા

## ( અનુભવીઓના ઉદ્‌ગાર )

"જીવનચરિત્ર એ એક પ્રકારનું દર્પણ છે. જેમ અરીસામાં મનુષ્ય પોતાની મુખાકૃતિમાં ખાંપણ જુએ છે, ત્યારે તે ખાંપણને કાઢી નાખવા અને કાંતિમાં વધારો કરવા પ્રયત્ન કરે છે; તેમ ચરિત્રરૂપી આરસી વડે પોતાના સ્વભાવમાં વળગેલાં ભૂષણદૂષણ–ગુણદોષ વગેરે તેના જોવામાં આવે છે અને તેમ થતાં દૂષણનો ક્ષય અને ભૂષણમાં વૃદ્ધિ કરવાને તે જાગ્રત થાય છે. વળી જે કામ ઉપદેશ અથવા બોધ કરવાથી નથી બનતું તે કામ જીવનચરિત્ર સહેલાઇથી પાર પાડી શકે છે. અતિશ્રમ લઇ વિદ્યા ભણો, દેશાટન કરો, સ્વદેશહિતેચ્છુ થાઓ, પ્રેમશૌર્ય દાખવો, એવા એવા ઉપદેશોથી જેવી અને જેટલી અસર થાય છે, તેના કરતાં એવા ગુણોથી અંકિત થએલાં અસામાન્ય માનવીઓનાં ચરિત્ર વાંચવા સમજવાથી ઘણી વધારે અસર થાય છે. અર્થાત્ તેના અંતઃકરણમાં તેની આબાદ અને ઊંડી છાપ પડે છે અને તેથી તે એવો દિવ્ય માનવી બનવાને ઉત્તેજિત થઇ આગળ વધે છે."

* * *

"ચરિત્રોના વાચનથી આપણું ચૈતન્ય સતેજ થાય છે; આપણી આશામાં જીવન આવે છે; આપણામાં નવું કૌવત હિંમત અને શ્રદ્ધા આવે છે; આપણે આપણા ઉપર તેમજ બીજાઓ ઉપર શ્રદ્ધા રાખીએ છીએ; આપણામાં મહત્ત્વાકાંક્ષા જાગે છે; આપણે રૂડાં કાર્યોમાં જોડાઇએ છીએ અને મોટાઓનાં કામોમાં તેમની સાથે જોડાઇ ભાગીદાર થવાને ઉત્તેજાઇએ છીએ. આ પ્રમાણે ઉત્તમ જીવનચરિત્રોના સહવાસમાં રહેવું, જીવવું અને તેમના દાખલાદષ્ટાંત જોઇને સ્ફૂર્તિમાન થવું, એ તે તે ઉત્તમ આત્માઓના સમાગમમાં આવવા બરાબર અને ઉત્તમ મંડળના સહવાસમાં રહેવા બરાબર છે."

* * *

"ઉત્તમ ચરિત્રો તેના વાચકને બતાવી આપે છે કે, એક સામાન્ય મનુષ્ય પણ પોતાનું જીવન કેટલી હદસુધી ઉત્તમ બનાવી શકે તથા કેવાં ઉચ્ચ કાર્ય કરી શકે અને જગતમાં કેટલી બધી સારી અસરો ફેલાવી શકે."

* * *

"મહાન સ્ત્રીપુરુષોનાં જીવનચરિત્રોનું ચિંતન કરાય છે ત્યારે આ વાત બરાબર સમજી શકાય છે કે મહત્તાનો દરવાજો સર્વને માટે ઉઘાડો છે."

* * *



# સારામાઠા પ્રસંગે લહાણી

ગરીબોને ગરીબાઇમાંથી ખેંચી કાઢવાની, દુઃખીઓનું દુઃખ ટાળવાની, બોજાવાળાનો બોજો ભુલાવવાની અને બિમારોને તેમનું દર્દ ભુલાવવાની સારા ગ્રંથોમાં જેવી શક્તિ છે તેવી બીજા કશામાં નથી. પણ દેશદશા એવી છે કે વાંચી જાણે તેવા પણ ઘણાખરાઓ ગ્રંથ પાછળ પૈસા ખરચી શકતા નથી. માટે તેઓમાં જ્ઞાન–ચારિત્ર-વર્ધક ચોપડી–ચોપાનિયાં વિના મૂલ્યે ફેલાવવાં એ પણ સમજુ દાતાઓની ફરજ છે.

પોતે જ્ઞાનસિદ્ધ થઇને બીજાઓને જ્ઞાન આપવું એ તો કોકથીજ બને; પરંતુ મહાન સિદ્ધાત્માઓના જ્ઞાન–ચારિત્રવર્ધક સદુપદેશો અને અસામાન્ય જીવનચરિત્રોનાં ઉમદા પુસ્તકો તો સર્વ કોઇ બીજાઓને આપી શકે.

કોઇ કોઇ ઉદારાત્મા આ રીતે પણ ધનનો કંઇક સદુપયોગ કરે છે; પરંતુ વર્તમાન દેશદશા જોતાં આ પ્રકાર સૌ કોઇએ સારી પેઠે ચાલુ કરી ઉમદા રૂઢિરૂપે બનાવી દેવો જોઇએ.

સારામાઠા પ્રસંગે બીજો ખર્ચ થોડો ઘટાડીને પણ સ્થૂળ ભોજન સાથે એ માનસિક ખોરાકની પત્રાવલિરૂપ ઉમદા પુસ્તકો પ્રત્યેક મહેમાન, પડોશી, કુટુંબી, મિત્ર, જ્ઞાતિબંધુ, ગામલોકો, વિદ્યાર્થીઓ વગેરેને ભેટ અપાય તો તે ગમે તેવાં મિષ્ટાન્ન કરતાં બહુ વધારે ઉપકારક થાય એ ખુલ્લું છે.

ઇચ્છા હોય તો "અમુક પ્રસંગ અથવા વ્યક્તિના સ્મારકનિમિત્ત અમુક તરફથી ભેટ" કે એવું કાંઇ મુખપૃષ્ઠ પર છપાવીને, રબરસ્ટાંપથી છાપીને કિંવા હાથે લખીને પણ આપી શકાય, કે જેથી જનસેવા થવા સાથે તે પ્રસંગ અને વ્યક્તિના સ્મારકનો હેતુ પણ પાર પડે.

માટે આ સંસ્થાનાં અને બીજાં ઠીક લાગે તે તે ખાસ ઉપકારક પુસ્તકો પોતાને ત્યાં આવતા નાનામોટા પ્રસંગે વહેંચીને ધનના સદુપયોગ સાથે જ્ઞાનચારિત્ર જેવી ઉત્તમ વસ્તુના પ્રચારનું શ્રેય દરેક સમજુએ મેળવવું ઘટે છે.

છૂટથી ખર્ચ કરવા ઇચ્છનાર સજ્જન ધારે તો કોઇ ઉપકારક પુસ્તકની ખાસ આવૃત્તિ છપાવીને લહાણી પણ કરી શકે; અને મધ્યમ ખર્ચ કરવો હોય તો ઉત્તમ પુસ્તકની યથાશક્ય પ્રતો ખરીદી વહેંચી શકે. વધુ જાતનાં સારાં પુસ્તકો લીધાં હોય તો ભેટ લેનાર તેમાંથી મનગમતું પુસ્તક લઇ શકે. પાંચ–દશ રૂપિયા ખર્ચવા હોય તો ૨૫–૫૦ નાનાં પુસ્તકો અથવા નાની હજાર–પાંચસો પુસ્તિકાઓ તે વડે વહેંચી શકાય. અને એકાદ રૂપિયો ખર્ચવો હોય તો અસરકારક શિખામણોનાં સો–બસો હસ્તપત્ર પણ વહેંચી શકાય.

ન વાંચી જાણે તેને વાંચી સંભળાવવું એ પણ ઉત્તમ લોકસેવા છે.



# ભાગ્યના સ્વામીઓ

## प्रकरण १ लुं–मनुष्य जोइए छे.

હાલની યોગ્ય અને ડાહી કહેવાતી સમાજવ્યવસ્થા જોઈતી નથી,
સખ્ત બાહ્યાચાર પળાવનારા ધર્મો જોઇતા નથી,
કુબેરના ભંડાર જોઈતા નથી,
મહાન સત્તા જોઇતી નથી,
પ્રબલ લેખિની પણ જોઈતી નથી;
પરંતુ ખરો મનુષ્ય જોઈએ છે.

"સમગ્ર જગત બૂમ પાડી રહ્યું છે કે, અમારો ઉદ્ધારક મનુષ્ય ક્યાં છે ? અમને એક ખરા મનુષ્યની જરૂર છે; પરંતુ આવા પુરુષને માટે તમે દૂર દૂર શોધશો નહિ. તેવો પુરુષ તમારી નિકટજ છે અને તે બીજો કોઈ નહિ પણ તમે પોતે છો; હું પણ છું અને આપણામાંનો પ્રત્યેક માણસ પણ છે......એક માણસને ખરો મનુષ્ય કેમ બનાવવો ? જો તે પોતેજ તેવો બનવાની ઈચ્છા ધારણ કરી શકતો ન હોય તો તો તેવો બનવા જેટલું કોઈ પણ કામ તેને માટે કઠિન નથી; અને જો તે તેવી ઇચ્છા ધારણ કરી શકતો હોય તો તેને માટે સાચો મનુષ્ય બનવા જેટલું સહેલું પણ બીજું કાંઇ નથી."

—અલેક્ઝાંડર ડ્યુમાસ

"આપણે જીવનની આશા રાખીએ છીએ, કાંઈ મરણની આશા રાખતા નથી. આપણું હાલનું જીવન એ તો આપણા પૂર્વજીવનનો એક ભાગ છે. આપણે સંપૂર્ણ જીવન માગીએ છીએ,"..... "જીવનના હજારો પ્યાલામાંથી (હજારો જીવતાં મનુષ્યોમાંથી) માત્ર એકાદમાંજ ખરૂં મિશ્રણ હોય છે. સારી આંખ, પૂરતો ઉત્સાહ અને સર્વ વસ્તુઓની છાપ મેળવવા છતાં તેનાથી દબાઈ ન જનારા હૃદય સાથે જે માણસ જન્મ્યો હોય તેને બીજા વિશેષ ગુણની જરૂર નથી. કેમકે તે પોતાનું સદ્‌ભાગ્ય પોતાની સાથેજ લઈને આવેલો હોય છે."

—ઈમર્સન

પ્રાચીન કાળમાં ઍથેન્સ નગરમાં ડાયોજીનિસે ખરે બપોરે હાથમાં ફાનસ લઇને સંપૂર્ણ પ્રમાણિક મનુષ્યની શોધ કરી હતી; પરંતુ તેને

તેવું કોઇ મળ્યું નહોતું. એક વાર બજારમાં તે ઉચ્ચ સ્વરે પોકારી ઉઠયો કે "હે મનુષ્યો! મારી વાત સાંભળો;" અને જ્યારે તેની આસપાસ એક ટોળું એકઠું થયું ત્યારે તે તિરસ્કારપૂર્વક બોલ્યો કે 'મેં તો મનુષ્યોને બોલાવ્યા હતા; કાંઇ તેમનાં ઓઠાંને બોલાવ્યાં નહોતાં!"

આ જગતમાં પ્રત્યેક ધંધારોજગાર અને પ્રત્યેક કામના દરવાજા પર "મનુષ્યની આવશ્યકતા છે" એવી જાહેરખબર હમેશાં ચોંટાડેલી હોય છે.

ખરેખર પ્રત્યેક ઠેકાણે એક એવા માણુસની આવશ્યકતા છે, કે જે મનુષ્યોના ટોળામાં પોતાનું વ્યક્તિત્વ ગુમાવી દે નહિ; જેનામાં પોતાના નિશ્ચયોને વળગી રહેવાની હિંમત હોય અને આખી દુનિયા "હા" કહે તોપણુ "ના" કહેતાં જેને જરા પણુ ભય થાય નહિ.

એક એવા માણુસની આવશ્યક્તા છે કે જે એક મહાન ઉદ્દેશ ખાસ આતુરતાપૂર્વક પોતાના મનમાં ધરાવતો હોય તોપણુ જે પોતાની તે મહાન આતુરતાને પોતાનું મનુષ્યત્વ સંકુચિત કરવા, દાબી દેવા અથવા નાશ કરવા દે નહિ; અને જે પોતાની એકાદ શક્તિનો અત્યંત વિકાસ કરીને પોતાની અન્ય શક્તિઓને સંકીર્ણ અથવા શિથિલ કરી નાખે નહિ.

એક એવા માણુસની આવશ્યકતા છે, કે જે પોતાના ધંધા કરતાં ચારિત્ર્યમાં મોટો હોય; જે ધંધાને તો માત્ર નિર્વાહના સાધન તરીકેજ લેખીને તેની કિંમત પોતાના ચારિત્ર્ય કરતાં ઓછી લેખતો હોય; જે પોતાના ધંધાને આત્મવિકાસ, શિક્ષણુ અને સંસ્કરણુ, કેળવણી અને વ્યાયામ તથા ચારિત્ર્ય અને મનુષ્યત્વ પ્રાપ્ત કરવાના સાધન તરીકેજ ગણુતો હોય.

એક એવા મનુષ્યની આવશ્યકતા છે, કે જેનું મગજ સ્થિર હોય; જેનામાં તેની ઉપયોગિતાને સંકુચિત કરી નાખનાર અને શક્તિઓનો હ્રાસ કરનાર કોઇ ખામી-દુર્બલતા હોય નહિ.

એવા માણુસની આવશ્યકતા છે, કે જે હિંમતવાળો હોય અને જેનામાં કાયરતાનો જરા પણુ અંશ ન હોય.

એવા માણુસની આવશ્યક્તા છે, કે જેનો વિકાસ એકદેશી નહિ પણુ સર્વદેશી હોય અને જેણે પોતાની સઘળી શક્તિઓને એકાદ સંકોચિત ધંધામાં રોકીને તેના જીવનની શેષ શાખાઓને દુર્બલ બની જવા અથવા મરી જવા દીધી ન હોય.

એવા માણુસની આવશ્યકતા છે, કે જેનું મન વિશાળ હોય અને જે વસ્તુઓની અર્ધ બાજુ જોતો ન હોય.

એવા માણસની આવશ્યકતા છે કે જે પોતાના સિદ્ધાંતોને વળગી રહેવા છતાં સાદી સમજશક્તિને તિલાંજલિ આપે નહિ અને પાઠશાળાના શિક્ષણથી દબાઇ જઇને વ્યવહારકુશળતા ગુમાવી બેસે નહિ.

એવા માણસની જરૂર છે, કે જે આડંબર કરતાં સત્ત્વને વધારે પસંદ કરે અને પોતાની સત્કીર્તિને અમૂલ્ય ભંડાર સમજે.

એવા માણસની જરૂર છે, કે જે સંકીર્ણ વિચારનો અને ઉદાસીન ન હોય; પરંતુ જે ચૈતન્ય અને ઉત્સાહથી ભરેલો હોય અને જેની મનોવૃત્તિઓને દૃઢ ઇચ્છાની આજ્ઞામાં રહેવાનું શિક્ષણ મળ્યું હોય તથા જેનું અંતઃકરણ કોમળ હોય; જે પ્રકૃતિ અને કલાના સૌંદર્યને ચાહતાં, સર્વ પ્રકારની અધમતાને ધિક્કારતાં અને અન્યોને પોતાની જાતની પેઠે માન આપતાં શીખ્યો હોય તેની આવશ્યકતા છે.

ઇશ્વર મનુષ્યને પ્રમાણિક, પવિત્ર અને ઉદાર થવા કહે છે; પરંતુ તેની સાથે તે તેને બુદ્ધિમાન, બળવાન અને બહાદુર તથા કુશળ થવાને પણ કહે છે.

જગત એક એવો માણસ માગે છે, કે જે સર્વ પ્રકારે શિક્ષિત હોય; જેના જ્ઞાનતંતુઓ અત્યંત ચેતન હોય; જેનું મસ્તિષ્ક કેળવાયેલું, તીક્ષ્ણ, વિશાળ, ઉદાર અને ગંભીર હોય; જેના હાથ કુશળ હોય; જેની આંખમાં ઉત્સાહ, જ્ઞાન અને ઉંડાણમાં ઉતારવાની શક્તિ ચમકી રહી હોય; અને જેનું હૃદય કોમળ, વિશાળ, ઉદાર તથા સાચું હોય.

સમગ્ર જગત્ આવા માણસની અપેક્ષા રાખે છે. લાખો માણસો કામધંધા વિના રખડે છે તોપણ પ્રાયઃ સર્વ ધંધામાં લાયક માણસ મળવો અશક્યવત્ થઇ પડ્યો છે. સમગ્ર જગતમાં પ્રત્યેક રોજગાર અને પ્રત્યેક ધંધાના દ્વાર પર હમેશાં "એક મનુષ્યની આવશ્યકતા છે" એ જાહેર ખબરનું પાટીઉં લટકેલુંજ હોય છે.

રૂસો પોતાના શિક્ષણ વિષેના સુપ્રસિદ્ધ નિબંધમાં કહે છે કે, "કુદરતની વ્યવસ્થાનુસાર સર્વ માણસો સમાન હોવાથી તેમનો ધંધો પણ એકસરખોજ હોય છે; અને જે એક મનુષ્ય તરીકેનું કર્તવ્ય બજાવવાને સુશિક્ષણ પામ્યો હોય તે માનવજાતિનો કોઇ પણ ધંધો સારી રીતે કરવાને અશક્ત નીવડતો નથી. મારો શિષ્ય સૈનિક, આચાર્ય કિંવા વકીલ ગમે તે થવાનો હોય તેની દરકાર નથી; પરંતુ સૌથી પહેલાં તેણે મનુષ્ય થવું જોઇએ. પ્રકૃતિએ આપણને સામાજિક કાર્યો કર્યા પૂર્વે મનુષ્ય તરીકેનાં કર્તવ્યો બજાવવાને ઉત્પન્ન કર્યા છે. હું મારા શિષ્યને માનવજીવન કેવી રીતે ગાળવું તેનું શિક્ષણ

આપવાનું પસંદ કરૂં છું. જ્યારે હું તેને આ શિક્ષણ આપી રહીશ, ત્યારે તે સૈનિક, વકીલ અથવા આચાર્ય થશે નહિ એ વાત સત્ય છે. પરંતુ **પ્રથમ તેને મનુષ્ય થવા દો.** ભલે ભાગ્ય તેને પોતાની ઈચ્છાનુસાર એક સ્થિતિમાંથી બીજી સ્થિતિમાં મૂકે, પરંતુ તે પોતે તો હમેશાં પોતાના સ્થાન પરજ રહેશે."

ખ્રિસ્તીઓના એક મોટા મેળાવડામાં એક નાનો ઠિંગણો પાદરી એક પગથીઆ પર ઉભો રહ્યો અને બોલ્યોઃ "હું એક ખ્રિસ્તી છું એટલા માટે હું ઈશ્વરનો આભાર માનું છું." શ્રોતાઓ તેનો અવાજ સાંભળી શકયા નહિ, તેથી તેમણે કહ્યું કે "મોટેથી બોલો." એક જણ બોલ્યો કે "ઉંચે ચઢો." તે બોલ્યોઃ "હું વધુ ઉંચે ચઢી શકતો નથી. ખ્રિસ્તી થવું એજ ઉચ્ચમાં ઉચ્ચ સ્થાને ચઢવા બરોબર છે, એથી ઉંચે કોઇ પણ માણુસ જઇ શકતો નથી." પરંતુ અમે કહીશું કે, ખ્રિસ્તી થવા કરતાં પણ એક વસ્તુ ઉચ્ચતર છે અને તે **મનુષ્ય** બનવું એ છે.

ઇમર્સન કહે છે કે, ટેલીરેન્ડ સદા મુખ્ય પ્રશ્નજ પૂછે છે. તે એમ પૂછતો નથી કે, અમુક માણુસ શ્રીમંત છે? તે સારા વિચારો ધરાવે છે? તેનામાં આ અથવા પેલી શકિત છે? તે આ હિલચાલને પસંદ કરે છે? તેની પાસે માલમિલ્કત છે? પરંતુ તે તો માત્ર એટલોજ પ્રશ્ન પૂછે છે કે, તે **માણુસ** છે? તેનામાં કાંઇક સત્ત્વ છે? તે તો માત્ર એક ઉત્તમ માણુસજ માગે છે; અને સાદી સમજશકિત ધરાવનાર પ્રત્યેક જણ પણ ખરા મનુષ્યનીજ અપેક્ષા રાખે છે.

જ્યારે ગાર્ફીલ્ડ બાલ્યાવસ્થામાં હતો ત્યારે તેને એવો પ્રશ્ન પૂછવામાં આવ્યો હતો કે "તમે શું થવા માગો છો?" તેણે પ્રત્યુત્તર આપ્યો કે "સૌથી પહેલાં મારે મનુષ્ય થવું જોઇએ; જો હું મનુષ્ય બનવામાં સફળ થઇશ નહિ તો હું કોઇ પણ કાર્યમાં સફળતા મેળવીશ નહિ."

મૉન્ટેન કહે છે કે "માત્ર આત્માને અથવા માત્ર શરીરને કેળવવું એ આપણું મુખ્ય કામ નથી; પરંતુ એક મનુષ્ય તરીકેની કેળવણી મેળવવી એજ આપણું મુખ્ય કામ છે."

જગતમાં આજે સ્રીપુરુષોનું એક મોટું કર્તવ્ય 'બળવાન થવું' એ છે. આપણી એકત્રિત થયેલી સંસ્કૃતિઓનો બોજો સહન કરવાને માટે ભાવી પુરુષ અને સ્રીને અત્યંત બળની આવશ્યકતા પડશે. તેમનું આરોગ્ય દૃઢ હોવું જોઇશે. માત્ર રોગની ગેરહાજરી એ ખરૂં આરોગ્ય નથી. ઉભરાતો ઝરોજ અને નહિ કે અર્ધો ભરાયેલો ઝરો નીચેની

ખીણને જીવન અને સૌંદર્ય આપે છે. જે હમેશાં ઉત્સાહમાં અને ઉત્સાહમાંજ રહે છે; જેનું જીવન મૂર્તિમંત આનંદ હોય છે; જેના સમગ્ર શરીરમાં ઉલ્લાસ ભરેલો હોય છે; અને કૂતરાઓને ખેતરમાં દોડતી વખત અથવા છોકરાઓને બરફ પર સરતી વખત પોતાના પ્રત્યેક ગાત્રમાં જે ચૈતન્યનો અનુભવ થાય છે તે ચૈતન્યની જેને પ્રતીતિ થાય છે તેજ માત્ર નીરોગી હોય છે.

કવિ પોપ એક દિવસ કલાવિધાયક સર ગોડફ્રે નેલરની સાથે બેઠો હતો, એવામાં નેલરનો ભત્રીજો કે જે ગુલામ વેચવાનો ધંધો કરતો હતો તે તેમની પાસે આવી પહોંચ્યો. તેને જોઇને સર નેલર બોલ્યો: "બેટા! હમણાં તમને જગતના બે મહાનમાં મહાન પુરુષોનાં દર્શન કરવાનું માન મળ્યું છે." તે ગુલામોનો વ્યાપારી બોલ્યો: "તમે કેવાક મોટા માણુસ છો તે હું જાણતો નથી; પરંતુ તમારો દેખાવ મને પસંદ પડતો નથી! મેં ઘણી વાર દશ ગીની આપીને તમારા કરતાં ઘણા સારા માણુસો ખરીદ્યા છે; તેમના સ્નાયુઓ અને હાડ જુઓ તો તમે દંગ થઇ જાઓ!"

સિડની સ્મિથ કહે છે કે "મારી ખાત્રી છે કે, પાચનશક્તિ એ જીવનની મહાન ચાવી છે; અને મનુષ્યના ચારિત્ર્ય, સદ્‌ગુણ, બુદ્ધિ તથા સ્વભાવ ઉપર ખોરાકની પ્રબલ અસર થાય છે. મને વારંવાર એમ લાગ્યું છે કે, હું માણુસોને સારો ખોરાક ખવરાવીને સદ્‌ગુણી બનાવી શકું અથવા ભૂખે મારીને દુર્ગુણી બનાવી શકું; અને પ્રાચીન કાળમાં ટિમોથિયસ પોતાની સારંગી વડે માણુસો પર જેટલી અસર કરતો તેથી પ્રબલ અસર મારાં અત્યાચાર કરવાનાં સાધનો વડે તેમના પર કરી શકું, એમાં કાંઇ શક નથી."

પૂર્ણ આરોગ્ય અને ઉભરાતા ઉલ્લાસયુક્ત ઉત્તમ પુરુષત્વ, એનાથી અધિક સુંદર બીજી કઈ વસ્તુ હોઇ શકે?

મજબૂત, સ્વતંત્ર અને સ્વાશ્રયી માણુસ નીવડવાનો ઉદ્દેશ ધરાવનારા હજારો વિદ્યાર્થીઓ પ્રતિવર્ષે આપણી વિદ્યાપીઠોમાંથી ગ્રૅજ્યુએટ થઇને બહાર પડે છે, પરંતુ તેઓ મજબૂત વૃક્ષને બદલે કરમાયેલા છોડ, બુદ્ધિમાન પુરુષોને બદલે ગોખણપટ્ટીના સરદાર, સ્વાશ્રયીને બદલે નિરાશ્રિત, મજબૂતને બદલે માંદા, સબળને બદલે નિર્બળ અને સીધાને બદલે વાંકા વળી ગયેલા નીવડે છે. તેમાંના કેટલાક આશાજનક તરુણ લાગે છે ખરા, પરંતુ તેઓ કદી પણ પૂર્ણ મનુષ્યત્વને પ્રાપ્ત થતા નથી.

ચારિત્ર્ય શરીરની પ્રકૃતિ પ્રત્યે સહાનુભૂતિ ધરાવે છે અને

અજાણતાં તેનુંજ સ્વરૂપ ધારણ કરે છે. એક નીરોગી, સશક્ત અને આનંદી માણુસ શક્તિ અને ચારિત્ર્યબળનો જેટલો વિકાસ કરી શકે છે; તેટલો વિકાસ એક ચીડિયો, ક્રોધી અને દુઃખી માણુસ કરી શકતો નથી. મનુષ્યના મનમાં પૂર્ણતાને માટે સ્વાભાવિક પ્રેમ હોય છે, તે પૂર્ણત્વ પ્રાપ્ત કરવાની હમેશાં ઇચ્છા કરે છે અને તેના મનમાં અપૂર્ણતા પ્રત્યે સ્વાભાવિક તિરસ્કાર હોય છે. પ્રકૃતિ પણ એવીજ અપેક્ષા રાખે છે કે, મનુષ્યે હમેશાં પોતાની સ્થિતિના શિખર પર ઉભા રહેવું જોઇએ.

અત્યાર સુધી માણુસની શકિતઓ સંકુચિત રહી છે, પરંતુ ઉચ્ચ પ્રકારનું મનુષ્યત્વ, દાખલ થવાને માટે આ યુગના દરવાજા ઠોકી રહ્યું છે.

ભરતીને વખતે જો આપણે સમુદ્રતટ પર ઉભા હોઇએ તો આપણને પ્રતીત થશે કે, આગલા મોજા કરતાં પાછલું મોજું આગળ વધી જાય છે, પછી તે પાછું હઠે છે અને કેટલાક સમયપર્યંત તેની પાછળ આવતું કોઇ પણ મોજું તેના જેટલું આગળ જતું નથી; પરંતુ થોડા સમય પછી પાછું પાણી તેના કરતાં પણ વધારે આગળ નીકળી જાય છે. આ પ્રમાણે વારંવાર સાધારણ માણુસો કરતાં અતિ ઉચ્ચ કોટિનો મનુષ્ય આગળ નીકળી આવે છે; જેથી સમજી શકાય છે કે, કુદરતે પોતાનો આદર્શ ગુમાવ્યો નથી. સંભવિત છે કે, થોડા સમય પછી અમુક સાધારણ માણુસ પણ જગતમાં અત્યાર સુધી જન્મેલા ઉચ્ચમાં ઉચ્ચ પુરુષ કરતાં ઉચ્ચતર કોટિનો નીવડે.

એપેલ્સે ઘણાં વર્ષો સુધી ગ્રીસમાં ભ્રમણ કરી આદર્શ સ્ત્રીનું ચિત્ર આલેખ્યું, જે પરમ પ્રસિદ્ધિને પ્રાપ્ત થયું અને જેને જોઇને જગત મોહિત થઇ ગયું. તેણે આ ચિત્ર તૈયાર કરવાને માટે ખૂબસુરત સ્ત્રીઓનાં સુંદરમાં સુંદર અંગોનો અભ્યાસ કર્યો-અહીંઆં તેને સુંદર આંખ પ્રાપ્ત થઇ, પણે તેને સુંદર કપોલ પ્રાપ્ત થયા; પણે તેને ફૂટડું નાક મળ્યું; અહીંઆં તેને લાવણ્યતા મળી; પણે તેને કાંઇક સુંદરતાનો અંશ મળ્યો. આ પ્રકારે ભાવી મનુષ્ય પણ એક સંમિશ્રિત પુરુષ થશે. ઘણાં માણુસોનો એક માણુસ બનશે. તે અન્ય માણુસોની દુર્બલતા અને દોષો ગ્રહણ કરશે નહિ, પરંતુ બળ અને ગુણુજ ગ્રહણ કરશે. તે ઉચ્ચમાં ઉચ્ચ શક્તિ પ્રાપ્ત કરશે. તે આત્મનિમગ્ન, શાંત અને સદા પોતાની જાતનો સ્વામી થશે. તે પ્રકૃતિના કાયદાનો ભંગ કરીને પોતાના જ્ઞાનતંતુઓને જડ તથા કઠિન બનાવી દેશે નહિ. પ્રકૃતિના મૃદુમાં મૃદુ સ્પર્શની પણ તેના પર છાપ પડશે.

"અહો! આ ભાવી મનુષ્ય કુદરતની એક કેવી સુંદર કૃતિ થશે? તેની બુદ્ધિ કેટલી ઉદાત્ત થશે? તેની શક્તિઓ કેટલી અનંત થશે? તેનું શરીર કેવું સુઘડ અને તેની ચાલ કેવી પ્રશંસનીય થશે! કાર્ય અને સમજશક્તિમાં તે કેવો દેવ જેવો થશે? તે ખરેખર જગતના સૌંદર્યરૂપ અને પ્રાણીઓના આદર્શરૂપ થશે."

સમગ્ર શિક્ષણ અને કેળવણીને માટે મનુષ્યત્વ એ પ્રથમ આવશ્યક વસ્તુ છે. મનુષ્યત્વને આપણે કાષ્ઠની ઉપમા આપીશું. કઠિન કાષ્ઠ સારી રીતે ઉછરેલાં મજબૂત વૃક્ષોમાંજ મળે છે. આવા કાષ્ઠમાંથી વહાણની ડોલ બનાવી શકાય; તેનો પિયાનો ઘડી શકાય અથવા તે ઉપર ઉત્તમોત્તમ કોતરકામ કરી શકાય; પરંતુ સૌથી પહેલી આવશ્યકતા તો કાષ્ઠનીજ છે. કાળ અને ધૈર્ય અતિ કોમળ અંકુરમાંથી એવું મજબૂત વૃક્ષ બનાવે છે; તેમ શિક્ષણ, કેળવણી અને અનુભવથી બાળકરૂપી અંકુર વિકાસ પામીને મજબૂત મન, દૃઢ નીતિ અને સશક્ત શરીર ધરાવનાર માણસરૂપી વૃક્ષ બને છે.

તરુણ મનુષ્ય પોતાની જાતનેજ પોતાની મૂડી ગણવાના નિશ્ચય સહિત જીવનનો પ્રારંભ કરે તો તેથી તેની ચારિત્ર્યરચનામાં કેટલી સહાય મળશે! 'એક માનવંત અને પ્રમાણિક મનુષ્ય તરીકેની મારી પોતાની કીર્તિ અનુસારજ મારી હુંડીઓ ખરી વા ખોટી ગણાશે; અને તે સઘળી જગ્યામાં ચાલશે અથવા તો તેની એક પાઈ પણ ઉપજશે નહિ. જો મારી એક હુંડી શંકાસ્પદ હશે તો મારા સમગ્ર ચારિત્ર્ય પર લોકોને શંકા આવશે. જો મારી બે ત્રણ ચિઠ્ઠીઓ પણ વાંધાભરેલી હશે તો લોકોમાં મારી જે આંટ છે તેને નુકસાન થશે અને જો મારી વાતો વાંધાભરેલીજ ગણાયા કરશે તો મારી ઇજ્જત નાશ પામશે અને લોકોનો મારા પરથી વિશ્વાસ ઉઠી જશે.' આવા વિચારપૂર્વક જે જીવનની શરૂઆત કરે છે તેની ચારિત્ર્યરચના કેટલી બધી ઉમદા થાય છે!

'હું સત્ય બોલીશ; મારૂં પ્રત્યેક વચન અક્ષરશઃ પાળીશ; લોકોને મળવાનું કામ અત્યંત નિયમિત અને તેમના સમયની કિંમત સંપૂર્ણ રીતે ધ્યાનમાં લઇને કરીશ; જો હું મારી સત્કીર્તિને અમૂલ્ય ભંડાર ગણતો હોઉં તો આખા જગતની દૃષ્ટિ મારા પર છે એમ મને લાગવું જોઇએ અને સત્ય તથા પ્રમાણિકતાના માર્ગ પરથી મારે જરા પણ ખસવું જોઇએ નહિ.' જો પ્રારંભથીજ આવા દૃઢ નિશ્ચયપૂર્વક તે કામ કરશે તો જ્યોર્જ પીબોડીની પેઠે તેની આંટ પણ પ્રાયઃ અમર્યાદ બની જશે અને સઘળા લોકોનો તેના પર વિશ્વાસ બેસશે તથા તે

ઉચ્ચકોટિનો માણસ બનશે.

પોતાને પ્રમાણિક માનનાર માણસ, નિંદકની વાણીથી કદી પણ નિસ્તેજ ન થાય એવો ચહેરો ધરાવનાર માણસ, ઘટસ્ફોટ થવાની ભીતિથી જેની છાતી ધડકે નહિ એવા માણસ, એની તુલનામાં મહાલયો અને રસાલા ધરાવનાર તથા પોતાના કબાલાથી એક આખો ખંડ ભરી નાખનાર અને પોતાના વ્યાપારથી મહાસાગર ભરી નાખનાર માણસ પણ શું વિસાતમાં છે ? કોઈ પણ માણસનું બૂરૂં નહિ કરનાર, જે પર સ્વર્ગનો પવિત્રમાં પવિત્ર દેવ શાખ કરી શકે નહિ તે દસ્તાવેજ પર કદી પણ પોતાના હસ્તાક્ષર નહિ કરનાર, જે વસ્તુ પોતાની ન હોય તેનાથી દૂર રહેનાર અને પોતાની ઈચ્છા અને તેની સિદ્ધિની વચ્ચે પ્રમાણિકતાના અદૃશ્ય કાયદા સિવાય બીજી કોઈ પણ વસ્તુને નહિ આવવા દેનાર માણસની બરોબરી ચક્રવર્તી રાજા પણ કરી શકે એમ નથી. **બસ ખરો માણસ તો તેજ છે.**

"જે માણસે પોતાનું મન એટલું ઉંચું બનાવ્યું હોય અને પોતાના વિચારોનું નિવાસસ્થાન એટલું મજબૂત કર્યું હોય કે ભય અથવા આશા તેના નિશ્ચયોની ઇમારતને ડગમગાવી શકે નહિ અને મિથ્યાભિમાન અથવા દ્વેષનો સઘળો પવન તેની સ્થિર શાંતિને ખંડિત કરી શકે નહિ તે માણસને કેવું સુંદર સ્થાન પ્રાપ્ત થયું છે ! આ સુંદર સ્થાનેથી તે, માણસજાતનાં અમર્યાદ મેદાનો અને જંગલોનું નિરીક્ષણ કરી શકે છે."

માણસ પૂર્ણત્વથી જેટલું સુખ પ્રાપ્ત કરે છે તેટલું સુખ તે બીજી કોઇ પણ વસ્તુથી પ્રાપ્ત કરતો નથી. જ્યારે તે પોતાને પૂર્ણ માને છે અને કાખલાઘોડી અથવા ભોમિયા સિવાય ચાલી શકે છે ત્યારે તેને જેટલું સુખ થાય છે તેટલું સુખ તેને બીજે કોઈ પણ સમયે થતું નથી. જીન પોલ રાઇટર કહે છે કે " મેં મારી શક્તિઓનો પૂર્ણ ઉપયોગ કર્યો છે અને કોઇ પણ માણસને એથી અધિકની આશા રાખવાની જરૂર નથી."

" ખરો મનુષ્ય " એજ માત્ર વિશ્વમાં મોટામાં મોટી વસ્તુ છે. સઘળા યુગો એક સંપૂર્ણ આદર્શ મનુષ્યને ઉત્પન્ન કરવાનો પ્રયત્ન કરતા આવ્યા છે. આપણામાંના હાલના ઉત્તમોત્તમ માણસો પણ વર્તમાન યુગના એવા ભાવી મનુષ્યની માત્ર આગાહીરૂપજ છે.

" રાજ્ય શાનું બનેલું છે ? પરિશ્રમપૂર્વક બાંધેલા ઉંચા કિલ્લા, જાડી દિવાલ અથવા આસપાસ ખાઈ સહિત ગઢ, એનું રાજ્ય બનેલું હોતું નથી; મહાલયો અને મિનારાઓથી ભરેલાં નગરોથી રાજ્ય બનેલું

હોતું નથી; ઉપસાગરો અને વિશાળ બંદરો કે જ્યાં ઉત્તમોત્તમ નૌકા-સૈન્યો તોફાનની ઉપેક્ષા કરીને દોડધામ કરી મૂકે છે તેનાથી રાજ્ય બનેલું હોતું નથી તેમજ ચકચકિત અને ભપકાદાર દરબારથી પણ રાજ્ય બનેલું હોતું નથી; પરંતુ જડ ખડકો અને જંગલી બાવળો કરતાં પશુઓ જેમ ઉત્તમ હોય છે; તેમ જંગલ, ઝાડી અથવા ગુફામાં વસતાં મૂર્ખ પશુઓ કરતાં ઘણી ઉંચી શક્તિ ધરાવનાર માણસો–ઉચ્ચ મગજના માણસોથી રાજ્ય બનેલું હોય છે. જેઓ પોતાનાં કર્તવ્યો શું છે તે જાણે છે; પોતાના હક્કો શું છે તે જાણે છે અને તેને જાણીને તેનું સંરક્ષણ કરવાની હિંમત ધરાવે છે; જેઓ દીર્ઘ સમયથી મારવા ધારેલા પ્રહારને અટકાવે છે અને જુલ્મી રાજાને કચરી નાખીને શૃંખલાને તોડીને છિન્નભિન્ન કરી નાખે છે; તેવા માણસોથી રાજ્ય બનેલું હોય છે." —વિલિયમ જોન્સ

"હે ઇશ્વર! અમોને મનુષ્ય આપો. હાલના જેવા સમયમાં દૃઢ મન, વિશાળ અંતઃકરણ, સાચી શ્રદ્ધા અને કામ કરવાની તત્પરતા ધરાવનાર માણુસોની જરૂર છે. જે માણુસોને સત્તાનો લોભ મારે નહિ; જેમને સત્તાથી પ્રાપ્ત થતું દ્રવ્ય ખરીદી શકે નહિ; જે સ્વતંત્ર અભિપ્રાય અને ઇચ્છાશક્તિ ધરાવે છે; જેઓ માનસહિત જીવન ગાળવા માગે છે; જે માણુસો અસત્ય બોલતા નથી; જેઓ ઉચ્ચ દરજ્જાવાળા માણુસની સામે ઉભા રહી શકે છે અને જરા પણ ડર્યા વિના તેની દગાભરેલી ખુશામત પ્રત્યે તિરસ્કાર દર્શાવી શકે છે; સાર્વજનિક કર્તવ્ય અને ખાનગી વિચારની બાબતમાં જેઓ ધુમ્મસની ઉપર સૂર્યપ્રકાશમાં રહે છે; એવા ઉંચા માણુસની હાલના સમયમાં આવશ્યકતા છે." —ઍનન

"તારૂં હૃદય ખુલ્લું કર, તારી ઇચ્છાઓને વિશાળ કર અને પુરુષત્વ તથા સુખને અંદર પ્રવેશવા દે; શૂન્યથી ઇશ્વર પર્યંતના વિચારનો જે અમર્યાદ સમૂહ છે તેને તારા હૃદયમાં દાખલ કર. આથીજ ખરો મનુષ્ય બને છે." —ચૅંગ

"શાણામાં શાણો પુરુષ ભાગ્યની પાસે સાદાઇ, નમ્રતા, પૌરુષ અને પ્રમાણિકતા સિવાય બીજી કોઇ પણ વસ્તુ માગતો નથી."

માણુસ કેવો હોવો જોઇએ ?

"વાણીમાં સુમધુર, શાણો, રાજાના જેવા ભવ્ય દેખાવવાળો છતાં નમ્ર સ્વભાવનો અને નિર્ભય હોવા છતાં વિનયશીલ, અદબ-વાળો અને મૃદુ હૃદયનો." —એડવિન આર્નોલ્ડ

# પ્રકરણ ૨ જું-હિંમત

"સ્પાર્ટન લોકો શત્રુઓ કેટલા છે તેની તપાસ કરતા નહોતા, પરંતુ તેઓ ક્યાં છે તેનીજ તપાસ કરતા." —દ્વિતીય એજીસ

"ચાલો આપણે રોમન લોકોની ઉંચી રીત પ્રમાણે હિંમતભરેલાં અને ઉદાત્ત કાર્યો કરીએ અને આપણને ગ્રહણ કરવામાં મૃત્યુ પણ મગરૂર બને એવું કાંઈક કરીએ." —શેક્સપિયર

'પેરિસના અત્તરથી તરબોળ બનેલા નાગરિકની પેઠે પીઠ દેખાડી નાસી જવા કરતાં હેક્ટરની પેઠે રણક્ષેત્રમાં મરણ પામવું સારૂં છે." —લૉંગફેલો

"હું શત્રુની સામો થઈને મરીશ."

"જે મને જીતશે તેને પણ હું હઠીલો દુશ્મન તો લાગીશજ." —બાયરન

"સંકટના સમયમાં હિંમત ધારણ કરવી એ અર્ધી લડાઈ જીતવા સમાન છે." પ્લૉટસ

"અનિશ્ચિત મનના માણસે કોઈ પણ મહાન કાર્ય કર્યું નથી." જ્યૉર્જ ઈલિયટ

"લક્ષ્મી સાહસિક માણસનેજ પ્રાપ્ત થાય છે." ડ્રાયડન

"હે મિત્ર! ભય તરફ તું કદા પણ તારૂં વહાણ હંકારીશ નહિ; ઈશ્વર તરફજ તારૂં વહાણ હંકારજે," —ઈમર્સન

"જે વધસ્થાનમાંથી તમે છુટી શકતા ન હો તે સ્થળે હસતે ચહેરે ઉભા રહેવું એમાંજ બહાદુરી છે.' —એફ. ડબ્લ્યુ. રોબર્ટસન

"બન્ધુઓ! દૃઢતાપૂર્વક ઉભા રહો; પ્રત્યેક માણસે પોતાના સ્થાન પરજ મરવાનું છે." આ શબ્દો કૉલિન કૅમ્પબેલે બૅલાકલાવા આગળ રશિયન સેનાને જોશપૂર્વક ધસી આવતી જોઇને ૯૩મી હાઇલૅંડર પલટણને કહ્યા હતા; અને તે પલટણના માણસોએ નમ્રતા-પૂર્વક "મહેરબાન સાહેબ! અમે તેમજ કરીશું" એવા શબ્દોથી તેનો પ્રત્યુત્તર વાળ્યો હતો અને તેમાંના ઘણા ખરા એજ પ્રમાણે મુવા હતા."

આલ્માના યુદ્ધમાં સૈનિકો પાછા હઠતા હતા તોપણ એક ધ્વજાવાળો સેનાને મોખરે ધ્વજા પકડીને ઉભોજ રહ્યો. આથી સેનાપતિએ પોકાર કર્યો કે "ધ્વજાને લઇ આવો." પરંતુ ઉક્ત ધ્વજાવાળો પોકાર કરી ઉઠ્યો કે "ના, સૈનિકોને ધ્વજાની પાસે લઈ આવો." "હિંમત ધરવી, પુનઃ હિંમત ધરવી અને અનંત વાર હિંમત ધરવી એ મનુષ્યનો ધર્મ છે." આ ઉદાત્ત શબ્દો સહિત

ડાન્ટન ફ્રાન્સના શત્રુઓની સામે થયો હતો.

૧૭૮૯ના જૂનની ૨૩ મી તારીખે ડી બ્રિઝના, ફ્રાન્સના સાધારણ લોકસમૂહને વીખેરી નાખવાને માટે રાજાની આજ્ઞા લઇને આવ્યો, તે સમયે લોકસમૂહ તરફથી મિરાબોએ તેને કહ્યું: "ફ્રાન્સના લોકસમૂહે ઉહાપોહ કરવાનો નિશ્ચય કર્યો છે. રાજાની આજ્ઞા અમારા જાણવામાં આવી છે અને પ્રજાકીય સમિતિમાં તમને તેના પ્રતિનિધિ તરીકે સ્વીકારી શકાશે નહિ. તમારૂં સ્થાન નથી, તમારો અવાજ નથી અને તમને બોલવાનો કાંઇ હક્ક પણ નથી. રાજાનો સંદેશો અમારી પાસે લાવવાને માટે તમે યોગ્ય વ્યક્તિ નથી. જાઓ, અને જેમણે તમને મોકલ્યા હોય તેમને કહો કે આ લોકો ભાલાની અણી સિવાય બીજી કોઇ પણ વસ્તુથી ખસવાની ના પાડે છે."

જ્યારે રોમની રાજસભાના સભાસદોએ રેગ્યુલસને એક ગેરકાયદેસર વચન પાળવાને માટે કાર્થેજ પાછા જશો નહિ એવી પ્રાર્થના કરી, ત્યારે તેણે શાંતિપૂર્વક પ્રત્યુત્તર આપ્યો કે "શું તમે મારૂં અપમાન કરવાનો નિશ્ચય કર્યો છે? જુલમ અને મૃત્યુ મારી પ્રતીક્ષા કરી રહ્યાં છે, પરંતુ એક નિંદ્ય કૃત્ય અને પાપી મતની સામે તેની શી ગણત્રી છે? હું કાર્થેજનો ગુલામ છું, તોપણ મારામાં જુસ્સો તો રોમનનો છે. મેં પાછા ફરવાની પ્રતિજ્ઞા લીધી છે. પાછા ફરવું એ મારો ધર્મ છે. પછી ઈશ્વરને જે કરવું હોય તે કરે."

મેરીના રાજ્યારોહણ પછી ક્રેન્મરે જે હિંમત દર્શાવી હતી તે તેને બાળી નાખવાની સજા ફરમાવવામાં આવતાંવેંતજ અદૃશ્ય થઇ ગઇ. પૂર્વે તેણે હેન્રીના લોભીપણા અને આપખુદપણાને હલકટપણે અનુમત થવામાં જે નૈતિક ભીરુતા દર્શાવી હતી તે પુનઃ આ સમયે પ્રદર્શિત થઇ અને તેણે માફી મેળવવાની આશાથી છ છ વાર પોતાના શબ્દો પાછા ખેંચી લીધા; પરંતુ તેને માફી મળવી તો અશક્યજ હતી. ક્રેન્મરનો સ્વભાવ ખરેખર વિચિત્ર હતો. માર્ચની ૨૧મી તારીખે બાળી મૂકવાને લઇ જતી વખતે ઑક્સફર્ડના સેંટ મેરીના દેવાલયમાં તેને તેના શબ્દો પાછા ખેંચી લેવાને માટે લઇ જવામાં આવ્યો ત્યારે તેને પોતાની દુર્બળતામાં સબળતા પ્રાપ્ત થઇ. પોતાની આગળ એકત્રિત થયેલા લોકોને સંબોધીને તે બોલ્યો: "હવે બીજી કોઇ પણ વસ્તુ કરતાં મારા અંતઃકરણને ડંખનારી મહાન બાબત વિષે હું બે શબ્દો બોલીશ. એના જેવું ખરાબ કાર્ય મેં મારા જીવનમાં કદી પણ કર્યું નથી. તે કાર્ય એ છે કે, મેં સત્યની વિરુદ્ધ લખાણો કર્યાં છે, પરંતુ હવે હું જણાવું છું કે, આ લખાણો મારા અંતઃકરણની વિરુદ્ધ હતાં. એ માત્ર

મારા હાથેજ લખ્યાં હતાં, મારું હૃદય તેને સંમત ન હતું. મરણના ભયથી અને મારી જીંદગી બચાવવાની આશાથી આ લખાણો મેં લખ્યાં હતાં. મારા અંતઃકરણની વિરુદ્ધ મારા હાથે આ લખાણો લખ્યાં હતાં એટલા માટે મારો હાથ પ્રથમ સજા ભોગવશે; કારણ કે જો મને બાળવામાં આવશે તો મારા હાથને પહેલવહેલો બાળી મૂકવામાં આવશે." જ્યારે તેની સજા અમલમાં મૂકવામાં આવી ત્યારે તે પુનઃ પોકારી ઉઠયોઃ "આ હાથે ખોટાં લખાણ કર્યાં હતાં એટલા માટે એજ પ્રથમ શિક્ષા ભોગવશે." તેને દૃઢતાપૂર્વક આગમાં ધરી રહીને જ્યાં સુધી પ્રાણ નીકળી ગયા ત્યાંસુધી તે જરાસરખો પણ હાલ્યો નહિ કે એક ચીસ સરખીયે પાડી નહિ.

૧૮૧૨માં યુદ્ધ ચાલતું હતું તે સમયે માસના સિચ્યુએટ નામક સ્થળે આવેલી દીવાદાંડીની બારીમાંથી એક બ્રિટિશ યુદ્ધનૌકાને બંદરમાં લંગર નાખતી જોઇને રેબેકા બેટસ નામની ચૌદ વર્ષની છોકરી પોકારી ઉઠીઃ "રે રે ! હું પુરુષ હોત તો કેવું સારું થાત !" આ શબ્દો સાંભળી સારા વિન્સર નામક એક તરુણ અતિથિએ કહ્યુંઃ "તમે શું કરત ?" કીરમજી રંગના એકસરખા પોશાકવાળા સૈનિકોથી પાંચ હોડીઓ ભરેલી હતી અને તેઓ બંદરમાંનાં વહાણોને બાળી મૂકવાને અને શહેરનો નાશ કરવાને આવતા હતા, તેમની તરફ આંગળી બતાવીને તે બોલીઃ" જુઓને, હોડીમાં કેટલા બધા સૈનિકો ગોઠવાયા છે અને તેમની પાસે કેવી બંદૂકો છે !" ત્યાર પછી તે બોલીઃ " ગમે તે થાઓ, પરંતુ હું લડીશ ત્યારેજ જંપીશ. હું પિતાજીની જૂની બંદુક-અથવા ગમે તે હથિઆર વડે લડીશજ. કાકાજીની નવી હોડી અને નાનાં નાનાં વહાણનું શું થશે? રે રે! અહીંઆં બેસીને આ સઘળું જોયા કરવું અને તેના બચાવને માટે એક આંગળી પણ નહિ ઉંચકવી એ કેવું કઠિન કાર્ય છે? પિતાજી અને કાકાજી ગામમાં છે અને તેઓ પોતાનાથી બનતું સઘળું કરશે. ગામમાં કેવી શાન્તિ પ્રસરી રહી છે! એક પણ માણસ દષ્ટિગોચર થતું નથી." સારાએ કહ્યુંઃ " ઓહ! સૈનિકો પાસે આવી પહોંચે ત્યાં સુધીમાં તેઓ સંતાઇ જવાનો પ્રયત્ન કરે છે. સૈનિકો નગરની નિકટ જઇ પહોંચતાં આપણે ગોળીબાર અને રણવાદ્ય સાંભળીશું." રેબેકા પોકારી ઉઠીઃ "રણવાદ્ય ! તેનો ઉપયોગ તેઓ શી રીતે કરી શકશે? તે તો અહીંઆં છે. પિતાજી ગઇ રાત્રે તેને સુધારવાને માટે અહીંઆં લઇ આવ્યા હતા. જુઓ, પેલી નૌકા નાના વહાણની પાસે જઇ પહોંચી છે. રે રે! તેઓ તેને બાળી મૂકવાનો પ્રયત્ન કરે છે. પેલું રણવાદ્ય

ક્યાં છે? નીચે જઇને તેને વગાડવાની મને ઘણીજ ઇચ્છા છે. આપણે રેતીના ટેકરા અને ઝાંખરાંઓની પાછળ સંતાઈ શકીશું." જેમ જેમ ઉક્ત વહાણમાંથી જ્વાળાઓ બહાર નીકળવા લાગી, તેમ તેમ તે બન્ને છોકરીઓનાં મન અધિકાધિક ઉશ્કેરાવા લાગ્યાં. તેમણે એક નગારૂં અને એક જૂની વાંસળી શોધી કાઢી અને મિસિસ બેટ્સ ન જાણી શકે તેવી રીતે બહાર નીકળીને તેઓ શીઘ્ર રેતીના ટેકરા-ઓની એક હારની પાછળ જઇને ઉભી રહી. થોડી વારમાં નગારૂં અને વાંસળી વાગવા લાગી. તે શહેરમાં વસતા અમેરિકનોએ ધાર્યું કે બોસ્ટનની મદદ આવી પહોંચી છે અને તેથી તેઓ હોડીમાં બેસીને કીરમજી રંગના પોશાકવાળા સૈનિકો પર આક્રમણ કરવાને ધસ્યા. બ્રિટિશો પોતાનું નાશકારક કાર્ય કરતાં અટક્યા અને થોડી વાર પછી પોતાની હોડીમાં ભરાઈ શીઘ્રતાથી પોતાના મોટા લડાઇના જહાજ તરફ હંકારી ગયા; અને તે જહાજ તેમને લઈ લંગર ઉંચકી બની શકે તેટલી ઉતાવળથી ચાલ્યું ગયું.

૧૭૫૦ ની સાલમાં એક દિવસ વર્જીનિયાના ઉત્તરભાગમાં આવેલા એક જંગલમાં મોજણીદારોની એક મંડળી ભોજન કરતી હતી; એવામાં એકાએક એક સ્ત્રીની હૃદયદ્રાવક બૂમે તેમને ચોંકાવી દીધી. તે બૂમ અતિ શીઘ્રતાથી વારંવાર સંભળાવા લાગી અને તે માણસો તેનું કારણ જાણવાને માટે દોડયા. ઉક્ત સ્ત્રીએ એક અઢાર વર્ષના પરંતુ કદ અને દેખાવમાં મોટી ઉંમરના માણસ જેવા લાગતા તરુણને જોઈ પોકાર કર્યો કે "મને આશા છે કે તમે અવશ્ય મને કંઇક સહાય કરશો. આ મિત્રોને મને છોડી દેવાને માટે સમજાવો. મારો છોકરો–મારો રંક છોકરો ડૂબી જાય છે અને આ લોકો મને જવા દેતા નથી." તેને પકડી રહેલા માણસો પૈકી એક જણુ બોલ્યોઃ "એને છોડી મૂકવી એ મૂર્ખતાભરેલું કાર્ય છે. તે બાઇ નદીમાં કૂદી પડશે અને તેના જોશબંધ વહેતા પ્રવાહમાં તે એક પળમાં નાશ પામશે." પોતાનો કોટ ફેંકી દઇને ઉક્ત તરુણ કૂદીને નદીના કિનારા પર ગયો અને એક પળ સુધી તેણે ખડકોની ઉંચાઇની તીવ્ર દૃષ્ટિથી ગણત્રી કરી તથા પાણીના વમળનું અવલોકન કર્યું; અને ત્યાર પછી તે છોકરાનાં કપડાંનો એક ભાગ દૃષ્ટિગોચર થતાંવારજ તે ગર્જના કરતા પ્રવાહની અંદર એ કૂદી પડયો. તે માતા પોકારી ઉઠી "ભલા ભગવાન! આ પુરુષ મારા બાલકને બચાવશે!" અને સઘળા માણસો નદીના કિનારાની પાસે દોડી ગયા. ઉક્ત સ્ત્રી પુનઃ બોલીઃ "પેલો રહ્યો તે! રે મારા છોકરા! રે મારા વહાલા પુત્ર! હું તારા વિના

કેવી રીતે રહી શકીશ ?"

પરંતુ સઘળા માણુસોની આંખો દઢ હૃદય અને આશા સહિત અતિ ઉંડાણુમાં પાણીના વમળમાં બાથોડીઆં ભરતા ઉક્ત તરુણુ તરફ વળી હતી. ઘડીમાં એમ લાગતું કે, તે અણીદાર ખડકની સામે અથડાઈ મરશે અને ઘડીમાં એમ લાગતું કે, તે વમળમાં પેસી જશે અને તેમાંથી કદી પણુ બહાર નીકળી શકશે નહિ. બે વાર તે છોકરો અદૃશ્ય થઈ ગયો, પરંતુ પુનઃ દૃષ્ટિગોચર થયો ત્યારે તે નદીના સૌથી વિશેષ ભયંકર ભાગની છેક નિકટ હતો. અહીંઆં પાણી અતિ ભયાનક વેગથી દોડતાં હતાં અને ખડક સાથે અથડાઇને મરણુ પામવાના ડરથી કોઇ માણુસે કદી નાવડીમાં બેસીને પણુ તે જગા પાસે જવાની હિંમત કરી નહોતી. તે તરુણુ બમણા જોરથી પરિશ્રમ કરવા લાગ્યો. ત્રણુ વાર તો તે બાળકની નજીક આવી પહોંચવા છતાં પાણીના પ્રબળ તરંગોએ તેને છેટો પાડી દીધો. અંતે તેણે એક પ્રબલ પ્રયત્ન કર્યો; તેણે પોતાના મજબૂત જમણા હાથ વડે તે બાળકને પકડી લીધો ખરો; પરંતુ તે તરુણુ અને બાળક બંને જણુ ધોધ પર થઇને નીચેના પાણીના વમળમાં જઇ અદૃશ્ય થઇ ગયા અને પ્રત્યેક પ્રેક્ષકના મુખમાંથી ભયની ચીચિયારી નીકળી પડી.

એક પળ પછી તે માતા આનંદના આવેશથી પોકારી ઉઠીઃ "પેલા રહ્યા તે! જુઓ, તેઓ સુરક્ષિત છે! ઓ મારા પ્રભુ! હું તારો ઉપકાર માનું છું!" નિઃસંદેહ તેઓ તે ભયાનક વમળમાંથી બહાર નીકળ્યા અને થોડી મિનિટમાં તેઓ કિનારા પાસે એક નીચી જગ્યામાં આવી પહોંચ્યા; એટલે તેમના મિત્રોએ તેમને બહાર ખેંચી કાઢયા. આ વખતે તે બાળક બેભાન હાલતમાં છતાં જીવતો હતો અને પેલો તરુણુ થાકીને તદ્દન લોથપોથ થઈ ગયો હતો. તે કૃતજ્ઞ સ્ત્રી બોલીઃ "પ્રભુ તમને બદલો આપશે. આજે તમે જે કાર્ય કર્યું છે તેના બદલામાં પ્રભુ તમારાં મહાન્ કામો સિદ્ધ કરશે અને મારા સિવાય સહસ્રાવધિ મનુષ્યોના આશીર્વાદની તમારા પર વૃષ્ટિ થશે."

આ તરુણુ તે અમેરિકાનો ઉદ્ધારક જ્યોર્જ વૉશિંગ્ટન હતો.

મસ્તકવિદ્યાના પંડીતે વેલિંગ્ટનનું મસ્તક તપાસી કહ્યુંઃ "આપ નામદારના મસ્તકમાં હિંમતનો અવયવ ઝાઝો વિકાસ પામ્યો નથી." વેલિંગ્ટને પ્રત્યુત્તર આપ્યો "આપનું કહેવું યથાર્થ છે; અને જો મને કર્તવ્યનું ભાન ન હોત તો હું મારા પ્રથમ યુદ્ધમાંજ રણુભૂમિમાંથી પાછો ફર્યો હોત." વેલિંગ્ટન પોતાનું એ પ્રથમ યુદ્ધ હિંદુસ્થાનમાં લડયો હતો અને તે ઇતિહાસમાં નોંધાયેલાં સૌથી

ભયંકર યુદ્ધો પૈકીનું એક હતું.

નેપોલિયન પોતાના વિપત્તિકાળમાં પોતાના સંયુક્ત શત્રુઓને આર્સીસ આગળ મળ્યો. આ સમયે લડાઇ દરમિયાન તેના તરુણ સૈનિકોની એક પલટણની સામે એક અગ્નિમય ગોળો આવી પડયો અને તે ફૂટવાની તૈયારીમાં હતો એવામાં નેપોલિયને પોતાના સૈનિકોનાં મન દૃઢીભૂત કરવાને માટે પોતાનો ઘોડો તે ભયંકર વસ્તુની તરફ દોડાવ્યો. તેની ગંધ લાગે એટલો પાસે તે તેને લઇ ગયો અને નિશ્ચલ ચિત્તે તેના ફાટવાની વાટ જોવા લાગ્યો. થોડી વારમાંજ તે ગોળો ફાટયો અને નેપોલિયન ઉડીને આઘો પડયો. પોતાના ઘાયલ થયેલા ઘોડાની સાથે ધૂળમાં રોળાવા છતાં જરા પણ ઇજા વિના તે પોતાના સૈનિકોની પ્રશંસા વચ્ચે ઉઠીને ઉભો થયો; તેણે શાન્ત ચિત્તે બીજો ઘોડો મંગાવ્યો અને ગોળાઓની અને જોશભેર ચાલતા યુદ્ધની વચ્ચે તે ઘૂમવા લાગ્યો.

જ્યારે જનરલ જૅકસન ન્યાયાધીશ હતો અને એક નાના સંસ્થાનમાં પોતાની ફરજ બજાવતો હતો ત્યારે સરહદ પર રહેતો એક જંગલી માણસ કે જેણે ખૂન કર્યું હતું અને જે જાન પર આવી ગયો હતો તે પશુતાભરેલા જુસ્સાથી ન્યાયમંદિરના ઓરડામાં ધુસી આવ્યો અને કૉર્ટના કામમાં વિઘ્ન કરવા લાગ્યો. ઉક્ત ન્યાયાધીશે તેને પકડવાની એક અમલદારને આજ્ઞા કરી. અમલદાર તેની પાસે જવાનું સાહસ કરી શક્યો નહિ. ન્યાયાધીશે કહ્યું: "સિપાઇને બોલાવી એને પકડી લો." પરંતુ ઉક્ત જંગલી માણસનો ભય લાગવાથી સિપાઇઓ પણ તેની પાસે જઇ શક્યા નહિ. આ જોઇ જૅકસન બોલ્યો: "ત્યારે મને બોલાવો; કૉર્ટનું કામ પાંચ મિનિટ સુધી મુલતવી રાખવામાં આવે છે." આમ કહીને તે પોતાના ન્યાયાસન પરથી નીચે ઉતરી, સીધો તે માણસની પાસે ચાલ્યો ગયો અને પોતાની કરડી આંખ વડે તેને દબાવી દીધો. તે જંગલી માણસે તરતજ પોતાનાં હથિયાર નાખી દીધાં અને પાછળથી તે બોલ્યો: "એની આંખમાં કંઇક એવું આકર્ષણ હતું કે જેની સામે હું ટકી શક્યો નહોતો."

ફ્રાન્સના માજી પ્રેસિડંટ કાર્નોટનાં છેલ્લાં સરકારી કામો પૈકી એક એ હતું કે, તેણે 'ફ્રેન્ચ લીજીયન ઑફ ઑનર' નો એક ચાંદ ઇન્ડીઆનામાં વસતી એક નાની અમેરિકન છોકરી પર મોકલી આપ્યો હતો. પાન હૅન્ડલ રેલ રોડની એક આગગાડીમાં બેસીને કેટલાક ઉચ્ચ કોટિના ફ્રેન્ચમૅનો ચિકાગો તરફ જતા હતા. તે સમયે જેની ફેરી

નામની દશ વર્ષની છોકરીને એક પૂલનો કેટલોક ભાગ ભાંગેલો જણાયો અને તેને લાગ્યું કે ટ્રેન ત્યાં પહોંચશે તો ભયંકર અકસ્માત થશે. આથી તે દોડીને રેલ્વેની સડક પર ગઈ અને ત્યાં ઉભી રહી. ત્યાર પછી તેણે પોતાનું લાલ ફ્લૅનલનું બદન કાઢ્યું અને જ્યારે આગ-ગાડી દૃષ્ટિગોચર થઇ ત્યારે તેણે તેને સડક પર આમતેમ હલાવવા માંડયું. તે બદનનો વાવટો જોવામાં આવતાં આગગાડી ઉભી રહી. તે આગગાડીમાં સાતસો માણુસો બેઠાં હતાં અને જેનીએ જો હિંમત અને સમયસુચકતા વાપરી ન હોત તો તેમાંનાં ઘણાં માણુસો મરણ પામ્યાં હોત. ઉપરોક્ત ફ્રેન્ચમૅનો જ્યારે ફ્રાન્સમાં પાછા આવ્યા ત્યારે તેમણે આ ઘટનાની હકીકત પ્રેસિડંટ કાર્નોટના કાન પર નાખી અને તેનું પરિણામ એ આવ્યું કે, પ્રસ્તુત સુપ્રસિદ્ધ ફ્રેન્ચ મંડળનો ચાંદ ઉક્ત છોકરીની ઉપર મોકલી આપવામાં આવ્યો. ગમે તે દેશમાં બહાદૂરીભરેલાં અને ઉત્તમ કાર્યો કરનાર માણુસને માન આપવું એ ઉક્ત મંડળનો ઉદ્દેશ છે.

ફૉર્ટ ડૉનૅલસનનું યુદ્ધ થયા પછી ઘાયલ થયેલા માણુસોને ખોરાક ભરવાના ખટારાઓમાં પૂરીને ડુંગર પરથી નીચે લઇ જવામાં આવ્યા અને તેમાંના ઘણા માણુસો સેંટલૂઇ પહોંચ્યા પૂર્વે મરણ પામ્યા. આસમાની રંગની આંખવાળા ઓગણીસ વર્ષના એક છોકરા-ના બન્ને હાથ અને બન્ને પગ ભાંગી ગયા હતા અને તે દીર્ઘ કાળ થયાં પડી રહ્યો હતો, પરંતુ કોઈ તેની સંભાળ લેતું નહોતું. તે બોલ્યોઃ "સૈનિકો! અમારી સાથે માથાફોડ કરવાને થોભી શકે એમ નહોતું; કારણકે તેમને તો કિલ્લો લેવો હતો. જ્યારે તેમણે કિલ્લો હસ્તગત કર્યો ત્યારે અમે સઘળા અમારી વેદના ભૂલી ગયા અને મરણની અણી સુધી આનંદધ્વનિ કર્યો."

સાતમી ક્રુઝેડ દરમિયાન મન્સુરાના યુદ્ધમાં ફ્રાન્સનો દસમો લુઇ તુર્કી લોકોના હાથમાં પકડાયો. તેની પત્ની માર્ગેરાઇટ પોતાના ખોળા પર એક નાના બાલક સહિત ત્યાંથી ઘણા માઇલના અંતર પર ડામિયેટામાં હતી. તુર્કોએ તે શહેરને ઘેરો ઘાલ્યો અને તેની સં-રક્ષક સેનાને એવી તો મુંઝાવી કે તેણે શત્રુઓને શરણે જવાનો નિશ્ચય કર્યો. રાણીએ સરદારોને બોલાવ્યા અને તેમને કહ્યું કે "નિદાન હું કોટ ઉપર સશસ્ત્ર દશામાં મરણ પામીશ ત્યાર પછીજ શત્રુઓ ડામિ-યેટાના સ્વામી બનશે." તેના આ શબ્દો સાંભળી સરદારો જંગલમાં જેમ પવનથી પત્રો હાલે છે તેમ કંપાયમાન થયા અને તેઓ ઉચ્ચતર ભાવનાથી ઉત્તેજિત થઇ પરસ્પર ધીમે ધીમે વાતચીત કરવા લાગ્યા.

ભાલા અને ઢાલથી સજ્જ બની તેમણે મરણપર્યંત પોતાની મહારાણી અને પોતાના ધર્મનું સંરક્ષણ કરવાનો નિશ્ચય કર્યો. આખરે ડામિયેટાનો બચાવ થયો.

પદભ્રષ્ટ થયેલા ક્લિયોનિમસને ફરીથી ગાદીએ બેસાડવાને માટે પિર્હસ સ્પાર્ટા ગયો અને ત્યાંના લોકો સામા થશે એવો ડર નહિ હોવાથી તેણે શાન્તિપૂર્વક લેકોનિયા આગળજ પોતાના તંબુ નાખ્યા. સ્પાર્ટનોએ ગભરાઇને રાજસભામાં મળી પોતાની સ્ત્રીઓને સંરક્ષણાર્થે ક્રીટ મોકલવાનો ઠરાવ કર્યો. પરંતુ તેમની સ્ત્રીઓ રાણી આર્કિડેમિ-યાને મળી અને તેને આ સંબંધે વાંધો લેવાને પ્રાર્થના કરી. તે હાથમાં સમશેર લઇ રાજસભામાં ગઇ અને તેણે પુરુષોને જણાવ્યું કે, "સ્પાર્ટાનો નાશ થયા પછી તમારી પત્નીઓ જીવવાની દરકાર કરતી નથી. અમે બહાદુર પુરુષોની માતા છીએ અને બહાદુર પુરુષોની પત્ની છીએ; અમે હિમ્મત ભરેલાં કામ કરવાને તૈયાર છીએ; અમે અમારાં શબથી તમારી દિવાલ બનાવવાને અને અમારા વાળથી તમારાં ધનુષ્યની દોરી બનાવવાને તૈયાર છીએ."

તેઓ શહેરની દિવાલની પાસે દોડી ગઇ અને તેમણે આખી રાત કામ કરી ખાઇ ખોદવામાં પુરુષોને સહાય કરી. બીજે દિવસે જ્યારે પિર્હસે શહેર પર આક્રમણ કર્યું ત્યારે લોકોએ એવી પ્રબળતાપૂર્વક તેનો પ્રતીકાર કર્યો કે તે લાકોનિયા છોડીને ચાલ્યો ગયો.

સ્પેનનો પાંચમો ચાર્લ્સ ૧૫૪૭ માં મ્યુહેલબર્ગના યુદ્ધ પછી સ્વેબિયા તરફ પાછા જતી વખત થુરિંજીઆમાં થઇને પસાર થયો હતો. તેણે સ્વાર્ઝબર્ગની કાઉન્ટેસ કૅથેરાઇનને એક પત્ર લખી જણાવ્યું હતું કે "તમારી રૈયત જો સ્પૅનિશ યોદ્ધાઓને સાધારણ ભાવ લઇ ખોરાકની વસ્તુઓ પૂરી પાડશે તો તેમના જાનમાલને નુકસાન કરવામાં આવશે નહિ." સ્પૅનિશ સૈન્ય રૂડૉલ્સ્ટૅટ આગળ આવી પહોંચતાં સેનાપતિ આલ્વા અને રાજકુમાર હેન્રી તથા તેના પુત્રોને ઉક્ત કાઉન્ટેસે એક દૂત મોકલીને પોતાની સાથે ભોજન લેવાનો આમંત્રણ કર્યું. આ બાઇને એક સૈન્યના સેનાધિપતિની, ભાવ લઈ ખોરાક પૂરો પાડવા જેવી નમ્ર માગણી સ્વીકાર્યા વિના છૂટકો નહોતો. અતિથિઓ ઉત્તમ ભોજનનો આસ્વાદ લેવાને બેઠા હતા એવામાં ભોજનગૃહમાંથી ઉક્ત કાઉન્ટેસને બહાર બોલાવી તેના માણસોએ જણાવ્યું કે "સ્પૅનિયાર્ડો લોકો પર અત્યાચાર કરે છે અને ગામડીઆઓનાં ઢોરોને હાંકી મૂકે છે."

એક પણ શબ્દ બોલ્યા વિના ઉક્ત કાઉન્ટેસે પોતાના સઘળા

માણસોને સજ્જ કર્યા. કિલ્લાના સઘળા દરવાજા અને બારણાં બંધ કર્યાં અને તે પ્રતિજ્ઞાભંગ વિષે ફરિયાદ કરવાને ભોજનાલયમાં પાછી ફરી. સેનાપતિ આલ્વાએ તેને જણાવ્યું કે "આવો તો યુદ્ધનો નિયમજ છે. અને આવી ક્ષુલ્લક ગેરવ્યવસ્થા પર લક્ષ્ય આપી શકાય એમ નથી." કૅથેરાઇન બોલીઃ "તે આપણે હમણાંજ જોઈશું. મારી રંક પ્રજાને પોતાનો માલ પાછો મળવો જોઈએ, નહિ તો બળદોના લોહીને બદલે રાજકુમારનું લોહી મળવું જોઇએ." બારણાં ઉઘાડી નાખવામાં આવ્યાં અને અતિથિઓની ખુરશીની પાછળ સશસ્ત્ર માણસોએ વેટરોની જગ્યા લીધી. હેન્રીના મુખારવિંદપરનો રંગ બદલાઇ ગયો; પછી તે મહાન્ વિપત્તિમાંથી મુક્ત થવાના ઉત્તમ ઉપાય તરીકે તે મોટેથી હસ્યો અને કાઉન્ટેસના ઉત્તમ કાર્યની ખૂબ પ્રશંસા કરીને તેણે આલ્વાને એકદમ ઢોરો તેમના સ્વામીઓને પાછાં સોંપવાની આજ્ઞા કરી. જ્યાં સુધી એ દૂતે આવીને એમ કહ્યું કે, રાજકુમારની આજ્ઞા પળાઈ છે અને પ્રજાને થયેલા સઘળા નુકસાનનો બદલો સંતોષકારક રીતે વાળવામાં આવ્યો છે ત્યાં સુધી સશસ્ત્ર વેટરો ત્યાંથી ખસ્યા નહિ. ત્યાર પછી કાઉન્ટેસે કહ્યુંઃ "આપે અહીંઆં પધારી મારા કિલ્લાને જે માન આપ્યું છે તે માટે હું આપનો આભાર માનું છું." અને તેઓ "આપે અમારૂં જે ઉત્તમ પ્રકારે આતિથ્ય કર્યું છે તે માટે અમે આપના આભારી છીએ." એવા શબ્દો સહિત છૂટા પડયા.

બળવાન રાજા પાઉહટને કૅપ્ટન જૉન સ્મિથને જ્યારે મોતની સજા કરી ત્યારે એક ઇન્ડિયન છોકરીએ બહાદૂરીભરેલી રીતે તેની જીંદગી બચાવી હતી.

કૉન્સલે જ્યારે બૂમ પાડી કે પૂલ ભાંગી જવાની તૈયારીમાં છે ત્યારે લાર્શિયસ અને હર્મિનિયસે નાસી જઇને પોતાની જીંદગી બચાવી; પરંતુ હૉરેશિયસ તો લાંબી લાંબી ફલંગો ભરતો હજી પણ પોતાના શત્રુઓની વધુ નિકટ ગયો અને નેવુંહજાર માણસોથી જરા પણ ડર્યો નહિ. ટસ્કન લોકો આ રોમનની ધીટતા જોઈ એટલા આશ્ચર્યચકિત થઇ ગયા કે તેઓ એકદમ પૂતળાં જેવા બની ગયા. તેમના સૈન્યમાં જરા પણ અવાજ થતો બંધ થયો. ઉભય સૈન્યોની વચ્ચે ટાઇબર નદી વહેતી હતી. હૉરેશિયસે આક્રમણકારોની નીચતા અને અધમતાને સખ્ત શબ્દોમાં વખોડી કાઢી તે ગંભીર નિઃશબ્દતાનો ભંગ કર્યો. આ નિઃશબ્દતા કેટલી ઉંડી હતી તેનો ખ્યાલ એટલા પરથી આવશે કે હૉરેશિયસ જ્યારે પોતાના શત્રુઓને કહ્યુ

વચન કહેતો હતો ત્યારે તેનો સ્પષ્ટ અને ગંભીર અવાજ ઉભય સૈન્યના હજારો માણસોને કર્ણગોચર થઈ શકતો હતો. જોરથી તૂટી પડેલાં લાકડાંના મોટા અવાજથી તેના શબ્દો જ્યાં સુધી સંભળાતા બંધ થયા નહિ ત્યાં સુધી તેના શત્રુઓએ તેના પર શરવૃષ્ટિ કરી નહોતી. પછી તે પોતાની ઢાલ વડે કુશળતાપૂર્વક શરપ્રહારથી બચી ટાઇબર નદીમાં કૂદી પડયો. એક ટસ્કન યોદ્ધાના ભાલાથી તેને કેડમાં ઘાવ થયો હતો અને તેથી તે જીવતાં સુધી લંગડો રહ્યો હતો, તોપણ તે સહિસલામત ટાઇબર નદી તરીને રોમમાં પહોંચ્યો હતો.

એક વહાણ ગ્રીન્લાંડના કિનારા પર શોધ કરવા માટે પ્રવાસ કરવા નીકળવાને સજ્જ થઇને ઉભું હતું અને એરિક ધિ રેડ તે પર પહોંચવાને માટે અશ્વારૂઢ થઇ નીકળ્યો હતો; પરંતુ માર્ગમાં તેના ઘોડાનો પગ સરકી ગયો અને તે થબ થઇને પડયો. આ સમયે એરિકના મુખમાંથી આ ઉદ્‍ગાર નીકળ્યાઃ—“ આ ખરેખર અપશુકન છે. જો હું હમણાં જલપર્યટન કરવાનું સાહસ કરીશ તો મારા પર વિપત્તિ આવી પડશે.” આથી તે પોતાને ઘેર પાછો ફર્યો; પરંતુ તેના નાના પુત્ર લીફે જવાનો નિશ્ચય કર્યો અને પાંત્રીસ ખલાસીઓ સહિત દક્ષિણ દિશા તરફ પોતાનું વહાણ હંકારવા માંડયું. આ સમયથી બે ત્રણ વર્ષ પૂર્વે કૅપ્ટન બીઆર્ની જલપર્યટન કરતો હતો ત્યારે તે સમુદ્રમાં તોફાન થવાથી કોઇ અજ્ઞાત પ્રદેશમાં તણાઇ ગયો હતો. તેની શોધ કરવાને માટેજ લીફ દક્ષિણ દિશા તરફ પોતાનું વહાણ હંકારતો હતો. તેમણે પહેલવહેલી જે ભૂમિ જોઇ તે ઘણું કરીને લૅબ્રેડોરની ભૂમિ હતી. તે એક ઉજ્જડ મેદાન હતું. લીફે આ દેશનું નામ હેલુલૅંડ ( અર્થાત્ સપાટ પથ્થરની ભૂમિ ) પાડયું. ઘણા દિવસ સુધી આગળ પ્રવાસ કર્યા પછી તે નીચા, સપાટ અને ગાડા જંગલવાળા કિનારા આગળ આવી પહોંચ્યો. તેણે આ દેશનું નામ માર્કલૅંડ પાડયું. આ દેશ ઘણું કરીને આધુનિક નોવાસ્કોશિયા હતો. ત્યાંથી આગળ પ્રવાસ કરી તેઓ એક દ્વીપની આગળ આવી પહોંચ્યા, જેને તેમણે વિન્લૅંડ( દ્રાક્ષની ભૂમિ )નું નામ આપ્યું; કારણ કે તે દ્વીપનાં જંગલોમાં સુંદર દ્રાક્ષ પુષ્કળ થતી હતી. આ ઘટના ઇ. સ. ૧૦૦૦ માં બની હતી. આજે જ્યાં ન્યૂપોર્ટ નગર વસેલું છે ત્યાં તેમણે ઘણા માસ વ્યતીત કર્યા અને ત્યાર પછી તેઓ પોતાના વહાણમાં દ્રાક્ષ અને વિચિત્ર પ્રકારનાં કાષ્ઠ ભરીને ગ્રીન્લાંડમાં પાછા આવ્યા. આ પ્રવાસ ફતેહમંદ નીવડયો અને નિઃસંશય એરિક અપશુકનથી ડરી જવાને માટે પસ્તાયો.

૧૭૯૬ ના મેની ૧૦ મી તારીખે ઑસ્ટ્રિયન તોપખાનાની સન્મુખ નેપોલિયને લોદીનો પૂલ ઓળંગ્યો. શત્રુઓએ પૂલના નાકા પર ચૌદ તોપો–કેટલાકો ત્રીસ જણાવે છે–ગોઠવી હતી અને તેની પાછળ છ હજાર માણસો ગોઠવ્યા હતા. નેપોલિયન પૂલ પર ચાર હજાર માણસ લઇ ગયો. ફ્રેન્ચ લશ્કરની ઉપર ગોળાઓની ભયંકર વૃષ્ટિ થવા લાગી. સેનાની આગલી પંક્તિઓ ઘાસની ગંજીની પેઠે નાશ પામી. તેની પાછળના સૈનિકો ભયભીત થઇને ઉભા રહ્યા અને પાછળ હઠવા લાગ્યા. બહાદૂર સૈનિકો પોતાની સામેના પ્રચંડ હુમલાથી ગર્ભગલિત ગઇ ગયા. એક પણ શબ્દ બોલ્યા વિના અથવા ઠપકો આપવા જેવી મુખમુદ્રા કર્યા સિવાય નેપોલિયન મોખરે ગયો એટલે તેના અંગરક્ષકો અને તેના સેનાધિપતિઓ પણ તેની પાછળ ગયા. આગળ ધસી માર્ગ રોકનારાં મુડદાંની ઉપર થઈ અત્યંત શીઘ્ર ગતિથી નેપોલિયન બસો વાર દોડી ગયો અને તેની પાછળ તેના માણસો પણ દોડી ગયા. તેમની ગતિ એટલી શીઘ્રતાથી થઇ હતી કે તેમના પર ઑસ્ટ્રિયનોના ગોળાની જરા પણ અસર ભાગ્યેજ થઇ. ફ્રેન્ચ સૈનિકો પૂલ પસાર કરી સામા નાકાપર જઇ પહોંચ્યા અને ભૂમિ પર કૂદી પડયા. આ સઘળું એટલી ત્વરાથી અને એટલી અદ્દભુત રીતે બન્યું હતું કે ઑસ્ટ્રિયન તોપચીઓએ પોતાની તોપ છોડી દીધી અને તેમની પાછળ ઉભા રહેલા તેમના સહાયકો પણ આગળ ધસીને ફ્રેંચ આક્રમણકારોની સામે લડવાને બદલે ગભરાઇને પલાયન કરી ગયા. આ બહાદૂરી ભરેલું આક્રમણ કરવામાં નેપોલિયને આ ઘટના બનશે એવી ગણત્રી કરીજ રાખી હતી. નેપોલિયનના નાના કદ અને તેના સૈનિકોનાં પ્રચંડ શરીરોની વચ્ચે જે હિંમતમાં ભેદ હતો તેથીજ તેને "નાના સેનાધિપતિ"નું ઉપનામ પ્રાપ્ત થયું હતું.

જોન ઑફ આર્કના વિજયની મહાન્ ચાવી પણ આક્રમણ કરવામાં તે જે સાહસિકતા દર્શાવતી હતી તે હતી.

જ્યારે કૅલોનાવાળો સ્ટિવન તેના નીચ આક્રમણકારોના હાથમાં પકડાયો અને તેમણે તેને મશ્કરીમાં પૂછ્યું કે "હવે તારો કિલ્લો ક્યાં છે ?" ત્યારે તેણે પોતાના હૃદય પર પોતાનો હાથ મૂકીને હિંમતપૂર્વક પ્રત્યુત્તર આપ્યો કે " આ રહ્યો."

મૅક્સિકન યુદ્ધ વખતે સેનાપતિ મૅક ક્લેલનને પૅસિફિક કોસ્ટ પર ભૂનિરીક્ષણ કરવા માટે એન્જીનિયર તરીકે નિયુક્ત કરવામાં આવ્યો હતો. તેનો મુખ્ય મુકામ વૅંકુવરમાં હતો અને ત્યાંથી તે એક સૈનિક

અને એક અનુચર એ બે માણુસો સહિત દક્ષિણમાં કોલંબિયા નદી-પર્યંત ગયો હતો. એક દિવસ સાયંકાળે તેને એવો સંદેશો મળ્યો કે, કોલંબિયા નદીની આસપાસ વસતી જાતોના નાયકો તેને મળવા માગતા હતા. સંદેશવાહકની રીતભાત પરથી તેને શક ગયો કે ઇન્ડિયન લોકો કાંઇક તોફાન કરવા માગે છે. તેણે પોતાના સાથીઓને ચેતાવી દીધા કે, તમારે ઇસારત કરતાંવેંતજ એકદમ છાવણીનો ત્યાગ કરવો. પછી તે અશ્વારૂઢ થઇ હિંમતપૂર્વક ઇન્ડિયનોના ગામમાં ગયો. તેમાં પ્રાયઃ ત્રીસ નાયકો એકઠા થયા હતા અને સભા ભરીને બેઠા હતા. મૅક્ ક્લેલનને તે સભામાં લઇ જવામાં આવ્યો અને તેને સાલ્ટેસના જમણા હાથ પર બેસાડવામાં આવ્યો. તે ઇન્ડિયનોની ચિનૂક ભાષા જાણતો હતો અને તેથી તે સભામાં બોલાતો પ્રત્યેક શબ્દ સમજી શકતો હતો. સભામાં નીચે પ્રમાણે ચર્ચા ચાલી; સાલ્ટેસે ઉક્ત ઇન્ડિયન જાતોની જે જે ફરિયાદો હતી તે જણાવી. ગૌરાંગોની એક મંડળીએ બે ઇન્ડિયનોને પકડીને તેમને ચોરીના અપરાધ માટે ગર્દન માર્યા હતા. આ અત્યાચારને માટે વૈર લેવાની જરૂર જણાતી હતી. નાયકોએ ઘણી વાર સુધી વિચાર કર્યો અને માત્ર થોડાજ શબ્દોમાં પોતાનો નિર્ણય દર્શાવ્યો કે "આ માણસ આપણી સાથે સારી રીતે વર્ત્યો છે, એમાં તો કાંઇ સંશય નથી; પરંતુ એ એક ગૌરાંગ છે અને આપણે તો એની જાતના લોકો પર વૈર લેવાની પ્રતિજ્ઞા કરી છે." કલાકોના કલાકો સુધી સભામાં વિચાર ચાલ્યા પછી સાલ્ટેસે તે જાતોના મુખ્ય નાયક તરીકે જણાવ્યું કે "આપણી જાતિના બે ચોરોને ગૌરાંગોએ ગરદન માર્યા તેના બદલામાં આ માણસને હમણાં ને હમણાં મારી નાખવો જોઇએ."

મૅક્ ક્લેલન એક શબ્દ પણ બોલ્યો નહિ. તે જાણતો હતો કે અહીં ન્યાય મેળવવાને માટે દલીલ અને પ્રાર્થના કરવાથી કાંઇ પણ ફાયદો થાય એમ નથી. તે જાણે પોતાના મસ્તક પર ઝઝુમતા સંકટ વિષે બેદરકાર હોય તેમ સ્થિર બેસી રહ્યો હતો. તેના આવા દેખાવ-થી ઇન્ડિયનો જોઇએ તેટલા સાવધ રહ્યા નહિ. જ્યારે સાલ્ટેસે સભાનો નિર્ણય કહી સંભળાવ્યો ત્યારે તેણે વિદ્યુદ્ગતિથી તેના ગળાની આસપાસ પોતાનો ડાબો હાથ નાખ્યો અને પોતાની રિવૉલ્વર બહાર કાઢી તેના લમણાની છેક પાસે ધરી. પછી તે ચાંપની ઉપર પોતાનો આંગળી મૂકી બોલ્યોઃ "આ સજા પાછી ખેંચી લે, નહિ તો આજ પળે હું તારું મોત આણીશ." ભયથી ફિક્કો પડી જઇ સાલ્ટેસ બોલ્યોઃ "હું સજા પાછી ખેંચી લઉં છું." મૅક્ ક્લેલન બોલ્યોઃ "તારા

માણસો આ સભામાંથી મને સહિસલામત જવા દે એટલા માટે તું મને વચન આપ." સાલ્ટેસે શીઘ્ર પ્રત્યુત્તર આપ્યો: "હું એ માટે વચન આપું છું." આ પ્રતિજ્ઞા કેવી પવિત્ર હતી તે મૅક્ ક્લેલન જાણતો હતો. રિવૉલ્વર નીચી કરી દેવામાં આવી. તે મજબૂત માણસની બાથમાંથી સાલ્ટેસ મુક્ત થયો. મૅક્ ક્લેલન પોતાના હાથમાં રિવૉલ્વર લઇને તે સભામાંથી બહાર નીકળ્યો. તેની સામે કોઇએ આંગળી સુદ્ધાં ઉંચકી નહિ. તે પોતાના અશ્વ પર આરૂઢ થયો અને પોતાની છાવણીમાં ચાલ્યો ગયો. ત્યાં તેના બે અનુયાયીઓ પણ અશ્વારૂઢ થયા અને તે સ્થાન છોડીને ચાલ્યા ગયા. તે પોતાની અવલોકનશક્તિની ચપલતા અને ઇન્ડિયન લોકોના સ્વભાવના ખરા જ્ઞાનથી પોતાની જીંદગી બચાવી શકયો હતો.

૧૮૫૬ માં રૂફસ ચોટ, જેમ્સ બુકૅનનની પ્રેસીડંટની પદવી માટેની ઉમેદવારીની તરફેણમાં લૉવેલમાં પ્રાય: પાંચ હજાર શ્રોતાઓની સન્મુખ વ્યાખ્યાન આપતો હતો. જે મોટા હૉલમાં વ્યાખ્યાન થતું હતું તે, જેમ વ્યાખ્યાન આગળ ચાલતું ગયું તેમ, નીચે બેસતો ગયો અને તે સભાના પ્રમુખ બી. એફ. બટલરે જો શાન્તિ જાળવી ન હોત તો પરિણામ ઘણું ભયંકર આવત. તેણે લોકોને કહ્યું: "આપ શાન્ત રહેજો, હું જરા જઇને ભયનું કાંઈ કારણ છે કે નહિ તે જોઈ આવું." તેને હૉલની નીચેના સ્તંભ અતિ જીર્ણ દશામાં જણાયા. તે ધીમે પગલે હૉલમાં આવ્યો અને ચોટની આગળ આવી તેણે તેના કાનમાં કહ્યું: "આપણે સઘળાં પાંચ મિનિટમાં મરણ પામીશું." ત્યાર પછી તેણે શ્રોતાઓને કહ્યું: "જો આપ ધીમે ધીમે ચાલ્યા જશો તો હમણાં તરત કાંઇ ભય જેવું નથી. જે સ્થાને કાંઇ પણ ભય ન હોય તે સ્થાને એકત્રિત થવું ડહાપણ ભરેલું છે, એમ હું ધારૂં છું. ભય પ્લૅટફાર્મ આગળ છે, કારણ કે અહીંઆં અત્યંત નાજુક સ્તંભો છે અને અમે પ્લૅટફાર્મ પરના માણસો સૌની પાછળ બહાર નીકળીશું." નિ:સંશય, તેણે આ પ્રમાણે જાળવેલી શાન્તિને લીધે એ પ્રસંગે ઘણી જીંદગીનો બચાવ થયો હતો.

એક ભપકાદાર ખાણાના મેળાવડામાં અમેરિકા અને બીજા દેશોના ઘણા સુપ્રસિદ્ધ રાજદ્વારીઓ એકત્રિત થયા હતા અને તેમાં દારૂનો ઉપયોગ છૂટથી થતો હતો; પરંતુ શુઇલર કૉલ્ફૅક્સ કે જે તે સમયે યુનાઇટેડ સ્ટેટસનો વાઇસ પ્રેસિડંટ હતો તેણે તેની આગળ ધરેલો એક પ્યાલો લેવાની ના પાડી. એક રાજસભાસદ કે જેણે

ઘણો દારૂ પીધો હતો તે ઉપહાસ કરી બોલ્યો: "ફૉલ્કફકસમાં દારૂ પીવાની હિંમત નથી." વાઇસ પ્રેસિડન્ટે ઉત્તર આપ્યો: "આપનું કહેવું યથાર્થ છે, મારામાં હિંમતજ નથી."

કેટલાંક વર્ષ પૂર્વે ગ્રાંટ જ્યારે હૌસ્ટનમાં હતો ત્યારે તેનું ઘણી સારી રીતે આદરાતિથ્ય કરવામાં આવ્યું હતું. હૌસ્ટનના નિવાસીઓ સ્વભાવથીજ આતિથ્ય કરવામાં ઉદાર હતા અને તેઓ સ્વાભાવિક રીતે ગ્રાંટ જેવા માણુસને ચાહતા હતા; તેથી તેમણે ખાણું આપવાની બાબતમાં તથા પોતાની લાગણી અને આદરાતિથ્ય પ્રદર્શિત કરવાનાં બીજાં ચિહ્નોની બાબતમાં દક્ષિણ તરફના બીજા કોઇ પણ નગરને પાછળ મૂકી દેવાનો નિશ્ચય કર્યો. તેમણે ખાણાને માટે મહાન તૈયારીઓ કરી અને કમિટિએ મહાન્ પરિશ્રમ કરીને તે દિવસને માટે ઉંચામાં ઉંચો દારૂ મેળવ્યો. પરંતુ જ્યારે દારૂ પીરસવાનો સમય થયો ત્યારે એક પણ શબ્દ બોલ્યા વિના તે સેનાપતિએ પોતાને માટેની મોટી રકાબી-પરના સમસ્ત પ્યાલા ઉંધા વાળી દીધા. તેનું આ કૃત્ય જોઇ સઘળા લોકો આશ્ચર્યચકિત્ થઈ ગયા, પરંતુ તેમણે પણ સમયાનુરૂપ કાર્ય કર્યું. એક પણ શબ્દ બોલ્યા વિના પ્રત્યેક માણુસે પોતપોતાના પ્યાલા ઉંધા વાળી નાખ્યા અને તે રાત્રે દારૂનો એક પણ છાંટો લેવાયો નહિ.

ફ્રાન્સના નૉયન નગરની એક ઉંડી ગટર મરામતને માટે ખુલ્લી કરવામાં આવી હતી અને રાત્રિના સમયે પણ બેદરકારીથી તે ખુલ્લી જ રહી ગઇ હતી. લોકોને ચેતાવવાને માટે તેની ઉપર ઢાંકણુ પણ મૂકેલું નહોતું અને બત્તી પણ નહોતી. મોડી રાત ગયા પછી ચાર માણુસો તેની અંદર તૂટી પડયા અને તેઓ ઘણી વાર અંદર પડી રહ્યા. પછીજ નગરમાં આ વાતની ખબર લોકોને થઇ. તે માણુસો અત્યંત દુર્ગંધથી બેભાન બની ગયા હતા અને તેમની પાસે જવાનું કોઇપણ માણુસ સાહસ કરતું નહોતું. અંતે અઢાર વર્ષની કૅથેરાઇન વાસેન નામની એક દાસીએ તેમની પાસે જવાની હિંમત કરી. તેણે આગ્રહપૂર્વક જણાવ્યું કે, મને દોરડા વડે અંદર ઉતારો. તેણે અંદર ઉતરી બે માણુસોને દોરડું બાંધી તેમને ઉપર ઉંચકાવી લીધા અને પુનઃ અંદર ઉતરી તે ત્રીજા માણુસને દોરડું બાંધતી હતી એવામાં તેને પોતાનો શ્વાસ રોકાતો જણાયો. તેણે બીજું દોરડું પોતાના લાંબા ગુચ્છાદાર વાળની સાથે બાંધ્યું અને ત્યાર પછી તે પણ બેભાન બની ગઇ. એ પછી પેલા માણુસની સાથે તેને પણ ઉપર ઉંચકી લેવામાં આવી, જ્યાં તે તાજી હવા અને ઉત્તેજક ઔષધિઓની સહાયથી જલદી

સાજી થઇ. એ પછી ચોથા માણસને જ્યારે બહાર કાઢવામાં આવ્યો ત્યારે તે, ક્લોરોફોર્મ વગેરે બેભાન થઈ જવાથી જે વિલંબ થયો હતો તેને લીધે મરણ પામ્યો હતો.

વૉટર્લૂમાં બે ફ્રેંચ અમલદારો પોતાની સેના કરતાં અત્યંત પ્રચંડ સેના ઉપર આક્રમણ કરવાને આગળ ધસતા હતા. તેમાંના એક અમલદારને લાગ્યું કે, બીજો ભયનાં ચિહ્નો દર્શાવે છે, તેથી તેણે તેને કહ્યું: "મહાશય ! મને લાગે છે કે આપ ભયભીત થયા છો" બીજા અમલદારે પ્રત્યુત્તર આપ્યો: "હા, હું ભયભીત થયો છું, પરંતુ મારાથી અર્ધો ભય પણ જો આપને લાગ્યો હોય તો આપ મુઠ્ઠી વાળીને પલાયનજ કરી જાઓ."

વેલિંગ્ટને જ્યારે એક સૈનિકને એક તોપખાનાની સામે જતાં ફિક્કો પડી જતો જોયો ત્યારે તે બોલી ઉઠ્યો કે: "આ યોદ્ધો બહાદુર છે; એ પોતાના ભયથી પરિચિત છતાં પણ તેની સામે થાય છે."

લ્યૂથરના એક મિત્રે તેને કહ્યું કે: "વર્મ્સમાં ધર્માચાર્યો છે અને તેમણે જેમ જૉન હસને બાળી મૂકયો હતો તેમ તેઓ તમને પણ બાળીને ભસ્મીભૂત કરશે." લ્યૂથરે પ્રત્યુત્તર વાળ્યો: "વર્મ્સથી વિટેનબર્ગ સુધી પહોંચે અને આકાશ સુધી જ્વાલા જાય એવો અગ્નિ તેઓ પ્રદીપ્ત કરે તોપણ હું ઈશ્વરને નામે તેમાંથી પસાર થઈશ અને તેમની સમક્ષ જઇશ." તેણે એક બીજા માણસને કહ્યું હતું કે "વર્મ્સમાં ઘર પરનાં નળિયાં જેટલા દૈત્યો હશે તોપણ હું તેમાં જઇશ." બીજા માણસે કહ્યું કે "ડ્યૂક જ્યૉર્જ તમને પકડશે." તેણે જવાબ આપ્યો: "ત્યાં જવું એ મારો ધર્મ છે અને નવ દિવસ સુધી સતત ડ્યૂક જ્યૉર્જનીજ વૃષ્ટિ થશે તોપણ હું ત્યાં જઇશ."

વર્મ્સની રાજસભામાં લ્યૂથર પોતાના દુશ્મનોની સામે ઉભો રહી બોલ્યો હતો કે "અહીંઆં હું ઉભો છું અને બીજું કાંઇ પણ કરી શકતો નથી; ઈશ્વર મને સહાય કરો!"

પશ્ચિમ તરફના પ્રદેશમાં પ્રકટ થતા એક પત્રે થોડા વખત પર 'યુનિયન' અને 'કૉન્ફિડરેટ' અમલદારોને પ્રજાના માંહોમાંહેના યુદ્ધ દરમિયાન પોતે જોયેલા સૌથી વિશેષ બહાદુરી ભરેલા કામનો અહેવાલ આપવાને નિમંત્રણ કર્યું હતું. કર્નલ ટૉમસ ડબ્લ્યુ. હિગિન્સને જણાવ્યું કે "બ્યુફોર્ટમાં એક ખાણા વખતે દારૂનો છૂટથી ઉપયોગ કરવામાં આવતો હતો અને ફાવે તેમ નાગી ઉઘાડી મશ્કરી કરવામાં આવતી હતી. આ વખતે ડૉ. માઈનર નામનો એક પાતળો ભોકરવાદ દેખાવનો માણસ કે જે દારૂ પીતો નહોતો તેને એક જણે કહ્યું કે

"જ્યાંસુધી તમે કોઇની સલામતી લેશો નહિ કે કાંઇપણ બોલશો નહિ અથવા એકાદ ગાયન ગાશો નહિ ત્યાંસુધી તમને જવા દેવામાં આવશે નહિ." તેણે પ્રત્યુત્તર આપ્યો: "હું ગાઇ શકતો નથી, પરંતુ હું સલામતી લઇશ; જો કે મારે દારૂને બદલે પાણીથી સલામતી લેવી પડશે. હું 'આપણી માતાઓ'ની સલામતી લઇશ."

તેના આ શબ્દો સાંભળી ત્યાં એકત્રિત થયેલા માણસોનાં હૃદય પર એટલી બધી અસર થઇ અને તેઓ એટલા બધા શરમિંદા પડી ગયા કે કેટલાક માણસોએ તેનો હાથ પકડયો અને તેને શાબાશી આપી કહ્યું કે "ખરેખર, તમને ધન્યવાદ ઘટે છે. તોપના મુખ સામે ચાલ્યા જવામાં જેટલી હિંમત જોઇએ તે કરતાં પણ અહીં તમે વિશેષ હિંમત દર્શાવી છે."

જૉન બ્રાઇટે જે મતનું સમર્થન કર્યું હતું તે માટે તેના પર આખી પાર્લામેંટે ઉપહાસ, તિરસ્કાર અને ઘૃણાની વૃષ્ટિ કરી હતી. આ સહન કરવાને માટે તેને ઘણી હિંમત ધારણ કરવી પડી હતી, પરંતુ તે વજ્રનો બનેલો હતો. તે માત્ર પોતાના ચારિત્ર્યબળ અને પ્રખર વક્તૃત્વશક્તિથીજ રાજદ્વારી ક્ષેત્રમાંથી નામશેષ થતાં બચ્યો હતો. એક માણસ તેની આગળ એવી બડાઇ હાંકતો હતો કે "મારા વડવાઓ વિજેતાઓની સાથે આ દેશમાં આવ્યા હતા." તેને તેણે ઉત્તર આપ્યો કે "તેમણે બીજું કાંઇ પણ કાર્ય કર્યું હોય એમ મારા સાંભળવામાં આવ્યું નથી." બ્રાઇટ જ્યારે બિમાર હતો ત્યારે એક રાજપક્ષના ઉમરાવે કહ્યું કે "ઇશ્વરે એને મસ્તિષ્કનો રોગ લાગુ પાડયો છે." બ્રાઇટ જ્યારે સાજો થઇને પાછો 'હાઉસ ઑફ કૉમન્સ'માં આવ્યો ત્યારે તેણે ઉપરોક્ત શબ્દોના પ્રત્યુત્તરમાં જણાવ્યું કે, "ભલે એમ હશે; પરંતુ મહેરબાન ઉમરાવના મિત્રો અને સ્વજનો જાણીને કાંઇક સંતોષ પામશે કે, આ એક એવા પ્રકારનો રોગ છે કે જેને ઇશ્વર સુદ્ધાં તેના પર લાગુ પાડી શકતો નથી."

હોમ્સ કહે છે કે "જ્યારે એક દૃઢ નિશ્ચયવાન મનુષ્ય સંસાર-રૂપી પ્રચંડ રાક્ષસને હિંમતપૂર્વક ગળચીમાંથી પકડી લે છે ત્યારે તે ખરેખર લાચારજ બની જાય છે અને તેથી તે મનુષ્યને આશ્ચર્ય સાથે જણાય છે કે, આ રાક્ષસ માત્ર ભીરુ માણસોનેજ ડરાવીને નસાડી મૂકવાની શક્તિ ધરાવે છે."

અન્ય લોકો જ્યારે પ્રશંસા અને સત્તાને માટે ખુશામત અને આજીજી કરતા હોય ત્યારે તેમ નહિ કરતાં દૃઢતાપૂર્વક પોતાની સચ્ચાઇ સાચવી રાખવાને માટે સાચા સત્ય પ્રેમીને-ખરા ધર્માત્માને ભારે

હિંમતની આવશ્યકતા હોય છે. તેના સાથીઓ જ્યારે ભપકાદાર પોશાકમાં સજ્જ થઇને મહાલતા હોય, ત્યારે ફાટલાં તૂટલાં કપડાં પહેરીને ફરવામાં તેને હિંમતની જરૂર પડે છે. અન્ય લોકો જ્યારે ઠગાઇ કરીને શ્રીમંત બનતા હોય ત્યારે પ્રમાણિકતાપૂર્વક નિર્ધનતામાં દિવસો ગાળવામાં તેને હિંમતની જરૂર પડે છે. તેની આસપાસના લોકો જ્યારે "હા" કહેતા હોય ત્યારે ચોખ્ખી "ના" પાડવામાં તેને હિંમત ધારણ કરવી પડે છે. બીજા લોકો જ્યારે પવિત્ર ધર્માજ્ઞાનો ભંગ કરીને પણ પૈસો અને પ્રસિદ્ધિ પ્રાપ્ત કરતા હોય ત્યારે અપ્રસિદ્ધાવસ્થામાં રહી મૌનપૂર્વક પોતાનું કર્તવ્ય બજાવવામાં તેને ભારે હિંમતની જરૂર પડે છે. વળી પોતાનું સત્ય સ્વરૂપ ખુલ્લું કરવામાં, પોતાના દોષ દર્શાવી લોકનિંદા સહન કરવામાં અને તે જેવો હોય તેવો દેખાવામાં તેને અસાધારણ હિંમતની આવશ્યકતા હોય છે.

વિરુદ્ધ મત, પરાજય, ઉપહાસ, ઠઠ્ઠા, મજાક, તિરસ્કાર અને ગેરસમજૂતી સહન કરવામાં અને આખી દુનિયા તમારી વિરુદ્ધ હોય તો-પણ એકલા ઉભા રહેવામાં હિંમતની જરૂર છે. પોતાના પક્ષમાં એક પણ માણસ ન હોય, તોપણ જે પોતાના સત્ય માર્ગને વળગી રહેતો નથી, તેને ગુલામજ સમજવો."

"ઓ પ્રમાણિક પુરુષ! હમેશાં કોઇ ને કોઇ કૂતરો તો તમારી પાછળ ભસ્યાજ કરવાનો છે."

"એક ખરા પ્રમાણિક માણસની પાછળ કૂતરા ભસતા હોય તેથી કાંઇ તેની કિંમતમાં ઘટાડો થતો નથી."

"કોઈ પણ માણસ જગતરૂપી કૂતરાના ભસવાથી ડરે છે, તો તો પછી લોકો પણ કૂતરાની પેઠે એક સાથે તેના ઉપર તૂટી પડે છે; અને જો તે નિર્ભયતાપૂર્વક તેની સામે ઉભો રહે છે તો તેઓ ભસતા બંધ થશે અને તે પછી જો તે તેઓ તરફ એકાદ રોટલાનો ટુકડો પણ નાખશે તો તેઓ તેના પગ ચાટવા માંડશે."

(હકીકત આવી છતાં લોકો આપણો ઉપહાસ કરે છે યા કરશે) એવી બીકથી કેટલા બધા માણસો ઉપહાસપાત્ર જીવન ગાળે છે!

"ઉપહાસ અથવા તિરસ્કારથી જે માણસ પોતાના મનુષ્યત્વ અને ગૌરવને તિલાંજલિ આપે છે તે કાયર પુરુષ છે; અને જે માણસ જરા પણ ક્ષોભ અથવા ભય પામ્યા વિના સત્ય અને હકને માટે એકલો હોવા છતાં પણ દ્રઢતાપૂર્વક ઉભો રહે છે તે વીર પુરુષ છે."

જે તરુણ પોતાના મનના વિચારો કહેતાં ડરે છે તે અંતે મનમાં પણ વિચાર કરતાં ડરશે.

આપણે સ્વતંત્ર કાર્ય કરતાં કેટલા ડરીએ છીએ! આપણે માત્ર બીજાઓનું અનુકરણજ કરીએ છીએ. માત્ર રીતારવાજોના ગુલામ તરીકે તથા આપણો વૈદ કે ધર્મગુરુ સલાહ આપે તે પ્રમાણેજ આપણે સંસારમાં રહીએ છીએ અને એક વાર ગ્રહણ કરેલા ધોરણનો કદી પણ ત્યાગ કરતા નથી. પોશાક, શિષ્ટાચાર, નોકરચાકર, ગાડીઘોડા એ સર્વ આપણા ધોરણને અનુકૂળ હોવા જોઇએ, નહિ તો આપણા ઉદ્વેગનો પાર રહેતો નથી. પોતાનો ગૃહસંસાર અથવા પોતાનો ધંધો-રોજગાર પોતાની ઇચ્છા અનુસાર પ્રમાણિકતાથી ચલાવવાની અને લોકમતની જરા પણ દરકાર નહિ કરવાની કોનામાં હિંમત હોય છે?

ઘણા માણસો તોપની સન્મુખ ધસી જઇ શકે છે ખરા, પરંતુ લોકમતની સામે ઉભા રહી શકતા નથી.

લોકમતને તાબે નહિ થવામાં સાર્વજનિક જીવન ગાળનાર મનુષ્યને હિંમતની આવશ્યકતા હોય છે. લોકાચાર જ્યારે આપણા આરોગ્ય અને સદાચરણને અનિષ્ટકારક હોય ત્યારે તેનું અનુસરણ કરવાની ના પાડવામાં હિંમતની જરૂર છે. સમરાંગણમાં તોપના ગોળાની સામે થવા કરતાં લોકોને અપ્રિય હોય એવા સાચા વિચારો પ્રદર્શિત કરવામાં વિશેષ હિંમતની જરૂર પડે છે. એક પુરુષસિંહની પેઠે દ્રઢતાપૂર્વક પોતાના પગ પર ઉભા રહેવાને બદલે બે મોઢે કે દ્વિઅર્થી બોલીને દાવપેચ કરી લોકાપવાદમાંથી છટકી જવાનું બાયલાપણું તો બહુજ સહેલું છે!

સેંટ બ્યુવેએ કહ્યું હતું કે "તમે ગમે તેવા મહાપુરુષ હશો, ગમે તેવા બુદ્ધિમાન હશો, ગમે તેવા કલાવિધાયક, માનવંત અથવા મળતાવડા સ્વભાવના હશો, પરંતુ જે ગુણોને લીધે તમારી પ્રશંસા થવી જોઇએ તે સર્વને માટે કેટલાકો તરફથી તો તમારી અવશ્ય નિંદાજ કરવામાં આવશે. તમે ભલેને વર્જિલ કે વાલ્મીકિના જેવા ધાર્મિક, બુદ્ધિમાન અને ઉત્તમોત્તમ કવિ હો, તોપણ કેટલાકો તમને એક ક્ષુદ્ર કવિ કહેશે. તમે કદાચ પુરુષોત્તમ કૃષ્ણ ભગવાન જેવા હશો તોપણ લોકો ખુદ તમારી શુદ્ધ અને સુંદર રસિકતાને માટે તમારી નિંદા કરશે. તમે કદાચ કાલિદાસ કે શેક્સપિયર સમાન હશો તોપણ કેટલાકો તમને એક છાકટો જંગલી માણસ કહેશે. તમે ગેટે સમાન હશો તોપણ અનેક માણસો તમને સાથી વિશેષ સ્વાર્થી અને દેહાભિમાની કહેશે."

જેવી રીતે બલવાનમાં બલવાન માણસ પણ કોઇક બાબતમાં દુર્બલ હોય છે, તેવી રીતે મહાનમાં મહાન વીર

પુરુષ પણ કોઇક બાબતમાં કાયર હોય છે. પિટર પોતાના ગુરુનું સંરક્ષણ કરવાને માટે પોતાની તલવાર ખેંચવાને પૂરતી હિંમત ધરાવતો હતો; પરંતુ તે વડા ધર્મગુરુના મંદિરમાં કુમારિકાઓનો ઉપહાસ અને તિરસ્કાર સહન કરી શક્યો નહોતો; અને જે ગુરુને માટે પોતાનો જાન આપવાનું એક વાર તેણે જણાવ્યું હતું તેજ ગુરુની ભલામણ પણ તેણે સ્વીકારી નહોતી. અડગટેકી પ્રતાપ રાણો પોતાની ટેકને ખાતર રાજપાટ ગુમાવી વનમાં રઝળતાં હાર્યો નહિ, પણ પોતાની ભૂખી બાળકીના હાથમાંથી બિલાડો રોટલો લઈ નાસી જતાં તે બાળકી રડી પડી અને તેને આપવાને બીજું કાંઈ નહોતું ત્યારે તેની હિંમત (અમુક વખત માટે પણ) તૂટી ગઈ.

એક સ્મરણીય પ્રસંગે ઍન્ડ્રૂ જૅકસને કહ્યું હતું કે "હું જોખમદારી માથે લઇશ." અને તેના શબ્દો ઘરગથ્થુ થઇ પડયા છે. જૉન ક્વિન્સી ઍડમ્સની આજ્ઞાઓનો વિરોધ કૉંગ્રેસ પણ કરી શકી નહોતી.

જો આ જગતમાં કોઇ પણ અસામાન્ય કાર્ય સિદ્ધ કરવાની કોઈ મનુષ્યની ઇચ્છા હોય તો તેણે પોતાના શિર પર જોખમદારી ઉઠાવતાં ડરવું જોઇએ નહિ. અલબત્ત, નિષ્ફળતાનું જોખમ, અપ્રિય ટીકા અને માણસોના ઉપહાસની શરવૃષ્ટિને સહન કરવામાં ખૂબ હિંમત ધારણ કરવી પડે છે; પરંતુ જે માણસ સત્યને વળગી રહેતો નથી, જે માણસ લોકોની 'હા' અથવા 'ના'ની અથવા તેમની સંમતિ કે અસંમતિની પરવાહ ન રાખતાં ઇશ્વરની આજ્ઞાનુસાર વર્તી શકતો નથી; જે માણસમાં પોતાના આદર્શને વળગી રહેવાની હિંમત હોતી નથી-આદર્શ તેના પોતાના આત્મા સિવાય બીજું કોઈ જાણી શકતું નથી-તે માણસ કદી પણ મનુષ્યત્વનું ખરું ગૌરવ પ્રાપ્ત કરી શકશે નહિ. આખી દુનિયા હિંમતવાન પુરુષને ચાહે છે. તરુણ પુરુષો હિંમત પ્રાપ્ત કરવાની તીવ્ર ઇચ્છા રાખે છે અને અને તેથી તેઓ પણ હિંમતભરેલાં કામોનીજ વાતો સાંભળવા અને વાંચવાનું પસંદ કરે છે. સાહસિકતાભરેલાં કામોનું વર્ણન જેમાં કરવામાં આવેલું હોય એવાં નૉવેલો અને વાર્તાઓ અમેરિકાના લોકોમાં ઝાઝી ખપે છે તેનું કારણ આજ છે. જેઓ ખરો માલ નહિ મેળવી શકતા હોય તેઓ નકલી માલ પણ લેવાના.

સંસારમાં રહેવાની છૂટ લેવા માટે ઉરિયાહીપ પ્રત્યેક માણસની ક્ષમા માગતો હતો; પરંતુ તમે તેના જેવા થશો નહિ. બીકુતામાં જરા પણ આકર્ષક અંશ હોતો નથી. ભયમાં કાંઇ પણ પ્રેમપાત્ર

અંશ હોતો નથી. આ બંને દુર્ગુણો છે અને તેઓ તિરસ્કારને પાત્ર છે. પુરુષોચિત હિંમત એ ઉત્તમ સદ્‌ગુણ છે. જે લોકો જાણતા હોય કે, અમે અમારા માનવામાં આવતા દરજ્જાને શોભે એવી સ્થિતિ કે સદ્‌ગુણ ધરાવતા નથી અને તે છતાં તેઓ તે સ્થિતિને છુપાવવાનો અથવા ભપકાથી સારા દેખાવાનો પ્રયત્ન કરે છે તે લોકોની તે રીતભાત અધમાધમજ છે.

બ્રેનોને રોમમાં જીવતો બાળી નાખવાની સજા ફરમાવવામાં આવી ત્યારે તેણે ન્યાયાધીશને કહ્યું કે "મને સજા સાંભળતાં જેટલો ભય લાગે છે તે કરતાં તમને તે ફરમાવતાં વિશેષ ભય લાગે છે." ઍન એસ્કયુને તેનાં હાડકાં ભાંગી ગયાં ત્યાં સુધી અત્યંત દુઃખ દેવામાં આવ્યું, પરંતુ તે જરા પણ ડગી નહિ. તેણે પોતાના દેહ પર અત્યાચાર કરનાર સામે શાન્તિપૂર્વક જોયા કર્યું અને પોતાનો ધાર્મિક મત છોડવાની સાફ ના પાડી.

પ્રાતઃસ્મરણીય ગુરુ ગોવિંદસિંહના પુત્રોને જ્યારે મુસલમાની ધર્મ નહિ સ્વીકારવા બદલ ભીંતમાં ચણી લેતા હતા તે વખતે ચણતાં ચણતાં બે ચાર વખત કાજીએ પૂછ્યું કે હજી પણ માનો અને અમારું માન તથા વૈભવ પ્રાપ્ત કરો; પણ એ બહાદુર ધર્મ-વીર બાળકોએ "શિર દિયા પણ સી ના કિયા;" અર્થાત્ ધર્માર્થે પ્રાણ આપતાં જરા દુઃખ ગણ્યું નહિ.

આમ છતાં આપણે કેટલા દયાપાત્ર છીએ કે આપણે સત્યથી ડરીએ છીએ! ભાગ્યથી ડરીએ છીએ, મૃત્યુથી ડરીએ છીએ અને એકબીજાથી પણ ડરીએ છીએ. ઈમર્સન કહે છે કે "માણસનું અર્ધું ડહાપણ તો તેની હિંમતમાં છે." વૈદો જણાવે છે કે, હિમ્મત-નો આધાર ધોરી નસમાં થતા લોહીના ધસારાબંધ વહન ઉપર હોય છે; વળી ક્રોધ, આવેશ, બળની કસોટી, કુસ્તી અને મારામારી દરમિયાન ધોરી નસમાં ઘણું રક્ત એકત્ર થાય છે ખરું પણ નાની રક્તવાહિનીઓમાં જતું નથી. જોસબંધ ચાલતી નાડી એ પણ ખુદ એક પ્રકારની મિલ્કતજ છે.

લૉર્ડ્સબરી જણાવે છે કે " ગુસ્સો જાગતાં બીરુ માણસ પણ પોતાની જાતને વિસરી જઈને લડે છે."

નેલ્સન બાલ્યાવસ્થામાં પોતાના ઘરથી ઘણે દૂર રખડતો હતો એવામાં તેના એક સગાએ તેને જોયો અને કહ્યું: "આટલે બધે દૂર આવતાં તને ભય નહિ લાગ્યો!" તે ભાવી નૌકાસેનાપતિ બોલ્યો કે: "ભય! હું તો તેને ઓળખતોજ નથી."

"શંકા રાખવાથીજ શંકા પ્રત્યક્ષ થાય છે." કોઇ પણ કાર્ય કરવાનો નિશ્ચય કરવો એ અર્ધી લડાઇ જીતવા સમાન છે. "**અમુક કાર્યને અશક્ય ધારવું એજ તેને અશક્ય બનાવવા સમાન છે." હિમ્મત એજ વિજય અને ભીરુતા એજ પરાજય છે.**

પેલો રંક ભરવાડનો છોકરો ડેવિડ આપણને ધૈર્યનું મહાનમાં મહાન ઉદાહરણ પૂરું પાડે છે. તે કોઇ પણ માણસની મદદ વિના અને માત્ર પોતાની લાકડી અને ગોફણ સિવાય કોઇ પણ પ્રકારના શસ્ત્રાસ્ત્ર વિના, પ્રચંડ શરીર અને ઉત્તમ પ્રકારનાં શસ્ત્રાસ્ત્ર ધરાવનાર ગોલિયાથની સામે થયો હતો. હિંમતનું આવું ઉદાહરણ બીજે ક્યાં મળશે ?

મહારાણી પદ્મિની અને અન્ય સેંકડો રાજકુટુંબની સન્નારીઓએ શત્રુઓને હાથ પડવા કરતાં જીવતી બળી મરવામાં જે હિંમત દર્શાવેલી તેનું માપ આપણે કેવી રીતે કરી શકીશું !

દિલ્હીમાં જાગેલી ગરબડ વખતે શાંતિ વાપરવાને મથી રહેલા આદર્શ ભારતીય સંન્યાસી સ્વામી શ્રદ્ધાનંદજીને રાજ્યદ્રોહી માનીને તેમના તરફ જ્યારે એક સરકારી સૈનિકે બંદુક તાકી ત્યારે પોતાની આંતરિક નિર્દોષતાના બળને લઇને એ મહાપુરુષે મરણનો કાંઇ પણ ડર ન રાખતાં તે બંદુકની સામે પોતાની છાતી ધરી હતી.

એક વાર ગ્રાંટ અને કર્નલ ડેન્ટ મોટી આગમાંથી પસાર થતા હતા. આગ એટલી પ્રચંડ અને નાશકારક બની ગઇ હતી કે તેમની સઘળી પલટણો પાછી હઠી ગઇ હતી. આ વખતે ગ્રાંટ બોલ્યોઃ "ડેન્ટ, તમે નીચે ઉતરી મારા ઘોડાના પેલા પગને શું થયું છે તેની જરા તપાસ કરો તો ઠીક." ડેન્ટે કહ્યું: "તમારા ઘોડાના પગની તપાસ મુલતવી રાખશો તો હરકત નથી; પરંતુ આપણે અહીંઆં બેસીશું તો આપણું મોત નક્કી આવ્યુંજ સમજજો." ગ્રાન્ટ બોલ્યોઃ "ઠીક ત્યારે, જો તમે તેની તપાસ કરવા માગતા ન હો તો હું તેની તપાસ કરીશ." આમ કહી તે નીચે ઉતર્યો, ઘોડાના પગને ઘાયલ કરનારા તારના ટુકડાને ખેંચી કાઢ્યો, તેને બારીકીથી તપાસ્યો અને ત્યારપછી તે જીન પર ચઢ્યો. પછી તે બોલ્યોઃ "ડેન્ટ! જો તમે તમારા ઘોડાની મોટી કિંમત આંકતા હો તો તેને જરા પણ દુઃખ થતાં તેની તપાસ કર્યા વિના કદી પણ રહેતા નહિ. જો પેલો તાર થોડી વાર વધુ ત્યાં રહ્યો હોત તો આ ઘોડો અત્યંત લંગડો બની ગયો હોત અને કદાચ જીવનપર્યંત સર્વથા નકામો બની ગયો હોત."

વૅલિંગ્ટન કહેતો કે "વૉટર્લૂના સમરાંગણમાં એક ક્ષેત્ર-

ગૃહ આવેલું હતું અને તેને લગતો એક બાગ હતો તેની આસપાસ બીચ વાડ કરવામાં આવેલી હતી. આ ગૃહની આસપાસ મહાઘોર સંગ્રામ જામી ગયો હતો. બ્રિટિશ સૈનિકોને ઉભા રહેવા માટે આ સ્થાન એટલું મહત્ત્વનું હતું કે તેને ગમે તે જોખમે અથવા ભોગે જાળવી રાખવાની આજ્ઞા કરવામાં આવી હતી. અંતે દારૂગોળો ખૂટયો અને વાડ સળગી ગઈ. બાગની ચોતરફ આગની જ્વાલાઓ પ્રસરી રહી. દારૂગોળાને માટે એક સંદેશવાહકને મોકલવામાં આવ્યો હતો તેથી અલ્પ સમયમાં દારૂગોળાથી ભરેલાં બે ગાડાં એ ક્ષેત્રગૃહ તરફ દોડતાં આવવા લાગ્યાં. પહેલું ગાડું એક છોકરો હાંકતો હતો. અંગ્રેજ છોકરાઓ હિંમતવાન હોય છે, પરંતુ અવિચારી હોય છે. તેઓ આજુબાજુનો વિચાર કર્યા વિનાજ સાહસમાં ઝંપલાવે છે. આ છોકરાએ પોતાના જાતિસ્વભાવ પ્રમાણે થાકી ગયેલા અને ભયભીત થયેલા ઘોડાઓને બળતી આગમાં ઝોંકાવ્યા. પરંતુ અગ્નિ-જ્વાલાઓ ભયંકર રીતે ચોતરફ ફરી વળી અને તેણે દારૂગોળાને પણ સ્પર્શ કર્યો. એક પળમાં દારૂગોળો ફાટયો અને તેણે ગાડું, ઘોડા તથા તેના હાંકનારના ફૂરચે ફૂરચા કરીને તેને હવામાં ઉરાડી દીધા. બીજા ગાડાનો હાંકનાર પોતાના સાથીના થયેલા હાલથી ભયભીત થઇ એક પળ સુધી થોભ્યો; પરંતુ બીજીજ પળે તેણે જોયું કે, પહેલા ગાડાનો દારૂગોળો ફાટવાથી તે જગ્યાની અગ્નિજ્વાલાઓ થોડી વારને માટે પાછી હઠી ગઇ હતી અને તેજ પળે જો તે તેમાં ઝંપલાવે તો અંદર જવાનું બને તેમ હતું. આ જોઇ તેણે તે જ્વાલા-હીન સ્થાનમાં પોતાના ઘોડાઓ ઝોકાવ્યા અને તે, સૈનિકોના કાનના પડદા ફાડી નાખે એવા પ્રચંડ આનંદધ્વનિ વચ્ચે પોતાનો દારૂગોળો અંદરના ભાગમાં લઈ ગયો."

ફ્રીડલૅંડની લડાઇમાં ફ્રેંચ સિપાઇઓના મસ્તક પરથી એક તોપનો ગોળો જતો હતો ત્યારે એક તરુણ સિપાઇ બાજુએ હઠી ગયો. નેપોલિયને તેની તરફ દૃષ્ટિપાત કર્યો અને હસીને કહ્યું: "ભાઈ! જો એ ગોળો તમારે માટેજ નિર્માણ થયો હશે તો તો તમે ભૂમિના ગર્ભમાં સો ફીટની ઉંડાઇએ છુપાઈ જશો તોપણ તે તમને ત્યાં આવીને પણ જરૂર વાગશે."

જ્યારે પિટર્સબર્ગની સામેની સુરંગ તૈયાર થઇ ત્યારે જામગરી સળગાવવામાં આવી અને ધડાકો થતાંની સાથેજ જે ગાબડું પડે તેમાં ધસી જઇને મારો ચાલુ કરવાને માટે યુનિયન પલટણોને એક-ત્રિત કરવામાં આવી. પરંતુ ઘણી મિનિટ વ્યતીત જવા છતાં

પણ સુરંગમાંથી કાંઇ અવાજ આવ્યો નહિ. તેમને આ વિલંબ અતિ દુઃખદાયક થઈ પડયો. લેફટેનન્ટ ડફ્ટી અને સાર્જંટ રીઝ પોતાની ખુશીથી જામગરીની તપાસ કરવાને ગયા. ભૂમિમાંના લાંબા લાંબા રસ્તાઓમાં થઇ તેઓ મૌનપૂર્વક આગળ વધવા લાગ્યા. તેઓ ખાત્રીપૂર્વક જાણતા હતા કે, અમે ભયંકર મૃત્યુનાજ મુખમાં જઇએ છીએ. અંતે તેમણે ખામી શોધી કાઢીને જામગરીને પાછી પ્રદીપ્ત કરી અને આંખ મીંચીને ઉઘાડે એટલીજ વારમાં ભયંકર રીતે પૃથ્વી ઉંચકાઈ ગઇ. તરતજ યુનિયન સૈનિકોને શત્રુઓ પર મારો ચલાવવાની સૂચના મળી ગઈ.

કૉપનહેગનના યુદ્ધમાં નેલ્સન, રક્તથી લપસણા બનેલા અને શબોના ઢગલાઓથી ઢંકાઇ ગયેલા તુતક પર ચાલતાં ચાલતાં બોલ્યો: "આ કામ અતિ ભીષણ થયું છે અને આજનો દિવસ એક પળમાં આપણા પૈકી કોઇનો પણ અંતિમ દિવસ બને એમ છે; પરંતુ મારા આ શબ્દો લક્ષ્યમાં રાખજો કે, ગમે તેટલા લાભને ખાતર પણ હું આ સિવાય અન્ય સ્થળે રહેવા ઇચ્છતો નથી." ટ્રફાલ્ગરના યુદ્ધમાં જ્યારે નેલ્સનને ગોળી વાગી અને તેને નીચે ઉતારવામાં આવ્યો ત્યારે તેણે પોતાનું મુખ ઢાંકી દીધું કે જેથી સૈનિકો એમ જાણે નહિ કે તેમનો સેનાપતિ પડયો છે !

× × × × × ×

× × × × × ×

તમારા નિશ્ચયોને તત્કાલ અમલમાં મૂકી દો. જ્યાંસુધી તેને કાર્યમાં પરિણત કરવામાં આવતા નથી ત્યાંસુધી તેઓ સ્વપ્નવતજ છે. શું તમને હરિફાઇનો ડર લાગે છે ? કાર્ય કરી તો જુઓ. તમારો હરીફ પણ શું મનુષ્ય નથી ? શું તે મનુષ્યથી વિશેષ છે ? જગતમાં તમારૂં સ્થાન જીતી લો. બહાદૂર માણસની સેવામાં સઘળી વસ્તુઓ આવીને ઉભી રહે છે. મુશ્કેલીની સામે પુરુષને છાજે એવી રીતે યુદ્ધ કરો; વિપત્તિને બહાદુરીથી સહન કરો; ઉચ્ચ કુલને છાજે એવી રીતે ગરીબાઇ સહન કરો; હિંમતપૂર્વક નિરાશાઓની સામે થાઓ. બહાદુર માણસ પોતાની આસપાસના સઘળા માણસોનાં હૃદયમાં ઉત્સાહ ઉત્પન્ન કરે છે. પ્રતિદિન ઘણા અપ્રસિદ્ધ માણસો સ્મશાનમાં જાય છે; અને આ માણસો માત્ર એટલાજ કારણથી અપ્રસિદ્ધાવસ્થામાં રહ્યા હતા કે તેમની ભીરુતાએ તેમને પ્રાથમિક પ્રયત્ન કરતાં અટકાવ્યા હતા. આ માણસોએ જો પ્રારંભ કર્યો હોત તો સંભવ છે કે, તેમણે અત્યંત ઉપયોગી જીવન ગાળ્યું હોત અને મહાન્ કીર્તિ

સંપાદન કરી હોત. જ્યૉર્જ ઇલિયટ કહે છે કે "નિશ્ચિત પરિણામ માગનારા શંકાશીલ માણસોએ કોઈ પણ મહાન્ કાર્ય કર્યું નથી. બહાદુર આનંદી માણસ પ્રતિકૂળતાથી ક્ષોભ પામતો નથી. તે તેમને શિક્ષણદાયક અને કલ્યાણના ગુપ્ત દૂતસ્વરૂપ ગણીને જીવન-સંગ્રામમાં હિંમત અને આનંદપૂર્વક કૂચ કરે છે; અને જો જરૂર પડે તો પોતાની ઉપર આવી પડતાં સંકટોને શાન્તિ અને ધૈર્યપૂર્વક સહન કરે છે. આ પણ સાચો વીર છે.

લૉવેલ કહે છે કે " સત્યથી જ્યારે આપણા પર સંકટો આવી પડે ત્યારે અને તેથી કીર્તિ તથા લાભ મળે તેમજ પ્રમાણિકતાથી ઉન્નતિ પ્રાપ્ત થાય તે પૂર્વે સત્યની બાજુએ ઉભું રહેવું એ એક ઉત્તમ કાર્ય છે. કાયર મનુષ્ય સત્યથી છેક દૂર થતાં સુધી નિરુત્સાહ અને શંકાપૂર્વક બાજુએ ઉભો રહે છે; ત્યારે બહાદુર માણસ સત્ય પંથનેજ વળગી રહે છે."

શેક્સપિયર કહે છે કે "આપણી શંકાઓજ આપણને ફસાવે છે અને આપણને લાભકારક થઇ પડે એમ હોય તેવો પ્રયત્ન કરવાનું આપણે ભયને લીધે ગુમાવી દઇએ છીએ."

સર ટૉમસ મૂરના મનમાં ચાલેલો ભારે ખળભળાટ જ્યારે શમી ગયો અને જ્યારે તેણે પોતાના સિદ્ધાંતને વળગી રહેવાનો નિશ્ચય કર્યો; ત્યાર પછી તે આનંદપૂર્વક કારાગૃહમાં ગયો. કેટલાક ધર્માચાર્યોએ પોતાના સિદ્ધાંતને તિલાંજલિ આપી કારાગૃહમાંથી મુક્તિ મેળવી હતી; પરંતુ સર ટૉમસે તેમ નહિ કરતાં અંધકાર, ભેજ અને ગંદકીવાળા કારાગૃહમાં રહેવાનું પસંદ કર્યું તેટલા માટે તેની પત્નીએ તેને મૂર્ખની ઉપાધિ આપી. પરંતુ તે અપમાન કરતાં મૃત્યુને વધારે પસંદ કરતો હતો. તેની પુત્રી તેના પક્ષમાં હતી અને જ્યારે સર ટૉમસનું મસ્તક કાપી નાખી તેને "લંડન બ્રિજ" નામના પૂલની ઉપર એક કાઠીની સાથે લટકાવવામાં આવ્યું ત્યારે તેની પુત્રીએ તેને સત્તાવાળાઓની પાસેથી માગી લીધું અને પોતાનાં સ્વજનોને, તે મસ્તકને પોતે મરી જાય ત્યારે પોતાની સાથે એકજ પેટીમાં (કૉફીન–મુડદાની પેટીમાં) દાટવાની ભલામણ કરી. પછી તે અલ્પ સમયમાંજ મરણ પામી અને તેની પ્રાર્થનાનુસાર તેના પિતાના મસ્તકને તેની સાથે દાટવામાં આવ્યું.

જ્યારે સર વૉલ્ટર રૅલે વધસ્થાનની નિકટ આવ્યો, ત્યારે તે અત્યંત અશક્ત બની ગયો હતો અને તેણે ત્યાં એકઠાં થયેલાં લોકોની સમક્ષ ભાષણ આપતાં જણાવ્યું કે "મારા શરીરમાં

છેલ્લા બે દિવસમાં બે વાર સખ્ત વેદના ઉઠી છે; માટે જો તમને મારામાં કંઈ દૌર્બલ્ય જણાય તો તે મારૂં પોતાનું દૌર્બલ્ય છે એમ માનશો, એવી મારી પ્રાર્થના છે." તેણે કુહાડો પોતાના હાથમાં લીધો અને તેની ધારને ચુંબન કરી શેરીફને કહ્યું કે "આ તીક્ષ્ણ ઔષધ છે, પરંતુ સઘળા રોગોનો રામબાણ ઇલાજ છે."

જેની સામે થવું નહિ પડે એવાં વિઘ્નો વિષે વિચાર કરવામાં અથવા જે કદી પણ સહન કરવાં પડે નહિ એવાં સંકટોનાં સ્વપ્ન જોવામાં તમારે કદી પણ તમારો સમય ગુમાવવો જોઇએ નહિ. કેમકે કૌવચની સાથે રમત કરીને ખજવાળ વહોરી લેવા જેવું એ કામ છે. વળી કોઇ પણ બાબત માટે ઢચુપચુપણે ઇચ્છા કરવાથી અને અનિશ્ચિતપણે ત્રિશંકુની પેઠે અદ્ધર લટકી રહેવાથી પણ તમે તમારા જીવન પરનો કાબુ ગુમાવો છો.

અબ્રહામ લિંકનની બાલ્યાવસ્થા ઘોર દારિદ્રયમાં વ્યતીત થઇ હતી. તેને શિક્ષણ પણ ઘણું થોડું મળ્યું હતું અને તે વજનદાર મિત્રો પણ ધરાવતો ન હતો. અંતે જ્યારે તેણે વકીલાત કરવા માંડી ત્યારે અતિ દુર્બલ રાજદ્વારી પક્ષ ગ્રહણ કરવાને લીધે, જે થોડી કીર્તિ મેળવી હતી તેને પણ તેણે જોખમમાં નાખી. એ પક્ષ ગ્રહણ કરવામાં તેને કાંઇ થોડી હિંમત ધરવી પડી નહોતી. જ્યારે તે યુનાઇટેડ સ્ટેટ્સના પ્રમુખ તરીકે નિયુક્ત થયો ત્યારે તેના પર વિરોધી ટીકા અને સંકટોની ભારે વૃષ્ટિ થવા લાગી અને આ સર્વની સામે બહુ મજબૂત હિંમતને લીધેજ તે ટકી શક્યો હતો. ગુલામોની સ્વતંત્રતાનો ઢંઢેરો બહાર પાડવામાં, રાજદ્વારીઓ અને વર્તમાનપત્રોના પોકારની સામે ગ્રાન્ટ અને સ્ટૅન્ટનને ટેકો આપવામાં અને પોતાનું અંતઃકરણ જેને 'સત્કાર્ય' જણાવે તેને ગમે તેટલાં સંકટોની વચ્ચે કર્યા કરવામાં તે મહાન્ હિમ્મતથીજ ટકી શક્યો હતો.

લિંકન જ્યારે અમુક મતને સત્ય માનતો, ત્યારે તે મત લોકોને ન ગમતો હોય તોપણ તેનો પ્રચાર કરવામાં તે કદી પણ ડરતો નહિ. એક નાસી ગયેલા ગુલામનો બચાવ કરવાથી એક તરુણ વકીલને પોતાનો રોટલો ખોવાનો વખત આવતાં બીજા વકીલો એવા માણસોનો બચાવ કરવાની ના પાડતા; ત્યારે સંધિ મળતાં લિંકન હમેશાં રંક માણસોનોજ બચાવ કરતો. આવા મહાદુઃખી લોકો જ્યારે સંરક્ષણ શોધતા ત્યારે લોકો કહેતા કે "લિંકનની પાસે જાઓ; સત્યને અનુસરતું કોઇ પણ કાર્ય કરતાં તે ડરતો નથી."

સામન પી. ચેઝ જ્યારે નાસી ગયેલી ગુલામ છોકરી મટિલ્ડાના બચાવમાં હૃદયદ્રાવક ભાષણ કર્યા પછી ન્યાયમંદિરમાંથી બહાર નીકળ્યો ત્યારે એક માણસે આશ્ચર્યપૂર્વક તેની તરફ આંગળી બતાવીને કહ્યું કે "પેલો જે સુંદર તરુણ જાય છે તેણે હમણાંજ પોતાની પાયમાલી કરી છે." પરંતુ ચેઝે આવી રીતે પોતાની પાયમાલી કરવામાં એક એવી કારકીર્દિમાં પ્રવેશવાનું મંગળાચરણ કર્યું હતું કે જે તે અનુક્રમે ઓહીયોનો સુબો, યુનાઇટેડ સ્ટેટ્સની રાજસભામાં ઓહિયોનો પ્રતિનિધિ, યુનાઇટેડ સ્ટેટ્સના રાજકોષનો મંત્રી અને તે દેશના વરિષ્ઠ ન્યાયમંદિરનો પ્રધાન ન્યાયાધીશ થયો હતો.

ક્વેકર પંથના લોકોની એક સભામાં વ્યાખ્યાન કરવા માટે વિલિયમ પેન પર મુકદ્દમો ચાલતો હતો ત્યારે ન્યાયાધીશે જ્યુરીના પ્રથમ નિર્ણયથી અસંતુષ્ટ થઈ જ્યુરીના ગૃહસ્થોને કહ્યું: "યોગ્ય નિર્ણય પર આવો, નહિ તો તમે ભૂખે મરશો." આ સાંભળી પેને તે ગૃહસ્થોને કહ્યું કે "આપ અંગ્રેજ બચ્ચા છો; તમારા હક્ક પર ધ્યાન આપો; તમારો હક્ક ગુમાવી દેશો નહિ." અંતે બે દિવસ અને બે રાત સુધી અન્ન વિના રહ્યા પછી જ્યુરીએ "નિરપરાધી" એવો નિર્ણય આપ્યો. ન્યાયાધીશે તેમના સ્વતંત્ર વર્તનને માટે તેમાંના પ્રત્યેક જણનો ચાલીસ ચાલીસ માર્ક દંડ કર્યો.

ક્રાઈસ્ટે લોકોના ઉપહાસની શી દરકાર કરી હતી? પ્રેક્ષકોના ઉપહાસ અને તિરસ્કાર છતાં પણ એક જણનો અર્ધાંગ વાયુથી જડ બની ગયેલો હાથ તેના પ્રતાપે હાલ્યો હતો, અંધને દૃષ્ટિ પ્રાપ્ત થઇ હતી, કોઢીઆનો કોઢ દૂર થયો હતો અને મૃત મનુષ્યને વાચા પ્રાપ્ત થઈ હતી.

વેન્ડેલ ફિલિપ્સે સડેલાં ઈંડાંની, ઉપહાસયુક્ત તિરસ્કારની અને અપમાનની કશી દરકાર કરી ન હતી. નિદાન તે તો તિરસ્કાર કરનારા જગતનો પાકો હરીફ હતો. બીચર અને ગફનો નાશ કરવાને અંગ્રેજ કુહાડખોરો ઉલટયા હતા; પરંતુ શું તેઓ તેમનાથી ડરીને મૂંગા રહ્યા હતા? ના, તેઓ પોતાના સ્થાન પરજ ઉભા રહ્યા અને તેમણે સાંભળવાની ઇચ્છા નહિ ધરાવનારા હજારો માણસોને પોતાનાં વ્યાખ્યાન સાંભળવાની અને તેને લક્ષ્યમાં લેવાની ફરજ પાડી. જ્યારે ઍન ડિકિન્સન વ્યાખ્યાન કરતી હતી ત્યારે મૉલિ મેગ્વાયર્સની પિસ્તોલની ગોળીઓ તેના મસ્તકની આસપાસ ઉડતી હતી; પરંતુ તેથી શું તેણે પ્લૅટફૉર્મનો ત્યાગ કર્યો હતો? તેણે પોતાની હિંમત અને પોતાની હોશિયારીથી આ ગોળીઓને શાન્ત કરી દીધી.

નૉક્સના મસ્તકની સામે બંદુક ધરવામાં આવી તે છતાં તેણે હિંમતપૂર્વક પોતાનું વ્યાખ્યાન ચાલુ રાખ્યું હતું; અને ગૅરીસન, કારાગૃહ, હુલ્લડખોર લોકો અથવા તેના આંગણામાં ઉભા કરેલા ફાંસીના લાકડાથી ડરતો ન હતો. જગતને આવા જ માણસોની જરૂર છે.

ભલેને તારી આસપાસ તોફાનોનો ગડગડાટ થયા કરે અને શત્રુઓ તારી શોધ કરતા તારી પાછળ ફર્યા કરે; પરંતુ શું તેઓ તને વશ કરશે? કદી નહિ, કદી નહિ, કદી નહિ.

જ્યારે સેનાપતિ બટલરને નવ હજાર માણસોની સાથે ન્યૂયૉર્કનાં હુલ્લડો દાબી દેવાને મોકલી આપવામાં આવ્યો ત્યારે તે પોતાની પલટણોની અગાઉ શહેરમાં આવી પહોંચ્યો. આ વખતે ક્રોધથી ઉન્મત્ત બનેલા હુલ્લડખોરોને તેણે શહેરના રસ્તાઓમાં એકઠા થયેલા જોયા. આ હુલ્લડખોરોએ અત્યાર પૂર્વે કેટલાક માણસોને ફાનસના થાંભલાની સાથે લટકાવીને મારી નાખ્યા હતા. પોતાના માણસો આવી પહોંચવાની વાટ જોયા વિના જ્યાં સૌથી અધિક માણસો એકઠા થયા હતા તે સ્થળે તે ગયો. તે એક પીપ ઉપર ચઢ્યો અને બોલ્યો કે: "ભામટાના સરદારો! નરકના સેતાનો! તમે તમારાથી ઉચ્ચ લોકોનાં ખૂન કર્યાં છે." તે એકજ માણસના હિંમતભરેલા શબ્દોથી રક્તથી ખરડાયેલા લોકો થરથરી ગયા. અને આ ઘટના એક એવા શહેરમાં બની હતી કે જેમાં મેયર ફર્નાન્ડો વૂડ, પોલિસ અને સેનાના માણસોની સહાયથી પણ લોકોને દબાવી શક્યો ન હતો.

થર્મોપિલીના સમરાંગણમાં સ્પાર્ટનો બોલ્યા હતા કે: "આપણા શત્રુઓ આપણી સન્મુખ ઉભા છે." ત્યારે લિયોનીડાસે ઠંડે પેટે ઉત્તર આપ્યો કે " અને આપણે તેમની સન્મુખ ઉભા છીએ." ઝરક્સિની તરફથી એવો સંદેશો આવ્યો કે "તમારાં શસ્ત્રો આપી દો." ત્યારે લિયોનીડાસે પ્રત્યુત્તર મોકલ્યો કે "આવો અને શસ્ત્રો લઇ જાઓ." એક ઈરાની સૈનિક બોલ્યો કે "ભાલા અને બાણોની છાયાને લીધે તમે સૂર્ય જોઈ શકશો નહિ." આ સાંભળી એક લેસેડિમોનિયને પ્રત્યુત્તર આપ્યો કે "ત્યારે અમે છાયામાં લઢીશું." આ પ્રકારના મુઠ્ઠીભર માણસો પણ જ્યાં હોય ત્યાં જગતના મોટામાં મોટા લશ્કરની પ્રગતિ અટકાવે એમાં શું આશ્ચર્ય છે?

નેપોલિયન જ્યારે એક સાહસિક કાર્યને માટે સૂચના આપતો હતો ત્યારે તેના હાથ નીચેનો એક અમલદાર બોલ્યો કે "એ કામ તો અશક્ય છે." આ સાંભળી તે મહાન્ સેનાધિપતિએ ગર્જના કરી કે "અશક્ય! અશક્ય એ તો મૂર્ખાઓનું વિશેષણ

છે." આવું કહીને પછી નેપોલિયને પોતાની શક્તિની પરાકાષ્ઠા બતાવી હતી.

ગ્રાંટ કદી પણ પરાજયનું નામ જાણતો ન હતો. બેલ્મૅંટમાં જ્યારે તેને એમ કહેવામાં આવ્યું કે, તમે શત્રુઓથી ઘેરાઈ ગયા છો ત્યારે તેણે શાંતિથી પ્રત્યુત્તર આપ્યો કે "ઠીક, ત્યારે તો અમારે અમારો માર્ગ કાપી કાઢવો જોઇએ."

હિંમતવાન માણુસ લોહચુંબકના જેવી અસર કરે છે. તે પોતાની આસપાસ ઉચ્ચતાનું વાતાવરણ ફેલાવે છે; લોકો તેના અનુયાયીઓ બને છે અને તેને માટે જાન આપવા પણ પાછા હઠતા નથી.

જો તમે હિંમત ધારણ કરશો તો તમારા જીવનનો સંપૂર્ણ પ્રવાહજ બદલાઈ જશે. "શાણા અને ચપલ માણુસો પ્રયત્ન કરવાનું સાહસ કરીને મુશ્કેલીઓને જીતી લે છે; ત્યારે આળસુ અને મૂર્ખ માણુસો સંકટ અને જોખમને જોતાંજ થરથર કંપી ઉઠી શિથિલ બની જાય છે; અને જે અશક્યતાનો તેઓ ડર રાખે છે તે અશક્યતાને તેઓ પોતેજ ઉત્પન્ન કરે છે."

ઇમર્સન કહે છે કે "જે માણુસ ડગતો નથી તેજ ખરો વીર છે."

આફ્રિકામાં શોધખોળ કરનાર અમીન પાશા એવા સંયોગોમાં પોતાના માણુસોની પાછળ રહી ગયો હતો કે જેથી તેનું મૃત્યુ થયું છે એમ નિશ્ચયપૂર્વક માનવામાં આવ્યું હતું; અને આ વાત અતિ દઢતાપૂર્વક લોકોમાં ફેલાવવામાં આવી હતી. બીજે વર્ષે શીત ઋતુનો પ્રારંભ થતાં તે મધ્ય આફ્રિકામાં પરિશ્રમયુક્ત અને સંકટદાયક પ્રવાસ કરતો કરતો એક એવા સ્થળે આવી પહોંચ્યો કે જ્યાં અત્યંત ભયંકર દેખાવ તેના જોવામાં આવ્યો. ગુલામ વેચવાનો ધંધો કરનારા માણુસોએ કેટલાક આફ્રિકનોને પકડયા હતા અને તેઓ તેમને બેડી ઘાલીને ગુલામતરીકે વેચી દેવાને માટે ઘસડી લઇ જતા હતા. પરંતુ તે લોકોમાં શીતળાનો રોગ ફાટી નીકળ્યો અને તે દુઃખી લોકોને તેવીજ દશામાં છોડીને તેમને પકડનારાઓ ચાલ્યા ગયા. અમીન પાશાએ પોતાના માણુસોને આગળ મોકલી દીધા અને તે પોતે આ મૃત્યુની છાવણીમાં વૈદ અને સેવક તરીકે કામ કરવાને થોભ્યો. આ પ્રસંગે તેણે કેટલી જીંદગીઓ બચાવી હતી તે જણાયું નથી; પરંતુ આ વાત તો જાણીતી છે કે તેણે પોતાની જીંદગી પ્રાયઃ ગુમાવી દીધી હતી. આ પણ એક બહાદુરીભરેલું મહાન કાર્યજ છે.

એક મહાન્ જાદુગરની નજીક એક ઉંદર રહેતો હતો અને તેને હમેશાં બિલાડાનો એટલો ભય લાગતો હતો કે જેથી તે

જાદુગરને તેના પર દયા આવી. તેણે પોતાના જાદુના બળ વડે તે ઉંદરને બિલાડો બનાવ્યો; પણ બિલાડો બન્યા પછી તરતજ તે કૂતરાથી ડરવા લાગ્યો પછી જાદુગરે તેને કૂતરો બનાવી દીધો; પણ પછી તે વાઘથી ડરવા લાગ્યો. જાદુગરે તેને વાઘ બનાવી દીધો ત્યારે તે શિકારીઓથી ડરવા લાગ્યો. આથી જાદુગર કંટાળી જઈને બોલ્યો કે "તું પાછો ઉંદરજ બની જા; કેમકે તું માત્ર ઉંદરનુંજ અંતઃકરણ ધરાવે છે; એટલા માટે તને ઉચ્ચ કોટિના પશુનું શરીર આપીને તારૂં કલ્યાણ કરવું અશક્ય છે."

ઘણા હિંમતવાન માણુસોએ યૌવન પ્રાપ્ત થયા પૂર્વેજ જગતને હલાવી મૂક્યું છે. કાર્યારંભ કરવાના સાહસ અને ખંતથી તરુણ માણુસો પણ કેવાં મહાન કાર્યો કરવાને શક્તિવાન થાય છે તે જાણીને આપણે આશ્ચર્યચકિત થઇ જઇએ છીએ. સિકંદર વીસ વર્ષની વયે રાજ્ય-સિંહાસન પર આરૂઢ થયો હતો અને તેત્રીસ વર્ષની વયે તેનું મૃત્યુ થયું તે પૂર્વે તેણે તે સમયે જણાયેલી સઘળી દુનિયા જીતી લીધી હતી. જુલિયસ સીઝરે આઠસો નગરો લીધાં હતાં, ત્રણસો જાતિઓને જીતી હતી અને ત્રીસ લાખ માણુસોને હરાવ્યાં હતાં. વળી તે એક મહાન્ વક્તા હતો અને મહાનમાં મહાન રાજનીતિજ્ઞોની કોટીનો એક રાજનીતિજ્ઞ પણ ગણાતો હતો. વૉશિંગ્ટન ઓગણીસ વર્ષની વયે સેના-ધિપતિ થયો હતો. એકવીસ વર્ષની વયે તેને એલચી તરીકે ફ્રાન્સમાં મોકલવામાં આવ્યો હતો અને બાવીસ વર્ષની વયે તે પ્રથમ યુદ્ધ જીત્યો હતો. લાફાયત વીસ વર્ષની વયે આખા ફ્રેંચ લશ્કરનો મુખ્ય સેનાધિપતિ બન્યો હતો; ચાર્લમેન ત્રીસ વર્ષની વયે ફ્રાન્સ અને જર્મનીનો સ્વામી થયો હતો. પોન્ડેએ રૉક્રોઇ આગળ વિજય મેળવ્યો તે સમયે તેની વય માત્ર બાવીસ વર્ષની હતી. ગૅલીલિયોએ પિસાના દેવાલયમાં ફાનસને હાલતું જોઇ પેન્ડ્યુલમનો નિયમ શોધી કાઢયો ત્યારે તેની વય માત્ર અઢાર વર્ષનીજ હતી. પીલ એકવીસ વર્ષની વયે પાર્લામેન્ટમાં દાખલ થયો હતો. ગ્લૅડસ્ટન બાવીસ વર્ષનો થયા પૂર્વે પાર્લામેન્ટમાં દાખલ થયો હતો અને ચોવીસ વર્ષે કોષાધ્યક્ષ બન્યો હતો. એલીઝાબેથ બૅરેટ બ્રાઉનિંગ બાર વર્ષની વયે ગ્રીક અને લૅટિન ભાષાઓમાં પારંગત થઇ ગઇ હતી. ડી ક્વીન્સી અગીઆર વર્ષની વયે તે ભાષાઓમાં પાવરધો થયો હતો. કાઉલી કે જેને અત્યારે વેસ્ટમિનિ-સ્ટર ઍબીમાં દાટવામાં આવ્યો છે તેણે પંદર વર્ષની વયે કાવ્યનું એક પુસ્તક પ્રકટ કર્યું હતું. એન. પી. વીલીસે પાઠશાળા છોડયા પૂર્વે કવિ તરીકે અમર કીર્તિ સંપાદન કરી હતી. મેકોલે ત્રેવીસ વર્ષનો

થયા પૂર્વે સુપ્રસિદ્ધ લેખક બની ગયો હતો. લ્યૂથર જ્યારે પોપની સામે થયો ત્યારે તેની વય માત્ર ઓગણત્રીસ વર્ષની હતી. નેલ્સન વીસ વર્ષનો થયા પૂર્વે બ્રિટિશ નૌકાસૈન્યમાં લેફ્ટેનન્ટ બન્યો હતો. ટ્રફાલ્ગરમાં જ્યારે તેને આખરનો ઘા થયો ત્યારે તેની વય માત્ર સુડતાલીસ વર્ષની હતી. બારમા ચાર્લ્સે નાર્વાનું યુદ્ધ જીત્યું ત્યારે તે માત્ર ઓગણીસ વર્ષનો હતો. છત્રીસ વર્ષની ઉંમરે કોર્ટેઝે મેક્સિકો જીતી લીધું હતું. ક્લાઇવે બત્રીસ વર્ષની વયે હિંદુસ્તાનમાં બ્રિટિશ સત્તા સ્થાપન કરી હતી. સૌથી મહાન રણપંડિત હૅનિબાલે કૅની આગળ જ્યારે રોમના પ્રજાસત્તાક રાજ્યને પ્રાયઃ જડમૂળથી ઉખેડી નાખ્યું ત્યારે તેની વય માત્ર ત્રીસ વર્ષની હતી. નેપોલિયને જ્યારે ઈટાલિની ભૂમિમાં ઑસ્ટ્રિયાના કસાયેલા સેનાપતિઓને એક પછી એક પરાસ્ત કર્યા ત્યારે તેની વય માત્ર સત્તાવીસ વર્ષની હતી.

કેટલાક માણસોએ વૃદ્ધાવસ્થામાં પણ મહાન્ હિંમત અને નિશ્ચય-બળ દર્શાવ્યું છે. વિક્ટર હ્યુગો અને વેલિંગ્ટન એ ઉભય સિત્તેર વર્ષની વય પછી પણ સંપૂર્ણ યૌવન ભોગવતા હતા. જ્યૉર્જ બૅન્ક્રૉફ્ટે પોતાના કેટલાક ઉત્તમોત્તમ ઐતિહાસિક ગ્રંથો પંચાશી વર્ષની વયે લખ્યા હતા. ગ્લૅડસ્ટન ચોરાશી વર્ષની વયે પણ મજબૂત હાથે ઇંગ્લેંડનું રાજતંત્ર ચલાવતો અને પાંડિત્યબળનો અલૌકિક આદર્શ ગણાતો.

" ટાર્શીશમાંથી સફરે નીકળેલું પ્રત્યેક વહાણ કાંઈ ઑફીરનું સુવર્ણ લઇને આવશે નહિ; પરંતુ તેટલા માટે શું તેણે બંદરમાં પડ્યા પડ્યા સડ્યા કરવું ? ના, તેણે સફરે તો નીકળવું જોઈએ."

શેક્સપિયર કહે છે કે " જે માણસ મધમાખીના ડંખથી ડરીને મધપુડાનો ત્યાગ કરે છે તે મધ મેળવવાને લાયક નથી."

" જે માણસને ભય લાગતો નથી તે બહાદુર નથી. કારણ કે એ કાંઈ બુદ્ધિ તથા ડહાપણની નિશાની નથી; પરંતુ જે માણસનો ઉદાત્ત આત્મા પોતાના ભયને દાબી દે છે અને પોતાની પ્રકૃતિ જે સંકટથી પાછળ હઠવા માગતી હોય તેની સામે જે હિંમતપૂર્વક થાય છે તેજ ખરો બહાદુર માણસ છે.

બિઝિરેનના દરવાજા પર આ શબ્દો કોતરેલા હતાઃ " બહાદુર થાઓ." એક બીજા દરવાજા પર " બહાદુર થાઓ, બહાદુર થાઓ અને હમેશાં બહાદુર થાઓ " એ શબ્દો હતા; અને ત્રીજા દરવાજા પર " બહાદુરીની હદ ઓળંગી જશો નહિ " એ શબ્દો કોતરેલા હતા.

ઘણા બુદ્ધિમાન તરુણો તેમનામાં કાર્યારંભ કરવાની હિંમત નહિ હોવાને લીધેજ કાંઈ પણ મહત્ત્વનું કાર્ય કરી શકતા નથી.

પ્રારંભ કરો! પ્રારંભ કરો!! પ્રારંભ કરો!!!

"લોકો તમારે વિષે ગમે તે ધારે, તોપણ જેને તમે સત્કાર્ય ધારતા હો તે કાર્ય તમે કરજો. નિંદાની સ્પૃહા રાખશો નહિ અને સ્તુતિની પણ સ્પૃહા કરશો નહિ." —પાઇથેગોરાસ

"ભય એ માણુસને બીજાઓનો ગુલામ બનાવે છે. ભય એ જુલ્મી રાજાની બેડી છે. ચિંતા એ એક પ્રકારની કાયરતા છે અને તે જીવનને વિષમય બનાવે છે." ચૅનિંગ

"હિંમત એ ઉંચામાં ઉંચા પ્રકારની ઉદારતા છે. કારણ કે હિંમતવાન માણુસ સૌથી મૂલ્યવાન વસ્તુઓને છૂટે હાથે ખર્ચી નાખે છે. આપણું રક્ત આપણા પેસા કરતાં વિશેષ મૂલ્યવાન છે. સ્ત્રીઓનાં હૃદયો પર પણ પોતાના ધણીની ઉદારતા કરતાં તેની હિંમતનીજ વિશેષ અસર થાય છે." —કુલ્ટન

"મને જે પંસદ કરે તેણે પોતાનું સર્વસ્વ સમર્પણ કરવું જોઇએ અને જોખમમાં નાખવું જોઇએ." —'વેનિસના વ્યાપારી'માંથી

"મનુષ્યને છાજે એવાં સઘળાં કામો કરવાની હું હિંમત કરૂં છું. જે માણુસ મનુષ્યને ન છાજે એવાં અધિક કાર્યો કરે છે તે નકામો માણુસ છે." —શેકસપિયર

"નાનાં નાનાં કાર્યો અને એક યા બીજા પ્રકારનાં જાહેર યા માનસિક યુદ્ધોમાંજ માણસને પોતાનાં મહાન્ કાર્યો અને ગુણો સિદ્ધ કરવાની તકો રહેલી હોય છે. જગતમાં કેટલાયે આગ્રહી અને અપ્રસિદ્ધ વીર પુરુષો ઘડીએ ઘડીએ અને પળે પળે અપ્રસિદ્ધાવસ્થામાં રહીને તંગી તથા નીચતાના આક્રમણુની સામે પોતાનું સંરક્ષણ કર્યા કરે છે. આવા પ્રકારના હજારો અને લાખો અતિ ઉત્તમ અને ગુપ્ત વિજયોને કોઇ જોતું કે જાણતું પણ હોતું નથી; અને તેથી તેના વિજેતાને કીર્તિ પણ મળતી નથી અથવા તેમને વાહ વાહ કે પડઘમના ધ્વનિથી વધાવી પણ લેવામાં આવતા નથી. દુઃખ, સંકટ, પરિત્યાગ, એકાંતવાસ અને નિર્ધનતાનાં રણુક્ષેત્રોમાંથી પણ પુષ્કળ વીર પુરુષો નીવડે છે." —વિક્ટર હ્યુગો

"પવન વાતો અટકે ત્યાં સુધી જે હાથ જોડીને બેસીજ રહે છે અને જે કદી પણ ચપળતાથી વાવેતર કરતો નથી તથા જે આકાશ સામે જોઇને વાદળોને તપાસ્યાજ કરે છે, તેને કદી પણ લણુવાનો સમય પ્રાપ્ત થતો નથી." —હેલન હંટ જૅક્સન

# પ્રકરણ ૨ જું—ઇચ્છા અને માર્ગ

"દૃઢ ઇચ્છા હશે તો માર્ગ અવસ્ય જડવાનો."

"માર્ગને કાં તો હું શોધી કાઢીશ અને કાં તો તેને બનાવી લઈશ."

"દૃઢ ઈચ્છા કરી શકનારને માટે કાંઈ પણ કાર્ય અશક્ય નથી."

—મિશાઓ

"દુર્બળતા અને શિથિલતાપૂર્વક સત્યનું પ્રતિપાદન કરનાર મનુષ્ય ચિવટથી અને ધીટતાપૂર્વક અસત્યનું પ્રતિપાદન કરનાર મનુષ્ય સાથેની હરિફાઈમાં ટકી શકતો નથી." ઈ. પી. વ્હિપલ

"એક મજબૂત અંતઃકરણની દૃઢ ઈચ્છા હજારો માણસને થરથર ધ્રૂજાવી મૂકે છે. એક સુકલકડી ઠીંગુજી પોતાની દૃઢ ઈચ્છાથી સઘળી બાજી ફેરવી નાખે છે અને પલાયન કરી ગયેલા પ્રચંડ માણસોને પાછા એકત્ર કરીને તેમની પાસે ઉત્તમ યુદ્ધ કરાવે છે." —હપર

"જે માણસો એમ ધારે છે કે, અમે અમુક કાર્ય કરવાને શક્તિમાન છીએ, તેઓજ તે કાર્ય કરી શકે છે. ચારિત્ર્યબળ એ સંપૂર્ણ વિકાસ પામેલી ઈચ્છાજ છે."

"ઇચ્છાશક્તિનો વિકાસ કરવો એ આપણા જીવનનો ઉદ્દેશ છે. દૃઢ ઇચ્છા અને નિશ્ચય ધરાવનાર માણસને માટે આ જગતમાં સમય અને તક છે, છે ને છેજ. —ઈમર્સન

"અડગ નિશ્ચય અને સત્યમાર્ગનું અવલંબન એ જગતને હલાવી નાખનાર શક્તિઓ છે." —પ્રેસીડેન્ટ પૉર્ટર

"ઝળકતી કારકીર્દિવાળા તરુણના શબ્દકોષમાં નિષ્ફળતા જેવો કોઈ શબ્દજ હોતો નથી." —લિટન

"નિરંતર આગળ ધસવાની ટેવ અને શ્રદ્ધા એ સઘળી મુશ્કેલીઓને હંફાવી નાખે છે." જેરેમી કોલીઅર

"જ્યારે એક દૃઢ અને નિશ્ચયવાન માણસ જાહેરમાં આવે છે, ત્યારે તેની આસપાસની જગ્યા કેવી સાફ થાય છે અને તેને માટે કેટલો બધો અવકાશ અને છૂટ રહે છે તે જોઈને આપણને કુતૂહલ થાય છે."

—જૉન ફૉસ્ટર

"મારા હૃદયમાં અજેય ઈચ્છાનો તારો ઉગ્યો છે; અહો! તે કેવો ગંભીર, નિશ્ચયી અને નિશ્ચલ છે!" —લૉંગફેલો

ઇ. સ. ૧૫૭૪માં સ્પૅનિશ લોકોએ લેઇડનને ઘેરો ઘાલ્યો હતો અને ચાર માસપર્યંત તે શહેરના લોકોને ભયંકર હેરાનગતિ ભોગવવી પડી હતી. જ્યારે સ્પૅનિશ સૈનિકોને લેઈડનનિવાસીઓ તરફથી એમ કહેવામાં આવ્યું કે "ડચ લોકો લેઈડન નગરની દિવાલ પાસે સમુદ્રને લાવી, વહાણ પર માણસો આણી તમને ઘેરો ઉઠાવવાની

ફરજ પાડશે" ત્યારે તેમણે અટ્ટહાસ્ય કરી કહ્યું હતું કે "ડચ લોકોનો પ્રિન્સ ઑફ ઑરેંજ આકાશમાંના તારા ચુંટીને લાવી શકે તોજ તે લેઇડનના કોટની પાસે સમુદ્રને લાવીને તમારો બચાવ કરી શકશે." રોટરડામમાં તાવથી તરફડી રહેલા પ્રિન્સ ઑફ ઑરેન્જના મુખમાંથી એવી આજ્ઞા નીકળી ચૂકી હતી કે "પાળને તોડી નાખો; હૉલેંડ દેશ પુનઃ સમુદ્રને આપી દો." અને લોકોએ પણ એજ પ્રકારનો પ્રત્યુત્તર આપ્યો હતો કે "દેશ પરતંત્ર બને તેના કરતાં તો ડૂબી જાય એજ બહેતર છે." ઉપર કહેલા શહેરથી સમુદ્ર પંદર માઇલ દૂર હતો અને આટલા અંતરમાં એક પછી એક પંદર પાળો બાંધેલી હતી. રાજાનાં આજ્ઞાનુસાર લોકો એક પછી એક એમ એ મજબૂત પાળોને તોડી નાખવા લાગ્યા. આ એક પ્રચંડ કાર્ય હતું. પલટણ ભૂખે મરતી હતી અને જે માણસો સમુદ્રતરંગ પર સત્તા ચલાવવાનો પ્રયાસ કરતા હતા તેમને ક્ષુદ્ર ગણી કાઢીને ઘેરો ઘાલનાર સૈનિકો તેમણે કરેલી ધીમી પ્રગતિ માટે તિરસ્કારથી તેમનો ઉપહાસ કરતા હતા; પરંતુ જૂની કહેવત પ્રમાણે **જેઓ પોતાની જાતને મદદ કરે છે તેમને ઈશ્વર અવશ્ય મદદ કરે છે.** અને તેમજ થયું. ઑક્ટોબરની પહેલી અને બીજી તારીખે વિષુવવૃત્તના પ્રચંડ પવને સમુદ્રને દેશની અંદર હડસેલી દીધો અને યુદ્ધનૌકાને સ્પૅનિશ લોકોની છાવણીની પાસે લઇ જઇને મૂકી દીધી! બીજે દિવસે પ્રાતઃકાળમાં ડચ સેના શત્રુઓ પર આક્રમણ કરવાને નીકળી; પરંતુ તેઓ તો ભયના માર્યા રાત્રેજ અંધારાનો લાભ લઇને નાસી ગયા હતા! એ પછી બીજે દિવસે શું થયું? પવનની દિશા બદલાઈ ગઇ અને તેથી પાણીની સાથે યુદ્ધનૌકા પણ હૉલેંડની પૃષ્ઠભૂમિ પરથી તણાઇ ગઇ! પહેલાંની માફકજ પુનઃ પાળો એકદમ બાંધી દેવામાં આવી અને સમુદ્રનો કિનારો પોતાના જૂના સ્થાન પરજ રહ્યો! ત્યાર પછી આવેલી વસંતઋતુમાં જ્યારે પુષ્પો ખીલી ઉઠયાં ત્યારે લેઇડનના અદ્દભુત રીતે થયેલા સંરક્ષણના સ્મારક તરીકે લેઇડનના વિશ્વવિદ્યાલયની સ્થાપના કરવાને માટે જનસમૂહ આનંદપૂર્વક તે શહેરના મહોલ્લામાંથી કૂચ કરતો જતો હતો.

ઇ. સ. ૧૮૩૭ની સાલમાં ન્યૂયૉર્ક નગરમાં ચાન્સેલર કેન્ટના નિવાસસ્થાનમાં એક ખાણું આપવામાં આવ્યું હતું. તેમાં દેશના સીધા મહાન્ પુરુષોને આમંત્રિત કરવામાં આવ્યા હતા. નોતરેલા માણસોમાં એક તરુણ તથા થાંડાબોલો અને ઉદાસ ફ્રેન્ચમૅન પણ જણાતો હતો. પ્રોફેસર મૉર્સ પણ ત્યાં આવ્યો હતો અને તેણે

સાયંકાળે મહાશય ગૅમેટિન નામના તે સમયના એક આગેવાન રાજદ્વારીનું લક્ષ્ય તે અપરિચિત પુરુષ તરફ ખેંચ્યું અને એવી ટીકા કરી કે, એના કપાળ પરથી જણાય છે કે, એ એક મહાબુદ્ધિમાન પુરુષ છે. મહાશય ગૅમેટિને પોતાની આંગળી પોતાના કપાળ પર લગાડી પ્રત્યુત્તર આપ્યો: "હા, એના મસ્તકમાં ઘણું બુદ્ધિબળ છે, પરંતુ એ અતિ તરંગી માણસ છે. તમે માનશો ? એ એવો વિચાર ધરાવે છે કે 'હું એક દિવસ ફ્રાન્સનો રાજા બનીશ.' આના કરતાં વિશેષ મૂર્ખતાભરેલી બીજી વાત શી હોઇ શકે ?"

ખરેખર તેનો ઉક્ત વિચાર મૂર્ખાઇભરેલોજ જણાતો હતો. કારણ કે પ્રસ્તુત મૌનવ્રતધારી ફ્રેન્ચમેન તે સમયે એક ગરીબ છતાં સાહસિક પુરુષ હતો. તેને તેના દેશમાંથી હદપાર કરવામાં આવ્યો હતો અને તેની પાસે ઝાઝા પૈસા પણ નહોતા; તેમજ મોટા માણસોની સાથે કોઇ પ્રકારનો સંબંધ પણ ન હતો; એ છતાં પણ ચૌદ વર્ષ પછી તેનો એ વિચાર સિદ્ધ થયો ! તેની મનોકામના પાર પડી અને ત્રીજો નેપોલિયન બનવાનું તેનું સ્વપ્નું સાચું પડયું ! આ વાત સત્ય છે કે, તેમ થવા પૂર્વે ઘણાં વર્ષો સુધી તેને કારાગૃહ, દેશપારીની શિક્ષા અને બીજાં સંકટ સહેવાં પડયાં; ધૈર્યપૂર્વક પરિશ્રમ કરવો પડયો અને આશાના તંતુ પર લટકી રહેવું પડયું; પરંતુ અંતે તેની મહત્ત્વાકાંક્ષા સિદ્ધજ થઇ. પોતાનું કાર્ય સિદ્ધ કરવામાં તેણે સાધનની યોગ્યાયોગ્યતાનો વિચાર કર્યો ન હતો; છતાં પણ હુંશિયારી અને શક્તિ શું શું કરી શકે છે તેનું તે એક ઉત્તમ ઉદાહરણ પૂરૂં પાડે છે.

જ્યારે ઇંગ્લેંડ અને અમેરિકાને વરાળયંત્રની સહાયથી સંયુક્ત કરવાની દરખાસ્ત મૂકવામાં આવી; ત્યારે ડૉ. લાર્ડનરે રૉયલ સોસાઇટી સન્મુખ એક ભાષણ આપીને સિદ્ધ કરી આપ્યું કે, આગબોટો કદી પણ આટ્‍લાંટિક મહાસાગર પસાર કરી શકશે નહિ. કારણ કે તેઓ એટલી લાંબી મુસાફરીમાં ચાલે એટલો કોલસોજ લઇ જઈ શકશે નહિ. પરંતુ સીરિયસ નામની આગબોટે આટ્‍લાંટિક મહાસાગર ઓગણીસ દિવસમાં પસાર કરીને લાર્ડનરના ઉક્ત સિદ્ધાંતને કડડભૂસ કરી નાખ્યો. લોઢાની આગબોટ બાંધવાની દરખાસ્ત રજૂ થઇ ત્યારે પણ ઘણા લોકો કહેવા લાગ્યા હતા કે, "લોઢું તો ડૂબી જાય-માત્ર લાકડુંજ તરી શકે." પરંતુ અનુભવે સિદ્ધ કર્યું કે, લોઢાને પણ તરતું રાખવાનો ચમત્કાર માણસ કરી શકે છે અને હાલમાં માત્ર લડાઇની મનવારોજ નહિ, પરંતુ

વ્યાપારી આગબોટો પણ લોઢા અથવા પોલાદની બાંધવામાં આવે છે. આમ લોઢાને તરતું રાખવાનો માર્ગ પણ 'પ્રબળ ઇચ્છા'એજ શોધી કાઢયો હતો.

"લંડન ઇલસ્ટ્રેટેડ ન્યુસ" નો પ્રકાશક મહાશય ઇન્ગ્રામ કે જેની જીંદગી મિચિગાન સરોવર પર નાશ પામી હતી તેણે જ્યારે ઇગ્લાંડના નૉટિંગહામ નગરમાં એક વર્તમાનપત્રના આડતિયા તરીકે પોતાના રોજગારની શરૂઆત કરી ત્યારે તેણે પોતાના એક ગ્રાહકને નિરાશ ન કરવા માટે માત્ર એકજ પત્ર પહોંચાડવાને સારૂ દશ માઇલ ચાલવાનું પસંદ કર્યું હતું. આવો યુવક ફતેહ પામે તેમાં કોને આશ્ચર્ય થાય ? એક વાર તે રાતના બે વાગે ઉઠીને કેટલાક પત્રો લેવાને માટે પગે ચાલીને લંડન શહેરમાં ગયો હતો. કારણ કે તે પત્રો ટપાલ મારફતે મેળવવાની સગવડ નહોતી અને તેણે પોતાનાં ગ્રાહકોને નિરાશ નહિ કરવાનો દૃઢ નિશ્ચય કર્યો હતો. આ પ્રકારની દૃઢ **ઇચ્છાશક્તિ પોતાની મેળેજ માર્ગ શોધી કાઢે છે.**

હેન્રી ફૉસેટ કે જેને ગ્લૅડસ્ટને પોતાના જીવનના છેવટના ભાગમાં પોસ્ટમાસ્તર જનરલ બનાવ્યો હતો; તેની બન્ને આંખો તેના પિતાની-પક્ષીનો શિકાર કરવા જતાં-બંદૂકની ગોળીથી ફૂટી ગઇ હતી. તેનો પિતા જ્યારે અતિશય દુઃખથી આક્રંદ કરવા લાગ્યો ત્યારે તેણે તેને જે વચનો કહ્યાં તેના કરતાં ઉત્તમ શબ્દો કોઇ પણ જીવનચરિત્રમાં ભાગ્યેજ લખાયા હશે. તે બોલ્યોઃ "પિતાજી ! જરા પણ ફિકર કરશો નહિ. અંધતા મારા જીવનસાફલ્યની આડે આવશે નહિ." ઘણાં વર્ષો પછી હેન્રી ફૉસેટ, એમ. પી. ને તેની પિતૃવત્સલ પુત્રી લંડનના મહોલ્લાઓમાં સર્વત્ર દોરીને લઇ જતી તે જોઇને લોકોનાં હૃદય કરુણાથી ઉભરાઇ જતાં હતાં. આ છોકરી પોતાના પરમ બુદ્ધિશાળી પિતાના લકીઆ અને માર્ગપ્રદર્શકનું કામ કરતી હતી. વ્યાવહારિક જીવનના ઉમરા પર પણ ભાગ્યેજ આવ્યો હોય એવો એક તરુણ એકાએક પોતાની બન્ને આંખો ગુમાવી દે અને તે છતાં પણ માત્ર **બુદ્ધિ અને અગમ્ય ખંતથી** કોઇપણ દિશામાં ઉન્નતિ પ્રાપ્ત કરે; તથા મહાપુરુષો પેદા કરવાને માટે પ્રસિદ્ધ એવા એક દેશમાં સૌથી અગ્રેસર પુરુષો પૈકીનો એક બને; એ કેવી અદ્‌ભુત ઘટના છે તેનો વિચાર તો કરો ! બીજા પણ અનેક તરુણો કે જેઓ નિર્બળ મનના હોત તો આવી આપત્તિને તાબે થઇ ગયા હોત અને તેમનાં નામ પુનઃ કદી પણ

સાંભળવામાં આવ્યાં ન હોત; તેઓ સદ્ભાગ્યે જગતમાં પ્રકાશી નીકળ્યા છે અને હજી પણ જગતમાં ઘણા ફ્રૉસેટો, ઘણા પ્રેરર્કોટો, માર્કમૅનો અને કવેનાથો શેષ રહ્યા છે !

જે હિંમતવાન છોકરી પોતાના પિતાની આંખની ગરજ સારતી હતી તે પોતે પણ બુદ્ધિમત્તા અને દૃઢ નિશ્ચયનું અદ્ભુત ઉદાહરણ પૂરું પાડે છે. ઑક્સફર્ડ કૉલેજના સેંકડો વર્ષના ઇતિહાસમાં તે પહેલીજ વાર એક એવી પદવી મેળવવામાં સફળ થઈ હતી કે જે પદવી પૂર્વે ગ્લૅડસ્ટન જેવા મહાપુરુષોનેજ પ્રાપ્ત થઇ હતી. અર્થાત્ આ પદવી સીનિયર રૅંગ્લરની હતી. તે સમયપર્યંતના ઇતિહાસમાં આવી ઘટના બિલકુલ બનીજ ન હતી અને તેથી તેણે સુધારામાં આગળ વધેલી સઘળી દુનિયાનું ધ્યાન ખેંચ્યું. અત્યાર સુધી કોઇ પણ સ્ત્રીએ કદી પણ આ પદવી પ્રાપ્ત કરી ન હતી એટલુંજ નહિ પરંતુ માત્ર થોડા અપવાદ સિવાય તે પદવી માત્ર એવાજ માણસોએ મેળવી હતી કે જેઓ પોતાના પાછલા જીવનમાં પરમસિદ્ધિને પ્રાપ્ત થયા હતા. હવે આ વાતનો કોણ અસ્વીકાર કરી શકે તેમ છે કે, **મજબૂત ઇચ્છા હોય છે ત્યાં એક નિયમ તરીકે માર્ગ અવશ્ય મળી આવે છે?**

જ્યારે ગ્રાન્ટ બાલ્યાવસ્થામાં હતો ત્યારે તેને શબ્દકોશમાં 'અશક્ય' શબ્દ જડી શકતો નહોતો. જે માણસોના શબ્દકોષમાં 'અશક્ય' શબ્દ હોતો નથી તેઓ સમસ્ત જગતને હલમલાવી નાખે છે.

મિલ્ટન કહે છે કે "સંયોગોએ પ્રસિદ્ધ પુરુષો પર ભાગ્યેજ કૃપા કરી છે. તેમણે તો સર્વ પ્રકારના અંતરાય અને વિઘ્નોમાંથીજ પોતાનો માર્ગ કાઢીને વિજય પ્રાપ્ત કર્યો છે."

**સંયોગોને જીતવાનો સાચો ઉપાય તમારી જાતને બળવાન સંયોગરૂપ બનાવવી એ છે.**

આ પ્રમાણે સફળતા પ્રાપ્ત કરવાને માટે ઇચ્છાશક્તિ એ જો કે બહુજ આવશ્યક સાધન છે; પરંતુ "તેની સાથે જો બીજી વસ્તુઓ પણ હોય તો તે ઇચ્છા અધિક મહાન્ બનીને તેના વડે અધિક મહાન્ કામો અને અધિક સફળતા પ્રાપ્ત થાય છે" એ વાત પણ જેમ બને તેમ વિશેષ મજબૂતીથી પાઠકોના મન પર ઠસાવવાની અમારી ઇચ્છા છે. અમને આ મૂર્ખાઇભરેલો સિદ્ધાંત તો માન્યજ નથી કે "સંયોગો અથવા પરિસ્થિતિ કાંઈ હિસાબમાંજ નથી." અને "કોઇ પણ માણસ માત્ર પોતાની દૃઢ ઇચ્છાથીજ રામ, કૃષ્ણ, બુદ્ધ, શંકરાચાર્ય, દયાનંદ, પરમહંસદેવ, ગાંધી, નેપોલિયન, પિટ, વેબ્સ્ટર, બીચર અથવા

લિંકન જેવા બની શકે છે.”

આપણે આપણા નિશ્ચયનો ઉપયોગ વિવેક સહિતજ કરવો જોઇએ અને તેને જ્ઞાન તથા સાદી સમજની મદદ આપવી જોઇએ. નહિ તો આપણે માત્ર આપણાં મસ્તકોને ભીંત સાથેજ ભટકાવીશું. આપણે “દૃઢ ઇચ્છાથી દૃઢ પ્રાકૃતિક નિયમને પણ જીતી લઇશું.” એવી આશા નજ રાખવી જોઇએ. આપણે માત્ર એટલુંજ માનવાનો હકક ધરાવીએ છીએ કે “અમે અમારા વિશેષમાં વિશેષ સામર્થ્ય, મનોબળ અને સહનશક્તિના પ્રમાણમાંજ કોઇપણ કાર્ય કરી શકીશું.” કેટલીક દિશામાં અનુલ્લંઘનીય વિઘ્નો સતત આપણી પ્રગતિમાં બાધા કર્યા કરે છે; પરંતુ જેમાં જવાની આપણે સવિવેક આશા રાખીએ અને પ્રયાસ કરીએ એવી કોઇપણ દિશામાં આપણને પ્રતીતિ થશે કે, એ વિઘ્નો એક નિયમ તરીકે, કાં તો ઉલ્લંઘી શકાય તેવાં હોય છે, કે કાં તો તેઓ હમેશને માટે ટકતાં નથી. જ્યાં સ્વાભાવિક રીતેજ માર્ગ જડી શકે અથવા બનાવી શકાય એમ હોય છે ત્યાંજ દૃઢ ઇચ્છાશક્તિવાળો, બુદ્ધિમાન અને આગ્રહી માણસ તેને શોધી શકશે અથવા બનાવી શકશે.

પ્રત્યેક વિદ્યાર્થી જાણે છે કે, સંયોગો પણ વકીલોને અસીલ અને વૈદ્યોને દરદી લાવી આપે છે; પરિસ્થિતિ પણ સાધારણ આચાર્યને અસાધારણ ધર્માસન પર ગોઠવી દે છે અને શ્રીમંત માણસોના પુત્રોને–કે જેમનામાં શક્તિ છેક સાધારણ હોય છે અને અનુભવ તો જરા પણ ભાગ્યેજ હોય છે તેમને મોટાં મંડળો અને મોટી પેઢીઓના પ્રમુખ બનાવી દે છે; જ્યારે બીજી બાજુએ અસાધારણ શક્તિ, ઉત્તમ શિક્ષણ, શ્રેષ્ઠ ચારિત્ર્ય અને બહોળો અનુભવ ધરાવતા ગરીબ યુવાન પુરુષોને ઘણીવાર છેક સાધારણ જગ્યા મેળવવાને માટે પણ વર્ષોનાં વર્ષો સુધી મુશ્કેલી વેઠવી પડે છે. સર્વ કોઇ જાણે છે કે, શહેરોમાં અને ગામડાંઓમાં ઉંચી શક્તિ ધરાવનારા હજારો તરુણોને સંયોગવશાત્ થોડા સરખા પગારની છેક સાધારણ જગ્યામાં રહેવાની ફરજ પડે છે; જ્યારે તેમની આસપાસના બીજા તરુણો દ્રવ્ય અથવા બાપદાદાની વગથી ઇચ્છિત ઉચ્ચ જગ્યાઓમાં ગોઠવાઇ જાય છે. બીજા શબ્દોમાં કહીએ તો આપણે સઘળા જાણીએ છીએ કે, જગતમાં કાંઇ બધાજ ઉત્તમ માણસોને હમેશાં ઉત્તમજ સ્થાનો પ્રાપ્ત થાય છે એવું નથી. પરિસ્થિતિ યાને બાહ્ય સંયોગો પણ આપણા દરજ્જા, આપણા પગાર અને આપણા સામાજિક સ્થાનની સાથે પુષ્કળ સંબંધ ધરાવે છે.

અમીરી સ્વભાવના પુષ્કળ તરુણ પુરુષો કે જેઓ લોકોના સ્વાભાવિક નેતા હોય છે તેમને પોતાનાથી અત્યંત હલકી પંક્તિના સુપરિન્ટેન્ડેન્ટ, ફોરમૅન અને મૅનેજરોના હાથનીચે કામ કરવું પડતું હોય છે. આવા સુપરિન્ટેન્ડેન્ટ આદિને સંયોગોએજ ઉચ્ચ સ્થાન પર ગોઠવી દીધેલા હોય છે અને જ્યાં સુધી કોઇ વિપત્તિ કે બીજો સંયોગ આવી પડીને તેમના ગુણની કદર કરવાની ફરજ મુખ્ય અધિકારીને પાડે નહિ ત્યાંસુધી તેઓને તે ને તેજ સ્થાને રહેવું પડે છે. આ જગતમાં હમેશાં કાંઇ વિશેષ ત્વરાથી દોડવાવાળા મજબૂત પગ ધરાવવાથીજ શરત જીતી શકાતી નથી. નિર્બળ પગ હોય તો પણ બાઇસીકલ કે મોટરનો સંયોગ હોય તો તે આગળ નીકળી જાય છે, મજબૂત શરીર છતાં હથિયાર ન હોય તો તેના ઉપર પણ શસ્ત્રધારી સાધારણ મનુષ્ય જીત મેળવી જાય છે.

પ્રત્યેક માણસ જાણે છે કે, ઇચ્છા ધરાવનાર માણસને કાંઈ હમેશાં માર્ગ જડતો નથી; પરિશ્રમ કાંઇ હમેશાં અને સઘળાંજ કાર્યો સિદ્ધ કરતો નથી; કેટલીક વાર ગમે તેટલી દૃઢ ઇચ્છા ધરાવનાર પણ ઇચ્છિત વસ્તુ પ્રાપ્ત કરી શકતો નથી અને દરેકે દરેક માણસ કાંઇ જેવો થવા ધારે તેવો બની શકતો નથી. ખુદ આપણી પ્રકૃતિમાં એવી કેટલીક મર્યાદાઓ હોય છે–એટલે કે તેમાં કેટલીક બાબતો એવી તો મજબૂતીથી જડાઇ ગયેલી હોય છે–કે જેને ગમે તેવી ઇચ્છાશક્તિ અથવા ગમે તેટલો ઉદ્યોગ પણ જીતી શકતો નથી. ગમે તેટલા પ્રયત્નથી પણ કાંઈ કાગડાનો હંસ બની શકતો નથી.*

* પુનર્જન્મનો આર્ય સિદ્ધાંત એ સઘળી દૃઢ અશક્યતાઓને શક્ય બનાવી આપે છે. એક ગામડિયો પોતાની અક્કલ પ્રમાણે એક માટીના ખોરડાને પોતાના આગલા ઘાસના ઝુંપડા કરતાં બહુજ સારૂં અને પૂરતું ગણી તેવું ઘર બનાવી તેમાં જઇ વસે છે અને પાછળથી અક્કલ અને પૈસો વધે છે તોપણ તે ઘરને ચુનાગચ્છી, બારી, જાળી વગેરેથી વધુ સુગમતાવાળું બનાવી શકે છે; પણ માટીને બદલે તેને આરસપહાણનું તો નથીજ બનાવી શકતો. હા, જો તે એ ઘરને પાયામાંથી પાડી નાખે તો તે આરસનું, ઉંચું અને સુંદર કોતરણીવાળું તેમજ વધારે જગા મેળવીને વિશાળ ઘર પણ બાંધી તથા ભોગવી શકે છે. આ પ્રમાણે આર્ય સિદ્ધાંત પણ કહે છે કે, દરેક મનુષ્યને, તેના એક સમયના જ્ઞાન, ઇચ્છા અને કર્મને લીધેજ તેનું વર્તમાન શરીર મળેલું હોય છે. પાછળથી તે જ્ઞાન, ઇચ્છા અને કર્મ ઉચ્ચ પ્રકારનાં થવાથી એ વર્તમાન શરીરમાં પુરુષાર્થબળથી તે બહોળા ફેરફાર અને સુગમતા દાખલ કરી શકે છે; પણ અમુક રંગ, સ્વભાવ, આકાર વગેરે જે અંશો ખૂબ દૃઢપણે તેની વર્તમાન પ્રકૃતિમાં જડાઈ ગયેલા હશે તે તો સર્વાંશે આ ને આ જન્મમાં નહિજ બદલી શકાય.

ચોખ્ખી વાત તો એજ છે કે, એક માણસને, તેનાથી સર્વાંશે-સર્વથા દૂર નહિ હોય એવી વસ્તુ સ્થિતિઓને માટે સતત પ્રયત્ન કરતો બનાવીને તેની બળવાન ઇચ્છાશક્તિજ યોગ્ય સમયે તેને તેના ઇપ્સિત લક્ષ્યની અતિ નિકટ લઇ જશે.

---

આ વાત સમજાવવા માટેજ ગીતામાં અર્જુનને ઉપદેશ અપાયો છે કે, જીવનમુક્તોને પણ વ્યવહારમાં સ્વપ્રકૃતિને ( પ્રકૃતિમાંના અનિવાર્ય દૃઢાંશને) અનુસરવું પડે છે, ત્યાં તારો (રાજ્ય નથી જોઈતું, ભિક્ષાન્નથી નિર્વાહ કરીશું. ઇત્યાદિ ) નિગ્રહ શું કરી શકશે ? અહીં વધુ સમજવાનું એ છે કે, જીવનમુક્ત જ્ઞાની ગમે તેવી સાત્ત્વિક પ્રકૃતિને પણ (સુવર્ણની રત્નજડિત બેડી એ પણ બેડી-દુઃખરૂપજ છે તેમ વિદેહમુક્તિના સુખ-સ્વાતંત્ર્ય યાને આત્મમયતાની અપેક્ષાએ ) અનાત્મા અને દુઃખરૂપજ માનતો હોવાથી પુનર્જન્મને અને રામકૃષ્ણાદિના જેવાં મજબૂત શરીર તથા સુપ્રારબ્ધને પણ ઈચ્છતો નથી; અને તેથીજ તેને પુનર્જન્મ થતો નથી. પરંતુ તે દશાએ પહોંચ્યા વિનાના પામર, વિષયી યા જિજ્ઞાસુ જીવોને તો એક યા બીજા પ્રકારની ઈચ્છા અનિવાર્ય અને ઉપકારક પણ હોય છેજ. અતિદૃઢ વિરોધી સંયોગોને દૂર કરી ઇચ્છિત સુસંયોગો મેળવવાનું ગત જન્મમાં ન બન્યું હોય, તેવા સુસંયોગો વર્તમાન જન્મના ઉન્નત જ્ઞાન ઈચ્છા અને સત્કર્મ વડે મેળવી શકે છેજ. પુનર્જન્મનો આ બહુજ ઉમદા સિદ્ધાંત જેમની સમજમાં ન ઉતર્યો હોય તેઓ વર્તમાન શરીર છૂટયા પછીને માટે કશી આશા-ઉમેદ રાખી શકતા નથી. આર્ય ઋષિમુનિઓના ઉમદા જ્ઞાન અને અનુભવનો મહાન વારસો ઉપયોગમાં લેનાર હરકોઈ મનુષ્યને, ચાહે તેટલી આશા અને ઉમેદ રાખવાનો અને તેના અમર જીવાત્માને-આ નહિ તો આવતા જન્મમાં તે પ્રમાણેના-તે સર્વ સુસંયોગો મેળવવા-ભોગવવાનો ( કાગને પણ હંસ બનવાનો) પૂર્ણ હક્ક છે, એટલુંજ નહિ પણ જો તે આર્ય વેદાંતને સારી પેઠે સમજવાની ઈચ્છા ધારણ કરી શકે તો પ્રકૃતિમાં રહેલા ગમે તેટલા દૃઢ અને અણગમતા અંશો ( દુર્વાસાના શરીરમાંનો ક્રોધ, જનકમાંથી રાજ્યવ્યવહાર ઈ૦ ઇ૦ ) સર્વાંશે નહિ ટાળી શકાવા છતાં પણ પ્રાપ્ત અપ્રાપ્ત તમામ પ્રકૃતિ અને તજ્જન્ય સર્વ સુખસામર્થ્યોમાંથી અહંતામમતાનો તથા સુખની અને પ્રાપ્તવ્યની બુદ્ધિનો વિધ્વંસ કરી નાખીને વર્તમાન શરીરમાંજ આત્મામાં આત્મબુદ્ધિ અને આત્માનુભવવાળો જીવનમુક્ત બની શકે છે. આર્ય તત્ત્વજ્ઞાન-વેદાંતની એજ સર્વોચ્ચ મહત્તા અને ખુબી છે. અફસોસ એજ કે, અસત્યમાં સત્યબુદ્ધિ, દુઃખમાં સુખબુદ્ધિ ઇત્યાદિ કારણોને લઇને ગમે તેટલી લૌકિક વિદ્યાઓ અને સત્તા-સામગ્રીઓ મેળવવા છતાં પણ અને તેના વડે ઇચ્છિત આનંદ-ટકાઉ આનંદ-છેવટ સુધી નહિ મળી શકવા છતાં પણ (દૂર દૂર દેખાયા કરતાં ઝાંઝવાના જળ પાછળ દોડયા કરીને મૃગ પોતાના પ્રાણ ખુવે છે તેમ ) એક પછી એક આશા-ઉમેદ બંધાયાજ કરે છે અને એક પૂરી થવા આવે તે પહેલાંજ બીજી તેનાથી મોટા રૂપવાળી આશા-ઉમેદ ખડી થયા કરી એની પાછળની દોડ અને દુર્દશા-

આ જગતમાં એક માણસ મોટામાં મોટું કાર્ય એજ કરી શકે કે, તે પોતાને મળેલી શક્તિનો-પ્રકૃતિનો પૂરેપુરો જ્ઞાતા બનીને તેનો વધુમાં વધુ સદુપયોગ કરે. આનુંજ નામ સફળતા છે અને એના જેવી સંગીન, વિશાળ અને ઉચ્ચ સફળતા આ જગતમાં બીજી કોઇ પણ નથી.

અલબત્ત, આપણી પ્રકૃતિ તેમજ આપણા બાહ્યસંયોગો અથવા પરિસ્થિતિની અસર અવશ્ય થાય છે; પરંતુ ઘણી બાબતોમાં તે આપણા વિકાસને પ્રતિબાધ કરતી નથી. હમણાં તમે જે અનાજ પાકેલું જુઓ છો તે ક્યાંથી આવ્યું છે-અથવા શું છે? તે જે સ્થિતિમાં પાકયું છે તે સ્થિતિને અનુસરીને શું તેના દાણા નાના અથવા મોટા થયા નથી? પણ એની સાથે આ વાત પણ પૂરેપુરી ખરી છે કે, **સંયોગો અથવા પરિસ્થિતિઓ મકાઇમાંથી ઘઉં કે ઘઉંના બીજમાંથી બાજરી બનાવી શકતાં નથી.** તેજ પ્રમાણે આપણી પરિસ્થિતિ આપણી પ્રકૃતિને જડમૂળમાંથી બદલી નાખી શકતી નથી; છતાં આપણે આપણા પુરુષાર્થબળ વડે આપણી પરિસ્થિતિમાં ઘણો ફેરફાર કરી શકીએ અને તેનો ઘણો લાભ પણ લઈ શકીએ. આ રીતે આપણે આપણા સંયોગોમાં પરિવર્તન અને સુધારો કરી શકીએ તેમ છીએ, અને આપણી કુદરતી પરિસ્થિતિ કરતાં અતિ ઉચ્ચ સ્થિતિએ પહોંચી શકીએ તેમ છીએ; અને તે પણ એટલી બધી હદ સુધી કે તે ઉચ્ચ સ્થિતિએ પહોંચવાનો તૈયાર માર્ગ આપણને ન મળે તો આપણને ચાલવા માટેનો ખાસ માર્ગ આપણે પોતે પણ બાંધી શકીએ છીએ.

પ્રત્યેક તરુણ પુરુષે, બીજા વિષે વિચાર કરવાનો નથી; પરંતુ પોતાની શક્તિ વિષે વિચાર કરવાનો છે અને પોતાની જાતને સવાલ પૂછવાનો છે કે "હું મહાન પુરુષ કેવી રીતે થઇ શકું!"

ઉચ્ચ સ્થિતિએ પહોંચવાનો રાજમાર્ગ બાંધવા મથનારને બાહ્યસંયોગો પ્રતિબાધ ન કરી શકતાં ઉલટા તેઓ તો તેને રસ્તો

---

માંજ બિચારા પ્રાણીનો દેહ પડે છે! એટલુંજ નહિ પણ એક પછી એક એમ હજારો જન્મ પણ એ ને એજ રીતે વીતી જાય છે!

જેનાં જ્ઞાન, ઇચ્છા અને કર્મ પુણ્યના પ્રાધાન્યવાળાં હોય છે તેણે એવો ભય જરા પણ રાખવાનો નથી કે, વર્તમાન માનવજન્મ પછીથી લક્ષચોર્યાસીનો ફેરો ફરાયા પછીજ માનવજન્મ મળશે. ગરુડ પુરાણાદિનાં કેટલાંક રોચક ભયાનક વચનોથી ભૂલા ન પડતાં રામાયણ, મહાભારત, ગીતા, ઉપનિષદ્ અને બ્રહ્મસૂત્રાદિ યથાર્થ સિદ્ધાંત સમજાવનારા ગ્રંથો ઉપરથીજ આવી બાબતો સમજવી જોઇએ. સંપાદક.

બાંધવાના પથ્થરો પૂરા પાડનાર ખાણની ગરજ સારે છે.

૬૯ ઇચ્છાશક્તિ અદ્‌ભુત કાર્યો કરી શકે છે; એ વાત સમગ્ર ઇતિહાસ સિદ્ધ કરે છે. શેકસપિયર જણાવે છે કે "માણસ હમેશાં પોતાના ભાગ્યનો સ્વામી છે. પ્રિય બ્રુટસ! **આપણે ક્ષુદ્ર પ્રાણી હોઇએ તો તેમાં આપણા ભાગ્યનો નહિ પણ આપણો પોતાનો જ દોષ હોય છે.**"

એક રોમન ધર્માચાર્ય જણાવે છે કે "જગતમાં એવો કોઈ પણ માણસ નથી કે જેને ઘેર લક્ષ્મી અથવા લક્ષ્મી મેળવવાની તક એક વાર પણ ન આવતી હોય; પરંતુ તે જ્યારે આવે છે ત્યારે તે તેનો સત્કાર કરવાને તૈયાર હોતો નથી. તેથી કરીને તે એક બારણામાંથી ઘરમાં પ્રવેશ કરીને બીજા બારણા કે બારી વાટે બહાર નીકળી જાય છે." તક હમેશાં શરમાળ પ્રકૃતિની હોય છે. બેદરકાર, શિથિલ વૃત્તિનો, અવલોકનશક્તિવિહીન અને આળસુ માણસ તેને જોઈ કે પકડી શકતો નથી. ચપળ માણસોજ તેને તત્કાળ શોધી કાઢે છે અને તેને મજબૂત રીતે પકડીને નાસી જવા દેતા નથી.

લોકોમાં દુર્ભાગ્યનો ભોગ બનેલો હોય એવો માણસ મને બતાવો, એટલે હું તેનામાંથી સંકટને આમંત્રણ કરનારી મનોવૃત્તિ શોધી કાઢીશ. કાં તો તેનો સ્વભાવ ખરાબ હશે, અથવા તો તે શેખીખોર કિંવા ચંચલ ચિત્તનો હશે; અથવા તેનામાં ચારિત્ર્ય, ઉત્સાહ કિંવા સફળતા માટે આવશ્યક કોઈ બીજા ગુણોનો અભાવ હશે.

ડિઝરાયલી કહે છે કે, **મનુષ્ય સંયોગોનો ગુલામ નથી, પરંતુ સંયોગોજ મનુષ્યના ગુલામ છે.**

દુનિયામાં અકસ્માતથી કયું મહત્કાર્ય સિદ્ધ થયું છે? શહેરો શું અકસ્માતથી બંધાય છે? આગબોટો શું અકસ્માતથી બંધાય છે? શું અકસ્માતથી વિશ્વવિદ્યાલયો, આશ્રમો કે દવાખાનાંઓ સ્થપાયાં છે? શ્રી રામચંદ્રે સમુદ્રનું અને સીઝરે રૂબીકૉનનું ઉલ્લંઘન શું અકસ્માતથી કર્યું હતું? ભગીરથ, રામચંદ્ર, શ્રીકૃષ્ણ, ભગવાન બુદ્ધ, શંકર, શિવાજી, પ્રતાપ, અકબર, દયાનંદ, વિવેકાનંદ, નેપોલિયન, વૉશિંગ્ટન, ગ્રાંટ અથવા વાન મૉલ્ટકેની કારકીર્દિની સાથે અકસ્માતને શો સંબંધ છે? એ પ્રત્યેકનું એક યા બીજા પ્રકારનું યુદ્ધ, તેનો આરંભ થયા પૂર્વેજ જીતાઈ ચૂકયું હતું. લંકા, મહાભારત, હલદીઘાટ, થર્મોપિલી, ટ્રફાલ્ગર અને જેટિસબર્ગના યુદ્ધની સાથે ભાગ્યને શો સંબંધ હતો? છતાં આપણા વિજયોને માટે આપણે આપણી જાતને ધન્યવાદ આપીએ છીએ અને આપણા પરાજયોને

માટે આપણે ભાગ્યને દોષ દઈએ છીએ, એ કેવી મોટી ભૂલ !!!

ચોક્કસ સ્થળ અને નિયમોવાળા આ વિશાળ જગતમાં મનુષ્ય એ કાંઈ નિરાશ્રિત અણુ નથી. તેને પોતાના સ્થાનને વળગી રહેવા સિવાય બીજું કાંઈ પણ કરવાનું નથી.

ઇચ્છાશક્તિ પર શ્રદ્ધા રાખો, કારણકે તે ભાગ્યના ડગમગતા કાલ્પનિક સિદ્ધાંતોનો નાશ કરે છે. પરંતુ તેની સફળતા માટે એવા બળની અપેક્ષા છે કે જે ખોટા વહેમ અને ખરાબ રૂઢિના પ્રતિબંધને તોડી નાખે છે; સારી તકને પકડી લે છે; સંયોગોનો પ્રહાર સહન કરે છે અને એક સમયના પોતાનેજ હાથે રચાઇ ગયેલા દુર્ભાગ્યની સામે બાથ ભીડે છે.

માત્ર અજ્ઞાન અને મૂર્ખ લોકોજ ભાગ્યને માને છે અને નમે છે. વિચારના સામ્રાજ્યમાં પ્રવેશ કરતાંજ આપણને પ્રતીત થાય છે કે, આપણું વર્તમાન ભાગ્ય એ તો માત્ર આપણી આગલી ઇચ્છાઓ અને કર્મનું ફળ છે; તેથી વર્તમાનના ગમે તેવા દુર્ભાગ્યમાં પણ આપણે મોટો ફેરફાર કરી શકવા સાથે આપણું હવે પછીનું ભાગ્ય પણ જેવું રચવું હોય તેવું રચવાને શક્તિમાન છીએ. કારણકે ભાગ્ય એ પુરુષાર્થનેજ આધીન છે. જે માણસોનો સ્વભાવ ચંચલ અને લક્ષ્ય અનિશ્ચિત હોય, તેઓ ભલે ભાગ્યનો ડર રાખે; પરંતુ જે પોતાના સત્ય સ્વરૂપ પરજ આધાર રાખે છે તેને તો ભાગ્યનો કાંઇ પણ ભય હોતો નથી. તે તો ભાગ્યને હસીજ કાઢે છે.

" મહર્ષિ વસિષ્ઠ પ્રબોધે છે કે:—

**यथा संयतते येन तथा तेनानुभूयते ।**
**स्वकर्मैवेति चास्तेऽन्याप्यतिरिक्ता न दैवदृक् ॥३॥**

શાસ્ત્ર પ્રમાણે યત્ન કરવામાં આવે તો યથાર્થ રીતે પુરુષાર્થની સિદ્ધિનો અનુભવ થાય છે. પૂર્વજન્મનાં જે કર્મો ભોગ આપવાને સજ્જ થયાં હોય તેજ પ્રારબ્ધ કહેવાય છે; માટે પ્રારબ્ધરૂપ કર્મોનું ખંડન આ જન્મનાં સત્કર્મોવડે કરી શકાય છે.×

**द्वौ [illegible]डाविव युध्येते पुरुषार्थौ समासमौ ।**
**प्राक्तनश्चैहिकश्चैव शाम्यत्यत्राऽल्प वीर्यवान् ॥५॥**
**अतः [illegible]रुषयत्नेन [illegible] यथा तथा ।**
**पुंसा तंत्रेण सद्योगाद्येनाश्व[illegible]तनो जयेत् ॥६॥**

× આ તથા હવે પછી આપેલા શ્લોકો શ્રી યોગવાસિષ્ઠ મહારામાયણના મુમુક્ષુ પ્રકરણના સર્ગ ૫-૬-૭-૮-૯માંથી અનુક્રમે લીધેલા છે.

પૂર્વજન્મનો ઉદ્યોગ અને આ જન્મનો ઉદ્યોગ એઓ પરસ્પરના વડિયા ન હોય તોપણ ઘેટાઓની પેઠે લડયા કરે છે અને તેઓ-માંથી જે ઓછા બળવાળો હોય તે હારી જાય છે. માટે પુરુષે શાસ્ત્રના નિયમને અનુસરીને જેમ બને તેમ ઉદ્યોગ કરવો જોઇએ કે જેથી આ જન્મનો ઉદ્યોગ પૂર્વજન્મના ઉદ્યોગને તરત જીતી લે.

अनर्थः प्राप्यते यत्र [illegible] पौरुषात् ।
अनर्थकर्तृ बलवत्तत्र ज्ञेयं स्वपौरुषम् ॥८॥
परं पौरुषमाश्रित्य दंतर्दंता- वि [illegible]र्णयन् ।
शुभेनाऽशुभमुद्यु[illegible] प्राक्तनं पौरुषं जयेत् ॥९॥

જો શાસ્ત્ર પ્રમાણે પુરુષાર્થ કરતાં પણ અનર્થની પ્રાપ્તિ થાય તો તે સમયે એ અનર્થ આપનારા પૂર્વજન્મના ઉદ્યોગને બળવાન સમજવો. પણ તેથી કાયર નહિ થતાં ભારે ઉત્સાહ રાખી દાંત પીસીને સારા ઉદ્યોગમાં મંડયા રહેવું; કે જેથી વિઘ્ન પાડવા સજ્જ થયેલા પૂર્વજન્મનો અશુભ ઉદ્યોગ હારી જાય.

प्राक्तनः [illegible]रुषार्थोऽसौ मां नियोजयतीति धीः ।
बला[illegible] कार्या प्रत्यक्षा[illegible]धिका न सा ॥१०॥
तावत्तावत्प्रयत्नेन यतितव्यं सुपौरुषम् ।
प्राक्तनं पौरुषं यावद[illegible]भं [illegible]म्यति स्वयम् ॥११॥

'મને પૂર્વજન્મનું પ્રારબ્ધજ ચલાવે છે' એવા વિચાર ઉપર તો બળાત્કારથી પગજ મૂકવો જોઇએ. કારણકે આ જન્મના પ્રત્યક્ષ ઉદ્યોગથી પૂર્વજન્મનો અપ્રત્યક્ષ ઉદ્યોગ કદી પ્રબળ થશે નહિ. જ્યાં સુધી પૂર્વજન્મનો અશુભ ઉદ્યોગ પોતાની મેળે સંપૂર્ણ રીતે શાંત થાય ત્યાંસુધી અસંત ઉત્સાહ રાખીને પ્રયત્ન કરવામાં મંડયા રહેવું.

दोषः शाम्यत्यसन्देहं प्राक्तनोद्यतनैर्गुणैः ।
दृष्टांतोऽत्र ह्यस्तनस्य दोषस्याद्य गुणैः क्षयः ॥१२॥

જેમ ગઇ કાલનું અજીર્ણ આજ કરેલી લાંઘણથી ટળી જાય છે; તેમ પૂર્વજન્મનો દોષ પણ આ જન્મમાં કરેલા શુભ ઉદ્યોગથી ટળી જાય છે એમાં કશો સંશય નથી.

प्रत्यहं प्रत्यवेक्षेत देहं नश्व मात्मनः ।
संत्यजेत्पशुभिस्तुल्यं श्रयेत्स[illegible]रुषोचितम् ॥१६॥
किंचित् कान्ताऽपाना[illegible] कलिलं कोमलं गृहे ।

व्रणे कीट इवास्वाद्य वयः कार्यं न भस्मसात् ॥१७॥

'પોતાનો દેહ નાશ પામી જશે,' એવો વિચાર રાખીને પશુ જેવું નહિ થવું પરંતુ જે કર્મો સત્પુરુષોને યોગ્ય છે તે કરવાં. જેમ વ્રણ(ગુમડા)માં રહેલો કીડો, ચીકણા અને કુણા કુણા માંસાદિક પદાર્થોનો સ્વાદ લેવામાંજ પોતાનો જન્મારો કાઢે છે; તેમ સમજુ પુરુષે ઘરમાં રહી સ્ત્રી અને અન્નપાનાદિ ચીકણા અને કોમળ પદાર્થોનો સ્વાદ લેવામાં પોતાનું આયુષ્ય વ્યર્થ કાઢવું નહિ.

प्रत्यक्षमानमुत्सृज्य योऽनुमानमुपैत्यसौ ।
स्वभुजाभ्यामिमौ सर्पाविति प्रेक्ष्य प्रलीयते ॥१९॥
दैवं संप्रेरयति मामिति दग्धधियां मुखम् ।
अदृष्टश्रेष्ठदृष्टीनां दृष्ट्वा लक्ष्मीर्निवर्त्तते ॥२०॥

જે પુરુષ ઉદ્યોગરૂપી પ્રત્યક્ષ પ્રમાણને છોડી દઇને અનુમાનથી જણાતા દૈવને વળગી રહે છે; તે પુરુષ પોતાનાજ બે હાથને સર્પરૂપ જાણી તેઓને જોઇ નાસે છે એમ સમજવું. જેઓએ શ્રેષ્ઠ પુરુષોના વિચારો જોયા નથી એવા અને 'અમને દૈવજ ચલાવે છે' એવો નીચ વિચાર રાખનારા પુરુષોનું મોં જોઇને લક્ષ્મી પાછી વળી જાય છે.

दैन्यदारिद्र्यदुःखार्त्ता अप्यन्ये पुरुषोत्तमाः ।
पौरुषेणैव यत्नेन याता देवेंद्रतुल्यताम् ॥२७॥

દીનતા અને દારિદ્ર આદિ દુઃખોથી પીડાયેલા નળ, હરિશ્ચંદ્ર અને બીજા મોટા પુરુષો પુરુષાર્થથીજ ઇંદ્ર સમાન થયા હતા.

आबाल्यादलमभ्यस्तैः शास्त्रसत्संगमादिभिः ।
गुणैः पुरुषयत्नेन स्वार्थः संप्राप्यते यतः ॥२८॥
इति प्रत्यक्षतो दृष्टमनुभूतं श्रुतं कृतम् ।
दैवात्तमिति मन्यन्ते ये हतास्ते कुबुद्धयः ॥२९॥

બચપણથીજ પ્રયત્નપૂર્વક શાસ્ત્રોનો અને સત્સંગાદિ ગુણોનો અભ્યાસ કર્યો હોય તો તે ઉદ્યોગથી સારાં ફળ થાય છે; એમ પ્રત્યક્ષ જોયેલું છતાં, અનુભવ કરેલો છતાં અને સાંભળેલું છતાં પણ જે કુબુદ્ધિ લોકો 'એ સઘળું દૈવથીજ કરવામાં આવ્યું છે અને તેનું ફળ દૈવેજ આપ્યું' એમ માને છે તેઓને માર્યા ગયાજ સમજવા.

आलस्यं यदि न भवेज्जगत्यनर्थः को न स्याद्बहुधनको बहुश्रुतो वा । आलस्यादियमवनिः ससागरान्ता संपूर्णा

नरपशुभिश्च निर्धनैश्च ॥३०॥

જગતમાં જો આળસરૂપ અનર્થ ન હોય તો કયો પુરુષ ઘણા ધનવાળો અને પંડિત ન થાય ? સમુદ્રના છેડા સુધીની આ પૃથ્વી-માં આળસથીજ ઘણાં માણસો નિર્ધન અને પશુ જેવાં રહેલાં છે.

तज्जयाय यतन्ते ये न लोभलवलम्पटाः ।
ते दीनाः प्राकृता मूढाः स्थिता दैवपरायणाः ॥६॥

દૈવને આધીન રહી વિષયસુખના લેશને માટે લાલચ રાખ-નારા જે લોકો દૈવને જીતવા સારૂ યત્ન કરતા નથી તેઓને કંગાલ, પામર અને મૂઢ સમજવા.

पौरुषेण कृतं कर्म दैवाद्यदभिनश्यति ।
तत्र नाशयितुर्ज्ञेयं पौरुषं बलवत्तरम् ॥७॥
यदेकवृन्तफलयोरथैकं शून्यकोटरः ।
तत्र प्रयत्नः स्फुटितस्तथा तद्रससंविदः ॥८॥
यत्प्रयांति जगद्भावाः संसिद्धा अपि संक्षयम् ।
तत्क्षयकारकयत्नस्य ह्यत्र ज्ञेयं महद्बलम् ॥९॥
द्वौ हुडाविव युद्ध्येते पुरुषार्थौ परस्परम् ।
य एव बलवांस्तत्र स एव जयति क्षणात् ॥१०॥

આપણે ઉદ્યોગથી કરેલું કામ કોઇના ઉદ્યોગથી નાશ પામે તો ત્યાં તે નાશ કરનારના ઉદ્યોગનેજ બળવત્તર માનવો; પણ દૈવને માનવું નહિ. એક ડીંટિયામાં થયેલાં બે ફળોમાં એક ફળ રસ-વગરનું જોવામાં આવે તો ત્યાં તે રસને ખાઇ જનારા કીડા વગેરેના યત્નનેજ પ્રબળ માનવો. જગતમાં સિદ્ધ થયેલા પદાર્થો પણ ક્ષય પામે છે; ત્યાં ક્ષય કરનારના યત્નનેજ બળવત્તર થયેલો સમજવો. બે પુરુષાર્થો ઘેટાઓની પેઠે એકબીજા સાથે લડયા કરે છે; તેઓમાં જે બળવાન હોય તે તુરતજ જીતે છે.

शक्तस्य पौरुषं दृश्यमदृश्यं वाऽपि यद्भवेत् ।
तद्दैवमित्यशक्तेन बुद्धमात्मन्यबुद्धिना ॥१४॥

સમર્થ માણસનો જે દૃશ્ય કે અદૃશ્ય ઉદ્યોગ હોય છે તેને અસમર્થ મૂઢ માણસ મનમાં દૈવરૂપે માની લે છે.

भूतानां बलवद्भूतं यत्तद्दैवमिति स्थितम् ।
तत्तेषामप्यधिष्ठातृ सतामेतत्स्फुटं मिथः ॥१६॥

સમર્થ માણુસોને પણુ તેઓના કરતાં જે વધારે સમર્થ હોય છે તેઓ દબાવે છે; એ વાત સઘળાં પ્રાણીઓમાં પરસ્પર જાણી-તીજ છે; માટે દૈવ એ કોઇ પદાર્થજ નથી.

द्वयोरद्यतनस्यैव प्रत्यक्षाद्बलिता भवेत् ।
दैवं जेतुं यतो यत्नैर्बालो यूनेव शक्यते ॥१९॥

પૂર્વજન્મના અને આ જન્મના બે ઉદ્યોગમાં આ જન્મનો ઉદ્યોગ પ્રત્યક્ષ હોવાથી તેને જેવો બળવત્તર કરવો હોય તેવો કરી શકાય છે; માટે યુવાન માણુસ જેમ બાળકને જીતી શકે છે; તેમ પ્રબળ ઉદ્યોગ પૂર્વજન્મના ઉદ્યોગને જીતી શકે છે.

देशकालक्रियाद्रव्यवशतो विस्फुरंत्यमी ।
सर्व एव जगद्भावा जयत्याधिकयत्नवान् ॥२३॥

જગતમાં સઘળા પદાર્થો દેશ, કાળ, ક્રિયા અને દ્રવ્યની સગવડ પ્રમાણે સિદ્ધ થાય છે. માટે એક વાર સિદ્ધ ન થાય તો વળી દેશકાળાદિકની વધારે સગવડ મેળવીને યત્ન કરવો જોઇએ. અધિક યત્નવાળો અવસ્ય સિદ્ધિ મેળવે છે.

कश्चिन्मां प्रेरयत्येवमित्यनर्थकुकल्पने ।
यः स्थितोऽदृष्टमुत्सृज्य त्याज्योऽसौ दूरतोऽधमः ॥२९॥

જે માણુસ પ્રત્યક્ષ વાતને છોડીને 'મને બીજો કોઇ પ્રેરે છે' એવી અનર્થરૂપ કુકલ્પનામાં લાગી રહે તેને દૂરથીજ તજી દેવો. અર્થાત્ એવા અધમ માણુસનું મોં પણુ જોવું જોઇએ નહિ.

नित्यं स्वपौरुषादेव लोकद्वयहितं भवेत् ।
ह्यस्तनी दुष्क्रियाभ्येति शोभां सत्क्रियया यथा ॥३७॥

બન્ને લોકમાં કલ્યાણુ તો સર્વદા, પોતાના પુરુષાર્થથીજ થાય છે. ગઇ કાલના દુરાચરણુથી થયેલો દોષ આજના સદાચરણુથી ટળી જાય છે; તેમ પૂર્વજન્મનો દોષ આ જન્મના સદાચરણુથી ટળી જાય છે.

सकलकारणकार्यविवर्जितं निजविकल्पबलादुपकल्पितः ।
तदनपेक्ष्य हि दैवमसन्मयं भयत आश्रयपौरुषमात्मनः ॥३९॥

માટે દૈવ કે જે માત્ર પોતાની કલ્પનાવડેજ માની લેવામાં આવેલું છે; મિથ્યા છે અને સઘળા ઉદ્યોગોથી અને ફળોથી વિરુદ્ધ છે; તેની કાંઇ પણુ અપેક્ષા નહિ રાખતાં સ્વ-પુરુષાર્થનોજ આશ્રય કરો.

दैवं पौरुषकारेण यो निवर्तितुमिच्छति ।
इह वाऽमुत्र जगति स संपूर्णाभिवाञ्छितः ॥२॥

જે માણસ પુરુષાર્થથી દૈવનો પરાભવ કરવા ઇચ્છે છે તે માણસના, આ લોકમાં કે પરલોકમાં સઘળા મનોરથો સંપૂર્ણ થાય છે.

**ये समुद्योगमुत्सृज्य स्थिता दैवपरायणाः ।**
**ते धर्ममर्थं कामं च नाशयन्त्यात्मविद्विषः ॥३॥**

પોતાનીજ શત્રુતા કરનારા જે લોકો ઉદ્યોગ છોડી દૈવનેજ આધીન થઈ રહે છે તેઓ ધર્મનો, અર્થનો અને કામનો નાશ કરે છે.

**संवित्स्पन्दो मनःस्पन्द ऐंद्रियस्पन्द एव च ।**
**एतानि पुरुषार्थस्य रूपाण्येभ्यः फलोदयः ॥४॥**

પુરુષાર્થનું સ્ફુરણ, સાધનોની ઇચ્છા અને ઇન્દ્રિયોની પ્રવૃત્તિ એટલાં પુરુષાર્થનાં રૂપ છે અને એઓથીજ ફળની પ્રાપ્તિ થાય છે.

**पुरुषार्थेन देवानां गुरुरेव बृहस्पतिः ।**
**शुक्रो दैत्येन्द्रगुरुतां पुरुषार्थेन वाऽऽस्थितः ॥७॥**
**दैन्यदारिद्र्यदुःखार्त्ता अपि साधो नरोत्तमाः ।**
**पौरुषेणैव यत्नेन याता देवेन्द्रतुल्यताम् ॥८॥**

બૃહસ્પતિ અને શુક્રાચાર્ય પણ પુરુષાર્થથીજ દૈત્યોના ગુરુ થયા છે. દીનતા અને દારિદ્ય આદિ દુઃખોથી પીડાયેલા મોટા મોટા પુરુષો પણ પોતાનાજ ઉદ્યોગથી ઇંદ્ર સમાન થયા છે.

**यथा यथा प्रयत्नो मे फलमाशु तथा तथा ।**
**इत्यहं पौरुषादेव फलभाङ्न तु दैवतः ॥१४॥**

મેં પણ જેમ જેમ પ્રયત્ન કર્યો, તેમ તેમ મને તુરત ફળ થયું છે; માટે હું પણ દૈવથી નહિ પરંતુ પુરુષાર્થથીજ ફળ પામ્યો છું.

**पौरुषादृश्यते सिद्धिः पौरुषाद्धीमतां क्रमः ।**
**दैवमाश्वासनामात्रं दुःखे पेलवबुद्धिषु ॥१५॥**

પુરુષાર્થથીજ સિદ્ધિ થતી જણાય છે અને બુદ્ધિમાન પુરુષો પણ પુરુષાર્થથીજ આચરણ કરે છે. દૈવ તો કેવળ જે લોકો દુઃખ પડવાથી રોતા હોય અને અલ્પ બુદ્ધિવાળા હોય તેઓનાં આંસુ લૂછવા માટે છે.

**नाकृतिर्न च कर्माणि न स्पन्दो न पराक्रमः ।**
**तन्मिथ्याज्ञानवद्रूढं दैवं नाम किमुच्यते ॥१॥**

દૈવમાં કોઈ જાત નથી; કર્મ નથી; ગતિ નથી અને પરાક્રમ પણ નથી; તે છતાં જે 'દૈવ' કહેવાય છે તે શો પદાર્થ છે? દૈવ તો એક જાતની રૂઢ થયેલી ભ્રાંતિજ માત્ર છે.

…ढानुमानसंसिद्धं दैवं यस्याऽस्ति दुर्मतेः ।
दैवाद्दाहोऽस्ति नैवेति गन्तव्यं तेन पावके ॥५॥
दैवमेवेह चेत्कर्तृ पुंसः किमिव चेष्टया ।
स्नानदानासनोच्चारा… दैवमेव करिष्यति ॥६॥
किं वा शास्त्रोपदेशेन मूकोऽयं पुरुषः किल ।
सञ्चार्यते तु दैवेन किं कस्येहोप…श्यते ॥७॥

જે દુર્બુદ્ધિ પુરુષ મૂઢ લોકોના અનુમાનથી સિદ્ધ થતા દૈવને માનતો હોય તેણે અગ્નિ પ્રજ્વલિત છતાં પણ "દૈવયોગથી નહિજ બળું" એમ સમજીને તેમાં પડવું જોઈએ. જો દૈવજ કર્તા હોય તો માણસને ક્રિયા કરવાનું શું પ્રયોજન છે? કારણકે દૈવજ સ્નાન, દાન, આસન અને મલોત્સર્ગ આદિ ક્રિયાઓ કરશે. જો દૈવજ કર્તા હોય તો તો પુરુષ બોલવામાં પણ સ્વતંત્ર નથી. અને તેને જેમ દૈવ ચલાવશે તેમ ચાલશે. માટે તેને શાસ્ત્રનો ઉપદેશ કરવાનું પણ શું પ્રયોજન છે? જગતમાં કોઈ પણ વાતનો ઉપદેશ શા માટે કરવામાં આવે છે?

मूढैः प्रकल्पितं दैवं तत्परास्ते क्षयं गताः ।
प्राज्ञास्तु पौरुषार्थेन पदमुत्तमतां गताः ॥ १६ ॥
ये शूरा ये च विक्रान्ता ये प्राज्ञा ये च पण्डिताः ।
तैस्तैः किमिव लोकेऽस्मिन् वद दैवं प्रतीक्ष्यते ॥१७॥

દૈવને મૂઢ લોકોએજ કલ્પેલું હોવાથી જેઓ તેવા દૈવને પરાયણ રહે છે તેઓ માર્યા જાય છે અને સમજુ પુરુષો પુરુષાર્થથીજ ઉત્તમ પદવીને પહોંચ્યા છે. જે કોઈ વીર, પરાક્રમી, સમજુ અને પંડિતો હોય છે તેઓ આ જગતમાં દૈવની કાંઇ પણ વાટ જુએ છે? બતાવો તો ખરા?

विश्वामित्रेण मुनिना दैवमुत्सृज्य दूरतः ।
पौरुषेणैव सम्प्राप्तं ब्राह्मण्यं राम नाऽन्यथा ॥२०॥
अस्माभिरपरै राम …रुषैर्मुनितां गतैः ।
पौरुषेणैव सम्प्राप्ता चिरं ग…मता ॥२१॥

વિશ્વામિત્ર મુનિએ દૈવને દૂર મૂકી દઇ પુરુષાર્થથીજ બ્રાહ્મણપણું મેળવ્યું છે; દૈવના આધારથી મેળવ્યું નથી. અમો બીજા લોકો–કે જેઓ મુનિપણું પામ્યા છીએ તેઓએ પણ–લાંબા કાળના પુરુષાર્થથીજ આકાશમાં ચાલવાની શક્તિ મેળવી છે.

...श्रमश्रमभूमिषु ।
शक्तता दृश्यते राम न ...वेरिव ॥२५॥
सकलकारणकार्य्यविवर्जितं निजविकल्पवशादुपकल्पितम् ।
त्वमनपेक्ष्य हि दैवमसन्मयं श्रय शुभाशयपौरुषमुत्तमम् ॥२६

સ્વજનોનું પોષણ કરવું; શત્રુનો દેશ લઇ લેવો; ક્રોધથી શત્રુઓનો નિગ્રહ કરવો અને અનેક પ્રકારના ભોગવિલાસ કરવા ઇત્યાદિ જે જે શ્રમસાધ્ય પુરુષાર્થો છે તેઓ, જેમ જડીબુટ્ટીથી કે છૂમંતર આદિથી થઇ શકે એમ નથી; તેમ દૈવથી પણ થઇ શકે એમ નથી. કેવળ પુરુષયત્નથીજ થાય છે. માટે દૈવ કે જે માત્ર પોતાની કલ્પનાથીજ માની લેવામાં આવ્યું છે તે મિથ્યા છે અને સઘળા ઉદ્યોગો તથા ફળોનું વિરોધી છે માટે તેની કંઇ પણ અપેક્ષા નહિ રાખતાં ઉત્તમ પુરુષાર્થનેજ આશ્રય કરો.

अन्यस्त्वं चेतयति चेत्तं चेतयति कोऽपरः ।
क इमं चेतयेत्तस्मादनवस्था न वास्तवी ॥ २९ ॥

જો તમને કોઇ બીજો ચેતના આપતો હોય તો તેને ચેતના આપવાને સારૂ ત્રીજો જોઇએ અને તે ત્રીજાને ચેતના આપવાને કોઇ ચોથો જોઇએ અને એમ કરતાં અનવસ્થા દોષ આવી જાય; કે જે દોષ મૂળની હાનિ કરનાર છે.

अशुभाच्चालितं याति शुभं तस्मादपांतरम् ।
जन्तोश्चित्तं तु शिशुवत्तस्मात्तच्चालयेद्बलात् ॥३२॥

માણસનું ચિત્ત બાળક જેવું છે. તેને અશુભમાંથી અટકાવીએ તો શુભમાં જાય છે અને શુભમાંથી અટકાવીએ તો અશુભમાં જાય છે માટે બળ વાપરીને પણ તેને અશુભમાંથી અટકાવવું જોઇએ.

यद्यदभ्यस्यते लोके तन्मयेनैव भूयते ।
इत्याकुमारं प्राज्ञेषु दृष्टं सन्देहवर्जितम् ॥३९॥
शुभवासनया युक्तस्तदत्र भव भूतये ।
परं पौरुषमाश्रित्य विजितेन्द्रियपञ्चकम् ॥४०॥

જગતમાં જે જે વિષયોનો આગ્રહપૂર્વક અભ્યાસ કરવામાં આવે છે તે વિષય સિદ્ધ થયા વિના રહેતો નથી; એ વાત બાળકથી માંડીને વિદ્વાનો પર્યંત નિઃસંદેહ જોવામાં આવે છે. માટે દૃઢ પુરુષાર્થ કરી પાંચે ઇન્દ્રિયોને જીતીને કલ્યાણને વાસ્તે

શુભ વાસનાવાળા થાઓ.

ततः पक्वकषायेण नूनं विज्ञातवस्तुना ।
शुभोऽप्यसौ त्वया त्याज्यो वासनौघो निराधिना ॥४२
यदतिसुभगमार्यसेवितं तच्छुभमनुसृत्य मनोज्ञभावबुद्धया ।
अधिगमय पदं सदा विशोकं तदनु तदप्येवमुच्य साधु तिष्ठ ॥

જ્યારે તમારા રાગદ્વેષાદિક મળો શિથિલ થઇ જાય અને આત્મવસ્તુ જાણવામાં આવે ત્યારે કશી ચિંતા નહિ રાખતાં શુભ વાસનાઓના ઓઘ પણ છોડી દેજો. શુભ વાસનાઓ કે જેઓ શ્રેષ્ઠ છે; અતિ સુંદર છે અને મહાત્માઓએ સેવેલી છે; તેઓનો અભ્યાસ કરીને તેઓથી ભરપૂર થયેલી બુદ્ધિ વડે જે પદ સર્વદા શોકરહિત છે તેનો સાક્ષાત્કાર કરો અને તે પછી શુભ વાસનાઓને પણ છોડી દઇને અખંડિત રીતે સ્વરૂપમાંજ રહો.

અજેય ઇચ્છાશક્તિ અને નિશ્ચિત લક્ષ્ય પોતાની મેળેજ પોતાનો માર્ગ શોધી કાઢશે અથવા તેને બનાવશે.

ગેટે કહે છે કે "જે માણસ દૃઢ ઇચ્છા ધરાવે છે તે જગતને પોતાને અનુકૂળ બનાવે છે." વિક્ટર હ્યુગો જણાવે છે કે "લોકોમાં બળની ન્યૂનતા હોતી નથી, પરંતુ ઉચ્ચ સમજણ અને ઇચ્છાઓનીજ ન્યૂનતા હોય છે."

જે માણસ કોઇ મહાન્ કાર્ય કરવાનો નિશ્ચય કરે છે તે ખુદ એ નિશ્ચયનાજ બળ વડે તેના માર્ગમાં આવતાં મહાન્ વિઘ્નોને મારી હઠાવે છે. જે માણસ પોતાની જાતને ઉચ્ચ વિચાર અને ઉમદા આચરણવાળી બનાવવાનો અસામાન્ય વિચાર અને ગંભીર નિશ્ચય કરે છે; તે મનુષ્યના અંતઃકરણમાં તે વિચાર–તે નિશ્ચય સદા જાગૃતિ અને ઉત્તેજના આપ્યા કરતો હોવાથી તે મનુષ્ય પ્રતિબંધક મુશ્કેલીઓને હઠાવી કાઢે છે અને સહાયક સાધનોને શોધી કાઢે છે યા તો બનાવે છે; અને તેથીજ તે નિરાશા, દુર્બળતા અને નિષ્ફળતાનો ભોગ નહિ થઈ પડતાં શ્રદ્ધા, બળ અને સફળતાને પ્રાપ્ત કરે છે.

આ જગતમાં જે જે મહાપુરુષો બીજા સામાન્ય મનુષ્યો કરતાં અતિ ઉચ્ચ સ્થિતિને પ્રાપ્ત થયા છે તે પ્રાયઃ સઘળાઓ બીજા સર્વ ગુણો કરતાં પ્રબળ ઇચ્છાશક્તિને માટેજ વિશેષ પ્રસિદ્ધ છે. જુલિયસ સીઝરના સંબંધમાં તેનો એક સમકાલીન જણાવે છે કે, તેને પ્રાપ્ત થયેલા વિજયો તેના રણકૌશલ્યથી નહિ પરંતુ તેના પ્રચંડ ઉદ્યોગ અને અડગ નિશ્ચયબળથીજ પ્રાપ્ત થયા હતા.

જે કોઇ યુવક પોતાની જન્મસિદ્ધ મિલ્કતરૂપ પોતાના તન-મનનો વધુ લાભ લેવાના અને પોતાની ઉન્નતિને માટે ઉપયોગમાં આવવી શક્ય હોય એવી કોઇ પણ વસ્તુનો ઉપયોગ કરવાના નિશ્ચય સહિત પોતાના જીવનની શરૂઆત કરે છે તે અવશ્ય પોતાના જીવનને અસામાન્ય અને સફળ બનાવે છે.

જે મનુષ્ય પોતાની પ્રગતિમાં સહાય કરી શકે એવા પ્રત્યેક ધ્વનિને માટે પોતાના કાન સદા ખુલ્લા રાખે છે; પ્રત્યેક તકને પકડી લેવા જે પોતાના હાથ તૈયાર રાખે છે; પોતાને ઉન્નતિપથમાં સહાય કરી શકે એવી પ્રત્યેક વસ્તુને જે તપાસતો રહે છે; જે જીવનના પ્રત્યેક અનુભવને પકડી લઈ તેનો પોતાની ઉન્નતિને માટે ઉપયોગ કરે છે; જે પ્રત્યેક ઉત્તમ વિચારને અને પ્રોત્સાહન આપનારી પ્રત્યેક વસ્તુને ગ્રહણ કરવાને માટે પોતાનું અંતઃકરણ સદા ખુલ્લું રાખે છે; તે મનુષ્ય અવશ્ય પોતાનું જીવન અસામાન્ય અને સફળ બનાવશે.

ગમે તેવા દુઃખદાયક સંયોગો પણ દૃઢ ઇચ્છાને સદાકાળને માટે દબાવી રાખી શકશે નહિ.

નિશ્ચયવાન માણસને જગત હમેશાં રસ્તો કરી આપે છે. દેખીતી અશક્યતામાં પણ ઇચ્છાશક્તિ માર્ગ કરી લે છે. "બે આંગળ આગળ વધેલો માણસજ શરત જીતી જાય છે. જે લશ્કર એક કૂચ વધારે કરે છે તે લડાઈ જીતે છે. જે નાહિંમત થયા વિના પાંચજ મિનિટ સામા કરતાં વધારે લડે છે તે વિજય મેળવે છે."

અજિત કાર્ટર હૅરિસનને ચિકાગોના શિક્ષિત લોકોએ વારંવાર નિરાશ કર્યો હતો; પરંતુ કોઇ પણ વસ્તુથી તે દબાઇ શક્યો નહિ. તે ખરેખર અજેયજ હતો. તે ચિકાગોનો પુત્ર (વતની) હતો અને પોતાની માતૃનગરીનો જુસ્સો તેનામાં પણ હતો. આપણે સઘળા જાણીએ છીએ કે, ચિકાગોએ ઓગણીસમી શતાબ્દિમાં એક અલૌકિક ચમત્કાર કરી બતાવ્યો છે. એક વાર બળીને ભસ્મીભૂત થઇ જવા છતાં પણ હુમા +પક્ષીની પેઠે તે પુનઃ પોતાની ભસ્મમાંથી ઉત્પન્ન થઇ છે અને અગાઉના કરતાં અધિક મહાન અને અધિક ભવ્ય બની છે. કાર્ટર હૅરિસનને કોઇ પણ દાબી દઈ શક્યું નહિ. તે પ્રજાસત્તાક રાજ્યોની સમિતિમાં દાખલ થયો અને તેમણે વાંધો લીધો તે છતાં પણ અનુપમ ધૈર્યપૂર્વક તેણે પોતાને તેમના ઉમેદવારતરીકે જાહેર કર્યો. પોતાના "ટાઇમ્સ" પત્ર સિવાય

+ આ પક્ષીના સંબંધમાં એવી દંતકથા છે કે, તે બળી ગયા પછી પણ પાછું પોતાની ભસ્મમાંથી ઉત્પન્ન થાય છે.

ચિકાગોનાં સમસ્ત પત્રો તેની ચુંટણીની સામે થયાં હતાં; પરંતુ તેમના વિરોધ છતાં પણ વીસ હજાર અધિક મતથી તે ચૂંટી કઢાયો. રાજસત્તાપ્રેમીઓ તેને ધિક્કારતા હતા અને બીજાઓ તેનાથી ડરતા હતા; પરંતુ ગરીબ લોકોની તેના પર શ્રદ્ધા હતી. તેણે તેમની સમક્ષ વ્યાખ્યાન કર્યાં અને તેમાં તેમની વિશેષતાઓ તેમને સમજાવી, જેથી અંતે તેઓએ તેનેજ પોતાના પ્રતિનિધિ-તરીકે ચૂંટી કાઢયો. અમે કાર્ટર હૅરિસનને તરુણ પુરુષોની સમક્ષ એક આદર્શ પુરુષ તરીકે રજૂ કરવા ઇચ્છતા નથી, છતાં પણ તેની ઇચ્છાશક્તિ અને પોતાના લક્ષને વળગી રહેવાની તેની અદ્ભુત ચીવટમાંથી આપણે ઘણો બોધ ગ્રહણ કરી શકીએ છીએ.

કૉન્ફ્યુશિયસે કહ્યું છે કે **"એક મોટી સેનાના સેનાધિપતિને તમે જીતી શકશો; પરંતુ એક ગામડીઆના દૃઢ નિશ્ચયને તમે જીતી શકશો નહિ."**

પેલો ગરીબ, બહેરો, કંગાલ કિટો કે જે ધર્મશાળામાં જોડા સીવવાનું કામ કરતો હતો અને તે છતાં પણ જે બાઇબલનો મોટામાં મોટો પંડિત બન્યો હતો; તેણે યુવાનીના દ્વારમાં પ્રવેશ કરતાંજ પોતાની રોજનીશીમાં લખ્યું હતું કે "હું કોઇ પણ કાર્યને અશક્ય માનતો નથી. હું ધારૂં છું કે, પ્રત્યેક મનુષ્ય પોતાની તક અને ઉદ્યોગના પ્રમાણમાં પ્રાયઃ પોતે ધારે તેવો બની શકે છે."

કેટલાંક વર્ષ પૂર્વે એક તરુણ કારીગર ક્લાઇડ નદીમાં સ્નાન કરતો હતો. તે તરીને આ કિનારેથી પેલે કિનારે જતો હતો એવામાં નદીતટ પર એક સુંદર, અણખેડાયેલું સ્થાન તેના જોવામાં આવ્યું. તેણે ત્યાં ને ત્યાંજ તે ભૂમિના સ્વામી થઇ, તેનું ખેડાણ કરી તે પર એક સુંદર હવેલી બાંધી તેને પોતાની પ્રિય પત્નીનું નામ આપવાનો નિશ્ચય કર્યો. એક અમેરિકન જણાવે છે કે "ગઇ ગ્રીષ્મઋતુમાં તે રાજમહાલય જેવા મકાનમાં ભોજન લેવાનું અને ક્લાઇડના મહાન નૌકાવિધાયકને મોઢેથી આ વાત સાંભળવાનું મને માન મળ્યું છે. આ કાર્ય સિદ્ધ કરવું એજ તેના જીવનનો મુખ્ય ઉદ્દેશ હતો અને તેને સિદ્ધ કરવાને માટે તેણે પોતાની સમગ્ર શક્તિઓનો ઉપયોગ કર્યો હતો."

એક આર્ય રસાયણી શું શું કરી શકે તેનું જીવંત દૃષ્ટાંત ડૉક્ટર બોઝ છે અને એક દુર્બળ શરીરી છતાં પણ દૃઢ મનવાળો સુસંયમી આર્યપુત્ર શું શું કરી શકે તેનું અદ્ભુત દૃષ્ટાંત મહાત્મા ગાંધી છે. એક નિર્ધન અમેરિકન માબાપનો સુપુત્ર શું શું કરી

શકે છે તેનું સૌથી મહાન ઉદાહરણ લિંકન છે. તે અત્યંત રંક અવસ્થામાં જનમ્યો હતો. સરહદ પરના એક નગરના તોફાની અને જંગલી લોકોમાં ઉછર્યો હતો. ઘણી વાર તેને પ્રથમાવસ્થાની તંગીથી અને લોકોના રાજદ્વારી મતોમાં વારંવાર થતા પરિવર્તનથી નિરાશ થવું પડયું હતું; છતાં પણ અંતે તે દેશ અને સ્વતંત્રતાનો સ્થંભ બન્યો હતો.

લિંકનનો માર્ગ તેની ઇચ્છાશક્તિથીજ ખુલ્લો થયો હતો. જ્યારે તેના મિત્રોએ તેને ધારાસભાના ઉમેદવારતરીકે બહાર પાડયો ત્યારે તેના શત્રુઓ તેનો ઉપહાસ કરવા લાગ્યા. જ્યારે તે પોતાની ઉમેદવારીના સમર્થનમાં વ્યાખ્યાન કરતો હતો ત્યારે તે જીનનો અત્યંત ટુંકો કોટ, શણનું પાટલૂન, પરાળની ટોપી અને હલકા બૂટ પહેરતો હતો. શુદ્ધ ચારિત્ર્ય અને મિત્રો સિવાય આ જગતમાં તેની પાસે બીજું કાંઇ પણ સાધન ન હતું.

જ્યારે તેના મિત્રોએ તેને ધારાશાસ્ત્રનો અભ્યાસ કરવાની સૂચના કરી ત્યારે તેણે પ્રથમ તો તે વિચારને હસી કાઢયો. તેણે કહ્યું કે, મારામાં જોઇએ તેટલું મગજબળ નથી. પરંતુ ત્યારપછી તેણે તેનો સખ્ત અભ્યાસ કરવા માંડયો. તેના પડોશીઓ કહેતા કે, તે ઝાડની નીચે બેસીને ઉઘાડે પગે ધારાશાસ્ત્રનો અભ્યાસ કરતો અને કેટલીક વાર જે સ્ટોરમાં તે કામ કરતો તેમાંજ ટેબલ પર ઉંઘી જતો. ધારાસભામાં મોભાદાર પોશાક પહેરીને જવા માટે કપડાં ખરીદવાને તેને ઉછીના પૈસા લેવા પડયા હતા અને તે વૅન્ડેલિયાની ધારાસભામાં હાજરી આપવાને માટે સો માઇલ પગે ચાલીને ગયો હતો. જ્યારે તે ધારાસભામાં હતો ત્યારે જૉન. એફ. સ્ટુઅર્ટ નામના સ્પ્રિંગફીલ્ડના એક સમર્થ વકીલે તેને કહ્યું કે, "તમે ધારાશાસ્ત્રનો અભ્યાસ કરો. ક્લેના સંયોગો તો તમારા કરતાં પણ ખરાબ હતા; તેને પોતાનું સઘળું શિક્ષણ બારીબારણાં વગરના લાકડાના ઘરમાં મળ્યું હતું." આવો બોધ આપી તેણે અંતે લિંકનને ધારાશાસ્ત્રનો અભ્યાસ કરવાને લલચાવ્યો.

થર્લો વીડ ગરીબાઇની કાંઇ પણ દરકાર રાખ્યા વિના જોડાને બદલે ચિંથરાં વિંટીને બરફમાં બે માઇલ ચાલી પુસ્તક લેવા જતો અને ઘાસની તાપણીના પ્રકાશ વડે તે વાંચતો. લૉર્ડ એક કાતરિયામાં રહેતો અને રોટલી તથા પાણી પર નિર્વાહ ચલાવતો હતો. હીન ઘણા દિવસ સુધી વખારની પડાર પર ઓશીકાની જગ્યાએ પુસ્તક મૂકીને સૂતો. સૅમ્યુઅલ ડ્રુ ભોજનને બદલે પોતાના

ઍપ્રનxની દોરી તંગ કરીને ચલાવી લેતો. યુવાન લૉર્ડ એલ્ડન સૂર્યનો પ્રકાશ આવ્યા પૂર્વે વારંવાર 'કોક'ના પુસ્તકની નકલ ઉતારતો હતો. આવાં આવાં ઉદાહરણોથી તવારીખ ભરપૂર છે. જે માણસ વિજયની કિંમત ભરે છે; તેણે તો કદી પણ સદાને માટે પરાજય મળવાનો ભય રાખવોજ જોઇએ નહિ. પ્રાચીન આર્ય અને રોમન યોદ્ધાઓને શાથી જ્યાં ત્યાં વિજય મળતો હતો ? કારણ એજ કે, તેઓ સ્વકર્તવ્ય બજાવવામાં ભૂમિ, સુવર્ણ, પુત્ર, સ્ત્રી, અંગ, ઉપાંગ, કોઈ પણ વસ્તુનો મોહ રાખતા ન હતા; અને આ લોકમાં સુખ-સ્વાતંત્ર્ય નજ ટકાવી શકાતું હોય તો શરીરને જતું કરી દઇને પરલોકે પણ સુદશામાંજ જઇ રહેતા.

ફ્રૉવેલ બકસ્ટન પોતાના એક પુત્ર ઉપર લખતાં જણાવે છે કે, "હું ખાત્રીપૂર્વક માનું છું કે, એક તરુણ પુરુષ ઘણે ભાગે પોતે ધારે તેવોજ બની શકે છે."

ડૉ૦ મૅથ્યુઝે ઠીક કહ્યું છે કે "આખી માનવપ્રજાની ભાષામાં એવો તો કોઇ શબ્દ ભાગ્યેજ છે કે જેનો, 'ભાગ્ય' શબ્દ કરતાં વિશેષ ક્રૂરતાથી દુરૂપયોગ કરવામાં આવ્યો હોય." માણસોના સઘળા અપરાધો અને દોષોને તેમનાં પોતાનાંજ ચોખ્ખાં પાપો અને ગુન્હાઓતરીકે ન ગણવાની અજ્ઞાનમય લાલચેજ, એ સર્વેના ધર્મપિતા અને જામીનતરીકે 'ભાગ્ય' શબ્દને બનાવ્યો છે. જે માણસે આંખ મીંચીને અવિચારી સાહસમાં ઝોકાવવાથી, લખલૂટ ખર્ચ કરવાથી અથવા અજ્ઞાન કે અશક્તિથી જેણે પોતાના પૈસા ગુમાવી દીધા હોય તેની પાસે જઇને તમે વાત કરશો તો તે પોતાનાં અવિચારી કાર્યોને, જાણે કે 'સંયોગવશાત્' અથવા 'ફરજિયાત' જ કરવાં પડેલાં હોય તેવાં કાર્યો તરીકેજ જણાવશે અને પોતાને ગંભીરતાપૂર્વક દુર્ભાગ્યના ભોગ તરીકે પ્રદર્શિત કરશે ! ! પોતાની જાતનો બચાવ કરવાની આ અલૌકિક રીતિ તો જુઓ ! જેણે પોતાના માનવબંધુના રક્તમાં પોતાના હાથ ખરડ્યા હોય એવા અતિ ક્રૂર ગુન્હેગારની અથવા તેથી ઓછા ઘાતકી અપરાધીની પાસે જઇને વાત કરશો તો તે સરળતાથી તજી શકાય એવાં પ્રલોભનોને પણ દુર્દમનીય પ્રલોભનો તરીકેજ જણાવશે અને પોતાના અંતઃકરણ સાથે ત્વરાથી સંધિ કરી લઇને પોતાને સંયોગોનો ભોગ બની પડેલો

× કામ કરતી વખતે પોશાક ખરાબ ન થાય તે માટે શરીરના આગલા ભાગમાં બાંધેલું કપડું.

માનીને પશ્ચાત્તાપની લાગણીને ઉગતીજ દાબી દેશે !!! બુદ્ધિમાં મંદ અને કાર્યમાં શિથિલ એટલે કે જેણે શક્તિ અને ખંતપૂર્વક ઉદ્યોગ કરવાને બદલે જગતમાં માત્ર થોડીજ પ્રગતિ કરી હોય એવા અથવા, જેઓ પોતાનાથી ઉતરતી શક્તિઓવાળા લોકોના હાથે પણ જીવનસંગ્રામમાં પરાજિત થયા હોય એવા મંદ મનુષ્યોની પાસે જઇને વાત કરશો તો તેઓ પણ 'ભાગ્ય'નીજ સર્વવ્યાપક શક્તિનો સ્વીકાર કરશે. અને પોતાને દુર્ભાગ્યના ભોગ માની પોતાના નિરૂત્સાહ અને ભગ્ન અભિમાનને માટે ખેદ કરશે નહિ. ટુંકામાં નજીવામાં નજીવી ભૂલથી માંડીને ઘાતકીમાં ઘાતકી પાપપર્યંતનું કોઇ પણ ખોટું અથવા બેદરકારી ભરેલું કાર્ય એવું નથી કે જેના ઉપર ઢાંકપિછોડો કરવાને માટે આ અનુકૂળ પરંતુ અત્યંત નાશકારક 'ભાગ્ય' શબ્દનો પ્રયોગ કરવામાં ન આવ્યો હોય.

પૅરિસ જ્યારે હુલ્લડખોર લોકોના પંજામાં ફસ્યું હતું અને સત્તાવાળાઓ ગભરાઇ ગયેલા હોઈ પોતાના હાથ નીચેના અમલદારો પર વિશ્વાસ રાખી શકતા ન હતા; તેવામાં ત્યાં એક માણસ આવ્યો અને બોલ્યોઃ " હું એક તરુણ અમલદારને ઓળખું છું કે જેનામાં આ હુલ્લડખોરોને વશ કરવાની હિંમત અને શક્તિ છે." સત્તાવાળાઓએ કહ્યું: " તેને બોલાવી મંગાવો, તેને બોલાવી મંગાવો." તરતજ યુવક નેપોલિયનને બોલાવવામાં આવ્યો. તેણે હુલ્લડખોરોને વશ કર્યા; ફ્રાન્સનું સામ્રાજ્ય હસ્તગત કર્યું અને ત્યાર પછી આખા યુરોપને પણ જીતી લીધો.

પોતાની સ્થિતિ વિષે ફરિયાદ કરતા, સફળતાનાં સ્વપ્ન જોતા અને જીવનસંગ્રામમાં પોતે પાછલી હારમાં શામાટે રહી ગયા છે; તે વિષે આશ્ચર્યચકિત થતા તથા હિંદુસ્થાનનાં શહેરો, ગામડાંઓ અને વિશ્વવિદ્યાલયોમાં ઉભરાતા માંદલા, અશક્ત અને તરંગી માણસોને નેપોલિયનનું જીવન કેવો પાઠ આપે છે !

જીવનની સફળતા ઘણે ભાગે ઇચ્છાશક્તિ પરજ આધાર રાખે છે; અને જે જે વસ્તુ ઇચ્છાશક્તિને દુર્બળ કરે છે અથવા તેને અડચણ કરે છે, તે તે સફળતામાં ન્યૂનતાજ આણે છે.

ઇચ્છાશક્તિને કેળવી શકાય છે અને ઇચ્છાશક્તિ સૌથી વિશેષ સરલતાથી આપણો સ્વભાવ બની જાય છે; એટલા માટે સમજણ અને આદર્શની ઉચ્ચતાપૂર્વક દૃઢ ઇચ્છા કરતાં શીખો અને સૂકાં પાંદડાં વાયુથી આમતેમ ઘસડાયા કરે છે તેની પેઠે

તમારા જીવનને બાહ્યસંયોગો વડે જેમ તેમ ધસડાયા કરતું અટકાવો.

**માણસોમાં બુદ્ધિનો કે શક્તિનો અભાવ નથી; પરંતુ ઉદ્દેશનો અને પરિશ્રમ કરવાની ઇચ્છાનોજ અભાવ છે.**

૬૯ જ્ઞાનપિપાસાએજ એક સ્કૉટિશ ભરવાડના છોકરા જોન લીડનને ગરીબાઇ અને નિરાશાની વચ્ચે પોતાના કાર્યમાં ટકાવી રાખ્યો હતો. તે વાંચતાં શીખવાને માટે નિત્ય એકલો ઉઘાડે પગે ૭ સાત માઇલ ચાલીને જતો હતો. નિશાળમાં તો તેને માત્ર વાંચતાંજ શીખવવામાં આવ્યું હતું; છતાં પોતાની જ્ઞાનપિપાસાને તૃપ્ત કરવાને માટે તેણે ગરીબાઈની કાંઇ પણ દરકાર રાખી નહિ. તેને કોઇ પણ વિઘ્ન તેના લક્ષ્યથી ચ્યુત કરી શક્યું નહિ. પરિણામે જ્યારે તેને એક નાનું સરખું ગ્રંથ-સંગ્રહાલય પ્રાપ્ત થયું ત્યારે તે પોતાને શ્રીમંત માનવા લાગ્યો અને તેનો તૃષિત આત્મા કલાકોના કલાકો સુધી અમૂલ્ય ગ્રંથોમાંથી ઉત્તમોત્તમ જ્ઞાનામૃતનું પાન કરવા લાગ્યો. આ વખતે તેની ઝુંપડીમાં રોટલા અને પાણીનું જે સાદું ભોજન તેની વાટ જોયા કરતું હતું; તેનું પણ તેને ભાન રહેતું નહિ. કોઇ પણ વસ્તુ તેને અભ્યાસદ્વારા સુસંસ્કારી બનવાનો પ્રયત્ન કરતાં અટકાવી શકી ન હતી. તેને બસ એમજ લાગતું હતું કે, જો માણસને પુસ્તકો મેળવવાની અને વ્યાખ્યાનો સાંભળવાની તક મળે તો પછી તેને બીજી કોઇ પણ વસ્તુની આવશ્યકતા રહેતી નથી. પરિણામે આ સાધનરહિત ભરવાડના છોકરાએ ઓગણીસ વર્ષની વય પૂર્વેજ પોતાના ગ્રીક અને લૅટિન ભાષાના અભ્યાસથી એડિનબરોના અધ્યાપકોને આશ્ચર્યચકિત કર્યા હતા.

સિવિલ સર્વિસમાં એક શસ્ત્રવૈદ્યના સહાયકની જગ્યા ખાલી હોવાની ખબર સાંભળતાં,-તે વૈદકશાસ્ત્રનું કિંચિત્ પણ જ્ઞાન ધરાવતો નહોતો છતાં પણ-તેણે તે જગ્યા મેળવવાનો નિશ્ચય કર્યો. નોકરીમાં દાખલ થવાને માત્ર ૭ માસજ બાકી હતા; પરંતુ કોઈ પણ વિઘ્નથી ડરી ન જતાં તેણે તેટલીજ મુદતમાં માન સાથે વૈદકની પરીક્ષા પસાર કરી. વૉલ્ટર સ્કૉટને આ છોકરો ખંતના ઉત્તમોત્તમ નમૂનારૂપ લાગ્યો અને તેણે તેને વિદ્યાભ્યાસ ચાલુ રાખવામાં સહાય કરી અને લીડને અંતે હિંદુસ્થાન તરફ પ્રયાણ કર્યું.

વેબ્સ્ટર ડાર્ટમૌથ કૉલેજમાં દાખલ થયો ત્યાર પછી પણ તે અતિ ગરીબ અવસ્થામાંજ હતો. તેના એક મિત્રે તેને બૂટને નરમ કરવાની રીત લખી જણાવી. આથી વેબ્સ્ટરે તેના પર પત્ર લખી તેનો આભાર માન્યો અને ઉમેર્યું કે "પરંતુ મારા બૂટને બીજી

રીતની જરૂર છે. કારણ કે તેઓ માત્ર પાણીનેજ નહિ પરંતુ વટાણા અને કાંકરાને પણ દાખલ થવા દે છે.' આમ છતાં પણ તે જગતના મહાનમાં મહાન પુરુષો પૈકીનો એક થયો. સિડની સ્મિથે કહ્યું હતું કે "વેબ્સ્ટર એક જીવતું અસત્ય છે; કારણ કે તે જેવો મહાન જણાતો હતો તેવો મહાન પૃથ્વીતટ પર કોઈ થઇ શકે નહિ." કાર્લાઇલે તેના સંબંધમાં કહ્યું છે કે "તેનું દર્શન માત્ર થતાંજ આખી દુનિયાની સામે પણ તેને ટેકો આપવાનું આપણને મન થઇ જાય છે."

'ભાગ્ય' જેવી લાગતી વસ્તુએ સ્ટિવન ગિરાર્ડને આખી જીંદગી સુધી સહાય કરી હતી. બીજાં માણસોને એમ લાગતું કે, એ જે જે કાર્ય કરે છે તેમાં હમેશાં એને સફળતાજ પ્રાપ્ત થાય છે. તે ફિલાડેલ્ફિયામાં આવ્યો એ એક ભાગ્યશાળી અકસ્માત ગણાયો હતો. એક દિવસ પ્રાતઃકાળમાં ડેલાવર અખાતના મુખ આગળ ફ્રાન્સની પતાકા ફરકાવતું અને સંકટની સૂચના આપતું એક નાનું વહાણ દેખાયું. તરુણ જિરાર્ડ આ વહાણનો નાખુદો (કૅપ્ટન) હતો અને તે ન્યુ ઑર્લિયન્સથી માલ ભરીને કૅનેડાના એક બંદર તરફ જતો હતો. એક અમેરિકન ટંડેલ તેને સંકટમાં પડેલો જોઇને સહાય કરવાને ગયો અને તેને જણાવ્યું કે, અમેરિકામાં યુદ્ધ ચાલુ થયું છે; બ્રિટિશ વહાણો અમેરિકન કિનારા પર સઘળે ફેલાયેલાં છે અને તેઓ તમારા વહાણને પકડી લેશે; માટે અત્યારે તમારે બચવાનો માત્ર એકજ ઉપાય છે અને તે ફિલાડેલ્ફિયા જવાનો છે. જિરાર્ડ ત્યાં જવાનો માર્ગ જાણતો ન હતો અને તેની પાસે દ્રવ્ય પણ ન હતું. પેલા ટંડેલે તેને એક પૌંડ ઉછીનો આપ્યો, જે વડે તેણે એક ભોમીઆને પોતાની નોકરીમાં રાખ્યો. આ ભોમીઆએ પોતાના પૈસા અગાઉથીજ લીધા હતા.

એક બ્રિટિશ યુદ્ધનૌકાના પંજામાં સપડાતાં તે બચી ગયો અને આગળ ચાલ્યો. તેણે પોતાનું વહાણ અને માલ ફિલાડેલ્ફિયામાં વેચી નાખ્યાં અને તેમાંથી મળેલી મૂડી પર વેપાર કરવા લાગ્યો. તે એક પરદેશી હોઈ અંગ્રેજી બોલી શકતો ન હતો. વળી તે ઠીંગણો, જાડો, કદરૂપા ચહેરાનો અને કાણો હતો. આથી વેપારનો પ્રારંભ કરવો તેને માટે કઠિન થઇ પડ્યો હતો. પરંતુ તે હિંમત હારે એવો ન હતો. તેણે ૧૦ વર્ષની વયથી 'કૅબિન બૉય' તરીકે પોતાના જીવનની શરૂઆત કરી હતી અને નવ વર્ષ સુધી બૉર્ડો અને ફ્રેંચ વેસ્ટ ઇન્ડીઝ વચ્ચે જલપર્યટન કર્યું હતું. તેણે સમુદ્રમાં, અવકાશની

દરેક પળનો ઉપયોગ નૌકાશાસ્ત્રમાં પારંગત થવામાં કર્યો હતો.

આઠ વર્ષની વયે તેને પ્રથમજ જણાયું કે, તેની એક આંખ તદ્દન અંધ હતી. તેના પિતાએ તેનું જીવન નકામું ગણી કાઢી તેને માત્ર વાંચતાં લખતાં શીખવી અભ્યાસમાં આગળ વધવા દીધો નહિ; પરંતુ તેના નાના બંધુઓને પાઠશાળામાં મોકલ્યા. તે કાણો હોવાથી તેના પિતાએ તેના તરફ બેદરકારી બતાવી હતી અને તેના બંધુઓ તેના કરતાં વધુ પ્રગતિ પામ્યા હતા તેથી તે અત્યંત ચીડાયો અને એ બનાવ તેને જીવનપર્યંત સાલ્યો.

જ્યારે ફિલાડેલ્ફીઆમાં તેણે પોતાનો વેપાર શરૂ કર્યો ત્યારે પૈસાને માટે તે કોઇ પણ કાર્ય કરતાં અચકાતો નહિ. તે સર્વ વસ્તુ ખરીદવા અને વેચવાનું કામ કરતો હતો. દારૂના વ્યાપારમાં તેને ઘણો નફો મળ્યો. પ્રત્યેક કાર્યમાં તેને સફળતા મળી. રાજવિપ્લવ થયો ત્યારે તે ઑર્લિયન્સ અને સેન્ટ ડૉમિંગોમાં વેપાર કરતો હતો અને ૧૭૮૦માં તેણે પુનઃ તે નગરોમાં વેપાર શરૂ કર્યો. સેન્ટ ડૉમિંગો દ્વીપમાં જ્યારે મોટું હુલ્લડ થયું ત્યારે તેના એક બંદરમાં તેનાં બે વહાણ પડયાં હતાં. કેટલાક શ્રીમંત ખેડુતો પોતાનો કિંમતી માલ લઇને તેના વહાણમાં નાસી આવ્યા અને ત્યાં તે માલ સુરક્ષિત દશામાં રહેશે, એમ ધારીને તેઓ વધુ માલ લેવાને પાછા પોતાના દેશમાં ગયા; જ્યાં તેઓ ઘાતકી સીદી લોકોના ભોગ થઇ પડવાથી પાછા ફર્યા નહિ અને જિરાર્ડ તે માલ ફિલાડેલ્ફિયામાં વેચવાથી દશ હજાર પૌંડનો સ્વામી બન્યો.

ઉપર જણાવેલા બનાવોને લીધે પ્રત્યેક જણ–ખાસ કરીને તેના ઇર્ષ્યાળુ વેપારી હરીફો–તેની સફળતાનું કારણ તેનું 'ભાગ્ય' છે એમ જણાવતા હતા. ખરેખર યોગ્ય સમયે યોગ્ય સ્થાન પર દૈવયોગે હાજર રહેવામાં તે ભાગ્યશાળી હતો; તોપણ ખરેખરી રીતે તો ચોકસી, નિયમ, બારીકી અને ઉદ્યોગનું પણ તે મૂર્તિમંત સ્વરૂપજ હતો. તે કોઈ પણ કાર્ય દૈવ પર છોડતો નહિ. તેની યોજનાઓ અને વ્યવસ્થાઓ ગણિતશાસ્ત્રના નિયમ પ્રમાણે તથા અત્યંત સંભાળપૂર્વક અમલમાં મૂકવામાં આવતી હતી. પરદેશનાં બંદરોમાં પડેલાં પોતાનાં વહાણોના નાખુદાઓ પર પત્ર લખીને તેમણે કયે માર્ગે આવવું તે જણાવતો અને વિસ્તારપૂર્વક સૂચનાઓ આપતો તથા કોઇ પણ સંયોગોમાં તે તેમને પોતાની સૂચનાઓથી વિરુદ્ધ કામ કરવા દેતો નહિ. તેના આ પત્રો, ખરેખર અગમચેતી અને નિયમબદ્ધ યોજનાઓના આદર્શજ છે. તે કદી કોઇ પણ

મહત્ત્વનું કાર્ય અન્યની ઉપર છોડતો નહિ. તે પરમ સાવધાનતાપૂર્વક સૂચનાઓ આપતો અને તેનો જરા પણ અનાદર થવા દેતો નહિ. તે વારંવાર કહેતો કે, મારા નાખુદાઓ મારી સૂચનાનો ભંગ કરીને એક વાર ભલે મને લાભ કરે; પરંતુ તેઓ બીજા નવ્વાણું દાખલામાં મને ગેરલાભજ કરશે. એક વાર તેણે જે બંદરમાંથી પનીર ખરીદવાની પોતાના એક નાખુદાને આજ્ઞા કરી હતી તે બંદરમાંથી નહિ ખરીદતાં બીજા બંદરમાંથી ખરીદીને વહાણમાં ભરીને તે પાછો ફર્યો. આથી જિરાર્ડ તેના પર એટલો બધો ગુસ્સે થયો કે-તેના આ કાર્યથી તેને કેટલાક હજાર પૌંડનો નફો થયો હતો છતાં પણ-તેણે તરતજ તે નાખુદાને બરતરફ કર્યો. આ માણસ ઘણાં વર્ષથી પ્રમાણિકપણે તેની નોકરી કરતો હતો અને તેની સૂચના વિરુદ્ધ કામ કરવામાં તેનો ઉદ્દેશ તો માત્ર પોતાના સ્વામીને પુષ્કળ પૈસા પેદા કરાવી આપવાનોજ હતો; છતાં પણ આજ્ઞાના ઉલ્લંઘન માટે જીરાર્ડે તેને આ શિક્ષા કરી.

જિરાર્ડ એક ક્ષુદ્ર નાના ઘરમાં રહેતો હતો. આ ઘર તેના ઘણા નોકરોના ઘર કરતાં પણ હલકા પ્રકારનું હતું. તેણે એક ખૂબસુરત ચાકરડીની સાથે લગ્ન કર્યું; પરંતુ તે તેને માટે સર્વથા નાલાયક નીવડી અને અંતે એક દિવાનાશાળામાં મરણ પામી.

જિરાર્ડનું એક પણ વહાણ ડૂબી ગયું નહોતું; અને ઈ. સ. ૧૮૧૨ ના યુદ્ધમાં જેમ બન્યું હતું તેમ જે ઘટનાથી બીજા ઘણા લોકો પાયમાલ થઇ ગયા હતા તેથી પણ તેનું દ્રવ્ય તો વૃદ્ધિંગતજ થયું હતું. ભાગ્ય તરીકે ખરેખર જે કાંઇ તેનામાં હતું તે બીજું કાંઇજ નહિ પરંતુ તકને પકડી લેવાનું ઉત્તમ ડહાપણ અને ચપળતા તથા તે દ્વારા સૌથી વિશેષ લાભ પ્રાપ્ત કરવાની તેની મહાન કાળજીજ હતી.

ગણિતશાસ્ત્રીઓ જણાવે છે કે, જો તમે પાસા નાખશો તો તમારો માગેલો અંક એક વાર આવશે તો ત્રીસ વાર નહિ આવે; અને ઉપરાઉપરી ત્રણ વાર આવશે તો સો વાર નહિ આવે. તો હવે ભાગ્ય શું છે? શું એ પ્રકૃતિદેવીની યુક્તિ છે? શું કોઇ પણ પંડિતે ભાગ્યની વ્યાખ્યા કરી છે! શું કોઇ પણ તત્ત્વવેત્તાએ તેનાં અંગોનું સ્પષ્ટીકરણ કર્યું છે? શું કોઇ પણ રસાયનશાસ્ત્રીએ તેનાં દ્રવ્યોનું પૃથક્કરણ કર્યું છે? શું ભાગ્ય એ કોઇ વિચિત્ર અવર્ણનીય દેવી છે કે જે માણસનાં સઘળાં કાર્યો કરે છે અને માણસોને તે માટે જવાબદાર થવા દેતી નથી! જો એમ છે તો

ભાગ્ય મૂર્ખાઓને ડહાપણુની વાતો કરવાને શક્તિમાન શા માટે કરતું નથી અને અજ્ઞાન માણુસોને તત્ત્વજ્ઞાન પર વ્યાખ્યાન આપવાને શક્તિમાન શામાટે બનાવતું નથી ?

જૉન વૅનામેકરની વિલક્ષણુ કારકીર્દિની વાત જેમણે વાંચી હોય એવા ઘણા યુવકોએ તેમાંથી પોતાની ઉન્નતિ અને પ્રગતિને માટે ઘણું થોડું પ્રોત્સાહન અને મદદ મેળવી છે. કારણુ કે તેઓ તેને સદ્‌ભાગ્ય, દૈવયોગ કે નશીબનું પરિણામ ગણે છે. તરુણો તેનું જીવન વાંચતા જાય છે, તેમ મુખમાંથી બોલતા જાય છે કે "અહા! એ કેવો ભાગ્યશાળી માણુસ છે ! એને કેવો ઉત્તમ દાવ હાથ લાગી ગયો !" પરંતુ આપણે જ્યારે વૅનામેકરના જીવનનું સંભાળપૂર્વક પૃથક્કરણુ કરીએ છીએ ત્યારે આપણુને મહાન જીવનના પૃથક્કરણુથી જે બોધ મળે છે તેજ બોધ તેમાંથી પણુ પ્રાપ્ત થાય છે—અર્થાત્ આપણુને એવો બોધ મળે છે કે, ઉત્તમ માતા, સારો બાંધો, મંદ મુફલાલ માણુસોને સખ્ત ભાસે એવો પરિશ્રમ કરવાનો સ્વભાવ, અજેય ઇચ્છાશક્તિ, અડગ દૃઢ નિશ્ચયબળ, શક્તિઓને વીખરાવા ન દે એવી એકાગ્રતા, અટલ હિંમત, આત્મસંયમ, બારીકીથી કામ કરવાનો સ્વભાવ, દૃઢ પ્રમાણિકપણું, આનંદી સ્વભાવ, કાર્ય કરવામાં અમર્યાદ ઉત્સાહ, ઉચ્ચ ઉદ્દેશ, ઉમદા કાર્ય કરવાની વૃત્તિ, આ સર્વ સફળતા પ્રાપ્ત કરાવી આપવામાં ઘણો ભાગ ભજવે છે.

યુવકોને એવું શિક્ષણુ આપવું જોઈએ કે સંયોગોમાં પણુ કાંઇક બળ છે ખરૂં. પગે ચાલનાર એક રંક માણુસ માર્ગમાં દૈવયોગે કાંઇ પણુ વિઘ્ન નહિ આવવાથી પોતાના લક્ષ્યને સત્વર પ્રાપ્ત કરે છે; ત્યારે બીજો મોટર દોડાવનાર માણુસ માર્ગમાં વિઘ્ન આવવાને લીધે શરત જીતી શકતો નથી. બીજી તરફ ઘણી વાર દ્રવ્યના જોરને લીધેજ અયોગ્ય માણુસો ઉચ્ચ પદવી પર ગોઠવાઇ જાય છે; કુટુંબના પ્રભાવને લીધેજ ઘણી વાર વકીલને અસીલો, વૈદ્યને દરદીઓ અને સાધારણુ વિદ્વાનને પણુ અધ્યાપકની જગ્યા મળી શકે છે; પરંતુ અન્ય પક્ષે એ પદવી, અસીલો, દરદીઓ, અધ્યાપકની જગ્યાઓ, વ્યવસ્થાપક અને સુપરિન્ટેન્ડેન્ટની જગ્યાઓ કશી પણુ ખરેખરી સફળતા પ્રાપ્ત કરાવી આપતાં નથી. તરુણુ પુરુષોના મન પર આ શિક્ષણુ ખાસ કરીને ઠસાવવું જોઇએ કે, લાંબા કાળે પણુ ઉત્તમોત્તમ પુરુષને ઉત્તમોત્તમ સ્થાન અવશ્ય પ્રાપ્ત થાય છે. અને લાયક તથા આગ્રહી માણુસને સફળતા પ્રાપ્ત થયા વિના રહેતીજ નથી.

વેબ્સ્ટરના શબ્દકોષમાંથી ભિન્ન ભિન્ન શબ્દો અવ્યવસ્થિત રીતે લઇ તેમને જેમ તેમ ગોઠવી દેવાથી 'પૅરેડાઇઝ લૉસ્ટ' (નામનું કાવ્ય) રચાવાનો જેટલો સંભવ છે, પ્રાયઃ તેટલોજ સંભવ પ્રમાદી અને અશક્ત માણસને ખરી સફળતા અને ઉચ્ચ પદવી મળવાનો છે. જે માણસો પોતાની બાંય ચઢાવીને ઉદ્યોગ કરે છે; જે માણસો અરોચક, કંટાળાભરેલું વૈતરું કરતાં ડરતા નથી; જે માણસો દૃઢ અને સશક્ત હોય છે; જેઓ હલકું અને શ્રમભરેલું કાર્ય કરતાં પાછા હઠતા નથી તેમને પૈસા આવી મળે છેજ.

યુવકોને એવું શિક્ષણ આપવું જોઇએ કે,જે માણસ બહાદુરીથી ભાગ્યને જીતી લે છે તેજ માત્ર મહાન છે; અને ઉદ્યોગ એજ સદ્‌ભાગ્યની માતા છે. આપણે જેને 'ભાગ્ય, ભાગ્ય' કહ્યા કરીએ છીએ તે તો દશમાંથી નવ વાર, માત્ર પ્રમાદી, આળસુ ઉદ્દેશરહિત અને કાળજી વગરના માણસોનું બહાનુંજ હોય છે. પ્રાકૃતિક નિયમ તો એજ છે કે, જે માણસ પોતાને માટે યોગ્ય તકની તપાસ કરતો રહેતો નથી અને તેવી તક જણાતાં તેને પકડી લેતો નથી તેજ માણસને નિષ્ફલતા પ્રાપ્ત થાય છે. તક શરમાળ અને ઉતાવળી ચાલવાળી હોવાથી શિથિલ, નિરીક્ષણશક્તિવિહીન, પ્રમાદી અને કાળજી વિનાનો માણસ તેને પકડી શકે તે પૂર્વેજ તે ચાલી જાય છે.

મૂર્ખાઓજ ગાફેલ રહી નિષ્ક્રીય ઇચ્છામાં સડયા કરીને નિશ્ચય તથા બુદ્ધિ ધરાવનાર માણસ ઉન્નતિનો માર્ગ શોધી કાઢે છે.

કોઇએ ઠીક કહ્યું છે કે "દૃઢ ઇચ્છા, ચપળતા અને પરિશ્રમ કરવાની શક્તિ માટે જે માણસની કીર્તિ પ્રસરી હોય; તે કીર્તિ તેને માટે અમૂલ્ય મિલ્કતની ગરજ સારે છે. તે ઘણી વાર શત્રુઓને દબાવી દે છે અને તેનાં કાર્યોની સામેના વિરોધને ઉગતોજ ડામી દે છે. આ વિરોધ અશક્ત માણસોને ઘણું નુકસાન કરે છે.

ઇમર્સન કહે છે કે "એરિક ગ્રીનલૅન્ડથી નીકળે તે સમયે તેનું આરોગ્ય દૃઢ હોય; તેણે સારી પેઠે નિદ્રા લીધી હોય; તેની સ્થિતિ ઉત્તમ હોય અને તેની વય ત્રીસ વર્ષની હોય તો તે પશ્ચિમ તરફ પોતાનાં વહાણ હંકારશે અને ન્યૂફાઉન્ડલૅંમાં પહોંચશે; પરંતુ ઍરિકને બહાર કાઢો અને તેના કરતાં અધિક મજબૂત તથા અધિક હિંમતવાન માણસને તેના સ્થાન પર મૂકો એટલે તે વહાણો છસેં, એક હજાર, પંદરસેં માઇલની મુસાફરી કરશે અને લૅબ્રૅડોર તથા ન્યૂ ઇંગ્લાંડમાં પહોંચશે. પરિણામોમાં દૈવયોગનું કાંઇ ફાવતું નથી." વિઘ્નો, માણસની આડે પર્વતોની હારની પેઠે ઉભાં રહે છે; તેનો

માર્ગ અટકાવે છે અને તેની પ્રગતિમાં અંતરાય કરે છે. જો તેનામાં શક્તિ હોય તોજ તે તેમને ઉલ્લંઘી શકે છે—તેમની ઉપર નવો માર્ગ બનાવે છે અને તેમને ઉલ્લંઘી જાય છે. તેઓ તેને અટકાવી શકતાં નથી. તે મુશ્કેલીઓને શક્તિના રૂપમાં ફેરવી નાખે છે અને ક્ષણિક નિષ્ફળતાને અંતિમ સફળતા પર ચઢવાનું પગથિયું બનાવે છે.

જેઓ માત્ર ક્ષુદ્ર સ્થિતિમાં રહી ગયા છે એવા કેટલા બધા માણસો મહાન થઈ શક્યા હોત ! કેટલા બધા માણસો પોતાનામાં શક્તિ હોવા છતાં તેનો ઉપયોગ કર્યા વિના મરણ પામ્યા છે !

જે માણસોને મોટી ઉંમરેજ સમજ પડી તેમણે એકદમ નિશ્ચય કરીને કેવાં મહાન કાર્યો કર્યાં છે તે જાણીને આપણે આશ્ચર્યચકિત થઇ જઇએ છીએ.

આર્કરાઇટ જ્યારે અંગ્રેજી શીખવા અને પોતાનું લેખન તથા જોડણી સુધારવા લાગ્યો ત્યારે તેની વય પચાસ વર્ષની હતી. બેન્જામિન ફ્રાંક્લિને પચાસ વર્ષની વય થઇ ગયા પછીજ વિજ્ઞાન અને તત્ત્વ-જ્ઞાનનો અભ્યાસ શરૂ કર્યો હતો. મિલ્ટન જ્યારે પોતાનું જગ-પ્રસિદ્ધ કાર્ય સમાપ્ત કરવા બેઠો ત્યારે તે અંધ હતો અને તેની વય પચાસ ઉપરની થઇ ગઈ હતી. સ્કૉટે પંચાવન વર્ષની વયે પોતાનું ભારે કરજ ચૂકવવાને માટે પોતાની લેખિની ગ્રહણ કરી હતી. માઇકલ ઍન્જેલો જ્યારે સિત્તેર ઉપરની ઉંમરનો થઇ ગયો હતો અને દીર્ઘ-કાલથી પોતાની કલાના મહાનમાં મહાન વિજયો મેળવી ચૂક્યો હતો ત્યારે તેણે કહ્યું હતું કે "હું તો હજુ અભ્યાસ કરૂં છું."

અગત્યતાની બાબતમાં બુદ્ધિમત્તા સુદ્ધાં, ઇચ્છાશક્તિની પછીના નંબરે આવે છે. અનિશ્ચિત ચિત્તનો માણસ જીવનસંગ્રામમાં હમેશાં બાજુએ ધકકેલાઇ જાય છે. દુર્બળ અને ચંચળ ચિત્તના માણસોજ પ્રતિકૂળ સંયોગો અને વિઘ્નોની આગળ અટકી જાય છે. વજ્રસમાન દૃઢ ઇચ્છા, 'મને મહાન કાર્ય કરતાં કોઇ પણ અટકાવી શકનાર નથી' એવો દૃઢ નિશ્ચય તથા ખંત અને શક્તિ ધરાવનાર માણસ-ને સફળતા અવશ્ય પ્રાપ્ત થાય છે. જે કાર્ય આપણને પસંદ હોય તેને માટે કદાચ આપણને વખત નહિ મળે, પરંતુ જે કાર્ય કરવાની આપણે તીવ્ર ઇચ્છા કરીએ અને આપણા સઘળા બળથી પ્રયાસ કરીએ તે કાર્યને સંપૂર્ણતાએ નહિ તો સંપૂર્ણતાની નિકટ તો અવશ્ય પહોંચાડી શકીએ. તિવ્રઇચ્છા પથ્થરની દિવાલને પણ તોડી નાખે છે. સંપૂર્ણ આવશ્યકતા એની મેળેજ માર્ગ શોધી કાઢશે અથવા બનાવી લેશે.

સફળતા એ શરીર અને મનનું એક મહાન્ ઔષધ છે. ડા. જૉન્સન જણાવે છે કે "નિશ્ચય અને સફળતા એ દરેક એક-બીજાને ઉત્પન્ન કરે છે."

સર જેમ્સ મૅકિન્ટોશ, કોલરિજ, લા હાર્પ અને બીજા ઘણા માણસોએ પોતાની પ્રતિભાથી જગતને આંજી નાખ્યું હતું. જેમણે પોતે હાથ ધરેલાં કામોનો કિંચિત્ ભાગ પણ સિદ્ધ કર્યો નથી; જેઓ હમેશાં અદ્ભુત કાર્યો કરશે એવી આશા લોકોના હૃદયમાં ઉત્પન્ન કરતા હતા પરંતુ જેમણે પોતાની શક્તિઓના પ્રમાણમાં કાંઇ પણ કાર્ય કર્યું નથી; તેમનામાં ઇચ્છાશક્તિનોજ અભાવ હતો. ઇચ્છાશક્તિ ધરાવનાર સાધારણ માણસ, ઇચ્છાશક્તિ વિનાના તેનાથી દશગણું બુદ્ધિબળ ધરાવનારા માણસ કરતાં પણ વિશેષ કાર્ય કરે છે. બોલોગ્નાવાળા મહાન્ ભાષાશાસ્ત્રીએ, સિંહ જેમ ગોધાઓને હરાવી નાખે છે તેમ, એક પછી એક સો ભાષાઓ પર સંપૂર્ણ કાબુ મેળવ્યો હતો.

માણસના જીવનસાફલ્યમાં અને તેના સુખમાં પણ ઇચ્છા-શક્તિ કેવો મહાન ભાગ ભજવે છે; તે તરુણ પુરુષોને શબ્દદ્વારા દર્શાવવું સર્વથા અશક્ય છે. ઇચ્છાશક્તિ કેવાં મહાન્ કાર્યો કરી શકે છે, તે વર્ણવી શકાય તેમ નથી. જે માણસ દૃઢ ઇચ્છા ધારણ કરી શકતો હોય તેને માટે ભાગ્યેજ કોઇ કાર્ય અશક્ય હોય છે.

જે તરુણ સ્ત્રીને એકાએક ભાન થાય છે કે, તેનો દેખાવ સાદો અને અનાકર્ષક છે; તેના સંબંધમાં આપણે તે વાત ખોટી પડેલી ઘણી વાર જોઇએ છીએ ! એવી સ્ત્રી પોતાની પ્રચંડ ઇચ્છા-શક્તિ અને અવિશ્રાંત ઉદ્યોગથી અપ્રસિદ્ધાવસ્થા અને સાધારણતા-માંથી મુક્ત થવાનો નિશ્ચય કરીને પોતાની બાહ્ય ખામીઓનો બદલો વાળી નાખે છે; એટલુંજ નહિ પરંતુ એવી તો પ્રસિદ્ધિ અને મહત્તા પ્રાપ્ત કરે છે કે જે મહત્તા માત્ર શારીરિક સૌંદર્યથી તેને કદી પણ પ્રાપ્ત થઇ શકત નહિ. ચાર્લોટ્ કુશમેનમાં શરીર અથવા ચહેરાનું સૌંદર્ય નહિ હોવા છતાં પણ તે તેના ધંધાના શિખર પર આરૂઢ થઇ હતી. કેટલા બધા તરુણ પુરુષોએ શારીરિક કુરૂપતા અથવા માનસિક ખામીથી ખિન્ન થઇને આગ્રહપૂર્વક દૃઢ ઇચ્છા ધારણ કરીને સાધારણ સ્થિતિમાંથી આગળ વધી પોતાની ઘૃણા કરનાર લોકો કરતાં પોતાને ઉચ્ચ સ્થાન પર મૂકી દીધા છે !

ઇતિહાસ એવાં સ્ત્રીપુરુષોનાં ઉદાહરણથી ભરપૂર છે કે જેમણે વજ્રસમાન દૃઢ ઇચ્છા ધારણ કરીને અપમાન, ગરીબાઈ અને દુર્ભા-

મમાંથી પોતાની જાતને મુક્ત કરી છે. લોકો અમને હલકા ગણે છે; બીજાઓ જે કાર્ય કરે છે તે કાર્ય કરવાને અમને અશક્ત ગણે છે; એવું ભાન થવાથી અને શાળામાં મૂર્ખ ગણાવાને લીધે લાગણી ઉશ્કેરાઇ આવવાથી ઘણા તરુણોએ ઉન્નત થવાનો નિશ્ચય કર્યો છે અને તેમનો ઉપહાસ કરનાર માણસો કરતાં અતિ ઉચ્ચ સ્થાન પ્રાપ્ત કર્યું છે. ન્યૂટન, એડમ, ક્લાર્ક, શૅરિડન, વેલિંગ્ટન, ગોલ્ડસ્મિથ, દયાનંદ, ગાંધી, વિવેકાનંદ, ડૉ૦ ચાર્મર્સ, ડિઝરાયલી અને બીજા સેંકડો માણસો આ બીનાનાં જ્વલંત ઉદાહરણ છે. "તમે જેવા થવાની ઇચ્છા ધરાવો છો તેવા તમે થાઓ છો. કારણકે માનવેચ્છાનુ બળ પરમાત્માની ઇચ્છા સાથે એવી રીતે જોડાયલું હોય છે કે સાચા ઇરાદા અને ગંભીરતાપૂર્વક આપણે જેવા બનવાની ઇચ્છા કરીએ છીએ તેવા આપણે અવશ્ય બનીએ છીએ." આ વાત જો કે અક્ષરશઃ સત્ય નથી, તોપણ તેમાં ઘણું સત્ય રહેલું છે.

મિરાબો કે જે અશક્યતાઓને છૂંદી નાખે છે; નેપોલિયન કે જે તકને માટે રાહ જોતો નથી પરંતુ તેમને ઉત્પન્ન કરે છે; ગ્રાંટ કે જે માત્ર શત્રુઓને બીનશરતે તાબે કરવાનીજ વાત જાણે છે; તેમના જેવા માણસો પૃથ્વીના પડ પરના બનાવોમાં ફેરફાર કરી શકે છે. "આપણે જે ઉત્પન્ન કરીએ છીએ તેજ માત્ર આપણી મિલ્કત છે અને **પ્રત્યેક સદ્દવસ્તુને પ્રકૃતિએ આપણા વજ્રમય હાથમાં આપી મૂકેલીજ છે.**" તમારા તે વજ્રમય છતાં નિરુપયોગી હાલતમાં પડી રહેલા હાથને ઉપયોગમાં લાવો અને ઇચ્છિત સદ્દવસ્તુના ભોક્તા બનો.

હેન્રી બલ્વરને સખત ખાંસી-ઉધરસ-થઇ હતી અને તે જરા પણ મોટેથી ભાગ્યેજ બોલી શકતો હતો; તોપણ તેણે તેની શી દરકાર કરી હતી ? આવું દુઃખ હોવા છતાં પણ તેણે "આઇરિશ ચર્ચ" વિષેનું પોતાનું અમર ભાષણ કર્યું હતું.

એક નિષ્ફળ થયેલા સેનાપતિએ સિકંદરને કહ્યું કે "હું આ કાર્ય કરી શકતો નથી; એ તો અશક્ય છે." આ શબ્દો સાંભળી તે વિજેતા મેસિડોનિયન બોલ્યો "દૂર થા ! જે માણસ પ્રયત્ન કરે છે તેને માટે કોઇ પણ કાર્ય અશક્ય નથી."

જે માણસોએ પોતાનાં જીવનની શરૂઆત મોટી આશાઓ સાથે કરી હતી પરંતુ પાછળથી જેઓ નિષ્ફળ થયા હતા; તેમની નિષ્ફળતાનું કારણ સંક્ષેપમાં જણાવવાનું જો મને કોઈ કહે તો હું જરા પણ વિચાર કર્યા વિના કહી દઉં કે 'તેમનામાં ઇચ્છા-

શક્તિનો અભાવ હતો. તેઓ ઇચ્છા ધારણ કરી શકતા ન હતા.' ઇચ્છા વિનાનો માણસ કેવો છે? તે વરાળ વિનાના એન્જીન જેવો છે. તે દૈવનુંજ રમકડું છે; તે હમેશાં આમથી તેમ અથડાયા કરે છે અને બીજા ઇચ્છાવાળા માણુસોની દયા પરજ જીવે છે. ઇચ્છાશક્તિજ તરુણ પુરુષની શક્તિઓની કસોટી છે. માણસે દૃઢ ઈચ્છા ધારણ કરીને હાથ ધરેલાં કાર્યને અત્યંત મજબૂત રીતે વળગી રહેવું જોઇએ. આથી તેનું જીવન ઘણું સુધરશે. ગુસ્સાવાળા, સ્વાર્થી અને લોભી, એવા અસંખ્ય માણુસોથી ભરેલી આ દુનિયા કે જેમાંની દરેકે દરેક વસ્તુ કાં તો બીજી વસ્તુને ધક્કો મારી રહી હોય છે કે કાં તો તે બીજી વસ્તુનો ધક્કો ખાયા કરતી હોય છે; તેમાં ઈચ્છા વિનાના અને મન પર કાબુ વિનાના તરુણ માણુસને માટે પ્રગતિ કરવાની તક ક્યાંથીજ હોઇ શકે? નેપોલિયન કહે છે કે "**દૃઢ નિશ્ચય એજ સાચામાં સાચું ડહાપણ છે.**" પરંતુ ધોરણ વિનાની એકલી દૃઢ ઈચ્છા તો માત્ર એકાદ નેપોલિયનનેજ ઉત્પન્ન કરે છે; જ્યારે ચારિત્ર્યયુક્ત ઇચ્છા તો એકાદ વેલિંગ્ટન, ગ્રાંટ કે ગાંધીને ઉત્પન્ન કરે છે અને તેને દુરાકાંક્ષા અથવા લોભનો સ્પર્શ પણ થવા દેતી નથી.

"અવિભક્ત ઇચ્છાજ જગતમાં અન્ય તત્ત્વોને મદદ આપવાની ફરજ પાડે છે અને છૂટી છવાઇ હવામાંથી મનુષ્યને આહ્લાદ આપે એવું સંગીત ખેંચી કાઢે છે."





# करण ४ थुं—श्केलीओमांथी विजयप्राप्ति

"જે વિજયો સહેલાઈથી મળે છે તે સસ્તા હોય છે; અને સખ્ત લડતને પરિણામે જે વિજય મળે છે તેજ મેળવવા યોગ્ય છે." **બીચર**

પ્રબળ લડત કે જેને આપણે 'પ્રયત્ન' કહીએ છીએ તેનાથીજ ઘણું કરીને મનુષ્યની ઉન્નતિ થાય છે; અને ઘણીએ વાર અશક્ય જણાતાં કાર્યોને જ્યારે આપણે એ પ્રકારે સિદ્ધ થતાં જોઈએ છીએ ત્યારે આપણે આશ્ચર્યચકિત થઈએ છીએ." **એપ્સ સાર્જન્ટ**

"સાથીઓ, કે મિલ્કત જવાથી પણ ઉદ્દેશ પાર પાડવાની ચીવટનો ઉત્તમ ગુણ બદલાતો નથી; અથવા હિંમત અને આશામાં પણ ઘટાડો થતો નથી. વિરોધને થકવી નાખીને પોતાના લક્ષ્યસ્થાને પહોંચવાના સ્વભાવવાળા વીર મનુષ્યમાં એ 'ચીવટ' ના ગુણ જેવું બીજું સચોટ લક્ષણ હોય એમ હું માનતો નથી." **ઇમર્સન**

"દુર્બળ મગજના માણસોજ સંકટોથી શિથિલ બની તેને તાબે થઇ જાય છે; પરંતુ મનોબળ ધરાવનાર માણસો તો તેમને દાબી દઈ તેમના પર સવાર થાય છે." **વૉશિંગ્ટન ઈર્વિંગ**

ઇ. સ. ૧૮૦૬માં એક દિવસ, બાર વર્ષના એક છોકરાએ સાઉથ એમ્બૉયના એક વીશીવાળાને કહ્યું કે "મારી પાસે હમણાં ત્રણ જોડ ઘોડા છે અને તેમને હું સ્ટેટન દ્વીપમાં લઇ જવા માગું છું. જો તમે મને મારાં પ્રાણીઓ સાથે ત્યાં પહોંચવાને માટે ચોવીસ શિલિંગ ધીરશો તો હું તમને મારો એક ઘોડો આડમાં આપીશ અને જો હું અડતાલીસ કલાકમાં એ રકમ ન મોકલી આપું તો તે ઘોડો તમારો થયો."

તે વીશીવાળાને આ નવાઇ જેવી માગણીનું કારણ પૂછતાં જણાયું કે, તે છોકરાના પિતાએ સૅન્ડીહૂક આગળ રેતીમાં ખૂંચી ગયેલા એક વહાણમાંનો સામાન બહાર કાઢી તેને હોડીઓમાં ભરી ન્યુયૉર્ક લઈ જવાનો કૉન્ટ્રૅક્ટ રાખ્યો હતો. વહાણમાંથી માલ બહાર કાઢી રેતાળ કિનારા પર થઇને હોડીઓ પર લઇ જવા માટે તે છોકરાને ત્રણ ગાડાં, છ ઘોડા અને ત્રણ માણસો સહિત મોકલવામાં આવ્યો હતો. કામ પૂરું કરીને તે પાછો ફર્યો ત્યારે તેની

પાસે કેટલાક શિલિંગ રહ્યા હતા; પરંતુ સાઉથ એમ્બૉય પહોંચ્યો ત્યારે તેના ગજવામાં પાઇ પણ રહી ન હતી.

તે વીશીવાળાએ એ છોકરાની પ્રમાણિકતાસૂચક ચળકતી આંખો જોઇને કહ્યું: "ભલે, હું તેમ કરવાને ખુશી છું." અને તે પછી થોડાજ સમયમાં તે છોકરો પૈસા આપીને પોતાનો ઘોડો છોડાવી ગયો હતો.

આ છોકરાને દરિયાઈ જીવન ગાળવાની અતિ પ્રબળ હોંશ હતી તેથી તેણે ઇ. સ. ૧૮૧૦ ના મે માસની પહેલી તારીખે પોતાને તે કાર્યમાં ઉપયોગી થઇ પડે તેવી એક હોડી ખરીદવા સારૂ પોતાની મા પાસે વીસ પૌંડ માગ્યા. તેની માએ તેને કહ્યું કે "બેટા! આવતી સત્તાવીસમી તારીખે તો તું સોળ વર્ષનો થઈશ. જો તેટલા વખતમાં તું આપણુ આઠ એકરનાં ખેતરને ચાસી, કરબી, તેમાં વાવેતર કરી નાખીશ તો હું તને ખુશીથી એટલા પૈસા આપીશ." તે ખેતર અણખેડાયેલું અને ટેકરાઉ હતું છતાં પણ ઉપલું સર્વ કામ તે છોકરાએ વખતસર પૂરું કર્યું અને તે પણ ઘણીજ સારી રીતે. આ નાની સરખી પણ અતિશય ખંતીલી શરૂઆતેજ કૉર્નેલિયસ વૅન્ડરબિલ્ટની શ્રીમંતાઈનો પાયો નાખ્યો. ઘણી વાર તે આખી રાત કામ કર્યા કરતો અને દિવસના વખતે તે કદી પણ પોતાની જગ્યાએથી ગેરહાજર રહેતો નહિ. તેની આ ખંતને લીધે તેણે અલ્પ સમયમાંજ ન્યૂયૉર્કના બંદરમાં પોતાનો વેપાર સૌ કરતાં વધારી દીધો.

ઇ. સ. ૧૮૧૩માં બ્રિટિશ નૌકાઓ તરફથી ન્યૂયૉર્ક પર હુમલો થવાની બીતિ રહેતી હતી; ત્યારે કૉર્નેલિયસ સિવાય સઘળા ખલાસીઓએ લશ્કરી થાણાંઓ પર ખોરાક ઇત્યાદિ વસ્તુઓ પહોંચાડવા માટે ઘણાજ ઓછા ભાવે માગણી કરી. વૅન્ડરબિલ્ટના પિતાએ તેને પૂછ્યું: "તું શા માટે માગણી કરતો નથી?" તરુણ વૅન્ડરબિલ્ટે પ્રત્યુત્તર આપ્યો કે "એમ કરવું તદ્દન નકામું છે. કારણ કે પેલા લોકો તો અર્ધા દરેજ કામ કરવાને તૈયાર થયા છે અને એ ભાવે એ કાર્ય થઇ શકે એમ મને લાગતું નથી." તેના પિતાએ કહ્યું: "પણ માગણી કરવામાં આપણું જાય છે શું?" આથી ફક્ત પોતાના પિતાને પ્રસન્ન કરવા માટેજ અને સફળતાની કાંઇ પણ આશા વિનાજ વ્યાજબી ભાવે તેણે પણ માગણી કરી અને તેનું પરિણામ સાંભળવા પણ ગયો નહિ. પછી જ્યારે તેણે પોતાના સાથીઓને વીલે મોઢે પાછા ફરતા જોયા ત્યારે તે એ ખાતાના અમલદારની ઑફિસે ગયો અને પૂછ્યું કે "કૉન્ટ્રેક્ટ અપાઇ ગયો?"

જવાબ મળ્યો કે "હા, સાટુ નક્કી થઇ ગયું છે; કૉર્નેલિયસ વૅન્ડરબિલ્ટ નામના માણુસને કૉન્ટ્રેક્ટ આપવામાં આવ્યો છે." જાણે વજ્રપાત થયો હોય તેમ વૅન્ડરબિલ્ટને આશ્ચર્યચકિત થયેલો જોઈ તે અમલદાર બોલ્યોઃ "શું તે માણુસ તમે પોતેજ કે?" તેણે જવાબ આપ્યો "હાજી, મારૂંજ નામ કૉર્નેલિયસ વૅન્ડરબિલ્ટ છે." તે અમલદારે પૂછયુંઃ "ઠીક, પણ કૉન્ટ્રેક્ટ ખાસ તમનેજ શા માટે આપવામાં આવ્યો છે તે તમે જાણો છો કે?" તેણે કહ્યુંઃ "ના." અમલદારે કહ્યુંઃ "કારણ કે અમે તે કામને સંપૂર્ણ રીતે પાર પડેલું જોવા ઇચ્છીએ છીએ; અને અમને ખાત્રી છે કે, તમેજ તે કરી શકશો." આ પ્રમાણે ચારિત્ર્યબળ સામા માણુસમાં શ્રદ્ધા ઉત્પન્ન કરે છે.

ઈ. સ. ૧૮૧૮માં ન્યૂયૉર્ક ગોદીનાં સૌથી સરસ બે ત્રણ વહાણોનો તે માલીક હતો અને તેની પાસે બે હજાર પૌંડની મૂડી હતી. સઢથી ચાલતાં આ વહાણોને આગબોટો અલ્પ સમયમાં પાછળ પાડી દેશે એમ લાગવાથી તે પોતાની આ બહોળી કમાણીવાળો સુંદર ધંધો છોડી દઇને વાર્ષિક બસો પૌંડના પગારે એક આગબોટનો કપ્તાન બન્યો. બાર વર્ષપર્યંત તેણે ન્યૂયૉર્ક નગર અને ન્યૂજર્સીના ન્યૂબ્રન્સ્વિક નગર વચ્ચે મુસાફરી કરનારાં વહાણમાં નોકરી કરી. ઇ. સ. ૧૮૨૯માં તેણે એક આગબોટ ખરીદી અને ફરીથી સ્વતંત્ર ધંધો શરૂ કર્યો; પણ તેની સામે હરીફાઇ એટલી બધી હતી કે તે અત્યંત સંકટમાં આવી પડયો અને તેની પાસે ફૂટી બદામ પણ રહી નહિ. આમ છતાં તેની અડગ ખંતને લીધે થોડાજ વખતમાં નસીબનું ચક્કર ફર્યું અને તેની આબાદી એટલી ઝડપથી વધવા માંડી કે અલ્પ સમયમાંજ તે એકસો સ્ટીમબોટનો માલીક બન્યો. આ ઉપરાંત આગગાડીની સડકો વધારવાના વેપારમાં પણ સવેળા જોડાઇ ગયો અને થોડાજ વખતમાં કૉર્નેલિયસ આખા અમેરિકામાં સૌથી પૈસાદાર માણુસ ગણાવા લાગ્યો.

બાર્નમે પોતાનું વ્યાપારી જીવન ઉઘાડે પગે શરૂ કર્યું હતું. પંદર વર્ષની વયે જ્યારે તેનો પિતા ગુજરી ગયો ત્યારે તેની ઉત્તરક્રિયા વખતે પહેરવાના બૂટ પણ તેને ઉધાર લાવવા પડયા હતા. મુશ્કેલીઓ વચ્ચે પણ વિજય પ્રાપ્ત થાય છે તેનું તે એક જ્વલંત દૃષ્ટાંત છે. કોઇ પણ વિઘ્નથી તે દબાઇ ગયો નહિ; કોઈ પણ મુશ્કેલીથી તે ડરી ગયો નહિ; ગમે તેવી હરિફાઇથી પણ તે નાસીપાસ થયો નહિ; કોઇ પણ પ્રતિબાધ તેને અનુલ્લંઘનીય લાગ્યો નહિ. પચાસ વર્ષની વયે પાયમાલ થયેલા—અરે!

ખરાબખસ્ત થઇ ગયેલા મનુષ્યનો ખ્યાલ તો કરો! આ ઉંમરે તે કરજના બોજામાં દટાયલો હોવા છતાં પણ નિશ્ચલ હૃદય, અજિત આગ્રહ અને અડગ ખંતથી, પોતાની પાયમાલી થઇ તેજ દિવસથી તે નિષ્ફળતામાંથી સફળતાને ખેંચી કાઢવાને માટે માથું ઉંચકીને પુનઃ ઉન્નત થવા લાગ્યો.

જે. પી. કયુરાનને તેના એક મિત્રે કહ્યું કે "વક્તૃત્વશક્તિ તમને જન્મથીજ પ્રાપ્ત થઈ હોય એમ લાગે છે." તે વક્તાએ પ્રત્યુત્તર આપ્યો કે "ના જી, ખચિતજ નહિ; વસ્તુતઃ મારા જન્મ પછી ત્રેવીસ વર્ષે તે કળાનો મારામાં ઉદ્‌ભવ થયો." પછી એક વક્તૃત્વોત્તેજક મંડળી આગળ ભાષણ કરવાના પોતાના પ્રથમ પ્રયાસનું વર્ણન કરતાં તેણે જણાવ્યું કે "હું ઉભો થયો-મારાં અંગે અંગ કંપતાં હતાં; પરંતુ આ સ્થિતિમાં હું માત્ર ટુલિનું અનુકરણજ કરતો હતો એમ મને લાગવાથી મને હિંમત આવી અને મહામહેનતે હું "પ્રમુખ મહાશય—" એટલા શબ્દો બોલી શક્યો. એટલામાં તો આશ્ચર્ય અને ગભરાટ સાથે મેં જોયું કે, દરેક શ્રોતા મારી સામે એકીટસે જોઇ રહ્યા હતો. જો કે તે ઓરડામાં હાજર તો ફક્ત છ કે સાત જણજ હતા—અને એથી વધારે તેમાં સમાઇ શકે તેમ પણ ન હતું—છતાં પણ હું ગભરામણમાં પડેલો હેવાથી મને તો એમજ લાગ્યું કે, આખી સૃષ્ટિનું મધ્યબિન્દુ અત્યારે હુંજ છું અને કરોડો લોકો ઉંચે શ્વાસે મારા તરફ આતુર નયને જોઇ રહ્યા છે! મારા મિત્રો બોલી ઉઠ્યાઃ 'ભાઇનું વ્યાખ્યાન સાંભળો;' પણ સાંભળવાનું તો કાંઇ હતુંજ નહિ." તે દિવસથી લોકો તેને "મૂંગો વક્તા" એ ઉપનામથી બોલાવવા લાગ્યા. અને નીચેનો બનાવ બન્યો ત્યાંસુધી તો તે એ ઉપનામનેજ લાયક હતો. એક દહાડો તેણે એક વક્તાને મોઢેથી આડી અવળી ગપસપ જેવું મૂર્ખાઈભરેલું ભાષણ સાંભળ્યું. વળી તે વક્તાએ ઉપહાસ અને તિરસ્કારપૂર્વક જણાવ્યું કે " 'મૂંગા વક્તા'માં વ્યાખ્યાન આપવાની અદ્‌ભુત શકિત છે, એ વિષે મને લેશ પણ શંકા નથી; પરંતુ હું એમને ભલામણ કરૂં છું કે, ભવિષ્યમાં તે પોતાની વક્તૃત્વશકિત "મૌન્ય" કરતાં કોઈ બીજી વધારે લોકપ્રિય પદ્ધતિથી આપણી સન્મુખ પ્રકટ કરે તો વધારે સારૂં." આ શબ્દો વિંછીના ડંખની માફક ક્યુરાનના અંતઃકરણમાં વેદના કરવા લાગ્યા. તેણે ઉભા થઇને ગુસ્સામાં ને ગુસ્સામાંજ તે માણસને ખૂબ છટાદાર રીતે થોડાક શબ્દો સંભળાવી દઇને પોતાની

મગજશક્તિ દર્શાવી આપી. આ સફળતાથી ઉત્તેજિત થઇને તેણે એ પછી એક પ્રચંડ વક્તા થવાનો ભગીરથ પ્રયત્ન આરંભ્યો. દરરોજ પોતાને મનગમતા ફકરા ધીમેથી પણ સ્પષ્ટ રીતે વાંચીને તેણે પોતાની બોલતાં અચકવાની ટેવ સુધારી. આ પછી જ્યાં જ્યાં પ્રસંગ મળતો ત્યાં ત્યાં તે બોલ્યા વિના રહેતોજ નહિ.

પોતાને માટે જે બાટલીમાં દૂધ લાવવામાં આવતું તેના બુચ તરીકે વાપરવામાં આવતા ગુંચળું વળી ગયેલા રદ્દી કાગળના કકડાઓને સીધા કરીને તેના પર બનિયને પોતાનું "પિલ્ગ્રિમ્સ પ્રોગ્રેસ" નામનું પુસ્તક લખ્યું હતું. ગિફર્ડ જ્યારે એક મોચીને ત્યાં ઉમેદવાર હતો ત્યારે તેણે ચામડાના નાના નાના ટુકડાઓ પર ગણિતશાસ્ત્ર સંબંધી એક પુસ્તકની પહેલી નકલ લખી હતી; અને મહાન ખગોળવેત્તા રિટનહાઉસે પોતાના હળના હાથા પર ગ્રહણોની ગણતરી કરી હતી.

એક ગરીબ આઇરિશ છોકરાનું શરીર શીતળાનાં ચાઠાંથી એવું તો બેડોળ થઇ ગયું હતું કે છોકરાઓ તેની મશ્કરી કરતા. એ છોકરો શેરીઓમાં ફરીને ગાનારાઓને માટે નાનાં નાનાં ગીતો લખીને પોતાનો નિર્વાહ કરતો હતો. ઘણી વાર તે આખા દિવસમાં માત્ર ત્રણ કે ચાર પેન્સજ કમાઈ શકતો હતો. ખેડુતોને ઝુંપડે ઝુંપડે વાંસળી વગાડીને અને ગીત ગાઇને ભીખ માગતાં માગતાં તેણે આખા ફ્રાન્સ અને ઇટાલિમાં પ્રવાસ કર્યો. અઠ્ઠાવીસ વર્ષની વયે જ્યારે તે લંડન આવ્યો ત્યારે તેના ગજવામાં એક કોડી પણ રહી ન હતી. તે લંડન શહેરની એકસ લેઈનમાં ભિખારીઓના મહોલ્લામાં રહેવા લાગ્યો. આ ગરીબાઈમાં તેણે લંડનનાં પરાઓમાં વૈદ્ય તરીકે પોતાનો ધંધો શરૂ કર્યો. સડી ગયેલા રદ્દી કપડાનો ડગલો તે પહેરતો. તે ડગલાની છાતી ઉપરના ડાબી તરફના ભાગમાં એક થીગડું હતું અને જ્યારે તે પોતાના દરદીઓને જોવા જતો ત્યારે આ થીગડું સંતાડવાને માટે પોતાની ત્રણ ખૂણાવાળી ટોપી જાણે કે માનમાં પકડતો હોય તેમ ઘણી ચાલાકીથી પોતાની છાતી આગળ ધરી રાખતો. એક દરદીએ તેની આ માનમાં પકડાયેલી ટોપી દૂર કરાવવાનો પ્રયત્ન કર્યો ત્યારે તેની સાથે તેણે જે વાગ્યુદ્ધ કર્યું હતું તે વાંચીને આપણને ભારે રમુજ થાય છે. જેમ જેમ તે દરદી તેની તે ટોપી દૂર કરાવવાનો વિશેષ આગ્રહ કરતો તેમ તેમ તે વિશેષ દઢતાપૂર્વક તેને હૃદય સાથે દબાવી રાખતો. વળી ભૂખમરાને લીધે ઘણી વાર તેને પોતાનાં વસ્ત્રો પણ ગીરો મૂકવાં

પડતાં. તેને પોતાનું લખેલું "વૉલ્ટેરનું જીવનચરિત્ર" માત્ર ચાર પૌંડની કિંમતે વેચી નાખવું પડયું હતું. ઘણીજ હાડમારી પછી તે પોતાનું "યુરોપમાં સંસ્કારી શિક્ષણનો અભ્યુદય" નામક પુસ્તક છપાવવાની વ્યવસ્થા કરી શકયો. ત્યાર પછી તેનો "પ્રવાસી" નામનો ગ્રંથ પ્રકટ થયો અને તેને લીધેજ ફ્લીટ સ્ટ્રીટના કાતરિયામાં રહેતો આ કંગાલ માણુસ સુપ્રસિદ્ધ બની ગયો. તે જે સ્ત્રીના ઘરમાં ભાડુત તરીકે રહેતો હતો તેણે એક વાર ભાડું વસુલ કરવા માટે તેને પોલીસ દ્વારા પકડાવ્યો; પરંતુ ડૉક્ટર જોન્સન તેની મદદે આવ્યો. તેણે તેના ટેબલમાંથી "વિકાર ઑફ વેઇકફીલ્ડ" નામક પુસ્તકની હસ્તલિખિત પ્રત ખેંચી કાઢી અને તે સાઠ પૌંડની કિંમતે વેચાવી આપી. "ડેઝર્ટેડ વિલેજ" નામનું કાવ્ય પ્રથમ વાર લખ્યા પછી તે સુધારવામાં તેણે બે વર્ષ ગાળ્યાં. જો કે તેના "પૃથ્વી અને પ્રકૃતિનો ઇતિહાસ" નામક ગ્રંથના આઠસો પૌંડ ઉપજ્યા હતા અને "શી સ્ટૂપ્સ ટુ કૉન્કર" વગેરે ગ્રંથોનો ભારે ઉઠાવ થતો હતો; છતાં પણ તે એટલો બધો–હદ બહાર–ઉદાર હતો કે તે ઉદારતાને તેનો એક દોષજ ગણી શકાય. તે ભોળીઓ પાદશાહ હતો અને હાથમાં પૈસો તો જાળવીજ શકતો ન હતો. વારંવાર બીજા લોકો તેની પાસેથી પૈસા કઢાવી જતા હોવાથી તે સદા કરજમાંજ ડૂબેલો રહેતો. ભાગ્યની અકૃપા અને તેની પોતાની દુર્બળતા છતાં પણ તેણે સફળતા અને કીર્તિ સંપાદન કરી. દુનિયા કે જે હમેશાં ઘણી મોડી માન અને મદદ આપવા આવે છે તેણે "વિકાર ઑફ વેઈકફીલ્ડ"ના આ દુર્બળ, નમ્ર, આર્દ્ર હૃદયના લેખકને તેના મરણ પછી "વેસ્ટમિનિસ્ટર ઍબિ" ના "કવિઓના આશ્રમ"માં એક સ્મરણસ્તંભ અર્પણ કર્યો.

ગરીબ, કંઠમાળના રોગથી પીડાતા અને પ્રાયઃ અંધ બાલક સૅમ્યુઅલ જોન્સનને તેની માતા સાજો કરાવવાના હેતુથી મહારાણી ઍનના હાથનો સ્પર્શ કરાવવાને માટે લઇ ગઇ હતી. તે ઑક્સફર્ડમાં એક નોકર તરીકે દાખલ થયો હતો. વિદ્યાર્થીઓની નોંધપોથીમાંથી વ્યાખ્યાનોની નકલો ઉતારીને તે પોતાનો અભ્યાસ ચાલુ રાખતો. તેના જોડામાં મોટાં મોટાં બાકાં પડયાં હતાં તેથી તેના પગ ઘણી જગ્યાએ ખુલ્લા દેખાતા. આ જોઇને બીજા વિદ્યાર્થીઓ તેની મજાક કરતા. એક વખત કોઇક માણુસ તેના બારણા આગળ નવા જોડાની એક જોડ મૂકી ગયો; પણ તે એટલો બધો આત્મભિમાની હતો કે કોઇનું દાન ચાહતો નહિ. તેથી તેણે

આ જોડા જોઇને ગુસ્સે થઈ બારીમાંથી બહાર ફેંકી દીધા. તે એટલો બધો ગરીબ હતો કે પૈસાને અભાવે તેને કૉલેજ છોડી દેવાની ફરજ પડી અને છવ્વીસ વર્ષની વયે તેણે અડતાલીસ વર્ષની વિધવા સાથે લગ્ન કર્યું. તેણે પોતાની પત્નીના પૈસા વડે એક ખાનગી શાળા શરૂ કરી; પણ માત્ર ત્રણજ વિદ્યાર્થીઓ આવવાથી તે તરતજ બંધ કરવી પડી. ત્યાર પછી તે લંડન ગયો અને દરરોજ પાંચ પેન્સ પર નિર્વાહ કરવા લાગ્યો. પોતાની સંકટ-મય સ્થિતિમાં તેણે એક કવિતા લખી, જેમાંની આ લીટી મોટા અક્ષરે પ્રકટ કરી કેઃ–"**ગરીબાઈનાં દુઃખોમાં દબાયલી મહાનતા ધીમે ધીમેજ પ્રકટ થાય છે.**" આ લીટીએ પુષ્કળ લોકોનું ધ્યાન ખેંચ્યું. તેર વર્ષ સુધી તેને લંડનમાં સખત હાડમારી સહન કરવી પડી. એક વાર તેને પચાસ શિલિંગના કરજ માટે પકડવામાં આવ્યો હતો. ચાલીસ વર્ષની વયે તેણે "માનવ ઇચ્છાનું મિથ્યાત્વ" નામક કાવ્ય પ્રકટ કર્યું જેમાં નીચેના ભાવની કડી પણ હતીઃ—

"વિદ્વાનનાં જીવન પર કેવાં કેવાં સંકટો આક્રમણ કરે છે તે તો જુઓઃ વૈતરું, ઈર્ષ્યા, તંગી, આશ્રયદાતાનો અભાવ અને છેવટે કારાગૃહનિવાસ એ પંડિતના ભાગ્યમાં લખેલાંજ હોય છે."

જ્યારે તેને એવો પ્રશ્ન કરવામાં આવ્યો કે "તમારી નિષ્ફ-ળતાઓ તમે કેવી રીતે સહન કરો છો?" ત્યારે તેણે પ્રત્યુત્તર આપ્યો કે "એક થાંભલાની માફક નિશ્ચલ—અડગ રીતે." તે હમેશાં અવિશ્રાન્ત પરિશ્રમ કરતો હતો. માત્ર સાતજ દિવસ સાંજે સાંજે કામ કરીને તેણે "રાસેલાસ" નામની સુખની શોધ વિષેની એક નાની સુંદર વાર્તા લખી હતી અને તેના ઉપજેલા પૈસાથી તેણે પોતાની માતાની મરણોત્તરક્રિયા કરી હતી. જે શબ્દકોષે તેનું ઉજ્જ્વળ ભવિષ્ય ઘડ્યું તે તૈયાર કરવા માટે ફક્ત છ સહાયકની મદદ લઇને તેણે સાત વર્ષ સુધી મહેનત કરી. તે શબ્દકોષ પ્રકટ થયો ત્યારે પ્રત્યેક જણના મુખ પર તેનું નામ રમી રહ્યું; અને જેમ હમેશાં બને છે તેમ જ્યારે તેને સહાયની જરાયે જરૂર ન હતી ત્યારે પ્રત્યેક સ્થાનેથી તેને મદદ મળવા લાગી. મહાન વિશ્વવિદ્યા-લયો તેને પોતાની પદવીઓનું દાન કરવાને દોડયાં અને મહારાજા જ્યૉર્જે તેને પોતાના મહેલમાં આમંત્રણ કર્યું.

લૉર્ડ મૅન્સફીલ્ડ અત્યંત રંક અવસ્થામાં ઘેંશ ખાઇને નિર્વાહ કરતો; પરંતુ પાછળથી પોતાના અવિશ્રાન્ત ઉદ્યોગથી તે શ્રીમંત અને મુખ્ય ન્યાયાધીશ બન્યો.

"લિપિન કૉટસ મૅગેઝિન" નામક ચોપાનિયા પર પ્રતિવર્ષે પાંચ હજાર લેખો આવતા, પરંતુ તેમાંના માત્ર બસોનોજ સ્વીકાર થતો હતો. હોમરને પોતાના 'ઇલિયડ' માટે અને ડૅન્ટેને પોતાના 'પૅરેડાઇઝ' માટે શું મહેનતાણું મળ્યું હશે ? તમે શું ધારો છો ? ખાવાને સૂકો રોટલો અને મીઠું તથા લોકોની સીડી પર ચઢઉતર કરવાના ધક્કા ખાઇને જોડા ફાડવા સિવાય બીજું કશુંજ નહિ ! વિજ્ઞાનમાં પણ એમજ. જે માણસે પ્રથમ દૂરબીન શોધી કાઢયું અને પહેલવહેલું આકાશનું નિરીક્ષણ કર્યું તેને બદલામાં કારાગૃહવાસ મળ્યો હતો ! જે માણસે પ્રથમ સૂક્ષ્મદર્શક યંત્ર શોધી કાઢયું અને પૃથ્વી પરના પદાર્થોનું પ્રથમ નિરીક્ષણ કર્યું તે એમ ને એમ ભૂખ્યેજ મરી ગયો. આ ઉપરથી સ્પષ્ટ જણાઇ આવે છે કે, સઘળાં સત્કાર્યો અને સદ્દવચનોનો લાભ લોકોને વિના મૂલ્યે મળે એવો ઇશ્વરનો હેતુ છે. શેકસપિયરનો "હૅમલેટ" પ્રાયઃ પાંચ પૌંડે વેચાયો હતો; પરંતુ તેના હસ્તાક્ષર એક હજાર પૌંડે વેચાયા છે !

આઇઝૅક ન્યૂટને જે દશ વર્ષમાં પોતાની મહાનમાં મહાન શોધો કરી તે સમય દરમિયાન રૅાયલ સોસાયટિના સભ્ય તરીકેની ફીના અઠવાડિયાના બે શિલિંગ પણ તે મહામૂશીબતે ભરી શકતો. તેના કેટલાક મિત્રો તેને આ લવાજમ ભરવાની ફરજમાંથી મુક્ત કરાવવા ઇચ્છતા હતા; પરંતુ તેણે તેમને તે વિષે કંઈ પણ હિલચાલ કરવા દીધી નહિ.

ઇમર્સન પોતાની બાલ્યાવસ્થામાં અમુક એક પુસ્તકનો બીજો ભાગ વાંચી શકયો ન હતો. કારણકે તેની વિધવા માતા "સર્ક્યુલેટિંગ લાયબ્રેરી" (ફરતા પુસ્તકાલય)માંથી તે પુસ્તક મેળવવા માટે જોઇતા પૈસા આપવાની જોગવાઇ કરી શકતી ન હતી. ઇમર્સનના જીવનચરિત્રનો આ ભાગ જેટલો રસિક છે તેથી અધિક રસિક ભાગ બીજા કોઇના પણ જીવનચરિત્રમાં જડતો નથી.

લીનિયસ જ્યારે વિદ્યાભ્યાસ કરતો હતો ત્યારે તે એટલો બધો ગરીબ હતો કે તેને કાગળની ગડી વાળીને તે વડે પોતાના જોડાને થીંગડી મારવી પડતી હતી; અને ઘણી વાર પોતાના મિત્રોની પાસેથી મદદ માગીને પેટનો ખાડો પૂરવો પડતો.

સમ્રાટ નેપોલિયન જ્યારે 'કવા કૉન્તિ'માં આવેલા એક કાતરિયામાં રહેતો હતો ત્યારે તેને તાલ્મા પાસેથી એક લુઈ (ફ્રેન્ચ સિક્કો) ઉછીનો લેવો પડયો હતો. આ વાત પાછળથી યાદ કરવાની કોણે તસ્દી લીધી હશે ?

ડેવિડ લિવિંગ્સ્ટનને દશ વર્ષની વયે ગ્લાસગોની પાસેના એક સૂતરના કારખાનામાં મૂકવામાં આવ્યો હતો. તેણે પોતાના પહેલા અઠવાડિયાના પગારમાંથી એક લૅટિન વ્યાકરણ ખરીદ્યું અને રાત્રિશાળામાં ઘણાં વર્ષો સુધી અભ્યાસ કર્યો. તેને પ્રાતઃકાળમાં ૭ વાગે કારખાનામાં હાજર થવાનું હતું; તોપણ જ્યાંસુધી તેની માતા તેને ધમકાવીને સુવરાવી ન દેતી ત્યાંસુધી મધ્યરાત્રિપર્યંત બેઠો બેઠો તે અભ્યાસ કરતો. આ રીતે તેણે વર્જિલ અને હૉરેસનો પૂર્ણ અભ્યાસ કર્યો અને વનસ્પતિશાસ્ત્રનું પૂર્ણ અધ્યયન કરવા ઉપરાંત બીજું પણ પુષ્કળ વાંચ્યું. જ્ઞાન મેળવવાને માટે તેની આતુરતા અને પિપાસા એટલી તો તીવ્ર હતી કે કારખાનામાં કામ કરતી વખતે પણ પોતાની સન્મુખ, કાંતવાના રેંટિયાના સંચા પર તે પુસ્તક મૂકતો અને કારખાનાના સાંચાકામના કાન ફાડી નાખે એવા ગડગડાટ વચ્ચે પણ પાનાં ઉપર પાનાં વાંચ્યે જતો !

"રોમોલા" નામના પોતાના ગ્રંથ ઉપર અનેક વર્ષ સુધી જ્યૉર્જ ઇલિયટે જે સખત કામ કર્યું હતું તેના સંબંધમાં તે જણાવે છે કે "મેં મારી તરુણાવસ્થામાં આ ગ્રંથનો પ્રારંભ કર્યો હતો અને વૃદ્ધાવસ્થામાં તેને સમાપ્ત કર્યો." ઇમર્સનના ચરિત્રકારો પૈકીનો એક, તેની ફરી ફરીથી લખવાની, ફરી ફરીથી તપાસીને સુધારવાની, સંસ્કરણ કરવાની અને નાપસંદ પડતો ભાગ કાઢી નાખવાની પદ્ધતિના સંબંધમાં જણાવે છે કે "તે પોતાના સફરજનની પુનઃ પુનઃ ચુંટણી કરતો અને માત્ર વિરલમાં વિરલ અને ઉત્તમમાં ઉત્તમનેજ રાખતો. કાઢી નાખેલાં સફરજન ઘણાં સારામાં સારાં હોય અને બગીચાની ઉત્તમતા વિષે આશા આપતાં હોય તેની તે યત્કિંચિત્ પણ દરકાર કરતો નહિ; અને તેમને જરા પણ દયા લાવ્યા વિના ફેંકી દેતો." કાર્લાઇલના ગ્રંથોએ વાસ્તવમાં તેના રક્તનું પ્રત્યેક બિન્દુ ચૂસી લીધું હતું. એક નજીવી બાબતની પણ ખાત્રી કરવાને માટે તે એટલો બધો પરિશ્રમ કરતો હતો કે જેની કલ્પના પણ આપણે કરી શકીએ નહિ. ડિડરોટ વિષે નિબંધ લખ્યા પહેલાં તેણે એક દિવસનો એક, એ હિસાબે પચીસ ગ્રંથો વાંચ્યા હતા. તેણે એડવર્ડ ફિટ્ઝજિરાલ્ડને જણાવ્યું હતું કે "નેઝબિની લડાઇના સ્થાનનો નિર્ણય કરવાને માટે હું તે યુદ્ધનો ગુંચવાડા ભરેલો ઇતિહાસ હમણાં વીસમી વખત વાંચું છું."

જૉન્સન કહે છે કે "મનુષ્યજાતિની જે જે કૃતિઓ આપણે

આશ્ચર્ય અને પ્રશંસાની દૃષ્ટિથી જોઇએ છીએ; તે સર્વ સતત ખંતનાજ પરિણામરૂપ છે. ખંતથીજ પાષાણુના પીરામિડ બનાવી શકાયા છે અને નહેરો વડે દૂર દૂરના દેશોને સાંધી શકાયા છે. જો કોઈપણ માણુસ કોદાળી અથવા ત્રીકમના નાના સરખા પહેલા ઘાની અસર સાથે તે કાર્યના ભવ્ય પરિણામની તુલના કરે તો તે આશ્ચર્યચકિત થઈ જશે. આ ક્ષુદ્ર ઘા એવી અજબ વસ્તુ છે કે જો તે મારવાનું સતત ચાલુ રાખવામાં આવે તો કાળે કરીને મોટામાં મોટી મુશ્કેલીઓનું ઉલ્લંઘન થઇ જાય છે. આ પ્રમાણે મનુષ્યજાતિના ક્ષુદ્ર અને નાજુક લાગતા બળ વડે પર્વતોને સપાટ ભૂમિમાં મેળવી દેવામાં આવે છે તથા મહાસાગરોને કાબુમાં રાખી શકાય છે."

ઍરન બુર સાથેના દ્વંદ્વયુદ્ધમાં ગોળીથી વિંધાઇને મરી ગયેલા મહાન્ રાજનીતિજ્ઞ ઍલેકઝાન્ડર હૅમિલ્ટનના મરણ વિષે વ્યાખ્યાન કરવા માટે રેવરંડ એલિફાલેટ નૉટ નામનો ધર્મગુરુ પ્રસિદ્ધ હતો. જોકે નૉટ કોઇક પ્રકારે બ્રાઉન વિશ્વવિદ્યાલયમાંથી પદવી મેળવવામાં સફળ થયો હતો; પરંતુ તે ધર્માચાર્ય થયો ત્યારપછી એક સમયે તે એટલો બધો રંક હતો કે એક ઓવરકોટ ખરીદવાની પણ તે જોગવાઇ કરી શક્યો ન હતો. તેની પાસે એક ઘેટો હતો; તેનું ઊન તેની સ્રીએ જાન્યુઆરી માસમાં કાતરી લીધું અને તેને પીંજી, કાંતી વણીને એક ઓવરકોટ તેણે તૈયાર કરી આપ્યો.

મહાન પુરુષોને કદી પણ 'તક' માટે બહુ રાહ જોવી પડતી નથી; કેમકે તેઓજ તેને ઉત્પન્ન કરે છે. વળી તેઓ અનુકૂળ સંયોગોની પણ રાહ જોતા નથી પણ પોતાની સન્મુખ જે કાંઇ હોય તેને ગ્રહણ કરી લઇને તેઓ તેના પર કામ કરવા મંડી પડે છે; તેનો તેઓ ઉકેલ આણે છે અને છેવટે વિજય મેળવે છે. એકાદ ફ્રાંકલિનને માટે મોટી પ્રયોગશાળાની જરૂર પડતી નથી. તે તો એક સાધારણ પતંગ વડે પણ આકાશમાંથી વિદ્યુતને નીચે આણી શકે છે. એકાદ વૉટ એક જૂની પીચકારીમાંથી "કન્ડેન્સિંગ સ્ટીમ એન્જીન"નો નમૂનો બનાવી શકે છે. એકાદ ડૉ૦ બ્લેક ફક્ત એક પાણીનું વાસણ અને બે થર્મોમિટર લઇનેજ ગુપ્ત ઉષ્ણતા શોધી કાઢે છે. ન્યૂટન સરખો કોઇ વળી પાસાવાળા કાચ, દૂરબીન અને કાગળના પૂંઠાના કકડા વડે પ્રકાશનું પૃથક્કરણ કરી રંગોનું મૂળ શોધી કાઢે છે. એકાદ હંફ્રી ડેવી રસોડાનાંજ વાસણો વડે પ્રયોગ કરી શકે છે; અને એકાદ ફેરાડે ચોપડી બાંધવાનો ધંધો કરતી વખત પોતાના અવકાશના સમયમાં જૂની

બાટલીઓ વડે વિદ્યુતના પ્રયોગો કરી શકે છે.

વિજ્ઞાન જ્યારે પારણામાં ઝૂલતું હતું ત્યારે માર્ક્વિસ ઑફ વૂર્સ્ટર નામનો લંડનના ટાવરમાં કેદ કરવામાં આવેલો એક અંગ્રેજ ઉમરાવ કે જે, જગતને માટે કંઈ પણ ઉપયોગી કાર્ય કરી શકે તેવી સ્થિતિમાં નહિ છતાં પણ પોતાનો સમય વૃથા ગુમાવી દેવાનું પસંદ કરતો ન હતો. તેણે વરાળના જોરથી ઉંચાનીચા થતા ગરમ પાણીના વાસણના ઢાંકણા પરથી સંખ્યાબંધ અવલોકન કર્યાં અને તે સઘળાં પાછળથી પોતાના "શતશોધો" (સેન્ચુરી ઇન્વેન્શન્સ) નામક પુસ્તકમાં પ્રકટ કર્યાં. વરાળની શક્તિ ઉપર એક પ્રકારનો આ ઉપયોગી મૂળગ્રંથ હતો, કે જેની સહાયથી ન્યુકોમેને એક વરાળયંત્ર બનાવ્યું અને પાછળથી વૉટે તેમાં સુધારો વધારો કરીને તેને સંપૂર્ણ બનાવ્યું. એકાદ ફરગ્યુસન સરખો કોઇ માણસ વળી જમીન પર ચત્તો સૂઇને, પોતાની અને આકાશની વચ્ચે મણકાઓ પરોવેલી દોરી રાખીને તેની મદદથી આકાશમાંના ગ્રહોનો નકશો દોરી શકે છે.

મિલ્ટને પોતાનું "પૅરેડાઇઝ લૉસ્ટ" નામનું પુસ્તક પોતાની સંપૂર્ણ તંદુરસ્તી, જીવનના પૂર બહાર અને રાજકીય સત્તાના સમયમાં લખ્યું ન હતું; પરંતુ જ્યારે તે અંધ, અશક્ત અને પ્રતિસ્પર્ધીઓના હાથે પરાજિત થઇને રાજકીય સત્તાવિહીન બની ગયો હતો ત્યારે રચ્યું હતું.

સ્વ૦ તીલક મહારાજ સરખા કેદખાનામાં પણ 'ગીતારહસ્ય' અને 'આર્યોનું આદિનિવાસસ્થાન' જેવાં અસામાન્ય પુસ્તકો લખી શકે છે.

ઘણાખરા મહાન પુરુષોને પોતાના વિજયને માટે કોઇ પણ તૈયાર રાજમાર્ગ મળી શક્યો નથી. તેમને હમેશાં ઉદ્યોગ અને ખંતના સનાતન માર્ગેજ પ્રયાણ કરવું પડ્યું છે.

એલિહુ બી. વૉશબર્ન નામનો ખેડુતનો છોકરો માસિક બે પૌંડના પગારે શિક્ષકનું કામ કરતો હતો અને બાલ્યાવસ્થામાંજ તેને ગરીબાઇનો પૂર્ણ અનુભવ મળ્યો હતો. પાછળથી કૉંગ્રેસમાં તેણે સારી નામના પ્રાપ્ત કરી હતી અને તે "રાજકોષનો રખવાળ" કહેવાયો હતો. વળી રાજસભામાં લાંબા સમય સુધી "સભ્ય" તરીકે વિરાજ્યો હતો તેથી તે "રાજસભાના પિતા" તરીકે પ્રસિદ્ધ થયો હતો. તેણે સ્પીકર+ તરીકે શુભર કૉલ્ફૅક્સને ત્રણ વાર પ્રતિજ્ઞા લેવડાવી

+ રાજસભાનો એક હોદ્દો.

હતી. પાછળથી પ્રેસિડેન્ટ પદને પામેલા ગ્રાન્ટને, વૉલન્ટીઅરોની એક પલટણના સેનાપતિ તરીકે નીમવાની તેણેજ ભલામણ કરી હતી. ગ્રાન્ટ જ્યારે પ્રેસિડેન્ટ થયો ત્યારે તેણે તેને સેક્રેટરી ઑફ સ્ટેટની જગ્યા પર નિયુક્ત કર્યો અને પાછળથી તેને ફ્રાન્સમાં એલચી તરીકે મોકલ્યો. કૉમ્યુનની સત્તા દરમિયાન જ્યારે લગભગ બધાજ વિદેશી રાજ્યોના એલચીઓ ગભરાઇને પલાયન કરી ગયા હતા ત્યારે પણ વૉશબર્ન પોતાના સ્થાને દૃઢ રહ્યો હતો. ગોળાઓ તેની ઑફિસની નિકટમાંજ ફૂટતા હતા અને તેની આસપાસ પણ પડયા હતા; છતાં પણ-પૅરિસ જ્યારે આગના ભભૂકાઓમાં સપડાઈ ગયું ત્યારે પણ-તે તેને છોડીને ચાલ્યો ગયો ન હતો. થોડા સમય માટે તો સઘળા પરકીય દેશોનો પૅરીસનો એલચી માત્ર એકલો તેજ હતો અને તેણે પ્રશિયાના એલચીનું કામ તો પ્રાયઃ એક વર્ષ સુધી કર્યું હતું. સમ્રાટ વિલિયમે તેને "ઑર્ડર ઑફ ધી રેડ ઈગલ"નું પદવીદાન કર્યું અને તેને એક બહુ-મૂલ્ય રત્નજડિત ચાંદ અર્પણ કર્યો.

એલિહુ બુરિટ નામનો ગરીબ છોકરો કે જેને લગભગ આખો દિવસ લુહારની કોઢમાં કામ કરવું પડતું હતું તે કેવી રીતે શિક્ષણ પ્રાપ્ત કરી શકયો હશે? તેની પાસે ફક્ત એકજ પુસ્તક હતું અને તે પુસ્તકને તે પોતાની ટોપીમાં સાચવી રાખતો હતો. કોઇ પણ પ્રકારની તક મળ્યા વિનાનો આ છોકરો જતે દહાડે અમેરિકાનો એક અદ્ભુત પુરુષ બન્યો હતો.

ગાર્ફિલ્ડ જ્યારે શિક્ષકનું કામ કરતો હતો ત્યારે અત્યંત દરિદ્રાવસ્થામાં હતો. તેને જ્યારે પગાર મળતો ત્યારે તે પોતાનું એકનું એક આસ્માની જીનનું પાટલૂન ઉખેડીને તેમાં તે પૈસા સંતાડી દઇ ફાટને ટાંકણી વડે સાંધી લેતો; અને જે સ્ત્રીના ઘરમાં તે ખાતો તે સ્ત્રી તેનાં કપડાં સીવી સાંધીને ઠીકઠાક કરે એટલા માટે તે રાત્રે કપડાં ઉતારીને વહેલો સૂઈ જતો. તે સ્ત્રી તેને કહેતી હતી કે "જ્યારે તું યુનાઇટેડ સ્ટેટ્સની રાજ્યસભાનો સભ્ય બનીશ ત્યારે કોઇપણ એમ પૂછવાનું નથી કે જ્યારે તું શિક્ષકનું કામ કરતો હતો ત્યારે કેવાં કપડાં પહેરતો હતો !"

મિચલ ઍન્જેલોએ જુદા જુદા ત્રણ ધંધાઓમાં અમર કીર્તિ સંપાદન કરી છે. તેની શિલ્પી તરીકેની કીર્તિ સેઇન્ટ પિટરના ગુંબજ પર, તેની કોતરકામ કરનારતરીકેની કીર્તિ "મોઝિઝ" નામના પૂતળા પર અને તેની ચિત્રકાર તરીકેની કીર્તિ "અંતિમ ન્યાય" (લાસ્ટ જજમેન્ટ) નામક ચિત્ર પર આધાર રાખે છે. હાલમાં બ્રિટિશ

મ્યુઝિયમમાં તેનો જે પત્રવ્યવહાર સાચવી રાખવામાં આવ્યો છે તે ઉપરથી આપણુને માલૂમ પડે છે કે, જ્યારે તે પોપ બીજા જુલિયસનું ધાતુનું પ્રચંડ પૂતળું બનાવતો હતો ત્યારે તે એટલો બધો રંકાવસ્થામાં હતો કે તે પોતાના નાના ભાઇને બોલોનામાં પોતાની પાસે આવવા દઈ શકતો ન હતો ! એ વખતે તેની પાસે એકજ બિછાનું હતું અને તેમાં તે તથા તેના ત્રણે સહાયકો સૂઈ રહેતા હતા.

ઝોલાએ જ્યારે લેખક તરીકેનો ધંધો શરૂ કર્યો ત્યારે તેને કેવાં કેવાં સંકટો સહન કરવાં પડયાં હતાં તેનું વર્ણન કરતાં તે જણાવે છે કે "મારી કોથળીનું તળિયું હમેશાં ખાલીજ રહેતું. ઘણી વાર મારી પાસે એક પાઇ પણ રહેતી નહિ અને એક પાઈ ક્યાંથી પેદા કરવી તે પણ હું જાણતો ન હતો. સાધારણ રીતે હમેશાં હું પ્રાતઃકાળમાં ચાર વાગે ઉઠતો અને એક કાચા ઈંડાનો નાસ્તો કર્યા પછી અભ્યાસ કરવા બેસતો. ગમે તેમ પણ તે સમય સારો હતો. બંદર પર ફરી આવ્યા પછી હું મારા કાતરિયામાં પ્રવેશ કરતો અને આનંદપૂર્વક ત્રણ સફરજનનું ભોજન કરીને કામ પર બેસી જતો. હું લખતો અને લખવામાં મને સુખ મળતું. શિયાળામાં મને સગડીની સગવડ મળતી નહિ. લાકડાં ઘણાં મોંઘાં હતાં—માત્ર તહેવારને દિવસેજ હું લાકડાં ખરીદતો. મારી પાસે ત્રણ સુ(એક જાતનું હલકું નાણું) આપીને ખરીદેલી એક મીણબત્તી અને થોડીક બીડીઓ હતી. ત્રણ 'સુ'ની મીણબત્તી! એનો જરા વિચાર તો કરો ! એ મીણબત્તીની સહાયથી હું વંચાય તેટલું વાંચ વાંચ કરતો."

જેમ્સ બ્રૂક્સ કે જે એક સમયે 'ન્યૂયૉર્ક ડેઇલી એક્સપ્રેસ'નો તંત્રી અને સ્વામી હતો અને જે પાછળથી એક મહાન કૉન્ગ્રેસમૅન થયો તેણે મેઇનના એક સ્ટોરમાં કારકુન તરીકે પોતાના જીવનની શરૂઆત કરી હતી. તે પાઠશાળામાં જવાને એટલો બધો આતુર હતો કે વૉટર્વિલમાં જવાને પોતાની પીઠ પર પોતાની ટૂંક લઇને તે નીકળ્યો હતો અને જ્યારે ગ્રૅજ્યુએટ બન્યો ત્યારે પણ તે એટલો બધો રંક—પણ ચપળ—હતો કે ઘેર જતી વખત તે પોતાની પીઠ પર પોતાની ટ્રંક મૂકીને સ્ટેશન સુધી લઇ ગયો હતો.

જ્યારે એલિયાસ હૌ લંડનમાં પોતાનો પહેલો સીવવાનો સાંચો સંપૂર્ણ બનાવતો હતો ત્યારે તે તંગી અને દુઃખથી એટલો બધો પીડિત હતો કે તેને પોતાનો નિર્વાહ ચલાવવાને માટે વારંવાર પૈસા ઉછીના લેવા પડતા. તે વાલ ખરીદીને પોતાને હાથે રાંધતો. પોતાની પત્નીને અમેરિકા પાછી મોકલવાને માટે પણ તેને પૈસા ઉછીના લેવા પડયા

હતા. તેનો પહેલો સાંચો પચાસ પૉંડની કિંમતનો હતો, છતાં તેણે તે પાંચ પૌંડે વેચી માર્યો હતો અને સ્વદેશ પાછા ફરવા માટે ભાડાની જોગવાઇ કરવા તેને પોતાનું 'પેટંટ' ગીરો મૂકવું પડયું હતું.

આર્કરાઇટે એક હજામ તરીકે પોતાના જીવનની શરૂઆત કરી હતી; પરંતુ તે મરણ પામ્યો ત્યારે તેની પાસે પંદર લાખ પૌંડની પુંજી હતી! પ્રત્યેક મનુષ્યની નવીન વસ્તુઓ પ્રત્યે જગતના લોકો જેવી રીતે વર્તે છે તેવીજ રીતે તેઓ આર્કરાઇટની નવીન વસ્તુઓ પ્રત્યે પણ વર્ત્યા. તેના પ્રત્યે અત્યંત વિરોધ દર્શાવ્યો; તેના માર્ગમાં સર્વ પ્રકારનાં વિઘ્નો નાખ્યાં; પરંતુ તેણે વિરોધની કિંચિત્ પણ દરકાર કરી નહિ અને અંતે તે આબરૂદાર અને શ્રીમંત બન્યો.

એવું કોઇ મહાન સત્ય અથવા સિદ્ધાંત ભાગ્યેજ હશે, કે જેને સર્વમાન્ય થવા માટે પ્રતિબાધ, નિંદા અને જુલમની વચ્ચેથી પોતાનો માર્ગ કાઢવો પડયો ન હોય. હીન કહે છે કે "જ્યાં જ્યાં એક મહાત્મા પોતાના વિચાર દર્શાવે છે તે સર્વ સ્થળે તેને સંકટો તો સહેવાંજ પડે છે."

મનુષ્યનું કલ્યાણ કરનારી લગભગ બધી શોધોને સર્વમાન્ય થવા માટે અત્યંત પ્રગતિશાળી માણસોના વિરોધની સામે થઇને પોતાનો માર્ગ કાઢવો પડયો હતો.

સર ચાર્લ્સ નેપિયરે સુદ્ધાં, નૌકાખાતામાં વરાળશક્તિનો ઉપયોગ કરવા સામે પ્રબળ વિરોધ દર્શાવ્યો હતો. તેણે આમની સભામાં જણાવ્યું હતું કે "મિસ્ટર સ્પીકર, જ્યારે અમે મહારાણીના નૌકાખાતાની નોકરીમાં પ્રવેશ કરીએ છીએ અને યુદ્ધ અમારા મસ્તક પર ઝઝુમી રહેલું હોય છે ત્યારે અમે ટુકડેટુકડા થવાને, ગોળીથી વિંધાઇ જવાને અને ફુરચે ફુરચા થઇને ઉડી જવાને તૈયાર હોઈએ છીએ; પરંતુ મિસ્ટર સ્પીકર! અમે જીવતા મુંઝાઇ મરવાને તૈયાર નથી!" આ શબ્દો તેણે અત્યંત ભાર દઇને ઉચ્ચાર્યા હતા.

અઢારમી સદીની આખરમાં વિલિયમ મર્ડોકે જ્યારે જણાવ્યું કે "કોલસાનો ગૅસ સારો પ્રકાશ આપી શકે અને તેને નળીઓ વાટે મકાનોમાં લઇ જઈ શકાય" ત્યારે પાર્લામેન્ટના એક સભ્યે પૂછ્યું કે "દીવેટ વિના દીપક શી રીતે થઈ શકે, તેનો કોઇ ખુલાસો કરશે?" મહાન વૈજ્ઞાનિક હંફ્રી ડેવીએ પણ ઉપહાસ કરીને એવો પ્રશ્ન પૂછયો હતો કે "શું તમે સેંટ પૉલના ગુંબજને ગૅસમાપક યંત્ર બનાવવા માગો છો?" સર વૉલ્ટર સ્કૉટે પણ લંડનને "ધૂમાડા"(ગૅસ)થી પ્રકાશિત કરવાની આ કલ્પનાને હસી કાઢી

હતી; પરંતુ અલ્પ સમયમાં તેણે પોતેજ પોતાના એબાટસફર્ડના મકાનમાં તેનો ઉપયોગ કર્યો હતો અને વૈજ્ઞાનિક ડેવીએ એજ ગૅસ વડે પ્રયોગ કરીને પોતાની એક મહાનમાં મહાન્ ફતેહ પ્રાપ્ત કરી હતી—અર્થાત્ તેણે "સેફ્ટી લૅમ્પ"ની શોધ કરી હતી.

મહાન્ ચિત્રકાર ટિટિયન, રંગ મેળવવાને માટે ફૂલોને કચરી નાખતો અને ટાઈરૉલમાં આવેલા પોતાના પિતાના ઝુંપડાની સફેદ ભીંતોને ચીતરી મૂકતો, કે જે જોઇને ત્યાંના પર્વતવાસીઓ આશ્ચર્યચકિત થઇ જતા.

મિચલ ઍન્જેલો નામનો એક નાનો બાળક ઘડો, પ્યાલા, ડોલ, સ્ટૂલ વગેરેનાં ચિત્રો કાઢતો હતો તે જોઇને એક વૃદ્ધ ચિત્રકાર બોલ્યોઃ "એક દિવસ આ છોકરો મને પરાજિત કરશે." તે ઉઘાડપગા છોકરાએ ખંત અને ઉદ્યોગથી અંતે પ્રત્યેક મુશ્કેલી સામે વિજય મેળવ્યો અને ચિત્રકારોનો શિરોમણિ બન્યો.

જેને કોઇ પણ પ્રકારની તક મળતી નથી એવો એક છોકરો શું કરી શકે છે તેનું એક જ્વલંત દૃષ્ટાંત આપણને વિલિયમ એચ. પ્રેસ્કૉટ પૂરું પાડે છે. તે જ્યારે પાઠશાળામાં અભ્યાસ કરતો હતો ત્યારે રમતમાં એક છોકરાએ તેના તરફ એક કઠણ બિસ્કીટ નાખ્યું તેથી તેની એક આંખ ફૂટી ગઇ. તે સમયે ભોજન કર્યા પછી બિસ્કીટ ફેંકી ગમ્મત મેળવવાનો રિવાજ છોકરાઓમાં ઘણો પ્રચલિત હતો. આ રમતથી પ્રેસ્કૅાટની એક આંખ સર્વથા અંધ બની ગઇ અને તેની અસર બીજી પર થતાં તે પણ લગભગ નકામી બની ગઈ. પરંતુ તે છોકરામાં બુદ્ધિબળ અને નિશ્ચયબળ હતું અને તે અનુપયોગી જીવન ગાળવાનું પસંદ કરતો ન હતો. તેણે એક મહાન ઇતિહાસવેત્તા બનવાનો નિશ્ચય કર્યો અને પોતાની સમગ્ર શક્તિઓ તે દિશામાં વાળી. બીજા માણસોની આંખોની સહાયથી તેણે દશ વર્ષપર્યંત અભ્યાસ કર્યો અને પોતાના પ્રથમ ગ્રંથને માટે ચોક્કસ વિષય નિર્ણિત કર્યો. ત્યાર પછી તેણે બીજાં દશ વર્ષ જૂનાં દફતરો અને હસ્તલિખિત ગ્રંથો તપાસવામાં વ્યતીત કર્યાં; અને છેવટે "ફર્ડિનાન્ડ અને ઇસાબેલા" નામનો ગ્રંથ પ્રકટ કર્યો. તેના જીવનમાંથી તરુણ પુરુષોને કેવો ઉત્તમ બોધ મળે છે! તથા જે માણસોએ પોતાને મળતી તકોને ફેંકી દીધી છે અને પોતાની જીંદગી નિરર્થક ગુમાવી દીધી છે તેમને કેવો ઠપકો મળે છે!

ઇમર્સન જણાવે છે કે "ગૅલીલિયોએ એક ઑપેરા ગ્લાસ વડે આકાશની જેવી મહાન શોધો કરી છે તેવી તેની પછીનો કોઇ

પણ માણસ પ્રચંડ દૂરબીનો વડે પણ કરી શક્યો નથી. કોલંબસે તુતક વિનાની નૌકામાં બેસીને નવી દુનિયા(અમેરિકા)ની શોધ કરી હતી."

માણસો જે પરિસ્થિતિને પ્રતિકૂળ કહે છે તે તમારી શક્તિઓના વિકાસને અટકાવી શકતી નથી. શેક્સપિયરની બુદ્ધિ, કે જેણે સમસ્ત જગતને મોહિત કરી નાખ્યું છે તે એવનના મેદાન અને નીચી ભૂમિમાંથી ઉત્પન્ન થઇ હતી. ન્યૂ હૅમ્પશાયરના ડુંગરાળ પ્રદેશમાંથી મહાનમાં મહાન અમેરિકન વક્તા અને રાજદ્વારી પુરુષ ડૅનિયલ વેબ્સ્ટર ઉત્પન્ન થયો છે. મજૂર વર્ગમાંથી અને મોજશોખના સાધન વિનાનાં ઝુંપડાંઓમાંથીજ ઘણી વાર માનવજાતિના નેતાઓ અને કલ્યાણકર્તાઓ ઉત્પન્ન થયા છે.

ફ્રેડ્રિક ડગ્લાસ જણાવે છે કે "એક વાર રંગવાળી જાતિનો એક નાનો છોકરો મારા જોવામાં આવ્યો હતો. તેનાં માતાપિતા તેને છ વર્ષનો મૂકીને મરણ પામ્યાં હતાં. તે ગુલામ હતો અને તેનું જતન કરનાર કોઈ ન હતું. તે એક ઝુંપડામાં ધૂળવાળી જમીન પર સૂતો અને શિયાળાની ઋતુમાં પોતાના શરીરનો ઉપલો ભાગ એક કોથળામાં ઘુસાડી દઇને પોતાના પગને ગરમ રાખવાને માટે રાખમાં ઘાલી દેતો. તે દાણાનું એકાદ કણસલું શેકી ખાઇને પોતાની ક્ષુધા શાંત કરતો અને અનેક વાર કોઠાર અથવા તબેલામાંથી ઇંડાં શોધી કાઢી તેને શેકીને ખાતો. તમે જેમ પાટલૂન પહેરો છો, તેમ તે છોકરો પાટલૂન પહેરતો ન હતો; પણ માત્ર એક શણના ખમીસથીજ ચલાવી લેતો. નિશાળનું તો તેણે મોં સરખુંયે જોયું ન હતું અને વેબ્સ્ટરની એક જૂની જોડણીની ચોપડી વાંચીને તે જોડણી કરતાં શીખ્યો હતો. ભીંત કે બારણાં પર કાંઇક કાંઇક લખેલું દીઠામાં આવતું તે ઉકેલી ઉકેલીનેજ તે વાંચતાં લખતાં શીખ્યો હતો. આ કાર્યમાં બીજા છોકરાઓ અને માણસો તેને સહાય કરતા. ત્યાર પછી તેણે ઉપદેશકનો અને વ્યાખ્યાનકર્તાનો ધંધો સ્વીકાર્યો અને થોડાજ સમયમાં તે પ્રસિદ્ધ થયો. પાછળથી તેણે યુનાઇટેડ સ્ટેટ્સના કેટલાક માનવંત હોદ્દાઓ ભોગવ્યા અને કેટલુંક દ્રવ્ય પણ એકઠું કર્યું. તે સારાં સારાં કપડાં પહેરવા લાગ્યો અને હવે તેને, મેજની નીચે કૂતરાઓની સાથે રોટલીના ટુકડાઓ વહેંચી લેવાનું રહ્યું નહિ. તે છોકરો ફ્રેડ્રિક ડગ્લાસ હતો. મારે માટે જે શક્ય હતું તે તમારે માટે પણ શક્ય છે. અમુક જાતિના હોવાથી કંઈ પણ કરવાને શક્તિમાન નથી એમ તમે ધારશો નહિ. તમારાં જ્ઞાનની વૃદ્ધિ કરવાને આતુરતાપૂર્વક યત્ન કરો. જયાં સુધી તમે અજ્ઞાન દશામાં રહેશો ત્યાંસુધી

તમે તમારા માનવબંધુઓ તરફથી સન્માન પ્રાપ્ત કરી શકશો નહિ."

અબ્રહામ લિંકનના કરતાં વિશેષ અસરકારક ઉદાહરણ આપણને ક્યાં મળશે? પ્રાચીન કાળના ગ્રીક મહાપુરુષોના જેવુંજ તેનું જીવન, તેની કારકીર્દિ અને તેનું મરણ હતું. તેનાં માબાપ રંક હતાં; સંકટ અને દારિદ્રમાં તે ઉછર્યો હતો; તેને પ્રકાશના એક પણ કિરણની ઝાંખી થતી ન હતી; તેની જુવાની નિષ્ફળ કલ્પના અને તરંગોથી ભરેલી હતી; તેનામાં નૈસર્ગિક સૌંદર્ય ભાગ્યેજ હતું; તેનો સ્વભાવ અત્યંત વિચિત્ર હતો; પરંતુ એજ માણસ પોતાના જીવનના પાછલા ભાગમાં અપ્રસિદ્ધાવસ્થામાંથી મુક્ત થયો; ઉન્નત થઇને સર્વોચ્ચ સ્થાને પહોંચ્યો અને મહાન પ્રજાનું ભાગ્ય તેના હાથમાં સોંપાયું. તેના પક્ષના મહાન નેતાઓ એક બાજુએ ઉભા રહ્યા! તે સમયના સૌથી વિશેષ અનુભવી અને વિદ્વાન માણસો સિવાર્ડ ચેઝ અને સુમ્નરના જેવા સુપ્રસિદ્ધ અને કેળવાયેલા રાજદ્વારીઓ તેની પાછળ જઇને ઉભા રહ્યા અને આ અપરિચિત માણસને અદૃશ્ય સત્તાએ મોખરે આણીને તેના હાથમાં સત્તા સોંપી દીધી!

લંડનના એક માણસના સંબંધમાં કહેવાય છે કે, તેના હાથપગ બન્ને ભાગી ગયા હતા; પરંતુ તે પોતાના મુખ વડે એવી સરસ રીતે લખતો અને બીજાં કામો કરતો કે જેથી તે સારી રીતે પોતાનો નિર્વાહ કરવાને શક્તિમાન થયો હતો. તે કેટલાક કાગળો લઇ, તે વિખૂટા પડી ન જાય એટલા માટે ખૂણામાં ટાંચણી મારતો; ત્યાર પછી તે કલમ વડે કેટલીક કડીઓ લખતો; પછી તે પરમ ચાતુર્યથી લીટીઓને શણગારતો; ત્યારપછી તે પોતાના મુખમાંથી કલમ નાખી દઇ મુખ વડેજ સોય દોરા લઇને સોયમાં દોરો પરોવતો અને કેટલાક ટાંકા મારતો. વળી તે પીછી વડે ચિત્ર પણ આલેખતો અને આમ બીજી ઘણી રીતે તે અદ્‌ભુત માણસ હતો. પોતાના કુટુંબને બોજારૂપ થવાને બદલે આવો અસામાન્ય પુરુષાર્થ કરીને તે તેની ઉન્નતિમાં સૌથી વિશેષ સહાય કરી શકતો હતો.

આર્થર કેવાનાઘ એમ. પી. હાથ અથવા પગ વિના જન્મ્યો હતો છતાં એમ કહેવાય છે કે, તે ઘણી સારી રીતે બંદુક ચલાવી શકતો. માછલાં પકડવામાં અને નૌકા ચલાવવામાં તે ઉસ્તાદ હતો અને આયર્લાંડના ઉત્તમોત્તમ ઘોડેસ્વારો પૈકી તે એક હતો. વક્તૃત્વશક્તિમાં તે પારંગત હતો અને પાર્લામેન્ટનો તે એક સમર્થ

સભ્ય હતો. તે પોતાના એક ઠુંઠા હાથ વડે કાંટો પકડીને ખાતો અને દાંતમાં કલમ પકડીને લખતો. અશ્વારૂઢ થઈ પોતાના મુખમાં તે ઘોડાની લગામ પકડતો અને તેના શરીરને જીનની સાથે બાંધી લેવામાં આવતું. એક વાર હિંદુસ્થાનમાં તેણે પોતાના નિર્વાહનાં સાધનો ગુમાવી દીધાં હતાં; પરંતુ તે પોતાના હમેશના ઉદ્યોગ સહિત કામ કરવા લાગ્યો અને તેણે ટપાલ લઇ જનાર તરીકે નોકરી મેળવી.

ગ્લૅડસ્ટને અંધ હેન્રી ફૉસેટને ગ્રેટબ્રિટનના પોસ્ટ માસ્તર જનરલ તરીકે નિયુક્ત કર્યો તે લોકોને ઘણું વિચિત્ર લાગ્યું; પરંતુ પૂર્વે કદી કોઇએ તેના જેવું સરસ કામ કર્યું ન હતું.

બ્રિસ્ટલનો જૉન બી. હેરેશૉફ જો કે પોતાની પંદર વર્ષની વયથી અંધ છે તોપણ તે જગતનાં સૌથી વિશેષ સુપ્રસિદ્ધ વહાણ બનાવવાનાં કારખાનાં પૈકી એકનો સંસ્થાપક અને પ્રમુખ છે. સમુદ્રમાં ફરતી કેટલીક સૌથી વધારે ઝડપથી ચાલનારી ટૉર્પિડો, બોટ અને સ્ટીમબોટો તથા સઢવાળી નૌકાઓ તેની દેખરેખ નીચે તૈયાર થઇ છે. અજમાયશ લેતી વખત ઘણી વાર તે પોતાની જાતે નૌકા હંકારે છે. તેનો નાનો ભાઇ નૅથેનિયલ તેને આ કામમાં ઘણી સહાય કરે છે. વળી તેની સહાય વિના પણ તે વહાણોના નકશા તૈયાર કરી શકે છે અને પોતાનો ધંધો ચલાવી શકે છે. વહાણનું પેટું અથવા વહાણનો એકાદ સારો નમુનો તપાસ્યા પછી તે તેનાજ જેવું એક બીજું વહાણ બનાવવાને બારીક સૂચનાઓ આપે છે અને ઘણા આંખવાળા નૌકાવિધાયકો કરતાં તેને વધારે સારી રીતે તૈયાર કરાવે છે.

રેવરંડ વિલિયમ એચ. મિલ્બર્ન બાલ્યાવસ્થામાંજ અંધ બની ગયો હતો; પરંતુ તેણે ધર્મશાસ્ત્રનો અભ્યાસ કર્યો અને એકવીસ વર્ષનો થયા પૂર્વે ધર્માચાર્યના વર્ગમાં દાખલ થઇ ગયો. બાર વર્ષમાં તેણે ધર્મપ્રચારાર્થે પ્રાયઃ બે લાખ માઇલનો પ્રવાસ કર્યો. તેણે અર્ધો ડઝન ગ્રંથો લખ્યા છે અને તેમાં મિસિસિપિ ખીણનો બહુ કાળજી-પૂર્વક લખેલો એક ઇતિહાસ પણ છે.

ન્યૂયૉર્કની અંધ સ્ત્રી ફ્રેની ક્રૉસ્બી ઘણાં વર્ષોસુધી અંધશાળા-ની શિક્ષિકા હતી. તેણે લગભગ ત્રણ હજાર ભજનો લખ્યાં છે.

જગતમાં પોતાને ભાગે આવેલું કામ સંપૂર્ણ રીતે કરનાર અંધ માણસોનાં માત્ર આટલાંજ ઉદાહરણો નથી. માત્ર યુનાઇટેડ સ્ટેટ્સમાંજ સંગીતના ધંધામાં દોઢસો અંધ પિયાનો વગાડનાર,

ઢોઢસો અંધ અંધશાળાના સંગીતશિક્ષકો, પાંચસો અંધ ખાનગી શિક્ષકો, એકસો અંધ મંદિરમાં સંગીતનું કામ કરનાર, પંદર કે તેથી અધિક ગાયન રચનાર તથા પ્રકટ કરનાર અને કેટલાક વાજીંત્રો વેચનારાઓ છે. પંજાબમાં સેંકડો આંધળાઓ ગુરુ નાનકદેવ વગેરે·ની વાણી વાજીંત્રો સાથે ગાઇ સંભળાવીને પોતાનું ગુજરાન ચલાવે છે.

**સફળતાના મંદિરનું કોઇ પણ દ્વાર ઉઘાડું તો રહેતુંજ નથી.** પ્રત્યેક જણ પોતાના બળથીજ તેનું દ્વાર ઉઘાડે છે અને તેનો પ્રવેશ થતાંની સાથેજ બીજા સઘળાઓને માટે તે એવું તો બંધ થઇ જાય છે કે પછી તેમાં તેનાં પોતાનાં સંતાનો પણ પ્રવેશ કરી શકતાં નથી.

લગભગ ચાળીસ વર્ષ પૂર્વે ફિલાડેલ્ફિયામાં એક વિધવા ઉદાસ ચહેરે બેઠી હતી અને તેનો સ્વામી, કે જે નૌકાખાતાંનો એક અમલદાર હતો તેનું મરણ થવાથી તેનાં ત્રણ સંતાનોને અન્નવસ્ત્ર કેવી રીતે પૂરાં પાડવાં તેની ભારે ગુંચવણમાં પડી હતી. એકાએક તેને સ્મરણ થયું કે, તેના પતિએ તેને એક દાબડા વિષે વાત કરી હતી. તેણે દાબડો ઉઘાડયો તો તેમાંથી તેને એક પત્ર મળ્યો; જેમાં રાત્રે સમુદ્ર પર વાપરવાની રંગીન પ્રકાશની સિગ્નલો બનાવવા માટે કેટલીક સૂચનાઓ લખી હતી. આ સૂચનાઓ સંપૂર્ણ ન હતી પરંતુ ઉક્ત સ્ત્રીએ તેને સંપૂર્ણ બનાવી. પછી તે વૉશિંગ્ટન ગઇ અને નૌકા ખાતાના મંત્રીને એ હકીકત સમજાવીને તેની અજમાયશ લેવાને ઉત્તેજિત કર્યો. થોડા સમયમાં એક ઍડમીરલે લખ્યું કે 'આ સિગ્નલો કાંઇ કામની નથી; જોકે એ વિચાર કિંમતી છે.' તે સ્ત્રીએ મહિનાઓ અને વર્ષોપર્યંત તે સિગ્નલોને સંપૂર્ણ બનાવવાનો પરિશ્રમ કર્યો અને અંતે તે ભિન્ન ભિન્ન પ્રકારનો ઉજ્જવલ પ્રકાશ ઉત્પન્ન કરવાને શક્તિમાન થઈ. પરિણામે નૌકાખાતામાં તે દાખલ કરવાના હકકને માટે તેને પાંચ હજાર પૌંડ આપવામાં આવ્યા. સિવિલ વૉર દરમિયાન પકડાયેલા લગભગ સઘળા બ્લૉકેડ રનરો એની કૉસ્ટન સિગ્નલોની સહાયથીજ પકડાયા હતા. આ સિગ્નલો, માણસોને ડૂબતાં બચાવવાના કામમાં પણ અમૂલ્ય ગણાય છે. મિસિસ કૉસ્ટન આ સિગ્નલો યુરોપના બીજા પણ કેટલાક દેશોના નૌકાખાતામાં દાખલ કર્યાં અને એવી રીતે તે પૈસાદાર બની ગઇ.

એક આધુનિક લેખક જણાવે છે કે, ઈશ્વરની ઉત્તમોત્તમ બક્ષિસ જે બુદ્ધિ, તેને ગરીબાઇથી પોષણ મળે છે. **બુદ્ધિનાં મહાનમાં મહાન કામો જગતનાં દુઃખી માણસોએજ અશ્રુપાત અને**

નિરાશાની વચ્ચે કર્યાં છે. સાધારણ રીતે મોટા મોટા મહાલયો, મોટા પુસ્તકભંડારો તથા સુખ અને દ્રવ્યની રેલછેલ વચ્ચે કાંઇ બુદ્ધિમાન મનુષ્યો જન્મતા અને ઉછરતા નથી. દેશના ઉદ્ધારકો, સુધારકો, કાર્યગ્રાહી પુરુષો, મહાત્માઓ અને વીર જનો કાંઈ મશરૂની ગાદી પર જન્મતા નથી. ગરીબાઈ અને દારિદ્રમાં; બારી-બારણાં અને સગડી વિનાનાં ઝુંપડાંમાં; ગંદાં છોકરાંઓ, ગૃહકલહના ઘોંઘાટ અને ભારે નિરાશા તથા ઉંડી ઉદાસીની વચ્ચે બુદ્ધિમાન પુરુષોનો જન્મ થાય છે; અને આવી અધમ, તિરસ્કાર ઉત્પન્ન કરનારી કંગાલ પરિસ્થિતિમાંજ તેઓ પરિશ્રમ તથા અભ્યાસ કરીને પોતાની જાતને કેળવે છે તથા અંતે અપ્રસિદ્ધાવસ્થાના તિમિરમાંથી બહાર નીકળી અતિ ઉજ્જવળ પ્રકાશ ફેલાવે છે. તેઓ મહારાજાઓના સાથી બને છે, મહાન પ્રજાના નેતા અને શિક્ષક બને છે તથા લોકોના વિચારની ઉપર એક પ્રકારની માનસિક સત્તા ભોગવતા થાય છે.

ચૅન્સિ જેરોમ દશ વર્ષની વયનો થયો ત્યાં સુધી દરવર્ષે ફક્ત ત્રણ માસ સુધીજ તાલુકાસ્કૂલમાં અભ્યાસ કરી શકતો હતો. ત્યાર પછી તેનો પિતા તેને પ્લીમથના લોઢાના કારખાનામાં ખીલા બનાવતાં શીખવવાને લઇ ગયો. બાળક ચૅન્સિને પૈસા તો ભાગ્યેજ નજરે ચડતા. તેણે એક વાર અર્ધી પેનીને માટે લાકડાંનો ભારો કાપી આપ્યો હતો અને ઘણી વાર રાત્રે ચંદ્રના પ્રકાશમાં તે પોતાના પાડોશીઓના લાકડાના ભારા પાંચ પેન્સ કરતાં પણ ઓછા દરે કાપી આપતો હતો. તે જ્યારે અગિયાર વર્ષનો થયો ત્યારે તેનો પિતા મરણ પામ્યો અને તેની માતાને, રડતી આંખે કપડાંની એક નાની પોટલી સાથે ખેતરમાં મજૂરી કરી નિર્વાહ ચલાવવાને તેને બહાર મોકલી દેવાની ફરજ પડી. તે છોકરાનો નવો શેઠ આખો દિવસ તેની પાસે ઝાડ કાપવાનું કામ કરાવતો. આ વખતે ઘણી વાર તેનાં સ્લીપરો ( કારણકે તે એકવીસ વર્ષનો થયો ત્યાં સુધી તેને મોટાં બૂટ પહેરવાને મળ્યાં ન હતાં ) બરફથી ભરાઇ જતાં. ચૌદ વર્ષની વયે સાત વર્ષની બંધણી કરી એક સુતારને ત્યાં ઉમેદવાર તરીકે તે રહ્યો. આ સુતાર તેને માત્ર અન્નવસ્ત્રજ પૂરાં પાડતો હતો. તેની આ ઉમેદવારી દરમિયાન કેટલીક વાર તેને પોતાની પીઠ પર ઓજારો મૂકીને ભિન્ન ભિન્ન સ્થળે લગભગ ત્રીસ ત્રીસ માઇલ સુધી જવું પડયું હતું. પોતાનો ધંધો શીખી રહ્યા પછી પણ ઘણી વાર પોતાનાં ઓજારોનો કોથળો

પીઠ પર લાદીને ત્રીસ માઈલ સુધી તે ગયો હતો. એક દિવસ તેણે કેટલાક લોકોને એવી વાત કરતાં સાંભળ્યા કે, પ્લિમથવાળા એલી ટેરીએ સામટાં બસો ઘડિયાળો બનાવવાનું કામ માથે લીધું છે. એક જણુ બોલ્યોઃ "આ ઘડિયાળો પૂરાં કરવાને તે જીવવાનોજ નથીને!" બીજાએ જણાવ્યું કે "જો તે જીવશે તો સંભવતઃ આટલાં બધાં ઘડિયાળો તે વેચી શકશે નહિ. આ વિચારજ હાસ્યાસ્પદ છે." ચૅાન્સિએ આ અફવા પર લાંબા વખત સુધી વિચાર કર્યો. કારણકે ઘણા વખતથી ઘડિયાળો બનાવવાનો ધંધો કરવાની તેની ઇચ્છા હતી. ત્યાર પછી તેણે ઘડિયાળ બનાવવાનો પ્રયત્ન કરવા માંડયો અને થોડા સમયમાં લાકડાનાં ઘડિયાળ બનાવતાં શીખ્યો. જ્યારે તેને પચાસ શિલિંગના દરે બાર ઘડિયાળ બનાવવાનો એક ઑર્ડર મળ્યો ત્યારે તો તેને એમજ લાગ્યું કે, હવે મારો દિવસ ફર્યો. એક દિવસ રાત્રે દૈવયોગે તેને એવો વિચાર આવ્યો કે, પિત્તળનાં પણ સસ્તાં ઘડિયાળો લાકડાનાં ઘડિયાળોની પેઠેજ બનાવી શકાય અને વળી તે કોઇ પણ ઋતુમાં સંકોચ, વિકાસ કે વક્રતાને આધીન થાય નહિ; તેના સંચા ફૂલી જાય નહિ કે વાંકા વળી જાય નહિ. આ વિચારને તેણે અમલમાં મૂકયો અને તે પિત્તળનાં ઘડિયાળોનો પહેલવહેલો મહાન શોધક બન્યો. તેણે રોજનાં છસોના હિસાબે લાખ્ખો ઘડિયાળો બનાવ્યાં અને તે સમસ્ત પૃથ્વીના બધા દેશોમાં વેચ્યાં.

જે. આર. ગ્રીન જ્યારે એક ભયંકર રોગથી પીડાતો હતો ત્યારે તેણે "અંગ્રેજ લોકોનો ઇતિહાસ" લખ્યો હતો. તેણે એને લગતી સામાગ્રીઓનો એક મહાન ભંડાર એકત્રિત કર્યો હતો અને લખવાની શરૂઆત કરી ત્યાં તો તે રોગના પંજામાં ફસાઇ પડયો. તેના વૈદ્યોએ જણાવ્યું કે "તમારો રોગ મટે એમ નથી." આથી તેણે અધિક ખંતથી કામ કરવા માંડયું. હવે તો તેને મૃત્યુના પંજા-માંથી વખતને ખૂંચવી લઇને કામ કરવાનું હતું. લખવામાં પાંચ માસ ગયા. તેના વૈદ્યો જણાવતા હતા કે એ ગ્રંથ પૂરો કરવાની તેની તીવ્ર ઇચ્છા અને અડગ નિશ્ચયથીજ એનું જીવન લંબાયું હતું. અંતે તે એટલો બધો અશક્ત બની ગયો હતો કે તે એકાદ પુસ્તક પણ ઉંચકી શકતો ન હતો. એક કલમ સરખી પણ પકડવાની એનામાં તાકાત રહી ન હતી. આથી તેણે મોઢેથી બોલીને એ ગ્રંથ લખાવવા માંડયો. કોઈ કોઈ વાર તો અત્યંત વેદનાની વચ્ચે તેના મુખમાંથી પ્રત્યેક શબ્દ બહાર પડતો હતો. તે છતાં પણ તેની

લાગણી એટલી બધી તીવ્ર હતી કે એ ગ્રંથનો મોટો ભાગ પાંચ પાંચ વાર ફરીથી લખાયો હતો. જ્યારે એ ગ્રંથ પૂરો થયો ત્યારે તેણે "ઇંગ્લાંડની જીત" એ નામનો ગ્રંથ શરૂ કર્યો. આ ગ્રંથ તેણે લખ્યો; તેનું પુનરાવલોકન કર્યું અને પછી તેથી અસંતુષ્ટ બની તે આખાય ગ્રંથને રદ કરી તેણે ફરીથી લખવાનો પ્રારંભ કર્યો. જ્યારે મૃત્યુના મુખમાં સપડાયો ત્યારે પણ તે બોલ્યો: "જેને હું સત્કાર્ય ગણું છું એવું કેટલુંક કામ હજી મારે કરવાનું છે; તે કરવાને માત્ર બીજું એક અઠવાડિયું મેળવવાને હું પ્રયત્ન કરીશ." એ પછી જ્યારે તે ખરેખર મરવા લાગ્યો ત્યારેજ માત્ર બોલ્યો કે "હવે હું કામ કરી શકતો નથી."

એક સંત જણાવે છે કે "**જે માણસે સંકટ સહન કર્યું નથી તે માણસ દુનિયામાં જાણે છેજ શું?**" શિલરે ભયંકર શારીરિક વેદનાની વચ્ચે પોતાના મહાનમાં મહાન્ કરુણરસપ્રધાન નાટકો લખ્યાં હતાં. હૅન્ડલને મોતની ખબર પડી ચૂકી હતી અને તે ભારે વેદના અને દુઃખથી તરફડતો હતો ત્યારે તેણે પોતાના સંગીતના મહાનમાં મહાન ગ્રંથો રચ્યા હતા. તેનું નામ એક સંગીતશાસ્ત્રી તરીકે અમર થઇ ગયું છે. મોઝાર્ટ જ્યારે કરજમાં ડૂબી ગયો હતો અને ભયંકર રોગની સામે બાથ ભીડતો હતો ત્યારે તેણે પોતાનાં મહાન સંગીત નાટકો લખ્યાં હતાં અને પોતાનું સૌથી છેલ્લું સંગીત નાટક "રિક્વાયેમ" પણ એ સમયેજ લખ્યું હતું. બીથોવન જ્યારે અત્યંત વેદનાથી પીડાતો હતો અને લગભગ તદ્દન બહેરો બની ગયો હતો ત્યારે તેણે પોતાના મહાનમાં મહાન્ ગ્રંથો લખ્યા હતા.

જે વિઘ્નોએ ઘણા માણસોને હરાવી મૂક્યા હતા તેમને જીતી લેવાને ડિમોસ્થિનિસે જેવું યુદ્ધ કર્યું હતું તેવું સખ્ત યુદ્ધ કદાચ બીજા કોઇએ કદી પણ કર્યું નહિ હશે. તેનો અવાજ એટલો બધો મંદ હતો. તે એટલો બધો અચકાતો અચકાતો બોલતો અને તેનો દમ એટલો બધો જલદી ભરાઇ આવતો કે આરામ લેવાને થોભ્યા સિવાય તે ભાગ્યેજ એક વાક્ય પણ પૂરૂં કરી શકતો. શ્રોતાવર્ગના ઉપહાસ, ઠઠ્ઠા અને તિરસ્કારથી તેના પ્રાથમિક પ્રયત્નો નિષ્ફળ ગયા હતા. તેનો પહેલવહેલો સફળ પ્રયત્ન તેના પાલકની વિરુદ્ધ બોલવાનો હતો. આ પાલકે તેની સાથે ઠગાઈ કરી તેના કેટલાક પૈસા હજમ કર્યા હતા; પરંતુ એણે તેની સામે ફરિયાદ માંડી તેનો કેટલોક ભાગ પાછો મેળવ્યો હતો. પોતાને

મળેલા પરાજયથી તે એટલો બધો નિરાશ બની ગયો કે તેણે વ્યાખ્યાન આપવાનો કદી પણ પ્રયત્ન ન કરવાનો નિશ્ચય કર્યો. છતાં તેનો એક શ્રોતા માનતો હતો કે, તેનામાં કંઈક સત્ત્વ છે, અને તેથી તેણે તેને પોતાની વકતૃત્વકલા કેળવવાને ઉત્તેજિત કર્યો. આથી એણે પુનઃ જાહેરમાં દેખાવ દીધો, પરંતુ આ સમયે પણ પહેલાંની માફકજ તેનો ઉપહાસ કરવામાં આવ્યો. તે અત્યંત હતાશ થઇ નીચી મૂંડી કરીને ચાલ્યો જતો હતો એવામાં તેને સૅટિરસ નામનો પ્રસિદ્ધ નટ મળ્યો. એણે તેને તેના માર્ગમાંની અડંચણુ દૂર કરવાને હજી પણ પ્રયત્ન કરવાને ઉત્તેજિત કર્યો. તેની જીભ એટલી બધી અચકાતી હતી કે તે કેટલાક અક્ષરોનો તો બિલકુલ ઉચ્ચારજ કરી શકતો ન હતો અને એક વાકય પૂરૂં કરે તે પૂર્વે તો તેને દમ ભરાઈ આવતો હતો. અંતે ગમે તે ભોગે પણ તેણે વકતા બનવાનો નિશ્ચય કર્યો. તે સમુદ્રતટ પર ગયો અને જીભને ખંચાતી અટકાવવાને તથા સાથે સાથે શ્રોતાવર્ગના તિરસ્કાર અને ઘોંઘાટ પ્રત્યે ટેવાઇ જવાને માટે મોઢામાં નાના નાના કાંકરા ભરીને મોજાંના ઘુઘવાટની વચ્ચે વ્યાખ્યાન આપવા લાગ્યો. તેણે સમુદ્રતટ પરની સીધા ઉંચાણુવાળી અને ચઢવામાં મુશ્કેલ એવી જગ્યાઓ પર દોડાદોડી કરતા રહી સાથે સાથે વ્યાખ્યાન આપતા રહી પોતાની હાંફી જવાની આદત પણ દૂર કરી હતી. વળી તેણે અરીસાની સન્મુખ ઉભા રહી લાંબા વખત સુધી દઢતાપૂર્વક અભ્યાસ કરીને પોતાના વિચિત્ર અભિનયો સુધાર્યા હતા.

કપાશિયા છૂટા પાડવાની કંટાળાભરેલી ક્રિયામાં જે ભારે ખર્ચ થતો હતો તેથી નિરાશ થઇને દક્ષિણુ વિભાગના ખેડુતો કપાસનું વાવેતર તદ્દન બંધ કરવાનો ગંભીરતાપૂર્વક વિચાર કરતા હતા. એક શેર કપાસ સાફ કરવા પાછળ એક ગુલામનો એક રોજ જતો હતો. એલિ વ્હિટની નામનો ન્યૂ ઇંગ્લાંડનો એક યુવક કે જે જ્યૉર્જીઆમાં શિક્ષકનું કામ કરતો હતો તેણે આ વસ્તુસ્થિતિ જોઈ કપાશિયા છૂટા પાડનારૂં એક યંત્ર શોધી કાઢવાનો નિશ્ચય કર્યો. તેણે એક ઘરમાં ગુપ્ત રીતે ઘણા માસપર્યંત કામ કર્યું અને એક સંપૂર્ણ તથા શીઘ્રતાથી કપાસ સાફ કરનારૂં યંત્ર તૈયાર કર્યું. લાંબા સમય સુધી કરેલો તેનો આ પરિશ્રમ સફળ થયો એટલામાં ચોરો તેના ઘરમાં ઘુસી ગયા અને તે યંત્ર ચોરી ગયા. તેણે પોતાનું યંત્ર પાછું મેળવ્યું, પરંતુ તે બનાવવાની કળા ચોરાઇ

ગયા અને એની સંમતિ વિનાજ લોકોએ બીજાં યંત્રો તૈયાર કર્યાં. તેણે ન્યાયની અદાલતમાં ફરિયાદ કરી પોતાના હક્કનું સંરક્ષણ કરવાનો પ્રયત્ન કર્યો તે નિષ્ફળ થયો. જ્યુરીએ તેની વિરુદ્ધમાં પોતાનો ચુકાદો આપ્યો. તેણે દક્ષિણ ભાગમાં એક મોટો ઉદ્યોગ શરૂ કર્યો હતો. અને તેની મિલ્કતમાં લાખો રૂપિયાનો વધારો કર્યો હતો. જે માણસોએ તેના 'પેટંટ'નો ભંગ કર્યો હતો તેમની સાથે ન્યાયાધીશો પણ તેની બુદ્ધિમત્તા અને ઉદ્યોગનું પારિતોષિક તેના હાથમાંથી ખૂંચવી લેવાને મથી રહ્યા હતા. અંતે તેણે કંટાળીને આ સઘળી માથાકૂટ છોડી દીધી અને તોપ, બંદુક વગેરે હથિયારોની બનાવટ સુધારવા તરફ પોતાનું લક્ષ દોર્યું. આ કાર્યમાં તેને એટલી બધી ફતેહ મળી કે તેણે પુષ્કળ દ્રવ્ય પેદા કર્યું.

રૅાબર્ટ કોલિયર સત્તાવીસ વર્ષની વયે અમેરિકામાં આવ્યો; નવ વર્ષ પર્યંત તેણે પેન્સિલ્વેનિયામાં લુહાર તરીકે કામ કર્યું અને ત્યાર પછી ઉપદેશક બનીને આખા દેશમાં પ્રસિદ્ધ થયો.

એક સૂક્ષ્મ દૃષ્ટિનો અવલોકન કરનાર, ચીના લોકોના સંબંધમાં જણાવે છે કે "તેઓ અપરિચિત ભૂમિમાં પગ મૂકે છે કે તરતજ કામ કરવા મંડી જાય છે. તેઓ ગમે તેવું હલકું કિંવા ગમે તેવું કષ્ટદાયક કામ કરતાં કદી પણ પાછા હઠતા નથી. તેઓ પૈસા પેદા કરવા આવે છે અને અવશ્ય તેઓ પેદા કરે છે. વળી કરકસરને લીધે તેમને બહુ ચીજોની જરૂર પડતી નથી. તેઓ ખાવાપીવામાં ભાગ્યેજ પૈસા ખર્ચે છે અને જેટલું કમાય તેટલું સંગ્રહી રાખે છે. તેઓ નાનામાં નાના પાયા પર વ્યાપાર શરૂ કરી શકે છે અને પોતાના સંગ્રહમાં સતત ઉમેરો કર્યે જાય છે. આ પ્રમાણે ચીના લોકો ધૈર્યપૂર્વક પરિશ્રમ કર્યે જાય છે અને તેથી તેઓ શ્રીમંત બને છે. થોડાં વર્ષ વીત્યા પછી તેઓ વખારોના માલિક બને છે; ઇજારાઓ રાખે છે; પરદેશી માલ ખરીદે છે અને પોતાની માફક ભાગ્યોદય કરવાની ધારણાથી તરતજ આવેલા પોતાના સ્વદેશબાંધવોને નોકરીમાં રાખી લે છે. મતની બાબતમાં તેઓ કદી ચોક્કસ હોતા નથી. તેઓ રાજદ્વારી બાબતોમાં કદી માથું મારતા નથી. પોતાના ધારવા પ્રમાણે જો પોતાની ઉન્નતિ થવાનો કંઇ પણ સંભવ હોય તો તેઓ ગમે તે મત પણ ધારણ કરશે અને ગમે તેના અનુયાયી બનશે. તેઓ સ્પૅનિયાર્ડ લોકોની વચ્ચે એકદમ ઉન્નત દશાને પ્રાપ્ત થાય છે. કારણ કે સ્પૅનિયાર્ડો જ્યારે નિદ્રા લે છે ત્યારે તેઓ કામ કરે છે. ડચ લોકોના કરતાં પણ તેઓ ઘણા ચપળ હોય

છે અને બીડી પીતાં પીતાંમાંજ માલની ખરીદી કરી લે છે. અંગ્રેજોની હરિફાઇ વચ્ચે તેમને અધિક પરિશ્રમ કરવો પડે છે; પણ તેઓ તેમના કરતાં વિશેષ ઉદ્યોગી હોય છે તેથી તેઓ સફળતા અવશ્ય પ્રાપ્ત કરે છે. આબોહવાની પણ તેમના પર કાંઇજ અસર થતી નથી. આબોહવા જ્યાં સુધી તેમને મારી નાખે નહિ ત્યાં સુધી તે હાથોને કામ કરતા અટકાવી શકતા નથી અને સંયોગવશાત્ તે મરણ પામે ત્યારે પણ પૈસાને માટે છેવટ સુધી યુદ્ધ કરતા સશસ્ત્રજ મરણ પામે છે. તેઓ ગમે તે જાતના હોય; ગમે તે સ્થિતિમાં હોય અને સ્વદેશમાં હોય કે વિદેશમાં હોય તો પણ તેઓ ઉદ્યોગી, મિતાહારી અને શાંત હોય છે. તેઓ બોલેલું વચન પાળે છે; પોતાનું દેણું ભરે છે અને ઉદારતાભર્યાં ઉમદા કામો કરી શકે છે. ચીના લોકોની નિંદા કરવાનો અને પરદેશી લોકોના સંસર્ગથી જેમની નીતિરીતિ સુધરી નથી એવા થોડાએક બંદરમાં વસતા હરામખોરો ઉપરથી આખી પ્રજા વિષે અભિપ્રાય બાંધી દેવાનો જે સાધારણ રિવાજ પડી ગયો છે તે ઠીક નથી."

કોલંબસને મૂર્ખ ગણીને અનેક દરબારોમાંથી હડધૂત કરવામાં આવ્યો; છતાં પણ તેણે શંકાશીલ અને ઉપહાસ કરતી દુનિયાની સામે પોતાનો મત ચાલુજ રાખ્યો હતો. અનેક રાજાઓએ અને રાણીઓએ તેનો તિરસ્કાર કર્યો; પરંતુ તેના હૃદયમાં જે ઉદ્દેશ અંકિત થઇ બેઠો હતો તેમાંથી તે રજમાત્ર પણ ખસ્યો ન હતો. "નવી દુનિયા" આ શબ્દો તેના હૃદય પર અંકિત થયા હતા અને તેને માટે કીર્તિ, ભોગવિલાસ, સુખ, દરજ્જો અને જરૂર પડે તો ખુદ જીવન સુદ્ધાં અર્પણ કરવાનો તેણે નિશ્ચય કર્યો હતો. ધમકીઓ, ઉપહાસ, અત્યાચાર, તોફાન, ગાબડાંવાળાં વહાણો અને ખલાસીઓનું બંડ–એ સઘળાં તેના દૃઢ ઉદ્દેશને ડગાવી શક્યાં ન હતાં.

એકનિશ્ચયવાન મનુષ્યને સફળતા પ્રાપ્ત કરતાં તમે અટકાવી શકશો નહિ. તેને ગોથાં ખવરાવવાને માટે તેના માર્ગમાં વિઘ્નો નાખશો તો એ વિઘ્નોને તે પોતાનાં પગથીઆં બનાવશે અને એના દ્વારા ઉંચે ચઢીને મહત્તા પ્રાપ્ત કરશે. તેના પૈસા લઇ લેશો તો તે પોતાની ગરીબાઇને પોતાને આગળ ધસાવનારી એડ બનાવશે. જો તેને અશક્ત બનાવી દેશો તો તે " વેવર્લિ નૉવેલ્સ " લખશે. તેને કારગૃહમાં બંધ કરશો તો તે અમર " પિલ્ગ્રિમ્સ પ્રૉગ્રેસ " કે "ગીતારહસ્ય" રચશે; અને અમેરિકાના જંગલમાં લાકડાના ઝુંપડામાં મૂકશો તો તે થોડાંજ વર્ષમાં તમને પાટનગરમાં એક

મહાન પ્રજાનું પ્રમુખપદને પામેલો જણાશે.

યુવકોના મગજમાં આ વાત ઠસાવવાની ઘણીજ જરૂર છે કે, જગતમાં જે જે મહાન ઉદાત્ત કાર્યો તથા સત્કાર્યો થયાં છે તે નિરંતર સેવાયલા કઠિન પરિશ્રમ અને સતત ઉદ્યોગનુંજ પરિણામ છે.

જ્યારે રસાયનશાસ્ત્રી લેવોઇસિયરે એવી માગણી કરી કે, "કારાગૃહમાં હું જે પ્રયોગો કરતો હતો તેનું પરિણામ નિશ્ચિત કરવાને મારી ફાંસી થોડા દિવસ મુલતવી રાખો તો ઠીક" ત્યારે સત્તાવાળાઓએ તેની માગણીનો અસ્વીકાર કર્યો અને કહ્યું કે, આ પ્રજાસત્તાક રાજ્યને તત્ત્વજ્ઞાનીઓની કાંઇ પણ આવશ્યકતા નથી. "અમારે તત્ત્વજ્ઞાનીઓ નહિ જોઇએ" એવી બૂમો પાડતા લોકોએ ડૉ. પ્રીસ્ટલીનું ઘર બાળી મૂકયું હતું અને તેનાં રસાયનશાસ્ત્ર સંબંધી પુસ્તકોનો ભંડાર નાબૂદ કર્યો હતો તથા તે બિચારાને દેશ છોડીને નાસી જવાની ફરજ પડી હતી. આકાશનો પડદો ખુલ્લો કરવા માટે બ્રુનોનને રોમમાં બાળી મૂકવામાં આવ્યો હતો અને વર્સેલિયસને માનવશરીર પર વાઢકાપ કરવાને માટે શિક્ષા કરવામાં આવી હતી. આમ છતાં તે સર્વનાં નામ ચિરસ્મરણીય થઈ ગયાં છે. કોલુંબસ, બુડામાં બે વર્ષપર્યંત કારાગૃહમાં રહ્યો હતો. તે જરા પણ હિંમત હાર્યા વિના પોતાના કામમાં મંડયો રહેતો. જૉન હંટરે કહ્યું છે કે, જે થોડાં કાર્યો કરવાને હું શક્તિમાન થયો છું તે મહાન મુશ્કેલીઓની વચ્ચે થયાં છે અને તેમાં અત્યંત વિરોધ સહન કર્યો છે.

રૉજર બેકન કે જે જગતમાં થઇ ગયેલા ગંભીરમાં ગંભીર તત્ત્વચિંતકો પૈકી એક હતો તેના પર પ્રાકૃતિક વિજ્ઞાનનો અભ્યાસ કરવા માટે ભયંકર અત્યાચાર કરવામાં આવ્યો હતો; અને તે છતાં પણ તેણે ખંતપૂર્વક પોતાનો ઉદ્યોગ ચાલુ રાખી સફળતા પ્રાપ્ત કરી હતી. તેના પર જાદુ શીખવાનો આરોપ મૂકવામાં આવ્યો; તેનાં પુસ્તકો જાહેરમાં બાળી મૂકવામાં આવ્યાં અને તેને દશ વર્ષપર્યંત કેદ રાખવામાં આવ્યો હતો. જ્યૉર્જ વૉશિંગ્ટન પર પણ લોકોએ મહોલ્લાઓમાં હુમલો કર્યો હતો. કારણ કે મહાશય જેએ ગ્રેટબ્રિટનની સાથે જે સંધિ ગોઠવી હતી તેને રદ કરવાના લોકોના પોકારને તે તાબે થતો ન હતો. લોકોના આક્રમણ છતાં પણ તે દૃઢ રહ્યો અને અંતે લોકોએ તેનો મત સ્વીકાર્યો. ડયૂક ઑફ વેલિંગ્ટન પર લોકોએ લંડનના રસ્તાઓમાં આક્રમણ કર્યું હતું અને તેની પત્ની ઘરમાં મૃત દશામાં પડેલી હોવા છતાં તેના ઘરની બારીઓ ભાંગી

નાખી હતી; પરંતુ તે પોતાના નિશ્ચયથી જરા પણ ડગ્યો નહિ કિંવા પોતાના ઉદ્દેશથી લેશમાત્ર પણ ખસ્યો નહિ.

વિલિયમ ફિપ્સે પોતાની તરુણાવસ્થામાં બોસ્ટનના મહોલ્લામાં કેટલાક ખલાસીઓને એવી વાત કરતાં સાંભળ્યા કે બહામા દ્વીપની આગળ સ્પેનનું એક વહાણુ ડૂબી ગયું છે. તે વહાણુમાં પુષ્કળ દ્રવ્ય હતું. તરુણ ફિપ્સે આ વહાણુ શોધી કાઢવાનો નિશ્ચય કર્યો. તે એકદમ બહાર પડયો અને ઘણાં સંકટો સહન કર્યાં. અંતે તેણે એ ગુમ થયેલો ભંડાર શોધી કાઢયો. ત્યાર પછી તેણે એવી વાત સાંભળી કે, ઘણાં વર્ષ પૂર્વે પૉર્ટ ડિપ્લાટા આગળ એક વહાણુ ડૂબી ગયું હતું. તે ઇગ્લાંડ જવા નીકળ્યો અને તેણે બીજા ચાર્લ્સને મદદ માટે પ્રાર્થના કરી. તે મહારાજાએ તેને રોઝ ઑલ્જિયર્સ નામનું વહાણુ આપ્યું. ઘણા લાંબા વખત સુધી તેણે એ ડૂબી ગયેલા વહાણુ સંબંધે તપાસ કરી પણ સફળતા મળી નહિ. તેને પોતાના વહાણુની મરામત કરાવવા માટે ઈગ્લાંડ જવું પડયું. આ સમયે બીજો જેમ્સ સિંહાસન પર હતો અને તેને પાછા ફરવાને માટે નાણું ઉભું કરતાં ચાર વર્ષ લાગ્યાં. તેના ખલાસીઓએ બંડ કર્યું અને તેને વહાણુ પરથી ફેંકી દેવાની ધમકી આપી; પરંતુ તેણે વહાણુ પરની તોપોનાં મુખ તેમની તરફ ફેરવી દીધાં. એક દિવસ એક ઇંડિયન, સમુદ્રમાં ડૂબકી મારીને એક વિચિત્ર પ્રકારના છોડની તપાસ કરવા લાગ્યો; એવામાં સમુદ્રને તળિયે કેટલીક તોપો પડેલી તેના જોવામાં આવી. તે જે વહાણુની શોધ કરતો હતો અને જે પચાસ વર્ષ પૂર્વે ડૂબી ગયું હતું તેજ વહાણુની આ તોપો હતી એમ સિદ્ધ થયું. માત્ર લોકશ્રુતિ–દંતકથાઓ સિવાય આ તપાસ કરવામાં તેને કોઈ પણ પ્રકારનો આધાર ન હતો; પરંતુ પરિણામે એ કામમાંથી તે ત્રણ લાખ પૌંડ લઇને ઇગ્લાંડ તરફ પાછો ફર્યો. મહારાજાએ તેને ન્યૂ ઈંગ્લાંડનો વડો શેરીફ બનાવ્યો અને ત્યારપછી તે મૅસેચુસેટસ બે કૉલોનીનો સુબો નિમાયો.

બેન જૉન્સન જ્યારે કડિયાનું કામ કરતો હતો ત્યારે તેણે પોતાના હાથમાં થાપી અને ગજવામાં પુસ્તક રાખીને લંડનના લિંકન્સ ઇન નામના મકાન પર કામ કર્યું હતું. જૉસફ હંટર તરુણાવસ્થામાં સુતારનું કામ કરતો હતો. રૉબર્ટ બર્ન્સ હળ હાંકવાનું કામ કરતો હતો. કીટસ ગાંધીવટું કરતો હતો અને હ્યુ મિલર કડિયાનું કામ કરતો હતો. ડાંટે અને ડેસ્કાર્ટસ સૈનિક હતા. ઍન્ડ્રૂ જૉન્સન દરજીનું કામ કરતો હતો. કાર્ડિનલ વૂલ્ઝી, ડેફો અને કર્ક

વ્હાઈટ્, એ ખાટકીના છોકરા હતા. ફેરાડે લુહારનો છોકરો હતો અને તેનો શિક્ષક હંફ્રી ડેવી એક ગાંધીને ત્યાં ઉમેદવારી કરતો હતો. કેપ્લર એક જર્મન હૉટલમાં 'વેઈટર' હતો; બનિયન કંસારો હતો અને કૉપરનિકસ પોલેંડના એક ભઠિયારાનો છોકરો હતો. હર્શલ પોતાની બાલ્યાવસ્થામાં સરણાઈ વગાડીને નિર્વાહ કરતો હતો. માર્શલ ને, કે જેને "વીરોમાં વીરતમ"ની ઉપાધિ પ્રાપ્ત થઇ હતી તે નિકૃષ્ટ પંક્તિના લોકોમાંથીજ ઉત્પન્ન થયો હતો. વળી તેને તેના મહાન ઉદ્યોગીપણાને લીધે "અપરિશ્રમેય"(કદી ન થાકે તેવો)ની ઉપાધિ પણ આપવામાં આવી હતી. સુલ્ટે ચૌદ વર્ષપર્યંત નોકરી કરી ત્યાર પછી તેને સુબેદારની પદવી મળી હતી. જ્યારે તે ફ્રાન્સના વિદેશ ખાતાના મંત્રીતરીકે નિયુક્ત થયો ત્યારે તે ભૂગોળવિદ્યાનું પણ ઘણુંજ થોડું જ્ઞાન ધરાવતો હતો. રિચર્ડ કૉબ્ડન લંડનની એક વખારમાં નોકર હતો. પાર્લામેન્ટમાં ભાષણ આપવાનો તેનો પ્રથમ પ્રયત્ન તદ્દન નિષ્ફળ થયો હતો; પરંતુ પરાજયથી તે ગભરાયો નહિ અને અલ્પ સમયમાં તે એ વખતના મહાનમાં મહાન વક્તાઓની કોટિનો ગણાયો. યુનાઇટેડ સ્ટેટ્સના પ્રજાસત્તાક રાજ્યની પ્રથમ શતાબ્દિ દરમિયાન સાત મોચીઓ કૉંગ્રેસમાં વિરાજમાન થયા હતા.

પ્રતિકૂળ સંયોગોમાં વિજય પ્રાપ્ત કરવા માટે કરેલું સતત યુદ્ધ એ સમસ્ત મહાન કાર્યોની કિંમત છે.

જે માણસે પોતાની જાતે યુદ્ધ કરીને પોતાનો નિર્વાહ કર્યો નથી અને જે કેસરિયાંના પ્રહાર પોતાના અંગ પર ધરાવતો નથી તે માણસ સફળતાનું ઉંચામાં ઉંચું રહસ્ય જાણતો નથી.

જે માણસોએ આ રીતે યુદ્ધ કરીને ઉન્નત થઇ સફળતા મેળવી છે તેઓ માત્ર પૈસાનેજ પોતાનું એકલું અથવા મુખ્ય પારિતોષિક ગણતા નથી. વર્ષોની મહેનત, વિરોધ, ઉપહાસ અને વારંવાર પ્રાપ્ત થયેલી નિષ્ફળતા પછી સાઇરસ ડબ્લ્યુ. ફીલ્ડે જ્યારે સમુદ્રમાં સંદેશા લઈ જનારા તારયંત્ર પર પોતાનો હાથ મૂક્યો ત્યારે શું તમે એમ ધારો છો કે, વિદ્યુત્પ્રવાહ તેની આંગળીના ટેરવા કરતાં આગળ ગયોજ નહોતો ? જ્યારે ટૉમસ એ. એડિસને મેન્લો પાર્કમાં જણાવ્યું કે, હવે અંતે વિદ્યુત્પ્રકાશ વાણિજ્યની દૃષ્ટિથી જોતાં પણ લાભદાયી થઇ પડયો છે ત્યારે શું તમે એમ ધારો છો કે, તે પ્રકાશમય કિરણો તેના આત્માના ઉંડામાં ઉંડા ભાગોને પ્રકાશિત કરવાને નિષ્ફળ નીવડયાં હતાં ? એડવર્ડ એવરેટ જણાવે છે કે "મનુષ્યના જીવનમાં કેટલાક પ્રસંગો એવા આવે છે કે, જ્યારે મહાબુદ્ધિવાન પુરુષો વર્ષોના

સુખાસ્વાદ માત્ર એક પળમાંજ લઈ લે છે. ગૅલીલિયોએ જ્યારે પહેલવહેલાં પોતાનું તરતનું બનાવેલું દૂરબીન આકાશ તરફ ઉઠાવીને કૉપર્નિકસની ભવિષ્યવાણી ખરી પડેલી જોઈ અને બીજના ચંદ્રસમા શુક્રના ગ્રહનું અવલોકન કર્યું ત્યારે તેના મનમાં કેવી લાગણી ઉત્પન્ન થઇ હશે તેની હું કલ્પના કરી શકું છું. મેન્ટ્ઝ અને સ્ટ્રૅસબર્ગના અમર મુદ્રકોએ જ્યારે બાઇબલની પ્રથમ પ્રત–તેમની દિવ્ય કલાની કૃતિ–પોતાના હાથમાં લીધી; કોલમ્બસે જ્યારે ૧૪૯૨ના ઑક્ટોબરની ૧૨ મી તારીખે પ્રાતઃકાળના ઝઝકળામાં સૅન સૅલ્વાડૉરનો કિનારો જોયો; ન્યૂટનને જ્યારે ગુરુત્વાકર્ષણનો નિયમ પહેલવહેલો જણાયો; ફ્રૅંકલિનને જ્યારે પતંગની દોરી વડે આકાશની વીજળી પોતાના કાબુમાં આવેલી જણાઇ; અને લેવેરિયરને જ્યારે બર્લિનથી એવી ખબર મળી કે, જે ગ્રહના સંબંધમાં ભવિષ્યવાણી ભાખવામાં આવી હતી તે ગ્રહ જડયો છે; ત્યારે તેમને જેવો આનંદ થયો હતો તેવોજ આનંદ ગૅલીલિયોને ઉપલા પ્રસંગે થયો હતો."

બલ્વરની નવલકથામાં ઝેનૉનિ, વાયોલાને કહે છે કે "તમારા પડોશીના ઉદ્યાનમાં આવેલા પેલા વૃક્ષને તપાસો. સંકોચાઇને વાંકુચુંકુ થવા છતાં પણ તે કેવું વિકાસ પામે છે તે જુઓ. કોઈક વેળા પવનની લહરિમાં બીજ તણાઇ આવ્યું અને ખડકમાં પડીને ઉગ્યું. પથ્થર અને ઇમારત, પ્રકૃતિ અને માણસે તેને દબાવી દેવામાં કાંઇ કસર રાખી નથી; પરંતુ પ્રકાશ પ્રાપ્ત કરવાને તેણે પોતાનો પ્રયત્ન જારીજ રાખ્યો છે. તે કેટલું સંકોચાઈ ગયું છે અને વાંકુચુંકુ થઈ ગયું છે ! વિઘ્ન આવતાં શાખા દ્વારા કામ અને પરિશ્રમ કરી અંતે તેણે નિર્મળ આકાશ તરફ કેટલી પ્રગતિ કરી છે તે જુઓ ! જન્મ અને સંયોગોની પ્રત્યેક પ્રતિકૂળતાની વચ્ચે કયી વસ્તુએ તેને નિભાવી રાખ્યું છે ? તમારી પાછળનો દ્રાક્ષનો વેલો કે જેની સઘળી શાખાઓ ઉપર ખુલ્લો તડકો પડયા કરે છે છતાં તેનાં પાંદડાં જેવાં ને તેવાં લીલાં અને સુંદર શી રીતે રહ્યાં છે ? મારા બાલક! જે હેતુએ તેને પરિશ્રમ કરવાને ઉત્તેજિત કર્યું તેજ એનું કારણ છે. પ્રકાશ પ્રાપ્ત કરવાના હેતુથી કરેલા પરિશ્રમેજ અંતે તેને પ્રકાશ પ્રાપ્ત કરાવી આપ્યો છે. આજ પ્રકારે બહાદુર આત્મા પ્રત્યેક પ્રતિકૂળતાની વચ્ચે થઇને સૂર્યની તરફ વળે છે અને સ્વર્ગપ્રાપ્તિને માટે પ્રયાસ કરે છે; આથીજ બળવાન મનુષ્યને જ્ઞાન અને દુર્બળ મનુષ્યને સુખ પ્રાપ્ત થાય છે."

"સમુદ્ર જ્યારે શાન્ત હોય છે ત્યારે તો સાધારણમાં સાધારણ માણસ પણ વહાણ હંકારી શકે છે; પરંતુ જે માણસ તેને અંકુશમાં રાખીને તેના બંદર પર લઈ જવા માગતો હોય તેણે ભરતી અને પ્રવાહો જાણવા જોઇએ. વળી સઢો કેમ ચઢાવવા; હવા જ્યારે શાંત હોય ત્યારે કેમ વર્તવું અને તોફાની હોય ત્યારે કેમ વર્તવું; વહાણ જ્યારે ઉછાળા મારે ત્યારે શું કરવું અને નમી જાય ત્યારે શું કરવું; ખડકો અને ટેકરાઓ ક્યાં ક્યાં આવે છે; જુદી જુદી જાતના પવનનું બલાબલ અને પ્રકૃતિ કેવી હોય છે; તોફાનો અને વાવાઝોડાંની શક્તિ કેટલી હોય છે; વહાણ ઉછાળા ક્યારે મારે છે તથા બેસી ક્યારે જાય છે; આ સર્વ તેણે જાણવું જોઈએ. અને ત્યારપછીજ તેણે એક નૌકાપતિના નામ અને કામને છાજે એવી રીતે વહાણ હંકારવું જોઇએ."





# પ્રકરણ ૫ મું–વિઘ્નોના ઉપયોગો

" પ્રકૃતિ જ્યારે મુશ્કેલીઓ વધારે છે ત્યારે બુદ્ધિબળને પણ વધારે છે. "

—ઈમર્સન

" ઘણા માણસોની મહત્તાનું કારણ તેમની પ્રચંડ મુશ્કેલીઓ હોય છે. "

—સ્પર્જિયન

" જેમ પુષ્પોને કચરી નાખવાથી તેમાંથી વિશેષ સુગંધ નીકળે છે તેમ વિઘ્નથી અધિકાધિક કલ્યાણ થાય છે. "

—રૉજર્સ

" ચંદનનાં વૃક્ષો જ્યારે ઉગે છે ત્યારે તે પોતાની આસપાસ સુગંધ ફેલાવતાં નથી; પરંતુ જ્યારે તેમને છુંદી–કાપી નાખવામાં આવે છે ત્યારેજ તે ચોતરફ પોતાનો સુવાસ પ્રસારે છે. "

—ગોલ્ડસ્મિથ

" જેવી રીતે રાત્રિ તારાઓને પ્રકાશ અર્પણ કરે છે, તેવી રીતે સંકટ માણસને પ્રકાશ આપે છે. "

—યંગ

" ટકાની ગરજ સારનારા વિરોધ સિવાય સંભવતઃ કદી પણ સફળતા પ્રાપ્ત થતી નથી. શક્તિ હમેશાં આક્રમણકારી હોય છે અને હમેશાં તેજ કાંઈક પ્રાપ્ત કરે છે. "

—હોમ્સ

" મનુષ્યને આંતરિક અને બાહ્ય વિઘ્નો જેમ અધિક સહન કરવાં પડે છે, તેમ તેનું જીવન અધિક મહત્ત્વનું અને વિશેષ પ્રોત્સાહક બને છે. "

હૉરેસ બુશનેલ

" જે બુદ્ધિપ્રભા સુખમય સંયોગોમાં ગુપ્ત રહેલી હોય છે તે સંકટના સમયમાં ઝળકી ઉઠે છે. "

—હૉરેસ

" સુવર્ણની કસોટી અગ્નિમાં થાય છે અને માણસની કસોટી સંકટના સમયમાં થાય છે. "

—સિરાચ

" જો કે હાનિઓ અને સંકટો એ અત્યંત કઠિન પાઠો છે; પણ તેમાંથી જે બોધ મળે છે તે બીજે ક્યાંય પણ મળતો નથી. "

—બર્ન્સ

" સંપત્તિ મગજને પુષ્ટિ આપે છે અને વિપત્તિ તેને મજબૂત કરે છે. "

—હૅઝલિટ

" મહાપુરુષોની ઉન્નતિનું કારણ વિપત્તિ છે. "

" કોઈ પણ માણસે શ્મશાનવત્ શાંતિમાં પોતાની ઉન્નતિ કરી નથી. "

—જૉન નિલ

" પતંગો પવનની સામે થઈનેજ ઉંચે જાય છે, તેની સાથે જતા નથી. "

હેરિયેટ માર્ટિનો પોતાના પિતાને વ્યાપારમાં મળેલી નિષ્ફળતાના સંબંધમાં બોલતાં જણાવે છે કે "ત્યાર પછી ઘણી વાર અમે કહ્યું છે કે, જો અમને પૈસાની ખોટ ગઈ ન હોત તો અમે ગામડામાં વસતી થોડીક પુંજી ધરાવનાર સ્ત્રીઓ જેવુંજ અમારૂં જીવન ગાળ્યું હોત—શીવણ-સાંધણ કરી કરકસરથી જીવન નિભાવીને પ્રતિવર્ષે અધિકાધિક સંકુચિત વિચારનાં અમે બની ગયાં હોત. પણ અમે સખ્ત પરિશ્રમ કર્યો; ઉપયોગી જીવન ગાળ્યું; મિત્રો મેળવ્યા; કીર્તિ અને સ્વતંત્રતા સંપાદન કરી; દેશ-પરદેશમાં દુનિયાનો પુષ્કળ અનુભવ મેળવ્યો; સંક્ષેપમાં બોજાની પેઠે જીવન ગાળવાને બદલે અમે સાચું જીવન ગાળ્યું છે."

જ્યૉર્જ મૅકડોનલ્ડે મિલ્ટનના સંબંધમાં બોલતાં જણાવ્યું હતું કે "હું ખાત્રીપૂર્વક માનું છું કે, ઈશ્વરને તે માણસ પાસેથી એક મહાન કાવ્ય લેવું હતું; અને તેથી તે લખી શકે એટલા માટે તેણે એને અંધ બનાવ્યો."

જગતના ત્રણ મહાનમાં મહાન વીરરસપ્રધાન કવિઓ પૈકી બે હોમર અને મિલ્ટન અંધ હતા; જ્યારે ત્રીજો ડાંટે પોતાના જીવનના પાછળના ભાગમાં-તદ્દન નહિ તો લગભગ-અંધ બની ગયો હતો. પ્રાયઃ એમજ જણાય છે કે, કેટલાક મહાપુરુષો તેમની શક્તિને અનેક બાબતો પાછળ વહેંચી નાખે નહિ પરંતુ તેને એકજ કાર્ય પાછળ એકાગ્ર કરે એટલા માટેજ તેમનાં કેટલાંક અંગો ઈશ્વરે ખંડિત કરી નાખ્યાં હતાં.

ડેપ્યુટીઓની ચેમ્બરમાં થાયર્સે વ્યાખ્યાન આપવાનો પ્રથમ પ્રયત્ન કર્યો, ત્યારે તેને સંપૂર્ણ નિષ્ફળતા મળી. આ સમયે તે બોલ્યો કે "મને નિષ્ફળતા મળી છે પણ તેથી હું નિરાશ થયો નથી. મેં હજી શસ્ત્ર મૂકી દીધાં નથી. રણક્ષેત્રની પેઠે રાજસભામાં પણ વિજયના જેટલોજ પરાજય ઉપયોગી છે."

એક સુપ્રસિદ્ધ વૈજ્ઞાનિક જણાવે છે કે "કદી પણ ઓળંગી નહિ શકાય એવું લાગતું વિઘ્ન જ્યારે મારી સામે આવીને ઉભું રહે છે ત્યારે હું કોઈ શોધની અણી પરજ હોઉં છું, એમ મને હમેશાં જણાયું છે."

"આભાર સહિત પાછું મોકલવામાં આવે છે" આવા શેરાઓ સહિત પાછાં વળતાં પુસ્તકોએ ઘણા માણસોને ગ્રંથકાર બનાવ્યા છે. નિષ્ફળતા ઘણી વાર મનુષ્યની ગુપ્ત શક્તિને સતેજ કરી, તેની મહત્ત્વાકાંક્ષાને ઉત્તેજિત કરી, તેની નિદ્રિત શક્તિઓને જાગ્રત કરીને

સફળતાની સમીપ લઇ જાય છે. જેવી રીતે કાલુ માછલી, તેને સંતાપ આપનારી રેતીને મોતીના રૂપમાં ફેરવી નાખે છે તેવી રીતે સત્વશાલી મનુષ્યો નિષ્ફળતાને, મદદ આપનારા સાધનના રૂપમાં ફેરવી નાખે છે.

"પવનનું તોફાન હંસના સંબંધમાં જેવું કામ કરે છે-અર્થાત્ તે તેને ઉંચે લઇ જાય છે-તેવું કામ વિરોધી ટીકા તમારા સંબંધમાં કરે-તમને ઉંચે લઇ જાય-તેમ કરો."

જો પતંગના નીચલા ભાગમાં દોરી ન હોય તો તે ઉંચે ચઢેજ નહિ. જીવનના સંબંધમાં પણ વસ્તુસ્થિતિ એવીજ છે. જે માણુસને ૭ સાત ભારે જવાબદારીભરેલાં કાર્યોની દોરી લાગેલી હોય છે, તે જેટલો ઉન્નત અને દૃઢ થાય છે તેટલો જવાબદારી વિનાનો માણુસ થતો નથી. તેને દૃઢ રાખનારી કોઇ આધારભૂત વસ્તુ નહિ હોવાથી તે હમેશાં ચંચલ વૃત્તિનો રહે છે; માટે જો તમે જગતમાં ઉન્નત થવા માગતા હો તો કોઇ પણ બંધનમાં પડો.

મહાન અંગ્રેજ વકીલ પેમ્બર્ટન લી બાલ્યાવસ્થામાં પોતાને સહન કરવી પડેલી ગરીબાઇ તથા કરવા પડેલા સખ્ત પરિશ્રમના સંબંધમાં જણાવે છે કે "એ તો પાછળથી લણુવાના પાકને માટે સખ્ત તૈયારી હતી. આથી હું અવિશ્રાંત પરિશ્રમને વિજયનું અચૂક સાધન ગણુતાં અને આર્થિક સ્વતંત્રતાને સદ્‌ગુણ અને સુખના આવશ્યક સાધનતરીકે ગણુતાં શીખ્યો. ઋણુનું સંકટ દૂર કરવાને માટે ગમે તેવા ભોગો આપવાને આપણે તૈયાર રહેવું જોઇએ."

જ્યારે નેપોલિયનના સાથીઓ તેના હલકા કુળમાંથી થયેલા જન્મ અને તેની દરિદ્રતાને માટે તેનો ઉપહાસ કરવા લાગ્યા ત્યારે તે પુસ્તકોના અભ્યાસમાં સંપૂર્ણ નિમગ્ન થઇ ગયો અને થોડાજ સમયમાં, પાંડિત્યમાં તેમના કરતાં શ્રેષ્ઠતા મેળવીને તેમના આદરને પાત્ર થયો. અતિ અલ્પ સમયમાં તે વર્ગના સૌથી વિશેષ પ્રકાશમાન રત્નતરીકે એ ગણુાવા લાગ્યો.

એક મહાન ધારાશાસ્ત્રી જણાવે છે કે "જો એક તરુણ પુરુષે ઉત્તમ વકીલ થવું હોય તો તેણે એક ઋષિના જેવું જીવન ગાળવું જોઇએ અને એક ઘોડાની પેઠે કામ કરવું જોઇએ. અર્ધા ભૂખ્યા રહેવાથી એક તરુણ વકીલને જેટલો લાભ થાય છે, તેટલો લાભ બીજા કશાથી થતો નથી."

ઘણા માણુસોને વિઘ્નોની સામે બાથ ભીડવી પડેલી નહિ હોવાથી તથા તેમને, ગુપ્ત શક્તિઓને ગતિમાં મૂકે એવી મુશ્કેલીઓની વચ્ચે કામ કરવું પડેલું નહિ હોવાથી તેઓ કાંઇ પણ કાર્ય કરી

શકતા નથી. નૈસર્ગિક શક્તિ ધરાવનારા આવા સહસ્ત્રાવધિ માણુસો આજ કારણુથી જગતમાં નિષ્ફળ થયા છે. જે પ્રયાસથી આપણે આપણો ઉચિત ધંધો હસ્તગત કરી શકીએ, તે પ્રયાસ ગમે તેવો મુશ્કેલીભરેલો હોય તોપણ તે કરવામાં આપણે પાછા પડવું જોઇએ નહિ.

ગરીબાઈ અને અપ્રસિદ્ધાવસ્થા આપણી પ્રગતિમાં બાધ કરે છે; પરંતુ તે પાણીના પ્રવાહને અટકાવનારા બરફ અથવા કચરા સમાનજ છે. બરફ અથવા કચરો અલ્પ સમયને માટે પાણીના પ્રવાહને અટકાવે છે; પરંતુ તે એકઠું થઇ બળ સંચય કરે છે અને ત્યાર પછી જોશબંધ ધસારો કરીને તે અટકાવનારા પદાર્થોને બળપૂર્વક દરિયામાં તાણી જાય છે. ગરીબાઇ અને અપ્રસિદ્ધાવસ્થા એ ઉલ્લંઘી ન શકાય એવાં વિઘ્નો નથી; પરંતુ ઘણી વાર તો તે પ્રમાદી મનુષ્યોને પ્રોત્સાહન આપે છે તેમજ મન તથા શરીરને દૃઢ અને બળવાન બનાવે છે.

આ પણુ સત્ય છેજ કે, બીજાંકુરને પાષાણુ અને કઠિન ભૂમિમાં થઇને પોતાનો માર્ગ કાઢવો પડે છે; તેને પ્રકાશ અને હવા પ્રાપ્ત કરવા માટે સખ્ત પરિશ્રમ કરવો પડે છે; તેને તોફાનો અને વાવાઝોડાંઓ, ધુમ્મસ અને બરફની સામે થવું પડે છે; પરંતુ એ રીતેજ તે વિશેષ મજબૂત અને દૃઢ બને છે.

એક આધુનિક શિક્ષક પૂછે છે કે "શું તમે સંકટ વિનાનું જીવન પસંદ કરો છો? જો તમે એ પ્રકારનું જીવન પસંદ કરતા હો તો તમે અધુંજ જીવન ભોગવીને મરણુ પામવાની ઇચ્છા રાખો છો. સંકટ વિના તમારામાં કેટલું સામર્થ્ય છે તેની તમે કલ્પના સરખી પણુ કરી શકતા નથી. માણુસો કાંઇ મેજ ઉપર તરતાં શીખતા નથી. તેમણે ઉંડા પાણીમાં જવું જોઇએ અને મોજાંઓના પ્રહાર સહન કરવા જોઇએ. સંકટ એ પૌરુષ અને આત્મશ્રદ્ધાની જન્મભૂમિ છે. સંકટો એ સખ્ત શિક્ષકો હોય છે અને બળવાન શિક્ષકો પોતાના શિષ્યોને પણુ બળવાનજ બનાવે છે. જે માણુસ સુખચેનમાંજ પોતાનું જીવન વ્યતીત કરે છે અને દુઃખના શેરડા વિનાજ સ્મશાનમાં જાય છે તે પોતાનું અધુ જીવન નિષ્ફળ ગુમાવે છે. મુશ્કેલીઓ એ તો ઇશ્વરના સંદેશા છે અને જ્યારે તે આપણા પર મોકલવામાં આવે છે ત્યારે આપણે તેમને ઇશ્વરનો આપણા ઉપર વિશ્વાસ હોવાના પ્રમાણુ તરીકે ગણુવા જોઇએ. આપણે તેમના વડે સર્વોત્તમ લાભ મેળવવાનો પ્રયત્ન કરવો જોઇએ."

ટૅલીરૅન્ડ જણાવે છે કે "જો તમે ઉન્નતિ પ્રાપ્ત કરવાની

ઇચ્છા રાખતા હો તો શત્રુઓ ઉત્પન્ન કરો."

આપણા શત્રુઓ પર આપણે પ્રેમ રાખવો જોઇએ; એ એક ઉત્તમ બોધ છે. કારણકે ઘણી વાર તેઓ શત્રુના સ્વરૂપમાં આપણા મિત્રો હોય છે. મિત્રો જ્યારે આપણી મિથ્યા સ્તુતિ કરે છે ત્યારે તેઓ આપણને સત્ય વાત રોકડી પરખાવી દે છે. તેમની સખ્ત ટીકા અને ભીષણ ઠપકો ઘણી વાર દર્પણની ગરજ સારે છે અને તેથી આપણને આપણું સત્ય સ્વરૂપ દૃષ્ટિગોચર થાય છે. આ ક્રૂરતાભરેલા ડંખ અને ગોદા આપણને અધિક મહાન વિજય અને વિશેષ ઉદાત્ત પ્રયત્ન તરફ હડસેલે છે. મિત્રો આપણા દોષો પર ઢાંકપિછોડો કરે છે અને ક્વચિતજ આપણને ઠપકો આપે છે; પરંતુ શત્રુઓ જરા પણ દયા વગર આપણા સઘળા દોષોને પ્રકાશમાં ખેંચી લાવે છે. જેવી રીતે આપણે શસ્ત્રવૈદ્યની છરીથી ડરીએ છીએ; તેવી રીતે આ ઘટસ્ફોટ અને દોષપ્રદર્શનનો આપણને ભય લાગે છે; પરંતુ તેથી વાસ્તવમાં આપણું હિતજ થાય છે. આથી આપણે સાવધ થઇએ છીએ અને તિરસ્કાર તથા નિકૃષ્ટ દશામાંથી મુક્ત થવાનો નિશ્ચય કરીએ છીએ.

આપણે આપણા વિરોધીઓના વિજેતા થઇએ છીએ. આપણા વિરોધીઓએ સ્વયં આપણામાં તેમને જીતી લેવાની શક્તિનો વિકાસ કરેલો હોય છે. જો આપણા વિરોધીઓ ન હોય તો આપણે કદી પણ દૃઢ અને મજબૂત થતા નથી. એક વૃક્ષ હજારો વાવાઝોડાં સહન કરીનેજ મજબૂત થયેલું હોય છે તેની પેઠે આપણાં સંકટો, આપણી શોકમય સ્થિતિ અને આપણી વિપત્તિજ આપણને દૃઢ બનાવે છે.

જે માણસે મુશ્કેલીઓને જીતી લીધેલી હોય છે તે પોતાનાં મુખારવિંદ પર વિજયનાં ચિહ્નો ધરાવે છે, તેની પ્રત્યેક હિલચાલમાં વિજયની છાપ દૃષ્ટિગોચર થાય છે.

જૉન કૅલ્વિન કે જેનો ધાર્મિક મત સત્તરમી અને અઢારમી શતાબ્દિમાં ઘણો પ્રચલિત થયો હતો તે ઘણાં વર્ષો સુધી એક વ્યાધિથી પીડાયો હતો અને રૉબર્ટ હૉલની દશા પણ તેવીજ હતી. જે મહાપુરુષોએ જગતને ઉચ્ચ ભૂમિકા પર મૂક્યું છે તેઓ સુખમય સ્થિતિમાં ઉછર્યા નથી, પરંતુ તેઓ મુશ્કેલીઓનાજ પારણામાં ઝુલ્યા છે અને સંકટનીજ શય્યા પર ઉછર્યા છે.

"વિપત્તિની સામે બાથ ભીડી રહેલા પ્રમાણિક મનુષ્યનું દર્શન દેવને પણ દુર્લભ છે."

ઍર્નૅકિઝમૅન્ડરને જ્યારે એમ કહેવામાં આવ્યું કે "તમારું ગાયન સાંભળીને છોકરાંઓ પણ હસે છે" ત્યારે તેણે પ્રત્યુત્તર આપ્યો કે "ત્યારે તો મારે વધારે સારી રીતે ગાતાં શીખવું જોઇએ."

૬૬ મનુષ્યો પર જેમ જેમ અધિક વિપત્તિ પડે છે તેમ તેમ તેઓ વધારે મજબૂત બનતા જાય છે. વર્ષોનાં વર્ષો સુધી મહાન મુશ્કેલીઓ સામે બહાદૂરીપૂર્વક ટકી રહેનાર અનેક માણસો ઘણી વાર ઉન્નતિ સહન કરી શકતા નથી. જેવી રીતે શીત કટિબંધમાં ઉછરેલી પ્રજા ઉષ્ણકટિબંધમાં જઇને શિથિલ થઇ જાય છે તેવી રીતે તેમનો ભાગ્યોદય તેમની શક્તિમાંથી સત્તા ચૂસી લે છે. કેટલાક માણસો એવા હોય છે કે જ્યાંસુધી તેઓ પોતાની આસપાસના માણસોની દૃષ્ટિમાં પરાભૂત, પરાજિત, નાસીપાસ અને પાદાક્રાંત થયેલા જણાતા નથી ત્યાંસુધી તેઓ કદી પણ પોતાનું સત્ય સ્વરૂપ પ્રકટ કરતા નથી. સંકટોજ તેમના સદ્‌ગુણોને પ્રકાશિત કરે છે અને પરાજયજ તેમના વિજયનું દ્વાર બને છે.

પરાજય હાડકાંને વજ્રસમાન બનાવે છે; પરાભવ કુમળાં હાડકાંને કઠિન બનાવે છે અને પરાજય માણસોને અજીત બનાવે છે. જે મનુષ્યો અત્યારે સત્તાધારી છે અને જેમણે જુલમના સખ્ત કાયદાને બદલે સ્વતંત્રતાનો સુમધુર કાયદો અર્પણ કર્યો છે તે બહાદૂર મનુષ્યોને પરાજયેજ ઉત્પન્ન કર્યા છે.

મુશ્કેલીઓ મહાન ગુણોને બહાર લાવી મહત્તા અપાવે છે. શાંતિની કેટલી શતાબ્દિઓએ એક ગ્રાંટ ઉત્પન્ન કર્યો હોત? યુદ્ધના ભારે બોજાએ લિંકનનું ચારિત્ર્ય પ્રકાશિત કર્યું ત્યાં સુધી ઘણાજ થોડા માણસો તેને ઓળખતા હતા. શાંતિની એક શતાબ્દિએ કદી પણ એકાદ બિસ્માર્કને ઉત્પન્ન કર્યો ન હોત. જો ગુલામનું અસ્તિત્વ ન હોત તો કદાચ ફિલિપ્સ અને ગૅરીસન કદી પણ ઇતિહાસપ્રસિદ્ધ થયા ન હોત.

એક કલાવિધાયક ઈટાલીનો પ્રવાસ કરીને તરતનોજ આવેલો હતો તેના સંબંધમાં એક માણસે એવો પ્રશ્ન કર્યો કે "શું તું કદી પણ એક મહાન ચિત્રકાર નહિ થઇ શકે ?" નૉર્થકોટે પ્રત્યુત્તરમાં જણાવ્યું કે "ના, તેવો કદી પણ નહિ થઇ શકે."

"શા માટે નહિ થાય ?" "કારણકે-" જવાબ મળ્યો, "તે વાર્ષિક ૭ હજાર પૌંડની આવક ધરાવે છે!" સાધારણ રીતે શ્રીમંતાઇમાં એક માણસને માટે એટલી બધી પ્રતિકૂળતા રહેલી છે, કે જેથી તેને ભોગવનારો મનુષ્ય મહાન કલાવિધાયક બની

શકતો નથી; ત્યારે આપત્તિની વૃષ્ટિ વારંવાર વરસીને તેની નસોને મજબૂત બનાવે છે. માટે માણુસને કોઇ પણુ મોટી મુશ્કેલી સામે કામ કરવાની ફરજ પડવી જોઇએ.

અગ્નિમાં તપી ઘણુના પ્રહારો સહન કર્યા પછીજ ઓજારો ઉત્તમોત્તમ બને છે. ઉત્તમોત્તમ માણુસોનો વિકાસ પણુ આજ પ્રકારે થાય છે. હીરો જેમ વધારે કઠિન હોય છે; તેમ તે અધિક તેજસ્વી હોય છે અને તેના પ્રકાશને બહાર લાવવા માટે વિશેષ સંઘર્ષણુની જરૂર પડે છે. માત્ર તેનો પોતાનોજ ભૂકો એ સૌથી વિશેષ મૂલ્ય-વાન હીરાનું સંપૂર્ણું સૌંદર્ય પ્રકટ કરવા જેટલો કઠિન હોય છે.

જો સંઘર્ષણુ ન થાય તો ચકમકમાંનો અગ્નિ સદાને માટે તેમાં ને તેમાંજ નિદ્રિત રહે; એવીજ રીતે જો વિરોધ ન હોય તો મનુષ્યમાં રહેલો અગ્નિ પણુ કદી ભભૂકો લઈ ઉડે નહિ. સંઘર્ષણુ, એન્જીનની શક્તિનો ચોથો ભાગ લઇ લે છે અને એટલે અંશે તે તેને પાટા પર આવતાં અટકાવ કરે છે; પરંતુ તેજ તેની ગતિનું પણુ કારણુ છે. પાટા પર દિવેલ ચોપડીને જો એ સંઘર્ષણુને દૂર કરશો તો આગગાડી એક ઇંચ પણુ ચાલશે નહિ. જે ક્ષણે મનુષ્યના માર્ગમાંથી વિઘ્ન અથવા સંઘર્ષણુ દૂર થાય છે અથવા વડિલોપાર્જિત દ્રવ્ય તથા એવા બીજા પ્રકારની સહાયરૂપી દિવેલથી તેનો માર્ગ ઉંજાય છે તેજ ક્ષણે તે ઘણી વાર ઉદ્યોગ કરતો અટકે છે અને તેજ કારણુથી વિકાસ પામતો પણુ બંધ થાય છે.

આ સાધનોની ન્યૂનતા, આ નિરંતરનો તોટો, આ ચાલુ પ્રતિરોધજ મસ્તકને પાણીની બહાર અને વરૂને આંગણુાની બહાર રાખવાને તથા સમાજને ચૂરેચૂરા થતો અટકાવવાને સમર્થ છે. દરેક માણુસને તેને જોઇએ તે કરતાં થોડાક વધુ પૈસા રાખવા દો એટલે અવશ્ય અંધાધુંધી આગળ આવશે.

એક દહાડો જાહેર રસ્તા પર એક વીજળિક મોટર ઘણા ઘોંઘાટ અને બળ સાથે એકદમ સામે ઉભેલા એક ખટારાની સામે અટકી પડી. તે ખટારાનાં મોટાં પૈડાં વરસાદથી ભીના અને લપ-સણુા થઇ ગયેલા પાટાપર નિરર્થક ફરતાં હતાં અને ગાડી જરા પણુ આગળ ચાલતી ન હતી. ગાડીવાનના હાંકવાના સઘળા પ્રયત્ન અને ઘોડાઓની તાણુાતાણુ નિષ્ફળ નીવડયાં; પણુ જેવો મોટર હાંકનારે વજનદાર પૈડાંની નીચેના પાટા પર ધૂળનો એક પાવડો ધીરેથી નાખ્યો કે તરતજ ગાડી રસ્તા પર ચાલવા લાગી. મોટરમાં બેઠેલો એક જણુ આ જોઇને બોલી ઉઠયો કે "વાહ! સંઘર્ષણુ

તો ઘણીજ સારી વસ્તુ છે."

તત્ત્વચિંતક કેન્ટ લખે છે કે "કબુતરને હવાના વિરોધનું માત્ર એકજ વિઘ્ન આડું આવતું હોઇને તે એમ ધારે કે જો રસ્તામાં આડી હવા ન હોય તો તે વધુ ઝડપથી અને સહેલાઇથી ઉડી શકે; પણ જો હવાને લઇ લેવામાં આવે અને પક્ષી એ ખાલી જગામાં ઉડવા મથે તો તે તરતજ જમીન પર પડે અને મુદ્દલ ઉડી શકે નહિ. જે તત્ત્વ ઉડ્ડયનનો અવરોધ કરે છે, તેજ તત્ત્વ કોઇ પણ ઉડ્ડયનનું મૂળ કારણ હોય છે."

તોફાની સમુદ્રો અને ઝંઝવાતોથીજ મનુષ્ય સમર્થ નાવિક બની શકે છે. અણધાર્યા બનાવોજ મનુષ્યને મહાન નર બનાવે છે. અમેરિકામાં જો સિવિલ વૉર ન જાગી હોત તો તેના મહાયોદ્ધાઓનાં નામો આ સમયના મહાન નરોની સાથે લખાયાં ન હોત.

જીવનમાં ઉચ્ચતર સ્થાને ચઢવાને માટે સખ્ત પ્રયત્ન અને યુદ્ધ કર્યા પછીજ સામર્થ્ય અને ઉચ્ચતા પ્રાપ્ત થાય છે. એથી કદાચ આપણે લક્ષ્ય સુધી ન પહોંચી શકીએ તોપણ એ યુદ્ધને અંતે આપણે વધુ બળવાન તો અવશ્ય થઇશુંજ.

લક્ષ્ય વિનાના સુસ્ત અને નિરૂપયોગી મગજમાંથી, અણધાર્યા બનાવોને લીધેજ ઘણી વાર અણજાણ્યાં અને અણચિંતવ્યાં સામર્થ્ય અને સદ્ગુણો પ્રકટ થાય છે. માબાપનાં મરણ કે પૈસાના નાશ પછી અથવા તો કોઇ બીજી મુશ્કેલીને લીધે આધારનાં સઘળાં સાધનો નાશ પામી ગયાં હોય તે પછીજ, એક યુવાન માણસને આપણે કેટલી બધી વાર આશ્ચર્યકારક બુદ્ધિબળ અને શરીરશક્તિ ખીલવતો જોઇએ છીએ! કેદખાનાંએ ઘણાંયે ઉદાત્ત ચિત્તોમાં સૂતેલી શક્તિને જાગ્રત કરી છે. "રૉબિન્સન ક્રૂઝો" કેદખાનામાં લખાયું હતું. "પિલ્ગ્રિમ્સ પ્રોગ્રેસ"નો જન્મ બેડફર્ડ જેલમાં થયો હતો; બેકસ્ટરનું "લાઇફ એન્ડ ટાઇમ્સ," ઇલિયટનું "મૉનાર્કિ ઑફ મેન" અને પેનનું "નો ક્રૉસ નો ક્રાઉન" તથા તીલકનું "ગીતારહસ્ય" અને "આર્યોનું આદિસ્થાન" એ બધાં પુસ્તકો કેદીઓએજ લખેલાં હતાં. સર વૉલ્ટર રેલેએ "ધી હિસ્ટરી ઑફ ધી વર્લ્ડ" પોતાની ૧૩ વર્ષની કેદ દરમિયાન લખી. જ્યારે લ્યુથર વૉર્ટબર્ગના કિલ્લામાં કેદ હતો ત્યારે તેણે બાઇબલનું ભાષાન્તર કર્યું. દેશનિકાલ થયેલા ડાંટેએ મોતની સજા નીચે વીસ વર્ષ કામ કર્યું. તેના મરણ બાદ તેનાં પુસ્તકોને જાહેરમાં સળગાવી દેવામાં આવ્યાં; પરંતુ પ્રતિભા કદીપણ બળી જતી નથી.

એકજ ઓકવૃક્ષનાં બે સમાન બીજ લો. તેમાંના એકને એક ડુંગરી પર ખુલ્લી જગામાં વાવો અને બીજાને ઘીચ જંગલમાં વાવો અને પછી તેમને ઉગતાં તપાસો. ખુલ્લામાં ઉગેલા ઓકને પ્રત્યેક વાવાઝોડું સહન કરવું પડતું હોવાથી તેનાં મૂળિયાં પ્રત્યેક દિશામાં ફેલાય છે અને ખડકોને પકડીને ભૂમિમાં ઉંડાં ઉતરી જાય છે. પ્રત્યેક મૂળિયું જાણે પ્રકૃતિ સાથેના સખ્ત યુદ્ધની આગાહી કરીનેજ તે વિકાસ પામતા પ્રચંડ વૃક્ષને દઢ કરવાને માટે જીવતોડ મહેનત કરતું હોય એમ લાગે છે. કેટલીક વાર તો તેનો બાહ્ય-વિકાસ વર્ષોનાં વર્ષો સુધી અટકેલો જણાય છે; પરંતુ તે સઘળો વખત તે પોતાના થડને અધિક મજબૂત કરવાને માટે એ મોટા ખડકમાં પોતાનાં મૂળિયાંને હડસેલવામાં પોતાની શક્તિનો વ્યય કરતું હોય છે. ત્યારપછી તે સાભિમાન પોતાનું મસ્તક પુનઃ ઉંચું કરે છે અને વાવાઝોડાંની સામે થાય છે. તેની વિશાળ શાખાઓની સાથે ઘણીજ જંગલી રીતે રમત રમતા પવનના સપાટાઓ તેને પરાસ્ત કરી શકતા નથી; પરંતુ તેઓ માત્ર તેના ગર્ભને લઇને છાલપર્યંતના પ્રત્યેક સૂક્ષ્મતમ તંતુને દઢ કરવાનુંજ કામ કરે છે.

જે બીજને ઘીચ જંગલમાં વાવવામાં આવે છે તે દુર્બળ અને અશક્ત છોડજ ઉત્પન્ન કરે છે. તેના પડોશીઓ તેનું સંરક્ષણ કરતા હોવાથી તેને આધારને માટે પોતાનાં મૂળિયાં દૂર દૂર સુધી ફેલાવવાની આવશ્યકતા જણાતી નથી.

બે સમાન છોકરાઓ લ્યો. તેમાંના એકને શહેરના ઉતાવળીઆ શિક્ષણ અને સંસ્કૃતિનો જેને સ્પર્શ પણ થયો ન હોય એવા દૂરના પ્રદેશમાં મૂકો; તેને માત્ર સામાન્ય શાળા કે રવિવારની શાળા અને થોડાંક પુસ્તકોનો લાભ લેવા દો; દ્રવ્ય અને તેનો પ્રત્યેક પ્રકારનો આધાર તેની પાસેથી લઇ લ્યો. હવે જો તેનામાં ખરૂં સત્વ હશે તો તે તે ઉન્નતિ પ્રાપ્ત કરશે. જીતાયેલું પ્રત્યેક વિઘ્ન બીજા નવા યુદ્ધને માટે તેને બળ આપશે. નવા યુદ્ધમાં તે પડશે તો પાછો પૂર્વના કરતાં અધિક દઢ નિશ્ચય સહિત તે ઉભો થશે. રબરના દડાની પેઠે જેમ અધિક સખ્ત વિઘ્ન તેને નડશે, તેમ તે વધારે ઉંચે ઉડશે. આ પ્રમાણે વિઘ્નો અને વિરોધ એ તો તેનાં વ્યાયામ કરવાનાં સાધનો બનીને તેના જ્ઞાનતંતુઓને દઢ કરશે અને જે માણસોએ તેની ગરીબાઇને માટે તેનો ઉપહાસ કર્યો હશે તેમને એ માન આપવાની ફરજ પાડશે. હવે બીજા છોકરાને એક વૅન્ડરબિલ્ડ (અમેરિકાનો એક કોટયાધિપતિ) ના કુટુંબમાં મૂકો; તેની સેવામાં ફ્રેંચ અને

જર્મન સેવિકાઓને હાજર કરો; તેની પ્રત્યેક ઈચ્છાને પરિતૃપ્ત કરો; તેને મહાન શિક્ષકોની દેખરેખ નીચે શિક્ષણ આપો; અને તેને હાર્વર્ડ( આ નગરનું વિશ્વવિદ્યાલય સૌથી પ્રસિદ્ધ છે )માં મોકલી આપો; તેને પ્રતિવર્ષે હજારો રૂપિયા ગજવાખર્ચના આપો; અને તેને પુષ્કળ પ્રવાસ કરવા દો.

હવે ધારો કે, ઉપર કહેલા બંને ભાઈઓ સામસામા મળે છે. શહેરવાળો છોકરો પોતાના ગામડિયા બંધુથી લજ્જા પામે છે. ગામડિયા છોકરાનાં સાદાં, ફાટયાંતૂટયાં કપડાં, સખ્ત હાથ, શામળો ચહેરો અને વિચિત્ર રીતભાત; એ સર્વ નગરના છોકરાના અમીરી દેખાવ આગળ અતિ કંગાલ દૃશ્ય રજૂ કરે છે. પેલો ગરીબ છોકરો પોતાના દારિદ્ર્ય માટે શોક કરે છે; પોતાને માટે જગતમાં કાંઈ પણ સંધિ નથી એવો અફસોસ કરે છે તથા નગરના છોકરાની ઈર્ષ્યા કરે છે. તે ધારે છે કે, ઈશ્વરે અમારી વચ્ચે આવો મોટો ભેદ ઉત્પન્ન કરવામાં ક્રૂરતા કરી છે. પરંતુ ધારો કે તેઓ અનેક વર્ષો પછી પુનઃ એકબીજાને મળે છે. હવે તેમની સ્થિતિમાં કેવો મોટો ફેરફાર થઈ ગયો છે! એક નૌકાવિધાયક, પર્વત પરના મજબૂત ઓકમાંથી બનાવેલા વહાણમાં અને ઘીચ જંગલમાંના દુર્બલ ઓકમાંથી બનાવેલા વહાણમાં કેટલો ફરક છે તે જેટલી સરળતાથી કહી શકે છે, તેટલીજ સરળતાથી જે માણસને આખા જીવનમાં દ્રવ્ય, દરજ્જો અને કુટુંબના વગનો ટેકો હોય છે તેનાથી મજબૂત સ્વાશ્રયી માણસ જુદો ઓળખાઇ આવે છે. આમ છતાં જો તમને એમ લાગે કે, ઉકત બન્ને વહાણોમાં કંઈ પણ ફરક નથી તો એ બંનેને સમુદ્રમાં મૂકી તોફાનના સમયમાં અજમાયશ લેવાથી તેઓ વચ્ચેનો બહુ અગત્યનો અને સ્પષ્ટ ફરક તમને જણાઇ રહેશે.

જ્યારે ઇશ્વર એક માણસને શિક્ષણ આપવા માગે છે ત્યારે તે એને સર્વ સાધનોથી ભરપૂર પાઠશાળામાં મોકલતો નથી, પણ તંગીની પાઠશાળામાં મોકલે છે. સંકટ અને કારાગૃહવાસથી જૉસેફને રાજ્યાસન મળ્યું હતું. અર્ધદૈવી માનવજાતિની ઈચ્છામાં કેટલું પ્રચંડ બળ રહેલું છે તે હજી આપણે બરાબર જાણતાજ નથી. જ્યાં સુધી આપણે તંગી અને આવશ્યકતા અનુભવતા નથી ત્યાં સુધીજ આપણને આપણા હૃદયમાં રહેલા ઈશ્વરની પ્રતીતિ થતી નથી. પૉલ રોમના કારાગૃહમાં પડયો હતો; જૉન હડસનને કૉન્સ્ટન્સમાં વધસ્થંભનો માર્ગ બતાવવામાં આવ્યો હતો; ટિન્ડૅલ આમ્સ્ટર્ડૅમના કારાગૃહમાં મરણ પામ્યો હતો; મિલ્ટન ક્રાંતિના

ભયંકર ધરતીકંપ દરમિયાન આલ્ડગેઇટ સ્ટ્રીટમાં બે નાના છોકરાઓને ભણાવીને પોતાનો નિર્વાહ ચલાવતો હતો; ડેવિડ લિવિંગ્સ્ટન સર્વથા અશક્ત થઈ જઈ મધ્ય આફ્રિકામાં એક સીદીના ઘરમાં મરણ પામ્યો હતો. આ સર્વ માણસોને પોતાનું જીવન કેટલું બધું નિરર્થક લાગ્યું હશે ? તો પણ ઈશ્વરે બહારથી તેમને સંકટ આપીને તેમને હાથે કેવાં મહાન કાર્યો સિદ્ધ કરાવ્યાં છે !

બે લૂંટારાઓ એક વાર એક શૂળીની પાસેથી પસાર થતા હતા. તે સમયે તેમાંનો એક બોલ્યો કે "જો શૂળીઓ ન હોય તો આપણો ધંધો કેવો સુંદર થાય!" બીજાએ પ્રત્યુત્તર આપ્યો: "છટ્ ! તું તો મૂર્ખો છે ! શૂળીઓએજ આપણને બનાવ્યા છે. કારણ કે જો શૂળીઓ ન હોત તો પ્રત્યેક જણ લૂંટફાટનોજ ધંધો કરવા માંડત." પ્રત્યેક કલા, પ્રત્યેક ધંધો અને પ્રત્યેક રોજગારની સ્થિતિ આવીજ છે. મુશ્કેલીઓ તો ફક્ત નાલાયક પ્રતિસ્પર્ધીઓનેજ બીવડાવીને નસાડી મૂકે છે અને એ રીતે પણ લાયક માણસોને તે મદદ કરે છે.

સ્માઇલ્સ જણાવે છે કે "મુશ્કેલીઓને જીતી લેવાના પ્રયત્નમાંથીજ વિજયનો જન્મ થાય છે. મુશ્કેલીઓ નથી ત્યાં વિજય પણ નથી. મનુષ્યની પ્રગતિનું મુખ્ય કારણ પ્રયાસ કરવાની ફરજ પાડનાર મુશ્કેલીઓમાંજ રહેલું છે. વ્યક્તિ તેમજ પ્રજાની પ્રગતિ મુશ્કેલીઓ દ્વારાજ થાય છે. મુશ્કેલીઓએજ આધુનિક સમયની ઘણી યાંત્રિક શોધો તથા સુધારાઓને જન્મ આપ્યો છે."

મેન્ડલ સોહન જ્યારે બર્મિંગહામમાં વાજીંત્રો વગાડવાનું કામ કરવા લાગ્યો ત્યારે તેણે પોતાના ટીકાકારોને જણાવ્યું કે " મને ખૂબ ડંખ મારજો. તમને મારૂં જે કાંઇ પસંદ પડે તે મને કહેશો નહિ, પરંતુ જે નાપસંદ પડે તેજ કહેજો."

જૉન હંટરે કહ્યું હતું કે " જ્યાં સુધી શસ્ત્રવૈદ્યોમાં પોતાની સફળતાની સાથે નિષ્ફળતા પ્રકટ કરવાની હિંમત આવશે નહિ ત્યાંસુધી તેમની વિદ્યા કદી પણ આગળ વધશે નહિ."

ડૉ. પીબોડી જણાવે છે કે "તરુણ પુરુષોને એવું શિક્ષણ આપવાની જરૂર છે કે તમે તમારા ઇપ્સિત પદાર્થ સંપૂર્ણ સરળતા અને નિર્વિઘ્નતાપૂર્વક પ્રાપ્ત કરવાની કદી પણ આશા રાખશો નહિ. જેથી પોતાને સંતુષ્ટ થવાનું કારણ મળે એવી પદવી કોઇ પણ માણસને મુશ્કેલીઓ અને નિરાશાઓ સહન કર્યા સિવાય ભાગ્યેજ પ્રાપ્ત થાય છે. જો યોગ્ય રીતે મુશ્કેલીઓની સામે થવામાં આવે તો જેટલી કઠિન તેઓ બહારથી દેખાય છે, તેટલી કઠિન વાસ્તવમાં

હોતી નથી અને ઉલટી પ્રતિરોધને બદલે સહાય કરનારીજ નીવડે છે. મુશ્કેલીઓને જીતવાથી આપણને જેટલો હિતકારક વ્યાયામ મળે છે તેટલો બીજા કશાથી મળતો નથી."

એમ કહેવાય છે કે, જો ડાંટેને નિરાશા મળી ન હોત તો ફ્લૉરેન્સનો લૉર્ડ મેયર કોઇ બીજોજ શ્રીમંત થયો હોત; દશ શતાબ્દિઓ સુધી લોકો સંગીત વિનાના રહ્યા હોત; અને બીજી દશ શતાબ્દિઓ—કે તેથી પણ વધારે વખત સુધી લોકોને તેનું "ડિવાઇના કૉમેડિયા" સાંભળવા મળ્યું ન હોત.

મૅડ્રીડના કારાગૃહમાં સર્વાંટ્સે "ડૉન ક્વિકઝોટ" લખ્યું હતું. તે એટલો બધો ગરીબ હતો કે પોતાના લખાણના છેવટના ભાગમાં કાગળ સુદ્ધાં પણ તેને મળતા ન હતા અને તેથા તેને ચામડાના ટુકડા પર લખવાની ફરજ પડી હતી. એક શ્રીમંત સ્પૅનિયાર્ડને કોઇએ કહ્યું કે, આ વિદ્વાનને સહાય કરો તો ઠીક. ત્યારે તેણે જવાબ આપ્યો કે "તેની તંગી ઈશ્વર દૂર નહિ કરાવે તોજ સારું; કારણ કે તેની ગરીબાઇજ જગતને શ્રીમંત બનાવે છે."

પ્રતિકૂળ સંયોગોમાં વિજય પ્રાપ્ત કરવાને માટે કરેલું સતત યુદ્ધ—અવ્યાહત લડાઇ—એજ સર્વ મહાન કાર્યોની કિંમત છે.

એક મહાન સંગીતશાસ્ત્રીએ જણાવ્યું કે "તે બાઇ સારી રીતે ગાય છે; પરંતુ તેનામાં કાંઇક ખામી છે અને તે ખામી તેની સર્વ ઉત્તમતાને ઢાંકી દે છે. જો હું કુંવારો હોત તો હું તેના હાથની માગણી કરત; હું તેની સાથે લગ્ન કરત; હું તેને દુઃખ દેત; અને આથી તે છ માસમાંજ આખા યુરોપમાં ગાયનવિદ્યામાં પહેલે નંબરે આવત."

બીથોવને રોઝીનના સંબંધમાં બોલતાં જણાવ્યું હતું કે "એનામાં એક ઉત્તમ સંગીતશાસ્ત્રી બનવાનું સામર્થ્ય છે; પરંતુ બાલ્યાવસ્થામાં તેને ખૂબ ફટકા મારવામાં આવ્યા હોત તોજ તે અત્યારે એક શ્રેષ્ઠ સંગીતશાસ્ત્રી બન્યો હોત; ભોગવિલાસમાં ઉછરવાથીજ એ બગડી ગયો છે."

આપણે જે પદાર્થ પ્રાપ્ત કરવાની પ્રબળ ઇચ્છા ધરાવીએ છીએ તે પદાર્થને માટે આપણે મરણીઆ થઇને યુદ્ધ કરીએ છીએ. માર્ટિન લ્યુથર જ્યારે પોપની સાથે તીક્ષ્ણ વાગ્યુદ્ધમાં નિમગ્ન થયો હતો; ત્યારેજ તેણે પોતાનું મહાનમાં મહાન કાર્ય કર્યું હતું અને પોતાનું ઉત્તમોત્તમ ચારિત્ર્ય રચ્યું હતું. તેના પાછલા જીવનમાં તેની પત્નીએ તેને પૂછ્યું કે "સ્વામીનાથ! આપણે જ્યારે પોપની

સાથે વાદમાં ઉતરેલાં હતાં ત્યારે આપણે ઘણી વાર અને બહુ લાગણીપૂર્વક પ્રાર્થના કરતાં હતાં; અને હવે તો આપણે અત્યંત ઠંડાપણાથી અને કોઇકજ વાર પ્રાર્થના કરીએ છીએ તેનું કારણ શું ?"

લૉર્ડ એલ્ડન જ્યારે ગરીબ અવસ્થામાં હતો ત્યારે લૉર્ડ થર્લોએ તેને એક પદવી આપવાનું વચન આપ્યું હતું પરંતુ પદવી આપી ન હતી. તેણે જણાવ્યું હતું કે "આ સમયે આ પદવી હું તમને આપતો નથી તે એક પ્રકારે તમારૂં હિતજ કરૂં છું." આ વિષે એલ્ડન જણાવે છે કે "તેનો કહેવાનો ભાવાર્થ એ હતો કે, હું સ્વાભાવિક રીતે ઘણો આળસુ છું અને માત્ર તંગીથીજ હું વિશેષ ઉદ્યોગી બનીશ."

વૉટર્સ જણાવે છે કે "જ્ઞાન પ્રાપ્ત કરવાને અને જગતમાં પ્રગતિ કરવાને માટે કરેલો પ્રયાસ આપણા મનને દૃઢ બનાવે છે; આપણી શક્તિઓનું નિયમન કરે છે; આપણી તુલનાશક્તિને પૂર્ણ બનાવે છે; આપણી આત્મશ્રદ્ધા વધારે છે; અને આપણને વિચાર-સ્વાતંત્ર્ય તથા ચારિત્ર્યબળ આપે છે."

ઍડિસન કહે છે કે "દેવો આપણી આસપાસ મુશ્કેલીઓ નાખે છે, તેથી આપણને આપણા ગુપ્ત બળનો ઉપયોગ કરવાની તક મળે છે અને શાંતિના સરળ સમયમાં ગુપ્તદશામાં રહેલા આપણા સદ્‌ગુણો પ્રકાશિત થાય છે."

ઘરમાં કે વૃક્ષોના ઝુંડ વચ્ચે ઉછરેલો છોડ ફિક્કો અને દુર્બળ હોય છે. દુનિયાને અન્ન તો સૂર્યપ્રકાશ અને ખુલ્લી હવામાં ઉછરેલા છોડોમાંથીજ પ્રાપ્ત થાય છે. ખુલ્લાં મેદાનોમાં વિકાસ પામેલાં પુષ્પોમાંથીજ દુનિયાને ઉત્તમોત્તમ સુગંધ મળે છે અને ખુલ્લી હવાવાળાં જંગલોમાંથીજ તેને મંદિરો અને વહાણોને માટે મજબૂત કાષ્ઠ પ્રાપ્ત થાય છે.

ઈમર્સન કહે છે કે "કોઈ પણ માણસ પોતાની શક્તિ ટકાવી રાખવાને અને નિદ્રા મેળવવાને ખાતર પોતે જેમાં ભાગ લઇ શકે એવું કામ કર્યા વિના શી રીતે રહી શકે તે હું સમજી શકતો નથી. કામ એ તેના સંભાષણમાં મોતી અને હીરાની ગરજ સારે છે; અર્થાત્ ઉદ્યોગી મનુષ્યજ બીજાના મન પર વાતચીતથી પણ ઘણી અસર કરી શકે છે. વૈતરૂં, સંકટ, વિપત્તિ, તંગી એ મનુષ્ય-ને વક્તૃત્વકલા અને ડહાપણનું શિક્ષણ આપે છે. સાચો પંડિત એમજ માને છે કે, કાર્ય કરવાની તક ગુમાવવી એ શક્તિ ગુમાવવા

સમાન છે."

કોસુથ પોતાના સંબંધમાં જણાવે છે કે " હું એક તોફાનમાં અથડાતો આત્મા છું અને સંકટથી મારી દૃષ્ટિ અતિ સૂક્ષ્મ બની છે."

બેન્જામિન ફ્રાંકલિન પોતાના ઘરમાંથી નાસી ગયો હતો અને જ્યૉર્જ લોમે તેના ઘરમાંથી હાંકી કાઢવામાં આવ્યો હતો. તેમને તેમનાં પોતાનાં સાધનો પરજ આધાર રાખવાનો હોવાથી તેમણે બાલ્યાવસ્થામાંજ મુશ્કેલીઓને જીતી લેવાની શક્તિ અને બુદ્ધિ મેળવી હતી.

બાલહંસો ઉડવાને શક્તિમાન થાય છે કે તરતજ વૃદ્ધ હંસો તેમને માળામાંથી નીચે ગબડાવી પાડે છે અને માળામાં તેમને સુવાડવા માટે પાથરેલાં પીછાં પણ વીખેરી નાખી ફેંકી દે છે. બાલહંસને આ પ્રકારે જે સખ્ત અને કઠિન અનુભવ મળે છે તેથીજ તે પક્ષીઓનો બલવાન અને બહાદૂર રાજા તથા શિકારની પૂંઠ પકડવામાં નિપુણ બને છે.

જે છોકરાઓનું ભરણપોષણ તેમનાં માતપિતા કરી શકતાં નથી અને જેમને લાત મારીને ઘર બહાર હાંકી કાઢવામાં આવે છે તેઓજ સાધારણ રીતે પોતાના જીવનનું સાર્થક કરે છે. બીજી તરફ જે લોકોને આ ગેરલાભો સહન કરવા પડતા નથી તેઓ વારંવાર નિષ્ફળ થાય છે.

સિડનહામ પૅાઈન્ટ્ઝ જણાવે છે કે, મારા જીવનની સફળતાઓએ નહિ પરંતુ નિષ્ફળતાઓએજ મને મજબૂત બનાવ્યો છે.

પ્રાયઃ ઇતિહાસના પ્રારંભકાળથી યાહુદીઓ પર અત્યાચાર થાય છે; છતાં પણ તેમણે જગતને ઉત્તમોત્તમ ગીતો, સૌથી વિશેષ ડહાપણ ભરેલી કહેવતો અને મધુરમાં મધુર સંગીત અર્પણ કર્યું છે. તેમના સંબંધમાં તો અત્યાચારજ ઉન્નતિનો જન્મદાતા જણાય છે. જ્યાં બીજાઓ ભૂખે મરે ત્યાં તેઓ ઉન્નત દશાને પ્રાપ્ત થાય છે. તેઓ ઘણી પ્રજાઓના કોષાધ્યક્ષો છે. તેમના સંબંધમાં સંકટ વસંત ઋતુના પ્રાતઃકાળની ગરજ સારે છે. વસંત ઋતુનો પ્રાતઃ–કાળ ધુમ્મસવાળો પરંતુ લાભકારી હોય છે; તેની ઠંડી, જંતુને મારી નાખે છે પરંતુ છોડને ખીલવે છે.

ક્રીમિયાના યુદ્ધમાં એક તોપનો ગોળો એક સુંદર બગીચાને ચીરીને કિલ્લાના અંદરના ભાગમાં ઘૂસી ગયો. પરંતુ તેણે જે ભયંકર ખાઇ પાડી તેમાંથી પાણીનો ઝરો ફૂટી નીકળ્યો અને ત્યારથી તે હમેશને માટે એક જીવતો ફુવારો બની રહ્યો છે!

સંકટો અને વિપત્તિઓ પણ આવી પડીને આપણાં હૃદયમાં જે ઉંડાં છિદ્રો પાડે છે તેમાંથી ઘણી વખત ઉચ્ચ અનુભવ અને નવીન આનંદોના સ્થાયી ફુવારા ફૂટી નીકળે છે.

ગુમાવી દીધેલા દ્રવ્યને માટે શોક અને સંતાપ કરશો નહિ. જ્યાં સુધી દ્રવ્ય તમારા ટેકામાં ઉભેલું હોય છે ત્યાંસુધી ઈશ્વર પણ તમારૂં કલ્યાણ કરી શકતો નથી. તમારે દ્રવ્યરૂપી ટેકા-ઘોડી ફેંકી દઇને તમારા પોતાના પગ પર ઉભા રહેવું જોઇએ અને લાંબા વખતથી શિથિલ દશામાં પડી રહેલા પુરુષાર્થના સ્નાયુઓને મજબુત કરવા જોઇએ. ઇશ્વરે તમારામાં મેલના થર ચઢી ગયેલો એક હીરો મૂકયો છે; અને ગરીબાઇના સખ્ત પ્રહોરોથીજ તે મેલ દૂર થઇ તેને ઓપ ચઢશે.

આપણા જીવનનું ઉત્તમોત્તમ સંગીત કયાં છે અને તેને પ્રકટ કરવાને કયાં કયાં સાધનોની જરૂર છે તે તો સર્વજ્ઞ ઈશ્વરજ સારી પેઠે જાણે છે. ધુમ્મસ, બરફ, વાવાઝોડાં અને વીજળી એ કઠોર શિક્ષકોજ ક્ષુદ્ર અંકુરમાંથી પ્રચંડ વૃક્ષ બનાવે છે. ઉનાળાની લાંબી ઋતુ તેને જેટલી આવશ્યક છે તેટલીજ જરૂરની સખ્ત શીતઋતુ પણ તેને માટે છે. જે ક્ષણે તે અંકુરિત થાય છે ત્યારથી માંડીને તે વહાણુ બને છે ત્યાં સુધી અર્થાત્ પચાસ વર્ષપર્યંત તે પોતાના અસ્તિત્વને માટે પ્રકૃતિની સાથે જે યુદ્ધ કરે છે અને પોતાના જીવનને માટે સંકટોની સામે જે બાથ ભીડે છે તેથીજ તેને મજબૂતી તથા કિંમતીપણું પ્રાપ્ત થાય છે. જો તેને એ યુદ્ધ કરવું પડયું ન હોત અને બીજાં અનેક ઝાડના આશ્રયમાં ઉગ્યું તથા ઉછર્યું હોત તો જરૂર તે નિર્બળજ બની ગયું હોત અને તેને કદી પણ એવી ઉચ્ચતા પ્રાપ્ત થઇ ન હોત. સૌથી સુંદર અને મજબૂત કાષ્ઠ ઉષ્ણ કટિબંધમાં નીપજતાં નથી પરંતુ શીત કટિબંધમાંજ ઉપજે છે કે જ્યાં તેમને ધુમ્મસ અને શિયાળાની સખ્ત ઠંડીની સામે યુદ્ધ કરવું પડે છે.

ઘણા માણસો જ્યાં સુધી પોતાનું સર્વસ્વ ગુમાવી દેતા નથી ત્યાં સુધી તેઓ કદી પણ પોતાનું સત્ય સ્વરૂપ જાણી શકતા નથી. માત્ર સંકટજ તેમનું સત્ય સ્વરૂપ ખુલ્લું કરી આપે છે. વિઘ્નો અને સંકટો એ જીવનને સુંદર તથા મજબૂત બનાવનારાં હથિયારો છે. ડુંગરાની કોરણુ પરના પથ્થર તળે સુરંગ નાખી તેને ફોડીને પૂતળાં બનાવવા માટે બહાર કાઢવામાં આવે છે ત્યારે પોતાની શતાબ્દિઓ થયાં ચાલી આવેલી શાંતિનો ભંગ કરનાર સુરંગના દારૂની તે નિંદા

કરે છે. સુરંગના દારૂથી છિન્નભિન્ન થઇ જવાનું અને શિલ્પીઓના હથોડાના માર ખાવાનું તેને પસંદ પડે નહિ એ સ્વાભાવિકજ છે; પરંતુ પરિણામે તેના તરફ નજર કરો! ભાવપ્રદર્શક અને સુંદર પૂતળાનું-સ્મરણસ્તંભનું અવલોકન કરો! જાહેર ચોકમાં અનેક શતાબ્દિઓ પર્યંત બહાદૂરીની મહાન વાતો કહેનાર પૂતળાનું નિરીક્ષણ કરો!

હવે એ સંગેમરમરને જો સુરંગથી ફોડવામાં આવ્યો ન હોત; હથોડાથી ઘડવામાં આવ્યો ન હોત અને તેને ઘસી ઘસીને ઓપ દેવામાં આવ્યો ન હોત તો અત્યારે સુંદર જણાતું પૂતળું હજી પણ સંગેમરમરના ડુંગરામાંજ ઉંઘી રહ્યું હોત ને! આજ પ્રકારે જો દુઃખરૂપી સુરંગો ન ફોડવામાં આવે, વિઘ્નોરૂપી હથોડાના પ્રહાર ન થાય અને હજારો સંતાપરૂપી ઘસારાઓ વડે ઓપ દેવામાં ન આવે તો આપણું ઉચ્ચતર અને શ્રેષ્ઠતર સ્વરૂપ ચિરકાળ પર્યંત આપણા જડ જીવનરૂપી ખરબચડા પર્વતમાંજ ઉંઘી રહે.

ભાગવતના એકાદશ સ્કંધમાં પુરુષોત્તમ શ્રીકૃષ્ણ ભગવાન પણ પોતાના ઇશ્વરભાવથી એમજ કહે છે કે, જ્યારે કોઇ પ્રાણીનું હિત કરવાનું હોય છે ત્યારે તેનાં ધન, ધામ, સહાયક ઇ૦ સ્થૂલ સામગ્રી હું લઇ લઉં છું.

એકાએક આપત્તિ આવી પડવાથી અથવા કોઇ ભયંકર દુઃખ આવી પડવાથી અનેક જડ જણાતાં જીવનોને ચૈતન્ય અને ઉચ્ચતા પ્રાપ્ત થયેલી કોણે નથી જોઇ ?

ઘણા વ્યાપારીઓ જ્યારે કોઇ સંકટથી પોતાની એકેએક પાઈ ગુમાવી દે છે અને કોઇ વ્યાધિથી પોતાની મોંઘામાં મોંઘી વસ્તુ ખોઇ બેસે છે; ત્યારેજ તેઓ પૌરુષ પ્રાપ્ત કરવા માટે પરાકાષ્ઠાના પ્રયત્ન કરે છે અને પોતાના મહાનમાં મહાન સદ્દગુણોનો વિકાસ કરે છે.

જ્યાંસુધી સંકટરૂપી સુરંગ આપણા જીવનને ખળભળાવી મૂકતી નથી અને મુશ્કેલીઓ તથા વિઘ્નો તેમાં પ્રહાર કરીને સુંદરતા તથા ઉચ્ચતા લાવતાં નથી ત્યાંસુધી ઘણી વાર આપણે આપણા જીવનરૂપી પાષાણમાં દેવનું-પૌરૂષની મૂર્તિનું-દર્શન કરી શકતા નથી.

ઘણા માણસો પાયમાલ થવાથીજ સાચો ઉદ્ધાર પામ્યા છે. જે વીજળીએ તેમની પ્રિયમાં પ્રિય આશાઓનો નાશ કર્યો હતો તેણેજ તેમના તિમિરમય જીવનમાં એક નવીન પ્રકાશ ફેલાવ્યો હતો અને તેમને માટે એવાં દશ્યો ખુલ્લાં કર્યાં હતાં કે જેમનું તેમણે અગાઉ કદી પણ દર્શન કર્યું ન હતું.

તેમની પ્રિયમાં પ્રિય આશાનો નાશ થયો હતો; પરંતુ તેને

બદલે જે ધૈર્ય, સહનશક્તિ અને ઉત્સાહ, પહેલાં તેમને સ્વપ્નમાં પણુ જણાયાં ન હતાં તે તેમને પ્રાપ્ત થયાં હતાં.

એડમંડ બર્ક જણાવે છે કે: "ઈશ્વર આપણાપર અનંત પ્રેમ રાખે છે અને આપણે માટે હિતકારક વસ્તુ કયી છે તે આપણા કરતાં તેજ વધારે સારી રીતે જાણે છે; અને તેથીજ તેણે સંકટરૂપી કઠોર શિક્ષક આપણા પર મૂકયો છે. જે માણુસ આપણી સામે યુદ્ધ કરે છે તે આપણાં અંગને મજબૂત કરે છે તથા આપણી બુદ્ધિને તીવ્ર બનાવે છે; અને આ પ્રમાણે આપણો વિરોધીજ આપણો ખરો સહાયક હોય છે. મુસ્કેલી સાથેનું યુદ્ધ આપણા લક્ષ્યનો આપણુને પરિચય કરાવે છે અને તેનાં સમસ્ત અંગોને તપાસવાની આપણુને ફરજ પાડે છે. તે આપણી ઉપરચોટિયા દૃષ્ટિ અને નીતિરીતિને ચાલવા દેતું નથી."

જે માણુસોમાં ખરૂં સત્ત્વ હોય છે તેઓજ પોતામાં ગુપ્ત રહેલું ઉચ્ચ વ્યક્તિત્વ બહાર લાવે છે અને હજારો પ્રતિકૂળ સંયોગોની સામે થઇને ઉન્નત દશાને પ્રાપ્ત થાય છે. તમે તેમને અધોગતિમાં રાખી શકશોજ નહિ. કેમકે પ્રત્યેક વિઘ્ન પ્રગતિ કરવાની તેમની શક્તિને વધારતુંજ જણાય છે.

કાર્સ્ટેલર જણાવે છે કે "ભિન્ન સંયોગોમાં સાવોનારોલા પણુ બીજા હજારોની પેઠે ખરેખર એક સરસ પતિ, એક માયાળુ પિતા અને એક શાંત પરંતુ બીજાઓના જેવો એક સામાન્ય અને અપ્રસિદ્ધ માણસજ થયો હોત; અને સમયની રેતી પર તથા મનુષ્યોનાં હૃદય પર પોતાની જે ઉંડી છાપ એ મૂકી ગયો તે મૂકી જવાને સર્વથા અશક્તજ નીવડયો હોત. જે સંકટ તેની મુલાકાત લેવાને, તેના હૃદયને છુંદી નાખવાને અને તેને બહુ શોક આપવાને કરવાને આવ્યું અને જે શોકે તેનાં ભવાં પર કાંટાનો મુકુટ મૂકયો તેણેજ તેને અમરતાની અદ્દભુત વરમાળા પણુ પહેરાવી. તે જે સ્ત્રીને ચાહતો હતો તેનામાંજ તેની સર્વ આશાઓ કેંદ્રિત થયેલી હતી; તેને પ્રાપ્ત કરવાને તેનું હૃદય બહુજ તલ્પી રહ્યું હતું અને જ્યારે કેટલેક અંશે તેના ધંધાને લીધે અને કેટલેક અંશે તેની કુરૂપતાને લીધે તે સ્ત્રીના વડીલોએ છેલ્લી વાર તેનો અનાદર કર્યો ત્યારે તેણે એમજ ધાર્યું હતું કે, હવે બસ મારૂં મૃત્યુજ આવ્યું છે! પરંતુ વાસ્તવમાં તે મૃત્યુ ન હતું પણુ અમરતા હતી."

નિકૃષ્ટ પંક્તિના લોકોમાં જન્મીને જેઓ ઉચ્ચ વર્ગમાં દાખલ થયા છે તેઓજ હમેશાં સૌથી મહાન પુરુષો ગણાશે.

એમ કહેવાય છે કે, ઝુંપડીઓમાંથી જ્યારે દશ હજાર

**બુદ્ધિવાન, પ્રતિભાશાળી અને સદ્‌ગુણી માણસો પ્રગટે છે; ત્યારે મહેલોમાંથી તો માત્ર તેવો એકાદજ માણસ પ્રકટે છે.**

ઓપી પોતાની તરુણાવસ્થામાં લાકડાં વહેરીને પોતાનો નિર્વાહ કરતો હતો; પરંતુ પાછળથી તે રાજવિદ્યાલયમાં અધ્યાપક થયો હતો. તેની વય માત્ર દશ વર્ષની હતી ત્યારે તેણે એક ઢાળ-વાળા પાટિયા પર એક સુંદર ચિત્ર આલેખીને પોતાનું પાણી બતાવી આપ્યું હતું. ઍન્ટોનિયો કૅનોવા એક મજૂરનો પુત્ર હતો. થૉર્વોલ્ડ-સનનાં માતપિતા રંક હતાં, પરંતુ તેઓ બીજા સેંકડો માણસોની પેઠે પોતાના હાથમાં જે કામ આવતું તે જાતમહેનતથી કરતાં અને તેને સારી રીતે પાર ઉતારતાં. જેવી રીતે આર્કરાઇટ હજામની સ્થિતિ-માંથી ઉન્નત થયો હતો; બનિયન કંસારાની સ્થિતિમાંથી ઉન્નત દશા-ને પ્રાપ્ત થયો હતો; વિલ્સન મોચીના ધંધામાંથી ઉન્નત થયો હતો અને ગ્રાંટ ચામડાં સમારવાના ધંધામાંથી ઉન્નતિ પામ્યો હતો; તેવીજ રીતે ઉપર જણાવેલા બન્ને જણા ઉચ્ચ દૃષ્ટિ રાખીને ઉન્નત થયા હતા. માણસો પ્રથમ પંક્તિના હજામ, કંસારા, મોચી વગેરે બનીને પણ એવી શક્તિ અને તકોને પ્રાપ્ત કરે છે કે જેથી તેઓ મહાન શોધક, લેખક, રાજદ્વારી અને સેનાપતિ થવાને પણ સમર્થ થાય છે.

સંકટ મૂર્ખોને ગભરાવી નાખે છે અને કાયરોને નિરુત્સાહી બનાવી દે છે; ત્યારે શાણા અને ઉદ્યોગી માણસોની શક્તિઓને તે બહાર ખેંચી કાઢે છે અને સાધારણ શક્તિવાળાને તેની બુદ્ધિનો પ્રયોગ કરવાની જરૂર પાડે છે. સંકટ શ્રીમંતને ડરાવે છે અને આળસુને ઉદ્યોગી બનાવે છે. નિર્વિઘ્ને મળતી સફળતા અને ઉન્નતિ માણસને ખરો ઉપયોગી અને સુખી થવાને લાયક બનાવતાં નથી. દરિયાનાં તોફાનોની પેઠે સંકટનાં તોફાનો પણ શક્તિઓને જાગ્રત કરે છે અને પ્રવાસીની શોધકબુદ્ધિ, ડહાપણ, ચાતુર્ય તથા સાહસિકતાને ઉત્તેજિત કરે છે. પ્રાચીનકાળના આત્મ-વિસર્જન કરનાર વીરો સંકટો સહન કરીને બહાદુરી અને ઉચ્ચ વૃત્તિ પ્રાપ્ત કરતા હતા. જે માણસ ઉપર સુખરૂપી સૂર્યનો પ્રકાશ હમેશાંજ પડયા કરે છે તેઓ ઉન્હાળાની પૃથ્વી સમાન શુષ્ક અને સખ્ત બની જાય છે. ઘણાખરા માણસોએ સંકટ દ્વારાજ મહત્તા પ્રાપ્ત કરી છે. જો તમને નિરાશા પ્રાપ્ત થાય તો તમે તમારા કરતાં વધારે નિર્ધન અને દુઃખી માણસોની સ્થિતિનું અવલોકન કરજો. જે વસ્તુ પર હીરાને જડવામાં આવ્યો હોય તે વસ્તુ જેમ અધિક કાળી હશે, તેમ હીરો અધિક પ્રકાશિત જણાશે. આમ તેમ દોડીને તમારા

પરિચિતોને તમારા દુર્ભાગ્યની વાત કહ્યા કરશો નહિ. કારણકે લોકો દુર્ભાગી માણસોની સાથે પરિચય રાખવાનું પસંદ કરતા નથી.

બીથોવને જ્યારે પોતાના મહાનમાં મહાન ગ્રંથો લખ્યા ત્યારે તે લગભગ તદ્દન બહેરો અને શોકથી પીડાતો હતો. શિલરે મહાન શારીરિક વ્યથાની વચ્ચે પોતાના ઉત્તમોત્તમ ગ્રંથો લખ્યા હતા. પંદર વર્ષ પર્યંત તે દુઃખમાંથી મુક્ત થયો નહોતો. મિલ્ટન અંધ, ગરીબ અને વ્યાધિગ્રસ્ત હતો ત્યારે તેણે પોતાના મહાન ગ્રંથો લખ્યા હતા. તે જણાવે છે કે "જે માણસ સૌથી વિશેષ સંકટ સહન કરી શકે છે, તેજ વધારે ઉત્તમ કાર્ય કરી શકે છે." બનિયન કહેતો કે "જો કાયદો પરવાનગી આપતો હોય તો અધિક સુખ પ્રાપ્ત કરવાને માટે હું અધિક સંકટની પ્રાર્થના કરૂં."

ડૉ૦ પેસન જ્યારે વ્યાધિથી પથારીવશ થયો ત્યારે તેણે તેની મુલાકાતે આવેલા એક માણસને હસતાં હસતાં પૂછયું કેઃ "ઈશ્વર આપણને ચત્તા સુવાડે છે તેનું કારણ તમે જાણો છો?" તે માણસે જવાબ આપ્યો "ના" પેસને જણાવ્યું કે "આપણે ઉંચે જોઇએ એટલા માટે તે આપણને ચત્તા સુવાડે છે." તે મિત્ર બોલ્યોઃ "હું મારી દિલગીરી પ્રદર્શિત કરવાને આવ્યો નથી પરંતુ આપની સાથે આનંદ લૂંટવાને આવ્યો છું. કારણકે આ કંઇ વિલાપ કરવાને સમય નથી." ડૉ૦ પેસન બોલ્યો કે "આ વાત સાંભળીને મને આનંદ થયો. લોકો ઘણી વાર મને આ પ્રમાણે કહેતા નથી. વાસ્તવમાં હમણાં મને વિલાપની કાંઇ પણ આવશ્યકતા નથી અને તે છતાં પ્રત્યેક માણસ મારી ખબર લેવા આવીને વિલાપજ કર્યા કરે છે. ઉલટું હું જ્યારે સાજો અને ઉન્નત દશામાં હતો તથા એક ફતેહમંદ ઉપદેશક હતો અને મને વિલાપની ખરેખરી આવશ્યકતા હતી ત્યારે લોકો મારી મિથ્યા સ્તુતિ કરતા હતા અને મને અભિનંદન આપતા હતા."

જર્મનીના એક ઉમરાવે પોતાના કિલ્લાના એક મિનારાથી બીજા મિનારા સુધી તાર ફેલાવીને એક પ્રચંડ વાજીંત્ર બનાવવા માંડયું. જ્યારે તેણે પોતાનું વાજિંત્ર સંપૂર્ણ બનાવ્યું ત્યારે તે વાગવાને બદલે મૂંગુંજ રહ્યું; પરંતુ જ્યારે વાયુની લહરિ ફૂંકાવા લાગી ત્યારે તે વાજિંત્રમાંથી, દૂરના વાજિત્રમાંથી નીકળતા ધ્વનિના સરખો મંદ સુર નીકળવા લાગ્યો. અંતે એક વાવાઝોડું જોરપૂર્વક ઉક્ત કિલ્લા પર ફરી વળ્યું ત્યારે તે વાદ્યના તારોમાંથી ઉત્તમોત્તમ અને સુંદરમાં સુંદર સંગીત નીકળવા લાગ્યું. આ પ્રમાણે કેટલાક

માણુસો પર સાધારણ ઘટનાઓ અસર કરતી નથી અને તેમનામાંથી ઉત્તમોત્તમ સંગીત-ઉચ્ચતર પૌરુષ-બહાર ખેંચી લાવતી નથી.

લંડનમાં જ્યાં સુધી ભયંકર પ્લેગે ફાટી નીકળી એક લાખ માણુસોનો નાશ કર્યો નહિ અને મોટી આગે હલકા, ગીચ અને ખરાબ લત્તાઓને બાળીને ભસ્મીભૂત કર્યા નહિ ત્યાંસુધી તે નગર ફિનિક્સ પક્ષીની માફક પોતાની ભસ્મ અને વિધ્વંસમાંથી ઉઠીને ભવ્ય અને પ્રચંડ સ્વરૂપ મેળવી શક્યું નહિ.

સાચા વીરપુરુષો અત્યાચારના અગ્નિથી વધારે મજબૂત બને છે.

આલ્બિયન ટૂર્જી જણાવે છે કે "જો શ્રીમંત માણુસોનો સાચો ઇતિહાસ જાણુવામાં આવે તો આપણુને પ્રતીત થશે કે, તેમાંનો પ્રત્યેક જણ એક વાર દેવાળિયો બની ગયો હતો. લશ્કરમાં એક હલકી નોકરી મેળવવામાં ગ્રાંટ નિષ્ફળ ગયો તેથીજ તે અંતે વડો સેનાધિપતિ બન્યો. હું પોતે પણુ જે કાર્ય કરવાને નીકળ્યો હતો તે કાર્યમાં નિષ્ફળ ગયો તેથીજ અંતે, જેની મેં કદી પણુ આકાંક્ષા રાખી ન હતી તે કરવાને સફળ થયો."

જીવનના મહાસંગ્રામમાંથી અજ્ઞાન અને ભ્રમણાનો નાશ કરવાને તથા જ્ઞાન અને ચારિત્ર્યનો ઉંચો ઝુંડો ફરકાવવા માટે તમને તમારા પોતાનાજ સ્વયંસેવક બનવાની સૂચના કરવામાં આવે છે. તમારી પ્રગતિને પ્રતિબંધ કરનાર વિઘ્નોને છિન્નભિન્ન કરી નાખો અને આશાને વળગી રહો. તમારી ધ્વજા ઉંચી રાખો અને મક્કમ પગલે તથા નિર્ભયતાપૂર્વક સતત આગળ વધો.

આરામ નહિ પરંતુ પ્રયત્ન અને સુગમતા નહિ પરંતુ મુશ્કેલીજ ખરા માણુસોને ઉત્પન્ન કરે છે. સખ્ત પરિશ્રમથી મેળવેલું શિક્ષણુ એ મહાન સફળતાની કિંમત છે અને મહાન ચારિત્ર્યનો ધીમો વિકાસ એ તેનું ખાસ આવશ્યક અંગ છે. આપણા શ્રેષ્ઠતમ કવિઓ પૈકીના ઘણાક "સંકટના પારણામાં ઝુલીને કાવ્ય રચતા થયા છે અને તેઓ વિપત્તિમાં જે શીખ્યા છે તેનું તેમણે કાવ્યમાં શિક્ષણુ આપ્યું છે."

બાયરન જ્યારે માત્ર ઓગણીસ વર્ષનો હતો ત્યારે તેણે "આળસના કલાકો" એ નામનો કાવ્યગ્રંથ પહેલવહેલો પ્રકટ કર્યો હતો. આ ગ્રંથ ઉપર જે તીક્ષ્ણ ટીકા થઈ તેથી તેના હૃદયને તીવ્ર ડંખ લાગ્યો અને તેણે ઉત્તમોત્તમ કવિ બનવાનો નિશ્ચય કર્યો. તેના સંબંધમાં મૅકૉલે જણાવે છે કે "બાયરન એટલી બધી ત્વરાથી એટલી બધી ઉંચી સ્થિતિએ પહોંચ્યો છે કે તેના

જેવું ઉદાહરણ ઇતિહાસમાં ભાગ્યેજ મળે તેમ છે." માત્ર થોડાં વર્ષોમાંજ તે સ્કૉટ, સાઉધી અને કૅમ્પબેલ જેવા માણુસોની પંક્તિમાં ઉભો રહ્યો અને સાડત્રીસ વર્ષની વયે મરણ પામ્યો. મહાબુદ્ધિવાન માણુસો ઘણું કરીને આવીજ વયે મરણ પામે છે. કુરન એક વાર "તોતડો પંચીગર" અને "મૂંગો વક્તા" કહેવાતો હતો, પરંતુ ઉપહાસ અને નિંદાથીજ તે મહાન વક્તા બનવાને પ્રેરાયો હતો.

આ તો કાખલાઘોડીનો જમાનો છે. પ્રત્યેક સ્થળેથી "સહાયો" અને "મદદો" માગવાની જાહેર ખબરો છપાય છે. આપણે સંસ્થાઓ, પાઠશાળાઓ, વિશ્વવિદ્યાલયો, શિક્ષકો, પુસ્તકો, પુસ્તકાલયો, વર્તમાનપત્રો અને માસિકો ધરાવીએ છીએ. આપણે માટે વિચાર બીજા માણુસો કરે છે. આપણા ગણિતના બધા દાખલાઓ 'ખુલાસા' અને 'કુંચીઓ' દ્વારા કરવામાં આવે છે. આપણા છોકરાઓ ઘણી વાર અતિ અલ્પ અભ્યાસ કરીને પાઠશાળાની બહાર નીકળે છે. "ટુંકા માર્ગ" અને "સંક્ષિપ્ત પદ્ધતિ" આ શતાબ્દિમાં અત્યંત વધી ગઇ છે. પ્રત્યેક પાઠશાળાના અભ્યાસક્રમમાંથી મહેનતને હદપાર કરવાને ચતુરાઈભરેલી યુક્તિઓનો ઉપયોગ કરવામાં આવે છે. વર્તમાનપત્રો આપણુને આપણો રાજદ્વારી મત આપે છે અને ધર્મોપદેશકો ધર્મ આપે છે. સ્વાશ્રય અને આત્મશ્રદ્ધાને તો બસ દિવસે દિવસે પાણીચુંજ મળતું જાય છે. કુદરત જાણે કે પોતાની અદ્‌ભુત શક્તિઓ સહિત મનુષ્યને આરામ આપવાને દોડી આવી છે અને લોકોનું વૈતરૂં જાતે કરી તેમને સમસ્ત દુઃખોમાંથી મુક્ત કરવાનો પ્રયત્ન કરી રહી છે!

પરંતુ કુદરતના કાર્યનો ઉંધો અર્થ કરશો નહિ. **માણુસોને મોટાં સંકટોમાં નાખવા માટેજ કુદરત તેમને નાનાં સંકટોમાંથી મુક્ત** કરે છે. માણુસોને કરવાનું કામ પોતાને માથે લઇને તે કાંઇ લોકોને એદીપણામાં કે મોજશોખમાં ડૂબી તેમની શક્તિઓને નિર્બળ બનાવવાની આજ્ઞા કરતી નથી; પણ મગજ અને અંતઃકરણુને પ્રવૃત્તિશાલી બનાવવાને–ખીલવવાને માટેજ સ્નાયુઓને આરામ આપે છે.

ઉષ્ણુ કટિબંધમાં સુંદરમાં સુંદર અને મજબૂતમાં મજબૂત માણુસોનો પણ વિકાસ થતો નથી. કારણુકે ત્યાં માણુસોને વૃક્ષપરજ (ફળફૂલરૂપે) તૈયાર રોટલો મળે છે અને પરિશ્રમ કરવો અતિ મુશ્કેલ થઇ પડે છે. પરમ સૌંદર્યવાન અને દઢ માણુસોની ઉત્પત્તિ શીત કટિબંધમાંજ થાય છે. *હિંદી મજૂરને આખો દિવસ

* અત્યારની પરિસ્થિતિ ઉપરથી આ વાતને સિદ્ધાંતરૂપેજ અહીં

કામ કરવાને માટે માત્ર બે ત્રણ આના મળે છે, ત્યારે અમેરિકન મજૂરને બેથી ત્રણ ડૉલર મળે છે. મેક્સિકોમાં ખનીજ દ્રવ્ય પુષ્કળ હોવા છતાં પણ તે રંક છે અને ન્યૂ ઇંગ્લાંડ પહાડી તથા બરફમય પ્રદેશ હોવા છતાં પણ શ્રીમંત છે. છતાં આ કાંઇ આકસ્મિક ઘટના નથી પરંતુ પ્રકૃતિના નિયમ અનુસાર બનેલી ઘટના છે. અત્યંત આવશ્યકતા, સાધન પ્રાપ્ત કરવા માટે કરેલું યુદ્ધ, ગરીબાઇરૂપી અમૂલ્ય એડ,—આ વસ્તુઓ પુરુષાર્થનો વિકાસ કરે છે અને મનુષ્યને જંગલી અવસ્થામાંથી ખેંચી કાઢી સંસ્કારી બનાવે છે. પરિશ્રમે જંગલને પણ સુંદર ઉદ્યાનના સ્વરૂપમાં ફેરવી નાખ્યું છે.

જેવી રીતે શિલ્પી માત્ર સંગેમરમરના ટુકડામાં સમાયેલા દેવદૂતનુંજ ચિંતન કરે છે; તેવી રીતે કુદરત પણ સાડાત્રણ મણના શરીરમાંથી માત્ર ખરા મનુષ્યત્વનીજ દરકાર કરે છે. શિલ્પી જેમ સંગેમરમરના ટુકડાની પાષાણુતરીકે જરાપણ દરકાર કરતો નથી; તેજ પ્રકારે કુદરત પણ માત્ર શ્વાસોચ્છ્વાસની ક્રિયા કરનાર માટીનાં પૂતળાંને માટે કિંચિત્ પણ દરકાર કરતી નથી. દેવદૂતનો આકાર પ્રકટ કરવાને માટે શિલ્પી જેમ તેમાંનો સઘળો અનાવશ્યક ભાગ જરા પણ સંકોચ ન લાવતાં કાપી કાઢીને ફેંકી દે છે; તેજ પ્રકારે કુદરત પણ આપણી સર્વોત્તમ શક્તિ બહાર લાવવા માટે આપણને જરા પણ સંકોચ વિના ઠોકી પીટીને ઘડી નાખે છે. તે આપણા શુદ્ધ ચારિત્ર્યનો વિકાસ કરવાને માટે આપણું સર્વ દ્રવ્ય ખુંચવી લે છે; આપણો ગર્વ ખંડિત કરે છે; આપણી મહત્ત્વાકાંક્ષાને દબાવી દે છે; આપણને કીર્તિના દાદર પરથી નીચે ફેંકે છે અને એવી અનેક રીતે તે આપણને આપણી મજબૂતી, ગુણ, સૌંદર્ય અને ઉન્નતિની સ્થિતિ તરફ લઈ જાય છે. શુદ્ધ ચારિત્ર્યના વિકાસ માટે સર્વ વસ્તુઓનો ભોગ અપાય છે. એના આગળ જડ દ્રવ્ય કશી ગણુતરીમાં નથી; દરજ્જો હિસાબમાં નથી અને કીર્તિ વિસાતમાં નથી. કેમકે **ચારિત્ર્ય એજ સર્વસ્વ છે.**

આપણે સાચા મનુષ્ય ન બનીએ ત્યાંસુધી કુદરત આપણને

---

જણાવી દીધી છે એ ભૂલ છે. હજારેક વર્ષથી ઉષ્ણ કટિબંધ તરફના દેશોની પડતી થઇ રહી તેનો અગાઉ અનેક હજાર વર્ષો સુધી તેમણે ઉચ્ચ દશા ભોગવી છે; કે જ્યારે શીત કટિબંધવાળાઓ અને 'તેમનોજ વિકાસ થાય' એ સિદ્ધાંત, એ બધુંજ જંગલી હાલતમાં સડતું હતું; અને અત્યારનો હિંદનો મજૂર તે સમયનો ગૃહસ્થ કારીગર હોઇ તેની કારીગરીથી યુરોપનાં દિવાનખાનાં શોભતાં અને શરીર ઢંકાતાં હતાં. અખંડાનંદ

સુખચેન આપવા ઇચ્છતી નથી; પરંતુ આપણને સાચા મનુષ્ય બનાવવાનો પ્રયત્ન કરે છે. મહાન ચિત્રકારોના પ્રત્યેક મહાન ચિત્રમાં એક ભાવ અથવા એક આકૃતિ બીજા સઘળા ભાવો અને આકૃતિઓ કરતાં મુખ્ય હોય છે. બીજા સઘળા ભાવો અથવા આકૃતિઓં ગૌણ હોય છે; પરંતુ તેઓ પ્રધાન ભાવનાં પોષક હોવાથી તેમની સાર્થકતા તેમની ગૌણતામાંજ સમાયેલી હોય છે. આ પ્રકારે ઇશ્વરના આ અતિ **વિશાળ જગતમાં પ્રત્યેક વસ્તુ મનુષ્યત્વનીજ પોષક છે.** કુદરતે આ વિચાર પ્રત્યેક પાંદડા પર લખ્યો છે અને પ્રત્યેક વસ્તુ દ્વારા એજ વિચાર તે બૂમ પાડીને જાહેર કરે છે. પ્રત્યેક પુષ્પમાંથી એજ વિચારની સુગંધ નીકળે છે અને પ્રત્યેક નક્ષત્રમાં પણ એજ વિચાર પ્રકાશી રહ્યો છે.

અહો ! એક ખરો મર્દ–પોતાનો એક સાચો સપૂત–ઉત્પન્ન કરવાને માટે કુદરત કયી કિંમત નથી આપતી ? ખરા મર્દના આગમનને માટે તૈયારી કરવાને અથવા તેનું અસ્તિત્વ સંભવિત કરવાને માટે તે હજારો વર્ષ પાણીની પેઠે ખર્ચી નાખે છે. ખરા મર્દનો વિકાસ કરવાને માટે તેણે શતાબ્દિઓ ખર્ચી દીધી છે અને સમગ્ર જગતને તેના ચરણમાં મૂકી દીધું છે. જગત એ માત્ર તેની કિન્ડરગાર્ટનની શાળા છે અને પ્રત્યેક વસ્તુ એનો પદાર્થપાઠ છે. પોતાના સરજેલા મહાનમાં મહાન પદાર્થને આકાર આપવા માટે–તેને મનુષ્યનો સંપૂર્ણ નમૂનો બનાવવાને માટે–કુદરત હજારો ઉપાય કરે છે. પોતાનો આ હેતુ સિદ્ધ કરવાને માટે તે માણસને તેના પોતાના અને કુટુંબના નિર્વાહને માટે કામ કરવાની ફરજ પાડે છે. તે તેને આ વાત કદી પણ ભૂલવા દેતી નથી કે " પરિશ્રમજ ખરા માણસનો વિકાસ કરે છે. " જે વસ્તુ દૂરથી આપણને આકર્ષક લાગે છે અને જેને પ્રાપ્ત કરવાને માટે આપણે ઘણો પરિશ્રમ કરીએ છીએ; તે આપણને પ્રાપ્ત થાય છે કે તરતજ કુદરત તેનાથી પણ અધિક આકર્ષક વસ્તુને આપણી સન્મુખ મૂકી દઇને પહેલા પદાર્થ તરફનું આકર્ષક લૂંટી લે છે.

એક તત્ત્વવેત્તા જણાવે છે કે " જીવનમાંથી પરિશ્રમ અને સંકટ દૂર થવાં શક્ય નથી. હજારો કામ એવાં હોય છે કે જે આપણા એકલાના હિત કરતાં વિશાળ હિતો સાધવાની આપણી ઇચ્છા હોય કે ન હોય તોપણ થવાંજ જોઇએ. આપણને સુખેથી નિદ્રા લેવાદેવાને માટે બીજાઓને ગુપચૂપ પગનાં આંગળાં પર ચાલવાની સંમતિ દુનિયા કદી પણ આપશે નહિ. લોકો ઘણા જલદી ઉઠે છે અને

ઘણા મોડા સૂએ છે. આ સઘળો વખત કઠિન વસ્તુઓને ઘડવાને માટે અસંખ્ય હથોડાઓ, કરવતો અને કુહાડાઓનો પ્રયોગ થાય છે. કારણકે કેટલીક વસ્તુઓ આ ઓજારો વિના મનુષ્યની સેવા બજાવવાને ઉપયોગી થઈ શકતી નથી. વળી આ કુહાડા અને હથોડા પકડતાં અને વાપરતાં શ્રમ પણુ થયા વિના નથી રહેતો. લાખો મજૂરો રોતા પીટતા અને અશ્રુપાત કરતા આ ઓજારોનો પ્રયોગ કરે છે. આપણા નિત્યના ધંધામાં જે હજારો હરીફ ઉભેલા હોય છે; આપણે જયારે પરાજિત થઇએ ત્યારે આપણી વિરુદ્ધ જે સખત શત્રુતા પ્રકટી નીકળે છે; જયારે આપણે આપણા પ્રતિસ્પર્ધીને પરાજિત કરીએ છીએ ત્યારે આપણે જે મોટી ડંફાસ મારવા લાગી જઇએ છીએ; આપણા પર જે આપત્તિના પ્રચંડ પ્રહારો આવી પડે છે; અને પરાભવથી આપણા હૃદયમાં જે ભારે નિરાશા ઉત્પન્ન થાય છે; તે સર્વને આપણે અટકાવી શકતા નથી અને કદી પણુ અટકાવી શકીશું નહિ. વળી આપણે તેને અટકાવવાની ઇચ્છા શા માટે કરવી જોઇએ ? બંધુ ! અધિક ઉત્તમ જીવન-આત્મસૌંદર્ય-પ્રાપ્ત કરવાને માટે આપણે આ જગતરૂપી ઈશ્વરના કારખાનામાં એ પ્રમાણે ઘડાઇએ છીએ અને ઈશ્વરની એરણુ પર ઘણાના પ્રહાર ખાઇએ છીએ." ખૂબ યાદ રાખજો કે, જે અંગ વધારે વપરાશમાં આવે છે તેજ માત્ર મજબૂત થાય છે.

આપણા અંતઃકરણના ઉંડા ભાગમાં એક પ્રકારનું એવું તો અસાધારણ કિંમતી બળ રહેલું હોય છે કે તે નાજુક સ્થાનને ( અંતઃકરણના ઉંડા ભાગને ) ઈશ્વરના પ્રહારો જયાંસુધી છિન્ન ભિન્ન કરી નાખતા નથી ત્યાંસુધી આપણે પોતે પણ તેને ભાગ્યેજ જાણીએ છીએ અને તેની દરકાર કરીએ છીએ. પૃથ્વીમાંથી રત્નો જડે તે પૂર્વે શું તેને ખોદવી પડતી નથી ?" **—મિસિસ હૅમન્સ**

" તમારી વહાલામાં વહાલી વસ્તુ પણ એકાએક નાશ પામે ત્યારે ગભરાઇ જઇને આપત્તિરૂપી શત્રુને એવડો બળવાન બનાવવાની મૂર્ખતા કદી પણ કરતા નહિ; પણ ધીરજ રાખજો. કેમકે ખરી ખુબી તો પ્રયત્નમાં રહેલી છે; પ્રાપ્તિમાં રહેલી નથી."

" ઘણા સુપ્રસિદ્ધ અને મહાન પુરુષોએ દુઃખની સાથે વાતચિત કરીને અને દુઃખની શાળામાં અભ્યાસ કરીને તેને પવિત્ર બનાવી દીધું છે."

" માટે તમારા માર્ગને કઠિન બનાવનાર વિઘ્નને પણ અભિવંદન આપો; બેસવા કે ઉભા રહેવા નહિ દેનાર પરંતુ ચાલવાની ફરજ પાડનાર પ્રત્યેક ડંખનો આદર કરો." **—બ્રાઉનિંગ**



# प्रकरण ६ हुं—एक अविचल लक्ष्य

" જીવન એ એક બાણ છે; માટે તે કોની તરફ તાકવું અને ધનુષ્ય કેવી રીતે પકડવું તેનો તમારે પ્રથમ નિશ્ચય કરવો જોઇએ અને પછી તેને અગ્ર ભાગ સુધી ખેંચીને છોડી દેવું જોઇએ." —**હેન્રી વાન ડાઇક**

"એકજ મુખ્ય લક્ષ્ય રાખવું અને તેનેજ પ્રાપ્ત કરવાની તાલાવેલી તથા પ્રયત્ન ધારણ કરવાં, એ આપણા જીવનમાં બહુ મહત્ત્વની બાબત છે."

—**ગેટે**

" માત્ર આત્મસમર્પણથીજ વિજય પ્રાપ્ત થાય છે." —**સી. બકસ્ટન**

"તલસ્પર્શી બુદ્ધિનું નામજ કુશાગ્ર બુદ્ધિ છે." —**બાહ્રાક**

"એકી વેળા બે શિકાર પાછળ પડનારો મનુષ્ય તેમાંના એકેયને પકડી શકતો નથી."

"બે મનનો માણસ પોતાનાં સઘળાં કામમાં અસ્થિર હોય છે."

"પ્રત્યેક માણસે પોતાના લક્ષ્યને બંધબેસતો ખાસ માર્ગ યાને પ્રવૃત્તિ નિશ્ચિત કરવી જોઈએ અને જો તેમાં સફળજ થવાની ઇચ્છા હોય તો તેનેજ વળગી રહેવું જોઈએ." —**ફ્રેન્કલિન**

"એક તરુણ મનુષ્યના જીવનમાં અસ્થિરતા, એ અક્રિયતાના જેટલીજ ભયંકર નીવડે છે."

"સાવધતાપૂર્વક અવલોકન કરનાર અને દૃઢતાપૂર્વક નિશ્ચય કરનાર પ્રત્યેક માણસ અજાણતાં બુદ્ધિમાન બની જાય છે." —**બાહ્વર**

મિચલ ઍન્જેલોને તેના એક મિત્રે પૂછ્યું કે " તમે આવું એકાંત જીવન શામાટે ગાળો છો ? " આ સાંભળી તે કલાવિધાયકે પ્રત્યુત્તર આપ્યો કે " **કલા અને અસાધારણતા એ ઇર્ષ્યાળુ પ્રિયા છે, તે મનુષ્યનો અનન્ય–અવિભક્ત પ્રેમ માગે છે.** " ડિઝરાયલીના જણાવવા પ્રમાણે જ્યારે તે સિસ્ટાઇન મંદિર પર કામ કરતો હતો ત્યારે તેણે પોતાના ઘરના પણ કોઇને મુલાકાત નહિ આપવાનો નિયમ રાખ્યો હતો.

કોલંબસ પોતાની રોજનીશીમાં હમેશાં " આજે અમે પશ્ચિમ તરફ વહાણ હંકાર્યું, કારણ કે એજ અમારો માર્ગ છે" આ સાદા પરંતુ ભવ્ય શબ્દો લખતોજ ગયો. આશાનો આવિર્ભાવ અને તિરોભાવ થતો હતો; ઘડી ઘડીમાં ખલાસીઓમાં ભય અને ગભ-

રાટ ફેલાતો હતો; પરંતુ કોલંબસ જરા પણ ભયભીત થયા વિના પશ્ચિમ તરફ પોતાનું વહાણ હંકારતોજ ગયો અને પ્રતિદિન, રાત્રિસમયે પોતાની રોજનીશીમાં ઉપરોક્ત શબ્દો ઉમેરતો ગયો.

એકાગ્રતાની અદ્‌ભુત શક્તિને લીધેજ નેપોલિયને પોતાનું નામ સમસ્ત ફ્રેંચ જાતિના હૃદયમાં ઉંડું કોતરી દીધું હતું અને સમગ્ર યુરોપમાં અમર બનાવી દીધું હતું. ફ્રાન્સ અદ્યાપિપર્યંત તે નામ પ્રત્યેનો સદ્‌ભાવ તજી શક્યું નથી. સીન નદી પર આવેલા સુંદર શહેરમાં હજી પણ એ જાદુઇ "એન" (નેપોલિયન) અક્ષર સર્વત્ર તમારી દૃષ્ટિએ પડશે.

અહો, એકજ મુખ્ય લક્ષ્યમાં અદ્‌ભુત કાર્યો કરવાની કેવી પ્રચંડ શક્તિ રહેલી હોય છે! એ મહાન્ લક્ષ્યેજ ભૂતળમાં અનેક ઉથલપાથલો કરી છે. નેપોલિયન જાણતો હતો કે, ફ્રાન્સમાં પુષ્કળ મહાપુરુષો હયાતીમાં છે; પરંતુ તેઓ એક અવિચલ લક્ષ્યમાં કેટલી શક્તિ રહેલી છે તે જાણતા નથી. તે જાણતો હતો કે "સમાન સત્તા"નો પોકાર એ માત્ર તરંગી સ્વપ્ન છે; અને ઘટનાઓને અંકુશમાં રાખે એવો કોઈ મહાપુરુષ જન્મશે નહિ ત્યાંસુધી સાધારણ જનવર્ગ તો માત્ર અંધાધૂંધીનુંજ રાજ્ય ચલાવશે. તેની વજ્રમય ઇચ્છાશક્તિએ આ તક ગ્રહણ કરી લીધી અને વિલિયમ પિટ્ટની પેઠે તેણે વિજય થશે કે પરાજય થશે એવા શંકાશીલપણામાં ગોથાં ખાધાં નહિ; તેમજ તે પોતાના લક્ષ્યથી પણ ચલિત થયો નહિ. તેણે આમતેમ દૃષ્ટિપાત કર્યોજ નહિ. તેણે તરંગો અને કલ્પનાઓમાં સમય ખોયો નહિ; તેણે હવાઈ કિલ્લા બાંધવામાં સમય ખોયો નહિ; પરંતુ એકજ ઉદ્દેશ અને એકજ દૃષ્ટિ સહિત તે પોતાના લક્ષ્ય તરફ સીધો ને સીધો આગળજ ધસ્યો ગયો. તે હમેશાં એકજ દૃષ્ટિ રાખતો હતો. યુદ્ધમાં તેને મહાન વિજય મળ્યો હતો તેનું કારણ ઘણેભાગે તેનું "નિશ્ચિત લક્ષ્ય" હતું. તે સૂર્યનાં કિરણોને એકજ સ્થાન પર એકત્રિત કરનાર મહાન આગીઆ કાચ સમાન હતો. તે જ્યાં જ્યાં જતો, ત્યાં ત્યાં પોતાની એકાગ્ર ઇચ્છાશક્તિનાં તપ્ત સૂર્યકિરણો વડે લક્ષિત સ્થાનને બાળી તેમાં છિદ્ર પાડતો ત્યારેજ જંપતો. **તેના સામર્થ્યની કુંચી પોતાનાં સમસ્ત બળોને માત્ર એકજ બિન્દુ પર એકાગ્ર કરવાની તેની શક્તિમાં રહેલી હતી.** શત્રુઓના સૈન્યમાંના દુર્બળ સ્થાનને શોધી કાઢી તે પોતાનાં માણસોને ત્યાં એકત્રિત કરતો અને એ સ્થાન પર તેમને એક પ્રચંડ વજ્રપાતની પેઠે છોડી મૂકતો તથા એ સ્થાનમાં જ્યાંસુધી છિદ્ર

પડે નહિ ત્યાં સુધી તે તોપના ગોળા છોડયેજ જતો. આ માણુસના જીવનમાંથી આપણુને એકાગ્રતાની શક્તિનો કેવો સરસ પાઠ મળે છે! તે જેમ પોતાની શક્તિઓને આખા રાજ્ય પર એકત્રિત કરી શકતો હતો; તેમ નાનામાં નાની બાબત પર પણુ એકત્રિત કરી શકતો હતો અને છેવટે પણુ તે પોતાની એવી રણુનીતિનો ભંગ કરવાથીજ પરાજિત થયો હતો. એકજ સ્થાન પર પ્રચંડ દળોને ધસાવવાના તેના નિયમનો ભંગ થવાથીજ તેણે હાર ખાધી હતી.

આજે પણુ સફળ થવાને માટે આપણે આપણા મનની સમગ્ર શક્તિઓને એકજ અવિચલ લક્ષ્ય પર એકાગ્ર કરવી જોઇએ. અને " देहं पातयामि वा कार्यं साधयामि " એવો અડગ નિશ્ચય કરવો જોઇએ; તથા તે લક્ષ્યને ચુકાવનાર પ્રત્યેક પ્રલોભનનું દમન કરવું જોઇએ.

દશ પાંચ બાબતોનું અધુરું જ્ઞાન ધરાવનાર અથવા તો જોયેલી–સાંભળેલી પરોપકારની દશ પાંચ બાબતો હાથ ધરીને સબ બંદરકા વેપારી થનાર માણુસ છેવટે કોઇ પણુ બાબતમાં સફળતા મેળવી શકતો નથી અને મેળવે છે તો તે ઉપરછલી–નામમાત્રનીજ હોય છે; જયારે હલકામાં હલકા ધંધામાં પણુ એકનિષ્ઠાથી પૂરતું જ્ઞાન અને પુરુષાર્થ ધરાવનાર માણુસ સફળ અને સુપ્રસિદ્ધ થાય છે.

મહાબુદ્ધિમાન ગ્લૅડસ્ટન જણુાવે છે કે " હું એકજ સમયે બે કામ સાથે કરી શકતો નથી. " તે જ્યારે અમુક કામ લઇ બેસતો ત્યારે તેની ઉપરજ પોતાના સમગ્ર બળ વાપરતો હતો. તે જે પણુ કાર્ય હાથમાં લેતો તેના ઉપરજ પોતાનું સઘળું ધ્યાન રોકતો અને અવકાશનો સમય પણુ તેમાંજ વાપરતો. જ્યારે ગ્લૅડસ્ટન સરખાને પણુ સફળતા પ્રાપ્ત કરવાને માટે આવી રીતે પોતાની સમગ્ર શક્તિઓ એકાગ્ર કરવી પડે; તો આપણે સાધારણુ માણુસો તો એકી વેળા અનેક બાબતોના ખાં બનવા માગીને કયાંથીજ સફળતાની આશા રાખી શકીએ ?

સઘળા મહાપુરુષોની મહત્તા, સફળતા અને કીર્તિનું મુખ્ય રહસ્ય એજ છે કે, પોતાની સઘળી શક્તિઓને તેઓ એકજ બાબતમાં એકાગ્ર કરતા; વાપરતા; અને પોતાના લક્ષ્ય સિવાયની પ્રત્યેક બાબત પોતાના મગજમાંથી હાંકી કાઢતા.

ઇ. સ. ૧૮૩૦ ની ક્રાંતિ દરમિયાન વિકટર હ્યુગોના ઉદ્યાનમાં ગોળાઓ પડતી હતી તે સમયે તેણે પોતાનો " નૉટર્ડામ " નામક ગ્રંથ લખ્યો હતો. પોતાને બહાર નીકળી મહોલ્લામાં જવાની

લાલચ ન થાય એટલા માટે તેણે માળ પર પોતાનાં સઘળાં કપડાં મૂકી તેને બંધ કરીને તાળું માર્યું અને પછી એક ઓરડામાં ગોંધાઇ પોતાના નગ્ન શરીર પર એક મોટું જાડું બનૂસ ઓઢી, શિયાળાનો મોટો ભાગ પોતાનો ગ્રંથ લખવામાંજ ગાળ્યો! આવી એકનિષ્ઠા અને સંયમને લીધેજ એ ગ્રંથમાં તે પોતાનો આત્મા બહુ ઉમદા રીતે ઉતારી શકયો છે.

અબ્રાહમ લિંકનની એકાગ્રતાશક્તિ એટલી પ્રબળ હતી કે, તે પોતાની બાલ્યાવસ્થામાં સાંભળેલો ધર્મોપદેશ એક પણ ચૂક વિના ફરીથી બોલી જતો હતો. ડૉ૦ ઓ. ડબ્લ્યુ. હોમ્સ જયારે એન્ડોવરમાં અભ્યાસ કરતો હતો ત્યારે તે, શાળામાં ચાલતા ગ્રંથ પર પોતાની દૃષ્ટિ એવી રીતે ઠેરવતો હતો કે જાણે પોતાને કરોડો રૂપિયાનો વારસ બનાવનારૂં એકાદ વસિયતનામું ન વાંચતો હોય !

જે માણસો આ જગતમાં એકજ કામ સર્વભાવે હાથમાં ધરી રાખે છે તેઓજ તેને બહુ સારી રીતે પાર પાડી શકે છે અને જેઓ એક કામને બહુ સારી રીતે પાર પાડી શકે છે તેઓજ આ જગતમાં મોખરે આવે છે.

લોકપ્રિય નટ કોણ થઇ શકે છે ? "રિપ વાન વિન્કલ" ના નાટકને પોતાનું આખું જીવન સમર્પણ કરનાર જેફરસન તથા જગતના કોઇ પણ વિદ્યમાન નટ કરતાં પોતે સારી રીતે ભજવી શકે ત્યાં સુધી એકજ પાત્રનો પાઠ ભજવનાર બૂથ, ઇર્વિંગ અને કીન જેવા માણસોજ લોકપ્રિય નટ બની શકે છે. સર્વ પાત્રોના પાઠ ભજવનાર ઉપરચોટિયા નટો લોકપ્રિય થતા નથી. જે પોતાના ખાસ લક્ષ્યને કદા પણ છોડતો નથી અથવા પોતાના વ્યક્તિત્વને વિસ્ખલિત કરી નાખતો નથી તેજ ખરો માણસ છે; અને તેનેજ સફળતા પ્રાપ્ત થાય છે. બોઝ, ગજ્જર, ઍડિસન, મૉર્સ, બેલ, હો, સ્ટીવન્સન અને વૉટ જેવા એકતાન બની શકનાર માણસોજ વિજયધ્વજ ફરકાવે છે. "પ્રજાઓનું દ્રવ્ય" એ નામના ગ્રંથ પર દશ વર્ષ ગાળનાર ઍડમ સ્મિથ જેવા માણસોજ વિજયનાં દુંદુભી વગડાવે છે. "રોમન સામ્રાજ્યની અધોગતિ અને પડતી" એ નામના ગ્રંથ પર વીસ વર્ષ ગાળનાર ગિબન જેવા પુરુષોનેજ સફળતાદેવી વરમાળ આરોપે છે. "ઇંગ્લાંડના ઇતિહાસ" પર પ્રતિદિન તેર કલાક કામ કરનાર હ્યુમ જેવા માણસો પરજ વિજયલક્ષ્મી પ્રસન્ન થાય છે. પોતાના શબ્દકોષ પર છત્રીસ વર્ષો વ્યતીત કરનાર વેબ્સ્ટર જેવા માણસોનેજ અસામાન્ય સફળતા વરે છે. "યુનાઇટેડ સ્ટેટ્સના ઇતિહાસ" પર છવીસ વર્ષ પર્યંત કામ

કરના ઍન્ફ્રોફ્ટ જેવા પુરુષસિંહોજ વિજયની અદ્દ્ભુત દેવીને પ્રસન્ન કરી શકે છે. દુનિયા ઉપહાસ કરતી હોવા છતાં પણ તારનું દોરડું નાખવા માટે પચાસ માઇલનો જલપ્રવાસ કરનાર ફીલ્ડ જેવા શખ્સનેજ કીર્તિપ્રદ સફળતા પ્રાપ્ત થાય છે. "પ્રાચીન પ્રજાઓના કાળનો ઇતિહાસ" એ નામનો ગ્રંથ સોળ વાર લખનાર ન્યૂટન જેવા માણુસોનેજ ઉમદા વિજય પ્રાપ્ત થાય છે. "આખો ઉનાળો વહી જાય તો શું થયું, પરંતુ હું યુદ્ધનો ત્યાગ કરનાર નથી" એમ બોલનાર ગ્રાંટ જેવાજ માણુસો મહાન ફતેહ મેળવે છે. આવા માણુસોજ જગતના ઇતિહાસમાં પોતાનાં નામ અમર કરી શક્યા છે. સિંહણુ આખા જન્મારામાં એકજ વાર એક સંતાન જણુવા છતાં "વનરાજ માતા"નું માન ભોગવે છે; જ્યારે ભૂંડણુ સો સંતાન જણુવા છતાં પણુ હલકીજ ઉપમાને પાત્ર રહે છે!

જે માણુસ પોતાની શક્તિઓને વેડફી નાખે છે અને કોઇ પણુ અમુકજ કાર્ય કરવાનો દૃઢ નિશ્ચય કરી શકતો નથી તેના કરતાં તેનાથી દશમા ભાગનીજ બુદ્ધિ ધરાવનાર પરંતુ એકજ ચોક્કસ કાર્ય કરવાના દૃઢ નિશ્ચયવાળો માણુસ વધુ સફળ બની શકે છે. દુર્બલમાં દુર્બલ પ્રાણી પણુ માત્ર એકજ વસ્તુ પર પોતાની શક્તિઓને એકાગ્ર કરવાથી કંઇક કાર્યસિદ્ધિ કરી શકે છે; જ્યારે સમર્થમાં સમર્થ માનવપ્રાણી પોતાની શક્તિઓને ઘણી બાબતોમાં વેરી નાખવાથી કાંઇ પણ કાર્યસિદ્ધિ કરવામાં નિષ્ફળ નીવડે છે! પાણીનું એકેક નિર્બલ ટીપું પણુ સતત પડયા કરીને કઠિનમાં કઠિન ખડકમાં માર્ગ બનાવી દે છે અને કાર્લાઇલ જણાવે છે તેમ, "ઉતાવળિયું વાવઝોડું ભયંકર ઘોંઘાટ સહિત તે ખડક પરથી પસાર થવા છતાં પણુ પોતાની પાછળ એક પણુ ચિહ્ન મૂકી જઇ શકતું નથી!"

એકજ મહાન ઉદ્દેશ ઉત્તરોત્તર વિકાસ પામવાની અસાધારણુ શક્તિ ધરાવે છે અને તે એક મોટા લોહચુંબકના પહાડની પેઠે પોતાના જેવી અને પોતાના ઉપયોગની પ્રત્યેક વસ્તુનું આકર્ષણુ કરે છે.

એક અમેરિકન ખલાસી ઘણી જુદી જુદી રીતે દોરડાંને સાંધે છે; ત્યારે એક અંગ્રેજ ખલાસી દોરડાંને સાંધવાની માત્ર એકજ રીત જાણુતો હોવા છતાં તે રીત સૌથી ઉત્તમ હોય છે. જે માણુસ એકજ કાર્ય પર લક્ષ્ય રાખે છે; જે માણુસ માત્ર એકજ ઉદ્દેશ ધરાવે છે; જે માણુસનો માત્ર એકજ વિચાર હોય છે; અને સ્વર્ગનું સુખ બતાવવામાં આવે તોપણુ જે માણુસ આમ કે તેમ જોતો નથી; તેજ માણુસ વિઘ્નોમાંથી પોતાનો માર્ગ કાપી કાઢી શકે છે અને દુનિયાને

મોખરે આવે છે. એકાદ બેકન જેવો માણુસ સર્વ શાસ્ત્રોમાં પારંગત હોવાનો દાવો કરી શકે અથવા એકાદ ડાંટે જેવો માણુસ સર્વજ્ઞાન-સંપન્ન તરીકે પૅરિસના વિશ્વવિદ્યાલયમાં ચૌદ પ્રતિસ્પર્ધીઓની સામે દલીલ કરી તે સર્વને જીતી શકે એવા દહાડા હવે વહી ગયા છે. અજ્ઞાન અને આળસભર્યા જમાનામાં "ઉજ્જડ ગામમાં એરંડો પ્રધાન"ની પેઠે કોઇ માણુસ દશ પાંચ જાતનું થોડું થોડું જ્ઞાન ધરાવતો તો પણુ પંડિતમાં ખપી શકતો; ઉપરચોટિયાપણે દશ પાંચ સંસ્થાઓના સેક્રેટરી કે પ્રમુખપદે ચઢી બેસનારા પણુ મહાન પુરુષમાં ખપી જતા; ગાંધીજી, ગોખલે, તિલક, ટાગોર અને લાજપતરાય ઇ૦ના વર્તમાન જમાના પૂર્વે ગમે તેવા ચારિત્ર અને અર્થલોભવાળા મનુષ્યો પણુ માત્ર વાચાળ શક્તિને કોઇ કોઇ વાર કૉંગ્રેસ કે કાઉન્સીલમાં દર્શાવ્યા કરીને "મહાન દેશભક્ત" માં ખપી શકતા; પરંતુ તે સમય હવે રહ્યો નથી. દુનિયા હવે તેટલી અજ્ઞાન, ભોળી અને એદી રહી નથી. પદવી કે ઇલકાબોનાં પૂછડાંને અને ઉપલક્કિયાં કામોને મહાન ગણુવાનો જમાનો હવે વહી ગયો છે. **હવે તો ઉંડાણુ અને એકનિષ્ઠાની** મજબૂત ચાવી વડે ખરી મહત્તાનો દરવાજો ખોલ્યા વગર નિર્માલ્યમાંજ ગણાવું પડવાનું.

વૈજ્ઞાનિકોએ એવી ગણુતરી કાઢી છે કે, પચાસ એકર કરતાં પણુ ઓછી જમીનમાં પથરાયેલા તડકાને એકત્ર કરવામાં આવે તો તે દ્વારા આખા જગતનું સર્વ યાંત્રિક કામ ચાલી શકે અને જો આગિયા કાચ વડે તેટલાં સૂર્યકિરણોને એકત્ર કરવામાં આવે તો તે નક્કર ગ્રેનાઇટ પથ્થરને પણુ પીગળાવી નાખે તથા હીરાને પણુ વરાળ બનાવી દે એમાં જરા પણુ શક નથી. પરંતુ એવી એકત્રતા ન થાય ત્યાંસુધી એના કરતાં અબજોગણી શક્તિ રોજ વહેવરાવ્યા કરનારો સૂર્યદેવ એકાદ ક્ષુદ્ર દાતણુને પણુ બાળવા સમર્થ થઇ શકતો નથી. એજ પ્રમાણે આ જગતમાં ઘણાક માણુસોમાં પુષ્કળ શક્તિ હોય છે, પરંતુ જુદી જુદી અનેક બાબતોમાં તેમણે તેને થોડી થોડી વેરી નાખેલી હોય છે તથા તે તમામ શક્તિને એકત્રિત કરીને તેનો એકજ લક્ષ્યસ્થાન પર પ્રયોગ કરવાના લાભ તેઓ સમજતા હોતા નથી તેથીજ તેઓ કોઇ પણુ બાબતને અસાધારણુ બનાવી શકતા નથી; તેમ જાતે પણુ સબળ બની શકતા નથી. સર્વ શાસ્ત્રોમાં પારંગત પંડિતો તેમજ બહુ ગોખણીઆ વિદ્યાર્થીઓ એજ કારણુને લીધે ઘણાખરા દુર્બલ હોય છે. તેઓ એકજ બિંદુ પર પોતાની શક્તિઓને એકાગ્ર કરી શકતા નથી, એજ તેમને

અસામાન્યપણાથી દૂર રાખી નિર્માલ્ય કે સામાન્ય તરીકે રાખી મૂકનારૂં કારણ છે.

એક પ્રવાસી જણાવે છે કે, વિએનાના પાદશાહી કબ્રસ્તાનમાં ઑસ્ટ્રિયાના હતાશ-ભગ્નહૃદય રાજા બીજા જૉસફની સમાધિ પર નીચેના શબ્દો કોતરવામાં આવ્યા છે: 'અહીંઆં એક એવો માણસ સૂતેલો છે કે જે ઉત્તમોત્તમ વિચારો ધરાવતો હોવા છતાં એક પણ કાર્ય સિદ્ધ કરી શક્યો નથી!'

સર જેમ્સ મૅકિનટૉશ ઘણી સારી શકિત ધરાવતો હતો. જે જે માણસોના પરિચયમાં તે આવ્યો હતો તે સર્વના હૃદયમાં તેણે મોટી મોટી આશાઓ ઉત્પન્ન કરી હતી. ઘણા માણસો અતિ રસપૂર્વક તેની કારકીર્દિ તપાસતા હતા અને તે જગતને આશ્ચર્યચકિત કરી નાખશે એવી આશા રાખતા હતા; પરંતુ વાસ્તવમાં તેનું જીવન ઉદ્દેશરહિત હતું. કોઈ કોઈ વાર મહાન કાર્યો કરવાના પ્રોત્સાહક તરંગો તેના હૃદયમાં ઉઠતા હતા; પરંતુ શું કરવું તેનો નિશ્ચય તે કરી શકે તે પૂર્વેજ તેનો સઘળો ઉત્સાહ હવામાં ઉડી જતો. તેના ચારિત્ર્યમાં રહેલી આ ભયંકર ખામી તેને અનેક ઉદ્દેશોની વચ્ચે ત્રિશંકુની પેઠે લટકાવી રાખતી હતી અને આ રીતે તેનું જીવન લગભગ તદ્દન અનુપયોગી નીવડયું હતું. એક કાર્ય પસંદ કરી પ્રત્યેક પ્રતિબાધક વૃત્તિનો ભોગ આપી, એકાગ્રતા અને ખંતપૂર્વક તેજ કાર્યને સિદ્ધ કરવાની શક્તિ તે ધરાવતો ન હતો. કાંઇક લખવા " ઉપયોગિતા " શબ્દ વાપરવો કે " ઉપયુકતતા " શબ્દ વાપરવો તેનો નિશ્ચય કરવાનો પ્રયત્ન કરવામાં તે અઠવાડિયાંનાં અઠવાડિયાં ગુમાવી દેતો અને છેવટે કાંઇ પણ નિર્ણય પર આવી શકતો નહિ.

દશગણી શક્તિ ભિન્ન ભિન્ન વિસ્ખલિત કાર્યોમાં ખર્ચી નાખવાથી જેટલો લાભ થાય છે તે કરતાં એકગણી શક્તિનો માત્ર એકજ કાર્યમાં પ્રયોગ કરવાથી સેંકડોગણો લાભ થાય છે. બંદુકની નળીમાં ભરેલો ચપટી દારૂ પણ પચાસ મણ છૂટા દારૂ કરતાં વધારે કામ કરે છે. એકનિષ્ઠારૂપી નળીમાં ભરાયેલો એક ઉમદા વિચારરૂપી દારૂ દૂર સુધીના લક્ષ્યને વિંધે છે અને તેના વિના તે ગમે તેટલો સારો હોય તોપણ નકામો થઇ પડે છે. શાળા અથવા પાઠશાળામાંનો છેલ્લે નંબરે રહેતો છોકરો પણ ઘણી વાર વ્યાવહારિક જીવનમાં, પહેલા નંબરવાળા છોકરાને એક 'સિનિયર રૅંગ્લર' સુદ્ધાંને પાછળ મૂકી દે છે; અને તેનું કારણ માત્ર એટલુંજ હોય છે કે, તેનામાં જે થોડી શક્તિ હોય છે તેનો તે એક નિશ્ચિંત

કાર્યમાં વિનિયોગ કરે છે; જ્યારે તેનાથી વિશેષ બુદ્ધિ ધરાવનાર છોકરો પોતાના વ્યાપક જ્ઞાન તથા ઉચ્ચતર ભાવી પર આધાર રાખીને કદી પણ પોતાની શક્તિઓને એક ચોક્કસ કાર્ય પર એકાગ્ર કરી શકતો નથી.

આપવડાઇમાંથી નહિ પરંતુ લક્ષ્ય સાથેના તાદાત્મ્યમાંથી ઉપજેલો થયેલો ઉદાત્ત આત્મવિશ્વાસ મનુષ્યને એક વાર તો સંકટ અને મૃત્યુના ભયમાંથી પણ મુક્ત કરે છે.

એકજ લક્ષ્યવાળા માણસને હસી કાઢવાનો આજે રિવાજ પડી ગયો છે; પરંતુ જે માણસોએ જગતને ઉથલપાથલ કરી નાખ્યું છે તેઓ બધા એવાજ માણસો હતા. આ વિશિષ્ટતાના જમાનામાં જે માણસ માત્ર એકજ લક્ષ્ય–એક મહાન લક્ષ્ય–પ્રધાન લક્ષ્ય–ધરાવતો નથી, તે કદી પણ અસામાન્યપણું અને કદાચ સામાન્ય સફળતા પણ પ્રાપ્ત કરી શકશે નહિ. આ પ્રવૃત્તિશાળી પૃથ્વી પર જે માણસે રણ જીતવું હોય અને જેણે લોકોના અવિશ્વાસરૂપી કિલ્લાને તોડવો હોય તેણે તો પોતાની સઘળી તોપો એકજ લક્ષ્યસ્થાન પર છોડવી જોઇએ. અસ્થિર મનના માણસને માટે આ વીસમી શતાબ્દિમાં સ્થાન નથી. અસ્થિર મનજ ઘણા માણસોની નિષ્ફળતાનું કારણ છે. ખાલી કૂવામાં ખાલી ઘડાની કાઢઘાલ કર્યા કરવામાં પોતાનું જીવન ખર્ચી નાખનારા નિષ્ફળ માણસોથી જગત ભરપૂર છે.

એક તરુણ રસાયનશાસ્ત્રીએ કહ્યું છે કે "હું માત્ર એકજ વિચારનો માણસ છું; તેથીજ મહાશય ! એ મારો ઉપહાસ કરે છે. તે પ્રત્યેક વસ્તુ વિષે વિવેચન કરે છે; ઘણા વિષયોમાં ઉત્તમતા પ્રાપ્ત કરવાની આકાંક્ષા રાખે છે; પરંતુ હું તો એટલુંજ શીખ્યો છું કે, જો મારે રણક્ષેત્રમાં વિજય મેળવવો હોય તો મારે માત્ર એકજ કામ પર મારી તોપોનો સતત મારો ચલાવવો જોઇએ."

આ મહાન રસાયનશાસ્ત્રી જ્યારે એક અપ્રસિદ્ધ શિક્ષક હતો ત્યારે તે લાકડાની ઝુંપડીમાં તેલિયા દેવદારની સળગાવેલી પાતળી સળીના પ્રકાશવડે* અભ્યાસ કરતો હતો. ત્યાર પછી થોડાંજ વર્ષમાં તે અંગ્રેજ સરદારોની આગળ વિદ્યુતની આકર્ષણશક્તિના પ્રયોગો કરવા લાગ્યો અને ત્યાર બાદ તે અમેરિકાની મોટામાં મોટી વૈજ્ઞાનિક સંસ્થાઓ પૈકી એકનો પ્રમુખ બન્યો. આ માણસ તે વૉશિંગ્ટનના સ્મિથ્સોનિયન ઇન્સ્ટિટયૂટવાળો સ્વર્ગસ્થ અધ્યાપક હેન્રી હતો.

---

* આજે પણ હિમાલય તરફના ગરીબ પહાડી વતનીઓ અંધારૂં દૂર કરવાને એનોજ ઉપયોગ કરે છે. અખંડાનંદ

ડગ્લાસ જિરૉલ્ડ એક વાર એક એવા માણસના પરિચયમાં આવ્યો હતો, કે જે ચોવીસ ભાષાઓ જાણુતો હતો; પરંતુ તેમાંની એક પણુ ભાષામાં એક પણુ વિચાર તે સારી રીતે દર્શાવી શકતો ન હતો !

ગેટે જણુાવે છે કે "આપણે જે શક્તિનો સંપૂર્ણુ ચિત્ત પરોવીને ઉપયોગ કરવાની ધારણુા રાખી શકીએ નહિ; તે શક્તિનો વિકાસ કરવા પાછળ વખત ખોવો જોઇએ નહિ. કેમકે આપણે તેનો ગમે તેટલો વિકાસ કરીશું તોપણુ જો તે શક્તિ પૂર્ણુ તલ્લીનતાથી આપણે પ્રયોગમાં નહિ મૂકીએ તો છેવટે જ્યારે સત્ય વાત સમજાશે ત્યારે નિરૂપયોગી રીતે ગુમાવેલા સમય અને શક્તિને માટે આપણુને પસ્તાવોજ થવાનો." એક પ્રાચીન દંતકથા એવી છે કે "એક ધંધો જેણે સંપૂર્ણુ રીતે હસ્તગત કર્યો હશે તે માણુસ દશ જણુનું પણુ ભરણુપોષણુ કરી શકશે; પરતું દશ ધંધાનો કરનાર તો માત્ર પોતાનું પણુ પોષણુ કરી શકશે નહિ."

શું ધંધારોજગારમાં કે શું પરોપકારમાં પણુ જે માણુસો અનેક જાતની મહત્ત્વાકાંક્ષાઓ ધારણુ કરે છે તેમનાં નામ ઇતિહાસમાં ભાગ્યેજ આવે છે. કેમકે માનવંત પુરુષોની યાદીમાં પોતાનાં નામ અમર કરવાને માટે, જોઇએ તેટલા લાંબા વખત સુધી તેઓ પોતાની શક્તિઓને એક લક્ષ્યવાળી–એકાગ્ર–કરી શકતા નથી. એડવર્ડ એવરેટમાં મહાન શક્તિઓ હતી, પરંતુ તેના મિત્રાએ તેના સંબંધમાં જે આશાઓ ધારણુ કરી હતી તે તેણે સફળ કરી ન હતી. જ્ઞાન અને ઉચ્ચ કોટિના સાહિત્યના સમગ્ર ક્ષેત્ર પર તે ફરી વળ્યો હતો; પરંતુ ગૅરિસન અને ફિલિપ્સનાં (હિંદુસ્થાનમાં દયાનંદ, રામકૃષ્ણુપરમહંસ, ગાંધી ઇત્યાદિ) નામનો નિર્દેશ થતાં આપણુને જેમ કોઇક મહત્ કાર્યસિદ્ધિનું સ્મરણુ થાય છે તેમ એવરેટનું નામ સાંભળતાં થતું નથી. વૉલ્ટેર, ફ્રેંચમૅન લા હાર્પના સંબંધમાં જણુાવતો હતો કે "તે એક એવો ચૂલો છે કે જે હમેશાંજ બળ્યા કરે છે; પરંતુ તેના વડે કાંઇ પણુ રસોઇ થતી નથી." હાર્ટલિ કોલરિજ પણુ સર જેમ્સ મૅકિનટૅાશની પેઠે ઘણી સારી બુદ્ધિમત્તા ધરાવતો હતો; પરંતુ તેનામાં એજ ભયંકર ખામી હતી કે, તેનો કોઈ ખાસ ઉદ્દેશજ ન હતો અને તેથી તેનું જીવન નિષ્ફળ નીવડ્યું હતું. તે પાણીના જેવો અસ્થિર હોવાથી કોઇ પણુ કાર્ય સિદ્ધ કરી શકતો નહિ. તેનો કાકો સાઉધી જણુાવે છે કે "કોલરિજ બે ડાબા હાથ ધરાવે છે." તે પોતાના કલ્પના-

પ્રદેશમાં એકલો વસતો હતો તેથી એટલો બધો કાયર બની ગયો હતો કે તે ધ્રૂજ્યા વિના એક પત્ર પણ બોલી શકતો ન હતો. તે ઘણી વાર પોતાના ઉદ્દેશરહિત જીવનક્રમનો ત્યાગ કરી અપ્રસિદ્ધાવસ્થામાંથી છૂટવાનો નિશ્ચય કરતો; પરંતુ મૅકિનટૉશની પેઠે તે પણ પોતાના જીવનના અંતપર્યંત માત્ર આશાવાદી માણસજ રહ્યો હતો.

દયાનંદ, ગાંધી, બિસ્માર્ક અથવા ગ્રાંટની પેઠે સહેતુક અને એકલક્ષી જીવન ગાળનાર માણસનેજ જગત રસ્તો કરી આપે છે. રૂફસ ચોટ પ્રથમ એક જ્યૂરરના મગજ પર પોતાની દલીલ ઠસાવતો; પછી બીજાના મગજ પર ઠસાવતો અને એ રીતે વારંવાર યત્ન કરીને અંતે જ્યારે તે પોતાની દલીલ તેમનાં અંતઃકરણમાં ઠસાવી દેતો ત્યારેજ અટકતો. જ્યાંસુધી તે તેમનાં અંતઃકરણ આકર્ષી લેતો નહિ; જ્યાંસુધી તે તેમને તેમની આંખ વડે જોતા કરતો નહિ; તેમને પોતાના મનથી વિચાર કરતા કરતો નહિ; પોતાની લાગણી તેમના અંતઃકરણમાં ઉતારી દેતો નહિ; ત્યાંસુધી તે શાંત થતો નહિ. જ્યાંસુધી તે પોતાનું મન તેમના મનમાં ઉતારી દેતો નહિ અને પોતાના વ્યક્તિત્વથી તેમના જીવનને ઓતપ્રોત કરી દેતો નહિ; ત્યાંસુધી તે કદી પણ અટકતો નહિ. તેનો એક ઉદ્દેશ, તેનું હૃદયદ્રાવક ભાષણ અને તેની મજબૂત દલીલ જ્યૂરરોના મન પર અસર કર્યા વિના રહેતાં નહિ. તે તરુણ વકીલોને કહેતો કે, ગમે તે ભોગે પણ જ્યૂરી પર અસર કરો અને ત્યાર પછી તમારી ઉત્તમોત્તમ શક્તિનો પ્રયોગ કરીને ન્યાયાધીશની સાથે કાયદાના પ્રશ્નો ઉપર વાદ કરો.

નિશ્ચિત કાર્યક્રમવાળો માણસજ ફતેહ પામે છે, કેમકે તે તે પોતાનું કામ નિશ્ચિતપણે કરે છે અને તેને અનુસરે છે. તે યોજનાઓ ઘડે છે અને તેમને પાર પાડે છે. તે સીધો પોતાના લક્ષ્ય તરફજ ચાલ્યો જાય છે. જ્યારે જ્યારે તેના માર્ગમાં વિઘ્નો આવે છે, ત્યારે તે આ બાજુ કે પેલી બાજુ પર પડી જતો નથી. જો તે વિઘ્નને ઓળંઘી શકતો ન હોય તો તેને ચીરીને પણ ચાલ્યો જાય છે. એક મુખ્ય ઉદ્દેશને માટે વારંવાર અને દઢતાપૂર્વક આપણી શક્તિઓનો પ્રયોગ કરવાથી આપણને સામર્થ્ય પ્રાપ્ત થાય છે અને ઉદ્દેશ અથવા હેતુ વિના આપણી શક્તિઓનો ઉપયોગ કરવાથી માત્ર દુર્બળતાજ પ્રાપ્ત થાય છે. આપણે એક નિશ્ચિત હેતુ પર આપણા મનને એકાગ્ર કરવું જોઇએ; નહિ તો 'બૅલેન્સ વ્હીલ' (સમતોલ રાખનાર ચક્કર) વિનાના યંત્રની પેઠે તેના ટુકડે ટુકડા થઈ જશે.

એકાગ્રતાના આ જમાનામાં માત્ર શિક્ષિત માણુસોની, માત્ર બુદ્ધિમાન માણુસોની, માત્ર બળવાન માણુસોની અને ગમે તે બાબતમાં માથું ખોસી બડેખાં બની જવા ઇચ્છનારા ચંચલવૃત્તિના માણુસોની જરૂર નથી; પરંતુ ઉત્તમ પ્રકારે માત્ર એકજ કાર્ય કરવાનું શિક્ષણુ પામેલા માણુસોની જરૂર છે. નેપોલિયન પોતાના કોઇ પણુ સૈનિક કરતાં સારી રીતે કવાયત કરી શકતો હતો.

**એકજ વિષયને વળગી રહો.** વારંવાર વિષયો બદલ્યા કરવાથી ખરાબ પરિણામ આવે છે. એક તરુણુ માણુસ પાંચ છ વર્ષપર્યંત કાપડિયાનો ધંધો કર્યા પછી ગાંધીનો ધંધો કરવાનો વિચાર કરે છે અને તેથી તે તેટલાં વર્ષનો કિંમતી અનુભવ ફેંકી દે છે. કારણુકે આ અનુભવ તેને ગાંધીના ધંધામાં જરા પણુ ઉપયોગી થઇ શકતો નથી. આ પ્રકારે તે એક ધંધો છોડી બીજો ધંધો ગ્રહણુ કરી પોતાના જીવનનો મોટો ભાગ નકામો ગુમાવી દે છે. તે પ્રત્યેક ધંધાનું થોડું શિક્ષણુ મેળવે છે; પરંતુ કોઇ પણુ ધંધો સંપૂર્ણુ અંશે હસ્તગત કરતો નથી. અનુભવ એ દ્રવ્ય કરતાં પણુ વિશેષ કિંમતી છે અને વ્યાપારધંધો શીખવામાં ગાળેલાં વર્ષો અત્યંત મૂલ્યવાન હોવાની વાત તે ભૂલી જાય છે. એક માણુસ અર્ધા અર્ધા વીસ ધંધા જાણુતો હોય છતાં પણુ તે સારી રીતે પોતાનો ધંધો ચલાવી શકશે નહિ; તો પછી દ્રવ્ય તો કયાંથીજ પેદા કરી શકે ?

કેટલા બધા તરુણો થોડા વખતમાં હતાશ થઇ જઇ એકથી બીજા ધંધામાં પડયા કરીને કોઇ પણુ ધંધામાં ઉત્તમતા પ્રાપ્ત કરી શકતા નથી. પોતાના ધંધા-રોજગારમાં માત્ર કાંટાજ કાંટા અને બીજાના ધંધામાં માત્ર ગુલાબજ ગુલાબ તેમને દેખાયા કરે છે ! દાખલાતરીકે એક તરુણુ વ્યાપારી. એક વૈદને ઘોડાગાડીમાં બેસી શહેરમાં ફરતો અને દરદીઓને ઘેર જતો જોઇને એમજ ધારે છે કે, સુખી અને આદર્શ જીવન તો આજ માણુસ ગાળે છે અને આપણેજ બંદા આવા કંટાળાભરેલા અને સંકટભરેલા ધંધામાં પડયા છીએ ! શુષ્ક, કંટાળાભરેલા અભ્યાસમાં તે વૈદે કેટલાં વર્ષ ગાળ્યાં હશે તેનો તો તે વિચાર સરખો પણુ કરતો નથી ! દરદીઓ મેળવવાને માટે તેને મહિનાઓના મહિના અને કદાચ વર્ષોનાં વર્ષો સુધી રાહ જોવી પડી હશે તેની પણુ તે કલ્પના કરતો નથી અને અંગછેદન વિદ્યા( ઑપરેશન )નો શુષ્ક અભ્યાસ તથા દવાઓનાં જે અનંત નામો અને અસંખ્ય શાસ્ત્રીય શબ્દો તેને ગોખવા પડયા હશે, તે વિષે તો તે પોતાના મનમાં ખ્યાલ સરખો પણુ

લાવતો નથી !

વૈજ્ઞાનિકો જણાવે છે કે, અત્યંત પ્રકાશ જેને સુંદર ન બનાવી શકે એવી બેડોળ અને કદરૂપી વસ્તુ આ જગતમાં કોઈ પણ નથી. એક ધંધો સંપૂર્ણ રીતે હસ્તગત કરવાથી શુષ્કમાં શુષ્ક અભ્યાસ પણ રસિક બને છે. હું પૂરતું જ્ઞાન ધરાવું છું, એવી પ્રતીતિ અને પ્રત્યેક વસ્તુ સાંગોપાંગ કરવાની આદત, એ આપણા હૃદયમાં બળ અને ઉચ્ચતાની ભાવના ઉત્પન્ન કરે છે અને તેથી આપણામાંથી વૈતરાની ને વેઠની ભાવના દૂર થાય છે. એક બાબત અથવા ધંધો આપણે જેમ વધારે સંપૂર્ણ રીતે હસ્તગત કરીએ છીએ, તેમ આપણે તેમાંથી અધિક આનંદ લૂંટીએ છીએ. વાસ્તવમાં જે માણસને પોતાનું ખરૂં સ્થાન પ્રાપ્ત થયું છે અને જે તેનો સ્વામી બન્યો છે તે ભલેને એક સુતાર, ખેડૂત કે ગાંધી હોય; તોપણ તે એક સુબા અથવા દરબારીનું સ્થાન લેવાને લલચાશે નહિ. તમારૂં સ્થાન શોધી કાઢી તે હસ્તગત કરવું, તમારા આસન પર બેસી તેના સ્વામી બનવું એનુંજ નામ જીવનસાફલ્ય છે.

એક માણુસ જ્યારે એક ધંધામાં પારંગત થઇને ઉત્પાદક દશાએ પહોંચે છે તથા તેની બુદ્ધિ અસરકારક થઇ લાભપ્રાપ્તિ કરાવી આપે છે ત્યારથી તેને મહાન શકિતની પ્રતીતિ થાય છે. જ્યાં સુધી તે પોતાનો ધંધો શીખે છે ત્યાંસુધીનો સમય વૃથા ગયા જેવો લાગે છે; પરંતુ તેવું જરા પણ હોતું નથી. કેમકે એ સઘળો વખત તે બારિક જ્ઞાન અને અનુભવનો વિશાળ ભંડાર એકત્રિત કરતો હોય છે; પોતાના ભાવી ઉદયરૂપ ઇમારતનો પાયો નાખતો હોય છે; માણુસોની સાથે પરિચય કરતો હોય છે; સત્યતા, વિશ્વાસપાત્રતા તથા પ્રમાણિકતા માટેની કીર્તિ સંપાદન કરતો હોય છે અને પોતાની આંટ સ્થાપિત કરતો હોય છે. જ્યારે તે પોતાના ધંધામાં સંપૂર્ણ પાવરધો થાય છે; ત્યારે આ પ્રકારે પ્રાપ્ત કરેલું સર્વ જ્ઞાન, કુશળતા, ચારિત્ર્ય, વજન અને આંટ તેની મદદે આવે છે; અને શીઘ્ર પ્રતીત થાય છે કે, જેને તે સંપૂર્ણ હાનિ ગણુતો હતો તેમાંથી જ તેની ઉન્નતિ થઈ આવી છે. એક કારકુન તરીકે તે જે આંટ મેળવે છે–તે જે વિશ્વાસ, પ્રમાણિકપણું અને મૈત્રી સંપાદન કરે છે; તે જ જ્યારે તે પોતાના સ્વતંત્ર ધંધાની શરૂઆત કરે છે અને સંપત્તિનો રાજમાર્ગ ગ્રહણુ કરે છે ત્યારે એક મોટી મૂડીની ગરજ સારે છે. પણ અનેક ધંધા અર્ધા અર્ધા શીખનાર તરુણ માણુસ હતાશ થઇ જાય છે અને ઉત્તમતાની છેક નિકટ જઇને પણ અટકી જાય છે

અને તેની સફળતાનો આ ભાગ નિષ્ફળતારૂપજ બની જાય છે. કારણ કે તે પૂરતો દૂર ગયેલો હોતો નથી; તેનું શિક્ષણ જે સ્થાને લાભદાયક બને તે સ્થાનપર્યંત તે ગયેલો હોતો નથી.

આગળ જણાવ્યું છે તેમ સારી રીતે સફળ થયેલા ઘણાખરા માણસોએ એકજ કાર્યને પોતાનું જીવન સમર્પણ કરેલું હોય છે; તે છતાં જ્યાં જ્યાં આપણે જોઇએ છીએ, ત્યાં ત્યાં આપણને સેંકડો તરુણ સ્ત્રી પુરુષો એક ધંધો છોડી બીજો ધંધો પકડતાં, આજે એક કાર્ય તો કાલે બીજું કાર્ય કરતાં દેખાય છે. તેઓ બસ જોડા બદલવા અને ધંધા બદલવા એ બંને સરખુંજ ગણે છે. એક માર્ગ પરથી બીજા માર્ગ પર જવું તેમને જેમ કઠિન લાગતું નથી; તેમ એક ધંધો છોડી બીજો ધંધો ગ્રહણ કરવાનું કામ પણ તેમને કઠિન લાગતું નથી. ધંધા ધંધામાં પણ ફેર હોય છે અને જેમ એક માણસના બાંધેલા રસ્તા પર બીજા માણસનું એન્જીન ત્વરાથી કે સહીસલામત ચાલી પાર ઉતરતું નથી; તેમ એક માણસનો ધંધો, બીજો કરવા જતાં સફળતા પામતો નથી. આ વાત તરફ તેઓ બિલકુલ લક્ષ્ય આપતા નથી. એક ધંધો છોડીને બીજો ધંધો ગ્રહણ કરવાની આવી ચંચલ વૃત્તિ આપણા લોકોમાં ઘણીજ છે અને તે એટલી બધી હદ સુધી કે એક તરુણ માણસ જ્યારે પોતાના એક લાંબા વખત પર જોયેલા મિત્રને મળે છે ત્યારે તે ઘણું કરીને આજ સવાલ પૂછે છે કે "હમણાં તમે શું ધંધો કરો છો?" આનો અર્થ એટલોજ કે, તે જ્યારે તેને ગયે વખતે મળ્યો હતો ત્યારે જે ધંધો કરતો હતો તેજ ધંધો તે હમણાં પણ કરતો હશે કે નહિ તે વિષે તે શંકાશીલ હોય છે અને આજ કારણથી ઉપલો સવાલ પૂછાય છે.

કેટલાક લોકો એમ ધારે છે કે, જો અમે માત્ર વગર અટકયે કામ કર્યેજ જઈશું તો અમને સફળતા પ્રાપ્ત થશે; પરંતુ વસ્તુસ્થિતિ આવી નથી. ઉદ્દેશ અને યોજના વિના કામ કરવું એ તો સુકાન અને હોકાયંત્ર વિના વહાણ હંકારવા જેવુંજ મૂર્ખાઈભરેલું છે. જે વહાણનું સુકાન મહાસાગરના મધ્યભાગમાં ભાંગી ગયું હોય તે ભલેને ચિરકાલપર્યંત પર્યટન કર્યા કરે; પરંતુ તે માત્ર દૈવયોગ સિવાય કોઇ પણ કિનારે અથવા કોઈ પણ બંદરે પહોંચતું નથી; અને જો તે કોઇ બંદરે પહોંચે તો તેમાંનો માલ ત્યાંના લોકોને ત્યાંની આબોહવાને, ત્યાંની પરિસ્થિતિને અનુકૂળ હોતો નથી. વહાણમાંનો માલ જે બંદરને અનુકૂળ હોય અને જ્યાં તેની

માગણી થતી હોય એવા નિશ્ચિત બંદર તરફજ તે હંકારવું જોઇએ; અને તડકો હોય કે તોફાન હોય, વાવાઝોડું હોય કે ધુમ્મસ હોય, તોપણ દઢ રીતે તે તરફજ હંકાર્યા કરવું જોઇએ. આ પ્રકારે જે માણસ સફળતા પ્રાપ્ત કરવાની ઇચ્છા ધરાવતો હોય તેણે જીવનના મહાસાગર પર સુકાન વિના કદી પણ હંકારવું જોઇએ નહિ. જ્યારે દરિયો શાંત હોય અને પ્રવાહ તથા પવન અનુકૂળ હોય ત્યારેજ નહિ, પરંતુ જ્યારે પવન અને તોફાનનું ભારે જોર હોય અને ધુમ્મસ વગેરેથી અત્યંત નિરાશા પ્રાપ્ત થતી હોય ત્યારે પણ તેણે પોતાનું વહાણ સીધું પોતાના નિશ્ચિત બંદર તરફજ હંકારી લઈ જવું જોઈએ. તેણે તોફાનો અને ધુમ્મસથી ડરીને તે લક્ષ્ય તજી દેવું જોઇએ નહિ. તેણે તો માત્ર એકજ ચીજ પોતાનું નિશ્ચિત બંદરજ-ધ્યાનમાં રાખીને તોફાની દરિયામાં પણ હંકાર્યાજ જવું જોઇએ. ગમે તેવો પવન હોય; ગમે તેટલાં વિઘ્નો સહન કરવાં પડતાં હોય; તોપણ તેણે પોતાના નિશ્ચિત બંદર તરફ ચાલવું જોઈએ. જો આમ કરવામાં આવશે તોજ કરાંચી જવાને નીકળેલું વહાણ કોલંબો જશે નહિ.

એક જાતનું પુષ્પ થાય છે તે હમેશાં એકજ દિશા તરફ વળેલું રહે છે. જો કોઇ પ્રવાસી પોતાનો માર્ગ ચૂકી જાય અને તેની પાસે હોકાયંત્ર અથવા નકશો ન હોય તો તે ઉક્ત પુષ્પને વિશ્વાસપાત્ર ભોમિયો ગણીને તેના બતાવેલા માર્ગે સુરક્ષિત રીતે જઈ શકે છે. કારણ કે ગમે તેટલો વરસાદ વરસતો હોય અથવા ગમે તેટલો પવન વાતો હોય તોપણ તેની પાંખડીઓ ઉત્તર તરફ-જ વળેલી હોય છે. આજ પ્રકારે કેટલાક માણસોના ઉદ્દેશો એટલા સુપ્રસિદ્ધ હોય છે; તેમાંનાં લક્ષ્યો એટલાં નિશ્ચિત હોય છે કે તેમની ઉપર ગમે તેટલાં સંકટો આવી પડે અથવા તેમને ગમે તેવો વિરોધ સહન કરવો પડે તોપણ પ્રાયઃ ખાત્રીપૂર્વક તમે તેમની દિશા કહી શકો છો. સામે ફૂંકાતા પવન અને આડાતેડા પ્રવાહોથી ભલે તેમના પ્રવાસમાં ઢીલ થાય; પરંતુ તેઓ હમેશાં પોતાના નિશ્ચિત બંદર તરફજ હંકારશે અને સીધા તે તરફજ ચાલ્યા કરશે. તેઓ બીજી ગમે તે વસ્તુ ગુમાવી દેશે પરંતુ પોતાનું હોકાયંત્ર અથવા સુકાન ગુમાવશે નહિ.

આ પ્રકારના માણુસ પર ગમે તેવું સંકટ આવી પડે; તેના સઢો તૂટી જાય; તેની ડોલ તૂતક ભેગી થઈ જાય અને ગમે તેવાં તોફાન થાય; તોપણ તેના હોકાયંત્રનો કાંટો ઉત્તર તરફજ વળેલો

હોય છે. ગમે તે થાય તોપણ તેનું જીવન ઉદ્દેશરહિત થશેજ નહિ. જે વહાણના સઘળા સઢો સાજા હોય અને જેની ડોલ તથા દોરડાં સુરક્ષિત હોય; છતાં જો તે માત્ર દૈવયોગનાજ આશ્રય પર આમતેમ ભ્રમણ કર્યા કરતું હોય; તો તેના કરતાં એક નિશ્ચિત બંદર તરફ હંકારવામાં આવતું ભાંગેલું વહાણ પણ હજાર દરજ્જે સારૂં છે.

એક ચંચલ જીવનને સ્થિર કરવું અને તેને નિશ્ચિત દશા આપવી એ સરળ નથી; તોપણ નિશ્ચિત લક્ષ્ય વિનાના અને મિથ્યા તરંગી વિચારોમાં જ ખર્ચાઈ જતા જીવન કરતાં તો કોઇ પણ ભોગે કોઇ એક ઉદ્દેશવાળું જીવન બનાવવું જ જોઇએ. "લક્ષ્ય વિનાના ક્ષુદ્ર જીવો" "ઉદ્યોગી આળસુઓ," "ઉદ્દેશરહિત ઉદ્યોગી માણસો" આજે સર્વત્ર ઉભરાઈ જાય છે. **એક જ સારૂં નિશ્ચિત લક્ષ્ય, ઉદ્દેશરહિત જીવનની હજારો ખરાબીઓને અટકાવે છે.** નિશ્ચિત લક્ષ્યની આગળથી અસંતોષ મુઠ્ઠી વાળીને નાસી જ જાય છે. એક નિશ્ચિત લક્ષ્ય જીવનમાંથી વૈતરૂં દૂર કરે છે; શંકાઓને લત્તાપ્રહાર કરી હાંકી મૂકે છે અને જીવનનો માર્ગ સ્પષ્ટ રીતે દર્શાવે છે. આપણે ઉદ્દેશ વિનાના હોઇએ છીએ ત્યારે જે કાર્ય વૈતરા જેવું ગણીને બડબડાટ સહિત કરીએ છીએ; તે જ કાર્ય જ્યારે આપણો ઉદ્દેશ નિશ્ચિત થાય છે ત્યારે આપણે માટે આનંદમય બની રહે છે. જે કાર્ય ઉત્સાહ સહિત કરવામાં આવતું નથી તે સારૂં થઇ શકતું નથી. ઉદ્દેશનું લક્ષ્ય જેટલું પણ ઉત્તમ હોય છે અને યત્નમાં જેટલી પણ એકતાનતા હોય છે; તેટલે દરજ્જે પરિણામ પણ અસાધારણ અને અમર રહેવાવાળું આવે છે.

**માત્ર શક્તિ હોવી જોઇએ એટલું જ પૂરતું નથી.** તેને કોઇ દૃઢ-સ્થિર લક્ષ્ય પર એકાગ્ર કરવી જોઇએ. આજે "નિષ્ફળ થયેલા બુદ્ધિમાન પુરુષો" જેટલા સાધારણ છે તેટલી સાધારણ બીજી કોઇ પણ વસ્તુ નથી. "બુદ્ધિની કદર નથી" આ શબ્દો હાલમાં ખરેખર કહેવતરૂપ થઇ પડયા છે. પ્રત્યેક નગરમાં નિષ્ફળ થયેલા સુશિક્ષિત અને બુદ્ધિમાન માણસો ઉભરાઇ જાય છે; પરંતુ તેઓ સમજતા નથી કે, જ્યાંસુધી તેમની વિદ્યા અને બુદ્ધિ કાંઇ કાર્યસિદ્ધિ કરી શકતી નથી; ત્યાંસુધી તેની કાંઇ પણ કિંમત નથી. જે માણસો અનેક દિશામાં માથાં મારી રહ્યા હોય અને તેથી કરીને એક પણ દિશામાં જાણવા જેવું જ્ઞાન અને પુરુષાર્થ દાખવી શકતા ન હોય; તેવાઓનો આ જમાનાને કાંઇ પણ ખપ નથી.

પૅરિસમાં મૅાસ્યોર ફૅનાર્ડ નામના માણસે પોતાને "જાહેર લેખક, નામું જાણનાર, પુષ્પોની ભાષા જાણનાર અને તળેલા બટેટા વેચનાર" તરીકે જાહેર કર્યો હતો! આજકાલ આવા સર્વ ધંધામાં માથું મારનારા માણસો બહુ ઉભરાઇ જાય છે.

આ જમાનામાં તો એવાં તરુણ સ્ત્રીપુરુષોની જરૂર છે કે જેઓ પોતાનું વ્યક્તિત્વ ગુમાવી દીધા સિવાય અથવા સંકુચિત અને મખ્ખીચૂસ બન્યા સિવાય એક જ કાર્ય કરી શકે. **એકજ નિશ્ચિત ઉદ્દેશ** જેવી ઉત્તમ વસ્તુ દુનિયામાં કોઇ પણ નથી. ગમે તેવાં શિક્ષણ, બુદ્ધિ, શક્તિ, ઉદ્યોગ અને ઇચ્છાશક્તિ પણ તેની બરોબરી કરી શકે તેમ નથી. ઉદ્દેશરહિત જીવન હમેશાં નિષ્ફળ જ નીવડે છે. જ્યાંસુધી આપણી શક્તિઓ અને સામર્થ્યનો ઉપયોગ આપણે એક ઉદ્દેશ સિદ્ધ કરવાને માટે કરી શકીએ નહિ ત્યાંસુધી તે આપણને શું લાભ કરશે? જ્યાંસુધી સુતાર પોતાનાં ઓજારોનો ઉપયોગ કરી શકતો નથી ત્યાં સુધી તે તેને શું ફાયદો કરશે? જે માણસો પાઠશાળાના શિક્ષણનો અને પોતાના અગાધ જ્ઞાનભંડારનો એક નિશ્ચિત કાર્યમાં વિશેષ ઉપયોગ કરી શકતા નથી તેમને શિક્ષણ અને જ્ઞાન શું ઉપયોગનાં છે?

ઉદ્દેશ વિનાનો માણસ જગતમાં પોતાનું નામનિશાન કદી પણ મૂકી જતો નથી. તેનું વ્યક્તિત્વજ હોતું નથી. તે કાયર, દુર્બલ, ચંચલ, અશક્ત બનીને અપાર લોકસંખ્યામાં કોણ જાણે ક્યાંય ખોવાઇ જાય છે. તેનું વ્યકિતત્વ અને ચારિત્ર્ય ભુંસાઇ જાય છે અને તે સાધારણ જનસમૂહમાં ડૂબી જાય છે.

આ ટુંકા માનવજીવનમાં જેને કાંઈ પણ મહત્કાર્ય કરવું હોય તેણે પોતાની સર્વ શક્તિઓ વડે એવું તો એકાગ્રતાપૂર્વક કામ કરવું જોઇએ કે આ જગતમાંના મોજશોખ કરવાને જન્મેલા આળસુ માણસોને મન તો તે ગાંડા માણસ જેવોજ લાગે!

પિટ્ની કારકીર્દિમાં આપણને માત્ર એકજ ઉદ્દેશની કેવી પ્રતીતિ થાય છે! તે રાજદ્વારી નેતા થવાને માટેજ જીવતો હતો અને તે માટેજ મરણ પામ્યો હતો. બાલ્યાવસ્થાથીજ તેના મગજમાં એવો વિચાર ઘૂમતો હતો કે, મારે મારા સુપ્રસિદ્ધ પિતાને છાજે એવીજ સાર્વજનિક કારકીર્દિ સંપાદન કરવી જોઇએ. બાલ્યાવસ્થાથીજ તે પોતાની સઘળી શકિતઓનો પ્રયોગ આ મહત્ કાર્ય સિદ્ધ કરવાને માટે કરતો હતો. તે પાઠશાળામાંથી બહાર પડીને સીધો આમની સભામાંજ દાખલ થઈ ગયો. એક વર્ષમાં તો તે 'ચૅન્સેલર

ઑફ ધી એક્સચેકર ' બન્યો; બે વર્ષ પછી તે ઇંગ્લાંડનો મુખ્ય પ્રધાન બન્યો અને ખરૂં કહીએ તો પા શતાબ્દિપર્યંત તેણે રાજા તરીકેજ કામ કર્યું. પોતાના ઉદ્દેશ બહારની કોઇ પણ વસ્તુ પર તે ધ્યાન આપતો ન હતો. પ્રેમ, કલા અને સાહિત્યની બાબતો પર તે જરા પણ લક્ષ્ય આપતો ન હતો. તે માત્ર રાજસત્તા ધારણ કરવાનાજ ઉદ્દેશને માટે જીવતો હતો અને દઢતાપૂર્વક એ કામ કરતો હતો. રાજદ્વારી સત્તા હસ્તગત કરવાની તીવ્ર ઇચ્છાનેજ તેણે પોતાનો સમગ્ર આત્મા અર્પણ કર્યો હતો.

રોલૅન્ડ હિલે ઇંગ્લાંડના મુખ્ય પ્રધાનને જણાવ્યું કે " મારા લૉર્ડ! આ વાત જરા ધ્યાનમાં લો કે, આયર્લાંડમાં એક પત્ર મોકલવામાં અને તેનો જવાબ પાછો મંગાવવામાં મારા હજારો સહૃદય દેશબાંધવોને તેમના એક દિવસના પગાર કરતાં પણ વિશેષ ખર્ચ કરવો પડે છે; અને આજે તમે જેમ કરો છો તેમ હમેશને માટે જો તમો તેમને માટે પોસ્ટ ઑફિસ બંધ કરો તો તમે તેમના કુટુંબનાં માણસોની, સગાંવહાલાંની અને તેમના મિત્રોની લાગણી અને પ્રેમ બંધ કરો છો."

તે યુવકને જણાયું હતું કે, લંડનથી એડીનબરો સુધી-અર્થાત્ ચારસોચાર માઇલના અંતર પર-એક પત્ર લઇ જવામાં સરકારને ઘણો થોડો ખર્ચ લાગવા છતાં સરકાર તો એક સાદા કાર્ડને માટે પણ એક શિલિંગ અને દોઢ પેન્સ લેતી હતી. અને નાનામાં નાનું પરબીડિયું હોય તોપણ તેના માટે તેથી બમણું લેતી હતી. પોસ્ટ ખાતાના વિરોધ અને તિરસ્કારથી જરા પણ હિમ્મત હાર્યા વિના તેણે પોતાનો ઉદ્યોગ જારી રાખ્યો અને અંતે સફળતા મેળવી ત્યારેજ તે જંપ્યો. તેના ઉદ્યોગથી ઇ. સ. ૧૮૪૦ ના જાન્યુઆરીની ૧૦ મી તારીખે સમગ્ર ગ્રેટ બ્રિટનમાં 'પેની પોસ્ટેજ' ની પદ્ધતિ દાખલ થઇ. આ પદ્ધતિ દાખલ કરવાને માટે મહાશય હિલને વાર્ષિક પંદરસો પૌંડના પગારે ચૂંટી કાઢવામાં આવ્યો. તેની સફળતા અત્યંત પ્રોત્સાહક હતી; પરંતુ બે વર્ષને અંતે એક ટોરી પ્રધાને ( સામા પક્ષના પ્રધાને ) શરત પ્રમાણે તેની સેવાઓને માટે પગાર આપ્યા વિનાજ તેને બરતરફ કર્યો. આથી લોકો ઘણા ગુસ્સે થયા અને તેમણે તેને માટે એકદમ તેર હજાર પૌંડ એકત્રિત કર્યા; તેમજ મહારાણી વિક્ટોરિયાની ભલામણથી પાર્લામેંટે તેને વીસ હજાર પૌંડ ઇનામ આપવા ઉપરાંત જીવનપર્યંત પ્રતિ વર્ષ બે હજાર પૌંડ આપવાનો ઠરાવ કર્યો!

મનુષ્યના જીવનમાં માત્ર એકજ જાતનો પ્રેમ પ્રબળ હોય છે, એ વાત ક્રાઈસ્ટ જાણતો હતો અને તેથીજ તેણે કહ્યું છે કે "કોઈ પણ માણુસ બે માલીકોની સેવા કરી શકતો નથી." આપણામાં એકજ જાતનો પ્રેમ, એકજ ઉદ્દેશ પ્રબળ હોય છે અને બીજી પ્રત્યેક વસ્તુ પ્રત્યે દુર્લક્ષ્ય કરવામાં આવે છે અથવા તો તે અર્ધ મને થાય છે. માણુસ ભલે ઘણી ગૌણ યોજનાઓ ધરાવતો હોય પરંતુ તે પ્રધાન લક્ષ્ય તો એકજ ધરાવી શકે છે અને આ લક્ષ્યમાંથીજ બીજી સકળ ગૌણ યોજનાઓને પોતાનું સ્વરૂપ પ્રાપ્ત થાય છે.

મહાન ઉદ્દેશ ધારણ કરવાથી આપણું જીવન સાર્થક થાય છે. કેમકે તે આપણી સમસ્ત દુર્બળ, વિખૂટી અને છિન્ન ભિન્ન શક્તિઓને એકત્ર કરી એક સૂત્રમાં બાંધીને બળવાન બનાવે છે. માઈકલ ઍન્જેલોને જ્યારે એવો પ્રશ્ન કરવામાં આવ્યો કે "તમે શામાટે લગ્ન કરતા નથી?" ત્યારે તેણે પ્રત્યુત્તર આપ્યો કે "ચિત્રકળા એ મારી પત્ની છે અને ચિત્રો એ મારાં સંતાનો છે." માત્ર ગોખણપટ્ટી કરી જાણનારાઓજ દુર્બળ અને ઉપરચોટિયા રહે છે. જે માણુસ પ્રત્યેક વિષયનું થોડું થોડું જ્ઞાન ધરાવે છે પરંતુ કોઈ પણ વિષયનું અધિક જ્ઞાન ધરાવતો નથી તે શું કામનો છે? હેતુપૂર્વક, એકતાનતાથી અને સતતપણે કાર્ય કરવાથીજ ઉમદા પરિણામ આવે છે અને લોકો પર સારી અસર થાય છે. તારી આંખ તારા નાકની દાંડી સામે સીધે સીધી રાખ; તારા માર્ગનોજ વિચાર કર અને તારો સમગ્ર યત્ન તેને માટેજ કર. ડાબા કે જમણા હાથ તરફ ફર નહિ." સેન્ટ પૉલની શક્તિની એક ચાવી તેના દૃઢ ઉદ્દેશમાં રહેલી હતી. કોઈ પણ વસ્તુથી તે હિમ્મત હારતો નહિ. કશાથી તે ડરતો નહિ. રોમનો સમ્રાટ પણ તેને ભયભીત કરી શકતો નહિ. કારાગૃહ તેને ડરાવી શકતું નહિ. વિઘ્નો તેને હતાશ કરી શકતાં નહિ. તેના કામ પર સર્વત્ર "હું આ એકજ કાર્ય કરૂં છું" એ શબ્દો અંકિત થઈ રહેતા. તે જે પરમ ઉત્સાહથી પોતાનું મહાન કાર્ય કરતો હતો તે ઉત્સાહ અનેક શતાબ્દિઓ ભેદીને આપણા સમયમાં પણ આવી પહોંચ્યો છે અને ભવિષ્યમાં પણ તેનો પ્રવાહ મનુષ્યોનાં હૃદયને પ્રોત્સહિત કરતો બંધ થશે નહિ.

ગૅમ્બેટાને જ્યારે તેની પ્રેમાળ માતાએ શિક્ષણને માટે પેરિસ મોકલ્યો ત્યારે તે બોલી કે "પ્રયત્ન કરજે અને કાંઈ પણ મહત્ત્વ પ્રાપ્ત કરીને ઘેર આવજે." આ છોકરો જ્યારે એક કાતરિયામાં

રહીને અભ્યાસ કરતો હતો ત્યારે ગરીબાઇ તેના હૃદયને ડંખી ખાતી હતી અને તેનાં કપડાં અત્યંત ખરાબ હતાં; પરંતુ તેથી શું થયું ? તેણે જગતમાં પ્રગતિ કરવાનો નિશ્ચય કર્યો હતો. વર્ષોનાં વર્ષો સુધી આ છોકરાએ દૃઢતાપૂર્વક મેજની આગળ બેસીને વીર પુરુષની પેઠે કાર્ય કર્યું. અંતે તેને ખરી તક મળી. અમુક દિવસે એક મહાન્ વિષય પર જ્યુલ્સ ફાવર વ્યાખ્યાન આપવાનો હતો; પરંતુ તે એકાએક બિમાર પડી જવાથી તેણે આ અજ્ઞાત અને ચીંથરિયા છોકરાને પોતાનું સ્થાન આપવાને પસંદ કર્યો. ઘણાં વર્ષોથી ગૅમ્બેટા આવી સંધિ પ્રાપ્ત કરવાને માટે તૈયારી કરી રહ્યો હતો અને તેને માટે તે પૂરતો લાયક હતો. આ પ્રસંગે તેણે ફ્રાન્સમાં થયેલાં મહાનમાં મહાન્ ભાષણો પૈકીનું એક ભાષણ કર્યું. તે દિવસે ફ્રાન્સનાં સમસ્ત પત્રો આ ચીંથરિયા બોહીમિયન-નાં સ્તુતિગાન કરવા લાગ્યાં અને ઘણાજ થોડા સમયમાં આખા ફ્રાન્સે તેને પ્રજાસત્તાક પક્ષના હિમાયતીઓના નેતા તરીકે સ્વીકાર્યો. ફ્રાન્સના લોકોએ તે પૂર્વે કદી પણ તેનું નામ સાંભળ્યું ન હતું. ધર્મોપદેશ કરવાનું શિક્ષણ આપનાર વિદ્યાલયે તેને ધર્માચાર્યના પદને માટે સર્વથા નાલાયક ગણીને પોતાની હદમાંથી હાંકી કાઢયો હતો; પરંતુ બેજ અઠવાડિયામાં એક ઈટાલિયન ગાંધીના આ ચીંથરિયા છોકરાએ રાજસભામાં ઉભા થઇને એવો પ્રસ્તાવ રજૂ કર્યો કે, નેપોલિયનના વંશજોને સિંહાસન પરથી પદભ્રષ્ટ કરવા અને પ્રજાસત્તાક રાજ્ય સ્થાપિત થયેલું જાહેર કરવું !

જ્યારે લુઇ નેપોલિયનનો સેડન આગળ પરાજય થયો અને તેણે પોતાની શમશેર પ્રશિયાના રાજા વિલિયમને અર્પણ કરી અને જ્યારે જર્મન સેનાએ પેરિસને ઘેરો ઘાલ્યો ત્યારે બહાદુર ગૅમ્બેટાએ એક બલૂનમાં બેસી પ્રશિયન તોપોની છેક પાસે થઇને શહેરનો ત્યાગ કરી એમિયન્સમાં ઉતરીને પોતાના દૈવી ચાતુર્યથી આઠ લાખ માણસોની ત્રણ સેનાઓ ઉભી કરી; તેનો નિભાવ કર્યો અને તેની સહાયથી યુદ્ધ કર્યું. એક જર્મન અમલદારે તેના સંબંધમાં કહ્યું હતું કે "આવી પ્રચંડ શક્તિ તો આધુનિક ઇતિહાસમાં સૌથી વિશેષ મહત્ત્વની ઘટના છે અને તે ગૅમ્બેટાના નામને દીર્ઘકાળ પર્યંત અમર રાખશે." બીજા યુવાનો જ્યારે એમ્પ્રેસ ઓલિસિસમાં ટહેલતા, ત્યારે આ છોકરો પોતાના કાતરિયામાં અભ્યાસ કરતો હતો; અને તે જો કે માત્ર બત્રીસ વર્ષનો હતો તોપણ વાસ્તવમાં આખા ફ્રાન્સ દેશ પર પૂર્ણ સત્તા ભોગવતો ઉક્ત દેશનો મહાનમાં મહાન વક્તા ગણાતો.

કોઇ કોઇ બદફેલીભર્યું જીવન ગાળનારાઓમાં પણ મહાન શક્તિ હોઇને મહાન સંકટના સમયમાં તે શક્તિ પ્રકટ થાય છે. ગૅમ્બેટા આજ પ્રકારનો માણસ હતો. જ્યારે તેને જણાયું કે, તેના પ્રથમ ભાષણેજ આખા ફ્રાન્સ દેશ પર વીજળીના જેવી અસર કરી છે ત્યારે તેની અપ્રકટ શક્તિ એકદમ પ્રકટ થઇ આવી અને તેણે એકદમજ પોતાના બદફેલીભરેલા જીવનનો સદાને માટે ત્યાગ કરી દઇને મહાન કાર્યો કરવાનો નિશ્ચય કર્યો; છતાં તેણે આમ એક સપાટે કીર્તિ સંપાદન કરી તેથી તે અભિમાની થઇ ગયો નહિ. તે હજી પણ પોતાના નાના નિવાસસ્થાનમાંજ રહ્યો. જો કે તે સરળતાથી કોટયાધિપતિ થઇ શકયો હોત; પરંતુ જરા પણ સંકોચ માન્યા વિનાં તે છેવટ સુધી નિર્ધન દશામાંજ રહ્યો; અને જ્યારે તે મરણ પામ્યો ત્યારે ફિગારોના મુખદ્વારા દુનિયાનો અભિપ્રાય ગાજી ઉઠયો કે "ફ્રાન્સના પ્રજાસત્તાક રાજ્યે પોતાનો **સૌથી મહાન** પુરુષ ગુમાવ્યો છે."

એક મહાન ઉદ્દેશ-એક અડગ લક્ષ્ય ધરાવનાર તરુણ પુરુષ કરતાં **વિશેષ ભવ્ય દૃશ્ય આ** જગતમાં કોઇજ **નથી.** તેને અવશ્ય સફળતા પ્રાપ્ત થાય છે. જગત આઘુંપાછું થઇ જઇને તેને માટે હમેશાં માર્ગ કરી આપે છે. અનિશ્ચિત વૃત્તિનો અને ઉદ્દેશ વિનાનો માણુસ વિઘ્નોને તાબે થઇ જાય છે. કારણ કે તેનામાં તેમને હડસેલી કાઢવાની શક્તિ હોતી નથી; પરંતુ સહેતુક જીવન ગાળનાર માણુસને તો તેનાથી અર્ધો પણ વિઘ્નોની સામે થવું પડતું નથી. **સીધા પોતાના લક્ષ્ય તરફ ધસી જતા, વિઘ્નોમાંથી પોતાનો માર્ગ કાપી કાઢતા અને બીજા માણુસોને હતાશ બનાવી દે એવાં વિઘ્નોને જીતી લેતા એકાદ તરુણ પુરુષને જોવાથી આપણુને કેવો આનંદ થાય છે!** પરાજય પણ તેને વ્યાયામની પેઠે નવીન શક્તિ અર્પણ કરે છે; વિરોધ પણ તેના શ્રમને અને દૃઢતાને વધારે છે; અને સંકટો પણ તેની હિંમતને વધારે છે. બિમારી, ગરીબાઇ, વિપત્તિ કે ગમે તેવાં સંકટો આવી પડે તોપણ તે પોતાના લક્ષ્યપરથી પોતાની આંખ જરા પણ ખસેડતો નથી.



# પ્રકરણ ૭ મું—વાવવું અને લણવું.

"ભ્રમમાં પડશો નહિ. ઈશ્વરનો કદી પણ ઉપહાસ કરી શકાતો નથી; કારણ કે માણસ વાવે છે તેવું લણે છે." —ગેલેશિયન્સ

"કાર્યને વાવશો તો સ્વભાવને લણશો; સ્વભાવને વાવશો તો ચારિત્ર્યને લણશો; ચારિત્ર્યને વાવશો તો ભાગ્યને લણશો." જી. ડી. બૉર્ડમૅન

"જે દિશામાં શાખાને વાળવામાં આવે છે તે દિશામાં વૃક્ષ વળે છે." --પોપ

"આપણો કાર્યક્રમ ચમત્કારિક રીતે આપણો સ્વભાવ બની જાય છે." —શેકસપિયર

"જેવી રીતે નાળાંઓની નદી બને છે અને નદીઓના સમુદ્ર બને છે તેવી રીતે નાની નાની કૃતિઓ વડે સ્વભાવ બને છે." ડ્રાઈડન

"સારી આદતથી આપણને અનંત લાભ થાય છે અને સારાં માણસોનું અનુકરણ કરવાથી, તેમના સંસર્ગમાં આવવાથી, જ્ઞાન પ્રાપ્ત કરવાથી અને સત્કાર્યો કરવાથી સારી ટેવ પ્રાપ્ત થાય છે." પ્લેટો

"આદતની સાંકળ જ્યાંસુધી તોડી ન શકાય એટલી મજબૂત બની જતી નથી ત્યાં સુધી તે એટલી સૂક્ષ્મ હોય છે કે આપણને તે દેખાતી પણ નથી." સેમ્યુઅલ જોન્સન

"પાપના વિચારમાત્રથી પણ શરૂમાં તો આપણે ભયભીત થઈએ છીએ; પણ ધીમે ધીમે તે માર્ગ પકડાયા પછી તો ઘોર કર્મો પણ આપણને સહેલાં લાગે છે. એ પછી આપણે વારંવાર પાપકર્મ કરવા લાગીએ છીએ અને અંતે તે સ્વભાવરૂપે બની રહે છે અને તે સ્વભાવ દૃઢીભૂત થતાં આપણે તે માટે જરા પણ પશ્ચાત્તાપ કરતા નથી; એટલુંજ નહિ પણ આપણે દુરાગ્રહપૂર્વક પાપ કરવા લાગીએ છીએ અને અંતે આપણે તિરસ્કારપાત્ર બની રહીએ છીએ." જેરેમી ટેલર

"બદમાશોમાં ઝાઝો ફરક હોતો નથી. પ્રત્યેક બદમાશે આજ્ઞાલોપી પુત્ર તરીકે પોતાના જીવનની શરૂઆત કરેલી હોય છે."

"દુનિયામાં ચાલેલી કોઈ પણ મરકી કરતાં ખરાબ સ્વભાવ એ મોટી મરકી છે." —જૉન ફૉસ્ટર

"જો માત્ર દંભ એજ તમારા જીવનનો અભ્યાસ હશે તો તમે કોઇ પણ કાર્યમાં પહેલાજ પ્રયત્ને સહૃદયી બની શકશો નહિ." એફ. ડબલ્યુ. રૉબર્ટસન

"આપણા પોતાનાજ રંગોથી આપણે આપણા ભાવી જીવનને રંગીએ છીએ; અને ભાગ્યના ક્ષેત્રમાં જેવું વાવીએ છીએ તેવું જ આપણે લણીએ છીએ." —વ્હીટિયર

મહાન વકીલ લૉર્ડ ટેન્ટર્ડેન પોતાની મરણશય્યા પર બેભાન અવસ્થામાં પડેલો હતો તેમાંથી તે એક ક્ષણને માટે જાગ્રત થયો અને બોલ્યો કે "જ્યૂરીના સદ્ગૃહસ્થો! હવે કેવો નિર્ણય આપવો તે વિષે આપ વિચાર કરશો." આટલું બોલ્યા પછી તેણે હમેશને માટે પોતાની આંખ બંધ કરી. નેપોલિયન પોતાની મરણશય્યા પર "ટેડ ડિ આર્મી" (સેનાધિપતિ) એ શબ્દ મંદ અવાજે બોલ્યો અને ત્યાર પછી તે અદ્ભુત યોદ્ધાનો જુસ્સાદાર પ્રાણ ચાલ્યો ગયો. ચેસ્ટરફીલ્ડ મરતી વખતે પોતાના સનાતન વિવેક સહિત બોલ્યો: "ડેરોલ્સને ખુરશી આપો" અને ત્યાર પછી બીજીજ ક્ષણે તે દેહ છોડી ગયો. જૉન બી. ગફ મરતી વખતે આ શબ્દો બોલ્યો હતો: "તરુણ પુરુષ! તારો હિસાબ ચોખ્ખો રાખજે." પ્રબળ વિચાર માણસના હૃદય પર કેવો અંકિત થઈ જાય છે તે આવાં ઉદાહરણો પરથી સારી રીતે સિદ્ધ થાય છે. તેનો પ્રબળ વિચાર તેની સમગ્ર પાર્થિવ કારકીર્દિનો હેતુ ઘડે છે અને તે પોતાના લક્ષ્યની દિશામાં જઇને અનંતમાં ભળી જાય છે.

"પ્રકૃતિની આ એક સુંદર વ્યવસ્થા છે કે, જે કાર્યને આપણે કર્તવ્ય તરીકે કરીએ છીએ, તે વારંવાર કરવાથી સ્વભાવરૂપ બની રહે છે અને સત્કાર્ય કરવાનો સ્વભાવ, આપણા ગળામાં પુષ્પ-માળાની પેઠે લટકે છે."

ટુલોનમાં કૉલેરા ભયંકર રીતે ફાટી નીકળ્યો અને સંભાળ-પૂર્વક તપાસ કર્યા પછી વૈદ્યોને પ્રતીત થયું કે, મૉન્ટેબેલો નામના સરકારી વહાણ પર કામ કરતા બે ખલાસીઓ તેના પ્રથમ ભોગ થઇ પડ્યા હતા. આ વહાણ લાંબા વખતથી ફરતું ન હતું અને તે બંદરમાંજ પડી રહેલું હતું. જૂનો નિરુપયોગી લશ્કરી સામાન રાખવાને માટે ઘણાં વર્ષો થયાં આ વહાણનો ઉપયોગ કરવામા આવતો હતો. વૈદ્યોને જણાયું કે, મૉન્ટેબેલોમાં જે સરસામાન ભરી રાખવામાં આવ્યો હતો તેમાંનો કેટલોક ભાગ એક જગ્યાએથી બીજી જગ્યાએ ફેરવ્યા પછી પેલા બે ખલાસીઓને એકાએક ભયં-કર બિમારી લાગુ પડી હતી. ટુલોનમાં કૉલેરા સીધો વાનોના ચિકિ-ત્સાલયમાંથી આવ્યો હતો. તે તેના દરદીઓનાં કાઢી નાખેલાં કપડાંના ઢગલામાં સૂક્ષ્મ-ચેપી જંતુઓરૂપે ત્રીસ વર્ષપર્યંત નિદ્રિત

રહેલો હતો અને તક મળતાં તુરતજ તેણે પોતાનું ભયંકર સ્વરૂપ ધારણ કર્યું હતું.

ટ્યુરિનવાળા અધ્યાપક બોનેલીએ એક પ્રાણીના મુખમાં એક સર્પનો દાંત દાખલ કર્યો હતો. આ સર્પનું મસ્તક સોળ વર્ષ સુધી શુષ્ક પડી રહીને હવા તથા ધૂળના સપાટા સહન કર્યા કરતું હતું અને તે પહેલાં પણ ત્રીસ વર્ષ સુધી તેને દારૂમાં બોળી રાખવામાં આવ્યું હતું; પરંતુ જ્યાં તે મુખમાંનો દાંત કાઢીને પેલા જીવતા પ્રાણીના મોંમાં દાખલ કરવામાં આવ્યો કે તરતજ તેના ભારે આશ્ચર્યની વચ્ચે તે પ્રાણી મરણ પામ્યું! આજ પ્રકારે ભલી કે બૂરી આદત ભલે ઘણાં વર્ષો સુધી અદૃશ્ય રહે; પરંતુ જેવી રીતે મમી*ના હાથમાં રહેલા ઘઉંના દાણા ચાર હજાર વર્ષ પછી વાવવામાં આવતાં ઉગી નીકળ્યા હતા; તેજ પ્રમાણે કોઇ એક સંકટની ક્ષણે તે ટેવ આપણને લાભ વા હાનિ કરવાને ફરીથી ઉત્પન્ન થાય છે. ઘઉંને જેવી રીતે અંકુરિત થવાને માટે માત્ર ભીનાશ, ઉષ્ણતા અને હવાનીજ અપેક્ષા હોય છે; તેવી રીતે ભલી વા બૂરી ટેવ પણ માત્ર અનુકૂળ સંયોગોનીજ વાટ જોઇ રહી હોય છે.

જેફર્સનના "રિપ વાન વિન્કલ" નામના નાટકમાં જ્યારે જ્યારે તેની સન્મુખ દારૂ ધરવામાં આવતો, ત્યારે ત્યારે તે કસમ ખાઇને તેનો સ્પર્શ સુદ્ધાં કરતો નહિ; પરંતુ અંતે એક વાર તે બોલ્યો કે "ઠીક, આ સમયે લેતાં હું કાંઇ હરકત માનતો નથી." અધ્યાપક જેમ્સ કહે છે તે પ્રમાણે તે દારૂ લેવામાં કાંઇ હરકત માનતો ન હતો અને બીજાં પણ હજારો માણસોએ હરકત માની નથી; તોપણ તેમાં હરકત તો અવશ્ય રહી છેજ. તે પીવાથી શરીરનાં તંતુઓમાં અને પરમાણુઓમાં ભારે હાનિ થાય છે અને બીજી વાર તેને દારૂ પીવાની લાલચ થાય છે ત્યારે તે હાનિમાં વધારો થાય છે. આ એક કઠોર પ્રાકૃતિક સત્ય છે કે, આપણે જે જે કાર્યો કરીએ છીએ તે કદી પણ નાશ પામતાં નથી. એક વાર કરેલું કાર્ય નિયમિત અંતરે પુનઃ કરવાનું આપણા જ્ઞાનતંતુઓનું વલણ હોય છે. ડૉ૦ કોમ્બ જણાવે છે કે "જ્ઞાનતંતુઓને લગતા સઘળા રોગો નિયમિત અંતરે પુનઃ દેખા દેવાનું ખાસ વલણ ધરાવે છે." જો આપણે પ્રતિદિન એકજ સમયે એકજ પ્રકારનું માનસિક કાર્ય

---

* મસાલો ભરીને સાચવી રાખેલું શરીરનું ખોખું. આવાં 'મમી' ઈજીપ્તના પિરામિડમાં હજારો વર્ષનાં જૂનાં જોવામાં આવે છે. તે રાજ ત્યાંના અમર થઈ ગયેલા મહાપુરુષો તથા રાજાઓનાં છે.

કરીએ તો આપણે અંતે તે કાર્ય તે સમય આવતાં અગાઉથી ચિંતન કર્યા વિનાજ કરી શકીએ છીએ."

સર્વ શિક્ષણમાં મોટામાં મોટું કાર્ય આપણા જ્ઞાનતંતુઓને, આપણા દુશ્મનને બદલે મિત્ર બનાવવાનું છે. આપણી પ્રાપ્તિની મૂડી સાચવી રાખવી અને તે મૂડીના વ્યાજ પર સુખપૂર્વક નિર્વાહ કરવો એ તે કાર્ય છે. એટલા માટે જેમ બને તેમ જલદી અને જેટલાં બને તેટલાં ઉપયોગી કાર્યોને આપણે સ્વાભાવિક અને પોતાની મેળે બનતાં કરી દેવાં જોઇએ અને જેમ આપણે પ્લેગથી બચવાના ઉપાય લઇએ છીએ, તેમ તેમને પણ અહિતકારક બનતાં અટકાવવાં જોઇએ.

આપણા શરીરરૂપી જીવંત ફોનોગ્રાફનાં જ્ઞાનતંતુઓ ઍડિસનના જડ ફોનોગ્રાફનાં જ્ઞાનતંતુઓ કરતાં પણ વિશેષ અદ્ભુત હોય છે. તેના ચમત્કારિક યંત્રકામમાં ગમે તેવો મંદ-ગમે તેવો નાનો અવાજ પણ નોંધાયા વિના રહેતો નથી. યદ્યપિ આ જીવનયંત્રનાં પરમાણુઓ આખા જીવનમાં થઇને ઘણી વાર સર્વથા પણ બદલાઈ જાય છે; પરંતુ આ છાપો તો કદી પણ ભૂંસાતી નથી. તેઓ હમેશને માટે ચારિત્ર્યમાં અંકિત થાય છે. રિપ વાન વિન્કલની પેઠે તરુણ પુરુષ ભલે એમ કહે કે, હું માત્ર આ કાર્ય કેવું છે તે જોવાને માટે ફક્ત એકજ વાર કરીશ; તોપણ પુનઃ તે કરવાની લાલચ તેને થયા વિના રહેવાનીજ નથી. તરુણ મનુષ્ય જ્યારે માત્ર "સામાજિક નિયમનો અનાદર નહિ કરવાને માટે" દારૂ લે છે; ત્યારે તે એમજ કહે છે કે, હું આટલોજ વખત લઉં છું. પરંતુ તેથી કરીનેજ ઘણા માણસોની પાયમાલી થઈ છે. "દારૂ કેવો હોય છે" તે જોવા જતાં ઘણાં માણસોએ પોતાનું મનઃસ્થૈર્ય ગુમાવી દીધું છે અને પાપકુંડમાં ભૂસ્કો માર્યો છે.

ઘણી વાર માણસો એમ ધારે છે કે 'આટલી મુશ્કેલીમાંથી મુક્ત થવાને માટે એક જરાક અસત્ય બોલીશ તો શું થઇ જવાનું છે? એ તે શું હિસાબમાં? થોડા ઘણા પૈસા હાલ એવી રીતે લઇશ તો શું થઇ જશે? કોઇ પણ માણસ તે જાણવા પામશે નહિ અને પૈસાની જરૂર પડશે તે પૂર્વે તો હું એ ભરી દઇશ. જરાક દારૂ પીશ તો શું થઇ જશે? એટલો તે શું વિસાતમાં? રાત્રે સારી નિદ્રા આવશે એટલે સૌ સારું થઇ જશે. જરા ઓછું કામ કરીશ તો શું થશે? તેથી કાંઇ ઝાઝો ફરક પડશે નહિ; અને સાધારણ રીતે હું એટલી કાળજી રાખું છું કે, આવી

ક્ષુલ્લક બાબત કાંઇ મોટી વિસાતની થઇ પડશે નહિ.'

પરંતુ મારા તરુણ મિત્ર! તમે ચાહો કે ન ચાહો તોપણ તેથી ફરક તો અવશ્ય પડશેજ. તમારૂં કરેલું કાર્ય બારિકમાં બારિક વિગત સહિત લોઢાની કલમથી લખાઇ ગયું હોય છે. તે લખનારો દૂત કાંઇ કલ્પિત હોતો નથી. તેનો વાસ આપણા પોતાના શરીરમાંજ હોય છે. તેનું નામ સ્મરણશક્તિ છે અને તે પ્રત્યેક વસ્તુને ગ્રહણ કરી રાખે છે. જ્યાંસુધી કોઈ ભયંકર આપત્તિ, તાવ અથવા બીજો કોઇ ઉત્તેજક પદાર્થ ફોટોગ્રાફની પેઠે તમારાં કાર્યને ચોખ્ખા રૂપમાં પ્રકટ ન કરે ત્યાં સુધીજ તમે તમારા સ્મરણમાંથી નીકળી ગયેલાં ધારો છો; પણ કેટલીક વાર એવું બને છે કે, એક માણસની આખી જીંદગી એક પળમાં તેની આગળથી પસાર થતી જણાય છે. કારણકે વાસ્તવમાં તો સઘળો વખત તેની જીંદગી તેની ભાવનામાં, વિચારમાં, લાગણીમાં રહેલી હોય છે."

"આપણાં ભલાં બૂરાં કૃત્યોજ આપણા દેવદૂતો કે યમદૂતો બને છે. આપણી ભલી કે બૂરી છાયા હમેશાં આપણી સાથે સાથે જ ચાલે છે."

કૅસ્પર હોસરને લગભગ જન્મથીજ એક એવા કારાગૃહમાં પૂરી રાખવામાં આવ્યો હતો, કે જ્યાં બહારનો પ્રકાશ અથવા અવાજ જઇ શકતો ન હતો. તે સત્તર વર્ષનો થયો ત્યાં સુધી તેનું મગજ એક બાળકના જેવું હતું. તે કાંઇ પણ જ્ઞાન વિના રોતો અને બોલવાનો પ્રયત્ન કરતો હતો. જ્યારે તે મુક્ત થયો ત્યારે પ્રકાશ તેની આંખને પ્રતિકૂળ થઈ પડયો. તેને થોડા શબ્દો શીખવવામાં આવ્યા. ત્યાર પછી તેણે અરજ કરી કે, મને પુનઃ કેદખાનામાં નાખો તો સારૂં. માત્ર ઠંડી અને શૂન્યમય શાંતિજ તેને સંતોષ આપતી જણાતી હતી. જે જે વસ્તુઓ બીજા માણસને આનંદ આપતી હતી, તે સર્વ તેની ભ્રષ્ટ ઇન્દ્રિયોને માત્ર દુઃખજ આપતી હતી. મધુરમાં મધુર ગાયન પણ તેને વેદનાનું કારણ થઇ પડતું હતું. તે માત્ર કાળો રોટલોજ ખાઇ શકતો હતો; અને જો કદાચ બીજી કોઇ પણ વસ્તુ તે ખાતો તો તેને જોરથી ઉલટી થતી હતી!

એક ને એક કાર્ય વારંવાર કરવામાં આવવાથી જે સરળતા અને વલણ પ્રાપ્ત થાય છે તેને આપણે સ્વભાવ કહીએ છીએ અને તે સર્વ પ્રાણીઓમાં જોવામાં આવે છે. મનુષ્યો પોતાનાં વારંવાર કરેલાં કાર્યોના એજ પ્રકારે ગુલામ બની જાય છે. વિરોધની ઇચ્છા છતાં અને ઘૃણા ધરાવવા છતાં પણ ટેવાયલાં જ્ઞાનતંતુઓ પૂર્વના

સ્વભાવ પ્રમાણેનાં કર્મ વારંવાર કર્યાજ કરે છે. પ્રથમ જે કાર્ય મનુષ્ય સ્વેચ્છાથી કરે છે તે અંતે ફરજિયાત કરવું પડે છે. જે પ્રકારે પરમાણુઓ ગુરુત્વાકર્ષણથી એક બીજા સાથે બંધાયેલા હોય છે તે પ્રકારે મનુષ્ય પણ પોતાના કર્મજન્ય સ્વભાવોથી બદ્ધ થયેલો હોય છે. જેવી રીતે ગુરુત્વાકર્ષણનો નિયમ કોઇ પણ પદાર્થને લાગુ પડયા વિના રહેતો નથી, તેવી રીતે તમારા નાનામાં નાના કાર્યની પણ અનિવાર્ય અસર તમારા ચારિત્ર્ય અને ભાગ્ય પર થયા વિના રહેતી નથી. જ્યોર્જ ઇલિયટ જણાવે છે કે "છોકરાંઓને ભલે દાબીને મારી નાખવામાં આવે; પરંતુ કર્મોને કદી પણ મારી શકાતાં નથી. કર્મો અમર છે." નાનપણમાં પડેલું ચાઠું કદી પણ ભુંસાતું નથી.

વાસ્તવમાં મનુષ્યજાતિનાં સમસ્ત કાર્યો સ્વભાવથી થયેલાં કાર્યો છે. આપણે કહીએ છીએ કે, ગ્લેડસ્ટન એક દિવસમાં એટલું બધું કાર્ય કરે છે કે તે અદ્‌ભુતજ ગણાય; પરંતુ આપણે જ્યારે તેની કાર્ય કરવાની શક્તિની બારીક તપાસ કરીએ છીએ ત્યારે આપણને તે ઘણે ભાગે સ્વભાવના ફળનીજ બનેલી જણાય છે. સ્વભાવના બળથીજ તેને પ્રચંડ શક્તિ પ્રાપ્ત થઇ છે. તે પોતાના સમગ્ર જીવનમાં જે આદતો પાડતો આવ્યો છે તેનો હવે તે એક મોટો ભંડાર બની ગયો છે. નિઃશંક તેને પ્રથમ ઉદ્યોગ કરતાં કંટાળો આવ્યો હતો; પરંતુ અંતઃકરણપૂર્વક અને આગ્રહપૂર્વક કામ કરીને અંતે તેણે એવી શક્તિ પ્રાપ્ત કરી કે હવે તે જગતને આશ્ચર્યચકિત કરી નાખે છે. આગ્રહ અને દૃઢતાપૂર્વક સૂક્ષ્મ વિચાર કરવાની તેની આદતે તેને એક મહાશક્તિશાળી મનુષ્ય બનાવ્યો છે. તેણે શુદ્ધ અને સૂક્ષ્મ અવલોકન કરવાની આદત પાડી કોઇ પણ વસ્તુને પોતાના લક્ષ્યની બહાર જવા દીધી નહિ અને તેથી તે "છતી આંખે આંધળા" એવા કુંડીબંધ લોકો કરતાં ઘણું સારૂં અવલોકન કરી શકે છે. આ પ્રકારે તેણે અપાર સામર્થ્ય પ્રાપ્ત કર્યું છે. તેણે સાવધાનતાપૂર્વક કામ કરવાના અભ્યાસથી ઘણી વાર પિષ્ટપેષણ થતું અટકાવ્યું છે અને આ રીતે પોતાના જીવનમાં ઘણાં અમૂલ્ય વર્ષો બચાવ્યાં છે.

ગ્લૅડસ્ટને પોતાની બાલ્યાવસ્થાથીજ પોતાનો સ્વભાવ આનંદી બનાવ્યો હતો. તે પોતાની બાલ્યાવસ્થાથી વસ્તુઓની પ્રકાશિત બાજુ જોતાં શીખ્યો હતો. સિડની સ્મિથ જણાવે છે તેમ, "આ પ્રકારનો સ્વભાવ વાર્ષિક હજાર પૌંડની ઉપજની તોલે આવે છે." આ સ્વભાવથી તેની શક્તિનો પુષ્કળ ભાગ નાશ પામતાં બચ્યો છે.

તે જણાવે છે કે, "પાર્લામેંટમાં ચાલેલી કોઇ પણ તકરાર અથવા કામકાજથી મેં એક પણ કલાકની નિદ્રા ખોઇ નથી." આ પ્રકારના શક્તિના હ્રાસથી ઉપયોગી જીવન ગાળનારા ઘણા માણસોનાં અનેક વર્ષો વ્યર્થ ગુમાઈ જાય છે; કે જે વર્ષોનો આનંદી સ્વભાવ પ્રાપ્ત કરવાથી બચાવ થઇ શકયો હોત.

આનંદી સ્વભાવ સાધારણમાં સાધારણ માણસને પણ સુખ અને સૌંદર્યની મૂર્તિ બનાવી દે છે. આપણે દરેક આપણી ઇચ્છાશક્તિના બળ વડે આનંદી સ્વભાવ પ્રાપ્ત કરી શકીએ તેમ છીએ. જે વસ્તુઓથી આનંદ થાય તે વસ્તુઓ તરફ સતત દૃઢતાપૂર્વક આપણી ઇચ્છાને દોરવવાથી આપણને ક્ષુદ્રમાં ક્ષુદ્ર બાબતોમાં પણ આનંદ અને સંતોષની પ્રાપ્તિ થાય છે. યોગ્ય રીતે ઇચ્છાશક્તિને કેળવવાથી અસંતોષ ઉત્પન્ન કરનારા સમસ્ત વિચારોને હાંકી કાઢી શકે છે અને ચિરશાંતિનું સામ્રાજ્ય સ્થાપિત કરી શકે છે. આપણા સંબંધમાં પંચાતી એ છે કે, આપણે ઇચ્છાશક્તિને અર્ધી પણ કેળવતા નથી. એક માણસની આદતો સારી રીતે સ્થાપિત થયા પછી તો તે માત્ર એટલુંજ કરી શકે છે કે, તે પોતે કઇ તરફ જાય છે તે જોયા કરે છે. તે ગમે તેટલો પશ્ચાત્તાપ કરે પરંતુ આદતના મજબૂત દોરડાથી બંધાયેલો હોવાથી સર્વથા અશક્ત અને લાચાર બની ગયેલો હોય છે; અને આ દોરડું, જે કાર્યો તેને પોતાનેજ આધીન લાગતાં હતાં તેવાં એકે એક કાર્યના નાજુક દોરાથીજ વણાયેલું હોય છે!

એક સીધા ઉંડાણવાળી ખાઇમાં પથ્થર નાખો. ગુરુત્વાકર્ષણના નિયમાનુસાર તે ત્વરાથી, વધતી જતી ગતિથી નીચે ચાલ્યો જાય છે. જો પ્રથમ સેકંડે તે ૧૬ ફીટ નીચે જશે તો બીજી સેકંડે તે ૪૮ ફીટ નીચે જશે અને પાંચમી સેકંડે તે ૧૪૪ ફીટ નીચે જશે; અને જો તે દશ સેકંડપર્યંત પડવાનું ચાલુ રાખશે તો તો તે છેલ્લી સેકંડમાં ૩૦૪ ફીટ નીચે ચાલ્યો જશે. તેજ પ્રકારે આદત પણ ઉત્તરોત્તર વૃદ્ધિ પામતી જાય છે. પ્રત્યેક કાર્ય કર્યા પછી આપણે પૂર્વના જેવા માણસ હોતા નથી પરંતુ કોઇ બીજાજ માણસ હોઇએ છીએ; એટલે કે તેની પૂર્વક્ષણના કરતાં વધારે ભલા અથવા બૂરા બન્યા હોઇએ છીએ અને તેના તેજ હોતા નથી. દરેક કાર્ય વડે ચારિત્ર્યના વજનમાં કાંઇક વધારો વા ઘટાડો અવશ્ય થાય છે.

રસ્કિન જણાવે છે કે "મારા જીવનમાં કોઇ પણ અયોગ્યતા અથવા મૂર્ખતા એવી નથી, કે જે મારી સામે ખડી થતી નથી

અને મારો આનંદ ઝુંટવી લેતી નથી તથા મારી ઉપાર્જન કરવા-ની, જોવાની અને સમજવાની શક્તિનો હ્રાસ કરતાં નથી! મારા જીવનના પ્રત્યેક ગત પ્રયત્ન-તેમાં રહેલી સત્યતા અથવા ભલાઇનું પ્રત્યેક કિરણ-હમણાં મારી પાસે છે અને તે મને અત્યારે પણ, આ હમણાંનો કલાક-અત્યારની પળ-પકડી લેવામાં અને તેનો ઉપયોગ કરવામાં સહાય કરે છે.

રૂગ્બીમાં એક છોકરો ઘણા ખરાબ અક્ષર લખતો હતો તેથી તેના શિક્ષકે તેને ઠપકો આપ્યો; ત્યારે તે બોલ્યો કે "ઘણા બુદ્ધિમાન પુરુષોએ મારા કરતાંયે ખરાબ અક્ષર લખ્યા છે; માટે આ નજીવા દોષને માટે આટલી બધી ચિંતા કરવાનું પ્રયોજન નથી." પરંતુ પરિણામ એ આવ્યું કે દશ વર્ષ પછી જ્યારે તે ક્રિમિયામાં એક અમલદાર બન્યો હતો ત્યારે તેની લેખિત આજ્ઞાની એક ઉકેલી ન શકાય એવી ચીઠ્ઠીએ ઘણા બહાદુર માણસોનો નાશ કર્યો હતો.

"પ્રારંભને અટકાવો" એ એક પ્રાચીન કહેવત છે અને તે આપણા જમાનામાં ઘણી ઉપયોગી છે. બાલ્યાવસ્થાની મૂર્ખતા, તરુણાવસ્થાના દુર્ગુણમાં પરિણમે છે અને પછી પુખ્ત વયે તે અપ-રાધના સ્વરૂપને પહોંચે છે.

ઇ. સ. ૧૮૮૦ માં ઑબર્નના કારાગૃહમાંના ૯૦૭ કેદીઓ પૈકી ૪૦૭ બીજી વાર સજા પામેલા હતા! કેદીઓ બીજી, ત્રીજી અથવા ચોથી વાર સજા પામે છે તેનું કારણ શું છે? તેનું અંતઃ-કરણ જે કાર્યને ધિક્કારે છે અને ખુદ તેનો આત્મા જેના પ્રતિ તિરસ્કાર ધરાવે છે તે કાર્ય કરવાની આદત તેને ફરજ પાડે છે. સત્યનો માર્ગ હજારો વાર ચૂકવાથી આપણા સ્વભાવ પર ઘણીજ ખરાબ અસર થાય છે. કારણ કે બરાબર સત્યના પંથે ચાલવું અને સત્યથી જરાક ચ્યુત થવું એમાં મોટો ભેદ છે. એક વાર કરેલું ખરાબ કાર્ય વારંવાર થયા કરે છે માટેજ ખોટે માર્ગે જતાં અટકવું જોઇએ.

એક સ્ત્રીનો પતિ દારૂના વ્યસનમાં પડી તેની સાથે અત્યંત ઘાતકી વર્તણુક ચલાવતો હતો અને તેને પરિણામે તે મોતના બિછાના પર પડી. મૃત્યુશય્યા પરથી તેણીએ તેને પાસે આવવાનું કહ્યું અને પુનઃ વિનતિ કરી કે "છોકરાને ખાતર હવે તમે કદી પણ દારૂ પીશો નહિ." તે સ્ત્રીએ પોતાની પાતળી લાંબી આંગળીઓ વડે તેનો હાથ પકડી એવું વચન લીધું કે "મેરી! તારો આ હાથ જ્યાંસુધી મને દારૂ નહિ આપે ત્યાંસુધી હું કદી પણ દારૂ પીશ નહિ." પરંતુ તેજ દિવસે રાત્રિના સમયે તેણે એક દારૂનો

ભરેલો પ્યાલો લીધો. તે સ્ત્રી જે ઓરડામાં મૃત દશામાં પડેલી હતી તે ઓરડામાં તે ચુપકીથી ઘૂસી ગયો; તેના પાતળા જડ હાથમાં તે પ્યાલો મૂક્યો અને પછી તેને ઉંચકીને તળિયા સુધી ખાલી કરી ગયો. જૉન બી. ગફ આને એક ખરી બનેલી વાત-તરીકે જણાવે છે. એક પ્રચંડ આદતની આગળ મનુષ્ય કેવો લાચાર બની જાય છે! એક ખરાબ આદત તેની ઈચ્છાશક્તિ, તેનું આત્મ-બળ અને તેના પુરુષત્વ આપનારા સર્વ સદ્‌ગુણોને લૂંટી લે છે અને અંતે તેને પોતાનો ગુલામ બનાવી દે છે.

વૉલ્પોલ જણાવે છે કે, એક જુગારી જુગાર ખેલતાં ખેલતાં માથે લોહી ચઢી જવાથી બેભાન બની ગયો અને તેના સાથીઓ તે સાજો થશે કે નહિ થાય તેની શરત બકવા લાગ્યા. જ્યારે વૈદ્ય આવ્યો ત્યારે તેમણે તેને કહ્યું કે "એની ફસ ખોલશો નહિ; કારણકે તેમ કરશો તો અમારી શરતમાં ખલેલ પડશે!" જે સમયે પ્રેસિ-ડેન્ટ ગાર્ફિલ્ડ જીવન અને મૃત્યુની વચ્ચે ઝોલાં ખાતો હતો ત્યારે પણ સટોરિયા લોકો તેના પરિણામ વિષે ભારે રકમની શરત બકયા હતા!

કોઇ પણ રોગ કૉલેરા કરતાં વિશેષ ત્રાસ અથવા ભય ફેલા-વતો નથી; પરંતુ એક વાર તે એક માણસને લાગુ પડે છે ત્યાર પછી તે માણસ સંપૂર્ણ બેદરકાર બની જાય છે. તેનાં અશ્રુ સુકાઇ જાય છે અને પોતાની ઇચ્છા છતાં પણ તે રોઇ શકતો નથી. તેનું શરીર ઠંડુ અને ચીકણું બની જાય છે અને તેનું માંસ મરી ગયેલા જેવું લાગે છે; છતાં પણ તે કહે છે કે, "હું ગરમ છું" અને બરફવાળું પાણી માગે છે. જેમની આદતો તેમને ચિરસ્થાયી મૃત્યુના ખાડામાં ઘસડી જતી હોય છે તેઓ પણ આજ પ્રકારની નિર્ભયતા દર્શાવે છે. શું આવા દાખલા તમે પણ જોયા નથી? આપણે મોજશોખમાં મસ્ત થઇને પડેલા હોવાથી જ્યારે સેતાન આપણા ચારિત્ર્યની આંગળીઓ અને હાથ-પગ સુદ્ધાં કાપી નાખે છે ત્યારે આપણને જરા પણ વેદના થતી નથી; પરંતુ જ્યારે આપણી બેભાનાવસ્થા દૂર થાય છે અને આપણા સદ્‌ગુણનો ભોગ અપાઇ ગયો છે તથા આપણું મનુષ્યત્વ નષ્ટ થયું છે એવી જ્યારે આપણને પ્રતીતિ થાય છે ત્યારે આપણને જે દુ:ખ થાય છે તે અવર્ણનીય હોય છે.

રક્તપિત્તવાળા માણસને તે રોગનો ભય લાગતો નથી. કારણ કે તે રોગ તેની પ્રાથમિક અવસ્થામાં કાંઇ પણ વેદના કરતો નથી. સૅન્ડવિચ દ્વીપોના એક આગેવાન વકીલ અને સરકારી અમલદાર-

ના હાથ પર એક વાર એક બળતું ફાનસ તૂટી પડયું. પરંતુ તેના ભારે આશ્ચર્યની વચ્ચે તેને જણાયું કે, તેને કાંઈ પણ વેદના થતી ન હતી. છેવટે તેને જણાયું કે, તેને રક્તપિત્તનો વ્યાધિ લાગુ પડયો છે. તેણે પોતાના હોદ્દાનું રાજીનામું આપ્યું અને રક્તપિત્ત-ગ્રસ્ત લોકોના દ્વીપમાં જઇ વસ્યો ત્યાં તે મરણ પામ્યો. આજ પ્રકારે પાપ પોતાની પ્રાથમિક અવસ્થામાં વેદનારહિત હોય છે એટલુંજ નહિ પણ ઘણી વાર આનંદદાયક સુદ્ધાં હોય છે.

ભ્રષ્ટ આચાર-વિચારથી માણસની લાગણી કેવી જડ અને સખ્ત બની જાય છે તે આપણને રોમનોના જીવન પરથી સારી રીતે પ્રતીત થાય છે.

નીરોના અમલમાં લોકોના આચાર-વિચાર એટલા ભ્રષ્ટ અને પતિત થઈ ગયા હતા કે તેમને માત્ર કરુણરસપ્રધાન નાટક જોવા-થીજ સંતોષ થતો ન હતો; પરંતુ તેઓ એવી ભયંકર માગણી કરતા હતા કે પાત્રોને રંગભૂમિ પર ખરેખર કાપી નાખવાં જોઇએ. ક્રૂર અને ભ્રષ્ટ રોમનો ભય અને આનંદના અત્યંત હૃદયવેધક અનુભવો વગરના જીવનને નકામું ગણતા હતા. કરુણરસપ્રધાન નાટકમાં ખરેખર રક્તપાત થવોજ જોઇએ અને શૃંગારરસપ્રધાન નાટકમાં બરાબર નાગી ઉઘાડી ક્રિયા થવીજ જોઇએ એવી તેમની માન્યતા હતી. જયારે રંગભૂમિ પર આગનો દેખાવ આપવામાં આવતો ત્યારે તેઓ એવી માગણી કરતા કે, એક ઘર બાળી મૂકવું જોઇએ અને તેમાંનાં રાચરચીલાં લૂંટી લેવાં જોઇએ. જયારે "લૉરિ-યોલસ"નું નાટક ભજવવામાં આવતું ત્યારે તેઓ એવી માગણી કરતા કે, તે પાત્રનો ખરેખર એક રીંછની પાસે નાશ કરાવવો જોઇએ. તેમની માગણી અનુસાર તે પાત્રને પોતાના રક્તથી રંગ-ભૂમિને રંગી નાખવી પડતી હતી. 'પ્રૉમેથિયસ'ને ખરેખર ખડકની સાથે સાંકળ વડે બાંધી દેવામાં આવતો હતો અને ડર્સને જંગલી ગોધો ફાડી નાખતો હતો. ઑર્ફિયસને ખરેખરું રીંછ ફાડીને તેના ટુકડે ટુકડા કરી નાખતું હતું અને ઇકેરસના પાત્રને મૃત્યુની પૂરે-પુરી ખાત્રી છતાં નાસવાની ફરજ પડતી હતી. જયારે મ્યુસિયસ શિવોલાની વીરતા રજૂ કરવામાં આવતી, ત્યારે એક ખરેખરા ગુન્હેગારને એક પણ શબ્દ બોલ્યા વિના અગ્નિજ્વાલામાં પોતાનો હાથ ધરવાની અને તે બળતો હોય ત્યારે જરા પણ હાલ્યા ચાલ્યા વિના ઉભા રહેવાની ફરજ પડતી હતી. હર્ક્યુલિસના પાત્રને ચિતા પર ચઢી જીવતા બળવાની ફરજ પડતી હતી અને પોતાને જ્વાળાઓ

વિંટળાઇ વળે ત્યાં સુધી રંક ગુલામો અને ગુન્હેગારોને વીરતાપૂર્વક પોતાના પાઠ ભજવવાની ફરજ પડતી હતી.

ચાંચીઓ ગિબ્સ કહેતો હતો કે "જ્યારે મેં પહેલી વાર વહાણ લૂંટ્યું ત્યારે મારા અંતઃકરણમાં ભારે વ્યથા થઇ; પરંતુ કાળા વાવટાની નીચે ઘણાં વર્ષો સુધી મેં મારૂં વહાણ હંકાર્યું; ત્યાર પછી હું દરેક વહાણ લૂંટી લઈ તેમાંના સઘળા ખલાસીઓને મારી નાખતો અને પછી નિરાંતે શય્યા પર પડી ઘસઘસાટ ઉંઘતો." માણસ પાપકર્મમાં પ્રવૃત્ત થઇ પોતાના સ્વભાવને એવો ભ્રષ્ટ બનાવી દે છે કે પોતાનાં પાપકર્મનો બચાવ કરવાને અથવા તેનો વિસ્તાર વધારવાને તે ભયંકરમાં ભયંકર ગુન્હા કરતાં પણ ખંચાતો નથી.

આપણાં મોટાં સંગ્રહસ્થાનોમાં તમે કેટલાક પાષાણો પર ઍડમના સમય કરતાં પણ સેંકડો વર્ષ પૂર્વે પડેલા વરસાદનાં ચિહ્નો અને પ્રાચીનકાળમાં ચાલી ગયેલાં કોઇ જંગલી પક્ષીનાં પગલાંનાં ચિહ્નો જુઓ છો. જલવૃષ્ટિ અને નાજુક પગે મૃદુ કાદવ પર પોતાનાં ચિહ્ન મૂક્યાં ત્યાર પછી યુગો ને યુગો વહી ગયા અને કાદવમાંથી પાષાણ બન્યો; તોપણ હજુ તે ચિહ્નો રહ્યાં છે અને તે હમેશને માટે રહેશે. આજ પ્રકારે કોમળ અને નવા વિચારો પ્રાપ્ત કરવાનો ઉત્સાહ ધરાવનાર બાળકો, તેમને જે વિચારો મળે છે તે સર્વને સંગ્રહી લે છે; એકત્રિત કરી લે છે અને હમેશને માટે જાળવી રાખે છે.

એક ઇન્ડિયન જાતિએ ગોરા લોકોના એક સંસ્થાન પર આક્રમણ કર્યું અને ત્યાંના ગોરા નિવાસીઓનાં ખૂન કર્યાં. તે જાતિની એક સ્ત્રી એક ઘણી નાની વયના ગોરા બાળકને લઇ ગઇ અને તેનું પોતાના બાળકની માફકજ પાલન કર્યું. તે ગોરૂં બાળક ઇન્ડિયન બાળકોની વચ્ચે ઉછર્યું. પરિણામે તેનો માત્ર વર્ણજ ભિન્ન રહ્યો હતો. બાકી બીજી સર્વ બાબતોમાં તે તેમના જેવુંજ હતું. દુશ્મનોના અધિકમાં અધિક માણસોના માથા પરથી ખાલ ઉખેડી નાખવી એ તેની દૃષ્ટિમાં સૌથી વિશેષ પરાક્રમી કાર્ય ગણાતું હતું. તે યુવાન થયો ત્યારે કેટલાક ગોરા વ્યાપારીઓની નજરે પડયો અને તેઓ તેને ફરીથી સુધરેલા સમાજમાં લઇ આવ્યા. આ નવી જીંદગીથી તે અત્યંત પ્રસન્ન થયો અને તેણે પ્રબળ જ્ઞાનાભિરુચિ તથા ધર્મવૃત્તિ પ્રદર્શિત કરી. તેને ધર્માચાર્ય બનવાની ઇચ્છા થઈ. તેણે પાઠશાળાનો અભ્યાસ સારા માનસહિત પૂર્ણ કર્યો અને તેની ધર્માચાર્ય તરીકે નિમણુક થઇ. તે ઉત્તમ

પ્રકારે પોતાનું કર્તવ્યપાલન કરવા લાગ્યો અને સુખી તથા સંતુષ્ટ જણાયો. થોડાં વર્ષ પછી જે સ્થાન પર બ્રિટન અને યુનાઇટેડ સ્ટેટ્સની વચ્ચે યુદ્ધ ચાલતું હતું તેની નજીક ક્યાંક નોકરી કરવાને તે ગયો અને થોડાજ સમયમાં તે એ યુદ્ધમાં જોડાયો. આ વખતે પણ તે પોતાનો હમેશનો પોશાકજ પહેરતો હતો—અર્થાત્ તે કાળો કોટ અને સફેદ ખમીસજ પહેરતો હતો. તે પાછો ફરતો હતો એવામાં તેનો એક ઓળખીતો તેને મળ્યો, જે તેના ચહેરામાં અને દેખાવમાં અસાધારણ ફેરફાર થયેલો જોઇને તેમજ તેની અસાધારણ ભીરુતા અને ત્વરા જોઇને ચકિત થઇ ગયો. યુદ્ધના સમાચાર પૂછ્યા પછી તે સદ્ગૃહસ્થે કહ્યું કે "શું તમે ઘાયલ થયા છો?" તે બોલ્યોઃ "ના" "શું તમે ઘાયલ થયા નથી? આ તમારી છાતી આગળ ખમીસ પર લોહી છે ને?" તે તરુણ પુરુષે ત્વરા અને દઢતાપૂર્વક પોતાની છાતી પર હાથ મૂકી દીધા. તેના મિત્રે ધાર્યું કે, એ પોતાનો ઘાવ છુપાવવા માગે છે; પરંતુ એને જોવો જોઇએ. એ કારણથી તેણે એનું ખમીસ ઉઘાડી નાખ્યું. પેલા તરુણ પુરુષે નિરાશાથી પોતાના હાથ હેઠા પાડી દીધા. તેના ખમીસ અને તેની છાતીની વચ્ચે તેણે છુપાવી રાખેલું માથાની ખાલ ઉખેડી નાખનારૂં ભયંકર હથિયાર તેના મિત્રે ખેંચી કાઢ્યું. તે બાલ્યાવસ્થાની આદતના ભોગ થયેલા માણસે તે પછી દુઃખી અવાજે કહ્યું કે "હું લાચાર છું!" પછી તેણે પોતાનું મુખ ફેરવ્યું અને એટલી ત્વરાથી નાઠો કે પકડી શકાયો નહિ. તે પાછો ઇન્ડિયન લોકોમાંજ ભળી ગયો અને ફરીથી કદી પણ ગોરા લોકોમાં જોવામાં આવ્યો નથી!!

એક ઇન્ડિયને એક વાર એક તરુણ સિંહને ઉછેર્યો અને તેને દુર્બળ તથા નિરુપદ્રવી જોઇને અંકુશમાં રાખવાનો પ્રયત્ન કર્યો નહિ. દિનપ્રતિદિન તે સિંહ બળવાન થવા લાગ્યો અને અંતે ગુસ્સાથી તપી જઈ તેણે પોતાના સ્વામીના અંગ પર તૂટી પડી તેને ફાડી ખાધો. આ પ્રકારે નિર્દોષ જણાતા પ્રાણીએ અંતે પોતાના સ્વામીનો નાશ કર્યો.

પાપ તરફ નજર સરખીએ નાખવા પહેલાં સાવધ રહેજો. કેમકે આપણે જેમ જેમ તેની તરફ વધુ દૃષ્ટિપાત કરીએ છીએ તેમ તેમ તે આપણને અધિકાધિક સારૂંજ દેખાતું જાય છે.

મધ્યમ વર્ગના માણસને માટે આદત એ વ્યવહારની દૃષ્ટિએ જોતાં ઠીક છે. કારણ કે દાખલા તરીકે, હું જે કાર્ય વીસ વર્ષ થયાં કરતો આવ્યો છું તે કાર્ય આજે પુનઃ કરૂં એ શું સંપૂર્ણ

ચોક્કસ નથી ? જે માણસે પોતાનું આખું જીવન આળસ અને પ્રમાદમાં ગાળ્યું હોય તે માણસ આવતી કાલે પ્રાતઃકાળમાં એકદમ ઉદ્યોગી બની જાય એવો સંભવજ નથી. એક ઉડાઉ માણસ કરકસરીઓ બની જાય; એક સ્વચ્છંદી માણસ સદ્‌ગુણી બની જાય; એક ગંદો, ભ્રષ્ટ માણસ એકદમજ સ્વચ્છ અને પવિત્ર બની જાય એવો કેટલો ઓછો સંભવ છે ?

એક ગ્રીક વાંસળી વગાડનારો, હલકી પંક્તિના શિક્ષકોના હાથ નીચે શીખેલા શિષ્યોને વાંસળી શીખવવા માટે બમણી ફી લેતો; કારણ કે તે કહેતો હતો કે, આદત પાડવી તેના કરતાં તેમને પડેલી આદત છોડાવવામાં ઘણી મહેનત પડે છે.

શરૂમાં માત્ર એક ક્ષણનેજ માટે આપણે જેવા થયા હોઇએ છીએ તેવાજ પ્રકારની આપણી જાતને ચિરકાલને માટે બનાવવી એ આદતનો ધર્મ છે. જે વસ્તુ આપણા ચારિત્ર્યમાં વણાઇને ઓતપ્રોત થઇ ન ગઈ હોય તે વસ્તુને આપણે જોઇ, સાંભળી, અડી કે અનુભવી શકતા નથી. હમણાં આપણે જેવા હોઇએ; હમણાં આપણે જે કરતા હોઇએ; જેનો હમણાં આપણે વિચાર કરતા હોઇએ; તે સઘળું આપણા ભાવી ચારિત્ર્યમાં, ફોનોગ્રાફમાંથી નીકળતા શબ્દોના જેટલીજ સ્પષ્ટતાથી વંચાશે.

બૅબેઇજ જણાવે છે કે "વાતાવરણ પોતેજ એક વિશાળ સંગ્રહાલય છે અને તેના દફતરમાં માણસ જે કદી પણ બોલ્યો હોય; ગણગણ્યો હોય વા તેણે જે કાંઈ વિચાર કે કાર્ય કર્યું હોય તે ચિરકાલને માટે લખાઇ રહે છે." કોઈક પણ દિવસે તમે કરેલું હોય એવું દરેકે દરેક પાપ તમારો હમેશનો સાથી બની રહે છે. તમે જ્યારે જ્યારે બોલો છો ત્યારે ત્યારે તે તમારા ઓષ્ઠ આગળ ધસી આવે છે અને તમે જ્યારે જ્યારે વિચાર કરો છો ત્યારે તે તમારા મગજમાં ભયંકર સ્વરૂપ ઘસડી લાવે છે. તમે જે જે દિશા તરફ ફરો છો; તે તે દિશા તરફ તમારા માર્ગમાં તે પોતાનો પડછાયો નાખે છે. બૅંકવોના ભૂતની પેઠે તે કદા પણ નાશ પામતું નથી. તમે તેની સાથે જીવનપર્યંત બંધાઓ છો અને તે ચિરકાલને માટે તમારી સાથે ને સાથેજ રહે છે. શું તમે તમારી જાતને મુક્ત માનો છો ? તમે તમારા કદી પણ કરેલા પ્રત્યેક કાર્યના ગુલામ હો છો. પાપ તમારી કલમમાં પણ દાખલ થાય છે અને તમારા લખેલા પ્રત્યેક શબ્દમાં તે પોતાનું સ્વરૂપ દર્શાવી આપે છે.

સદાચરણ, એ શુભ કાર્ય કરવાની દઢીભૂત થયેલી આદત છે. કેટલાક માણસો અસત્ય બોલીજ શકતા નથી. તેમની સત્ય બોલવાની આદત દઢ થયેલી હોય છે; એ આદત તેમની પ્રકૃતિમાં મિશ્રિત થઇ ગયેલી હોય છે; તેમનું ચારિત્ર્ય, સત્યની કદી પણ ભૂંસાય નહિ એવી છાપ ધરાવે છે. આપણા પરિચિત કેટલાક માણસો એવા હોય છે કે જેમનો પ્રત્યેક શબ્દ સત્યપૂર્ણ હોય છે. કોઇ પણ વસ્તુથી આપણી તેમના પરની શ્રદ્ધા ડગતી નથી; ત્યારે બીજા કેટલાક માણસો એવાજ હોય છે કે જેઓ સત્ય કદીજ બોલી શકતા નથી. તેમના ચારિત્ર્યમાં અસત્યજ ભરેલું હોય છે અને તે તેમનાજ શબ્દોમાં જણાઇ રહે છે.

એક દિવસ રૂલ્હાયરે ટૅલિરૅન્ડની સમક્ષ કહ્યું કે "મેં મારા જીવનમાં કદી પણ એક કરતાં વધારે મૂર્ખાઇભરેલાં કાર્યો કર્યાં નથી." ટૅલિરૅન્ડે આ સાંભળી પ્રશ્ન કર્યો કે "પરંતુ એક વખત એક ને બીજી વખત બીજું મૂર્ખાઇભરેલું કાર્ય થયા કરવાથી તેનો અંત ક્યારે આવશે ?" તે મૂર્ખાઇભરેલું કાર્ય તેના જીવનપર્યંત પહોંચ્યું. જો એકની એકજ ભૂલ ઘણી વાર થયા કરે તો તે ભૂલનો નાશ થાય છે ખરો; પરંતુ એક પછી એક નવી નવી ભૂલો કે પાપો થયા કરે તો તેની સંખ્યા વધ્યાજ કરવાની ને સુધારો નહિજ થવાનો.

કેટલા બધા માણસો ઇચ્છે છે કે, અમે ભિક્ષુક તો છીએ, પણ રૉથ્સચાઇલ્ડ અથવા ઍસ્ટર બની જઇએ તો કેવું સારૂં! કેટલા બધા મૂર્ખ માણસો સૉલોમન જેવા બનવાને રાજી હોય છે! પરંતુ તમે જે વાવ્યું હોય તેજ તમે લણો છો. જે માણસોએ મૂર્ખતા, દુર્ગુણ અને પ્રમાદનાં બીજ વાવ્યાં હોય તેમને તેવોજ પાક મળે છે. 'વાવે તેવું લણે' એ તો પ્રકૃતિનો નિયમજ છે.

આદત, બાળકની પેઠે નકલ કરે છે. અહો એકજ કાર્ય પુનઃ પુનઃ કેટલી બધી વાર થાય છે! પરંતુ એ એક એવી શક્તિ છે કે જેનો ઉપયોગ આપણે કાં તો પ્રગતિ કરવામાં કરીને આપણું બળ વધારી શકીએ છીએ; અથવા કાં તો તેની સાથે તણાઇને, અફળાઈ–ઝીકાઇને નાશ પણ પામીએ છીએ.

જીવનમાં સત્ય પંથે વિચરવાનો પ્રારંભ કરવો એ કેવું મહાન કાર્ય છે! પ્રત્યેક તરુણ માણસ જાણે છે કે, બીજા માણસો પ્રથમ જે રસ્તે ચાલે છે તેજ માર્ગે તેઓ અંતપર્યંત પકડી રાખે છે; અને તેમ છતાં તે પોતે પણ એજ નિયમને અનુસરે છે એ વાત તો તે

જાણીજ જાય છે ! તે જરા તરા અસત્ય બોલવાથી પોતાને જૂઠો બની ગયેલો માનતો નથી; પરંતુ બીજા માણસને અવશ્ય જૂઠો માને છે. તે બીજા માણસોને પ્રમાદી અને નાશના માર્ગ પર ચઢેલા માને છે; પરંતુ પોતાને તેવી સ્થિતિમાં માનતો નથી !

ખરાબ આદતોની વચ્ચે પરસ્પર અદ્દભુત સગાઈ હોય છે. તે સઘળી એક કુટુંબમાં ઉત્પન્ન થયેલી હોય છે. તમે તેમાંની એક ગમે તેવી ક્ષુલ્લક અથવા નાની આદત ગ્રહણ કરશો તો અલ્પ સમયમાં તે બધી તમારી પાસે આવીને તમને વરમાળ આરોપવા ઉભી રહેશે. જે માણુસ આળસુ અથવા પ્રમાદી બની ગયો હોય છે તે હમેશાં પોતાનાં કાર્યો મોડાં કરે છે અને જે માણસ પોતાનાં કાર્યો મોડાં કરે છે તે જૂઠાં બહાનાં કાઢે છે; માફી માગે છે અને અસત્ય બોલે છે. જે માણુસ વાયદાસર કામ પૂરું કરતો નથી તે સંપૂર્ણ સાચો હોઈ શકતો નથી.

તમે ગોદીમાં ભરતી અને તરંગોથી ઝોલાં ખાતું વહાણુ જુઓ છો. સઘળા સઢો સારી સ્થિતિમાં હોવા છતાં પણ તે આગળ ચાલતું નથી તે જોઇને તમે આશ્ચર્યચકિત થાઓ છો; પરંતુ વાસ્તવમાં તે આગળ ચાલી શકતું નથી તેનું કારણ એજ હોય છે કે, પાણીની અંદર તે લાંગરેલું હોય છે. આજ પ્રકારે આપણે એક માણુસને બહારના દેખાવ પરથી સારી રીતે સજ્જ થયેલો-શિક્ષિત સ્વયંસેવક અથવા ભેખધારી થયેલો જોઇએ છીએ છતાં તેને પુરુષાર્થ અને ચારિત્ર્ય તરફ પ્રગતિ નહિ કરતો જોઇને આપણે આશ્ચર્યચકિત થઇએ છીએ; પરંતુ અફસોસ ! આપણુને પ્રતીત થાય છે કે, તે કોઈ ગુપ્ત દુર્ગુણુની સાથે લંગરાયેલો હોય છે. જ્યાંસુધી તે દુર્ગુણુ સાથેનું દોરડું કાપી નાખતો નથી ત્યાંસુધી તે કદી પણ પ્રગતિ કરી શકતો નથી.

" પહેલી વારનો ગુન્હો આપણુને વિશેષ ગુન્હા કરવાની ફરજ પાડે છે અને પ્રથમ જે માત્ર ઐચ્છિક વિષય હતો તે આગળ જતાં આપણે માટે ફરજિયાત વિષય બની જાય છે."

"નાની નાની આદતોને જો આપણે વળગી રહીએ તો કેટલીક વાર તે ગુન્હાના સ્વરૂપમાં ફેરવાઈ જાય છે."

ડેવિડના નીચલા ઉદ્દગારો પ્રત્યે હજારો માણુસો સહાનુભૂતિ ધરાવી શકશેઃ-" મારા અપરાધો મને એટલી દઢ રીતે વળગી પડયા છે કે હું ઉંચે જોઇ શકતો નથી; મારી સઘળી હિંમત છૂટી જાય છે." લેડિ મૅકબેથના હાથ પરના તિરસ્કાર ઉત્પન્ન

કરનારા લોહીના ડાઘની પેઠે મગજમાં આ પાપરૂપી ભયંકર કલંક ભુસાતાં નથી. શારીરિક પાપને માટે પ્રકૃતિ કેવો ભારે દંડ લે છે! દેવ ન્યાયી છે અને તે આપણા આનંદદાયક દુર્ગુણોને, આપણને વ્યાધિગ્રસ્ત બનાવવાનાં ઓજાર બનાવે છે.

પ્લેટોએ પોતાના ઘરના બારણા પર લખ્યું હતું કે, "ભૂમિતિથી અજાણ્યા એવા કોઇ પણ માણસે આ ઘરમાં પ્રવેશ કરવો નહિ." સાહિત્યના ઉત્તમોત્તમ ગ્રંથોના અને ગણિતશાસ્ત્રના અભ્યાસનો મોટામાં મોટો લાભ એ છે કે, તેથી આપણને શુદ્ધ અને ચોકકસ રીતે વિચાર કરવાની આદત પડે છે. આપણા જીવનના જે સમયમાં આદતનું બંધારણ થાય છે તે બહુજ અગત્યનો સમય છે અને આપણા અભ્યાસમાં નિમગ્ન રહેવાને માટે આપણને અતિ સૂક્ષ્મ ધ્યાન આપવાની જરૂર હોય છે.

વૉશિંગ્ટને પોતાની તેર વર્ષની વયે સભ્યતા અને સદાચારના એકસો દશ નિયમો લખ્યા હતા અને પોતાની સઘળી આદતોનું સ્વરૂપ ઘડવામાં તે અત્યંત સંભાળ રાખતો હતો. ફ્રૅંક્લિને પણ આત્મસંસ્કાર અને ચારિત્ર્યગઠનની એક યોજના ઘડી હતી. નિઃશંક આ બે માણસોનું ચારિત્ર્ય અલૌકિક હતું; પરંતુ વાસ્તવમાં તે તેમની શરૂઆતની કાળજી અને સંપૂર્ણતા પ્રાપ્ત કરવાના અંતઃકરણપૂર્વકના પ્રયાસનુંજ કુદરતી પરિણામ હતું.

ખિસ્સાકાતરૂ જોનાથન વાઇલ્ડ અને એક જુગારી અમીરના સંબંધમાં ક્લિડિંગ જણાવે છે કે "આ પ્રસિદ્ધ માણસોનાં હૃદય પર આદતનો એટલો બધો પ્રભાવ બેસી ગયો હતો કે, અમીરનાં ખિસ્સાં ખાલી છે એમ જાણતો હોવા છતાં પણ વાઇલ્ડ તેમાં હાથ ઘાલ્યા વિના રહેતો નહિ. તેમજ તે અમીર સારી પેઠે જાણતો હતો કે, વાઇલ્ડની પાસે પૈસા નથી; છતાં પણ તે તેની સાથે જુગાર રમ્યાવિના રહેતો નહિ.

મૉન્ટેન જણાવે છે કે "આદત એ કઠોર અને દગલબાજ શિક્ષક છે. તે ધીમે ધીમે ગુપચુપ અને અદૃશ્ય રીતે સત્તા જમાવે છે અને કાળે કરીને દૃઢ થયા પછી તે ક્રોધાયમાન અને આપખુદ બની જાય છે; અને પછી આપણામાં તેની સામે આંખ ઉંચકવાની પણ હામ રહેતી નથી."

આદતમાં કેટલું બળ હોય છે અને બહારથી લાચાર જણાતા એક ગુલામમાં સ્વતંત્ર બનવાની કેટલી શક્તિ હોય છે તેનું અદ્ભુત ઉદાહરણ આપણને ગફનું જીવન પૂરૂં પાડે છે. તે પોતાની નવ

વર્ષની વયે અમેરિકામાં આવ્યો હતો. ગાયનકળા, નકલ કરવાની કળા તથા અભિનયકળામાં તે પ્રવીણ હતો. વળી તે અત્યંત મિલનસાર હતો તેથી તેની હમેશની પાયમાલીનો માર્ગ હજારો પ્રલોભનરૂપી પુષ્પોથી છવાયલો હતો.

પાછલાં વર્ષોમાં જ્યારે તે તરુણ પુરુષોને તેમની અધમાધમ આદતોમાંથી મુક્ત થવાનો બોધ આપતો હતો; ત્યારે તે વારંવાર કહેતો કે "પતિતાવસ્થાનાં ભયંકર સાત વર્ષોની અસરમાંથી છૂટવા માટે આ મારો જમણો હાથ પણ આપવાને હું રાજી છું."

ફેરાડેની પ્રયોગશાળામાં એક દિવસ એક મજૂરે ક્ષારની એક બરણીમાં એક રૂપાનો પ્યાલો પાડી નાખ્યો. તે પ્યાલો અદૃશ્ય થઇ ગયો. ક્ષાર તેને ખાઇ ગયો અને તે જડી શકયો નહિ. હવે તે કદી પણ જડી શકશે કે નહિ એ પ્રશ્ન ઉભો થયો. તે મહાન રસાયનશાસ્ત્રી પ્રયોગશાળામાં આવ્યો અને તેણે તે બરણીમાં કેટલીક જાતનાં રસાયનો નાખ્યાં; તેથી રૂપાનો એકે એક અંશ તળિયે એકઠો થયો. ત્યાર પછી તેના સંગ્રહને એક સોનીને ત્યાં મોકલી આપવામાં આવ્યો, એટલે તે પ્યાલો પાછો તૈયાર થયો. આ પ્રકારે દુરાચારમાં ફસેલા અને પાપમાં ખોવાઇ ગયેલા તથા નાશ પામેલા બુદ્ધિમાન તરુણને માત્ર અસામાન્ય મનુષ્યરૂપી મહાન રસાયનશાસ્ત્રીજ પુનઃ ખરે રસ્તે લાવી શકે છે.

જીવનના પ્રારંભમાં પડેલી આદત આખા જીવનમાં ઓતપ્રોત થઇ જાય છે. સ્પર્જિન જણાવે છે કે "૨૭૦૦ સભ્યોના ધાર્મિક મંડળમાંથી મને કોઇ પણ એવા એકે માણસને કાઢી મૂકવાની જરૂર પડી નથી કે જેને બાલ્યાવસ્થામાંજ સભ્ય તરીકે દાખલ કરવામાં આવ્યો હોય." નાનામાં નાની વયે કરેલું પાપ સૌથી વિશેષ નુકસાન કરે છે.

બેનેડિકટ આર્નોલ્ડ, એ ક્રાંતિના સમયમાં પોતાના દેશને કલંક લગાડનાર માત્ર એકજ સેનાપતિ હતો. તેનામાં મહાન લશ્કરી શક્તિ હતી અને અદ્દભુત સામર્થ્ય હતું તથા ગમે તેવા સંકટની સામે થવાની તેનામાં હિંમત હતી; પરંતુ તેણે યોગ્ય દિશામાં ચાલવાનો આરંભ કર્યો ન હતો. જ્યારે તે બાળક હતો ત્યારે પણ તેની ક્રૂરતા અને સ્વાર્થવૃત્તિને માટે લોકો તેને ધિક્કારતા હતા. એ જંતુઓ અને પક્ષીઓનાં શરીર ખંડિત કરી તેમની વેદના જોઇ આનંદ પામતો હતો. તે જે દુકાનમાં નોકરી કરતો હતો તેની પરસાળ પર જોડા વગરના છોકરાઓના પગને ઘાયલ કરવાને

માટે કાચના ટુકડાઓ અને નાની ખીલીઓ વેરી મૂકતો હતો. સૈન્યમાં તે બહાદૂર હોવા છતાં સૈનિકો તેને ધિક્કારતા હતા અને અમલદારો તેના પર વિશ્વાસ રાખી શકતા ન હતા.

યંગ કહે છે કે "પહેલી વાર ગુન્હો કરનાર માણસનો પણ વિશ્વાસ રાખવો નહિ. કારણ કે તે સીધા ઉંડાણવાળી ખાઇના મથાળા પર ઉભેલો હોય છે અને અંતે તે નરકમાંજ જઇ પડે છે."

કેટલાંક વર્ષો પૂર્વે લંડનમાં વેસ્ટમિનિસ્ટર ઍબીની નજીક 'ડેવિલ્સ એકર' નામનો એક લત્તો હતો. તેમાં દુર્ગુણો શીખવવાની એક શાળા હોઇને ત્યાં અધમાધમ યુક્તિઓનું શિક્ષણ આપવામાં આવતું હતું. તેમાં ધંધાદારી ભિક્ષુકોને લોકોની પાસેથી પૈસા કઢાવવાની સઘળી યુક્તિઓ શીખવવામાં આવતી હતી. તેના સંચાલકો નાનાં છોકરાંઓને ભાડે લેતા અને રખડતી સ્ત્રીઓને રસ્તામાં જતા આવતા લોકોનાં હૃદય પીગળાવી પૈસા કમાવાને માટે એ છોકરાં ભાડે આપતા. આ શાળામાં ખિસ્સાકાતરૂઓને પણ તેમની કળાનું શિક્ષણ આપવામાં આવતું અને તેથી અંતે તેઓ વગર ભાડાની કોટડીમાં ચાલ્યા જતા.

વિકટર હ્યુગો જણાવે છે કે, સત્તરમી સદીમાં એક વિચિત્ર મંડળ હસ્તી ધરાવતું હતું. તે છોકરાંની ખરીદી કરતું અને અમીર-ઉમરાવોને આનંદ આપવાને માટે તેમનાં અંગ વાંકાંચુંકા કરી તેમને વિચિત્ર પ્રાણી બનાવી મૂકતું; પરંતુ આપણે તો ખુદ આપણી જાતનેજ એવાં રુચિકર કાર્યોથી કુરૂપ બનાવી દઇએ છીએ કે જેથી આપણને તત્કાળ તો આનંદ મળતો લાગે છે; પણ અંતે આપણે એટલા ફેરવાઇ જઇએ છીએ અને એવા ગુલામ બની જઇએ છીએ કે આપણે ભાગ્યેજ આપણી જાતને ઓળખી શકીએ છીએ. દુર્ગુણરૂપી મનગમતા પરોણાને આપણે પ્રથમ આપણા હૃદયમાં આમંત્રણ કરીએ છીએ; પરંતુ પાછળથી તે અતિ પરિચિત થઇ જાય છે અને આપણા આત્મામાં ઉંડો ઉતરી જાય છે. આપણે તેને જવાનું કહીએ છીએ; પરંતુ તે આપણને હસી કાઢે છે અને જવાની ના પાડે છે. આપણાં ગુપ્ત પાપોજ આપણા ગાલમાં ખાડા પાડે છે અને જ્યાં જઇએ ત્યાં આપણું ખરૂં સ્વરૂપ પ્રકટ કરે છે. પ્રત્યેક અપવિત્ર વિચાર આપણાં મુખારવિંદ પર એટલી ઉંડી છાપ પાડે છે કે જે કદી પણ ભૂંસાતી નથી અને આપણી નિસ્તેજ આંખ આપણા નાશ પામેલા ચારિત્ર્યની જાહેર ખબરનું કામ બજાવે છે.

સેતાન પોતાની દીવાસળી પ્રથમ કઠિન કોલસાને લગાડતો નથી; પરંતુ પ્રથમ તો તે ' નિર્દોષ જેવાં નજીવાં પાપો'નેજ પ્રદીપ્ત કરે છે; પ્રથમ તે નરમ લાકડાનેજ સળગાવે છે અને પછી તે લાકડું કઠિન કોલસાને સળગાવે છે. આ પ્રમાણે પાપ ધીમે ધીમે વૃદ્ધિંગત થાય છે અને જ્યાંસુધી માણસના સમગ્ર શરીરમાં તે વ્યાપી જાય નહિ ત્યાંસુધી તે બહાર પડતું નથી. ખૂન, વ્યભિચાર અને ચોરી, જ્યાંસુધી મનમાં વારંવાર થતાં નથી ત્યાંસુધી તે પ્રત્યક્ષ કરવામાં આવતાં નથી.

એક હૉટેલની બારીના કાચમાં એક છોકરો હીરાકણીથી કંઇક લખતો હતો. તેને એક માણસે કહ્યું કે " અહીં લખીશ નહિ." તે છોકરાએ કહ્યું કે " કેમ શું છે ?" ઉત્તર મળ્યો કે " જો તું અહીંઆં લખશે તો તેને ભૂંસી શકાશે નહિ." આપણે ધારી શકીશું કે, એ કાચ કોઈ પણ સમયે ભાગી જાત ત્યારે તો તે લખાણનાં સર્વ ચિહ્નો નાશ પામતજ; પરંતુ માણસના અંતઃકરણ પર જે લખાણ કરવામાં આવે છે તે ભૂંસાતું નથી. કારણ કે તે તકતી અમર હોય છે.

ઓટ નામનું ધાન્ય એવું હોય છે કે તે ગમે તેવી જમીનમાં પણ ઉગ્યા વિના રહેતું નથી. તેજ પ્રમાણે આપણે જે કર્મ કરીએ છીએ તેનાં ફળ ભોગવ્યા વિના આપણો છૂટકોજ થતો નથી. બાલ, વૃદ્ધ વા યુવાન, જે કોઈ જેવાં કર્મ કરશે તેનાં તેવાંજ ફળ તેને પોતાને ભોગવવાંજ પડશે. તેના સિવાય કોઇ બીજાને તે ફળ ભોગવવાં પડશે નહિ. ઓટનો નાશ કરવાનો માત્ર એકજ માર્ગ છે અને તે એ કે, તેના પ્રત્યેક બીજને કાળજીપૂર્વક અતિ સખ્ત અગ્નિમાં નાખવું અને તેને બાળીને ભસ્મ કરી દેવું. તમે તેના બીજને ગમે તેવી ભૂમિમાં રોપશો તોપણ તે અવશ્ય લાંબાં અને મજબૂત મૂળ નાખશે અને લીલાં છમ પાંદડાંથી ભરાઇ જશે.

જૉન કેબ્લ કહે છે કે "આપણે પણ બેદરકારીથી આમતેમ કુકર્મરૂપી બીજ ફેંકીએ છીએ અને એમ ધારીએ છીએ કે, આપણે ફરીથી તેમને કદી પણ જોઈશું નહિ. પરંતુ જમીનની ફળદ્રૂપતાને અટકાવનારા નીંદણસ્વરૂપે તે પ્રકટી નીકળ્યા વિના રહેતાંજ નથી."

થિયેડોરા એવી ડંફાસ મારતી હતી કે, હું સૉક્રેટિસના અનુયાયીઓને તેનાથી દૂર કરવાને શક્તિમાન છું. આ સાંભળી સૉક્રેટિસ બોલ્યો કે "એ બની શકે એમ છે. કારણકે તે તેમને નીચે લઇ જાય છે, અને હું તેમને સદ્‍ગુણના ડુંગર પર ચઢાવું છું. આ રીતે ચઢવા-

માં તેમને પુષ્કળ પરિશ્રમ પડે છે અને તેમાંના ઘણા માણસો તો ચાલી પણ શકતા નથી; જ્યારે નીચે ઉતરવું એ તો સહેલુંજ છે."

ડેનિયલ વાઇઝ જણાવે છે કે "જ્યારે મને એમ કહેવામાં આવે કે, અમુક વિદ્યાર્થી અત્યંત અભ્યાસ કરવાથી બિમાર પડયો છે; અથવા અમુક કારીગર સખ્ત કામ કરવાથી રોગનો ભોગ થઇ પડયો છે ત્યારે હું તેના મુખારવિંદને તપાસું છું અને ઘણી વાર મને તેની નિસ્તેજ ઉંડી આંખ, નિસ્તેજ ચામડી તથા ભીરુતાયુક્ત રીતભાતમાં શોચનીય સત્યની પ્રતીતિ થાય છે. એ ચિહ્નો કહી આપે છે કે, તે તરુણ પુરુષ કોઇક પ્રકારે પ્રકૃતિના નિયમોનો ભંગ કરે છે; તે ગુપ્ત રીતે પોતાનો નાશ કરતો હોય છે; છતાં તેના અજ્ઞાની અને પ્રશંસક મિત્રો કહે છે કે, તે પોતાના ઉદ્યોગનો ભોગ થઇ પડયો છે. આ તે કેવો નિરાધાર અને અસત્ય નિર્ણય! ખરી વાત તો એ હોય છે કે, તે પોતાના જીવનના મૂળનેજ ખોદી નાખતો હોય છે; અને અલ્પ સમયમાં તે નષ્ટ થઈ જાય છે. માટે તરુણ પુરુષો! એનો દાખલો જોઇ સાવધ થઇ જાઓ. "તમારી જાતને સંયમી અને પવિત્ર રાખો." પ્રકૃતિના નિયમોનું પાલન કરો એટલે ગમે તેવો અવિશ્રાન્ત પરિશ્રમ પણ તમારૂં આરોગ્ય ખુંચવી શકશે નહિ; તેમજ તમારા જીવનને રજ પણ ટુંકું કરશે નહિ. **કારણ કે ઉદ્યોગ અને આરોગ્ય એ સાથીઓ છે; દીર્ઘાયુષ્ય એ ઉદ્યોગનો વારસો છે."**

જૉન બૉઇલ એરીલી કહે છે કે "જેવી રીતે તમે એક ટેવ પાડી હોય તેવીજ રીતે તેનો નાશ પણ કરો. જેવી રીતે તમે સંગ્રહ કર્યો હોય તેવીજ રીતે તે તમારે ગુમાવવો જોઇએ. જો તમે આપી ચૂકયા હો તો હવે તમારે ના જ પાડવી જોઇએ. આપણે એક એક દોરો વિંટાળીને આપણી ગરદન અને આપણા હાથને બાંધી લઇએ છીએ અને આપણે જો છૂટા થવું હોય તો ધૈર્યપૂર્વક એકે એક દોરો ઉકેલવોજ જોઇએ. જેવી રીતે આપણે એક એક પથ્થર મૂકીને દિવાલ બાંધીએ છીએ; તેવી રીતે તેને તોડી પાડવી હોય ત્યારે પણ આપણે એકલાએજ અને એક એકે પથ્થર કાઢીનેજ એનો નાશ કરવો જોઇએ."



# પ્રકરણ ૮ મું–સ્વાશ્રય

"મેં મારી હાલની સ્થિતિ મારી જાતેજ ઘડી છે." —હંફ્રી ડેવી

"મારા પુત્ર! ખાત્રી રાખ અને સ્મરણમાં રાખ કે, ઉત્તમોત્તમ માણસોએ પોતેજ પોતાને તેવા બનાવ્યા હોય છે." —પૅટ્રિક હેન્રી

"વંશપરંપરાગત ગુલામો! તમે જાણતા નથી કે, જેઓ સ્વતંત્ર થવા ઈચ્છતા હોય તેમણે પોતેજ પહેલો પ્રહાર કરવો જોઈએ." —બાયરન

"ઈશ્વર પ્રત્યેક પક્ષીને ખોરાક આપે છે, પરંતુ તે તેના માળામાં ખોરાક ફેંકતો નથી." —જે. જી. હોલૅંડ

"આપણે માટેના ઉપાયો ઘણી વાર આપણા પોતામાંજ રહેલા અને આપણા પોતાથીજ ઉપજેલા હોય છે; છતાં આપણે ભૂલથી તેને ઈશ્વરે રચેલા માન્યા કરીએ છીએ." —શેક્સપિયર

"નિર્વાહનાં સાધનો માટે કરેલી જીવતોડ મહેનતથી આપણને જે શિક્ષણ મળે છે તેજ સૌથી ઉત્તમ કોટિનું શિક્ષણ છે." વેન્ડેલ ફિલિપ્સ

"માણસ બીજાઓ પાસે જે શિક્ષણ મેળવે છે તેના કરતાં ઘણુંજ વધારે મહત્વનું શિક્ષણ તો તે પોતાની પાસેથીજ મેળવે છે." —ગિબન

"મોટો માણસ પોતામાંજ રહેલી શક્તિની શોધ અને સદુપયોગ કરે છે અને નાનો માણસ બીજાઓ પાસે શોધ્યા કરે છે." —કૉન્ફ્યુશિયસ

"મારૂં કાર્ય કોઈ બીજો માણસ મને શોધી આપશે અથવા નક્કી કરી આપશે એવી જે રાહ જોયા કરે છે, તે પોતાનો સંદેશો પહોંચાડયા વિનાજ મરણ પામશે." —લૉવેલ

"યુદ્ધમાં હો કે ધંધારોજગારમાં હો ધારાશાસ્ત્રમાં હો; કે પ્રેમશાસ્ત્રમાં હો; સત્તા પ્રાપ્ત કરવાના પ્રયાસમાં હો કે દ્રવ્યોપાર્જન કરવાના યા તો પરમાર્થ કે પરોપકાર કરવાના માર્ગ પર હો; પરંતુ 'સ્વાવલંબન'નેજ તમારો મૂળ મંત્ર થવા દેજો." —સૅક્સ

"પ્રત્યેક જણે પોતાની ભાંજગડ પોતેજ કરવી; બીજા પર આધાર રાખવો નહિ." —શેક્સપિયર

"કર્નલ ક્રૉકેટ પોતાને માટે પોતાની જાતેજ જગ્યા કરે છે" આ પ્રમાણે એક કૉન્ગ્રેસમૅન રાજસભાના દ્વારપાળના "કર્નલ ક્રૉકેટ માટે જગ્યા કરો" એ શબ્દોના પ્રત્યુત્તરમાં બોલ્યો હતો. આ મહાપુરુષ, એક મહાપ્રજાના પ્રમુખની સામે થતાં પણ ડર્યો

ન હતો. તેણે પ્રમુખ થવા કરતાં પ્રમાણિક થવું વધુ પસંદ કર્યું હતું. ક્રૉકેટ જો કે જાડી બુદ્ધિનો, અશિક્ષિત અને અસંસ્કૃત હતો, તોપણ તે બહુ હિંમતવાન અને નિશ્ચયવાન પુરુષ હતો.

ગાર્ફીલ્ડ જ્યારે લોકનિયુક્ત સભામાં દાખલ થયો ત્યારે તે સૌથી નાની ઉંમરનો સભ્ય હતો; પરંતુ તે ઉક્ત સભામાં હજુ પૂરા બે માસ પણ તો બેઠો ન હતો એટલામાંજ તેની શક્તિઓનો સ્વીકાર થયો. તેને યોગ્ય સ્થાન પ્રાપ્ત થયું અને તે મોખરે પહોંચી ગયો. તે મોખરે પહોંચી જવાનું કારણ એજ હતું કે, આખી દુનિયા સંપ કરે તોપણ તેને કોઇ પાછળ રાખી શકે એમ ન હતું. જ્યારે તે મોખરે આવ્યો ત્યારે તેણે બહુ સરળતાથી અને નિર્ભય-તાથી પોતાનો ભાગ ભજવ્યો. આ નિર્ભયતા અને સરળતા તો તેનામાં જે શક્તિભંડાર ભર્યો હતો તેનાં માત્ર બાહ્યચિહ્નોજ હતાં.

ઇમર્સન કહે છે કે "તમે તમારૂં યોગ્ય સ્થાન અને કાર્યપ્રણાલિ પ્રાપ્ત કરશો એટલે સર્વ માણસો તે બાબતમાં તમારી સાથે સંમત થશે. દુનિયા અવશ્ય ન્યાયી છે. કેમકે તે–દુનિયા પ્રત્યેક માણ-**સને તેની પોતાની કિંમત આંકવાની સંપૂર્ણ છૂટ આપે છે અને તેમાં જરા પણ ડખલ કરતી નથી."**

ગ્રાંટ કાંઈ પુસ્તકમાંથી રણનીતિ શીખીને યોદ્ધો થયો ન હતો. તેની કેટલીક જીતો તો રણવિદ્યાના ગ્રંથોમાંના બધા શિક્ષણની વિરુદ્ધ ચાલવાથીજ તેને મળી હતી. વિકસબર્ગને ઘેરો ઘાલવા માટેની પોતાની વ્યવસ્થા ખુલ્લી કરવાનું તેણે સાહસ કર્યું ન હતું અને તેણે પોતાના ઉપરી અમલદાર જનરલ હૅલેક તરફથી કાંઈ પણ આજ્ઞા પોતાને પહોંચતી અટકાવવાને માટે મિસિસિપિ નદી પરનો સઘળો વ્યવહાર સાત દિવસ સુધી બંધ કરી દીધો હતો. કારણ કે તે જાણતો હતો કે, હૅલેક પુસ્તકમાંની સૂચનાનુસાર ચાલતો હતો અને તે પોતે તો રણવિદ્યાના ગ્રંથોમાંના શિક્ષણનો જરા પણ આદર કરતો ન હતો. તેના સમય સુધીમાં રણવિદ્યાનો જેટલો ઇતિહાસ લખાયો હતો તે કરતાં વિશેષ ઇતિહાસ તો તે એકલોજ પોતાના વર્તન વડે બનાવતો હતો. તે પોતે રણનીતિના સમગ્ર ગ્રંથો કરતાં મોટો હતો. શક્તિની પ્રતીતિમાંજ સર્વ વસ્તુ-સ્થિતિનો સમાવેશ થઈ જાય છે. જે માણસ સૌથી વિશેષ સ્વાશ્રયી હોય છે તેજ સૌથી વિશેષ બલવાન છે.

પેસ્ટાલોજી જણાવે છે કે "હે મનુષ્ય ! તારા પોતામાંજ–તારી શક્તિની આત્મપ્રતીતિમાંજ–તારા વિકાસ માટે ઉત્તમોત્તમ

હથિયારને કુદરતે મૂકેલું છે."

આર્કરાઇટ તેનાં માતપિતાનો તેરમો બાલક હતો. તે એક ઝુંપડીમાંજ રહેતો હતો. તેને કાંઇ પણ શિક્ષણ મળ્યું ન હતું અને આગળ વધવાની કાંઇ પણ તક પ્રાપ્ત થઈ ન હતી; છતાં પણ તેણે કાંતવાનો ઉમદા સંચો જગતને અર્પણ કર્યો અને ઇંગ્લાંડના જમણા હાથમાં એક એવો રાજદંડ અર્પણ કર્યો કે જે ખુદ મહારાણીએ પણ કદી ધારણ કર્યો ન હતો!

લીવી જણાવે છે કે "જે માણસ દૃઢ ખાત્રીપૂર્વક માને છે કે, મને સાધનો મળશેજ તે ખરેખર સાધનો ધરાવતોજ હોય છે."

સોલારિયો જ્યારે એક ભટકતા કંસારાની અવસ્થામાં હતો ત્યારે તે કૉલ ઍન્ટોનિયો ડેલફ્રિયોર નામના ચિત્રકારની પુત્રી સાથે ગાઢા પ્રેમમાં પડયો; પરંતુ તે છોકરીના પિતાએ જણાવ્યું કે, મારી પોતાની બરાબરી કરી શકે એવા ચિત્રકાર સિવાય કોઇની પણ સાથે એ છોકરીને પરણાવવાની નથી. આથી તેણે એવો પ્રશ્ન કર્યો કે "ત્યારે આપ મને ચિત્રકલા શીખવી, આપની પુત્રીના હાથને માટે હકદાર બનવાને દશ વર્ષની મહેતલ આપશો?" ઍન્ટોનિયોએ તે ભામટાનું મુખ પોતાની નજર આગળથી સદાને માટે દૂર કરવાની ઇચ્છાથી આ શરત કબૂલ કરી. દશ વર્ષ પૂરાં થવા આવ્યાં હતાં એવામાં રાજાની બહેને એક વાર કૉલ ઍન્ટોનિયોને 'મેડોના અને બાલક'નું ચિત્ર બતાવ્યું. એ જોઇને તે ચિત્રકારે તેની અત્યંત તારીફ કરી; પરંતુ જ્યારે તેના જાણવામાં આવ્યું કે, તેનો ચીતરનાર તો સોલારિયો હતો ત્યારે તેને કેટલું આશ્ચર્ય થયું હશે તેનો વિચાર કરો! એ પછી તેના જમાઇએ પોતાની વિરલ કુશળતાથી વળી તેને તેથી પણ વધુ આશ્ચર્યચકિત કર્યો હતો.

લુઈ ફિલિપે કહ્યું હતું કે, આખા યુરોપમાં રાજ્ય ચલાવવાને યોગ્ય જો કોઇ પણ રાજા હોય તો તે માત્ર હુંજ છું. કારણકે મારી જાતેજ મારા જોડા હું પૉલિશ કરી શકું છું.

પોતાની આત્મશક્તિથી પ્રમુખપદે પહોંચેલા યુનાઇટેડ સ્ટેટ્સના એક પ્રમુખને એક વાર એવો પ્રશ્ન કરવામાં આવ્યો કે "તમારા કુળનું હાલનું રાજચિહ્ન શું છે?" ત્યારે તેણે પ્રત્યુત્તર આપ્યો કે, "ખમીસની બાંય."

જેમ્સ. એ. ગારફીલ્ડ કહે છે કે "હું ખાત્રીપૂર્વક જણાવું છું કે, ગરીબાઇ અગવડકારક હોવા છતાં પણ એક તરુણ માણસને માટે વહાણમાંથી દરિયામાં ફેંકાઇ જઇ તરવાની કે ડૂબી

જવાની ફરજ પડવી એ સેંકડે નેવું ટકા ઉત્તમોત્તમ ઘટના છે. મારા સઘળા ઓળખીતાઓમાં એવો કોઇ પણ માણસ નથી કે જે બચવાને યોગ્ય હોવા છતાં ડૂબી ગયો હોય."

જે માણસોને પુષ્કળ પૈસો મળ્યો હોય તેઓ કદી પણ ઉન્નતિના શિખરે પહોંચતા નથી. અને જેમની પાસે પ્રારંભ કરવાને માટે કાંઇ પણ મૂડી હોતી નથી તેઓજ પુષ્કળ દ્રવ્ય ઉપાર્જન કરે છે અને પ્રતિકૂળ સંયોગોને ઉન્નતિ તથા કીર્તિ પ્રાપ્ત કરવાનાં સાધન બનાવે છે. આવા માણસોજ નિશ્ચિત લક્ષ્યે પહોંચી શકે છે અને બુદ્ધિવાન તથા શક્તિમાન માણસો ધારણ કરી શકે એવી પ્રત્યેક પ્રમાણિક મહત્ત્વાકાંક્ષાની પરાકાષ્ઠા તેમને પ્રાપ્ત થાય છે.

તમે તમારા પુત્રને માટે ભલે કરોડો રૂપિયા મૂકી જાઓ; પરંતુ તે દ્રવ્ય પ્રાપ્ત કરતાં તમને જે કેળવણી, અનુભવ અને શક્તિ પ્રાપ્ત થઇ છે તે તમે તેને આપી શકતા નથી. સંપત્તિ મેળવવામાં જે આનંદ મળે છે; વિકાસ પામવામાં જે મોજ મળે છે; દ્રવ્ય સંપાદન કરવાથી જે શુભ અભિમાન ઉત્પન્ન થાય છે; તથા તેથી ચોક્કસતા, નિયમબદ્ધતા, ચપળતા, ધૈર્ય, કાર્યકુશળતા, પ્રમાણિકતા, નમ્રતા આદિ જે ગુણોનો વિકાસ થાય છે; તે તમો તેને આપી શકતા નથી. દ્રવ્ય સંપાદન કરવામાં બુદ્ધિ, ડહાપણ, અગમચેતી વગેરે જે ગુણો કેળવાય છે તે તમે તેને આપી શકતા નથી. આ ગુણોની કિંમત તમે ગમે તેટલી આંકતા હો; પરંતુ તમારો પુત્ર તો તેની લેશ પણ કિંમત ગણતો નથી. ઉન્નતિના શિખર પર ચઢવામાં તમે તમારા સ્નાયુઓ, શક્તિ અને બળને ખીલવ્યાં હોય છે અને તેથીજ તમે તમારી ઉન્નતાવસ્થાએ પહોંચવાને તથા તમારા ધનને સાચવી રાખવાને શકિતમાન થયા છો. આ પ્રમાણે તમારી સંપત્તિએ તમને તો અવશ્ય અનુભવ, આનંદ, શિક્ષણ, ચારિત્ર્ય અને વિકાસ અપાવ્યાં હોય છે; પણ તેજ સંપત્તિ તમારા પુત્રને માટે તો પ્રલોભન અને ચિંતાનુંજ કારણ થઇ રહીને ઘણે ભાગે તેને સંકુચિત હૃદયનો બનાવી દેશે. જે સંપત્તિએ તમારા સંબંધમાં પાંખનું કામ કર્યું છે, તેજ સંપત્તિ તેને માટે ભારે બોજારૂપ થઇ પડશે. તમારા સંબંધમાં તેણે શિક્ષણ આપવાનું અને તમારી ઉત્તમોત્તમ શક્તિઓનો વિકાસ કરવાનું કામ કર્યું છે; પરંતુ તેના સંબંધમાં તો તે ઘણે ભાગે શિથિલતા, આલસ્ય, પ્રમાદ, દૌર્બલ્ય અને અજ્ઞાનનીજ જનેતા થશે. કારણકે તમે તેની પાસેથી આવશ્યકતારૂપી અમૂલ્ય એડ લઇ લીધી છે; કે

જે એડેજ પ્રહાર કરી કરીને માણુસની પાસે જગતના ઇતિહાસનાં લગભગ સમસ્ત મહાન કાર્યો કરાવ્યાં છે.

તમે જ્યાં સુધી વધી ચૂક્યા છો ત્યાંથી તમારો પુત્ર આગળ મુસાફરી કરવા માંડે એટલાજ માટે તમે તેને તમારી સંપત્તિ અર્પણ કરી છે અને તે તમે એક દયાનું કાર્ય ગણો છો. તમને જે વૈતરું કરવું પડયું હતું; જે સંકટો અને દુઃખો સહન કરવાં પડયાં હતાં; તમને જે તકોનો અભાવ હતો અને તમને ઝુંપડીમાં જે કંગાલ શિક્ષણ મળ્યું હતું; તે સર્વમાંથી તેને મુકત કરવાનો મહેરબાની ભરેલો વિચાર તમે રાખ્યો છે. પરંતુ યાદ રાખજો કે, તમે તેના હાથમાં બળવાન ડાંગ આપવાને બદલે ટેકવવાની કાખલાઘોડીજ આપી છે; તમે તેની પાસેથી આત્મવિકાસ, આત્મશિક્ષણ અને સ્વાશ્રયરૂપી મહાન ધન પ્રાપ્ત કરાવનારી એડ ખુંચવી લીધી છે; કે જેના વિના ખરી સફળતા, ખરૂં સુખ અને મહાન ચારિત્ર્ય કદી પણ પ્રાપ્ત થઇ શકતાં નથી. અનાયાસે સંપત્તિ પ્રાપ્ત થવાથી તેનો યુવાવસ્થાનો સર્વ ઉત્સાહ ઉડી જશે; તેની શક્તિનો હ્રાસ થશે અને આત્મોન્નતિ માટેના પ્રયાસનું ઉત્તેજન નહિ મળવાથી તેનામાંથી મહત્ત્વાકાંક્ષા પણ ધીમે ધીમે નષ્ટ થશે. જો તમે પોતેજ તમારા પુત્રને માટે પ્રત્યેક કામ કરશો; તેને માટે રણભૂમિમાં તમે પોતેજ ઉભા રહેશો; તો તે એકવીસ વર્ષની ખીલતી અવસ્થામાંજ એક દુર્બળ પ્રાણી બનીને તમારી પાસે ઉભો રહેશે!

સાઇરસ ડબ્લ્યુ. ફીલ્ડે મરતી વખતે જણાવ્યું હતું કે "મારૂં જીવન અફળ ગયું છે; મારી સંપત્તિ નષ્ટ થઇ છે અને મારા કુળને લાંછન લાગ્યું છે. અહો! જ્યારે હું એમ ધારતો હતો કે, હું મારા પુત્ર એડવર્ડ પર કૃપા કરૂં છું ત્યારે ખરેખરી રીતે તો હું તેના પર અકૃપાજ કરતો હતો. જો મારામાં મારા છોકરાઓને તેમનો રોટલો રળવા જેટલી ફરજ પાડવા જેટલી દઢતા હોત તો તેમણે પૈસાનો ખરો ઉપયોગ જરૂર જાણ્યો હોત." તેણે બે ખંડોને જોડાજોડ લાંગરી દઇને સંસ્કૃતિને માટે જે મહાન કાર્ય કર્યું અને જે અમર કીર્તિ સંપાદન કરી; તેની કદરદાની તરીકે ઘણા દેશોના લોકો તરફથી તેને પુષ્કળ ચાંદો અને માનપત્રો મળ્યાં હતાં. પરંતુ અત્યાર સુધી જે નામને જરા પણ કલંક લાગ્યું ન હતું તે નામને તેના પુત્રે જે કલંક લગાડયું તે વિષે વિચાર આવતાંજ તેના મનમાં અતિશય સંતાપ થતો હતો અને તેથી તેને વિંછીના ડંશ કરતાં પણ વિશેષ દુઃખ થતું હતું.

ઇ. સ. ૧૮૫૭માં જ્યારે નાણાંબજાર ભારે વિપત્તિમાં સપડાયું ત્યારે મૅરિયા મિચલ ઇંગ્લાંડમાં પ્રવાસ કરતી હતી. તેણે એક અંગ્રેજ સ્ત્રીને પૂછયું કે "તમારી પાસે કંઈ પણ સંપત્તિ ન રહે ત્યારે તમારી પુત્રીઓનું શું થાય?" તેને પ્રત્યુત્તર મળ્યો કે "તેઓ પોતાના ભાઇઓને આશ્રયે રહે." પછી સાથે સાથેજ તે અંગ્રેજ સ્ત્રીએ પણ સામો પ્રશ્ન કરી દીધો કે "કદાચ અમેરિકન છોકરી-ઓ પાસે કાંઇ પણ પૈસા ન રહે તો તેઓનું શું થાય?" તેને જવાબ મળ્યો કે "તેઓ કમાઇને નિર્વાહ કરે."

જે માણુસોને હમેશાં ટેકો મળ્યા કરે છે તેઓ સંકટના સમયમાં ભાગ્યેજ ટકી શકે છે. જ્યારે તેમની ઉપર વિપત્તિનું વાદળ ઘેરાઈ આવે છે ત્યારે તેઓ પારકાની ઓથે ઉભા રહેવાને આમતેમ દૃષ્ટિપાત કરે છે અને જો તેમને આશ્રય નથી મળતો તો તેઓ અવનતિના ખાડામાં જઇ પડે છે; અને એક વાર તેઓ પડયા એટલે તદ્દન લાચાર બની જાય છે. સર્વ આધારસ્થંભો તૂટી પડવા-થી અને પોતાનાજ પગ પર ઉભા રહેવાની ફરજ પડવાથી સરહદ પરના ઘણા છોકરાઓ ધાર્યા કરતાં વિશેષ સફળ થયા છે.

રૉબર્ટ કોલિયર જણાવે છે કે "મનુષ્યના ઉત્તમોત્તમ મિત્રો તેની દશ આંગળીઓ છે." જે તરુણો હમેશાં કાંઈ ને કાંઇ આધાર ખોળ્યા કરે છે તેઓ કોઇ પણ મહત્ત્વનું કાર્ય કરી શકતા નથી.

લાચાર છોકરાઓમાંથી સમૃદ્ધ માણુસો બનાવી દે એવું કોઇ પણ કારખાનું જગતમાં હસ્તી ધરાવતું નથી. જેને તમે "તકનો અભાવ" કહો છો, તેજ કદાચ તમારી "મુખ્ય તક" થઇ પડે. તમારે માટે બીજો કોઇ માણુસ આસન ઘડી આપે એવી આશા રાખશો નહિ; તમારી જાતેજ તમારી યોગ્ય બેઠક મેળવી લેજો. તમને કોઇ બીજો માણુસ ઉંચે ચડાવે એવી ઇચ્છા રાખશો નહિ પણ તમે જાતેજ ઉંચે ચઢજો. હેન્રી વૉર્ડ બીચર કાંઇ કોઇ મોટા દેવાલયમાં ભારે પગારથી નિમણુક થવાની રાહ જોતો બેસી રહ્યો ન હતો. તેને પ્રથમ સિન્સિનેટીની નજીકમાં એક નાના કસ્બામાં ધર્માચાર્યની જગ્યા આપવાની માગણી થઇ તે તેણે તરતજ સ્વી-કારી લીધી. તે પોતાના દેવાલયમાં સર્વ કામ પોતાનેજ હાથે કરતો હતો. તે ફાનસ સાફ કરતો, ચૂલો સળગાવતો, ઓરડા વાળતો અને ઘંટ પણ વગાડતો. તેને માત્ર વાર્ષિક ચાલીસ પૌંડનોજ પગાર મળતો હતો; પરંતુ તે જાણુતો હતો કે, એકાદ વિશાળ અને સુંદર દેવાલયના ધર્માધ્યક્ષનો મોટો હોદ્દો અને ભારે પગાર

**મળવાથીજ કંઇ મહાપુરુષ બની જવાતું નથી.** તે તો માત્ર કામ અને તકજ માગતો હતો. તે માનતો હતો કે, **મારામાં જો કાંઇ સત્વ હશે તો તે કામથીજ પ્રકટ થશે.**

વૉટર્સ જણાવે છે કે "શરીરશાસ્ત્રીઓ કહે છે કે, મસ્તિષ્કનો સંપૂર્ણ વિકાસ થતાં અઠ્ઠાવીસ વર્ષ લાગે છે. જો આ વાત સત્ય હોય તો માણુસ, દીર્ઘકાળે વિકાસ પામતા આ અવયવને એક ચોક્કસ વલણ, એક ચોક્કસ ચારિત્ર્ય આપવાને શામાટે શક્તિમાન ન થાય? મસ્તક તેમજ કરોડનું બંધારણ આપણી ઇચ્છા અનુસાર શા માટે કરી ન શકાય? ઇચ્છા એ આપણામાં રહેલી વરાળશક્તિ-રૂપ છે અને આપણે ફાવે તે કામમાં તેનો ઉપયોગ કરી શકીએ. આપણા ચારિત્ર્યનું બંધારણ કરવામાં કે તેનો નાશ કરવામાં, ફાવે તે કામમાં તે આપણી આજ્ઞાનુસાર વર્તશે. સત્ય બોલવાનો અને પ્રમાણિકપણે ચાલવાનો અભ્યાસ પાડવામાં તેનો સદુપયોગ પણ કરી શકાય છે અને અસત્ય બોલવાની તથા અપ્રમાણિકપણે વર્તવા-ની ટેવ પાડવામાં તેનો દુરૂપયોગ પણ કરી શકાય છે. મનુષ્ય બનવાની ક્રિયામાં પણ તે સહાય કરશે; પશુ બનવામાં પણ તે સહાય કરશે અને કાયર બનવામાં પણ તેજ સહાય કરશે. તે માણુસને દઢ નિશ્ચયવાન બનાવી તેની પાસે અસાધારણ કામો પણ પણ કરાવે છે અને તેને શિથિલ તથા અસ્થિર વૃત્તિનો બનાવી તેના જીવનને બોજારૂપ પણ કરી મૂકે છે. જ્યાંસુધી તમે ઉદ્યોગી અને ખંતીલા રહો છો અને જ્યાંસુધી તમને પ્રમાદ અને અપ્રવૃત્તિ દુઃખકારક લાગે છે ત્યાંસુધી તે તમને તમારા કામમાં નિમગ્ન રાખે છે; તેમજ જ્યાંસુધી તમને પ્રત્યેક પ્રયત્ન પ્રતિકૂળ લાગે છે અને પ્રત્યેક સફળતા અશક્ય લાગે છે ત્યાંસુધી તે તમને આળસુ અને બેદરકાર પણ બનાવી મૂકે છે.

જે. ટી. ડેવિડસન જણાવે છે કે "મારે તમારા મગજ પર **પહેલવહેલી** આ વાત ઠસાવવાની છે કે, **આપણુને સ્વપરિશ્રમથીજ સુકીર્તિ** પ્રાપ્ત થાય છે. આપણુને વડિલોપાર્જિત સંપત્તિ તરીકે **કાંઇ સુખરી** કીર્તિ મળતી નથી. આપણે તેને દ્રવ્યથી ખરીદી શકતા નથી; આપણુને તે દૈવયોગે મળતી નથી; **ઉત્તમ કુળમાં** જન્મવાથી, **ઉચ્ચ દરજ્જો** મળવાથી, બુદ્ધિમાન હોવાથી અને શ્રીમંત હોવાથીજ **કાંઈ** તે પ્રાપ્ત થતી નથી. તે તો આપણા પોતાનાજ પરિશ્રમના પરિ-**ણામ** તરીકે પ્રાપ્ત થઇ **શકે** છે અને આપણાજ **ઉત્તમ** સિદ્ધાંતો અને **શ્રેષ્ઠ** વર્તનનું પારિતોષિક હોઇ **શકે** છે. સફળતા આપનાર સર્વ

ગુણોમાં સ્વાવલંબન કરતાં વિશેષ મહત્ત્વનો ગુણ કોઈ પણ નથી. આપણી સુકીર્તિ અને પ્રગતિના ઉત્પન્ન કરનાર આપણે પોતેજ થવું, એવો નિશ્ચય કરતાં વિશેષ મહત્ત્વનો ગુણ બીજો કોઈ નથી. જો તમારા માર્ગમાં વિઘ્નો આવીને ઉભાં રહેતાં હોય; જો તમારી વિરુદ્ધ પ્રચંડ પ્રતિકૂળતાઓ આવી પડતી હોય; તો જ્યાં સુધી તેમને હડસેલી કાઢીને આગળ વધવાનું તમારામાં બળ હોય ત્યાંસુધી તે તમને હાનિને બદલે લાભજ કરશે. પ્રત્યેક તરુણ પુરુષે આત્મ-શ્રદ્ધા રાખી પારકા આશ્રય અને આધારરૂપી કાખલાઘોડી અને ટેકાને લાત મારીને આગળ વધવું જોઇએ. ઘણા તરુણોમાં સારૂં સત્વ રહેલું હોય છે; પરંતુ તેઓ શાંત જીવન પસંદ કરતા હોવાથી તેઓ કાંઇ પણ મહત્ત્વનું કાર્ય કરી શકતા નથી. સાધારણ રીતે જે માણસોને ભારે મુશ્કેલીઓ સહન કરવી પડે છે, તેઓજ જગતમાં નામના કાઢે છે."

બીથોવન જ્યારે મૉશેલિસનો ગ્રંથ તપાસતો હતો ત્યારે તેણે તેના અંતમાં "ઈશ્વરની સહાયથી સમાપ્ત" આ શબ્દો લખાયેલા જોયા. તેની નીચે તેણે લખ્યું કે "હે મનુષ્ય! તારી જાતને સહાય કર."

એક તરુણ પુરુષ એક વાર એક પૂલ ઉપર, કેટલાક માછીઓ માછલાં પકડતા હતા તે જોતો ઉભો હતો. તે ગરીબ અને હતાશ દશામાં હતો. અંતે તે માછલીઓથી ભરેલો ટોપલો પડયો હતો તેની પાસે જઈ નિઃશ્વાસ નાખીને બોલ્યો કે "જો મારી પાસે પણ અત્યારે આટલી માછલીઓ હોય તો હું કેવો સુખી થાઉં! હું તે વેચીને અન્ન તથા રહેઠાણ મેળવી શકું." પેલા ટોપલાનો માલિક કે જેના કાન પર દૈવયોગે આ શબ્દો પડયા હતા તે બોલ્યો કે "જો તું મારૂં સહજ કામ કરશે તો હું તને આટલી અને એવીજ સારી માછલીઓ આપીશ." તે તરુણ બોલ્યોઃ" વારૂ, શું કામ છે?" "જ્યાં સુધી હું પાછો આવું ત્યાં સુધી માત્ર આ માછ-લાં પકડવાની ગલને પકડી રાખીને સંભાળવાની છે. હું સહેજ કામને વાસ્તે જાઉં છું." તેની આ માગણી તરુણે આનંદપૂર્વક સ્વીકારી. તે વૃદ્ધ માણસે એટલી બધી વાર લગાડી કે તે તરુણ અકળાવા લાગ્યો. આ અરસામાં એક ગલમાં એક માછલી સપડાઈ તેથી તે ખેંચવા લાગ્યો અને આ કામમાં પડવાથી તે પોતાનું સઘળું દુઃખ વિસરી ગયો. પેલો વૃદ્ધ માણુસ આવ્યો ત્યાં સુધીમાં તો આવી રીતે તેણે પુષ્કળ માછલીઓ પકડી. તે વૃદ્ધ માછીએ પેલા ટોપલામાંની સઘળી માછલીઓ તે તરુણને ગણી આપી અને

પછી તે બોલ્યોઃ " તેં ઘણી માછલીઓ પકડી છે, માટે હું મારૂં વચન પાળું છું અને તને એવી શિખામણ આપું છું કે, તને જે વસ્તુની આવશ્યકતા હોય તે વસ્તુ મેળવનારા બીજા માણસોને જ્યારે તું જુએ, ત્યારે મૂર્ખતાભરેલી રીતે ઇચ્છા કરવામાં જરા પણ સમય ગુમાવીશ નહિ; પરંતુ તુરતજ ઉદ્યોગ કરવા મંડી જજે. ઉદ્યોગ ન આવડતો હોય તો તેનો ખરો કામગરો નોકર બનવાથી તે પણ આવડશેજ."

સ્કૉટલૅન્ડના એક સરોવરમાં કેટલાક પ્રવાસીઓ હોડીમાં મુસાફરી કરતા હતા; એવામાં એક મોટા મગરમચ્છે આવી પહોંચીને તે હોડી ઉંધી વાળવાનો પ્રયત્ન કર્યો. જ્યારે તેમને જણાયું કે, આપણે ભારે સંકટમાં ફસ્યા છીએ ત્યારે પ્રવાસીઓમાંના એક તરુણ અને બળવાનમાં બળવાન માણસે અત્યંત ભયભીત થઇને કહ્યું કે " પ્રાર્થના કરો, પ્રાર્થના કરો!" પરંતુ હોડીનો વૃદ્ધ ખલાસી બોલ્યો કે "**ના, ના; પ્રાર્થના તો પેલા બિમાર—અશક્ત માણસનેજ કરવા દો અને તમે તો પ્રયત્નજ કરો—હોડીનું હલેસુંજ પકડો.**"

ખરેખર, પરાવલંબન એ તો એક તરુણ પુરુષનું મોટામાં મોટું દુર્ભાગ્ય છે. બળ, બુદ્ધિ અને ઇચ્છા સિવાય બીજી કશીજ મૂડી નહિ ધરાવનારા માણસોએજ પોતાના પરિશ્રમથી જગતમાં વિશેષમાં વિશેષ દ્રવ્ય ઉપાર્જન કર્યું છે. ક્રિસસથી માંડીને રૅાકફેલર સુધીના પુરુષોને માત્ર દ્રવ્યોપાર્જનમાંજ નહિ પરંતુ મહત્તા મેળવવામાં પણ આ પ્રમાણેજ બનેલું છે. **જે માણસોએ પોતાની જાત પર સૌથી વિશેષ આધાર રાખ્યો છે, તેમણેજ સૌથી વિશેષ ઉન્નતિ પ્રાપ્ત કરી છે.**

નીરોગી લોહી, વિશાળ વક્ષસ્થલ, મજબુત પિંડી, સશક્ત સ્નાયુઓ અને દૃઢ શરીર ધરાવનારો તરુણ અદબ વાળીને સહાયનીજ વાટ જોતો ઉભો રહે, એ જગતનાં **અધમાધમ દ્રશ્યોજમાંનું જ એક છે.**

એક લેખકે આળસુ લોકોનો ઉપહાસ કરતાં લખ્યું છે કે, "એદી પરગણાના ભામટાપુર કસ્બાના પુરુષવર્ગના રહેવાસીઓને ગરીબાઇ અને સ્વતંત્રતાની વચ્ચે કોઇ સરળ રસ્તો નહિ જડવાથી ભારે અગવડ જણાઇ છે; તેથી તેમણે સત્તાવાળાઓને એવી અરજી કરી છે કે, એવો એક વિશાળ અને પાકો રાજમાર્ગ બનાવવા માટે પરગણાની મિલ્કતવાળાઓ પર કર નાખવો!"

સૅલ્સ્ટ કહે છે કે "પ્રત્યેક માણુસ પોતાનો ભાગ્યવિધાતા છે."

મનુષ્ય પોતાના ભાગ્યનો સ્રષ્ટા છે એટલુંજ નહિ પરંતુ પોતાને આવશ્યક એવાં સર્વ કર્મો તેને પોતાનેજ કરવાં પડે છે. ઍર્યર્ડ ટેલરે પોતાની ત્રેવીસ વર્ષની વયે લખ્યું હતું કે "મારા પોતાના મગજરૂપી પૂતળાનો શિલ્પી હુંજ થઇશ." પોતાના આદર્શ અનુસાર પોતાની જાતને ઘડવાને માટે કેટલી બધી વાર તે ટાંકણું અને હથોડાનો ઉપયોગ કરતો હતો તે આપણને તેના જીવનચરિત્ર પરથી જણાય છે. સૅમ્યુઅલ ફૅાક્સ કહે છે કે "મારા સમયના કોઇ પણ મહાપુરુષને મેં જોયો નથી; કોઇ પણ મહાપુરુષના પરિચયમાં હું આવ્યો નથી; મારી સમગ્ર શક્તિ એકજ લક્ષ્ય પર-મારી જાતને સુધારવા પરજ એકાગ્ર થઇ હતી." બીજા હાથ પર બિચારા સામાન્ય મનુષ્યો કોઈ એક અસામાન્ય પુરુષને જુએ છે ત્યારે એમજ ધારી લે છે કે, એને કોઇએ ચઢાવ્યો હશે.

ગેટે કહે છે કે "મનુષ્ય આ જગતમાં આત્મશિક્ષણને માટે-જ અસ્તિત્વ ભોગવે છે. તે કાર્યસિદ્ધિ કરવાને માટે જીવતો નથી પરંતુ આત્મોન્નતિ કરવા માટે જીવે છે. કાર્ય તો માત્ર સાધન છે."

જ્યારે પ્રૅાફેસર ટિન્ડૉલ પોતાની તરુણાવસ્થામાં સરકારી નોકરી-માં હતો ત્યારે તેનું કોઇ સ્થિર લક્ષ્ય ન હતું. અંતે એક દિવસે તેને એક સરકારી અમલદારે પૂછ્યું કે "તમે તમારા અવકાશના સમયનો શેમાં ઉપયોગ કરો છો? તમને હમેશાં પાંચ કલાકનો અવકાશ મળે છે અને તમારે પદ્ધતિસર અભ્યાસ કરવામાં એ સમય રોકવો જોઇએ. હું તમને હમણાં જે સલાહ આપું છું તેવી રીતે સલાહ આપનાર મને તમારા જેટલી વયે કોઈ મળ્યો હોત તો અત્યારે હું આ હલકા દરજ્જા પર હોવાને બદલે મારા ખાતાનો પ્રમુખ બન્યો હોત." બીજેજ દિવસે તરુણ ટિન્ડૉલે પદ્ધતિસર અભ્યાસ કરવા માંડયો. તે માર્બર્ગના વિશ્વવિદ્યાલયમાં ગયો અને ત્યાં પોતાના અવિરત ઉદ્યોગથી સુપ્રસિદ્ધ થયો. તે એટલો બધો ગરીબ હતો કે તેણે એક પીપ ખરીદીને તેને કાપીને નાહવાનું 'ટબ' બનાવ્યું હતું. તે ઘણી વાર અભ્યાસ કરવાને માટે સૂર્યોદય થયા પૂર્વે-જ્યારે તેની આસપાસની દુનિયા તો હજુ સૂતી હોય ત્યારે-મંડી પડતો હતો.

માત્ર પરિશ્રમથીજ જગતમાં ખરી સફળતા મળી શકે છે. દેવો પણ શ્રમરૂપી કિંમત આપનારને પ્રત્યેક વસ્તુ વેચી નાખે છે, પરંતુ તેના વિના તેઓ કાંઈ પણ આપતા નથી. તમને કદી પણ

તૈયાર સફળતા મળશેજ નહિ. વિજયમંદિરનું દ્વાર કદી પણ ખુલ્લું રાખવામાં આવતું નથી. તેમાં પ્રવેશ કરનાર પ્રત્યેક માણસ પોતાનું દ્વાર પોતેજ બનાવે છે; જે તેની પાછળનાં બીજા સર્વ માણસો માટે પાછું બંધ થઇ જાય છે.

મહાપુરુષોને સંયોગો કદી પણ અનુકૂળ રહ્યા નથી. સર્વ પ્રકારનાં વિઘ્નો સામે મહાપુરુષોએ પોતેજ ભારે સંગ્રામ કરીને પોતાનો માર્ગ ચોખ્ખો કર્યો છે. ક્ષુદ્ર પ્રારંભ અને નાનું મૂળ એ કાંઇ મહાન કારકીર્દિને માટે પ્રતિબાધક નથી. ખેડુતોના છોકરાઓ પણ ધારાસભા તથા રાજસભાઓનાં ઉંચાં આસનો પર વિરાજે છે અને તેમાંના કેટલાક ઉત્તમોત્તમ વકીલો, ધર્માચાર્યો તથા કૉંગ્રેસમૅનો છે. રંક માબાપને ઘેર જન્મેલા છોકરાઓએ મહાનમાં મહાન શોધો કરી છે અને બૅંકો, પાઠશાળાઓ તથા વિશ્વવિદ્યાલયોના પ્રમુખ બન્યા છે. અનેક રંક છોકરા અને છોકરીઓએ આપણા અનેક મહાનમાં મહાન ગ્રંથો લખ્યા છે અને શિક્ષક તથા વર્તમાનપત્રકાર તરીકે ઉચ્ચમાં ઉચ્ચ સ્થાન ભોગવ્યાં છે. આપણાં મોટાં શહેરોમાંના કોઇ પણ મોટા માણસને તમે એવો પ્રશ્ન કરશો કે "તમારૂં મૂળ વતન કયાં છે?" તો પ્રાયઃ તમને એવોજ પ્રત્યુત્તર મળશે કે "મારૂં વતન તો અમુક નાનું ગામડું છે." શહેરના લગભગ બધાજ શ્રીમંતો ગામડાંમાંથી આવેલા હોય છે. માટે રંક ઘરમાં જન્મ થવો એ દુર્ભાગ્ય નહિ પણ સદ્‌ભાગ્યનીજ ઘટના છે.

બોસ્ટન વિશ્વવિદ્યાલયનો સ્થાપનાર, માત્ર સોળ શિલિંગની મૂડી લઇને પોતાની ઉન્નતિ કરવા માટે કેપ કૉડ છોડી બોસ્ટનમાં આવ્યો હતો. હૉરેસ ગ્રીલીની પેઠે તેને કયાંય પણ પ્રવેશ કરવાનું દ્વાર મળી શકતું ન હતું; પરંતુ તેથી શું થયું? તેણે પોતેજ એક દ્વાર બનાવ્યું. તેણે હાથે ચલાવવાની એક ગાડી એક ઓળખીતા પાસેથી માગી લીધી અને ત્રણ માઇલ દૂર એક છીપ લાવનારા વહાણ પર જઇને ત્રણ બુશલ છીપો ખરીદી અને તેને ગાડીમાં ભરી બજારમાં ઘસડી લાવ્યો. થોડાજ સમયમાં આ ધંધામાંથી તેણે છવ્વીસ પૌંડ બચાવ્યા અને તેમાંથી તેણે ઘોડો અને ગાડી ખરીદી. એજ રંક છોકરો અંતે પોતાના સતત ઉદ્યોગથી કરોડપતિ આઇઝૅક રીચ બન્યો.

ચૉન્સી જેરોમ કે જેણે સાંચાકામવાળા મોટા ઘડિયાળની શોધ કરી હતી તેણે બીજા બે માણસોની સાથે ન્યૂજર્સીમાં

પ્રવાસ કરીને પોતાની કારકીર્દિનો પ્રારંભ કર્યો હતો. પેલા બે માણસો ઘડિયાળ વેચતા અને એ તેમને માટે દાબડા બનાવતો હતો. ન્યુયૉર્ક તરફ જતાં ન્યુ હેવનમાં તેણે એક ખટારામાં પ્રવાસ કર્યો હતો અને તે સમયે તેણે લુખા રોટલા પર નિર્વાહ કર્યો હતો. ત્યાર પછી થોડાજ સમયમાં તે ન્યુ હેવનમાં એક સુંદર હવેલીમાં રહેવા લાગ્યો.

જગતનાં લગભગ બધાં મહાન કાર્યો સ્વાશ્રયથીજ સિદ્ધ થયાં છે. કેટલા બધા તરુણ પુરુષો પ્રારંભ કરવાને માટે પોતાની પાસે મૂડી નહિ હોવાથી મંદ અને શિથિલ બની જઇને પોતાનું કાર્ય છોડી દે છે તથા પોતાને ઉંચે ચઢાવનાર કોઇ સારી તકની રાહ જોયા કરે છે! પરંતુ **સફળતા એ ઉદ્યોગ અને ખંતનુંજ સંતાન છે;** તે કાંઇ લાંચરૂશ્વતથી વશ થતી નથી.

ઍલિહુ બુરિટ એક લુહારને ત્યાં ઉમેદવારી કરતો હતો. તેના કારખાનામાં તેને આખો દિવસ અને ઘણી વાર તો રાત્રે પણ કામ કરવું પડતું હતું. ઉન્નતિ પ્રાપ્ત કરવાનો એના કરતાં ઓછો સંભવ આજે કોને છે? અને તે છતાં પણ ભોજન કરતી વખતે પોતાની સન્મુખ પુસ્તક રાખી તેનો અભ્યાસ કરીને તથા અવકાશની મળતી પ્રત્યેક પળનો ઉપયોગ કરવાને માટે પોતાના ખિસ્સામાં પુસ્તક રાખીને તેમજ રાત્રે તથા રજાના દિવસે અભ્યાસ કરીને તેણે, જે સમયના ટુકડાઓ ઘણા છોકરા વ્યર્થ ગુમાવી દે છે તેમાં ઉત્તમ શિક્ષણ પ્રાપ્ત કર્યું. જે સમયે શ્રીમંતના છોકરાઓ અને આળસુના છોકરાઓ બગાસાં ખાતા સૂતા હોય કે હાથ જોડી બેસી રહેતા હોય તે સમયે બુરિટ ઉદ્યોગ કરીને પોતાની ઉન્નતિ કરતો હતો. ત્રીસ વર્ષની વયે તેણે યુરોપની મુખ્ય ભાષાઓનું સંપૂર્ણ જ્ઞાન મેળવી લીધું અને પછી એશિયાની ભાષાઓનો અભ્યાસ કરવા લાગ્યો.

આવા છોકરાને પ્રસિદ્ધિ મેળવવાની કયી તક મળી હતી? આ પુસ્તકોના વાચકોમાં કોઇ પણ તરુણ એવો નહિ હોય કે જેને સફળતા મેળવવા માટે આથી વધારે સારી તક ન મળતી હોય. પરંતુ આ યુવકની જ્ઞાનપિપાસા અને આત્મસંસ્કાર કરવાની ઇચ્છા એટલી પ્રબળ હતી કે તેની સહાયથી તેણે પોતાના માર્ગમાંનાં સઘળાં વિઘ્નોને જીતી લીધાં. એક શ્રીમંત માણસે તેનો હાર્વર્ડનો ખર્ચ પૂરો પાડવાની માગણી કરી; પરંતુ તેણે તેનો અસ્વીકાર કરીને કહ્યું કે, મારે લુહારના કારખાનામાં દરરોજ બાર કે ચૌદ

કલાક કામ કરવું પડે છે તોયે હું મારી મેળેજ શિક્ષણ મેળવીશ. તે દૃઢ નિશ્ચયવાન છોકરો હતો. તે કારખાનામાં મળતી અવકાશની પ્રત્યેક ક્ષણ જાણે સુવર્ણની હોય તેમ તેને ગ્રહણ કરી લેતો. ગ્લૅડસ્ટનની પેઠે તે પણ માનતો હતો કે, સમયની કરકસર, ભવિષ્યમાં વ્યાજ સાથે બદલો આપશે; અને તેને વ્યર્થ ગુમાવી દેવાથી મારી કદી પણ ઉન્નતિ થશે નહિ. લુહારના કારખાનામાં લગભગ આખો દિવસ કામ કરનાર અને તેમ છતાં માત્ર એકજ વર્ષમાં સાત સાત ભાષાઓનો અભ્યાસ કરવાનો સમય મેળવનાર છોકરો કેવો અદ્ભુત હોવો જોઈએ તેની કલ્પના કરો!

જે તરુણ પુરુષો મહત્ત્વનું કાર્ય સિદ્ધ કરવાને અને મહત્ત્વના પુરુષ બનવાને માટે ક્રૂર સંયોગોની સામે બાથ ભીડે છે તેઓ માત્ર એટલુંજ સમજે છે કે, જેને બુદ્ધિ કહેવામાં આવે છે તેમાંના નેવું ટકા આગ્રહ અને નિશ્ચયપૂર્વક કરવામાં આવતા ઉદ્યોગનું પરિણામ છે; અને તે ઘણા દાખલામાં તો માત્ર ચોખ્ખા વૈતરાનુંજ પરિણામ છે. વળી તેઓ સમજે છે કે, **માત્ર એકજ બાબત પાછળ મંડી પડવાથી સાધારણ બુદ્ધિવાળા પણ ઘણા માણસો મહાબુદ્ધિમાન તરીકે કીર્તિ પામ્યા છે.** હવે પણ જેઓ આવી સમજણ ધારણ કરશે તેમનામાં નવીન આશાનો સંચાર થશે. આ એક ખાસ નોંધ લેવા લાયક ઘટના છે કે, જે માણસો 'બુદ્ધિ બુદ્ધિ'ના મોટા પોકાર કરે છે; તેઓ ઘણુંજ થોડું કાર્ય કરે છે. **માણસ જેમ વધારે આળસુ હોય છે, તેમ તે આવાં ગપ્પાં વધારે હાંકે છે કે** " બુદ્ધિમાન પુરુષોજ મોટાં કામો કરી શકે છે." "એ તો મહાત્માઓનું કામ!" "અમુક તો મહાત્મા છે; તે ચાહસો કરે, આપણું ગજું નહિ!"

**કામ કરવાની વધુમાં વધુ નિષ્ઠા ધરાવનારાજ મહાનમાં મહાન બુદ્ધિશાળી નીવડયા છે.** શેરિડન બુદ્ધશાળી પુરુષ ગણાતો હતો; પરંતુ આમની સભાને આંજી નાખવાને માટે તે જે તેજદાર વાક્યોનો પ્રયોગ કરતો હતો તે સઘળાં તે અનેક વાર સુધારી સુધારીને પોતાની સ્મરણનોંધમાં અગાઉથીજ ટાંકી રાખતો હતો અને સમય આવ્યે તેનો પ્રયોગ કરતો.

'બુદ્ધિ' એટલે 'શ્રમ કરવાની અનંત શક્તિ' એવી જે તેની વ્યાખ્યા કરવામાં આવી છે તે યોગ્યજ છે. જે માણસોએ મહાન્ કાર્યો કર્યાં છે તેઓ જો આમથી તેમ અથડાતા તરુણોને માત્ર એટલુંજ સમજાવી શકે કે, તેમની કીર્તિનો મોટો ભાગ ચોખ્ખા

પરિશ્રમ અને સતત ઉદ્યોગનુંજ પરિણામ છે; તો તેઓ તેમને કેટલો બધો ઉત્સાહ આપી શકે ? જે કામો જગતની પ્રશંસા પામ્યાં છે, તે તે કામોએ તેમના કર્તાઓની શક્તિનું ટીપે ટીપું કેવું ચૂસી લીધું છે અને તે કરવામાં તેમને કેટલી માથાકૂટ, કેટલી નિરાશા, કેટલાં સંકટો અને કેટલા ભયો સહન કરવા પડયા છે; તે જો આપણા હતાશ અને નિરાશ થયેલા તરુણો જાણી શકે તો કેવું સારૂં થાય ! તમે માત્ર આનંદ અને મોજ સહિત એકાદ કાવ્ય અથવા એકાદ ગ્રંથ થોડી મિનિટમાં અથવા થોડા કલાકમાં વાંચી શકો છો; પરંતુ તેને રચવાને માટે ઘણી વાર દિવસોના દિવસો અને મહિનાના મહિના સુધી જે બારિક વર્ણન અને કંટાળાભરેલા પરિશ્રમની જરૂર પડે છે તેને તો તમે માની પણ નહિ શકો.

સાહિત્યના મહાનમાં મહાન ગ્રંથોનો દરેકે દરેક પૅરેગ્રાફ અનેક વાર સુધારી સુધારીને લખવામાં આવ્યો છે અને તેમાંના ઘણા ગ્રંથો તો બાર બાર વાર અને તેથી પણ વધુ વાર લખવામાં આવ્યા છે. સમયની કસોટીમાં ટકી રહેલા ગ્રંથોની રચના કરવા માટે સાહિત્યપ્રેમી પુરુષોએ જે પરિશ્રમ કર્યો છે, તે ભાગ્યેજ વાંચનારની કલ્પનામાં ઉતરી શકે એવો છે.

લ્યુક્રેશિયસે માત્ર એકજ કાવ્ય રચવામાં લગભગ પોતાનું સમગ્ર જીવન વીતાવ્યું હતું; તે કાવ્યમાંજ તેણે પોતાનું સંપૂર્ણ જીવન સમર્પણ કર્યું હતું. એમ કહેવાય છે કે, બ્રાયંટે પોતાનો 'થૅનાટૉપ્સિસ' નામનો ગ્રંથ ફરી ફરીને સો વાર લખ્યો હતો અને તોપણ તે સંતુષ્ટ થયો ન હતો. જૉન ફૉસ્ટી કોઇ કોઈ વાર માત્ર એકજ વાક્યની રચના કરવા પાછળ આખું અઠવાડિયું ગાળતો હતો. તે જે જે લખતો તેને કાપી નાખતો, ચીરી નાખતો, ટુંપી નાખતો, જડમૂળથી ઉખેડી નાખતો અથવા તે પર બીજા કોઇ પણ પ્રકારનો અત્યાચાર કરતો; અને જ્યાં સુધી તેને જીવવા-ને માટે તેની સંમતિ મળે ત્યાં સુધી તેની આ ક્રિયા ચાલુ રહેતી. એક વાર ચામર્સને કોઇએ એવો પ્રશ્ન પૂછયો કે "ફૉસ્ટર લંડનમાં શું કરે છે ?" ત્યારે તેણે પ્રત્યુત્તર આપ્યો કે "તે લખવામાં ખૂબ મશગુલ થઇ ગયો છે અને દર **અઠવાડિયે એક લીટીને** હિસાબે લખ્યોજ જાય છે." આધુનિક સમયની કલ્પિત કથાઓના મહાન-માં મહાન લેખકો પૈકી એક મહાશય ડિકન્સ સખ્ત પરિશ્રમથી એટલો બધો થાકી જતો કે તે "ખુનીના જેવો ભયંકર દેખાતો." લૉર્ડ બેકન કે જે જગતના મહાનમાં મહાન બુદ્ધિમાન પુરુષો

પૈકીનો એક હતો તે પણ પોતાની પાછળ "ઉપયોગને માટે લખેલા એકાએક સ્ફુરી આવેલા વિચારો"થી ભરેલા પુષ્કળ હસ્તલિખિત ગ્રંથો મૂકી ગયો છે. હ્યુમ પોતાના 'ઇંગ્લાંડના ઇતિહાસ' પર દરરોજ તેર કલાક સુધી પરિશ્રમ કરતો હતો. લૉર્ડ એલ્ડને પોતાના કાયદાના જ્ઞાનથી જગતને આશ્ચર્યચકિત કરી નાખ્યું હતું; પરંતુ જ્યારે તે અભ્યાસ કરતો હતો ત્યારે તે એટલો બધો રંક હતો કે પુસ્તકો ખરીદવાને માટે તેની પાસે પૈસા પણ ન હતા; અને તેણે મોટા મોટા કાયદાના ગ્રંથો માગી લાવીને તેનાં સેંકડો પાનાંની નકલ ઉતારી લીધી હતી. આ રીતે તેણે કાયદાના જ્ઞાનથી પોતાનું મગજ ભરી લીધું અને પાછળથી જગત જેને મહાન બુદ્ધિમત્તા કહે છે તેમાં તે પરિણામ પામ્યું. મૅથ્યુ હેઇલે વર્ષોનાં વર્ષો સુધી પ્રતિદિન સોળ કલાક કાયદાનો અભ્યાસ કર્યો હતો. ફૉક્સના સંબંધમાં બોલતાં એક માણસે જણાવ્યું હતું કે, તે ચીપી ચીપીને લખતો હતો. રૂસો પોતાની સરળ અને રસિક લેખનપ્રણાલિમાં પોતાને જે પરિશ્રમ પડતો હતો તે સંબંધે લખતાં જણાવે છે કે "ડાધાડુઘીવાળા, છેકાછેકવાળા, લીટીઓ વચ્ચે લીટીઓવાળા અને ભાગ્યેજ ઉકેલી શકાય એવા મારા હસ્તલિખિત ગ્રંથો લખતાં મને કેટલી મહેનત પડી હતી તે, એ ગ્રંથો પોતેજ દર્શાવી આપે છે. તેમાંનો એક પણ ગ્રંથ એવો નથી, કે જે પ્રેસમાં ગયા પૂર્વે ચાર કે પાંચ વાર લખવાની મને ફરજ પડી ન હોય...... મારાં કેટલાંક લખાણોને કાગળ પર લખ્યા પહેલાં પાંચ છ રાત સુધી મેં મારા મગજમાં વારંવાર ઘૂમાવ્યાં હતાં."

એમ કહેવાય છે કે, વૉલ્ટેરે પોતાના એક કાવ્યની દશ લીટીઓ ઉપર આખી ગ્રીષ્મઋતુ વીતાવી હતી. સંભવતઃ બીથોવન આગ્રહપૂર્વક ઉદ્યોગની બાબતમાં સર્વ સંગીતશાસ્ત્રીઓનો શિરોમણિ હતો. તેના ગાયનમાં એક પણ ટુક ભાગ્યેજ એવી હશે, કે જેને તેણે નિદાન બાર વખત ફરી ફરીને લખી ન હોય. તેનો પ્રિય મૂળમંત્ર એ હતો કે "હજુ સુધી એવા પ્રતિબંધો બાંધવામાં આવ્યા નથી, કે જે મહત્ત્વાકાંક્ષી, બુદ્ધિમાન અને ઉદ્યોગી પુરુષોને 'બસ હવે બહુ થયું; આગળ જઇ શકાશે નહિ' એમ કહી શકે." ગિબને પોતાનું આત્મજીવન નવ વાર લખ્યું હતું અને તે ગ્રીષ્મઋતુમાં તેમજ શીતઋતુમાં હમેશાં સવારે છ વાગે પોતાના અભ્યાસગૃહમાં આવીને બેસતો હતો; અને તે છતાં પણ પોતાનો સમય વ્યર્થ ગુમાવી દેનારા તરુણો "રોમન સામ્રાજ્યનો અધઃપાત અને પડતી"ના લેખકની બુદ્ધિમત્તા વિષે

આશ્ચર્યચકિત થાય છે! ઉપરોક્ત ગ્રંથ પર ગિબને વીસ વર્ષ પર્યંત કામ કર્યું હતું. પ્લેટો કે જે જગતના મહાનમાં મહાન લેખકો પૈકી એક છે તેણે પણ પોતાના "પ્રજાસત્તાક રાજ્ય"નું પ્રથમ વાક્ય જુદી જુદી રીતે નવ વાર લખ્યું ત્યારેજ તે સંતુષ્ટ થયો હતો. બર્કનો 'એક ઉમરાવ પર લખેલો પત્ર' કે જે અંગ્રેજી ભાષાનાં સુંદર-માં સુંદર લખાણો પૈકીનું એક છે તેનું પ્રૂફ જ્યારે છાપખાનામાં પાછું ફર્યું ત્યારે તેમાં એટલો બધો ફેરફાર કરેલો જણાયો કે કૉમ્પોઝિટરોએ તેને તેની તેજ દશામાં સુધારવાની ના પાડી અને તેનાં બધાં બીબાં ફરીથીજ ગોઠવ્યાં! હેસ્ટિંગ્સની તપાસ ચાલતી હતી તે સમયે બર્કે પોતાના ભાષણનો છેવટનો ભાગ સોળ વખત લખ્યો હતો અને બટલરે પોતાનો સુપ્રસિદ્ધ 'ઍનેલૉજી' નામનો ગ્રંથ વીસ વાર લખ્યો હતો. વર્જિલને પોતાનો "જ્યૉર્જિક્સ" નામનો ગ્રંથ લખતાં સાત વર્ષ લાગ્યાં હતાં અને "ઇનીડ" લખતાં બાર વર્ષ લાગ્યાં હતાં; અને તે છતાં પણ તે પોતાના આ પાછલા ગ્રંથથી એટલો બધો અસંતુષ્ટ હતો કે તેણે તેને અગ્નિમાં હોમી દેવા માટે મરણ-શય્યા પરથી ઉઠવાનો પ્રયત્ન કર્યો હતો.

હેડન અત્યંત ગરીબ હતો. તેનો પિતા પૈડાં બનાવવાનો ધંધો કરતો હતો અને તે મિત્ર વિનાનો તથા નિઃસહાય હોવાથી તેણે એક દાસીની સાથે લગ્ન કર્યું હતું. તેણે પોતાના પુત્ર-હેડન-ને ઘર બહાર કાઢી એક સંગીતશિક્ષકને ત્યાં નોકર રાખ્યો હતો. તેણે પુષ્કળ જ્ઞાન સંપાદન કર્યું; પરંતુ જ્યાં સુધી તેણે વિયેનામાં હજામનો ધંધો કરવા માંડયો નહિ ત્યાં સુધી તેને અત્યંત સંકટ સહેવું પડયું હતું. આ શહેરમાં તેણે એક વજનદાર ગૃહસ્થના જોડા પૉલીશ કરી આપ્યા તેથી તે તેનો જીવનપર્યંતનો મિત્ર બની ગયો. ઇ.સ. ૧૭૯૮માં આ ગરીબ છોકરાનું "સૃષ્ટિ" નામનું કીર્તન સંગીતપ્રેમીઓને ઘણું પસંદ પડયું અને તેની લોકપ્રિયતા હજુ પણ તેવી ને તેવીજ કાયમ છે. વાસ્તવમાં આ કીર્તનથી તેને અમર કીર્તિ પ્રાપ્ત થઈ છે. રાજકુમારોએ તેનું સન્માન કર્યું અને રાજા-મહારાજાઓ તથા મહારાણીઓએ તેને ખાણું આપ્યું. હવે તેને હજામત કરવાની જરૂર રહી નહિ અને તેની ગરીબાઇ નાશ પામી. પરંતુ તેણે જે આઠસો ગાયનો રચ્યાં તેમાં 'સૃષ્ટિ'ની બરોબરી તો કોઇ પણ ગાયન કરી શકયું નહિ. નેપોલિયનની તોપો જે સમયે વિયેના પર મારો ચલાવતી હતી તે સમયે તે મરણ પામ્યો. કેટલાક ગોળા તેના બગીચામાં પણ પડયા હતા.

અમેરિકાનો સર્વોત્તમ કાળો માણુસ ફ્રેડ્રિક ડગ્લાસ ગુલામને ઘેર જન્મ્યો હતો અને દાસત્વમાંજ ઉછર્યો હતો. તે સ્વપરિશ્રમથીજ દાસત્વમાંથી મુક્ત થયો હતો અને બુદ્ધિ તથા ખંતથી શિક્ષણુ લઇ ઉચ્ચ દરજ્જે ચઢયો હતો અને સમગ્ર દુનિયાની પ્રશંસા પામ્યો હતો.

જ્યારે લૉર્ડ કૅવાનાઘના જેવો માણુસ હાથપગ વિના પાર્લામેન્ટનો સભ્ય બને છે; જ્યારે ફ્રેન્સિસ જૉસેફ કૅમ્પબેલ જેવો અંધ માણુસ એક મહાન ગણિતવેત્તા, સંગીતશાસ્ત્રી અને મહાપરમાર્થી પુરુષ બને છે; ત્યારે આપણી જાત અને આપણી સંધિઓનો સારામાં સારો ઉપયોગ કેવી રીતે કરવો તે વિષે આપણુને કેવી આબાદ સૂચના મળે છે! છતાં આવા દુર્ભાગી સંયોગોમાં સપડાયેલામાંના સેંકડે નેવું ટકા માણુસો છેવટ સુધી પારકાની ઉદારતા પર જીવતાં લાચાર પ્રાણી બની રહે છે. જો તમને મગજશક્તિને બદલે આર્થિક શક્તિ મેળવવાની ઇચ્છા હોય તોપણુ તમે તમારી પ્રાપ્ત શક્તિને બેવડી વધારજો.

ગ્લાસ્ગોના એક મોજાંના વેપારીને ત્યાં કામ કરનારો ઉમેદવાર એટલો બધો રંક હતો કે તે પોતાના ઉપયોગ માટે એકાદ મીણુબત્તી અથવા સગડી પણુ રાખી શકતો નહિ. તેણે મહોલ્લાઓમાં દુકાનની બારીઓમાંથી આવતા પ્રકાશ વડે અભ્યાસ કર્યો હતો; અને જ્યારે દુકાનો બંધ થઇ જતી ત્યારે તે એક હાથમાં પુસ્તક પકડી તથા બીજા હાથ વડે મ્યુનિસીપલ બત્તીના થાંભલાને વળગી તે થાંભલા પર ચઢતો અને આવી રીતે પોતાનો અભ્યાસ ચાલુ રાખતો. આવા ખંતીલા સ્વભાવ અને અભ્યાસને લીધેજ આ રંક છોકરો સ્કૉટલૅન્ડનો સૌથી મહાન પંડિત બન્યો.

રસ્તા પરના શહેર સુધરાઇ ખાતાના ફાનસ પાસે રાત્રે બેસી અભ્યાસ કરનાર અત્યંત ગરીબ સ્થિતિનો યુવક, પોતાની ખરી ખંત વડે આગળ વધીને "મહાત્મા ગોખલે" કહેવાયો હતો.

ફ્રાન્સિસ પાર્કમૅન અર્ધો અંધ હતો તોપણુ તે અમેરિકાના સૌથી મહાન ઇતિહાસવેત્તાઓ પૈકી એક બન્યો. તેણે માત્ર પોતાની ઇચ્છાશક્તિથીજ પોતાની સામે આવેલાં સઘળાં વિઘ્નોને જીતી લીધાં હતાં. પોતાની કિંમત કેટલી આંકવી એ પ્રત્યેક માણુસના પોતાનાજ મત અને પ્રયત્ન ઉપર આધાર રાખે છે. ફ્રૅંકલિન એ માત્ર એક ગરીબ છાપનારનો× છોકરો હતો અને એક સમયે ફિલાડેલ્ફિ-

× તેના જીવનચરિત્ર પરથી જણાય છે કે, તેનો બાપ મીણુબત્તી અને સાબુ બનાવવાનો ધંધો કરતો હતો.

યાના મહોલ્લાઓમાં માત્ર એક પેનીની રોટી વડે ઉદર ભરવામાં તે સૌથી વિશેષ આનંદ માનતો હતો. રિચર્ડ આર્કરાઇટે પોતાનું પ્રથમનું સઘળું જીવન હજામનો ધંધો કરવામાં વીતાવ્યું હતું. તેણે જ્યારે ગરીબાવસ્થામાંથી મુક્ત થઇ દ્રવ્ય અને કીર્તિ સંપાદન કર્યાં, ત્યારે તેને પોતાના જીવનમાં ખામીઓ સુધારવાની જરૂર જણાઈ. આથી પંચાવન વર્ષની વય થઇ ગયા પછી તેણે હમેશાં ઉંઘ પાસેથી બે કલાક ખુંચવી લઇને તેનો શુદ્ધ લેખનકળા અને વ્યાકરણ શીખવામાં સદુપયોગ કરવા માંડયો.

માઇકલ ફેરાડે એક રંક લુહારનો પુત્ર હતો અને તેર વર્ષની વયે લંડનમાં તે એક બુકબાઈન્ડરને ત્યાં ઉમેદવારી કરતો હતો. તેને હાથે જે ચોપડીઓ બંધાતી તેની અંદર રહેલા જ્ઞાનનો પરિચય મેળવતા રહીને તેણે પોતાની ભાવી મહત્તાનો પાયો નાખ્યો હતો. રાત્રે બીજા માણસો ચાલ્યા ગયા પછી તે બંધાવા માટે આવેલા ઉમદા ગ્રંથો વાંચવાને અને તેનો અભ્યાસ કરવાને દુકાનમાંજ રહેતો. લૉર્ડ ટેન્ટર્ડેને પોતાનો પિતા જે દુકાનમાં એક પેનીએ એકના હિસાબે માથાં મુંડતો હતો તે દુકાન ગર્વ સહિત પોતાના પુત્રને બતાવી હતી. નાઈમ્સનો ધર્માચાર્ય ફ્લેચિયર કે જે તરુણાવસ્થામાં મીણબત્તી બનાવવાનો ધંધો કરતો હતો તેને એક વાર એક ફ્રેંચ વૈદ્યે હલકા કુળનો કહીને તેનો તિરસ્કાર કર્યો હતો. તેના પ્રત્યુત્તરમાં તેણે જણાવ્યું કે "જે સ્થિતિમાં મારો જન્મ થયો હતો તે સ્થિતિમાં જો તારો જન્મ થયો હોત તો તું તો હજુ મીણબત્તીજ બનાવવાનો ધંધો કર્યા કરતો હોત!"

ડયૂક ઑફ આર્જાઇલે પોતાના બાગમાં ફરતાં ફરતાં ન્યૂટનના 'પ્રિન્સિપિયા' નામના ગ્રંથની એક પ્રત ઘાસ પર પડેલી દીઠી. એ પ્રત કોઈ પોતાના પુસ્તકાલયમાંથી લઈ આવ્યું હશે એમ ધારી તેણે પોતાના એક માણસને તે પાછી મૂકી આવવાને બોલાવ્યો; પણ તેના માળીના છોકરા એડમંડ સ્ટોને કહ્યું કે, એ તો મારી છે. આથી આશ્ચર્યચકિત થઇ ડયૂકે પૂછ્યું કે "શું એ પુસ્તક તારૂં છે? શું તું ભૂમિતિ, લૅટિન અને ન્યૂટનનું લખાણ સમજે છે?" એડમંડે પ્રત્યુત્તર વાળ્યો કે "હું તેમાંનું કંઇક જાણું છું." ડયૂકે પ્રશ્ન કર્યો કે "પણ આ સઘળી બાબતનું જ્ઞાન તેં કેવી રીતે મેળવ્યું?" સ્ટોને પ્રત્યુત્તર આપ્યો કે "એક નોકરે દશ વર્ષ પર મને વાંચતાં શીખવ્યું હતું. પોતાની ઇચ્છામાં આવે એવી બીજી સર્વ બાબતો શીખવાને માટે માણસને ચોવીસ અક્ષરો કરતાં

વધારે શીખવાની ક્યાં જરૂર પડે છે ?" આ સાંભળી ડ્યૂકના આશ્ચર્યની સીમા રહી નહિ. તે છોકરો બોલ્યો કે "હું પ્રથમ વાંચતાં શીખ્યો તે સમયે કડિયાઓ આપની હવેલી પર કામ કરતા હતા. હું એક દિવસ તેમની પાસે ગયો તો મને જણાયું કે, એક શિલ્પી આંકણી અને કંપાસનો ઉપયોગ કરતો હતો અને તે ગણત્રી પણ કરતો જતો હતો. મેં પૂછ્યું કે, આ વસ્તુઓ શું છે ? એનો શું ઉપયોગ છે ? ત્યારેજ મને જણાયું કે, જગતમાં ગણિતશાસ્ત્ર નામનું એક શાસ્ત્ર અસ્તિત્વ ધરાવે છે. એ પછી મેં ગણિતશાસ્ત્રનો એક ગ્રંથ ખરીદ્યો અને તેનો અભ્યાસ કર્યો. એ પછી વળી મને એવી ખબર પડી કે, દુનિયામાં ભૂમિતિ નામની એક બીજી વિદ્યા છે. મેં એ વિદ્યાનાં પણ જરૂર જોગાં પુસ્તકો ખરીદીને તેનું પણ જ્ઞાન મેળવ્યું. વાંચતા વાંચતાં મને પ્રતીત થયું કે, લૅટિન ભાષામાં આ શાસ્ત્રના ઉત્તમ ગ્રંથો છે. આથી મેં એક શબ્દકોષ ખરીદ્યો અને હું લૅટિન ભાષા શીખ્યો. વળી પાછી મને ખબર પડી કે, ફ્રેંચ ભાષામાં પણ આ વિષયના સારામાં સારા ગ્રંથો છે; તેથી મેં ફ્રેંચ ભાષાનો પણ એક શબ્દકોષ ખરીદ્યો અને તેનું પણ જ્ઞાન મેળવ્યું. સાહેબ ! મેં આ પ્રમાણે જ્ઞાન મેળવ્યું છે અને મને લાગે છે કે, **આપણે ચોવીસ મૂળાક્ષરો જાણીએ એટલે સર્વ વિષયોનું જ્ઞાન સંપાદન કરી શકીએ છીએ.**"

એડવિન ચૅડવિકે બ્રિટિશ પાર્લામેન્ટને કરેલા પોતાના રિપોર્ટમાં જણાવ્યું હતું કે "અર્ધો સમય કામ કરતાં—અર્થાત્ પ્રતિદિન ત્રણ કલાક અભ્યાસ કરતાં અને બાકીનો સઘળો વખત ઘર બહાર કામ કરતાં—છોકરાઓએ ખરેખર આ વર્ષમાં સૌથી વિશેષ માનસિક પ્રગતિ કરી છે." વ્યાપારીઓએ પોતાના અત્યંત ઉદ્યોગી સમયમાં દરરોજ માત્ર એક, બે, ત્રણ અથવા ચાર કલાક અભ્યાસ કે બીજાં સાહિત્યવિષયક કાર્યો કરીને ઘણી વાર ચમત્કારિક કાર્યો કર્યાં છે.

જેમ્સ વૉટ શાળામાં માત્ર શિક્ષણનાં મૂળતત્ત્વોજ શીખ્યો હતો. કારણકે તેની નાજુક પ્રકૃતિને લીધે તે શાળામાં અનિયમિત રીતે હાજરી આપતો હતો; છતાં તેણે ઘર આગળ અત્યંત ઉદ્યોગપૂર્વક અભ્યાસ કરી પોતાની સઘળી ખામીઓ દૂર કરી અને ઘણીજ પ્રગતિ કરી. પોપ બીજો ઍલેકઝાન્ડર એક ભિક્ષુક હતો. તે કાદવના ઝુંપડામાં જન્મ્યો હતો અને સંગેમરમરના મહાલયમાં

મરણ પામ્યો હતો. વિલિયમ હર્શલ, ચૌદ વર્ષની વયે હૅનોવેરિયન ગાર્ડ્ઝની ટુકડીમાં સંગીતશાસ્ત્રી તરીકે નીમાયો હતો અને પોતાના અવકાશનો ઉપયોગ વિજ્ઞાનના અભ્યાસમાં કરતો હતો. તેણે મોટા પ્રમાણમાં સામાન્ય જ્ઞાન મેળવ્યું અને ખગોળવિદ્યા, કે જેનું જ્ઞાન તેણે કોઇની સહાય વિના પોતાની મેળેજ મેળવ્યું હતું તેમાં તેણે જે શોધો કરી છે તેથી તે હમેશને માટે મહાનમાં મહાન ખગોળ-વેત્તાઓની હરોળમાં વિરાજમાન થયો.

જ્યૉર્જ વૉશિંગ્ટન, વેસ્ટ મોર્લૅંડના એક ખેડુતના ઘરમાં જન્મ્યો હતો અને તેનો પિતા મરણ પામવાથી તેની વિધવા માતાએ તેને પાળી પોષીને મોટો કર્યો હતો. છેક બાલ્યાવસ્થાથીજ તે અનાથ બન્યો હતો. કોઇ પણ વિદ્યાલયે તેનું સ્વાગત કર્યું ન હતું અને કોઇ પણ પાઠશાળાએ તેને બહુ માનની ઉપાધિઓ આપી ન હતી. તે માત્ર સાધારણ વાંચતાં લખતાં અને હિસાબ ગણતાં શીખ્યો હતો. શેકસપિયર પણ શાળામાં વાચન-લેખન સિવાય કાંઇ પણ વિશેષ શીખ્યો ન હતો; પરંતુ આત્મશિક્ષણથી તે વિદ્વદ્-રત્નોનો શિરોમણિ બન્યો. બર્ન્સને પણ ઝાઝું શિક્ષણ મળ્યું ન હતું અને તેની તરુણાવસ્થા અતિ ગરીબ દશામાં વીતી ગઇ હતી.

જેમ્સ ફરગ્યુસન અર્ધા ભૂખે મરતા ગામડિયાનો પુત્ર હતો અને તે પોતાના મોટા ભાઇના મોઢામાંથી નીકળતી કવિતા સાંભળીને વાંચતાં શીખ્યો હતો. જ્યારે તે હજુ માત્ર નાનો બાળક-જ હતો ત્યારે તેણે યંત્રવિદ્યાના કેટલાક સિદ્ધાંતો શોધી કાઢ્યા હતા; ચક્કીઓ અને કાંતવાના સંચાના નમૂના બનાવ્યા હતા અને દોરીમાં મણકા પરોવી તેની સહાયથી આકાશનો એક ઉત્તમ નકશો તૈયાર કર્યો હતો. ફર્ગ્યુસને એક સાધારણ ચપ્પુ વડેજ સારી સારી વસ્તુઓ બનાવી હતી. કેટલા બધા મહાપુરુષો આડે માર્ગે થઇને જ્ઞાનના શિખર પર ચઢ્યા છે ! ગિફર્ડ ચામડાના ટુકડા પર મોચીની આર વડે ગુંચવાડા ભરેલા હિસાબો કરતો હતો. રિટનહાઉસે પહેલ-વહેલાં પોતાના હળના દાંડા પર ગ્રહણોની ગણત્રી કરી હતી. **ઇચ્છા હોય તો માર્ગ અવશ્ય જડી આવે છે.**

જુલિયસ સીઝરે મહાન યુદ્ધો કર્યાં હતાં અને તેમાં તેણે લોકો પર ઘણો અત્યાચાર કર્યો હતો; છતાં તે માટે તેની અનુચિત પ્રશંસા કરવામાં આવે છે; પરંતુ જે " અદ્‌ભુત ટીકાત્મક લેખો" માં તેનાં જે પરાક્રમોનું યથાર્થ વર્ણન કરવામાં આવ્યું છે તેને માટે તે વિશેષ પ્રશંસાને પાત્ર ઠરે છે. તેણે ખગોળવિદ્યા, વ્યાકરણ, ઇતિ-

હાસ અને કેટલાક બીજા વિષયો પર લેખો લખીને નામના મેળવી અને તેના સમયના મહાનમાં મહાન પંડિતો અને વક્તાઓમાંનો એક ગણાયો છે. તેનું જીવન છાવણીની અશાંતિ અને સખત રાજખટપટમાં જવા છતાં તેના જેવા માણસને પણ અભ્યાસને માટે પુષ્કળ સમય મળ્યો તો પછી બીજા કોને ન મળી શકે? મહાન ફ્રેડ્રિકે પણ પોતાના જીવનનો મોટો ભાગ છાવણીમાં ગાળવા છતાં જ્યારે જ્યારે તેને અવકાશની એકાદ ઘડી કે પળ મળતી, ત્યારે તે અવશ્ય અભ્યાસમાં તેનો ઉપયોગ કરતો. તેણે પોતાના એક મિત્રને લખ્યું હતું "હું દિનપ્રતિદિન સમયનો વિશેષ લોભી થતો જાઉં છું. હું મારી જાતને તેનો હિસાબ આપું છું અને જરા પણ સમય વ્યર્થ જતાં મને પરિતાપ થયા વિના રહેતો નથી."

કોલંબસ જ્યારે ખલાસી તરીકે જીવન ગાળતો હતો, ત્યારેજ તે અભ્યાસ કરી શક્યો હતો; છતાં તે પોતાના સમયનો સૌથી મહાન ભૂગોળવેત્તા અને ખગોળવેત્તા થઇ શક્યો હતો.

મહાન પિટર જ્યારે ચૌદ વર્ષનો છોકરો હતો; ત્યારે તે રશિયાનો સર્વસત્તાધારી શાસક બન્યો હતો. તે સમયે તેની પ્રજા જંગલી અવસ્થામાં હતી અને ખુદ તેનામાં પણ અસભ્ય મનુષ્યને છાજે તેવી લાગણીઓ અને વૃત્તિઓ એટલી પ્રબળ હતી કે, તે તેના સમગ્ર જીવનમાં વારંવાર જણાયા કરતી; છતાં પણ તેણે પોતાની જાતને અને રશિયનોને સુધારવાનો નિશ્ચય કર્યો. તેણે ઘણા બળપૂર્વક સુધારા દાખલ કર્યા અને છવ્વીસ વર્ષની વયે યુરોપખંડના બીજા દેશોની કલાઓ અને સંસ્થાઓનો અભ્યાસ કરવાના ઉદ્દેશથી તે દેશોમાં પ્રવાસ કરવા નીકળ્યો. હૉલેન્ડના સાર્ડીમ નામક સ્થાનમાં મહાન ઇસ્ટ ઇન્ડિયા ગોદી જોવા ઉપરથી તેના મન પર એટલી બધી અસર થઈ કે, તે એક નૌકાવિધાયકને ત્યાં ઉમેદવાર તરીકે રહ્યો. ત્યાં તેણે 'સેઈન્ટ પિટર' નામનું વહાણ બાંધવામાં સહાય કરી અને પાછળથી તે વહાણ તેણે ખરીદી લીધું. આ ધંધો શીખ્યા પછી તે ઇંગ્લાંડ ગયો અને ત્યાં તેણે કાગળનાં કારખાનાં, દોરડાં વણવાનાં કારખાનાં, ઘડિયાળનાં કારખાનાં અને બીજી જુદી જુદી જાતનાં કારખાનાંઓમાં એક સાધારણ મજૂરની પેઠે કામ કર્યું.

પ્રવાસ દરમિયાન જે જે સ્થાનની તે મુલાકાત લેતો તે તે સ્થાનના સંબંધમાં જેટલી મળી શકે તેટલી માહિતી તે પ્રથમથીજ મેળવી રાખતો અને પ્રત્યેક વસ્તુનું બારિક અવલોકન તથા અભ્યાસ

કરતો. જ્યારે જ્યારે તે આવી તપાસ કરવાને નીકળતો ત્યારે ત્યારે તે પોતાની નોંધપોથી પોતાની સાથે લઈ જતો અને જે જે વસ્તુ તેને યાદ રાખવા યોગ્ય લાગતી તેની તે સંભાળપૂર્વક નોંધ કરી લેતો. રસ્તે જતાં માર્ગની બાજુએ ગામડિયા લોકોને કામ કરતા જોતો ત્યારે તે ઘણી વાર પોતાની ગાડીમાંથી ઉતરી પડતો અને તેમની સાથે ખેતી સંબંધી વાતચીત કરતો. એટલુંજ નહિ પણ તેમની સાથે તેમને ઘેર જતો; તેમનાં રાચરચીલાં તપાસતો અને તેમનાં ખેતીનાં ઓજારોનાં ચિત્રો આલેખી લેતો. આ પ્રકારે તેણે જે ઘણું સૂક્ષ્મ અને શુદ્ધ જ્ઞાન પ્રાપ્ત કર્યું, તે બીજાં કોઈ પણ સાધનોથી તે ભાગ્યેજ મેળવી શક્યો હોત. એ જ્ઞાનનો પાછળથી તેણે પોતાના દેશને સુધારવામાં પ્રશંસનીય ઉપયોગ કર્યો.

પ્રાચીન કાળના લોકો કહેતા કે "તારી જાતને ઓળખ." વીસમી સદીના લોકો કહે છે કે "તારી જાતને સહાય કર." કેમકે આત્મશિક્ષણજ આત્માને નવીન જન્મ આપે છે. એક માણસને જ્યારે ઉચ્ચ શિક્ષણ મળે છે; ત્યારે તે સાધારણ રીતે માણસજ રહે છે અને પશુ બની જતો નથી. પરંતુ જો તેને યોગ્ય શિક્ષણ મળ્યું ન હોય; પાઠશાળામાં તેની મગજરૂપી કોઠીમાં જો માત્ર જ્ઞાનજ દાબી દાબીને ભરવામાં આવ્યું હોય; જો માત્ર પરીક્ષામાં પાસ થવા પૂરતીજ વાતો ગોખણપટ્ટી દ્વારા યાદ રાખવાનો પ્રયત્ન કરીને તેણે પોતાની સ્મરણશક્તિનું સત્યાનાશ વાળ્યું હોય; તો તો તેની અવનતીજ થવાની. કારણ કે અપક્વ ગોખણીયું જ્ઞાન પાછળથી આપોઆપજ ભુલાઇ જવાનું અને તે આત્મશ્રદ્ધા અને આત્મમાન બન્ને ગુમાવી દેવાનો.

સ્ટ્રેસ્બર્ગમાં હંસોને દિવસમાં કેટલીક વાર તેમની નામરજી છતાં પરાણે ખવરાવવામાં આવે છે. તેમનાં મુખ ઉઘાડી આંગળાં વતી તેમાં ખોરાક ઘુસાડી દેવામાં આવે છે. તેમને તેઓ સમાઇ રહે એવડીજ પેટીમાં ગોંધી મૂકવામાં આવે છે અને જરા પણ વ્યાયામ કરવા દેવામાં આવતો નથી. તેમનું કાળજું અત્યંત મોટું બનાવવા માટે આ પ્રમાણે કરવામાં આવે છે. આજ પ્રકારે આપણા તરુણોના મગજમાં પરીક્ષા માટેનું જ્ઞાન ઠાંસી ઠાંસીને ભરવામાં આવે છે. જે છોકરાઓ ગોખણપટ્ટીથી અભ્યાસ કરે છે અને આમ તેમ રખડે ભટકે છે; અથવા રાત્રે શહેરમાં દુરાચાર કરે છે અને જ્યારે પરીક્ષાને બે ચાર અઠવાડિયાં અથવા માત્ર થોડાજ દિવસ બાકી રહે ત્યારે જેઓ પોતાના માબાપના ખરા પરસેવાના પૈસા-

વળી ભારે પગાર આપીને ઘેર ખાનગી શિક્ષકો રાખે છે; તથા પોતાના મગજમાં જ્ઞાન ઠાંસી ઠાંસીને ભર્યે જાય છે; તેમને સફળતા મળવાનો કેટલો ઓછો સંભવ છે! તેઓ પોતાના મગજની ગ્રહણશક્તિ અથવા સામર્થ્ય વધારવા માટે નહિ; તેને કેળવવા માટે નહિ; જ્ઞાન પચાવીને તેને વધારવા માટે નહિ; પરંતુ સ્મરણશક્તિને ફુલાવવાને માટે–એટલે કે પરીક્ષામાં સેંકડે પચાસ માર્ક ખાત્રીપૂર્વક મેળવી આપે એટલીજ લાયક તેને બનાવવા માટેજ તેઓ પ્રયત્ન કરે છે.

ખરૂં શિક્ષણ જ્ઞાનપિપાસા જાગ્રત કરે છે અને આ પિપાસા તૃપ્ત કરવાને માટે આતુર વિદ્યાર્થી પોતેજ જ્ઞાનામૃતના ભંડારની પાસે પહોંચે છે. "મનુષ્યને એવી રીતે શિક્ષણ આપવું જોઇએ કે તેની પૂર્વકલ્પનાઓ સાચી બની રહે અને તેની સર્વ ભાવનાઓ સદ્ગુણ બની જાય."

શિક્ષણ અથવા કેળવણીનો પ્રત્યેક અંશ જીવનસંગ્રામમાં અત્યંત લાભદાયક છે. સૂક્ષ્મદર્શક યંત્ર કોઇ પણ નવીન વસ્તુ ઉત્પન્ન કરી શકતું નથી; પરંતુ તે ચમત્કારિક વસ્તુઓને પ્રત્યક્ષ કરે છે. આંખને શિક્ષણ મળવાથી તેની સૂક્ષ્મદર્શનશક્તિમાં વૃદ્ધિ થાય છે અને જ્યાં પૂર્વે તેને માત્ર કુરૂપતાજ જણાતી હતી ત્યાં તે સૌન્દર્યનું દર્શન કરે છે. આપણે જેની સ્વપ્નમાં પણ કલ્પના કરી ન હોય એવી દુનિયાને તે પ્રત્યક્ષ કરે છે અને સાધારણમાં સાધારણ વસ્તુમાં પણ ઉત્તમોત્તમ સૌન્દર્યનું દર્શન કરાવે છે. એકાદ અગાસિઝની આંખ એવી દુનિયાઓ જોઇ શકે છે કે જેનું અશિક્ષિત આંખને કદી સ્વપ્નમાં પણ દર્શન થયેલું હોતું નથી. અશિક્ષિત હાથ જે કામ કરી શકતો નથી એવાં હજારો કામ શિક્ષિત હાથ કરી શકે છે. જ્ઞાન વડે તે એટલો ચૈતન્યશાળી બની જાય છે કે તે સુંદર, દૃઢ, મજબૂત અને કુશળ હોઇ, જાણે પ્રાયઃ વિચાર પણ કરી શકતો હોય તેવો જણાય છે. શિક્ષિત માણસની ઇચ્છા દૃઢ અને બળવાન હોય છે અને પોતાના દૈવી સામર્થ્ય વડે તે કોઇ પણ વસ્તુને પકડી શકે છે. શિક્ષિત માણસનો સ્પર્શ પ્રાયઃ ચમત્કારિક કાર્યો કરી શકે છે. એકાદ ગ્લૅડસ્ટનની શિક્ષિત, વિવેકશીલ, વિશાળ, અગાધ બુદ્ધિ; અને માત્ર કોલ કેમ બનાવવો અને ઇંટ કેમ ઉંચકી જવી, એથી વિશેષ જેણે પોતાની બુદ્ધિનો વિકાસ કર્યો ન હોય એવા તગારા ઇંટો ઉંચકનારની બુદ્ધિ વચ્ચે કેટલો બધો ભેદ હોય છે!

બલ્વર કહે છે કે "આપણે પ્રાપ્ત કરી શકીએ એવી ઉત્તમોત્તમ વસ્તુસ્થિતિજ હમેશાં પસંદ કરવી અને શોધવા માંડવી;

એનુંજ નામ સાચું શિક્ષણ છે. હમેશાં તમારા મગજને કેળવો; ઉદ્યોગથી તમારી બુદ્ધિને તીક્ષ્ણ કરો અને લોકોને સુખ અથવા આનંદ આપવાનો પ્રયત્ન કરો. આમ કર્યા છતાં પણ ધારો કે તમે તમારો કોઈ પણ આદર્શ સંપૂર્ણ ન કરી શકો; ધારો કે તમે કીર્તિ સંપાદન ન કરી શકો તોપણ તમે આળસુ માણસો કરતાં તો વધારે ઉન્નત જીવન જરૂર ગાળી શકશો. ધારો કે તમે નામના મેળવી નહિ શકો; પરંતુ ભૌતિક નહિ તો આધ્યાત્મિક જગતમાં તો અવસ્ય તમે ઉચ્ચ સ્થાન પ્રાપ્ત કરી શકશો. સ્થૂલ શક્તિ કરતાં માનસિક શક્તિ કાંઈ ઓછી અમર નથી. માનસિક શક્તિ મેળવવાથી તે આપણુને અનંતકાળ સુધી સાથ આપે છે; અને આપણે આપણી બુદ્ધિનો ઉપયોગ કરીને ઈશ્વરનાં ગંભીર કાર્યો સમજવાને અને સિદ્ધ કરવાને આપણી જાતને વધતી યા ઓછી લાયક બનાવીએ તેના પ્રમાણમાંજ આપણુને ભવિષ્યમાં ઉચ્ચ વા નીચ સ્થાન પ્રાપ્ત થશે."

પરંતુ તમે કદી પણ તમારી નૈતિક શક્તિના ભોગે તો માનસિક કે આત્મિક શક્તિ ખીલવશોજ નહિ. અમેરિકાની એક પાઠશાળાનો એક સૂક્ષ્મ દૃષ્ટિવાન પ્રૉફેસર જણાવે છે કે, હાલના શિક્ષણથી મગજને એવું ગોળ, મટોળ તથા લીસું કરી શકાય છે, કે જેથી તેની કોઇ પણ શક્તિ વિશેષ પ્રબળ બની શકે નહિ. જે કેટલાક માણસોનું મગજ તેમના સુભાગ્યે આવી રીતે કેળવાતું નથી; તેમનું એ બહુ ખામીભરેલું (!) તીક્ષ્ણ (!) તથા ખંડિત ધારવાળું (!) જ્ઞાન તેમને ખાડા પૂરી દેવાનો પ્રયત્ન કરવા ઉત્તેજિત કરે છે; અને નિદાન તેમને ખાડાખપચા વિનાના ગોળમટોળ મગજવાળા ગ્રૅજ્યુએટો કે જેઓ માત્ર **પોતાનું અજ્ઞાન ઢાંકવાપૂરતુંજ જ્ઞાન** ધરાવે છે તેમના કરતાં તો બહુ ઉત્તમ બનાવે છે. મગજની સર્વ શક્તિઓને કેળવવી જોઇએ એ વાત ઠીક છે; પણ તેમાં બે ત્રણ મજબૂત અને ખરબચડા ખૂણા રહેવા દેવાની પણ જરૂર છે. નહિ તો તરુણ પુરુષો **જીવનનો મહાન ઉદ્દેશ** વિસરી જાય એવો ઘણો સંભવ છે. એ ઉદ્દેશ, બીજા માણસો કેવા થયા છે અને એમણે શું કર્યું છે તે વિષે વાંચવું તથા વિચાર કરવો એટલોજ નથી; **પરંતુ તેવા થવું અને તેવાં કામ કરવાં** તે છે.

કસરતશાળામાં તમારા શરીરનો વિકાસ કરવા માટે તમે ખેંચતાણુ કરો છો; છાતી પહોળી કરો છો; ધક્કામુક્કી કરો છો. અને દોડાદોડ કરો છો; એજ રીતે સતત પ્રયત્નો દ્વારા તમે તમારી

માનસિક અને નૈતિક શક્તિઓનો પણ વિકાસ કરી શકશો.

રૂસોએ કહ્યું હતું કે "હું ફરીથી કહું છું કે, તેને જ્ઞાન આપવું એ મારો ઉદ્દેશ નથી; પરંતુ તેને જરૂર પડે ત્યારે તે કેવી રીતે મેળવવું તે રીત શીખવવાનો મારો ઉદ્દેશ છે."

સર્વ જ્ઞાન આત્મશિક્ષણથી પ્રાપ્ત થાય છે. વિદ્યાર્થીની માનસિક ક્રિયા પરજ તેના જ્ઞાનની પ્રગતિનો આધાર રહે છે. **શિષ્યને, પોતાની જાતને શીખવતાં શીખવવું એજ શિક્ષકનું મહાન અને સર્વોત્તમ કાર્ય છે.**

આઈઝાક ટેઈલર કહે છે કે "શારીરિક વિકાસ નહિ, પરંતુ માનસિક વિકાસ આપણુને મનુષ્યત્વ આપે છે; માટે તમારૂં માનસિક બળ વધારો. તમે જે જે જુઓ અથવા વાંચો તે તે સમજવાનો પ્રયત્ન કરો. વાચનની સાથે ચિંતનનો યોગ કરવો એ આપણા ઉત્તમ જીવનના પ્રાથમિક સિદ્ધાંતોમાંનો એક મુખ્ય સિદ્ધાંત છે અને તે કાર્ય સરલમાં સરલ છે."

"જે થોડા માણસો ચિંતનશાળી હોય છે તેમાંના પણ કેટલા થોડા માણસો યોગ્ય રીતે ચિંતન કરે છે! જેઓ પોતાને ચિંતનશાળી ધારે છે એવા કેટલા બધા માણસો ખરા અર્થમાં કદી પણ ચિંતનજ કરતા હોતા નથી!"





# प्रकरण १ मुं—काम करो अने धीरज धरो.

"कोई असाधारण प्रसंगे आपणे केवा नीवडीशुं तेनो आधार घणुं करीने आपणे अत्यारे केवा छीए ते उपरज रहे छे. अने आपणे अत्यारे जेवा छीए ते पण आपणा प्रथमना आत्मशिक्षणनुंज परिणाम छे."

—एच. पी. लिडन

"सघळां कार्योमां आरंभ कर्या पूर्वे उत्तम तैयारी करी राखवी जोईए."

—सिसेरो

"हुं अशिक्षित मनुष्यना आत्माने पहाड परना आरसपहाण जेवो गणुं छुं. आरसपहाणमांथी कारीगरनी बुद्धि ज्यां सुधी अवयवो खुल्ला करे नहि अने तेना पृष्ठभागने चकचकित करे नहि तेमज तेना अंगमां रहेला प्रत्येक सुंदर डाघ तथा रेखाने प्रत्यक्ष करे नहि त्यां सुधी तेमां रहेलुं सौंदर्य जरा पण जणातुं नथी."

—ऍडिसन

"घणा बुद्धिमान पुरुषो धीमे धीमेज विकास पाम्या छे. ओकनां झाड के जे एक हजार वर्ष सुधी जीवे छे ते बरूनी पेठे कांइ एकदम खीली आवीने सौंदर्य प्रकाशित करतां नथी."

—ज्यॉर्ज हेन्री ह्युस

"तमारा गुणोनो सदुपयोग करो एटले ते विकास पामशे. तमारामां जे कांई ज्ञान होय तेनो सदुपयोग करो एटले तमने विशेष ज्ञान प्राप्त थशे."

—आर्नोल्ड

"जे डहापणभरेली रीते धीरज राखे छे तेने सद्वस्तुओ मळे छे."

—थॉरो

"अधीराई ए अत्यंत खराब प्रकारनी झडप छे."

—चर्चिल

"उतावळ गोथां खवरावे छे अने बंधन तथा अंतराय करे छे."

—सेनेका

"जेओ अति वेगथी दोडे छे तेओ रस्तामांज पडी जाय छे."

"जेमने उत्तम विचारोनुं वावेतर करवानो समय मळ्यो नथी तेओ उत्तम सद्गुणोना पाकनी आशा शी रीते राखी शके?"

—थॉरो

"जे शिक्षण मनुष्यने सार्वजनिक अने पोतानां, तथा शांति संबंधी अने युद्ध संबंधी ए सघळां कार्यो प्रमाणिकपणे, कुशळतापूर्वक अने उदात्त रीते करवाने लायक बनावे छे; तेज शिक्षणने हुं संपूर्ण अने उत्तम कहुं छुं."

—मिल्टन

"प्रत्येक धंधामां उत्तमता अने सफळता मेळववानो सुरक्षित मार्ग

ઉચિત પૂર્વશિક્ષણ, કળા શીખવાનો ખંતપૂર્વક ઉદ્યોગ અને તેનો ઉપયોગ કરવા માટે લેવાયલો શ્રમ, એ છે." —એડવર્ડ એવરેટ

"જેમ જેમ તમે અધિક જ્ઞાન મેળવો છો; તેમ તેમ તમે તમારી જાતનો અને સંપત્તિનો વિશેષ બચાવ કરી શકો છો અને ઓછા શ્રમથી અધિક કાર્ય કરી શકો છો." —ચાર્લ્સ કિંગ્સલી

હેન્રી બૅસેમરે ઇ. સ. ૧૮૩૧માં લંડનમાં થયેલા પોતાના આગમનના સંબંધમાં બોલતાં કહ્યું હતું કે "તે માનવસાહસના વિશાળ સમુદ્રમાં હું તો માત્ર એક બિંદુ હતો." જો કે તે સમયે તેની વય માત્ર અઢાર વર્ષની હતી અને શહેરમાં તેનો કોઇ પણ પરિચિત ન હતો તોપણ તેણે અલ્પ સમયમાંજ છાપેલા કાગળ પરથી નકલ લેવાની એક પદ્ધતિ શોધી કાઢીને ઉદ્યમ મેળવ્યો. તેની આ પ્રણાલી એટલી સરળ હતી કે કોઈ પણ માણસ એક પેની આપીને દશ મિનિટમાં વેલદાર સ્ટૅમ્પની નકલ લેતાં શીખી શકતો હતો; પરંતુ પાછળથી તેને પ્રતીત થયું કે, આ પદ્ધતિ ચાલુ થવાથી ઇંગ્લાંડના સર્વ સરકારી કાગળો પરના સ્ટૅમ્પની સહેલાઇથી નકલ થઇ શકશે. આથી તેણે મહેનત કરીને એવો એક છિદ્રવાળો સ્ટૅમ્પ તેણે બનાવ્યો કે જેની નકલ પણ ન થઇ શકે અને દસ્તાવેજ પરથી જે ઉખડી પણ ન શકે. સરકારી સ્ટૅમ્પ ઑફિસના પ્રમુખે તેને કહ્યું હતું કે, લોકો જૂના દસ્તાવેજો ઉપરથી સ્ટૅમ્પ ઉખેડી લઇને ફરીથી તેનો ઉપયોગ કરે છે તેથી સરકારને દર વર્ષે એક લાખ પૌંડનું નુકસાન થાય છે. વળી બૅસેમરની પદ્ધતિથી સરળતા-પૂર્વક ખોટા સ્ટૅમ્પ બનાવવાનો જે નવીન ભય ઉભો થયો હતો તે તો તે પ્રમુખના ધ્યાનમાં પણ ન હતો; તેથી બૅસેમરને તેની છિદ્ર-વાળા સ્ટૅમ્પ બનાવવાની પદ્ધતિ માટે એક ચોક્કસ રકમ આપવાની અથવા જીવનપર્યંત આઠસો પૌંડની જગ્યા આપવાની માગણી કરી. બૅસેમરે એ જગ્યા લેવાનો સ્વીકાર કર્યો અને જે સ્ત્રીની સાથે પોતાની સંપત્તિ ભોગવવાને તે કબૂલ થયો હતો તેને આ ખુશાલી-ના સમાચાર સંભળાવવાને તે દોડી ગયો. પોતાની શોધ વિષે ખુલાસો કરતાં, તેણે એને સો વર્ષના જૂના દસ્તાવેજ પરથી કોઈ પણ માણસ કિંમતી સ્ટૅમ્પ કાઢીને તેનો પુનઃ ઉપયોગ કરતાં કેવી રીતે અટકશે તે પણ સમજાવ્યું.

તેની પ્રિયા બોલી કે "હા, તે તો હું સમજી; પરંતુ જો સઘળા સ્ટૅમ્પોની ઉપર તારીખ નાખવામાં આવે તો ભવિષ્યમાં તેનો ઉપ-યોગ થતાં તે પકડાઇ ગયા વિના કદી પણ રહે નહિ."

આ ઘણા થોડાજ શબ્દો હતા અને આપણે જો એમાંથી ત્રણ

અક્ષરનો એકજ શબ્દ બાદ કરીએ તો તેમાં કાંઇજ ખાસ મહત્ત્વ રહેતું નથી; પરંતુ તે નાનો શબ્દ બ્રિટિશ મહેસુલી ખાતાના મોટા મોટા અમલદારોનાં પ્રચંડ ભેજાંઓમાં અત્યાર સુધી નહિ આવવાથીજ દીર્ઘકાળ સુધી પ્રતિવર્ષે એક લાખ પૌંડનું સરકારને નુકસાન થયું હતું! હવે જો આ નાનો શબ્દ એ અમલદારો આગળ જાહેર કરવામાં આવે તો તે બૅસેમરની છિદ્રવાળા સ્ટૅમ્પની યુક્તિને નકામીજ બનાવી દે એમ હતું. હેત્રીને ઉપલી સૂચના સાંભળતાંજ તે તરુણ સ્રીની બુદ્ધિ વિષે અભિમાન ઉત્પન્ન થયું અને તેણે પોતાના સ્વાર્થનો કાંઇ પણ વિચાર મનમાં નહિ લાવતાં ઑફિસ-માં જઇને તે સુધારો સૂચવ્યો. પરિણામ એજ આવ્યું કે, એની છિદ્રવાળા સ્ટૅમ્પની પદ્ધતિ કચરાપટ્ટીને સ્વાધીન કરવામાં આવી અને સરકારે પેલા નાના ક્ષુદ્ર શબ્દમાં જે વિચાર ગર્ભિત રહેલો હતો તેનો કાંઈ પણ પારિતોષિક આપ્યા વિનાજ મૂંગે મોઢે ઉપયોગ કરી બૅસેમરને વચન આપેલી જગ્યા આપવાના અખાડા કર્યા!

આમ થવાથી બૅસેમરની આર્થિક સ્થિતિ તો નજ સુધરી; પરંતુ એક ઉત્તમ સ્રી, એ એક તરુણ પુરુષની ઉત્તમોત્તમ મૂડી છે એમ જાણીને એકદમ તેણે લગ્ન કર્યું. પરિણામે બે ઉત્તમ મગજના એકત્ર વિચાર તેની સેવામાં હાજર થયા; અને તેમના અનેક વર્ષોના ચિંતન અને પ્રયોગનું પરિણામ પોલાદને સસ્તું બનાવવાની બૅસેમરની પદ્ધતિ શોધાવવામાં આવ્યું ! આ પદ્ધતિએ સમગ્ર જગતના લોઢાના ઉદ્યોગમાં વિપ્લવ કરી મૂકયો. તે પદ્ધતિ માત્ર એજ છે કે, કેટલાક ટન પિગ આયર્ન (એક જાતનું લોઢું) ના રસમાં અત્યંત ઉષ્ણુતા ઉત્પન્ન કરવાને માટે નીચેથી ઉષ્ણ હવા ઘુસાડી દેવી અને પછી પૂરતું લુકિંગ ગ્લાસ આયર્ન (પુષ્કળ કાર્બનવાળું કાચું લોઢું) તેમાં ઉમેરીને તે સઘળા જથાનું પોલાદ બનાવી દેવું. આથી પણ અધિક મુશ્કેલ અને ખર્ચવાળી પદ્ધતિઓ અજમાવી તેમાં નિષ્ફળ થયા પછીજ તેણે આ સરલ પદ્ધતિ શોધી કાઢી હતી.

"જે માણુસ ધીરજ રાખે છે તેને સર્વ વસ્તુઓ મળે છે."

સંપૂર્ણતા અને સાંગોપાંગતાનો અભાવ એ આ જમાનાની મોટી ખામી છે. પોતાના જીવનકાર્ય માટે તૈયારી કરવા પાછળ પૂરતો સમય રોકવાને કેટલાં થોડાં તરુણ સ્રીપુરુષો રાજી હોય છે! માત્ર થોડુંક શિક્ષણ મળ્યું-થોડુંક પુસ્તકોમાંનું પોપટિયા જ્ઞાન મળ્યું કે તરતજ તેઓ ધંધો કરવાને તૈયાર થઇ જાય છે.

"થોભી શકતો નથી" એ આ સદીનું પ્રધાન લક્ષણ છે અને એ શબ્દ પ્રત્યેક વસ્તુ પર લખાયેલા જણાય છે. વ્યાપાર, કેળવણી, સમાજ, ધર્મ એ સર્વની ઉપર એજ શબ્દો લખાયેલા છે. અમે હાઇસ્કૂલ યા પાઠશાળાના શિક્ષણને માટે થોભી શકતા નથી; છોકરો યુવક થવાને માટે થોભી શકતો નથી; તેમજ યુવક, માણુસ થવાને માટે થોભી શકતો નથી. શિક્ષણ અથવા કેળવણી સારા પ્રમાણમાં મેળવ્યા વિનાજ તરુણો ધંધામાં ઝંપલાવે છે અને ઉતાવળા ઉતાવળા દમ વિનાનું કામ કર્યા કરીને જીવનની અધવચમાંજ હારી જાય છે; તથા ઘણાખરા તો ચાળીસ વર્ષમાંજ વૃદ્ધ બની જઈને મરણ પામે છે. પ્રત્યેક માણુસ દોડાદોડમાં પડેલો હોય છે. ઈમારતો પણ એટલી ત્વરાથી બાંધવામાં આવે છે કે તે લાંબો સમય ટકી શકતી નથી અને પ્રત્યેક વસ્તુ બસ 'વેચવાને માટે'જ બનાવવામાં આવે છે. થોડા સમય પર અમેરિકાના એક વિશ્વવિદ્યાલયના એક પ્રૉફેસરને પશ્ચિમભાગની એક તરુણ સ્ત્રી તરફથી પત્ર મળ્યો હતો. તેમાં તેણે લખ્યું હતું કે "જો હું આપના વિશ્વવિદ્યાલયમાં આવું અને બાર પાઠ શીખું તો હું વક્તૃત્વનું શિક્ષણ આપી શકું કે નહિ ?" આજના આપણા તરુણો પણ એ સ્ત્રીની પેઠે કાંઇક કરવા માગે છે અને તે ત્વરાથીજ કરવા માગે છે. વિશાળ અને ઉંડા પાયા નાખવાને તેઓ રાજી નથી. તેમને તૈયાર બનાવનારી શાળા અને પાઠશાળામાં અનેક વર્ષો સુધી કંટાળાભરેલો અભ્યાસ કરવો પડે છે તેથી તેઓ નિરાશ બની જાય છે. કેમકે તેમને તો માત્ર ઉપરચોટિયુંજ જ્ઞાન જોઇએ છે.

પોપ કહે છે કે "થોડું–અધુરૂં જ્ઞાન એ ભયંકર વસ્તુ છે. કાં તો **જ્ઞાનામૃતનું પૂરતું પાન કરો નહિ તો તેને જરા પણ ચાખો નહિ.** નાના નાના ઘુંટડા મગજને ઉશ્કેરે છે અને પૂરતું પી લેવાથી આપણે શાન્ત બની જઇએ છીએ."

અજ્ઞાન પર ઢાંકપિછોડો કરવાની યુક્તિઓ અને "રખેને કોઇક ભૂલથી આપણું તકલાદીપણું ખુલ્લું થઇ જશે" એવો નિરંતર ડર, એ ખરેખર માણુસને દયાજનક સ્થિતિમાં લાવી મૂકે છે. આજે ટુંકા માર્ગો અને સંક્ષિપ્ત પ્રણાલીઓનો ભારે ખપ જાગ્યો છે. પરંતુ તમારી શક્તિનો ભંડાર વધારવામાં પુષ્કળ સમય રોકવો; એજ સફળતાનો માર્ગ ટુંકો કરવાનો ખરો ઉપાય છે. સૈન્ય જે સમયે કૂચ કરતું હોય તે સમયે કાંઇ તમે ઘાસચારો લેવાને થોભી શકતા નથી. જો તમે તેમ કરશો તો તમારા દુશ્મનો તમારા

પહેલાં નક્કી કરેલે સ્થળે પહોંચી જશે. સખ્ત પરિશ્રમ, ચોક્કસ લક્ષ્ય અને ખંત, એજ તમારા માર્ગને ટુંકો બનાવશે. માત્ર જૂજ તૈયારીના પાયાપર તમારી જીંદગીની ઈમારત ખડી કરશો નહિ.

તકનો લાભ લેવાને જો તમે તૈયાર રહેશો નહિ તો તક તમારો ઉપહાસજ કરશે. તમે જેટલા પ્રમાણમાં એક સારી તકનો ઉપયોગ કરવાની તમારી જાતને કેળવણી આપી હશે તેટલાજ પ્રમાણમાં તે તમને કિંમતી થઈ પડશે. વિચાર કર્યા વિના બોલવાની અને ઉપરચોટિયું કામ કરવાની ભયંકર ઝડપથી હમેશાં ચેતતા રહેજો. ઘણા તરુણો બોલવાની સરળતાને ઉંડો અભ્યાસ અને હસ્તકૌશલ્યને સખ્ત પરિશ્રમ ખોટી રીતે માની બેઠા છે!

ધીરજ એ કુદરતનો મૂળ મંત્ર છે. એક પુષ્પને સંપૂર્ણ બનાવવાને માટે કુદરત યુગોના યુગો સુધી કામ કરે છે; તો પછી તેના સૃજેલા પદાર્થો પૈકી ઉત્તમોત્તમ પદાર્થને માટે તે શું કાંઇ પણ નહિં કરે? યુગો અને લક્ષાવધિ વર્ષો તેના કાંઇ હિસાબમાં નથી. સંપૂર્ણ મનુષ્ય બનાવવાને માટે તે અસંખ્ય વર્ષો ખર્ચી નાખે છે.

જૉન્સન કહે છે કે, એક માણુસે એક પુસ્તક લખવાને માટે અર્ધું પુસ્તકાલય ઉથલાવી નાખવું જોઈએ. જ્યારે એક લેખિકાએ વર્ડઝવર્થને કહ્યું કે "મેં એક કાવ્ય પર ૭ કલાક ગાળ્યા છે" ત્યારે તેણે પ્રત્યુત્તર આપ્યો કે "મેં તે પર ૭ અઠવાડિયાં ગાળ્યાં હોત." રેવરંડ હૉલે પોતાના એક ગ્રંથ પર ત્રીસ વર્ષ ગાળ્યાં હતાં. ઓવન્સે "કૉમેન્ટરી ટુ ધી એપીસલ્સ ટુ ધી હિબ્રૂઝ" નામના ગ્રંથ પર વીસ વર્ષ પર્યંત કામ કર્યું હતું. મૂરે પોતાના એક સંગીત કાવ્યની કડી પર કેટલાંક અઠવાડીઆં ગાળ્યાં હતાં. તેની એ કડી એટલી સુંદર છે કે જાણે તે મહાબુદ્ધિમાન પુરુષના મગજમાંથી નીકળી હોય તેમ લાગે છે. કાર્લાઇલ અત્યંત ચોકસી કરીને લખતો હતો. જ્યાંસુધી તે પ્રત્યેક જાણીતા પ્રમાણભૂત ગ્રંથનું અવલોકન કરતો નહિ; ત્યાંસુધી તે પોતાના મહાન ઐતિહાસિક ગ્રંથનું એક પણ પાનું લખતો નહિ. આથી તેનું પ્રત્યેક વાક્ય ઘણા ગ્રંથોનો સાર અને મહાન પુસ્તકાલયોમાં ઘણા કલાકો સુધી અત્યંત પરિશ્રમપૂર્વક કરેલા અન્વેષણનું ફળ ગણાય છે. આજે "સાર્ટર રેઝાર્ટસ" પ્રત્યેક સ્થળે પ્રાપ્ત થાય છે. પ્રાયઃ કોઇ પણ બુકસેલરને ત્યાંથી તે તમને માત્ર થોડાજ પૈસામાં મળી શકે છે અને એની લક્ષાવધિ પ્રતો દુનિયામાં ફેલાયલી છે; પરંતુ ઇ.સ. ૧૮૫૧માં જ્યારે કાર્લાઇલ તેને લંડનમાં લાવ્યો ત્યારે ત્રણ આગેવાન પ્રકાશકોએ તિરસ્કાર-

પૂર્વક તેનો અનાદર કર્યો હતો. અંતે જેમ તેમ કરી તેણે તે લેખ "ફ્રેઝર્સ મૅગેઝિન" માં દાખલ કરાવ્યો. હેન્રી વૉર્ડ બીચરે એક ધાર્મિક પત્રના પ્રકાશક પર તેનું લવાજમ ભરવાને માટે અર્ધો ડઝન લેખો મોકલ્યા હતા; પરંતુ તે 'માનપૂર્વક પાછા' વાળવામાં આવ્યા હતા. 'આટલાંટિક મંથલિ'ના પ્રકાશકે કુમારી આલ્કૉટના લેખની હસ્તલિખિત પ્રત એવી સૂચના સાથે પાછી વાળી હતી કે "તમે શિક્ષિકાનાજ ધંધાને વળગી રહો તો વધારે સારૂં." એક આગેવાન ચોપાનિયાના અધિપતિએ ટેનીસનની પ્રથમ કવિતાઓનો ઉપહાસ કર્યો હતો અને એ તરુણ કવિને જરા પણ ઉત્તેજન આપ્યું ન હતું. ઇમર્સનના માત્ર એકજ ગ્રંથનું સારૂં વેચાણ થતું હતું. વૉશિંગ્ટન ઇર્વિંગ છેક સિત્તેર વર્ષની વયે પોતાના ગ્રંથોની ઉપજમાંથી પોતાના ઘરનો ખર્ચ નિભાવવાને શક્તિમાન થયો હતો.

છોકરાઓને અમુક ધંધામાં બાંધી લેવાની જૂની પદ્ધતિનો ત્યાગ કરવામાં આવ્યો છે એ કેટલીક રીતે અતિ નુકસાનકારક છે. આજે ઘણા થોડા છોકરાઓ કોઈ પણ ધંધો સારી પેઠે શીખે છે: જેવી રીતે એક વિદ્યાર્થી, કોઇ પણ વિષયનું તેણે કેટલું જ્ઞાન મેળવ્યું છે તે જાણવાનો લેશ પણ પ્રયત્ન કર્યા વિના માત્ર ચોકકસ પરીક્ષામાં પસાર થવાને માટેજ ગોખી મારે છે અને ચાલતાં ચાલતાં જે તેના જાણવામાં આવે તેટલુંજ તે લઇ શકે છે.

એક તરુણ કલાનો ઉત્તમોત્તમ આદર્શ ઉત્પન્ન કરવાને માટે માઇકલ ઍન્જેલોની સાથે બારવર્ષ પર્યંત રહીને શારીરશાસ્ત્રનો અભ્યાસ કરે તો તે કેવું સારૂં પરિણામ લાવી શકે તેનો વિચાર કરો; અથવા તો તે અશ્વના શરીરની રચના જાણવાને માટે ડૉ. વિન્સીની સાથે દશ વર્ષપર્યંત રહી ઘોડાના પૂતળાનો અભ્યાસ કરે તો તે કેવું ઉત્તમ પરિણામ લાવી શકે તેની કલ્પના કરો. ઉપર જણાવેલા સમયના પા ભાગ જેટલા સમયમાં ઘણા તરુણ કલાવિધાયકો, એકાદ એપોલો બૅલ્વિડિયર બનાવવાની આશા રાખી શકે. જ્યારે માઇકલ ઍન્જેલો 'સિસ્ટાઇન ચૅપલ' ચીતરતો હતો ત્યારે તે ખાવાનો, પોશાક પહેરવાનો કે પોશાક ઉતારવાનો પણ સમય લેતો ન હતો; પરંતુ જ્યારે ભૂખ લાગે ત્યારે કામ કરતાં કરતાં તે ખાઈ શકે એટલા માટે પોતાનો હાથ પહોંચે એટલે દૂર રોટલો મૂકી રાખતો અને પહેરેલાં કપડાંભેરજ ઉંઘી જતો!

એક શ્રીમંતે હાવર્ડ બર્નેટને કહ્યું કે "જરા તસ્દી લઇ મારી ચિત્રપોથીમાં ચિત્રો ગોઠવી આપશો?" બર્નેટે તેના કહેવા પ્રમાણે

કર્યું અને પોતાના મહેનતાણાના તેની પાસેથી એક હજાર ફ્રાંક માગ્યા. તે શ્રીમંતે વાંધો લીધો કે "તમારી માત્ર પાંચ મિનિટજ આ કાર્યમાં તો ગઈ છે! તેણે પ્રત્યુત્તર આપ્યો કે "પરંતુ એ કાર્ય પાંચ મિનિટમાં કેવી રીતે કરવું એ શીખતાં મારાં ત્રીસ વર્ષ ગયાં છે."

એક તરુણ ધર્માચાર્ય બોલ્યો કે "મેં પેલું વ્યાખ્યાન અર્ધા કલાકમાં તૈયાર કર્યું અને એકદમ તે લોકોને સંભળાવ્યું તથા તે વિષે કાંઈ પણ વિચાર કર્યો નહિ." આ સાંભળી એક વૃદ્ધ ધર્માચાર્યે કહ્યું કે "એ બાબતમાં તમારા શ્રોતાઓ પણ તમારી સાથે મળતા આવે છે. કારણ કે તેઓએ પણ તે વિષે કાંઇ વિચાર કર્યો નહિ!"

**આ સમયમાં એવા માણસોની જરૂર છે, કે જેઓ જગતની નિંદા વા સ્તુતિની કાંઈ પણ દરકાર રાખ્યા વિના કામ કરવાની અને ધીરજ રાખવાની હિંમત તથા શક્તિ ધરાવતા હોય.** એકાદ બૅન્ક્રૉફ્ટ કે જે "યુનાઇટેડ સ્ટેટસના ઇતિહાસ" પર વીસ વર્ષ ગાળી શકે એવા માણસની આ સમયમાં જરૂર છે. એકાદ નોહ વેબ્સ્ટર કે જે શબ્દકોષ પર છત્રીસ વર્ષો ગાળી શકે એવાની જગતને જરૂર છે. એકાદ ગિબન કે જે "રોમન સામ્રાજ્યનું અધઃપતન અને પડતી" પર વીસ વર્ષ પર્યંત પરિશ્રમ કરી શકે તેવાની આજે આવશ્યકતા છે. એકાદ મિરાબો કે જે એક સામ્રાજ્યને કંપાયમાન કરી શકે એવી મહાન્ સંચિત શક્તિ બતાવવાની પોતાને તક મળે તે પૂર્વે ચાલીસ વર્ષોપર્યંત પરિશ્રમ કરી શકે તેવાની આ જમાનાને જરૂર છે. એકાદ ફેરેગટ કે એકાદ વૉન મૉલ્ટકે કે જેઓએ પોતાની પ્રથમ મહાન તકને માટે અર્ધી સદી સુધી કામ કરવાનો અને ધૈર્ય ધરવાનો આગ્રહ ધરાવ્યો હોય તેવાની આજે જરૂર છે. એકાદ ગાર્ફીલ્ડ કે જે પોતાના વિદ્યાલયમાં એક પ્રતિસ્પર્ધી વિદ્યાર્થી કરતાં પંદર મિનિટ મોડે સુધી પોતાની બત્તી બાળી શકે તેવાની હમણાં આવશ્યકતા છે. એકાદ ગ્રાંટ કે જે સર્વત્ર પોતાના સેનાપતિ બંધુઓ અને રાજદ્વારીઓની નિંદાનો વરસાદ વર્ષતો હોય છતાં પણ બહાદુરીથી મૌન ધારણ કરી યુદ્ધો લડયે જાય તેવાની હાલમાં જરૂર છે. એકાદ ફીલ્ડ કે જે આખું જગત તેને મૂર્ખ ગણતું હોવા છતાં પણ અવિશ્રાંત પરિશ્રમથી તાર નાખવામાં વર્ષોનાં વર્ષો અને પુષ્કળ નાણું ખર્ચી નાખે તેવાની આજે જરૂર છે. એકાદ માઇકલ ઍન્જેલો કે જે રખેને પોતાની પીંછીને લોભનું કલંક લાગે એવા ભયથી કાંઇ પણ પૈસા લીધા વિના પોતાનાં અનુપમેય "સૃષ્ટિ" અને "અંતિમ નિર્ણય"નાં

ચિત્રો દ્વારા સિસ્ટાઇન ચૅપલને શણગારવા માટે સાત વર્ષ જેટલા લાંબા વખત સુધી કામ કરે તેવાની આજે જગતને આવશ્યકતા છે. એકાદ ટીટિયન કે જે પોતાના " અંતિમ વાળુ" નામના ચિત્ર પર સાત વર્ષપર્યંત કામ કરી શકે તેવાની હાલમાં જરૂર છે. એકાદ સ્ટિવન્સન કે જે આગગાડી ચલાવનાર યંત્ર પર પંદર વર્ષપર્યંત કામ કરી શકે તેવાની હમણાં જરૂર છે. એકાદ વૉટ કે જે કંડેન્સિંગ એન્જીન પર વીસ વર્ષ લગી કામ કરી શકે; એકાદ લેડી ફ્રેંક્લિન કે જે પોતાના સ્વામીને ધ્રુવની પાસેના સમુદ્રોમાંથી બચાવવાને બાર વર્ષના દીર્ઘકાળ પર્યંત અવિશ્રાંત કામ કરી શકે; એકાદ થર્લો વીડ કે જે ફ્રેંચ રાજ્યક્રાંતિનો ઇતિહાસ લેવાને જોડાને બદલે પોતાના પગપર ચીંથરાં વિંટીને બરફ પર બાર માઇલ સુધી ચાલ્યો જાય અને તેને સગડીના પ્રકાશ આગળ આતુરતાપૂર્વક વાંચે; એકાદ મિલ્ટન કે જે અંધ અવસ્થામાં 'પૅરેડાઇઝ લૉસ્ટ'ની રચના કરે અને પછી તેને માત્ર નામનીજ કિંમતે વેચી દે; એકાદ થૅકરે કે જે પોતાનો 'વૅનિટિ ફેર' નામનો ગ્રંથ એક ડઝન પ્રકાશકોની પાસેથી પાછો ફર્યા પછી પણ આનંદપૂર્વક કામ કરે; એકાદ બાલ્ઝાક કે જે એક નિર્જન કાતરિયામાં ઉદ્યોગ કરીને ધૈર્ય ધારણ કરે અને ગરીબાઇ, ઋણ તથા ભૂખની પીડાથી પણ નિરાશ તથા ભયભીત થાય નહિ; એવા એવા માણસોની જગતને જરૂર છે. જે માણસોકામ કરી શકે અને ધૈર્ય ધરી શકે તેમનીજ આ જમાનામાં આવશ્યક્તા છે.

ડૅનિયલ વેબ્સ્ટર નામના એક વકીલે એક વાર એક ગરીબ લુહારનો કેસ હાથમાં લીધો. આ કેસમાં તેને જે પ્રમાણભૂત ગ્રંથો અને પૂર્વવૃત્તાંતોની જરૂર હતી તે મેળવવાને માટે તેણે પોતાની નજીકના સર્વ ધારાશાસ્ત્રીઓનાં પુસ્તકાલયોમાં તપાસ કરી; પરંતુ સફળતા મળી નહિ. અંતે તેણે પોતાની ગાંઠના દશ પૌંડ ખરચીને જરૂરનાં પુસ્તકો મંગાવ્યાં. પરિણામે આ કેસમાં તેને વિજય મળ્યો; પણ તેનો અસીલ અત્યંત ગરીબ હોવાથી તેણે તેની પાસેથી માત્ર ત્રણ પૌંડ ફી લીધી! આ રીતે તેને પુસ્તક ખરીદવામાં "ગાંઠનાં ગોપીચંદન થયાં" એટલુંજ નહિ પરંતુ તેનો સમય પણ ગુમાયો. કેટલાંક વર્ષો પછી તે ન્યૂયૉર્ક નગરમાં થઇને જતો હતો તે સમયે સુપ્રીમ કૉર્ટમાં એક મહત્ત્વનો પણ ગુંચવણભરેલો કેસ ચાલતો હતો તેના સંબંધમાં આરોન બરે તેની સલાહ પૂછી. તે એક પળમાં સમજી ગયો કે, તે કેસ પેલા લુહારના કેસ જેવોજ

હતો; અર્થાત્ હક્ક સંબંધી એક ગુંચવણભરેલો પ્રશ્ન હતો, કે જેનું સ્પષ્ટીકરણ તેણે એવી સંપૂર્ણ રીતે કર્યું હતું કે હવે તેને તે કેસ માત્ર એક ગુણાકારના દાખલા જેટલોજ સરળ લાગતો હતો! તે સંબંધે તેણે એટલી સરળતાથી અને પૂર્વાપર સંબંધની એટલી સ્પષ્ટતાથી, બીજા ચાર્લ્સના સમય સુધીના ધારા અને પૂર્વદૃષ્ટાંતો ટાંકી બતાવ્યાં કે બરેએ બહુજ આશ્ચર્ય પામી તેને પૂછ્યું કે "આ કેસમાં પૂર્વે કદી આપની સલાહ લેવામાં આવી છે?" તેણે પ્રત્યુત્તર આપ્યો: "જરા પણ નહિ, મેં આજ દિન સુધી તમારા કેસની વાત સરખીયે સાંભળી નથી." બરે કહ્યું: "ત્યારે તો ઠીક; આગળ ચાલો." જ્યારે તે પોતાની સલાહ સંપૂર્ણ રીતે આપી રહ્યો ત્યારે તેને એટલી ફી મળી કે જેથી તેણે પોતાના પ્રથમ અસીલને માટે જેટલો સમય અને પરિશ્રમ લીધો હતો તે સર્વનો અનેકગણો બદલો વળી રહ્યો!

આલ્બર્ટ બિયરસ્ટૅટે પહેલવહેલાં ઈ. સ. ૧૮૫૯ ની સાલમાં માણસોની એક ટોળી સાથે રૉકી પર્વતોનું ઉલ્લંઘન કર્યું હતું. આ સમયે તેણે પોતાનાં પાશ્ચાત્ય દૃશ્યોનાં ચિત્રો કે જેને લીધે તે પ્રસિદ્ધ થયો છે તેને માટે સ્કેચ ચીતર્યાં હતા. તે પાયકના શિખર પર ચઢયો ત્યારે જ્યાં સુધી દૃષ્ટિ પહોંચે ત્યાં સુધી મેદાનમાં ભેંસોનાં મોટાં મોટાં ટોળાં પથરાયેલાં દૃષ્ટિગોચર થયાં; જેથી તેને અદ્ભુત આનંદ થયો. તેને ખ્યાલ આવ્યો કે, જ્યારે સંસ્કૃતિ આ સ્થળે પણ પોતાની પ્રગતિ કરશે ત્યારે આ મેદાનમાં કેવો ફેરફાર થશે! આ ખ્યાલ તેના મગજમાં ઘૂમતોજ રહ્યો અને અંતે ૧૮૯૦ માં 'ભેંસોમાંની છેલ્લી' એ નામના ચિત્રરૂપે એ ખ્યાલ પરિણામ પામ્યો. આ મહાન ચિત્રને સંપૂર્ણ બનાવવાને માટે તેણે વીસ વર્ષ ગાળ્યાં હતાં.

ટકી રહે-સમયની કસોટીમાં ઉભી રહે-એવી પ્રત્યેક વસ્તુનો પાયો ઉંડો અને મજબૂતજ બનાવવો જોઇએ. રોમ નગરમાં ઘણી વાર ઇમારતનો પાયો બાંધવામાં સૌથી વિશેષ ખર્ચ કરવામાં આવે છે. આપણે પણ પ્રત્યેક શુભ કાર્યનો પાયો આવી રીતે ઉંડોજ નાખવો જોઇએ.

બંકર હિલના સ્મરણસ્તંભનો પાયો જમીનમાં પચાસ ફીટ ઉંડો નાખવામાં આવ્યો છે. એ ઐતિહાસિક સ્તંભની આસપાસ ફરનારા લોકો જો કે એ પાયાને જોઇ શકતા નથી; પરંતુ બહારથી વ્યર્થ જેવા જણાતા આ પાયાને લીધેજ તે સ્તંભ સઘળાં તોફાનો-

ની સામે અડગ ઉભો રહેવાને શક્તિમાન થયો છે. **પ્રત્યેક સફળ જીવનનો મોટો ભાગ પાયો નાખવામાંજ જાય છે. અર્થાત્** સફળતા એ પરિશ્રમ અને ખંતનુંજ ફળ છે.

હૅવલોક ૨૮ વર્ષની વયે સૈન્યમાં દાખલ થયો હતો અને યોગ્ય તક મેળવવાને માટે તેણે બત્રીસ વર્ષપર્યંત કામ કર્યું હતું તથા ધૈર્ય ધારણ કર્યું હતું. પોતાનામાં કેટલી શક્તિ છે તે એ સારી પેઠે જાણતો હતો અને દારૂડિયા તથા મૂર્ખ લોકોને પોતાના ઉપરી તરીકે નીમાતા જોઇને તેના ક્રોધનો પાર રહેતો નહિ; પરંતુ આ સઘળાં વર્ષો દરમિયાન તે લખનૌ તરફ પેલી અદ્દભુત કૂચ કરવાને પોતાની જાતને લાયક બનાવી રહ્યો હતો.

ઘણાં વર્ષો પર્યંત પરિશ્રમ કરવાથી તથા એક હજાર ગ્રંથો વાંચવાથી જ્યૉર્જ ઇલિયટને "ડૅનિયલ ડેરોન્ડા"ને માટે દશ હજાર પૌંડ મેળવવાની યોગ્યતા પ્રાપ્ત થઇ હતી. અસામાન્ય લેખકો કેવી રીતે પ્રસિદ્ધ થયા છે? વર્ષોનાં વર્ષો સુધી કાંઇ પણ લવાજમ લીધા વિના લખવાથી; માત્ર અનુભવ મેળવવાને માટે સેંકડો પાનાં મફત લખવાથી; અર્ધું જીવન ગુલામની પેઠે સાહિત્યનાં કામ કરવામાં ગાળવાથી.

'ધી એન્જેલસ' નામના ગ્રંથ પર ઘણાં વર્ષો સુધી કંટાળાભરેલું કામ કરવાથી અને ધૈર્ય ધારણ કરવાથી તેના પચીસ હજાર પૌંડ ઉપજ્યા હતા. મિલેટના પ્રથમ પ્રયત્નો સર્વથા નિષ્ફળ નીવડ્યા હતા; પરંતુ તેના પાછલા પ્રયત્નો ભંડારના ભંડાર ખેંચી લાવતા હતા. શીલરને પોતાનું કામ પૂરૂં થશે કે નહિ એમ હમેશાં લાગ્યા કરતું હતું. ડાંટે પોતાનો 'ડિવાઇન કૉમેડી' નામનો ગ્રંથ લખતાં અત્યંત સુકાઈ ગયો હતો. **કામ કરવાથી અને ધૈર્ય ધરવાથીજ સંપૂર્ણતા પ્રાપ્ત થાય છે.**

બિચર કહે છે કે "જે દ્વારા કર્તાને અમર કીર્તિ મળી હોય એવો કોઈપણ અગાધ પાંડિત્યવાળો ગ્રંથ, સાહિત્યવાળો ગ્રંથ કે કલાનો આદર્શ મારા જાણવામાં આવ્યો નથી; કે જેને બનાવવા માટે દીર્ઘકાળ પર્યંત ધીરજથી કામ કરવામાં આવ્યું ન હોય."

સહનશક્તિ એ ગમે તે બહાદૂરીના કાર્ય કરતાં પણ ચારિત્ર્યની વધારે સારી કસોટી છે.

પિયાનો વગાડનાર થૅલ્બર્ગ કહેતો કે, જ્યાંસુધી હું લગભગ પંદરસો વાર ખાનગી રીતે વગાડતો નહિ ત્યાંસુધી હું કદી પણ મારૂં એક પણ ગાયન જાહેરમાં મૂકતો નહિ. પોતે મહાબુદ્ધિશાળી

છે એમ તે જરા પણ માનતો નહિ. તે કહેતો કે, એ સર્વ માત્ર સખ્ત પરિશ્રમનોજ પ્રશ્ન છે. આવા ઉદ્યોગી અને ખંતી માણસે જે કાર્ય કર્યું છે તે જોઇને બુદ્ધિ ધરાવવાનો દાવો કરનારા ઘણા માણસો લજ્જિત થાય તેમ છે.

એડમંડ કીન 'લફંગા ગૃહસ્થ'નો પાર્ટ અતિ ઉત્તમ રીતે ભજવતો હતો; પરંતુ તેણે દોઢ વર્ષ સુધી હમેશાં પોતાની સામે દર્પણ રાખીને અભિનયનો અભ્યાસ કર્યો ત્યાર પછીજ જાહેરમાં પોતાનો પાર્ટ ભજવી બતાવ્યો હતો. જ્યારે તેણે રંગભૂમિ પર દેખાવ દીધો ત્યારે બાયરન પણ મૂરની સાથે નાટકશાળામાં ગયો હતો. એને જોઇને બાયરન બોલ્યો કે "આવો ભયંકર અને કર્કશ ચહેરો મેં કદી પણ જોયો નથી." તે મહાન નટ પાપનાં ભયંકર દૃશ્યો આબેહૂબ બતાવવા લાગ્યો ત્યારે બાયરન બેશુદ્ધ થઇ ગયો!

એક શ્રીમંત શરાફ કે જેણે એક પણ ડૉલર વિના પોતાની કારકીર્દિની શરૂઆત કરી હતી તેણે જણાવ્યું કે "ઘણાં વર્ષો સુધી સૂર્યોદય થતાંજ હું મારા ધંધા પર વળગી પડતો હતો અને ઘણી વાર પંદર કે અઢાર કલાક પર્યંત કામ કર્યા વિના તેને છોડતો નહિ."

"ફેસ્ટિના લેન્ટ" (ધીમેથી ઉતાવળ કરો) એ એક સુંદર લૅટિન સૂત્ર છે. ધૈર્ય શેતૂરના પાંદડાનું રેશમ બનાવી દે છે. પ્રચંડ ઓકવૃક્ષ અનેક શતાબ્દિઓ પર્યંત તોફાનની સામે ટકી રહેવાને માટે ખડકમાં મૂળ નાખતી વખત મહિનાના મહિના અને વર્ષોનાં વર્ષો સુધી બાહ્ય વિકાસ પ્રાપ્ત કરી શકતું નથી. મૉના લિસાના મસ્તકનું ચિત્ર કે જે સંભવતઃ જગતનું સૌથી સુંદર ચિત્ર છે તેને આલેખતાં ડૉ. વિન્સિને ચાર વર્ષ લાગ્યાં હતાં; પરંતુ તેમાં તેણે ચિરંજીવ કલાકૌશલ્ય મૂકયું છે.

કૅપ્ટન બિંગહામે કહ્યું હતું કે "જર્મન સૈન્ય એ કેવું અદ્ભુત યંત્ર છે અને યુદ્ધને માટે તેને કેવા ઉત્તમ પ્રકારે સજ્જ કરવામાં આવે છે તેની તમને કલ્પના પણ આવી શકે નહિ. એક એવો નકશો તૈયાર કરવામાં આવે છે, કે જે ભિન્ન ભિન્ન પ્રજાઓની સાથે યુદ્ધ કરતી વખત શું કરવું તે બતાવે છે; અને આ યોજનામાં પ્રથમથીજ પ્રત્યેક અમલદારનું સ્થાન નિશ્ચિત કરવામાં આવે છે. જે ક્ષણે લડાઇ જાહેર કરવામાં આવે છે તે સમયે આગગાડીઓનાં સઘળાં આગલાં ટાઇમટેબલો રદ કરી નવું ટાઇમટેબલ અમલમાં મૂકવામાં આવે છે અને તેની વ્યવસ્થા એવી હોય છે કે, અહીંનો સેનાપતિ એક પળમાં કોઇ પણ અમલદાર પર તાર

કરીને તેને અમુક ટ્રેનમાં અમુક સ્થળે જવા આજ્ઞા કરી શકે છે. જ્યારે પ્રશિયા અને ફ્રાન્સ વચ્ચેની લડાઇ જાહેર થઇ ત્યારે વૉન મૅાટકેને અર્ધી રાત્રે જાગ્રત કરીને એ વાત કહેવામાં આવી. જે અમલદારે તેને જગાડયો હતો તેને તેણે શાંતિપૂર્વક કહ્યું: "જાઓ, મારી તીજોરીનું...નંબરનું ખાનું ઉઘાડો; તેમાં એક કાગળ છે તે લો અને તેમાં જે સૂચનાઓ લખેલી છે તે પ્રમાણે રાજ્યની જુદી જુદી સેનાઓ પર તાર કરી દો." ત્યાર પછી તે પાસું ફેરવીને સૂઇ ગયો અને પ્રાતઃકાળમાં હમેશના રિવાજ પ્રમાણેજ ઉઠયો. બર્લિનનો બીજો પ્રત્યેક માણસ યુદ્ધને લીધે ઉશ્કેરાઇ ગયો હતો; પરંતુ વૉન મૅાટકે પોતાના સદાના નિયમ પ્રમાણે ફરવા ગયો. રસ્તામાં તેને એક મિત્ર મળ્યો તે તેના પ્રત્યે બોલ્યો કે "સરદાર સાહેબ! આપ તો કાંઇ ઘણાજ નિશ્ચિંત જણાઓ છો! શું તમને હાલના મામલાથી ચિંતા થતી નથી? હું ધારૂં છું કે આપ તો કામમાં રોકાયલા હશો!" વૉન મૅાટકેએ પ્રત્યુત્તર આપ્યો કે "મારૂં હાલનું સઘળું કામ લાંબા સમય પહેલાંથી થઇ ચૂકયું છે અને હમણાં જે કરી શકાય તે પણ કરી દીધું છે."

જે કાર્ય સારી રીતે કરવામાં આવે છે તેજ શીઘ્ર થાય છે. અને જે ફળ જલદી પાકે છે તે શીઘ્ર સડી જાય છે. જેને ફળનો ઉપભોગ કરવો હોય તેણે પુષ્પોને એકત્ર કરવાની કાંઈ પણ જરૂર નથી. જે સ્વામી બનવાને ઉતાવળ કરે છે તે ગુલામ બની જવાનો સંભવ વધારે છે. પોતાને બુદ્ધિમાન ધારીને આળસુ બનો તેના કરતાં તમારી જાતને મૂર્ખ ધારીને કામ કરો એ વધારે સારૂં છે. પાઠશાળામાં પાંચ છ વર્ષ સુધી અપૂર્ણ જ્ઞાન મેળવો તેના કરતાં એક વર્ષ સુધી સારી રીતે ચિંતન કરો એ વધારે સારૂં છે. સાધારણ વિદ્યાર્થી બિચારો એમજ ધારે છે કે, હું ગ્રૅજ્યુએટ થયો એટલે આખી દુનિયાને આંજી નાખીશ; પરંતુ ગ્રૅજ્યુએટ થયા પછી દુનિયા તેને કોણ જાણે પોતાના ક્યા ખૂણામાં સમાવી દે છે કે તેનો પત્તોજ લાગતો નથી! દરેક વિચાર ઉતાવળથી નહિ પણ ધીરજથીજ કરવો જોઇએ. માણસને જંગલમાં પેટ ઘસડીને ચાલવા માટે નહિ પણ પોતાની માનસિક અને નૈતિક શક્તિઓનો વિકાસ કરવા માટેજ બનાવેલો હોવાથી શિક્ષણની અવશ્ય જરૂર છે; અને માત્ર તેની સહાયથીજ તે ખરો-સંપૂર્ણ મનુષ્ય બનશે. અજ્ઞાનનો અર્થ માત્ર જ્ઞાનનો અભાવજ નથી પણ વિપરીત જ્ઞાન એવો પણ એનો અર્થ છે. બલ્વર કહે છે

કે "જ્ઞાનમાં એકદમ આગળ વધવું એ પાપમાંથી એકદમ પાછળ હઠવા સમાન છે; અને પાપમાંથી એક પગલું પાછળ હઠવું એ સ્વર્ગની નિકટ જવા સમાન છે."

બલ્વર કહે છે કે "પ્રેકઝાઇટેલિસની કામદેવની મૂર્તિની આંખ પર જો આડું કપડું ધરવામાં આવે તો તે પૂતળાનો ચહેરો ગંભીર અને ઉદાસ જણાય છે; પરંતુ જ્યાં તે કપડું ખસેડી નાખવામાં આવે છે કે તરતજ સુંદર હાસ્યની છટા તેના મુખારવિંદ પર પ્રસરી રહે છે. આજ પ્રકારે મનઃચક્ષુ પરથી અજ્ઞાનનો પડદો દૂર કરવામાં આવે કે તરતજ મનુષ્યના અંતઃકરણમાં સુખની ઉજ્જવલ જ્યોતિ ઝગઝગી ઉઠે છે."

એક તરુણ પુરુષ થોડાજ વખત પર ગ્રેજ્યુએટ બન્યો હતો. તે ટ્રિનીટી કૉલેજના પ્રમુખની પાસે ગયો અને બોલ્યો કે "સાહેબ! મારૂં શિક્ષણ પૂરૂં થયું છે અને હું આપને પ્રણામ કરવાને આવ્યો છું." આ સાંભળી પ્રમુખ બોલ્યો કે "સાચું કહો છો? મેં તો મારૂં શિક્ષણ હજુ હમણાંજ શરૂ કર્યું છે!"

અતિ સાધારણ એવા ઘણા છોકરાઓ અસાધારણ પુરુષ બન્યા છે; પરંતુ **જેમને અસાધારણ કાર્યો કરવાની ઇચ્છા હોય તેમણે બચપણમાંથી તેનો પાયો નાખવા માંડવો જોઇએ.** એક ગામડિયા, જંગલી અને જડભરત છોકરામાં પણ જો સારૂં સત્ત્વ હોય અને તેની આદતો દૃઢ થઇ ગયા પૂર્વે જો તે એકાદ કુશળ શિક્ષકના હાથ નીચે આવે તો શિક્ષણ, તેની પાસે પણ અદ્ભુત કામો કરાવી શકે એમ છે. છેલ્લી સિવિલ વૉરમાં સૌથી વિશેષ અશિક્ષિત અને જંગલીમાં જંગલી માણસોને માત્ર થોડાં અઠવાડિયાં અથવા થોડા મહિના કવાયત શીખવવાથી તેઓ એવા શિક્ષિત, બહાદૂર અને નમ્ર યોદ્ધાઓ બની ગયા કે તેમના મિત્રો પણ ભાગ્યેજ તેમને ઓળખી શક્યા. પુખ્ત ઉંમરે પહોંચેલા તરુણમાં શિક્ષણથી આટલો બધો ફેરફાર થઇ જાય છે તો બાળકને નાનપણમાંથી લઇને નિયમપૂર્વક શારીરિક, માનસિક અને નૈતિક ઉમદા શિક્ષણ આપવામાં આવે તો તે કેવાં ચમત્કારિક કાર્યો કરી શકે?

જે માણસો આજે કારાગૃહમાં સડે છે; અનાથાશ્રમમાં કે અશક્તાશ્રમમાં જીવન વ્યતીત કરે છે; અથવા ભામટાઓની સાથે રખડે છે કે શહેરના હલકા લત્તાઓમાં પોતાનું કંગાલ જીવન પૂરૂં કરે છે; જેઓ જંગલી, કમ્મરેથી વાંકા વળી ગયેલા, ભૂખથી પીડિત અને કંગાલ દશામાં પોતાના દિવસો જેમ તેમ કરીને ગાળે છે; તે

પૈકી ઘણા માણસોના ચીંથરેહાલ પોશાક નીચે એવી શકિતઓ છુપાઈ રહેલી હોય છે કે જો તેઓ પોતાની બાલ્યાવસ્થામાં નિયમબદ્ધ અને ઉત્તમ શિક્ષણ મેળવવાને ભાગ્યાળી થયા હોત તો તેઓ ઉત્કૃષ્ટ મનુષ્યો નીવડયા હોત અને માનવજાતિને અંગારરૂપ થવાને બદલે અલંકારરૂપ થઇ રહ્યા હોત.

આળસનાં તંતુઓ પ્રથમ કરોળિયાની જાળના તંતુઓ જેવાં નિર્બળ હોય છે: પરંતુ પાછળથી તે વજ્રમય બની જાય છે. **મનુષ્યની પાસે જેમ વિશેષ કામ હોય છે તેમ તે વિશેષ કાર્યસિદ્ધિ કરી શકે છે; કારણ કે તેથી તે સમયની કરકસર કરતાં શીખે છે.**

એક શાણો પંડિત જણાવે છે કે, દ્રવ્ય પ્રાપ્ત કરવામાં જે ઉદ્યોગ કરવો પડે છે; જે ધૈર્ય ધારણ કરવું પડે છે; જે આત્મસંયમ કરવો પડે છે; જે કિંમત આંકવાની શક્તિ આવે છે; અન્ય પરિશ્રમ કરનારા માણસો પ્રત્યે જે સહાનુભૂતિ ઉત્પન્ન થાય છે; સાધારણ માણસને આઠ આના રળતાં પણ કેટલી મહેનત પડે છે તેનું તેને જે જ્ઞાન થાય છે; તે સર્વ તેને દ્રવ્યને જાળવી રાખવાને માટે ઉત્તેજિત કરે છે. પરંતુ જે તરુણ ખેડુત ખેતીને ધિક્કારે છે; વાવેતર કરવું અને લણવું જેને પસંદ પડતું નથી; પોતાની જન્મભૂમિમાં થોડી પરંતુ સુરક્ષિત મિલ્કત પ્રાપ્ત કરવાની ધીમી અને શાન્ત રીત જેને ગાળવી નથી; અને જે કુબેરનો ભંડાર લૂંટી એકદમ શ્રીમંત બની જવાની આશાથી શહેરમાં આવે છે; તેના સંકટનો તો પારજ રહેતો નથી.

ઍડિસને પોતાના ફોનોગ્રાફમાંથી પૂર્ણ ઉચ્ચાર કાઢવા માટે પોતે જે ભગીરથ પ્રયત્ન કર્યો હતો તેનું વર્ણન કરતાં જણાવે છે કે "છેલ્લા સાત મહિના થયાં પ્રતિદિન અઢારથી વીસ કલાક સુધી આ એકલા 'સ્પેશિયા' શબ્દ પર હું કામ કરૂં છું. હું ફોનોગ્રાફમાં 'સ્પેશિયા' 'સ્પેશિયા' કહેતો હતો; પરંતુ તે 'પેશિયા' 'પેશિયા' બોલતું હતું. આ કામ એક માણસને દિવાનો બનાવી દેવાને પૂરતું હતું; પણ હું તો દૃઢ રહ્યો અને હવે મને વિજય મળ્યો છે."

**અનેક વર્ષો સુધી આત્મત્યાગ અને સખત પરિશ્રમ કરવાથીજ કીર્તિનો માર્ગ બંધાય છે.**

મૅસેચુસેટ્સમાં 'સર્વસાધારણ શાળા પદ્ધતિ' દાખલ કરનાર મહાપુરુષ હૉરેસ મૅન પરિશ્રમ અને ધૈર્યનું જ્વલંત ઉદાહરણ છે.

ગરીબાઇ અને સખત મહેનત એજ માત્ર તેનો વારસો હતો; પરંતુ તે અખૂટ જ્ઞાનપિપાસા અને જગતમાં આગળ વધવાનો દૃઢ નિશ્ચય ધરાવતો હતો. જે પુસ્તકોને માટે તેનો આત્મા તલસતો હતો તે ખરીદવા માટે પૈસા મેળવવાને તેણે સાદડી ગુંથવાનું કામ કર્યું હતું.

જૉનાસ ચિકરિંગ પિયાનો બનાવતાં શીખવાને માટે ગમે તેવાં સંકટો સહન કરવામાં આઘુંપાછું જોતો નહિ. બીજા માણસો જ્યારે પગારને માટે કામ કરતા હતા ત્યારે તે કીર્તિ અને લાખો રૂપિયા મેળવવાને માટે કામ કરતો હતો. ચોક્કસતા અને જ્ઞાનની આગળ સમય અને પરિશ્રમને તે 'કુછ બિસાત'માં સમજતો નહિ. તે કામ કરીને ધૈર્ય ધારણ કરી શકતો હતો અને જે કામ કરવું તે ઉત્તમ કરવું; એ તેનું લક્ષ્ય હતું. કામ વધારે કરવું એવો તેનો ઉદ્દેશ ન હતો. આજના પિયાના અને પચાસ વર્ષ પૂર્વના પિયાનાની જ્યારે તુલના કરવામાં આવે છે ત્યારે આગલા જમાનાના પિયાના બહુ કંગાલ જણાય છે. ચિકરિંગે એક એવો પિયાનો બનાવવાનો નિશ્ચય કર્યો કે જે સંપૂર્ણમાં સંપૂર્ણ અને ઉત્તમોત્તમ સૂર કાઢે અને જેથી વગાડનારને ઓછામાં ઓછો પરિશ્રમ પડે; તથા જે વાતાવરણના ફેરફારની સામે ટકી રહીને સૂરની શુદ્ધતા જાળવી રાખે. આ કાર્યમાં જ્યાં સુધી તેને સફળતા મળી નહિ ત્યાં સુધી તેણે ધૈર્ય અને આગ્રહપૂર્વક પ્રયત્ન જારી રાખ્યો.

કાર્લાઈલ કહે છે કે "ભલે પૃથ્વીના સઘળા માણસો કરતાં તારી સ્થિતિ અત્યંત દયાજનક હોય તોપણ તારૂં જીવન એ કાંઈ મિથ્યા સ્વપ્ન નથી પરંતુ ગંભીર સત્ય છે. એ તારૂં પોતાનું જીવન છે. એનાથીજ તારે ચિરકાળ પર્યંત સંતોષ પામવાનો છે; માટે એક નક્ષત્રની પેઠે ઉતાવળ કર્યા વિના તેમજ વિલંબ કર્યા વિના કામ કર્યે જા."

ગ્લૅડસ્ટનને સફળતા પ્રાપ્ત થાય તેમાં આશ્ચર્ય નથી. તેને એવી અદ્ભુત નૈસર્ગિક શક્તિઓ પ્રાપ્ત થઈ હતી કે ઘણા તરુણ પુરુષોએ તેને પૂરતી માનીને કાંઈ પણ વિશેષ પ્રયત્ન કર્યો ન હોત. આ વાત તે જાણતો હતો; છતાં પણ તેણે પોતાના જીવનકાર્યને માટે તૈયારી કરવામાં ઘણાં વર્ષો વ્યતીત કર્યાં હતાં; અને પાર્લામેંટમાં જગ્યા મેળવવાનો તેને લોભ હતો તે પરિતૃપ્ત થયો તોપણ તેણે તેથી સંતુષ્ટ ન થતાં સૌના નેતા થવાનો પ્રયત્ન કરવા માંડયો. તેનાં સર્વ સાર્વજનિક અને અંગત કામોની વચ્ચે તે કાયદાનો અભ્યાસ ખંતપૂર્વક કરતો હતો એટલુંજ નહિ પરંતુ તે હમેશાં

ગ્રીક ભાષાનો અભ્યાસ કરતો હતો અને તેને મળી શકે એવા પ્રત્યેક ઉત્તમ ગ્રંથ તથા લેખનું પરિશીલન કરવાને તે કદી પણ ચૂકતો નહિ. તેણે પોતાની સર્વ શક્તિઓનો બની શકે તેટલો સંપૂર્ણમાં સંપૂર્ણ વિકાસ કરવાનો અને વિશાળ તથા ઉચ્ચ જ્ઞાન મેળવવાનો દઢ નિશ્ચય કર્યો હતો.

સમ્રાટ પહેલો વિલિયમ કાંઇ મહાબુદ્ધિમાન પુરુષ ન હતો, પરંતુ અવિશ્રાંત પરિશ્રમ એ તેના સામર્થ્યની કુંચી હતી. તેનો એક મિત્ર તેના સંબંધમાં જણાવે છે કે "રાત્રે હું ગમે તેટલો મોડો બર્લિનના રાજમહેલ આગળથી જતો તોપણ હમેશાં તે ભવ્ય રાજમૂર્તિ લીલી બત્તીની પાસે ઉભેલીજ દેખાતી. આ દશ્ય જોઇ હું મારા મનમાં બોલતો કે, ભાઇ! આજ ગુણથી તને જર્મનીનો રાજમુકુટ પ્રાપ્ત થયો છે."

ઓલ બુલે કહ્યું હતું કે "જો હું એક દિવસ કામ કરૂં તો તેનું પરિણામ હું જોઇ શકું છું; જો હું બે દિવસ કામ કરૂં તો મારા મિત્રો પણ તે જોઇ શકે છે; અને હું ત્રણ દિવસ કામ કરૂં તો આખી દુનિયા પણ તેને જોઇ શકે છે."

જ્ઞાનનો અંશ ગમે તેટલો ક્ષુલ્લક જણાતો હોય તોપણ તેને હાથ કરી લઈ, પ્રત્યેક તક-પ્રત્યેક પ્રસંગને ગ્રહણ કરી લઇ તેનો કાર્યમાં વિનિયોગ કરવાના સ્વભાવની જેટલી પ્રશંસા કરીએ તેટલી ઓછી છે. આ સર્વ વસ્તુઓ ઉપયોગી છે એમ તમને પ્રતીત થયા વિના રહેશે નહિ. વેબ્સ્ટરે એક વાર એક કહેવત કહી પોતાના શ્રોતાઓના મન પર ઉંડી છાપ પાડી હતી. આ કહેવત તેણે ચૌદ વર્ષ પહેલાં સાંભળી હતી અને તે દરમિયાન તેણે કદી પણ તેનો વિચાર સુદ્ધાંયે કર્યો ન હતો. તે કહેવત ઉક્ત પ્રસંગને બરાબર બંધબેસતી આવી હતી. તેનો ભાવાર્થ એ છે કે "કોઇ પણ પથ્થરનો અનાદર કરે તે કડિયો સારો ન કહેવાય."

વેબ્સ્ટરને એક વાર એક મહત્ત્વના વિષય પર બોલવાનું કહેવામાં આવ્યું; પરંતુ તેણે એમ કહીને ના પાડી કે, મારા પર હાલ કામનો બોજો ઘણો છે અને એ વિષય મારાથી તૈયાર થઇ શકે એમ નથી. આ સાંભળીને તેના મિત્રે કહ્યું કે "પરંતુ તમારા મુખમાંથી બહાર પડેલા થોડા થોડા શબ્દો પણ એ બાબત તરફ લોકોનું ધ્યાન ખેંચવામાં ઘણી સહાય કરશે." વેબ્સ્ટરે પ્રત્યુત્તર આપ્યો: "મારા શબ્દો જો ઘણા વજનદાર હોય તો તેનું કારણ એ છે કે, જ્યાં સુધી મારૂં મગજ, બોલવાના વિષયમાં ઓતપ્રોત થઇ જાય નહિ ત્યાં

સુધી હું કોઇ પણ વિષય પર બોલવાની છૂટ લેતો નથી." એક પ્રસંગે હાવર્ડની ફી બેટા કાપા સોસાયટીએ વેબ્સ્ટરને એક ગ્રંથ ભેટ કર્યો ત્યારે તેણે એક ઉત્તમ ભાષણ કર્યું હતું; પરંતુ તેના ગયા પછી તેનું એ "તાત્કાલિક"(!) ભાષણ સંભાળપૂર્વક લખેલું, તેના પુસ્તકમાંથી જડી આવ્યું હતું કે જે પુસ્તક ત્યાંથી તે સાથે લેવાનું ભૂલી ગયો હતો.

ડેમૉસ્થિનિસને એક વાર એક મહાન અને આકસ્મિક પ્રસંગે બોલવાનું કહેવામાં આવ્યું ત્યારે તેણે પ્રત્યુત્તર આપ્યો કે "મેં તૈયારી કરી નથી." તે પૂર્ણ તૈયારી કર્યા સિવાય કોઇ પણ વિષય પર બોલવાની છૂટ લેતો નહિ તે ઉપરથી ઘણા લોકો ભૂલથી એમ ધારતા હતા કે, ડિમૉસ્થિનિસમાં બુદ્ધિનો છાંટો પણ નથી. કારણ કે એમ કહેવાય છે કે, કોઇ પણ સભા અથવા મંડળમાં તેને બોલવાનું કહેવામાં આવતું ત્યારે તે અગાઉથી તૈયારી કર્યા સિવાય બે શબ્દો પણ કહેવાને કદી ઉઠતો નહિ.

ઍલેકઝાન્ડર હૅમિલ્ટન કહેતો કે "લોકો મને બુદ્ધિમાન કહીને માન આપે છે; પરંતુ મારી સઘળી બુદ્ધિ આમાં રહેલી છે કે, જ્યારે મારા હાથમાં કોઈ વિષય હોય છે ત્યારે હું તેનો ઉંડો અભ્યાસ કરૂં છું; રાત્રિદિવસ તે મારા વિચારમાં રહે છે; હું તેનાં સર્વ અંગોની તપાસ કરૂં છું અને મારૂં મગજ તેમાં ઓતપ્રોત થઇ જાય છે. એ પછી એ વિષે હું જે કાંઇ બોલું છું અથવા પ્રયત્ન કરૂં છું તેને લોકો ભૂલથી બુદ્ધિનું ફળ કહેવાની મહેરબાની કરે છે; પરંતુ વાસ્તવમાં તો એ પરિશ્રમનું અને વિચારનુંજ પરિણામ હોય છે." આ પ્રમાણે પરિશ્રમનો કાયદો સાધારણ માણસને તેમજ બુદ્ધિમાન માણસોને એકસરખોજ લાગુ પડે છે.

શું પરિણામો એટલાં બધાં દૂર હોય છે કે જેથી તમારી તૈયારી નકામી જાય? નજ જાય. છતાં એવું માની લઇને તમે તૈયારી કરવાનું મુલતવી રાખો છો અથવા માંડી વાળો છો એ કેટલી મોટી ભુલ છે! ચોમાસામાં વાવેતર ન કરતાં ખેડુત તેને ઉનાળા સુધી મુલતવી રાખે તો તેનું પરિણામ શું આવે? આરોગ્ય ભોગવવાની ઇચ્છા રાખનાર માણસ પોતાના શરીરમાં રોગનાં બીજ વાવે અને પછી પોતાની ઇચ્છામાં આવે ત્યારે તેની અસરમાંથી મુક્ત થઇ રોગને હાંકી કાઢવાની આશા રાખે; તો તેની એ આશા કેટલે દરજ્જે સફળ થશે તેનો વિચાર કરો. મહાન શસ્ત્રવૈદ્ય નેલાટન કહેતો કે "જે શસ્ત્રક્રિયા પર એક જીવનનો આધાર હોય તે કરવા માટે મારી

પાસે ચાર મિનિટ હોય તોપણ તે ક્રિયા ઉત્તમોત્તમ પ્રકારે કેમ પાર પાડવી તેનો વિચાર કરવામાં હું એક મિનિટ તો લઉંજ."

લૉંગફેલો કહે છે કે "ઘણા માણસો પોતાના સિદ્ધાંતોને જડ ઘાલવા દેતા નથી અને બાલસ્વભાવને અનુસરી વારંવાર તેમને ખેંચ ખેંચ કર્યા કરે છે." આપણે કામ કરવું જોઇએ; એટલુંજ નહિ પરંતુ ધીરજ પણ રાખવી જોઇએ.

સાઇઝર કહે છે કે "જે ફાંકડા તરુણો મુખ્ય કરીને પોતાની મૂછ, બૂટ અને સુંદર ટોપી વિષેજ વિચાર કરે છે; મોજશોખભરેલું જીવન ગાળવાનું ચિંતન તથા નાટકશાળા, ઑપેરા અને ઘોડદોડની શરત વિષેજ વાતચીત કર્યા કરે છે; તથા બીજા જે પ્રમાણિક તરુણો ધંધો શીખવાને તથા ખરા મનુષ્યો બનવાને આવ્યા હોઇને તેમના કુછંદમાં ન જોડાતા હોય તેમનો ઉપહાસ કરે છે; એવાઓની નિરૂપયોગી જીંદગી જો તેમના એવા જીવનને લીધે વહેલી ખતમ નહિ થઇ જાય તો તેઓ જરૂર એક એવો દિવસ જોવાના કે જયારે, હમણાં જેમનો તેઓ ઉપહાસ અને ધિક્કાર કરે છે તેવા તરુણોને ત્યાં નોકરીની એકાદ જગ્યા લેવાને તેઓ ખુશી થશે; અને એ સમયે પેલા સદ્‌ગુણી તરુણો દઢતાપૂર્વક ધંધોરોજગાર કરી સંપત્તિ પ્રાપ્ત કરતા હશે!"

ડૉ૦ કુઇલરે કહ્યું હતું કે "ન્યૂયૉર્ક શહેરમાં હું ત્રીસ વર્ષ કરતાં વધારે સમયથી હજારો તરુણોની કારકીર્દિ તપાસતો આવ્યો છું. તેમાં મને જણાયું છે કે, **સફળ અને નિષ્ફલ માણસોની વચ્ચેનો મુખ્ય ભેદ માત્ર એક ધીરજમાંજ રહેલો છે.** એકાએક ભારે પરિશ્રમ કરવાને લીધે જેટલા માણસોને સ્થાયી સફળતા પ્રાપ્ત થાય છે તેના કરતાં આગ્રહપૂર્વક કામને વળગી રહેવાથી ઘણા માણસોને હમેશની સફળતા પ્રાપ્ત થાય છે. નાના સરખા વિઘ્નથી હતાશ થઇ જનારા માણસો સઘળો વખત પાછળજ રહે છે. તેઓ કાં તો મરણ પામે છે કે કાં તો અપંગ થઇને લોકોનાં દયાદાનરૂપી ઠાઠડી પર સૂએ છે. જેઓ ધૈર્ય અને ખંતપૂર્વક ઉદ્યોગ કરે છે તેમનેજ ચિરસ્થાયી સફળતા મળે છે."

રસ્કિન કહે છે કે "જયારે એક માણસ પોતાનું કામ કરી રહ્યો હોય અને જયારે તેના ભાગ્યમાં કોઇ પણ પ્રકારે કાંઈ મહત્વનો ફેરફાર થઇ શકે એમ ન હોય ત્યારે ભલે તે પોતાનો પરિશ્રમ ભૂલી જાય અને ચાહે તો ભાગ્યની મશ્કરી પણ કરે; પરંતુ જે સમયે તમારા ભાગ્યનો સર્વ આધાર તમારા નિશ્ચયો પર હોય તેજ

સમયે તમે બેદરકારી ધારણ કરો તો તેને માટે તમે શું બહાનું બતાવી શકો ? એક યુવકના ઘરનું હમેશનું સુખ જ્યારે એક કલાકના સંભવો અને મનોભાવો પર અવલંબેલું હોય અને તેજ સમયે તે બેદરકાર બની જાય તો તેનું પરિણામ શું આવે ? તેના આખા જીવનની કારકીર્દિ એક ક્ષણનીજ તક ઉપર આધાર રાખતી હોય અને તેજ સમયે તે બેદરકાર બની જાય તો તેનું પરિણામ શું આવે ? તેનો વિચાર કરો. જે સમયે તેનું પ્રત્યેક કાર્ય તેના ભાવિ વર્તનના પાયાનો પથ્થર હોય અને તેની પ્રત્યેક કલ્પના તેના જીવન અથવા મૃત્યુના પાયારૂપ હોય ત્યારે તે બેદરકારી રાખે તો તેનું ફળ તેને કેવું મળે ? માટે તરુણાવસ્થામાં બેદરકાર થાઓ તેના કરતાં ઉત્તરજીવનનાજ કોઈ વર્ષમાં બેદરકાર બનજો. જો કે બેદરકાર બનવાથી કાંઇ પણ હાનિ ન થાય એવું સ્થાન તો મનુષ્યને માટે માત્ર એકજ છે અને તે તેની મરણપથારી છે. માણસને માટે ત્યાં કાંઇ પણ કરવાનું રહેતું નથી."

ડ્યૂક ઑફ વેલિંગ્ટનને સૈન્યમાં ઉચ્ચ દરજ્જો ન મળ્યો તેથી તે એટલો બધો હતાશ થઇ ગયો કે તેણે જકાત ખાતામાં એક ઘણી હલકી જગ્યાને માટે પ્રાર્થના કરી. પરંતુ તેની આ અરજી પણ મંજૂર થઇ નહિ. નેપોલિયન નોકરીમાં દાખલ થયો તે પહેલાં સાત વર્ષપર્યંત તેણે પ્રત્યેક ખાલી જગ્યાને માટે પ્રાર્થના કરી હતી; પરંતુ આ સમય દરમિયાન તેણે પોતાના સઘળા બળથી પોતાનો અભ્યાસ પણ વધાર્યા કર્યો હતો અને તેમ કરાને તેણે પોતાના ભવિષ્યના લડાયક શિક્ષણને નવીન શોધખોળ અને વિચારબળથી પુષ્ટિ આપ્યા કરી હતી. આના યોગેજ પાછળથી કસાયેલા યોદ્ધાઓ કે જેમણે તેની નવીન યુદ્ધકલાનો સ્વપ્નમાં પણ વિચાર કર્યો ન હતો તેમને રણનીતિ શીખવવાને તે સહેલાઇથી શક્તિમાન થયો હતો.

**શક્તિનો જે ભંડાર આપણને મહાન સંકટોમાંથી બહાર કાઢે છે તે ભંડાર દીર્ઘ કાળપર્યંત કામ કરવાથી અને લાંબા સમય સુધી ધૈર્ય ધરવાથીજ એકઠો થઇ શકે છે.** કોલિયર કહે છે કે, એવી રીતે એકઠો થયેલો **શક્તિનો ભંડાર એ એક પ્રકારની કાર્યસિદ્ધિજ છે.** જ્યારે તમને એમ લાગે કે, આ સમયે બની શકે તેટલું વધુમાં વધુ કાર્ય નહિ કરવામાં આવે તો કિંમતી વસ્તુ ગુમાઈ જશે; ત્યારે તમારામાં વધુમાં વધુ **કાર્ય કરવાની શક્તિ હોવી; હમેશાં સારી રીતેજ કાર્ય કરવાની અને અણીના પ્રસંગે પણ**

ઉત્તમોત્તમ નીતિપૂર્વક કાર્ય કરવાની શક્તિ યાને આદત હોવી; અને દીર્ઘ કાળ સુધી યુદ્ધમાં ઉભા રહેવાની તથા હજુ પણ આપણામાં કંઇક બળ રહેલું છે એમ ધારવાની અને પોતાને કદી પણ પરાજિત થયેલા નહિ ધારવાની શક્તિ હોવી એનુંજ નામ શક્તિનો ભંડાર છે." જે માણસની પાસે શક્તિનો આ ભંડાર હોતો નથી તેને પ્રત્યેક પરાજય વૉટર્લુ-ની અર્થાત્ સદાને માટેના પરાજયની ગરજ સારે છે.

જે માણસ કાળજી અને આતુરતાપૂર્વક સઘળી તૈયારી કરે છે તેજ માણસ વિના હરકતે કાર્ય કરી શકે છે. "આપણે કાંઇ શાળાને માટે ભણતા નથી; પરંતુ જીવનને માટે ભણીએ છીએ." જે શિક્ષણને પરિણામે આપણામાં કાં તો દીર્ઘ કાળને માટે સ્ફૂર્તિ, મહેચ્છા, આતુરતા અને સાંગોપાંગતા આવી શકે છે; અથવા કાં તો સુસ્તી, અનિશ્ચિતતા અને ઉપલકિયાપણું પ્રાપ્ત થાય છે; તે શિક્ષણને માટે રાજા, પ્રજા, શિક્ષક અને માબાપોએ કેટલી બધી કાળજી રાખવી જોઇએ!

"જે માણસો શોધોનો ઇતિહાસ વાંચે છે તેઓ તેમાં જે પ્રબળ ભાગ અકસ્માતોએ ભજવ્યો હોય છે તે જોઇને આશ્ચર્ય-ચકિત થઇ જાય છે. કેટલીક પરમ ઉપયોગી ક્રિયાઓ અને યંત્રોને માટે જગત દૈવયોગથી બનેલી ઘટનાઓનેજ આભારી હોય એમ જણાય છે. એક વસ્તુની શોધ કરનારા શોધકો તેની શોધમાં નિષ્ફળ નીવડ્યા છે; પરંતુ તેઓ જે વસ્તુની શોધ કરતા હતા તેથી વધારે કિંમતી એવી કોઇક બીજીજ વસ્તુ એકાએક તેમને હાથ લાગી છે. ગધેડાની શોધ કરતાં રાજ્યની પ્રાપ્તિ કરનાર કંઇ સૉલ એકલોજ નથી. જ્યોતિષીઓ આકાશદ્વારા મનુષ્ય અને પ્રજાઓનાં ભાગ્ય જાણવાનો પ્રયત્ન કરતા હતા પણ તેમાંથી ખગોલવિદ્યાની ઉત્પત્તિ થઇ! કીમિયાગરો સ્પર્શમણિની શોધ કરતા હતા પણ તેમના પ્રયત્ન-માંથી રસાયનશાસ્ત્રનો જન્મ થયો! માણસો, ગ્રહોની ગતિમાં રહેલી અનિયમિતતાનો ખુલાસો મેળવવાને માટે એક નક્ષત્રની આકાશ-માં શોધ કરી રહ્યા હતા; પરંતુ તેઓ જે તારાની શોધ કરતા હતા તેને બદલે કોઇ બીજોજ તારો તેમને જડ્યો! આવી ઘટનાઓ પ્રત્યે બેદરકારીપૂર્વક દૃષ્ટિપાત કરવાથી કેટલાકોને કદાચ એવો ભ્રમ થઇ આવશે કે, ઉદ્દેશ વિના જેમ તેમ અથડાયા કરવાથી પણ ઉદ્દેશસહિત કોઇ નિશ્ચિત લક્ષ્ય તરફ દૃઢતાપૂર્વક પ્રગતિ કરવાના જેટલીજ ફલ-સિદ્ધિ થવાનો સંભવ છે; પરંતુ આ વાત સ્મરણમાં રાખવી જોઇએ

કે, જે માણુસોએ આકસ્મિક શોધો કરી છે તેઓ કોઈ ને કોઈ પણ વસ્તુની શોધ તો કરતાજ હતા; અને તેમને થયેલી આકસ્મિક ફલપ્રાપ્તિ પણ માત્ર તેમનાજ પરિશ્રમનો બદલો હતો. બીજા માણુસોએ તેજ ઘટનાઓ જોઈ હશે; પરંતુ દીર્ઘકાળના અવલોકનથી આતુર બનેલી આંખે તેનો મર્મ ચપળતાથી જાણી લીધો. ગુપ્ત ભંડારો માટેની નિષ્ફળ શોધોનો બીજો કોઇ બદલો ન મળે ત્યારે પણ તે નિદાન ખરી ધાતુનો પ્રથમ પ્રકાશ શોધી કાઢવાની શક્તિ તો આપે છેજ. માણુસો ઘણી વાર જાગ્રત થતાંની સાથેજ પોતાને પ્રસિદ્ધ થયેલા જોઇને આશ્ચર્યચકિત થઇ જાય છે; પરંતુ તેમની તે પ્રસિદ્ધિનું કારણ, તેમનું નિદ્રા લીધા પૂર્વે (પૂર્વસમયમાં યા પૂર્વજન્મમાં) કરેલું કામજ હોય છે; કાંઇ તેમની નિદ્રા તેનું કારણ હોતી નથી. સુરંગમાં દારૂગોળો ભરીને સઘળી તૈયારી કરી રાખવામાં આવી હોય તો એક બાળક પણ જામગરી સળગાવે એટલે આખો પહાડનો પહાડ ઉડી જાય છે; પરંતુ દીર્ઘ કાળ સુધી જો તૈયારી ન કરી હોય તો એક રાક્ષસનું બળ પણ એ કાર્ય સિદ્ધ કરી શકતું નથી.

"સત્યની શોધ અને ચારિત્ર્યના બંધારણમાં પણ વિજ્ઞાન અને સાહિત્યમાં રહેલો આ સિદ્ધાંતજ લાગુ પડે છે. જગતમાં ઉપર જણાવેલા કારણને લીધે કેટલીક વાર નજીવી બાબતો પણ અદ્ભુત કાર્યો નીપજાવે છે; પરંતુ સામાન્ય ધોરણ તો એજ છે કે, જે માણુસ ઉત્તમ મોતીની શોધમાં નીકળ્યો હોય તેનેજ કુદરતરૂપી ઝવેરી ભારે કિંમતનાં મોતી બતાવે છે."

બીજા શબ્દોમાં કહીએ તો માનસિક અને શારીરિક પરિશ્રમમાં **સફળતા પ્રાપ્ત કરાવી આપનાર ત્રણ મુખ્ય તત્ત્વો શ્રમ, ધૈર્ય અને ખંત છે; અને તેમાં સૌથી મોટું તત્ત્વ ખંત છે.**

**"ચાલો ત્યારે આપણે જાગ્રત થઇને પરિણામની કંઇ પણ ઉતાવળ રાખ્યા વિના કામ કરીએ; કામ કરીએ. આગ્રહપૂર્વક કામ કરીએ અને પરિશ્રમ કરતાં તથા ધૈર્ય ધરતાં આગળ વધવાનું શીખીએ." —લૉંગફેલો**



# प्रकरण १० मुं–स्पष्ट ध्येय

"મને જે પણ નાનીસૂની તક મળે તે દ્વારા હું મારું પાણી બતાવી આપીશ."

—શેક્સપિયર

"દશ હજાર માણસો બેશુદ્ધ થઈ જાય, ત્યાગ કરીને ચાલ્યા જાય અથવા તાબે થઈ જાય કે દુર્બળતાપૂર્વક પોબારા ગણી જાય; તેથી શું થઈ ગયું? સાધારણ લોકોના ગભરાટ પર લક્ષ્ય આપતો ના! સેનાપતિનો મૂળ મંત્ર જે 'વિજય' તેજ તારે તો ધ્યાનમાં રાખવાનો છે." —હૉરેશિયસ બોનર

"ઈશ્વરની આપેલી તકો વૃથા જતી જોઈ રહેવી અને તે તરફ ધ્યાન આપ્યાવિના સ્વાર્થથી ભરેલાં ભારે ગદેલાં ઉપર સૂઈ રહેવું; એવું તુચ્છ જીવન ગાળવા કરતાં દુઃખી માણસોનાં દુઃખ અંતઃકરણપૂર્વક નિવૃત્ત કરવાં એ કેટલું બધું ઉત્તમ, સત્ય સુખદાયક અને ઉન્નત જીવન છે! વિષયાસક્ત થઈ, ભોગવિલાસમાં મત્ત રહી, દૈવી શક્તિ અને દૈવી લક્ષ્યને વિસરી જવા કરતાં ખુલ્લે શરીરે સંકટ સહન કરવાં એ કેટલું બધું સારું કામ છે!"

—વ્હીટિયર

"ભલેને, ભાગ્યદેવી પોતાની સર્વ ભયકારક વસ્તુઓ મારા પર છોડી મૂકે; પરંતુ મારો આત્મા એવો છે, કે જે ઢાલની પેઠે સર્વ પ્રહારો સહન કરી શકે છે અને વિશેષ પ્રહારોને માટે તૈયાર રહે છે." —ડ્રાયડન

"તે એક બહાદુર શખ્સ છે, તે એક બુદ્ધિશાળી મનુષ્ય છે. ભલેને, આખું શહેર તેની વિરુદ્ધ કાં ન હોય, તોપણ તે પોતાને જે કહેવું હોય તે કહેતાં ડરતો નથી."

—લૉંગફેલો

"કદી પણ પતિત ન થવું એમાં કાંઈ પરમ ગૌરવ રહેલું નથી; પરંતુ જ્યારે જ્યારે પતિત થઈએ ત્યારે ત્યારે પુનઃ ઉન્નત થવામાં પરમ ગૌરવ છે."

—કૉન્ફ્યુશિયસ

પિઝારોએ પોતાની શમશેર વડે રેતી પર પૂર્વથી પશ્ચિમ તરફ રેષા દોરીને પછી દક્ષિણ તરફ ફરીને કહ્યું:–"મિત્રો અને સાથીઓ! પેલી બાજુએ પરિશ્રમ, ક્ષુધા, નગ્નાવસ્થા, ભારે તોફાન, નિર્જનતા અને મરણ છે; ત્યારે આ બાજુએ ભોગવિલાસ અને આનંદ છે. પેલી તરફ પોતાના દ્રવ્યભંડારસહિત પેરૂ ઉભેલું છે; ત્યારે આ તરફ પોતાની ગરીબાઈ સહિત પનામા આવેલું છે. હવે એક વીર કૅસ્ટિલિયનને છાજે એવું કાર્ય પ્રત્યેક જણ પસંદ કરો. હું તો દક્ષિણ તરફ જાઉં છું." આમ કહીને તેણે પેલી રેષાનું ઉલ્લંઘન કર્યું અને તેર દક્ષિ-

બારબંધ સ્પૅનિયાર્ડો તેની પાછળ ગયા. આ પ્રકારે પૅસિફિક મહાસાગરમાં આવેલા ગૅલો નામના નાના દ્વીપમાં પિઝારોના માણસો જ્યારે પાછા ફરવાને બૂમરાણ કરતા હતા ત્યારે તેણે અને તેના થોડા સ્વયંસેવકોએ ઇંકાસના પ્રબળ રાજ્ય સામે કેસરિયાં કરી સફળતા મેળવવાને પોતાની જીંદગી જોખમમાં નાખવાનો નિશ્ચય કર્યો હતો. જે સમયે તે દેશમાં જવાને તેમની પાસે એક પણ વહાણુ ન હતું; તે સમયે તેમણે વિજયધ્વજા ફરકાવવાનો ઠરાવ કર્યો હતો. આવા દૃઢ નિશ્ચયની આગળ સર્વ વિઘ્નો છિન્નભિન્ન થઇ ગયાં, એ હવે જણાવવાની શું આવશ્યકતા છે?

"ખંત, એ પ્રાચીન આર્ય અને રોમન લોકોને છાજે એવો સદ્‌ગુણ છે. એ ગુણ પ્રત્યેક દૈવી કાર્ય કરે છે અને અણીના સમયે પણ એ વિજય પ્રાપ્ત કરે છે."

જે સમયે ઍબોલિશનિસ્ટ પંથના લોકો અત્યંત અપ્રિય થઇ પડ્યા હતા તે સમયે એક વાર કેપ કૉડના બળવાન માછીઓએ એવું તોફાન મચાવ્યું હતું કે સ્ટિવન ફૉસ્ટર અને લ્યુસી સ્ટોન સિવાય, જાહેર કરવામાં આવેલા સઘળા વક્તાઓ ભાષણ આપવાના ખુલ્લા સ્થાનમાંથી પલાયન કરી ગયા હતા. સ્ટોને કહ્યું કે "સ્ટિવન! તમે નાસી જાઓ તો ઠીક; પેલા લોકો આવે છે." સ્ટિવન બોલ્યો: "પરંતુ તમારી સંભાળ કોણ લેશે?" એવામાં એક કદાવર હુલ્લડખોર એક મોટી ડાંગ લઇને ત્યાં આગળ આવી પહોંચ્યો. તેના હાથ પર પોતાનો હાથ મૂકી તે સ્ત્રી સ્ટિવન પ્રત્યે બોલી: "આ ગૃહસ્થ મારી સંભાળ લેશે." તે હુલ્લડખોર એ ઠીંગણી સ્ત્રી તરફ જોઇને આશ્ચર્યચકિત થઈ બોલ્યો કે "શું ઉં ઉં ઉં—? તમે શું કહ્યું? હા, હું તમારી સંભાળ લઇશ અને કોઈ પણ માણસ તમારો વાળ વાંકો કરી શકશે નહિ." આટલું બોલી તેણે આગળ ચાલીને લોકોનાં ટોળાંમાંથી તેને માટે રસ્તો કર્યો અને તેની આતુરતાભરેલી માગણીથી તેને એક ઉચ્ચ સ્થાન પર ઉભી રાખી હાથમાં ડંગોરો લઇ તેની ચોકી કરવા લાગ્યો. તેણીએ એવું અસરકારક ભાષણ કર્યું કે, શ્રોતાઓએ તેના પર કાંઈ અત્યાચાર કર્યો નહિ; એટલુંજ નહિ પરંતુ મહાશય ફૉસ્ટરનાં કપડાંને હુલ્લડમાં જે નુકસાન થયું હતું તેના બદલામાં ચાર પૌંડનું ઉઘરાણું એકઠું કરી આપ્યું.

હૅરિયેટ બીચર સ્ટો જણાવે છે કે "જ્યારે તમે અત્યંત સંકડામણમાં આવી પડો અને હવે એક મિનિટ પણ ટકી શકાશે નહિ એમ તમને લાગે તથા પ્રત્યેક વસ્તુ તમારી વિરુદ્ધ જતી લાગે

ત્યારે પણ તમે પ્રયત્ન છોડી દેશો નહિ. કારણકે બરાબર તેજ સમયે કિસ્મતનું ચક્કર ફરી જશે."

ચાર્લ્સ સમ્નરે કહ્યું હતું કે "ત્રણ વસ્તુ આવશ્યક છે, પ્રથમ દૃઢતા, બીજી દૃઢતા અને ત્રીજી દૃઢતા."

પૉમ્પી નગર ઇ. સ. પૂર્વે ૭૯ માં જ્વાળામુખી વિસુવિયસ ફાટવાથી દટાઇ ગયું હતું. તેનાં ખંડિયેરોમાં ખોદકામ કરતાં મજૂરોને શહેરના દરવાજા આગળ પહેરો ભરતા એક રોમન સિપાઇનું હાડપિંજર જણાયું. પાસેના ખડકની નીચે જઇને ઉભા રહેવાથી તેનું સંરક્ષણ થઇ શકયું હોત; પરંતુ ખરેખરૂં મરણ આવી પહોંચેલું હોવા છતાં તે પોતાનાજ સ્થાન પર ઉભો રહ્યો હતો. સંપૂર્ણ નિયમબદ્ધતા, સતત સાવધતા અને નિમકહલાલીથીજ રોમન સૈનિકો આખી દુનિયાના સ્વામી બન્યા હતા; અને તેમના આ ગુણોનું જ્વલંત ઉદાહરણ ઉક્ત મરણ પામેલો સિપાઇ આપણને પૂરૂં પાડે છે. ધૂળ, રાખ, ઉકળતા પાણીના ઝરા, ધાતુના ટુકડા, જોસબંધ વાતો પવન અને વિદ્યુતના ભયંકર ઝબકારાની વચ્ચે થઇને નાસતા કેટલાક લોકોનું વર્ણન કરતાં બલ્વર જણાવે છે કે "હવે થોડીક મિનિટ હવા શાંત પડી હતી; દરવાજામાંથી ફાનસનો પ્રકાશ ઘણે દૂર સુધી ફેલાયેલો હતો અને તે અતિ ઉજ્જવલ જણાતો હતો. નાઠેલા લોકો ત્વરાથી આગળ વધ્યા. તેઓ દરવાજાની પાસે આવી પહોંચ્યા. તેઓ રોમના પહેરેગીરની પાસે થઇને ચાલ્યા ગયા. તેના શામળા ચહેરા અને ચકચકિત લશ્કરી ટોપી પર વીજળીનો ચમકારો થયો; પરંતુ ભયમાં પણ તે કઠોર વદન ગંભીરજ રહ્યું. તે પોતાની જગ્યા પર સીધો અને અડગ ઉભો રહ્યો. એ સમયે પણ તે વજ્ર હૈયાના મહાન રોમનને સમયસૂચકતા વાપરી નાસી જવાને લલચાવ્યો નહિ ! ભારે તોફાનની વચ્ચે તે ત્યાંનો ત્યાંજ ઉભો રહ્યો. તેને પોતાનું સ્થાન છોડીને નાસી જવાની રજા મળી ન હતી."

જે માણસ આકસ્મિક સંકટોથી કદી પણ ગભરાતો નથી તેને જગત વખાણે છે, જે માણસ શાંતિ, ધૈર્ય અને હિંમતપૂર્વક સામે થાય છે. જે જરૂર પડે તો પોતાના સ્થાન પર મરણ પામે છે; તેની પ્રશંસા સૌ કોઈ કરે છે.

"સ્પષ્ટ ધ્યેય" હમેશાં લોકોની માનવૃત્તિ આકર્ષે છે. આ ગુણથી કાર્યસિદ્ધિ થાય છે અને પ્રત્યેક માણસ કાર્ય સિદ્ધ કરનારની સ્તુતિ કરે છે. પક્ષો અને સિદ્ધાંતોની લડાઇમાં દૃઢતા વિનાના બુદ્ધિમાન માણસોને પરાજય અને બુદ્ધિ વિનાના દૃઢ

માણુસોને વિજય પ્રાપ્ત થાય છે. "સત્ય પક્ષવાળો દુર્બળ અને નમ્ર રાજદ્વારી, અસત્ય પક્ષના ખંતીલા અને ચીવટવાળા રાજદ્વારીની સામે હરિફાઇમાં ટકી શકતો નથી." તમે એક માણુસની જીભ સાથે એક અભિપ્રાય લટકાવીને તેને તે અભિપ્રાય ધરાવનારો બનાવી શકતા નથી. સિદ્ધાંતોની કોઇ પણ લડાઇને અંતે તેનું નામ મરણુ પામેલાની યાદીમાં જડશે નહિ અને ઘાયલ થયેલાની યાદીમાં પણુ નહિ મળે; પરંતુ નાસી ગયેલા-ખોવાઇ ગયેલાઓની યાદીમાંજ મળશે.

'ટાઇમ્સ' એક ચીથરિયું પેપર હતું અને મહાશય વૉલ્ટર તેનો પ્રકાશક હતો. આ પત્ર ચલાવવામાં તેને હમેશ ખોટ જતી હતી. નાના જૉન વૉલ્ટરની વય તે સમયે સત્તાવીસ વર્ષની હતી અને તેણે પોતાના પિતાને, તે પત્રનું સર્વ તંત્ર પોતાના હાથમાં સોંપવાની વિનતિ કરી. ઘણી માથાકૂટ થયા પછી અંતે તેના પિતાએ તે વિનતિ સ્વીકારી. હવે તે તરુણુ પત્રકાર તે સંસ્થાને સુધારવા માટે સર્વત્ર નવીન કલ્પનાઓ દાખલ કરવા લાગ્યો. તે પત્રે સાર્વજનિક મત કેળવ્યો ન હતો અને તેને પોતાનું સ્વતંત્ર વ્યક્તિત્વ કે ચારિત્ર્ય ન હતું. તેનો પક્ષ બંધાયો ન હતો. તે સાહસિક તરુણુ અધિપતિએ હિંમતપૂર્વક પ્રત્યેક દુરાચાર પર હુમલો કર્યો, અને જ્યારે સરકાર ભ્રષ્ટતાના ખાડામાં પડેલી જણાઈ ત્યારે તેને પણુ છોડી નહિ. આથી સરકારે તેને છાપવાનું કામ અને જાહેરખબરો આપવાનું બંધ કર્યું. આ જોઇ તેનો પિતા તો અત્યંત ગભરાઇ ગયો. તેના મનમાં તો એમજ ઠસી ગયું કે, આ ગાંડિયો છોકરો તેનું પોતાનું અને પત્રનું સત્યાનાશજ વાળવાનો. તેણે ઘણો ઠપકો આપ્યો; પરંતુ તે તરુણુ જગતને વજન, ચારિત્ર્ય, વ્યક્તિત્વ અને સ્વતંત્રતા અપાવનાર એક મહાન પત્ર અર્પણુ કરવાના પોતાના લક્ષ્યથી ડગ્યો નહિ.

લોકોને તરતજ જણાયું કે, ટાઇમ્સની પાછળ એક નવીન શક્તિ ઉભેલી છે; તેના લેખો કાર્યસિદ્ધિ કરવાને માટે લખાય છે; ચીથરિયા પત્રમાં નવું જીવન, નવું લોહી, નવો જુસ્સો અને નવા વિચારો પૂરવામાં આવ્યા છે. બુદ્ધિ, આગળ ધસવાની શક્તિ અને પોતાના કાર્યને આગ્રહપૂર્વક વળગી રહેવાનું સામર્થ્ય ધરાવનાર માણુસ-જ્યારે માર્ગ જડે નહિ ત્યારે નવીન માર્ગ બનાવી શકે એવો માણુસ તેનું સુકાન હાથમાં પકડીને ઉભો છે. તેણે તેમાં જે જે નવીન તત્ત્વો દાખલ કર્યાં તેમાં વિદેશી સરકારના પત્રો પણુ હતા;

અને ખાસ સરકારના પત્રમાં પ્રકટ થયા પહેલાં કેટલાક દિવસ પર તે ટાઇમ્સમાં પ્રકાશિત થતા હતા. વળી હમેશને માટે અગ્રલેખ દાખલ કરવામાં આવ્યો; પરંતુ તે આક્રમણકારી તંત્રી પર સરકાર ગુસ્સે થઇ તેથી વિદેશી સરકારોના પત્રો અટકાવવામાં આવ્યા અને માત્ર પત્રકારોના ખાનગી કાગળોજ પસાર થવા દીધા; છતાં આ દૃઢ નિશ્ચયવાન તરુણ પુરુષ કોઈ પણ વિઘ્નથી ડર્યો નહિ. પુષ્કળ ખર્ચ કરીને તેણે ખાસ ખબરપત્રીઓ રોક્યા. તેના માર્ગમાં જે જે વિઘ્નો આવ્યાં અને સરકાર તરફથી તેને જે જે વિરોધ સહન કરવો પડયો તેથી તો સફળતા મેળવવાનો તેનો નિશ્ચય અધિકજ દૃઢ થતો રહ્યો. સાહસ, આગળ ધસવાની શક્તિ અને દૃઢતા, આ ગુણો ટાઇમ્સની પાછળ ઉભા રહેલા હતા અને તેથી તેની પ્રગતિ અટકાવવાની કોઇનામાં પણ શક્તિ ન હતી. વૉલ્ટર એ પત્રનો આત્મા હતો અને નાનામાં નાની બબાતમાં પણ તેનું વ્યક્તિત્વ તરી આવતું હતું. તે સમયનાં ઉત્તમોત્તમ છાપખાનાં એક કલાકમાં ટાઇમ્સની માત્ર ત્રણસોજ પ્રત છાપી શકતાં હતાં અને તે કારણથી વૉલ્ટરને એક એક લખાણના બબ્બે અને ત્રણ ત્રણગણા ટાઈપ ગોઠવવા પડતા હતા. આથી તે કોઇ નવીન યુકિત શોધી કાઢવાનો પ્રયત્ન કરવા લાગ્યો. અંતે તેણે દર કલાકે, બન્ને બાજુએ છપાયલી સત્તરહજાર પ્રત કાઢનારૂં પ્રેસ બનાવ્યું; જે વૉલ્ટર પ્રેસના નામથી ઓળખાય છે. ઇ.સ. ૧૮૧૪ના નવેમ્બરની ૨૯મી તારીખે વરાળબળથી ચાલતા પ્રેસમાં છપાયેલું પ્રથમ પત્ર જગતને અર્પણ કરવામાં આવ્યું. વૉલ્ટરમાં પોતાના કાર્યમાં વળગી રહેવાની ચીવટ અદ્દભુત હતી. તે ગમે તેવા મોટા કામથી પાછો હઠતો નહિ અને ઝીણામાં ઝીણી બાબત તરફ પણ પણ દુર્લક્ષ કરતો નહિ.

"મહાપુરુષોની આગળ ક્ષુદ્ર માણસોને હમેશાં એક પ્રકારનો ભય લાગે છે અને એક ઉત્તમ પુરુષની હાજરીમાં ઠપકાનો ડર લાગવાથી ઘણા માણસો નીચ વિચાર પ્રદર્શિત કરતાં, હલકો મત દર્શાવતાં અટકી ગયા છે." **શુદ્ધ ધ્યેય અને શુદ્ધ ચારિત્ર્ય એજ હમેશાં સત્યનો પંથ હોય છે.** પોતાના ધ્યેયમાંજ નિમગ્ન રહેનારા દૃઢ ચારિત્ર્યવાન માણસની હાજરીમાં નીચતા અને હલકટપણું કોણ જાણે ક્યાંય પલાયન કરી જાય છે. નીચ માણસોને કદી પણ સુખ મળતું નથી. અપ્રમાણિક માણસો હમેશાં કંપતા ને કંપતાજ રહે છે અને દંભી મનુષ્યો હમેશાં અનિશ્ચિત મનના હોય છે.

લિંકનને મળવા આવેલા એક માણસે શોકગ્રસ્ત ચહેરે તેને

પૂછ્યું કે " જો હુલ્લડ ત્રણ ચાર વર્ષ સુધી શાંત ન થાય તો તો તમે શું કરો ?" આ સાંભળી લિંકને પ્રત્યુત્તર આપ્યો કે "અરે! હુલ્લડ દાબી દેવાના પ્રયત્નને વળગી રહેવા સિવાય બીજો ઉપાયજ નથી."

શેરિડન પાર્લામેંટમાં જ્યારે પહેલવહેલો ભાષણ કરવાને ઉભો થયો ત્યારે તેને નિષ્ફળતા મળી હતી. આ સમયે તેને એક જણે કહ્યું કે " તમે કદી પણ વક્તા બની શકશો નહિ. " ત્યારે તેણે જવાબ વાળ્યો કે " વક્તા મારામાં બેઠેલો છે; અને તે અવશ્ય બહાર આવશેજ. " અને પાછળથી તે પોતાના સમયના સૌથી આગેવાન વક્તાઓમાંનો એક બન્યો હતો.

હેન્રી કલે પોતાની બાલ્યાવસ્થામાં અતિ શરમાળ અને અસાહસિક હતો અને શાળામાં પોતાના વર્ગના છોકરાઓની આગળ કવિતા બોલવાની પણ ભાગ્યેજ હિંમત કરતો હતો; પરંતુ તેણે વક્તા થવાનો નિશ્ચય કર્યો. તે વ્યાખ્યાનો લખી ખેતરોમાં જઈ ઘોડા અને ગાયોને શ્રોતાતરીકે ગણી ત્યાંજ ભાષણ ઝૂડવા લાગ્યો.

દક્ષિણ વિભાગના એક પત્રમાં એક વાર ગૅરિસનના વાંચવામાં આવ્યું કે " ડબ્લ્યુ. એલ. ગૅરિસનનું મસ્તક લાવનારને જ્યૉર્જિયાના ગવર્નર તરફથી પાંચ હજાર ડૉલર ઈનામ આપવામાં આવશે." બીજી વાર લોકો તેને દોરડા વતી બાંધીને બોસ્ટનના મહોલ્લાઓમાં થઈને લઈ ગયા. તેને કારાગૃહમાં પૂરવામાં આવ્યો. જ્યારે તે કારાગૃહમાંથી બહાર આવ્યો ત્યારે તે પોતાના લક્ષ્યથી જરા પણ ડગ્યા વિના શાંતિપૂર્વક પાછો પોતાને કામે વળગ્યો અને જ્યાં આગળ તેના કામમાં વિઘ્ન નાખવામાં આવ્યું હતું ત્યાંથીજ તેણે શરૂઆત કરી. તેણે પોતાના ' ઉદ્ધારક ' ( લિબરેટર ) પત્રમાં અગ્રભાગેજ આ શબ્દો મૂકયા કે " મારામાં ખરી લાગણી ઉછળી રહી છે; હું દ્વિઅર્થી બોલીશ નહિ; હું માફી માગીશ નહિ; હું એક તસુ પણ પાછળ હઠીશ નહિ અને મારૂં કહેવું સાંભળવામાં આવશે ત્યારેજ જંપીશ." શું ગૅરિસનના શબ્દો સરકારે અને લોકોએ સાંભળ્યા હતા? ઘણુંખરૂં તેનાજ પ્રયત્નોથી ઉદ્ધાર પામેલી- સ્વતંત્ર થયેલી પ્રજાનેજ આ પ્રશ્ન પૂછો. તેના આંગણામાં ફાંસી ખડી કરવામાં આવી તેથી પણ તે ડર્યો નહિ. જ્યાંસુધી છેલ્લો ગુલામ મુક્ત થયો નહિ ત્યાંસુધી તેણે પેલો જ્વલંત શબ્દ " સ્વતંત્રતા " સાંભળવાની અનિચ્છા ધરાવતી દુનિયાના કાનમાં તે રેડયાજ કર્યો. જ્યાંસુધી સર્વ ગુલામો ઉદ્ધાર પામ્યા નહિ ત્યાં સુધી ઉક્ત શબ્દનાં આંદોલનો કદી પણ બંધ થયાં નહિ.

લોકભાષામાં જેને 'અસંભવિતપણું' કહેવામાં આવે છે તેનું જો આ દુનિયામાં કદી પણ અસ્તિત્વ હોય તો તે પેલા બહેરા, રંક, પૂર્વ તરફના જ્ઞાનના ભંડારસ્વરૂપ કિટોના જન્મ અને મૃત્યુની વચ્ચે ક્યાંક પ્રાપ્ત થવું જોઇએ. પરંતુ કિટોને ત્યાં તે પ્રાપ્ત થયું ન હતું. તેના નિશ્ચયબળ અને તેની ભીષણ શક્તિની આગળ તે પીગળી પાણી થઇ ગયું. તેણે પોતાના પિતાને પ્રાર્થના કરી કે, મને અનાથાશ્રમમાંથી કાઢી લો. તેણે કહ્યું કે "મારાં પુસ્તકો વેચી તથા મારો રૂમાલ ગીરો મૂકીને હું આશરે બાર શિલિંગ મેળવી શકીશ. હું કંદમૂળ ખાઇને દહાડા કાઢીશ અને ઘાસની ગંજીમાં ભરાઇને સૂઈ રહીશ." સાચી દૃઢતા તે આનું નામ! આવા દૃઢ નિશ્ચયવાન માણસને માટે તે કયું કાર્ય અસંભવિત છે? ક્રાંતિના સમયના મહાપુરુષોએ જે નિશ્ચય કર્યો હતો તેનું સ્વરૂપ પૅટ્રીક હેન્રીના આ શબ્દો પરથી તમને સમજાશે: "**શું જીંદગી એટલી બધી પ્રિય છે અથવા શાંતિ શું એટલી બધી મધુર છે કે તેને બંધન અને ગુલામીની કિંમતે ખરીદવી! હે સર્વશક્તિ**-માન પ્રભો! તેનું મોં બાળ. બીજા માણસો કયો માર્ગ લેશે તે હું જાણતો નથી; પરંતુ મને તો કાં તો સ્વતંત્રતા આપ કે કાં તો મૃત્યુ આપ!"

દૃઢતા એ સ્થાયી મજબૂત ગુણ છે અને તે શરીરના દરેકે દરેક તંતુમાં વ્યાપી રહે છે. એક દુર્બલ, ચંચલ, નિશ્ચય વિનાનો માણસ ભલેને કોઇક પ્રસંગે કોઇક મહાન કાર્ય કરવાને પ્રવૃત્ત થાય; ભલેને તે કોઇક સંકટના પ્રસંગે બુદ્ધિશાળી બની જાય; પરંતુ દૃઢતા એ તો માત્ર મજબૂત માણસોનોજ ગુણ છે. લોર્ડ અર્સ્કિન્ બુદ્ધિશાળી મનુષ્ય હતો. તેનામાં બહાદુરીના અંશો હતા અને જ્યારે તે દુર્બળ મનુષ્યોના સમૂહમાં હોય ત્યારે કાંઇક શક્તિ અને દૃઢતા પણ તેનામાં દેખાતી હતી. તે વકીલાત કરવામાં કુશળ છતાં પણ જ્યારે તે આમની સભામાં દાખલ થયો ત્યારે પિટની મગરૂરી તથા રૉફ અને તિરસ્કારભરી દૃષ્ટિ તથા માનસિક ઉત્તમતા જોઇને તે ઠંડોગારજ બની ગયો અને તેની દુર્બળતાઓ પ્રકટ થઇ ગઈ. પિટની પ્રભાવશાળી હાજરીમાં તે પોતાનું સમતોલપણું ગુમાવી દેતો; તેનું વ્યક્તિત્વ સ્થાનભ્રષ્ટ થઇ જતું; તે આકુળ વ્યાકુળ, નિર્બળ અને બેચેન બની જતો.

છેલ્લા વિગ્રહમાં અમેરિકાના ઘણા સેનાપતિઓએ પરાક્રમ દર્શાવ્યું હતું. તેમણે ચપળતા અને ઘણી વાર ભારે દૃઢતા દર્શાવી

હતી; પરંતુ ખરી દઢતા તો ગ્રાંટમાં હતી. તે કદી પણ સ્થાનભ્રષ્ટ થયો નથી. તે પોતાના કેંદ્રમાંથી કદી પણ ખસતો નહિ અને સદા દઢજ રહેતો. જો તમે એકાદ યુદ્ધની યોજના તેની પાસેથી કઢાવવાનો પ્રયત્ન કરશો તો તે મૂંગે મોઢે સીગારમાંથી ધૂમાડા કાઢયા કરશે. જો તમે તેને અશક્ત કહીને તેનો દોષ કાઢશો તો તે એક પણ શબ્દ બોલ્યા વિના બીજી સીગાર સળગાવશે. જો તમે તેને વિદ્યમાન સેનાપતિઓનો મુકુટમણિ કહીને તેની પ્રશંસા કરશો તો તે શાંત રીતે પોતાની સીગારમાંથી ધૂમાડાના વધારે ગોટા કાઢીને પ્રત્યુત્તર આપશે; અને જો તમે તેને એમ કહો કે, તમારે પ્રમુખપદને માટે ઉમેદવાર તરીકે બહાર પડવું જોઇએ તોપણ તેના મનઃસ્થૈર્યમાં ભંગ થશે નહિ; અને આ જીભ વિનાનો માણસ કેવા પ્રકારનું પ્રાણી હશે એ વિષે હજુ તો તમે આશ્ચર્યમાં ડૂબેલા હશો એટલામાં તો તેના એકાદ મહાન વિજયના સમાચાર એકાએક સાંભળીને તમે ચોંકી ઉઠશો! હવેજ તમારી ખાત્રી થશે કે એ સીગારની પાછળ, એ મૌનવ્રતધારી ચહેરાની પાછળ, યોજનાઓ ઘડનારૂં ઉત્તમોત્તમ મગજ અને પ્રજાસત્તાક રાજ્યના બધા સેનાપતિઓ કરતાં વધુ હિંમતવાન હૃદય રહેલું છે.

ડિમૉસ્થિનિસ પણ પ્રસંગોપાત ઉચ્ચતમ પરાક્રમ દર્શાવી શકતો; પરંતુ તેનું પરાક્રમ ચિરસ્થાયી ન હતું. તેનો આધાર માત્ર તેના મનના તોર પરજ રહેતો હતો.

તે પ્રસંગોપાત બહાદૂરી અને પરાક્રમ દર્શાવી શકતો હતો; પરંતુ લિંકનમાં તો સાચી દઢતા હતી. જ્યારે સર્વ સચિત્ર પત્રો તેનો ઉપહાસ કરનારાં ફુલાવેલાં ચિત્રો પ્રકટ કરતાં હતાં; જ્યારે તેની અત્યંત નિંદા કરવામાં આવતી હતી; જ્યારે તેના પોતાનાજ પક્ષના લોકો તેનાં કાર્યો પર ટીકા કરતા હતા; જ્યારે સેનાપતિઓ, એણે ગ્રાંટ પર વિશ્વાસ રાખવામાં મોટી મૂર્ખાઈ કરી છે એમ કહીને તેની નિંદા કરતા હતા અને એ સેનાપતિને દૂર કરવાને લોકોનાં મંડળો તેની મુલાકાત લેતાં હતાં; તે સમયે પણ તે મહાન પ્રેસિડેન્ટ પોતાના નિશ્ચયમાં સર્વથા અડગ રહ્યો હતો.

લિંકન અને ગ્રાંટમાં એવી દઢતા હતી કે તેઓ લોકોના ઉપહાસની દરકાર કરતા નહિ અને લોકોના પોકારથી પોતાનું લક્ષ્ય ચૂકતા ન હતા. તેઓ નિંદા અને તિરસ્કાર સહેવાની શક્તિ ધરાવતા હતા. દઢ નિશ્ચય અને આત્મશ્રદ્ધામાં પ્રબળ શક્તિરહેલી છે. સત્યમાં પરમ બળ રહેલું છે એવું જ્ઞાન અને '**सत्यमेव जयते**' એવી દઢ માન્યતામાં મહાસામર્થ્ય હોય છેજ.

સ્પષ્ટ ધ્યેયથી મનુષ્ય પોતાના લક્ષ્યને અત્યંત દૃઢતાપૂર્વક વળગી રહેવાને અને અડગ રહેવાને શક્તિમાન થાય છે. તેને પોતાનાં કાર્યોની જાહેર ખબર ફેલાવવાની રહેતી નથી. કારણકે તેની દૃઢતાજ તેના પ્રત્યેક કાર્યની જાહેર ખબર ફેલાવે છે. દૃઢતાને લીધે તે કોઇ કોઇ વારજ કાર્ય કરતો નથી પણ કાર્યમાં નિરંતર નિમગ્ન રહેવું એ તેનો સ્વભાવજ બની ગયેલો હોય છે. તે પરમ સાહસિકતા અને બહાદૂરીનાં આંદોલનો ફેલાવે છે. ઘણા લોકો નિષ્ફળ થાય છે તેનું કારણ દૃઢતા અને વ્યવહારકુશળતાનો અભાવ છે. એક તરુણ પુરુષ દુર્બળતા, અશક્તિ અને અનિશ્ચિતતા સહિત પોતાની કારકીર્દિનો પ્રારંભ કરે અને પોતાનો માર્ગ નિશ્ચિત કર્યા પછી તેને વળગી ન રહે તો તેના જેવું દુર્ભાગી કોઈ પણ નથી. જે તરુણ પુરુષમાં દૃઢતાપૂર્વક "ના" કહેવાને અશક્ત હોય; જે મિત્રની ઉપર ઉપકાર કરવા સારૂ ખોટના વેપારમાં પડવાને તૈયાર થઇ જતો હોય અને જે મિત્રને નાખુશ કરવા કરતાં તેની ખોટી વાત માન્ય કરવાનું પસંદ કરતો હોય તેના જેવો દુર્ભાગી કોઇ નથી.

એક માણસે એક નાના છોકરાને પૂછ્યું કે "અલ્યા! તું બરફ પર ચાલતાં કેવી રીતે શીખ્યો?" ત્યારે તેણે કહ્યું કે **"ઓહ! જ્યારે જ્યારે પડી જાઉં ત્યારે ત્યારે ઉભો થઇને!"**

માસેનાના સંબંધમાં વ્હિપલ એક એવી વાત કહે છે કે, તે પરાજયમાંથી પણ વિજય કેવી રીતે પ્રાપ્ત કરવો તે સારી રીતે દર્શાવી આપે છે. તે જણાવે છે કે "એસ્લિંગની લડાઈમાં હાર ખાધા પછી પોતાના હારેલા સૈન્યને પાછું ખેંચી લેવાના નેપોલિયનના પ્રયત્નની સફળતાનો સઘળો આધાર માસેનાના વર્તન પર રહેલો હતો. તેની ઉપર સમ્રાટ નેપોલિયને એક દૂત મોકલી કહેવરાવ્યું કે 'તમે ઍસ્પર્નમાં બીજા બે કલાક સુધી ટકી રહેજો.' આ આજ્ઞા ભલામણના સ્વરૂપમાંજ હતી; પરંતુ તે એક અશક્ય કાર્ય કરવાનું ફરમાવતી હતી. નેપોલિયને જે માણસને આ આજ્ઞા કરી હતી તે માણસના અડગ ધૈર્યથી તે સારી પેઠે જાણીતો હતો. તે દૂત જ્યારે માસેનાની પાસે પહોંચ્યો ત્યારે તે એક કચરાના ઢગલા પર બેઠો હતો; તેની આંખમાંથી અગ્નિ વરસતો હતો; ચાળીસ કલાકના યુદ્ધમાં તેણે જે અતુલ્ય પરિશ્રમ કર્યો હતો તેથી તેનું શરીર દુર્બળ થઇ ગયું હતું અને તેના દેખાવ પરથીજ જણાતું હતું કે, તેની શારીરિક સ્થિતિ રણક્ષેત્ર કરતાં દવાખાનાને વિશેષ અનુકૂળ હતી. પરંતુ તે દૃઢ આત્મા પર જાણે કે શારીરિક નિર્બળ-

તાની કંઇ પણ અસર થઇ ન હોય એવો તે જણાયો. પરિશ્રમથી તે અધમૂઓ થઇ ગયો હતો; છતાં પણ તે જેમ તેમ કરી ઉઠયો અને બોલ્યો કે 'સમ્રાટને કહેજો કે માસેના બીજા બે કલાક સુધી ટકી રહેશે.' અને તેણે પોતાનું વચન પાળ્યું પણ ખરૂં."

મહાન સિકંદરના સંબંધમાં મેકૉલે જણાવે છે કે "રણભૂમિમાં તે ઘણી વાર પરાજિત થયો હતો; પરંતુ યુદ્ધમાં તો તે સર્વદા વિજયજ પામ્યો હતો." વૉશિંગ્ટનના સંબંધમાં પણ એજ શબ્દો કહી શકાય; અને જે માણસો કોઇ પણ પ્રકારના મહાન વિજયો પ્રાપ્ત કરે છે તે સઘળાના સંબંધમાં પણ યોગ્ય ફેરફાર સહિત એજ શબ્દો વાપરી શકાય.

મૅરેન્ગોના યુદ્ધમાં ઑસ્ટ્રિયનોને લાગ્યું કે આપણે જીતી ચૂકયા છીએ. ફ્રેંચ સૈનિકોની સંખ્યા થોડી હતી અને તેઓ પાછા હઠયા હતા. ફ્રેંચોની પાછળ પડવાને માટે ઑસ્ટ્રિયન સેનાએ પોતાની જમણી અને ડાબી બાજુની પાંખો વિસ્તારી. આ પ્રમાણે ફ્રેંચો પોતાને હારી ગયેલા માનતા હતા અને ઑસ્ટ્રિયનો પોતાનો નિશ્ચિત વિજય ધારતા હતા; છતાં પણ નેપોલિયને તોપના ગોળા છોડવાની આજ્ઞા કરી. જ્યાં રણવાદ્ય વાગ્યાં કે તરતજ નેપોલિયનના ગોલંદાજોએ શત્રુઓના નિર્બળ થઇ ગયેલા મધ્ય ભાગમાં ગોળા છોડયા. શત્રુસેના ગોળાના મારથી બે ભાગમાં વહેંચાઇ ગઇ અને નેપોલિયને તેની એક એક પાંખને એક એક બાજુથી ઘેરી લઇ તેનો કચ્ચરઘાણ કાઢી નાખ્યો. આ રીતે ફ્રેંચોનો વિજય થયો.

બર્ક કહે છે કે "કદી પણ નિરાશ થશો નહિ; અને જો નિરાશજ થાઓ તો નિરાશામાં પણ સતત કામ કરજો."

એક વાર માર્શલ 'ને' યુદ્ધમાં જતો હતો તે સમયે તેનાં ઘુંટણો એક બીજા સાથે અથડાયાં; તે જોઇને તે બોલ્યો કે ઘુટણો! "ભલે તમે ધ્રૂજો. હું તમને ક્યાં લઈ જાઉં છું એ જો તમે જાણો; તો તો તમે હજુ આથીયે વધારે ધ્રૂજો."

યોદ્ધો વિજય પર વિજય મેળવવાથી; વિદ્યાર્થી પાઠ પર પાઠ કરવાથી; મજૂર પ્રહાર પર પ્રહાર કરવાથી ચિત્રકાર ચિત્ર પર ચિત્ર આળેખવાથી અને પ્રવાસી માઇલ પર માઇલ ચાલવાથીજ સફળતા મેળવે છે; કે જે સફળતા મેળવવા આપણે આટલી બધી ઇચ્છા રાખીએ છીએ.

હાર્વર્ડ વિદ્યાલયના એક આશાવંત વિદ્યાર્થીને બન્ને પગમાં

સંધિવા લાગુ પડયો અને તેથી તે અશક્ત બની ગયો. વૈદ્યોએ જણાવ્યું કે હવે તેને માટે કંઇ પણ આશા નથી; પરંતુ તે છોકરાએ પોતાનો પાઠશાળાનો અભ્યાસ ચાલુ રાખવાનો નિશ્ચય કર્યો. પરીક્ષકોએ તેની શય્યા પાસે બેસીને તેની પરીક્ષા લીધી અને ચાર વર્ષમાં તે ગ્રૅજ્યુએટ થયો. તેણે ડાંટેનો સૂક્ષ્મ અભ્યાસ કરવાનો નિશ્ચય કર્યો, કે જે માટે તેને ઇટાલિયન અને જર્મન ભાષા શીખવાની જરૂર હતી. તેના પર વારંવાર રોગોના હુમલા થતા હતા અને તેની નજર પણ ઝાંખી થઇ ગઈ હતી; તોપણ તેણે પોતાનો અભ્યાસ આગ્રહપૂર્વક ચાલુ રાખ્યો. વિશ્વવિદ્યાલય તરફથી જાહેર કરવામાં આવેલા ઇનામને માટે હરિફાઇમાં ઉતરવાની તેની ઇચ્છા હતી. તે છોકરો સંધિવાથી અશક્ત થઇને પથારીમાં પડેલો હતો અને મૃત્યુ તો તેના મસ્તક પર ઝઝૂમી રહેલું હતું; છતાં પણ તે એક ઈનામની હરિફાઇમાં ઉતરવાની તૈયારી કરતો હતો ! આ શું આશ્ચર્યકારક ઘટના નથી ? આ આપણને કેવો બોધપાઠ પૂરો પાડે છે ! તેનો ગ્રંથ પ્રકટ થાય અથવા તેને ઇનામ મળે તે પૂર્વે એ બહાદૂર છોકરો મરણ પામ્યો; પરંતુ તેનો પરિશ્રમ સફળ થયો. મારૂં જીવન બોજારૂપ થઈ પડવું ન જોઇએ અથવા તે નિષ્ફળ થવું ન જોઇએ એવો તેનો ઉદ્દેશ હતો અને તે અમેરિકાની ઉત્તમોત્તમ પાઠશાળાનો ગ્રૅજ્યુએટ બન્યો; એટલુંજ નહિ પણ વિશ્વવિદ્યાલયના ઇનામની હરિફાઇમાં વિજય પામ્યો અને સાહિત્યની કિંમતી સેવા બજાવવાને શક્તિમાન થયો.

"ક્રેડો"નો સુપ્રસિદ્ધ લેખક પ્રૉફેસર એલ. ટી. ટાઉન્સેન્ડ, સંયોગોની ઉપર દૃઢતા કેવો વિજય પ્રાપ્ત કરી શકે છે તેનું આપણને બીજું ઉદાહરણ પૂરૂં પાડે છે. બાલ્યાવસ્થામાં તેને સંયોગોની સામે સખત બાથ ભીડવી પડી હતી અને તેને બે શિલિંગ પર એક અઠવાડિયું ખેંચી કાઢવું પડયું હતું; છતાં પણ આમ્હર્સ્ટ કૉલેજમાં અભ્યાસ કરી તેણે સફળતા પ્રાપ્ત કરી હતી.

ઑરેન્જ જડ્ડ, દૃઢતા દ્વારા કેવો વિજય પ્રાપ્ત થાય છે તેનું ઉત્તમ ઉદાહરણ આપણને પૂરૂં પાડે છે. તે ખેડુતોને ત્યાં કામ કરી ધાન્ય લેતો; તેને પોતાની પીઠ પર લાદી દળાવવાને માટે ઘંટીએ લઈ જતો; તેના રોટલા બનાવતો; ગાયને દોહતો અને મહિનાના મહિના સુધી દૂધ અને રોટલા પર નિર્વાહ ચલાવતો. આવી સ્થિતિમાં પણ તેણે વેસ્લેયન વિશ્વવિદ્યાલયમાં યેલમાં અભ્યાસ કર્યો હતો.

કૉંગ્રેસમેન વિલિયમ ડબ્લ્યુ. ક્રેપો જ્યારે પાઠશાળામાં અ-

બ્યાસ કરતો હતો ત્યારે તે એટલો બધો ગરીબ હતો કે તે એક શબ્દકોષ પણ ખરીદી શકતો ન હતો. આથી તે પોતાના ગામ ડાર્ટ-મથથી પગે ચાલીને ન્યૂ બેડફર્ડમાં જતો અને ત્યાંના પુસ્તકાલયમાંથી શબ્દકોષ લઈને તેમાંના શબ્દો અને વ્યાખ્યાઓ ઉતારી લેતો. આ રીતે તેણે આખા શબ્દકોષની નકલ ઉતારી લીધી હતી!

અડગ દઢતાનાં સ્તુતિગાન તે કેટલાંક ગાઇએ! એનાથીજ ફ્રેંકલિન, છાપખાનામાં પોતાના હાથમાં પુસ્તક લઇને એક નાના રોટલા પર નિર્વાહ ચલાવવાને શક્તિમાન થયો હતો; એનાથીજ લૉક, હૉલેંડના એક કાતરિયામાં રોટલી અને પાણી પર નિર્વાહ ચલાવવાને સમર્થ થયો હતો; એનાથીજ ગીડિયન લી આછાં કપડાં પહેરી, અર્ધ ભૂખમરાની સ્થિતિમાં ઉઘાડે પગે બરફ પર ચાલવાને શકિતમાન થયો હતો; અને એનાથીજ લિંકન તથા ગારફીલ્ડ ઝુંપડીમાંથી વ્હાઈટ હાઉસ ( યુનાઇટેડ સ્ટેટસની રાજસભા ) સુધી કઠિન પ્રવાસ કરવાને શક્તિમાન થયા હતા.

પ્રેસિડેન્ટ ચેડબૉર્ને પોતાના નષ્ટ થયેલા અવયવના સ્થાનમાં દઢતા મૂકી અને તેની કબર ખોદવાની તૈયારી થયા પછી પાંત્રીસ વર્ષ સુધી કામ કર્યું.

લૉર્ડ કૅવાનાઘે હાથ-પગની જગ્યાએ દઢતા મૂકી અને પોતાની ખોડની કાંઇપણ દરકાર કર્યાવિના તે પાર્લામેન્ટમાં દાખલ થયો.

હેન્રી ફૉસેટે આંખની જગ્યાએ દઢતા મૂકી અને તે ઈંગ્લાંડનો સૌથી મહાન પોસ્ટ માસ્તર જનરલ બન્યો.

પ્રેસ્કૉટે પણ આંખની જગ્યામાં દઢતા મૂકી અને તે અમેરિકાના મહાનમાં મહાન ઇતિહાસવેત્તાઓમાંનો એક બન્યો.

ફ્રાન્સિસ પાર્કમૅને આરોગ્યતા અને આંખની જગ્યાએ દઢતા મૂકી અને તે ઇતિહાસની પોતાની શાખામાં અમેરિકાનો સૌથી મહાન ઇતિહાસકાર બન્યો. હજારો માણસોએ આરોગ્ય, હાથ, પગ, આંખ, કાન ઈત્યાદિના સ્થાને દઢતા મૂકીને અદ્ભુત વિજય મેળવ્યો છે. વાસ્તવમાં જગતનાં મહાન કાર્યો પૈકી ઘણાંક દઢતા અને ઉદ્યોગથીજ પાર પડ્યાં છે. જે માણસમાં આ ગુણો હોય તેને તમે કદી પણ અધમ દશામાં રાખી શકશો નહિ. તેઓ વિઘ્નોને પગથિયાં બનાવશે અને સફળતાના શિખર પર ચઢી જશે.

બાર્નમ, પચાસ વર્ષની વયે પાયમાલ થઈ ગયો અને તેની દોલત કરતાં તેનું દેવું વધી ગયું; છતાં પણ તેણે દઢતાપૂર્વક પોતાનો ધંધો ફરીથી શરૂ કર્યો અને પોતાનું કરજ વાળી દઇ પ્રતિ-

ફૂળ સંયોગોમાં પણુ સારી સફળતા પ્રાપ્ત કરી. વારંવાર તે પાયમાલ થયો પરંતુ તે દરેક વાર ફિનિક્સ ( હુમા ) પક્ષીની પેઠે પોતાની પાયમાલીની રાખમાંથી ઉઠીને ઉભો થયો. જેમ જેમ તેની પાયમાલી થતી ગઈ તેમ તેમ તેની દૃઢતા વધતી ગઇ.

કોલંબસના પ્રથમ પ્રવાસના છેલ્લા ત્રણુ દિવસો ઘણાજ મહત્ત્વના હતા. જો તેણે પોતાના બંડખોર ખલાસીઓને નમતું આપ્યું હોત તો તેની અનેક વર્ષોની સર્વ મહેનત ધૂળમાં મળી જાત. એ ત્રણુ દિવસોમાંજ સર્વ રહસ્ય સમાયેલું હતું.

ચાર્લ્સ જે. ફૅાક્સે કહ્યું હતું કે " અમુક તરુણુ પુરુષે પોતાનું પ્રથમ ભાષણુ ઉત્તમ રીતે કરીને સારી નામના મેળવી છે એમ મને કહેવું એ તો સામાન્ય વાત છે. તે કદાચ આગળ પ્રગતિ કરે કે કદાચ પોતાના પ્રથમ વિજયથીજ સંતુષ્ટ બની જાય; પરંતુ મને એક એવો તરુણુ બતાવો કે જેને પ્રથમ વિજય મળ્યો ન હોય અને તે છતાં પણુ જે પ્રયાસ કરીજ રહ્યો હોય; અને મારી ખાત્રી છે કે એવો તરુણુ પુરુષ પ્રથમ પ્રયત્નમાં સફળ થનારા તરુણોમાંના ઘણાઓ કરતાં વધારે સારૂં કામ કરશે."

કૅાબ્ડેન જ્યારે પહેલી વાર માંચેસ્ટરમાં એક સભામાં બોલવા ઉભો થયો ત્યારે તેનો પ્રયત્ન સંપૂર્ણ નિષ્ફળ ગયો અને પ્રમુખે તેને માટે માફી ચાહી; પરંતુ પાછળથી ઇંગ્લાંડના પ્રત્યેક રંક મનુષ્યને મોટો, સારો અને સસ્તો રોટલો મળ્યો નહિ ત્યાંસુધી તેણે ભાષણો આપવાનું બંધ કર્યું નહિ.

ડિઝરાયેલીનો જન્મ એક તિરસ્કારાયેલી અને બોજા તળે દબાયેલી જાતિમાં થયો હતો. તેને કાંઇ પણુ તક મળી ન હતી તોપણુ તે મધ્યમવર્ગના લોકોમાંથી આગળ વધીને ઉચ્ચ વર્ગના લોકોમાં દાખલ થયો. અંતે તે રાજકીય અને સામાજિક સત્તાના સર્વોચ્ચ શિખર પર ચઢીને દૃઢતાપૂર્વક ઉભો રહ્યો. આમની સભામાં તેનો તિરસ્કાર, ઉપહાસ અને પરાજય થયો; પરંતુ તે માત્ર એટલુંજ કહેતો કે " એક સમય એવો આવશે, કે જ્યારે તમે મને સાંભળશો." તે સમય અવશ્ય આવ્યો અને તક વિનાના તે છોકરાએ ઇંગ્લાંડનો રાજદંડ પા સૈકા સુધી ગ્રહણુ કર્યો.

જે પક્ષના માણુસો ડિઝરાયેલીની જાતિ પ્રત્યે સૌથી વિશેષ ઘૃણા ધરાવતા હતા અને સ્વાશ્રયી માણુસો તથા પરકીય ઘુસણુદાસો તરફ સખ્ત તિરસ્કાર ધરાવતા હતા; તેજ પક્ષના માણુસોનો તે નેતા બન્યો ! તેની અદ્દભુત શક્તિનું ઉત્તમ ઉદાહરણુ આ છે.

જ્યારે આ ક્ષુદ્ર યાહુદી ખરેખાત 'ચાન્સેલર ઑફ ધી એક્સચેકર' બન્યો ત્યારે અંગ્રેજોને કેટલું આશ્ચર્ય થયું હશે તેની કલ્પના આપજ કરી લો! તે સખ્તમાં સખ્ત નિંદા સહન કરી શકતો હતો; પોતાના આત્મસંયમથી ગ્લૅડસ્ટન સુદ્ધાંને તે આશ્ચર્યચકિત કરી નાખતો હતો; પોતાની જાતને અને સંયોગોને કેવી રીતે અંકુશમાં લેવા તે એ સંપૂર્ણ રીતે જાણતો હતો; પ્રગતિજ કરવાનો તેનો ઉદ્દેશ હતો અને દૃઢતા તેના રોમે રોમમાં પ્રદર્શિત થતી હતી. તે આનંદી યુવક હતો; તે ખૂબસુરત હતો; દબાયલી યાહુદી જાતિનું લોહી તેની નસોમાં વહેતું હતું અને પાર્લામેન્ટની ચુંટણીમાં ત્રણ વાર તે નિષ્ફળ થયો હતો; તોપણ તે જરાયે ડગ્યો નહિ. તે જાણતો હતો કે, મને સફળતાનો દિવસ પ્રાપ્ત થયા વિના રહેનારજ નથી; અને અવશ્ય તેને એ દિવસ પ્રાપ્ત પણ થયો. મહાન મુખ્ય પ્રધાન લૉર્ડ મેલ્બોર્નની સાથે આ આનંદી અને તરુણ છેલબટાઉનો જ્યારે પરિચય કરાવવામાં આવ્યો ત્યારે તેણે તેને પૂછ્યું કે "તમે શું થવા ઇચ્છો છો?" તેણે બળપૂર્વક ઉત્તર આપ્યો કે "ઇંગ્લાંડનો મુખ્ય પ્રધાન!"

આધુનિક સમયના ઉત્તમોત્તમ ઉપદેશકોમાંનો એક લાકૉર્ડેર વારંવાર નિષ્ફળ થયો હતો. પ્રત્યેક જણ કહેતો કે, એકદી પણ ઉપદેશકનું કામ કરી શકનાર નથી; પરંતુ તેણે સફલતા મેળવવાનો નિશ્ચય કર્યો હતો અને પોતાની લજ્જાસ્પદ નિષ્ફળતાનાં બે વર્ષ વીત્યા પછી તે નૉટડામમાં મોટી મોટી મંડળીઓ આગળ વ્યાખ્યાન આપતો હતો.

બાળ થૉર્વાલ્ડસન કે જેનો પિતા અનાથાશ્રમમાં મરણ પામ્યો હતો અને જેનું શિક્ષણ એટલું કંગાલ હતું કે જેને પોતાના પત્રો વારંવાર ફરી ફરીથી લખવા પડતા હતા; તેણે પોતાની અડગ ખંત અને દૃઢતાથી જગતને મોહિત કરી નાખ્યું હતું. તેનો વિરોધી પિતા, ગરીબાઇ અથવા સંકટ પણ તેની શક્તિને દાબી શક્યાં ન હતાં.

વિલિયમ એચ. સિવાર્ડને તેના પિતાએ પાઠશાળામાં અભ્યાસ કરવાને બસો પૌંડ આપેલા તેજ તેની સંપત્તિ હતી. એક વર્ષ પૂરું થયું ત્યારે તે છોકરો મોટા મોટા વિચાર લઇને, પરંતુ કાંઇ પણ પૈસા વિના પોતાના પિતાની પાસે પહોંચ્યો. તેના પિતાએ તેને બીજી એક પણ પાઇ આપવાની ચોખ્ખી ના પાડી અને તેને કહ્યું કે "મારા ઘરમાંથી ચાલ્યો જા." જ્યારે તે તરુણને જણાયું કે તેના સઘળા આધારસ્તંભો તૂટી પડયા છે અને હવે તરવું કે

ડૂબવું એ તેના પોતાનાજ હાથમાં છે; ત્યારે તે ખાલી ગજવે પોતાની પાઠશાળામાં પાછો આવ્યો અને પોતાના વર્ગમાં પહેલે નંબરે પાસ થઇને ગ્રૅજ્યુએટ બન્યો! તેણે ધારાશાસ્ત્રનો પણ અભ્યાસ કર્યો. તેને ન્યૂયૉર્કના ગવર્નર તરીકે ચૂંટી કાઢવામાં આવ્યો અને અંતે સિવિલ વૉર દરમિયાન તે લિંકનનો મહાન સેક્રેટરી ઑફ સ્ટેટ બન્યો.

લુઇસા એમ. આલ્કોટે "એક જૂની પદ્ધતિની છોકરી" નામે પુસ્તકનો છેવટનો ભાગ જ્યારે લખ્યો હતો ત્યારે તેનો ડાબો હાથ ભાંગી જવાથી ઝોળીમાં લટકતો હતો. તેના શરીરમાં વેદના થતી હતી અને તે બોલી પણ શકતી ન હતી. તે પોતાની ડાયરીમાં અભિમાન સહિત લખે છે કે "વીસ વર્ષ પૂર્વે, જો બની શકે તો મારા કુટુંબને સ્વતંત્ર કરવાનો મેં નિશ્ચય કર્યો અને મારી ચાળીસ વર્ષની વયે મારું તે કાર્ય સિદ્ધ થયું. સર્વ કરજ ભરાઇ ગયું; ગેરકાયદેસર હતું તે પણ ચુકાવી દેવામાં આવ્યું અને તે ઉપરાંત સુખપૂર્વક રહેવાને માટે અમારી પાસે પૂરતું ધન બચ્યું છે."

આ સ્ત્રી પોતાની કલમ વડે ચાલીસ હજાર પૌંડ કમાઇ હતી.

મિસિસ ફ્રૅંક લેસ્લી પોતાના સ્વામીનું દેવું ચૂકવવાનો પ્રયાસ કરતી હતી ત્યારે તે એક સાદડી વિનાના કાતરિયામાં રહેતી હતી. નવ લેણદારોને બધા પૈસા તેણે ભરપાઈ કરી દીધા. તે પોતાની જાતે પોતાના પ્રસિદ્ધ કરેલા દશ ગ્રંથોની વ્યવસ્થા કરે છે; સઘળા ચેકો અને મનીઑર્ડરો પર પોતાનીજ સહી કરે છે; સઘળાં પ્રૂફો જાતેજ તપાસે છે અને કામ પ્રેસમાં મોકલ્યા પહેલાં તેના દરેક અંગોનું જાતેજ અવલોકન કરે છે. તેણે કાર્યશક્તિનો અસાધારણ વિકાસ કર્યો છે. પૂર્વે કોઇને સ્વપ્ને પણ ખ્યાલ ન હતો કે તેનામાં આટલી બધી કાર્યશક્તિ છે.

ગારફીલ્ડ કહેતો હતો કે "**સખ્ત પરિશ્રમ કરવાની શક્તિ જો બુદ્ધિમત્તા નહિ હોય તો તેની ગરજ સારનારી ઉત્તમોત્તમ વસ્તુ તો અવશ્ય છેજ.**" અમેરિકા જેવા પુષ્કળ તક મળી શકે છે એવા દેશમાં ઉદ્યોગ અને દૃઢતાથી ગરીબાઈ અને પ્રતિકૂળતાઓ પર જે જીત મળે છે તે જીત પોતાના દુર્ભાગ્ય વિષે બડબડાટ કર્યા કરનારા અને ઉદ્દેશ વિનાના તથા ચંચલ વૃત્તિના માણસોને, અને 'શું કરે, બિચારાઓને તક મળતી નથી ત્યારે ને?' એમ કહી બચાવ કરાવનારાઓને શરમમાં ડુબાવી દેવાને પૂરતી છે.

ઉપહાસ અને ફજેતીનો ભય મનુષ્યને ઘણી વાર નિશ્ચયપૂર્વક કર્તવ્ય કરતાં અટકાવે છે. એટલા માટે હિંમત એ નિશ્ચયનું અતિ-મહત્ત્વનું તત્ત્વ છે. ન્યૂ ઇંગ્લાંડના એક વિદ્યાલયમાં એક ઉપશિક્ષક એક વાર બીજગણિતનો દાખલો કરી શક્યો નહિ. આ દાખલો તેને પોતાના શિષ્યને શીખવવાનો હતો. તેણે ઘણી વાર માથાકૂટ કરી પરંતુ દાખલો બેઠો નહિ. તેને એ દાખલો મુખ્ય શિક્ષકની પાસે લઇ જતાં શરમ લાગી; પરંતુ આખરે તેને તેમ કરવાની ફરજ પડી. શિક્ષકે પણ એ દાખલો કર્યા વિનાજ પાછો ફેરવ્યો. હવે શું કરવું ? પોતે દાખલો કરી શકતો નથી એમ શિષ્યોની આગળ સ્વીકાર કરવા તે ઇચ્છતો ન હતો. ઘણી વાર ફરી ફરી માથાકૂટ કર્યા પછી પણ જ્યારે તેને સફળતા મળી નહિ ત્યારે તે પોતાના એક મિત્રની સહાય લેવાને માટે એક દૂરના શહેરમાં ગયો. તે ધારતો હતો કે, એ મિત્ર આ દાખલો કરી શકશે; પરંતુ અફસોસ! તેનો મિત્ર બહારગામ ગયો હતો અને એક અઠવાડિયા સુધી પાછો આવવાનો ન હતો. ત્યાંથી પાછો વળતાં માર્ગમાં તે બોલ્યો કે "હું કેવો મૂર્ખ છું ! હું બીજગણિતનો એક દાખલો ગણવાને અશક્ત છું; તેથી શું હું પાછો જઇશ અને મારા વર્ગના છોકરાઓની સમક્ષ મારી અજ્ઞાનતાનો સ્વીકાર કરીશ ? હું એ દાખલો કરી શકીશ અને એને જ્યારે કરીશ ત્યારેજ છોડીશ." તે ઘેર જઈ પોતાનો ઓરડો બંધ કરી તેમાં પુરાયો અને જ્યાંસુધી દાખલો ન થાય ત્યાંસુધી કદી પણ ઉંઘવું નહિ એવો તેણે નિશ્ચય કર્યો. અંતે તેને સફળતા મળી. દાખલા નીચે તેણે આ શબ્દો લખ્યાઃ-"એક ડઝન કરતાં વધારે વાર પ્રયત્ન કર્યો; તેમાં વીસ કરતાં અધિક કલાકોનો વ્યય થયો અને પછી સોમવાર તા. ૨ જી સપ્ટેંબરે રાત્રે સાડાઅગિયાર વાગ્યે આ દાખલો થયો."

ઇ. સ. ૧૮૧૨ના યુદ્ધમાં સખ્ત ઠંડી પડતી હતી ત્યારે એક વાર સેનાપતિ જૅકસનના હાથ નીચેના માણસો અન્નના અભાવે ભૂખે મરતા હતા. આથી તેઓ અસંતુષ્ટ બની ઘર તરફ જવાને તૈયાર થયા; પરંતુ ઉક્ત સેનાપતિએ કંદમૂળ પર નિર્વાહ કરવા માંડયો અને જે માણસ છાવણીને છોડી જવાની પહેલ કરશે તેને ગોળી-બારથી વિંધી નાખવામાં આવશે એવી ધમકી આપી.

વિશેષ ઝડપથી દોડનારોજ કંઇ હમેશાં શરત જીતતો નથી. બળવાન માણસનેજ કાંઇ હમેશાં યુદ્ધમાં વિજય મળતો નથી. કેટલીક વાર શરતના ઘોડાને માર્ગમાં દોડતાં દોડતાં વિઘ્ન નડે છે.

તેમને કેટલીક વાર ભારે બોજો ઉપાડીને દોડવાનું હોય છે અને તેથી શરતનાં પરિણામ પર અસર થાય છે. આજ પ્રકારે જીવનરૂપી શરતમાં પણ માત્ર માર્ગની લંબાઇ ઉપરજ આધાર રાખવાનો નથી. વિઘ્નો, બોજાઓ, શિક્ષણ, કુળ, પરિસ્થિતિ, સંયોગો વગેરેની પ્રતિકૂળતા પણ આપણે લક્ષ્યમાં લેવી જોઇએ. કેટલા બધા તરુણ પુરુષો દેવું, ગરીબાઇ તથા અશક્તિમાન માબાપ, ભાઇ, બહેન અથવા મિત્રોના ભરણપોષણના બોજા તળે કચરાઇ જાય છે ? કેટલા બધા તરુણોને અજ્ઞાન, પ્રતિકૂળ સંયોગો અને તેમની શક્તિથી અજ્ઞાત એવાં માતાપિતાનો વિરોધ અડચણરૂપ થઈ પડે છે ! કેટલાં બધાં ગોળાકાર છોકરાંઓને ચોરસ બાકોરાંઓમાં ખોસી ઘાલીને પાયમાલ કરવામાં આવે છે ! કોઇ પણ માણસની શ્રદ્ધા નહિ હોવાથી; કોઇ પણ માણસનું ઉત્તેજન નહિ હોવાથી; કોઈ પણ માણસની સહાનુભૂતિ નહિ હોવાથી; તથા પોતાના શરીરનો પ્રત્યેક તંતુ જે કાર્યની સામે થતો હોય તથા જેની સામે પોતાના લોહીનું દરેકે દરેક બિન્દુ બંડ કરતું હોય તે કાર્ય નહિ કરવાના વાંક માટે નિરંતર સાણસી વડે માંસ તોડવામાં આવતું હોવાથી કેટલા બધા તરુણોને પોતાના માર્ગમાં વિલંબ થયો છે ! કેટલા બધા તરુણોને અજ્ઞાનાંધકાર અને અનુભવના અભાવથી પોતાના લક્ષ્ય પર પહોંચવું કઠિન થઇ પડયું છે ! કેટલા બધા તરુણોને પોતાના પસંદ કરેલા ધંધામાં, બાલ્યાવસ્થાની કેળવણી અને શિક્ષણના અભાવથી ઠોકર ખાતે ખાતે આગળ વધવું પડે છે ! કેટલા બધા તરુણોને પિતાના દ્રવ્ય અથવા માતાના લાડની છાયાએ ઉભા રહેવાની અને નહિ કે સ્વાશ્રયી થવાની કેળવણી મળી હોવાથી કાખલાઘોડી વડે ચાલવું પડે છે ! મોજવિલાસ, વિષયસુખ અને જીવનનું સત્યાનાશ વાળનારી કુટેવોથી કેટલા બધા માણસો જીવનપ્રવાસ કરવાને અશક્ત બની જાય છે અને કેટલા બધા માણસો વ્યાધિ, દુર્બળ શરીર, નિસ્તેજ દૃષ્ટિ અથવા અશક્ત કાનને લીધે કાર્ય સિદ્ધ કરવાને અશક્ત નીવડે છે !

જે મહાન ન્યાયાધીશ આપણી દુર્બળતાઓ અને આપણા દોષો, આપણે કાપેલું અંતર તથા આપણે વહન કરેલો બોજો, ઇત્યાદિ સર્વ કાંઈ જાણે છે; તે જ્યારે જીવનનાં પારિતોષક આપશે ત્યારે તે સઘળી અડચણો પણ ધ્યાનમાં લેશેજ. આપણે જે અંતર કાપ્યું હોય તે પરથી નહિ પરંતુ આપણે જે વિઘ્નો જીતી લીધાં હોય તથા જે પ્રતિકૂળતાઓની વચ્ચે આપણે શરત જીતવાને દોડયા હોઇએ તે પરથીજ આપણને આપવામાં આવનાર પારિ-

તોષકોનો નિર્ણય કરવામાં આવશે. જે ગરીબ અને કંગાલ માણસે અસંખ્ય પ્રલોભનોની સામે કામ કર્યું હશે; જે રંક સ્ત્રીએ પોતાના શોકને પોતાના અંતરમાં દાબી દઇને મૌનપૂર્વક પોતાનું જીવન-કાર્ય કર્યું હશે; જેમણે પોતાનાં સંકટો શાંત રીતે સહન કર્યાં હશે અને જેમની બીજા માણસોએ કદર નહિ કરી હોય; અથવા જેમને લોકોનો તિરસ્કાર સહન કરવો પડયો હશે; તેઓનેજ ઘણી વાર મોટાં ઇનામો મળશે.

"શાણા અને ઉદ્યોગી માણસો હિંમતપૂર્વક પ્રયત્ન કરીને મુશ્કેલીઓને જીતી લે છે; ત્યારે આળસુ અને મૂર્ખ માણસો શ્રમ અને સંકટને જોતાંજ ધ્રૂજવા મંડી જાય છે; અને જે અશક્યતાનો તેઓ ડર રાખતા હોય છે તે અશક્યતાજ તેઓ ઉત્પન્ન કરે છે."

"મને નીચો તોડી પાડો તોપણ હું હસતો હસતો મારા ખંડિયેરની ઉપર બેસીશ. મારા ટુકડે ટુકડા કરી નાખો તોપણ હું ધૈર્ય ધરીશ. મારા ચીંથરિયા હાલ જોઇને મારો ઉપહાસ કરો અને મને ચેપી રોગ જેવો ગણી મારાથી ભય પામી મારો ત્યાગ કરો તોપણ હું તમારા તિરસ્કારની લેશ પણ દરકાર રાખ્યા વિના ઓઠાંની પેઠે ચાલીશ." —રૉબર્ટ હૅરિક





# प्रकरण ११ मुं—जगतनी सर्वोत्तम वस्तु—चारित्र्य

"ખરા મનુષ્યના રક્તનું એક ટીપું પણ સમુદ્રના તમામ પાણી કરતાં વધુ કિંમતી છે."

"મનુષ્ય, એ ખિતાબ સર્વ ખિતાબો કરતાં ઉત્તમ છે."

"મનુષ્યની સંખ્યા, શહેરોનું કદ તેમજ પાક, એ કાંઈ સંસ્કૃતિનું સાચામાં સાચું પ્રમાણ નથી; પરંતુ દેશ જે પ્રકારનાં માણસો ઉત્પન્ન કરે તેજ તેનું સાચામાં સાચું પ્રમાણ છે." —ઇમર્સન

"અડચણને કાપી નાખો અને મનુષ્યને બહાર કાઢો." —પોપ

"અપ્રતિમ અને અમર કીર્તિ ધરાવનાર વૉશિંગ્ટને માનવજાતિ પર કેટલો ઉપકાર કર્યો છે તે માત્ર અનંતકાળજ તેને જણાવશે."

—જેમ્સ એ. ગારફીલ્ડ

"ઉદાત્ત ન બનો તે કરતાં તો નામશેષ થઇ જાઓ એજ બહેતર છે."

—ટેનિસન

"ઉદાત્ત બનો, એટલે બીજા માણસોમાં પણ જે ઉદાત્તતા સૂતેલી હશે–કેમકે તે કોઈનામાંથી કદી પણ નષ્ટ થયેલી તો હોતીજ નથી–તે જાગ્રત થશે અને તમારી ઉદાત્તતાને મળવા આવશે." —લૉવેલ

"માત્ર સદ્ગુણજ પિરામિડો કરતાં ઉંચી ઈમારતો બાંધે છે; અને મિસરનું પતન થશે તોપણ તેના સ્મરણસ્તંભો તો ખડાજ રહેવાના."

—યંગ

"એક માણસ એટલો બધો વધ્યો હોય કે તે ધ્રુવને સ્પર્શ કરે અથવા સૃષ્ટિ આખીને પોતાની મુઠ્ઠીમાં સમાવી દે; તોપણ તેનું માપ તો તેની આંતરિક યોગ્યતા ઉપરથીજ થવું જોઇએ. અંતઃકરણજ મનુષ્યનું માપ છે."

—વૉટસ

"આપણું જીવન વર્ષોથી નહિ પણ કાર્યોથીજ મપાય છે. અંતઃકરણ ઉપરથીજ તેનું માપ થાય છે; શ્વાસોચ્છ્વાસ દ્વારા થતું નથી. લાગણીઓ ઉપરથી તે મપાય છે; ઘડિયાળના કાંટા વડે મપાતું નથી. જે માણસ સૌથી વિશેષ વિચાર કરે છે; ઉત્તમોત્તમ મનોવૃત્તિઓ ધરાવે છે અને ઉત્તમોત્તમ કાર્યો કરે છે તેજ માણસ સૌથી વિશેષ જીવે છે." —બેઈલી

"પુરુષ અથવા સ્ત્રીની સત્કીર્તિ એજ તેના આત્માનો પ્રથમ અલંકાર છે."

"મારા સદ્ગુણો કાંઈ મારી સાથે બિમાર પડતા નથી; તેમજ તેઓ મારી કબરમાં દટાશે પણ નહિ." —ઇમર્સન

એક મૂર ગૃહસ્થ પોતાના બગીચામાં ટહેલતો હતો એવામાં એક સ્પૅનિશ યોદ્ધો સહસા તેની પાસે આવી પહોંચ્યો અને તેને પગે પડી આજીજી કરવા લાગ્યો કે "મારા હાથથી એક મૂર સદ્‌ગૃહસ્થ માર્યો ગયો છે તેથી કેટલાક માણસો મારી પાછળ પડી મારો જીવ લેવા માગે છે; માટે જો આપ મને છુપાવાનું સ્થાન આપશો તો આપનો મોટો ઉપકાર થશે." એ મૂરે તેને સહાય કરવાનું વચન આપ્યું અને રાત્રે નાસી જવાની તક મળે ત્યાંસુધી તેને છુપાવવાના ઉદ્દેશથી પોતાના એક ઘરમાં બંધ કર્યો. થોડા સમયમાં એજ મૂરના પુત્રનું મડદું લઇને કેટલાક લોકો તેના ઘરમાં આવ્યા અને તેમણે ખુનીની જે નિશાની આપી તે પરથી તેને જણાયું કે, પેલો સ્પેનિયાર્ડજ તેના પુત્રનો ઘાતક હતો! તે છતાં પણ તેને જે દુઃખ થયું તે તેણે ગુપ્ત રાખ્યું અને અને અર્ધી રાત્રે તેણે તે સ્પેનિયાર્ડને બહાર કાઢીને કહ્યું કે "હે ખ્રિસ્તી! જે તરુણનું તેં ખૂન કર્યું છે એ તો મારોજ એકનો એક પુત્ર હતો. તારા અપરાધને માટે તું સખ્તમાં સખ્ત શિક્ષાને પાત્ર ઠર્યો છે; પરંતુ તને બચાવવા માટે મેં તને ગંભીર વચન આપ્યું છે અને એક ક્રૂર શત્રુની સાથે કરેલા અવિચારી ઠરાવનો ભંગ કરવો એ પણ હું અયોગ્ય સમજું છું." ત્યાર પછી તેણે પોતાના એક સૌથી વધારે ઝપાટાબંધ દોડનારા ખચ્ચરને સજ્જ કરી તેને કહ્યું કે "રાત્રિના અંધકારનો લાભ લઇ નાસી જા. લોહીથી તારા હાથ કલંકિત થયા છે; પરંતુ ઈશ્વર પરની મારી શ્રદ્ધા નિષ્કલંક રહી છે તેને માટે હું નમ્રતાપૂર્વક તને ધન્યવાદ આપું છું."

ચારિત્ર્ય કદી પણ મરણ પામતું નથી. લૉંગફેલો કહે છે કે "આકાશમાં એક તારો નષ્ટ થાય તે પછી પણ તેનો તેની હયાતીમાં આપણા તરફ આવવાને નીકળી ચૂકેલો પ્રકાશ નીચે આવતાં લાંબા સમય સુધી આપણી સ્થૂલ દૃષ્ટિની સામે પ્રકાશે છે. આજ પ્રકારે એક મહાપુરુષ પોતાની પાછળ જે પ્રકાશ મૂકી જાય છે તે તેના દેહાંત પછી પણ માણસોના માર્ગ પર વર્ષોનાં વર્ષો સુધી ઝળહળે છે."

સૉક્રેટિસનું ચારિત્ર્ય મહાપ્રબળ હતું અને તેથીજ તે મૃત્યુનો ભય અને વેદના દૂર કરવાને શક્તિમાન થયો હતો.

ગૅરિસનને જો કે ફાંસીને લાકડે લટકાવી દેવામાં આવ્યો હતો તોપણ તમે તેના એક પણ અણુનો નાશ કરી શકતા નથી. સત્યને માટે જીવ આપનારા વીર પુરુષોની મહાન શક્તિ આ જગતમાં સદાકાળ જીવંત રહે છે.

મોગરો પાડી નાખ્યા પછી બત્તી વધુ પ્રકાશ સાથે બળે છે. "પાંડિત્યના શબ્દો અને ભપકાથી તથા તર્કશાસ્ત્ર અને અલંકારશાસ્ત્રના જ્ઞાન અને યુક્તિપ્રયુક્તિથી તમે કદી પણ જગતમાં ઉત્તમ-શક્તિરૂપે બનશો નહિ. તમારા ઉત્તમ ચારિત્ર્યથીજ તમે અવશ્ય ઉત્તમ—અચળ શક્તિ બનશો."

**ચારિત્ર્ય એજ સર્વોત્તમ શક્તિ છે,**
**ચારિત્ર્ય એજ સર્વોત્તમ સંપત્તિ છે,**
**ચારિત્ર્ય એજ સર્વોત્તમ ધર્મ છે,**
**ચારિત્ર્ય એજ સર્વોત્તમ મોક્ષ છે.**

દેશની દરેકે દરેક શાળામાં, દરેક ગૃહમાં અને દરેક યુવકના ઓરડામાં ઉપલાં સૂત્ર ટાંગો. માતાઓ! દરેક બાળકના હૃદયમાં તે ઉંડા અક્ષરે કોતરો.

લંડનના એક ચોકમાં ઉભા કરવામાં આવેલા જ્યૉર્જ પીબોડીના પૂતળાને ખુલ્લું મૂકવાની ક્રિયા કરવામાં આવી ત્યારે શિલ્પી સ્ટોરીને ભાષણ કરવાનું કહેવામાં આવ્યું. બે વાર તેણે તે પૂતળાના ચરણને પોતાના હાથે સ્પર્શ કર્યો અને પછી તે બોલ્યો કે: "આ મારૂં ભાષણ છે, આ કરતાં વિશેષ પ્રભાવશાળી ભાષણ શું હોઈ શકે? **ચારિત્ર્યને કોઈની કશી ભલામણની જરૂર નથી તે પોતેજ પોતાની ભલામણ કરે છે."**

ખલીફ ઉમરે યોદ્ધા અમરૂને કહ્યું કે "જે શમશેર વડે તમે આટલાં બધાં યુદ્ધો લડયા છો અને આટલા બધા કાફરોને મારી નાખ્યા છે તે શમશેર મને બતાવો." અમરૂએ ઉત્તર આપ્યો: "આહ! શમશેર જ્યાંસુધી શમશેરબહાદૂરના હાથમાં ન આવી હોય ત્યાં સુધી તે ગમે તેટલી પાણીદાર હોય તોપણ એકાદ કારકુનની કલમ કરતાં પણ તે વધારે તુચ્છ છે."

**આજ પ્રમાણે ચારિત્ર્ય વિનાનું સાડાત્રણમણનું શરીર ગમે તેટલી તાકાત, પૈસો કે સત્તા હોય તોપણ તુચ્છ છે.**

માર્શલ 'ને'ની હિંમત અને કર્તૃત્વશક્તિ જોઇને નેપોલિયન એટલો બધો પ્રસન્ન થયો હતો કે તે કહેતો કે "મારી તીજોરીમાં વીસ કરોડનો અવેજ છે અને તે સર્વ હું, તેને માટે આપવો પડે તો આપવાને તૈયાર છું."

હિંદુસ્તાનના આગ્રા શહેરમાં પૌર્વાત્ય શિલ્પનો મુકુટમણિ તાજમહાલ ઉભો છે. તે આખી દુનિયામાં સૌથી સુંદર ઇમારત ગણાય છે. તે શાહજહાનની પરમ પ્રિય બેગમનો રોજો છે. જ્યારે શાહ-

જહાનને તેના પુત્ર ઔરંગઝેબે પદભ્રષ્ટ કર્યો ત્યારે તેની પુત્રી જહાન આરાએ પોતાના પાપી બંધુને આશ્રયે રહી સુખ ભોગવવા કરતાં પોતાના રંક પિતાની સાથે કારાગૃહમાં નિવાસ કરવાનું પસંદ કર્યું. દિલ્હીમાં આવેલી તેની કબર પર તેના મરતી વખતના શબ્દો કોતરવામાં આવ્યા છે. એ શબ્દો આ પ્રમાણે છેઃ-" મારી કબર પર કોઈ કિંમતી ચાદર ઢાંકશો નહિ. પવિત્ર પુરુષોની રંક, ક્ષુદ્ર, ક્ષણભંગુર શિષ્યા અને સમ્રાટ શાહજહાનની પુત્રી જહાન આરાની કબરને માટે આ ઘાસજ ઉત્તમ આચ્છાદન છે." જે પ્રવાસીઓ સુંદર તાજમહાલ જોવા જાય છે તેઓ દિલ્હીની, ઉપરોક્ત ઘાસથી છવાયેલી કબરની પાસે લાંબા સમય સુધી થોભે છે; અને પાછળથી તેના સ્મારકતરીકે જે સુંદર જુમ્મા મસ્જિદ બાંધવામાં આવી છે તેને તો માત્ર ઉપરટપકેજ જોઇને ચાલ્યા જાય છે !

કોઇ લેખકે ઠીક કહ્યું છે કે "રાજ્યાધિકારી ડેવિડનું સ્મરણ થતાં આપણને સદા આનંદ થઇ શકતો નથી; પરંતુ આપણને ઉત્તમ સ્તોત્રો આપનાર ડેવિડને તો આપણે વિસરતાજ નથી. આગલા ડેવિડનો સર્વ આડંબર અને અભિમાન-એટલે તે તરફ તિરસ્કારપૂર્વક આપણી આંખ ફર્યા પછી, પાછલા ડેવિડની દૃઢ શ્રદ્ધા આપણા આત્માની બંધ બારીઓમાંથી પણ સૂર્યપ્રકાશની પેઠે ઝળહળી ઉઠે છે."

રૉબર્ટસન જણાવે છે કે " જ્યારે તમે તમારા અંતઃકરણના છેક ઉંડા ભાગમાં ઉતરો છો ત્યારે તમને માત્ર સુખલાલસાના જેવીજ નહિ, પરંતુ અન્નની ઇચ્છાના જેવીજ-તમારા જીવનને અધિક ઉદાત્ત અને ઉચ્ચતર બનાવવાની-ઇચ્છા થાય છે."

" વર્મોન્ટ વૉલંટિયર્સની રેજીમેન્ટનો સૈનિક બેન્જામિન ઓવન ગઇ રાત્રે પોતાના પહેરા પર ઉંઘતો જણાયો હતો. આ ગુન્હો એક અણીના વખતે બનેલો હોવાથી કૉર્ટ માર્શલે તેને ચોવીસ કલાકમાં ગોળીથી વિંધી નાખવાની શિક્ષા ફરમાવી છે." તેના ખેડુત પિતાએ જ્યારે પોતાના પુત્રને થયેલી શિક્ષા સંબંધી ઉપરની મતલબનો તાર વાંચ્યો ત્યારે તે પોતાના મન સાથે બોલ્યો કે "મેં જ્યારે બેનીને તેના દેશને સમર્પણ કર્યો ત્યારે મેં ધાર્યું હતું કે આ આવડા મોટા દેશમાંથી આવું અમૂલ્ય દાન બીજા કોઈ પણ પિતાએ કર્યું નથી. તે પોતાની જગ્યા પર માત્ર એક મિનિટજ ઉંઘ્યો હશે. કારણ કે હું જાણું છું કે, એની પોતાની જગ્યા પર પૂર્વે કદી ઉંઘ્યો ન હતો. તે કેવો ચપળ અને વિશ્વાસપાત્ર છે ! તે મારા

જેટલો ઉંચો છે અને માત્ર અઢાર વર્ષનો છે. તે પહેરો ભરતી વખતે ઉંઘતો જણાયો તેથીજ શું તેના ઉપરીઓ તેને ગોળીથી વિંધી નાખવાને તૈયાર થયા છે?" પછી થોડીજ વારમાં બેનીની નાની બહેન બ્લૉસમ તેના પિતાની આજ્ઞાથી ત્યાં આવી અને તેના હાથમાં એક પત્ર મૂકીને એટલુંજ બોલી કે, એ પત્ર તેના તરફથી આવ્યો છે. એ પત્ર નીચે પ્રમાણે હતોઃ

"પ્રિય પિતાજી—

પહેરા પર ઉંઘવાના ગુન્હા માટે મને ગોળીબારથી વિંધી નાખવામાં આવનાર છે. પ્રથમ તો મારા ભયનો પાર રહ્યો નહિ; પરંતુ મેં એના સંબંધમાં એટલો બધો વિચાર કર્યો છે કે હવે મને જરા પણ ડર રહ્યો નથી. મારા ઉપરીઓ મને જણાવે છે કે, અમે તમને બાંધીશું નહિ તેમજ તમારી આંખે પાટા પણ બાંધીશું નહિ; પરંતુ તમને એક વીર પુરુષની પેઠે મૃત્યુ પામવાની સગવડ કરી આપીશું. મેં ધાર્યું હતું કે, મારા દેશને માટે રણક્ષેત્ર પર લડતાં લડતાં મારૂં મૃત્યુ નીપજશે અને હું ગૌરવપૂર્વક યુદ્ધ કરતો કરતો રણમાં પડીશ; પરંતુ પ્રાયઃ દેશદ્રોહ કરવા માટે—કર્તવ્યવિમુખ થવાને માટે—એક કૂતરાને મોતે મરવું જરા પણ પસંદ નથી. ઓ પિતાજી! આ વિચાર આવતાંની સાથેજ હું શા માટે મરી જતો નથી તે વિષે હું આશ્ચર્યચકિત થાઉં છું! પરંતુ હું આપનું નામ કલંકિત કરીશ નહિ. જે બીના બની છે તે સઘળી હું આપને લખું છું; અને હું જ્યારે મરણ પામું ત્યારે તમે મારા મિત્રોને ખબર આપશો."

"તમે જાણો છો કે, મેં જેમી કારની માતાને એવું વચન આપ્યું હતું કે, હું તેની સંભાળ લઇશ; અને જ્યારે તે માંદો પડયો ત્યારે મેં તેને માટે મારાથી બનતું સઘળું કર્યું. જ્યારે તેને લશ્કરમાં પુનઃ જોડાવાની આજ્ઞા કરવામાં આવી ત્યારે તેનામાં શક્તિ ન હતી. અને જે રાત્રે અમે અહીં આવ્યા તેને આગલે દિવસે માર્ગમાં મેં મારા સામાન ઉપરાંત તેનો પણ સર્વ સામાન ઉંચકી લીધો હતો. રાત્રિ પડવા આવી તે વખતે અમને 'ડબલ ક્વિક માર્ચ—' બમણી ત્વરાથી ચાલવા—નો હુકમ મળ્યો અને મને સામાન ઘણો ભારે લાગવા માંડયો. પ્રત્યેક જણ થાકી ગયો હતો અને જેમીને જો માર્ગમાં મેં હાથવતી વારંવાર ટેકો આપ્યો ન હોત તો તે માર્ગમાંજ તૂટી પડયો હોત. અમે જ્યારે છાવણીમાં આવ્યા ત્યારે હું બહુજ થાકી ગયો હતો અને તે વખતે જેમીનો પહેરો ભરવાનો

વારો હોવા છતાં મેં તેનું સ્થાન લીધું હતું. પિતાજી! હું અત્યંત થાકી ગયો હતો અને મારા મસ્તકની સામે બંદુક તાકવામાં આવી હોત તોપણ હું જાગી શકત નહિ; પરંતુ હું વખતસર ચેત્યો નહિ. અમારો ભલો કર્નલ-સેનાપતિ-કહે છે કે 'સંયોગવશાત્ તમારા પિતાજી ઉપર પત્ર લખવાને તમને થોડો વખત આપવામાં આવે છે.' પિતાજી! એને માફ કરશો. એ તો માત્ર પોતાનું કર્તવ્ય બજાવે છે. જો તેનાથી બની શકે એમ હોય તો તે મને ખુશીથી બચાવે. વળી જેમી પર પણ મારા મૃત્યુની જવાબદારી નાખશો નહિ. તે ગરીબ છોકરો હૃદયભગ્ન થઇ ગયો છે અને મારી જગ્યાએ મરવાને માટે મારા ઉપરી અમલદારોને આજીજી કરી રહ્યો છે. માતાજી અને બ્લૉસમનો વિચાર આવતાં મારૂં હૈયું ફાટી જાય છે. પિતાજી! તેમને આશ્વાસન આપજો. તેમને કહેજો કે, એક બહાદૂર તરુણે જેવી રીતે મરવું જોઇએ તેવી રીતે હું મરૂં છું અને જ્યારે યુદ્ધનો અંત આવશે ત્યારે તેમને મારા માટે લજ્જા પામવાનું કાંઇ પણ કારણ રહેશે નહિ. ઇશ્વર મને સહાય કરો; આ આપત્તિ સહન કરવી અતિ કઠિન છે. પિતાજી! છેલ્લા પ્રણામ! આજ રાત્રે સંધ્યાના પ્રથમ ઝઝકલામાં હું સર્વ ગાયોને ચરીને ઘેર આવતી છેલ્લી વાર જોઇશ; અને મારી વહાલી નાની બહેન બ્લૉસમ બારણે ઉભી રહીને મારી વાટ જોશે-પણ-પણ-હું કદી-કદિયે-પાછો આવીશ નહિ. પ્રભુ તમો સર્વનું કલ્યાણ કરો!"

મિ. ઓવન પૂજ્યભાવથી બોલી ઉઠયો:" ધન્ય પ્રભો! હું જાણતોજ હતો કે, બેની બેદરકારીથી ઉંઘે એવો છોકરો નથી."

તે રાત્રે ઘણો સમય ગયા પછી એક નાની આકૃતિ ઘરમાંથી બહાર નીકળી. બે કલાક પછી મિલ ડેપો આગળ દક્ષિણ તરફ જતી ટ્રેનના કન્ડક્ટરે તેને પોતાના ડબ્બામાં બેસાડી દીધી. બીજે દિવસે પ્રાતઃકાળમાં તે ન્યૂયૉર્ક જઇ પહોંચી અને ત્યાર પછી તે વૉશિંગ્ટનમાં જઈ વ્હાઇટ હાઉસમાં દાખલ થઇ. પ્રેસિડેન્ટે તેને સુંદર આનંદી સ્વરથી પૂછયું કે "બેટા! આજે પ્રાતઃકાળમાં આટલું બધું વહેલું તારે શું કામ છે?" બ્લૉસમ અચકાતાં અચકાતાં બોલી: "મહેરબાન સાહેબ! હું બેનીના પ્રાણનું દાન માગું છું." મહાશય લિંકને પૂછ્યું: "બેની! બેની કોણ છે?" તે નાની છોડીએ ઉત્તર આપ્યો કે " સાહેબ! બેની મારો ભાઇ થાય છે. તે પોતાની જગ્યાપર ઉંઘી ગયો તેટલા માટે તેને મોતની શિક્ષા થઇ છે." પ્રેસિડેન્ટ બોલ્યો: " મને યાદ છે કે, તે ભયંકર ઉંઘ હતી. બેટા! તું

જાણે છે કે તે ખાસ ભયનો સમય હતો? તેની ગુન્હા ભરેલી બેદરકારીથી હજારો જીંદગીઓનો નાશ થયો હોત." તે છોકરીએ કહ્યું કે " મારા બાપાજી પણ એમજ કહેતા હતા; પરંતુ સાહેબ! બિચારો બેની ઘણો થાકી ગયેલો હતો અને જેમી ઘણો અશક્ત હતો. સાહેબ! તેણે બે માણસનું કામ કર્યું હતું અને તે રાત્રે જેમીનો પહેરો હતો; કાંઇ બેનીનો ન હતો. જેમી અત્યંત થાકી ગયો હતો અને બેની પોતે પણ થાકી ગયો હતો; પરંતુ તેણે પોતાની જાત વિષે કશોજ વિચાર કર્યો નહિ." પ્રેસિડેન્ટ બોલ્યો: " બેટા! તું શું કહે છે? અહીં આવ; તારૂં કહેવું હું સમજતો નથી." બ્લૉસમે પોતાના ભાઇનો પોતાના પિતાના ઉપરનો પત્ર તેને આપ્યો. તે તેણે વાંચ્યો; થોડી લીટી લખી તેણે ઘંટડી વગાડી અને જે નોકર હાજર થયો તેને કહ્યું: "આ પત્ર એકદમ મોકલી આપો." ત્યાર પછી બ્લૉસમ તરફ ફરીને તે બોલ્યો: " મારી બેટી! ઘેર જા અને તારો પિતા કે જે પોતાના પુત્રને તેના દેશ તરફથી ફરમાવવામાં આવેલી શિક્ષાને અનુમત થયો છે તેને કહે કે, અબ્રાહમ લિંકન તમારા પુત્રની જિંદગી એટલી બધી કિંમતી ગણે છે કે તેને ગુમાવી દેવાને તે તૈયાર નથી. પાછી જા, અથવા આવતી કાલ સુધી અહીંજ થોભ. બેની આટલી બધી બહાદૂરીથી મોતની સામે ઉભો રહ્યો છે એટલા માટે તેને હવાની ફેરબદલીની જરૂર પડશે. તેને થોડો વખત રજા આપીશું. તે તારી સાથે આવશે." બ્લૉસમ બોલી: " સાહેબ! પ્રભુ આપનું કલ્યાણ કરો."

બે દિવસ પછી તે તરુણ સૈનિક જ્યારે પોતાની બહેનની સાથે પ્રેસિડેન્ટનો આભાર માનવાને આવ્યો ત્યારે મહાશય લિંકને તેના ખભા પર લેફ્ટેનન્ટની પટી બાંધીને કહ્યું કે " જે સૈનિક પોતાના એક બિમાર સાથીનો સામાન લઇ જઈ શકે, અને તેથી થયેલી બેદરકારીને માટે જરા પણ ગડબડાટ કર્યા વિના મરવાને તૈયાર થાય તે પોતાના સ્વદેશબાંધવોના ખાસ સન્માનને પાત્ર છે."

અમેરિકાના માંહોમાંહેના અંતિમ યુદ્ધ દરમિયાન જ્યારે રણક્ષેત્રમાં ભયંકર ખૂનરેજી થવાના તાર આવતા હતા અને જ્યારે ઍન્ડર્સન વિલ, બેલ આઇલિ અને લિંબીના કારાગૃહમાં કેદ થયેલા અમેરિકાના માણસો પ્રત્યે ઘાતકી વર્તણુક ચલાવવામાં આવતી હોવાથી પ્રેસિડેન્ટ લિંકનનું હૃદય ભગ્ન થઇ ગયું હતું; ત્યારે પણ તે પોતાના "કોઇની ઉપર પણ દ્વેષ રાખવો નહિ; સર્વ પ્રત્યે ઉદારતા વાપરવી" એ મૂળમંત્રથી દૂર ગયો ન હતો. જ્યારે એવા સમા-

ચાર ફેલાયા કે, દક્ષિણ તરફનાં કારાગૃહોમાંથી જે લોકો બાલ્ટિમોરમાં પાછા આવ્યા હતા તેમાંના સેંકડે નેવું ટકા ભૂખમરા અને બેદરકારીને લીધે એવા અશક્ત બની ગયા હતા કે તેઓ ઉભા પણ રહી શકતા ન હતા. ઘણાં માણસોનાં શરીર જંતુઓથી એવાં ખવાઈ ગયાં હતાં કે તેમની ઉપર જાણે શીળીનાં ચાઠાં પડયાં હોય એમ લાગતું હતું અને તેઓ એટલા બધા દુર્બળ બની ગયા હતા કે જાણે જીવતાં હાડપિંજર જેવાજ લાગતા હતા; તે વખતે એ સમાચાર પણ તે મહાન પ્રેસિડેન્ટને દક્ષિણવાસી કેદીઓ–જે પોતાના કારાગૃહમાં કેદ હતા તેમના–પર અત્યાચાર કરવાને પ્રવૃત્ત કરી શકયા નહિ.

ફ્રેડ્રિકસબર્ગની રણભૂમિ પર જે માણસો મરણ પામ્યા હતા તેમાં એક તરુણના મૃતશરીરની છાતી પર લિંકનનો એક ફોટોગ્રાફ માલૂમ પડયો હતો. તેના પાછલા ભાગ પર આ શબ્દો હતા: “ પ્રભુ પ્રેસિડેન્ટ લિંકનનું કલ્યાણ કરો. ” જે તરુણને પોતાના સ્થાન પર ઉંઘવાને માટે મોતની શિક્ષા ફરમાવવામાં આવી હતી, પણ પ્રેસિડેન્ટે જેને માફી આપી હતી, તે તરુણ આજ હતો.

ડેવિડ ડડલિ ફીલ્ડ કહેતો કે “ હું લિંકનને આધુનિક સમયનો મહાનમાં મહાન પુરુષ ગણું છું. ” વેબ્સ્ટર, ક્લે, કૅલહાઉન વગેરે મહાન પુરુષો હતા; પણ તેઓ પોતપોતાની એકજ દિશામાં મહાન હતા ત્યારે લિંકન ઘણી દિશામાં મહાન હતો. આ માણસમાં મહત્તાના એવા ગુપ્ત ઝરા હતા કે જે અત્યંત આકસ્મિક રીતે બહાર ફૂટી નીકળતા હતા. તેની અદ્દભુત શક્તિઓ તેની આસપાસના માણસો સમજી શકતા ન હતા. હૉરેસ ગ્રીલી પણ લગભગ તેના જેટલીજ દિશામાં કામ કરતો હતો; પરંતુ તેનામાં ભલાઇ અને દુર્બળતાનું અદ્દભુત મિશ્રણ થયેલું હતું ત્યારે લિંકન પ્રત્યેક દિશામાં દૃઢ જણાતો હતો. લિંકને ગુલામોના મુક્તિદાનના ઢંઢેરા પર સહી કર્યા પછી કહ્યું કે “ હવે વચન પાળવું જોઇએ; હું એક પણ શબ્દ પાછો ખેંચી લઇશ નહિ. ”

ગ્લૅડસ્ટન જયારે ઇટનમાં વિદ્યાભ્યાસ કરતો હતો ત્યારે તેણે પોતાના એક સહાધ્યાયી હૅમિલ્ટન કે જે પાછળથી સૅલિસબરિનો ધર્માચાર્ય થયો હતો તેના પર જે અસર કરી હતી તેના સંબંધમાં એ લખે છે કે “ હું તદ્દન આળસુ હતો; પરંતુ ગ્લૅડસ્ટનનો પરિચય થવાથી હું અધમ થઇ જતો બચ્યો. ” એમ કહેવાય છે કે, ઑક્સફર્ડમાં ગ્લૅડસ્ટનની અસર એટલી બધી થઈ હતી કે ત્યાંના જે

લોકો તેના અનુયાયી બન્યા હતા તેમણે જાહેર કર્યું હતું કે "ગ્લૅડસ્ટન ચોત્રીસ પાંત્રીસ વર્ષની વયે પણ હિંમત રાખીને મદિરાપાનથી દૂર રહેતો હતો. તેનીજ અસરથી અંડર ઍજ્યુએટો ચુમ્માલિસ પિસ્તાલિસ વર્ષની વયે પણ ઓછું મદ્યપાન કરે છે."

રેવન્ડ જૉન ન્યૂટને કહ્યું હતું કે "હું આ જગતમાં એક સુખનો અને એક દુ:ખનો, એવા બે ઢગલા જોઉં છું. હવે જો હું એક ઢગલાથી નાનામાં નાનો ટુકડો લઇને બીજા ઢગલામાં ઉમેરી શકું તો મેં એક કાર્ય કર્યું એમ કહેવાય. હું જ્યારે ઘર તરફ જતો હોઉં ત્યારે જો હું એક બાલકને પોતાનો પૈસો ખોઈ નાખવા માટે રડતો જોઉં અને જો તેને બીજો પૈસો આપીને તેનાં આંસુ લૂછી શકું તો મેં કાંઇક કર્યું એમ મને લાગે."

એક પવિત્ર સાધુએ થિબેઈડની એક ગુફામાં ૭ વર્ષ ગાળ્યાં હતાં. આ સઘળો વખત તેણે અપવાસાદિ કઠિન તપ અને પ્રાર્થના તથા સ્તુતિ ઈત્યાદિ સાધના કરવામાં તથા ઈશ્વરને પ્રસન્ન કરી સ્વર્ગમાં સ્થાન મેળવવા માટે પ્રયત્ન કરવામાં ગાળ્યો હતો. અંતે તેણે પ્રભુને એવી પ્રાર્થના કરી કે "મને મારા કરતાં કોઇક મોટો એવો સંત બતાવો કે જેથી હું તેનું અનુકરણ કરૂં અને પવિત્રતાની આથી પણ ઉત્તમ ભૂમિકા પર ચઢું." જે દિવસે તેણે આ પ્રાર્થના કરી હતી તેજ દિવસે રાત્રે એક દેવદૂત તેની પાસે આવ્યો અને બોલ્યો કે "જો સદ્‌ગુણ અને પવિત્રતામાં સૌના મુકુટમણિ બનવાની તારી ઇચ્છા હોય તો પેલો મસ્ત બારોટ કે જે કવિત ગાતો અને ભિક્ષા માગતો ઘેરઘેર હડસેલા ખાય છે તેનું અનુકરણ કર." આથી પેલા સાધુને ખૂબ રીસ ચઢી અને તેણે પેલા બારોટને શોધીને પૂછ્યું કે "અલ્યા! તેં તે એવાં શાં કામ કર્યાં છે કે ઈશ્વર તારા પર આટલા બધા પ્રસન્ન થયા છે?" તે બારોટે નમન કરી ઉત્તર આપ્યો કે "પવિત્ર મહાત્મા! મારી મશ્કરી કરો નહિ. મેં કાંઇ સત્‌કર્મ કર્યાં નથી કે મેં કાંઇ પ્રાર્થના પણ કરી નથી. હું તો માત્ર કવિત ગાઇને લોકોને આનંદ આપવા ઘેર ઘેર રખડું છું." તે સાધુએ આગ્રહપૂર્વક કહ્યું કે "ના, ના, તેં કાંઇક સત્કાર્યો તો કર્યાંજ હોવાં જોઇએ." ભાટે પ્રત્યુત્તર વાળ્યો કે "ના, મેં કાંઇ સત્કાર્ય કર્યું હોય એમ હું જાણતો નથી." સાધુએ પૂછ્યું: "પરંતુ તું ભિક્ષુક શી રીતે બન્યો? શું તેં ઉડાઉ બનીને તારા પૈસા ગુમાવી દીધા છે?" ભાટ બોલ્યો: "ના, મેં એમ કર્યું નથી. મેં એક ગરીબ સ્ત્રીને દુ:ખી ચહેરે ગાભરી ગાભરી આમતેમ દોડતી જોઇ. તપાસ

કરતાં જણાયું કે તેનો પતિ અને તેનાં સંતાનો દેવું ભરવાને માટે ગુલામ તરીકે વેચાઇ ગયાં હતાં અને બેલિયલના કેટલાક માણસો તેને પણ પોતાના કબજામાં લેવા ચાહતા હતા; કારણકે તે બહુ ખૂબસુરત હતી; પરંતુ મેં તેને મારે ઘેર લઈ જઇને તેમના પંજામાંથી બચાવી. મારી પાસે જે કાંઇ મિલ્કત હતી તે સર્વે મેં તેના કુટુંબનો ઉદ્ધાર કરવાને માટે આપી દીધી અને તેને તેના પતિ તથા સંતાનો ભેગી મેળવી આપી. પણ શું કોઇ બીજા માણસે પણ આ પ્રમાણે ન કર્યું હોત?" આ હકીકત સાંભળી તે સાધુની આંખમાંથી દડ દડ આંસુ સરી પડયાં અને તે બોલ્યો કે "મેં મારા સમગ્ર જીવનમાં તમારા જેટલું કામ કર્યું નથી."

"મહાન દ્રવ્યભંડાર કરતાં કીર્તિ અને પ્રેમનો ભંડાર બહુજ મહત્ત્વનો છે."

એક સદ્‌ગૃહસ્થ પશ્ચિમ વર્જિનિયામાં પ્રવાસ કરતો હતો. તે એક વાર એક ઘરમાં ગયો અને ત્યાંથી પોતાને માટે, પોતાના સાથીને માટે તથા પોતાના ઘોડાઓને માટે ખોરાક લઇ આવ્યો. તે આ ખોરાકને માટે પૈસા આપવા માગતો હતો; પરંતુ તે ઘરની સ્વામિની બોલી કે "ભાઈ! રહેવા દો. વળી એના તે પૈસા કેવા?" તેણે ખૂબ આગ્રહ કર્યો ત્યારે તે બોલી કે "જો આપ મને નીચ નહિ ગણો તો હું તમારી પાસેથી ફક્ત એકજ શિલિંગ લઇશ અને તેનાં વારંવાર દર્શન કર્યા કરીશ. કારણકે આ ઘરમાં એક વર્ષ થયાં લક્ષ્મીનો જરા પણ વાસો થયો નથી!"

દુનિયા જેને સફળતા ગણતી હોય તેને તમે સફળતા ગણશો નહિ. વૉશિંગ્ટનના સ્મરણસ્તંભની પૃથ્વીથી શિખર સુધીની ઉંચાઇ એ કાંઇ તેની ખરી ઉંચાઇ નથી. પરંતુ ભૂગર્ભમાંના પચાસ ફીટના મજબૂત બાંધકામનો પણ તેની ઉંચાઇમાંજ સમાવેશ થાય છે. હિંદુસ્થાનની કેટલીક નદીઓ જમીનની અંદર વહે છે અને તેની ઉપર થઇને જે લાખો માણસો ચાલ્યાં જાય છે તે તેને જોતાં પણ નથી અને સાંભળતાં પણ નથી. ઘણાંએક ઉમદા અને સફળ જીવનો આવાજ પ્રકારનાં હોય છે. નદીઓ જમીનની અંદર વહે છે તેથી શું પૃથ્વીના પૃષ્ઠભાગ પર તેની ઉપકારક અસર થતી નથી? ધાન્યથી લચી પડેલા છોડોને અને ફળથી લચી પડેલાં ઝાડોને પૂછો કે, નીચે વહેતા પાણીનું અમી તમને કેટલું બધું મળે છે! આપણે માત્ર સૌથી નજીકના તારાઓના અંતરનીજ ગણતરી કરી શકીએ છીએ. જે જીવનની કિંમત ધનધાન્યથીજ આંકી શકાય છે તે આંકવાને

પણ પાત્ર નથી.

કુદરતની જે જે શક્તિઓ સૌથી વિશેષ બળવાન છે; તે બીજી બધી શક્તિઓથી વિશેષ શાંત છે. આપણે મેઘગર્જનાને બલવાન માનીએ છીએ; પરંતુ ગુરુત્વાકર્ષણ શક્તિ કે જે કાંઈ પણ અવાજ કરતી નથી છતાં સઘળા ગ્રહોને તેમની કક્ષામાં રાખ્યા કરે છે અને જગતને અસ્ખલિત રાખે છે તથા પ્રત્યેક ગ્રહના પ્રત્યેક અણુને સમગ્ર આકર્ષણના મહાન કેન્દ્રની સાથે જોડી રાખે છે; તે શક્તિ મેઘના મહાન કડાકા કરતાં અનંતગણી વધુ બળવાન હોય છે. આપણે કહીએ છીએ કે, પ્રકાશિત વીજળી બહુ બળવાન છે. કેમકે તે મજબૂત ઓકના ટુકડે ટુકડા કરી નાખે છે અને અતિ મજબૂત કિલ્લાને તોડી છિન્ન ભિન્ન કરી નાખે છે; ત્યારે તે બળવાન જણાય છે. પરંતુ જે વીજળી આકાશમાંથી એવી કોમળતા પૂર્વક–છતાં એવી અકલ્પનીય ત્વરાથી આવે છે અને પૃથ્વી પર પડે છે કે આપણને જણાતી પણ નથી. વળી તે પૃથ્વી પર એટલી બધી અસર કરે છે કે જેને લીધે પુષ્કળ લીલોતરી થાય છે; તેની નિરંતર ક્રિયાથી જ્યાંત્યાં સૌન્દર્ય તથા મંગળ પ્રસરી રહે છે તથા તેનામાં જેટલું બળ હોય છે તેથી અર્ધું બળ પણ પ્રકાશિત વીજળીમાં હોતું નથી. **જે વસ્તુઓ કાંઈ પણ અવાજ કરતી નથી અને કંઇ પણ કરવાનો દાવો કરતી નથી તેજ વસ્તુતઃ બળવાનમાં બળવાન ચીજો હોય છે. એકાદ મહાપુરુષની મૂંગી પવિત્રતા સમસ્ત લોકો પર જે અસર કરે છે તે અસર એકાદ સમર્થ વક્તા યા ઉપદેશકનાં જીંદગી સુધીનાં ભાષણો પણ કરી શકતાં નથી.**

એક પ્રાચીન સિસિલિયન કથા પરથી જણાય છે કે, સિરૅક્યુઝવાળા ડાયોનિસિયસે ક્રોધથી ઉતાવળ કરી પિથિયાસને મોતની શિક્ષા ફરમાવી હતી. પછી પિથિયાસે તેને પ્રાર્થના કરી કે " મારે મારી માતૃભૂમિ ગ્રીસમાં કંઇક કામકાજનો બંદોબસ્ત કરવાનો છે, માટે મને અમુક સમય માટે ત્યાં જવાની રજા આપો તો ઠીક. હું નિયત સમયે પાછો આવીશ એમાં જરા પણ શંકા રાખશો નહિ." તે આપખુદ રાજાએ તેની આ માગણીને ધિક્કારપૂર્વક હસી કાઢી અને તે બોલ્યો કે " એક વાર તું સિસિલીની બહાર જઇને સુરક્ષિત થયો એટલે પછી તું પાછો અહીં આવશે એની ખાત્રી શી છે? છે કોઇ તારો જામીન ?" આ સમયે તે સજા પામેલા માણસનો ડામોન નામનો એક મિત્ર તેનો જામીન થવાને અને જો તે મુકરર સમયે પાછો ન આવે તો તેને બદલે મરવાને તૈયાર થયો. આ જોઇને

ડાયોનિસિયસ આશ્ચર્યચકિત થયો; પરંતુ તેણે આ માગણીનો સ્વીકાર કર્યો. જ્યારે તે ભયંકર દિવસ આવી પહોંચ્યો ત્યારે પિથિયાસ પાછો આવી પહોંચ્યો ન હતો; પરંતુ ડામોન અડગ શ્રદ્ધાપૂર્વક માનતો હતો કે, મારો મિત્ર આવ્યા વિના રહેશે નહિ. છેક છેલ્લી ઘડીએ પિથિયાસ આવી પહોંચ્યો અને તેણે જાહેર કર્યું કે, હું મરવાને વાસ્તે તૈયાર છું! આવી હૃદયદ્રાવક પ્રમાણિકતાએ ડાયોનિસિયસના વજ્રમય હૃદયને પણ પીગળાવી નાખ્યું. તેણે બન્નેના પ્રાણ બચાવવાની આજ્ઞા કરી અને આવી ઉત્તમ મિત્રતામાં પોતાને ત્રીજો ભાગીદાર થવા દેવાની તેમને પ્રાર્થના કરી.

ઉત્તમ કુળમાં અવતરવા કરતાં ઉત્તમ કીર્તિ મેળવવામાં ખરી મહત્તા છે.

જ્યારે ઍટિલા વિજયોન્મત્ત થઇને ઇ. સ. ૪૫૨માં પોતાના જંગલી સૈનિકો સહિત રોમના દરવાજા આગળ આવીને ઉભો રહ્યો ત્યારે સર્વ લોકોમાંથી માત્ર પોપ લિયોજ એકલો હિંમતપૂર્વક તેની પાસે ગયો અને તેના ક્રોધને શાંત પાડવાનો પ્રયત્ન કરવા લાગ્યો. તેની પાછળ માત્ર એકજ ન્યાયાધીશ ગયો હતો. તે નિઃશસ્ત્ર વૃદ્ધ માણસને ચાલી આવતો જોઈ હૂન સૈનિકો આશ્ચર્યચકિત થયા અને તેને પોતાના સરદારની આગળ લઇ ગયા. તેણે એને એટલું બધું માન આપ્યું કે, જો તેને અમુક ખંડણી આપવામાં આવે તો તેણે નગરમાં પ્રવેશ નહિ કરવાનું કબૂલ કર્યું.

બ્લૅકી જણાવે છે કે, એક મહાપુરુષના પ્રત્યક્ષ દૃષ્ટાંતથી જેવી અસર થાય છે, તેવી અસર કોઇ પણ ઉપદેશથી થતી નથી. કારણ કે તે મહાપુરુષને આપણે આપણી દૃષ્ટિથી પ્રત્યક્ષ એવું કાર્ય કરતો જોઇએ છીએ, કે જેની આપણને સ્વપ્નમાં પણ કલ્પના ન હોય.

એમ કહેવાય છે કે, જે સમયે વૅાશિંગ્ટન પોતે સેનાધિપતિપદ લઈને અમેરિકન સૈન્યને રણક્ષેત્રમાં ઉતારતો ત્યારે તે બમણા જોરથી લડતું.

જ્યારે જનરલ લી પોતાની સેનાની હીલચાલના સંબંધમાં પોતાના એક અમલદારની સાથે વાત કરતો હતો ત્યારે એક સાધારણ ખેડુતના છોકરાએ તે સેનાપતિના આ શબ્દો સાંભળી લીધા કે "મેં હૅરિસબર્ગ જવાને બદલે જેટિસબર્ગ જવાનો નિશ્ચય કર્યો છે." તે છોકરાએ આ હકીકત પોતાના ગવર્નર કર્ટિનને તાર મારફતે જણાવી દીધી. તે છોકરાને લઇ આવવાને માટે એક ખાસ એન્જીન મોકલવામાં આવ્યું. ગવર્નર બોલ્યોઃ "આ છોકરો સત્ય કહે છે કે

નહિ તે જાણવાને હું મારો જમણો હાથ આપવાને તૈયાર છું." આ સાંભળી એક કૉરપોરલે–નાયકે–ઉત્તર આપ્યો: "સાહેબ! હું એ છોકરાને ઓળખું છું; અસત્ય તો એ બોલી શકે એમ છેજ નહિ; એનામાં અસત્યનો અંશ પણ નથી." પંદર મિનિટમાં તો યુનિયન લશ્કર જેટિસબર્ગ તરફ કૂચ કરવા લાગ્યું અને ત્યાં તેને વિજય મળ્યો. ચારિત્ર્ય એ એક પ્રકારનું બળ છે. મનુષ્યત્વ પ્રાપ્ત કરવું, ઉચ્ચ અને ઉદાત્ત ઉદ્દેશ રાખવો, અંતઃકરણપૂર્વક કામ કરવું અને સત્ય તથા લોકહિતને માટે પરિશ્રમ કરવો, એજ મહત્તાનું લક્ષણ છે.

વેલિંગ્ટને પાર્લામેન્ટમાં જણાવ્યું હતું કે "નામદાર ઉમરાવો! સ્વર્ગસ્થ સર રૉબર્ટ પીલનું ઉચ્ચ અને માનવંત ચારિત્ર્ય આપ સૌના ધ્યાનમાંજ હશે. મારા સાર્વજનિક જીવનમાં લાંબા સમય સુધી મારો તેમની સાથે સંબંધ રહ્યો હતો. અમે બન્ને આપણી રાજ્યસભાઓમાં કામ કરતા હતા અને દીર્ઘ કાળપર્યંત તેમની અંગત મૈત્રી ભોગવવાનું મને માન મળ્યું છે. મારે તેમની સાથે જેટલો પરિચય રહ્યો તે બધા વખત દરમિયાન એવો કોઇ પણ માણસ મારી જાણમાં આવ્યો નથી, કે જેના સત્ય અને ન્યાય પર મને તેના કરતાં વિશેષ શ્રદ્ધા હોય; અને જેનામાં મેં તેના કરતાં લોકસેવા કરવાનો વિશેષ ઉત્સાહ જોયો હોય. મારા સમગ્ર જીવનમાં મને કદી પણ એવી શંકા લાવવાનું કારણ મળ્યું નથી; કે જે વાતને તેઓ દૃઢતાપૂર્વક સત્ય ન માનતા હોય તે વાત વિષે તેમણે એક શબ્દ પણ કહ્યો હોય."

મોટા પિટ્ટના સંબંધમાં ગ્રેટને કહ્યું હતું કે "રાજ્યમંત્રી એકલાજ અડગ ઉભા રહેતા હતા. આધુનિક પતિતાવસ્થા તેમની પાસે ગઇ ન હતી. તેઓ ઉત્પાદક શક્તિના ભંડારરૂપ હતા. તેઓ કદી પણ નમતું આપતા નહિ અને તેમનું ચારિત્ર્ય પ્રાચીન મહાપુરુષોને શોભે તેવું હતું. તેમના ભવ્ય મગજની આગળ રાજાઓ પણ થરથર કંપતા અને એક રાજા તો તેમનાથી એટલો બધો ભયભીત થયો હતો કે તેણે તેમના પ્રભાવમાંથી બચવાને માટે તેમને ખસેડવાનું કાવત્રું રચ્યું હતું. કોઇ પણ રાજદરબારી છળ-પ્રપંચે કે કોઈપણ સંકુચિત અધમ રાજનીતિએ તેમને "મોટા સ્થાન પર બેઠેલા એકાદ કંગાલ માણુસ"ની કક્ષા પર ઉતારી પાડયા ન હતા. તેઓ મહાપ્રભાવશાળી તથા માણુસના મન પર અમુક બાબત ઠસાવવાની અદ્દભુત શક્તિ ધરાવતા હતા અને ઇંગ્લાંડનું કલ્યાણ કરવું એજ માત્ર તેમનો ઉદ્દેશ હતો. ઇંગ્લાંડનું હિત

કરવું એજ તેમની મહત્ત્વાકાંક્ષા હોઇને તેમને સુકીર્તિ પ્રાપ્ત થઇ છે. આવા ઉન્નત, આવા નિષ્કલંક અને આવા પ્રભાવશાળી ચારિત્ર્યેજ એક ભ્રષ્ટ યુગના લોકોને આશ્ચર્યચકિત કરી નાખ્યા. કોષાધ્યક્ષ પિટ્ટનું નામ સાંભળીને થરથર કંપવા લાગ્યો; ભ્રષ્ટ લોકો આ રાજદ્વારી પુરુષમાં ખામીઓ શોધવાનો યત્ન કરવા લાગ્યા; અને કહેવા લાગ્યા કે, એની રાજનીતિ ઢંગધડા વગરની છે અને એને મળેલા વિજયથી દેશની મોટી પાયમાલી થઇ છે. પરંતુ તેના દેશના ઇતિહાસે અને તેના દુશ્મનોનાં સંકટે આ વાત ખોટી પાડી. એકંદરે આ માણસમાં કાંઇક એવો ગુણ હતો કે જેથી તે કોઇ પણ વસ્તુ ઉત્પન્ન કરી શકતો; નાશ કરી શકતો અને સંભાળી તથા સુધારી પણ શકતો. તેનામાં એવી સમજશક્તિ, એવો ઉત્સાહ અને એવી વક્તૃતા હતી કે તે મનુષ્યોને સંયુક્ત કાર્ય કરવાને પ્રવૃત્ત કરી શકતો; દાસત્વને છિન્નભિન્ન કરી શકતો અને સ્વતંત્ર મગજના માણસો ઉપર પણ ભારે સત્તા ચલાવી શકતો હતો. તેનામાં કોઇક એવો ગુણ હતો કે જેથી તે સામ્રાજ્યની સુવ્યવસ્થા જાળવી શકતો અને આખા વિશ્વમાં ગાજી ઉઠે એવો પ્રહાર પણ કરી શકતો હતો."

બીજા જ્યૉર્જના સમયમાં પિટ્ટ, પે માસ્તર જનરલ હતો. જ્યારે કોઇ વિદેશી રાજ્યને નાણાંની સહાય આપવામાં આવતી ત્યારે ઉપરોક્ત અધિકારીને સેંકડે અર્ધો ટકો આપવાનો રિવાજ હતો; પરંતુ પિટ્ટે એ કપાત કાપી લીધા વિના સાર્ડિનિયાના રાજ્યપર પૂરેપુરી રકમ મોકલી આપી અને તેને આશ્ચર્યચકિત કરી નાખ્યો. તેની આ પ્રમાણિકતા માટે જ્યારે તે રાજાએ તેના પર ભેટ મોકલી; ત્યારે તે ભેટનો પણ તેણે અસ્વીકાર કરીને તેને વધારે આશ્ચર્યચકિત કર્યો. જો કે તે પોતે નિર્ધન માણસ હતો.

વૉશિંગ્ટન સેનાધિપતિ તરીકે કંઈ પણ પગાર લેતો ન હતો અને પોતાના દરેક ખર્ચનો પાકો હિસાબ રાખતો હતો.

ધ્યાનમાં રાખજો કે, **મહાન કાર્ય કરવું એ કાંઈ જીવનનું મુખ્ય કર્તવ્ય નથી; પરંતુ આપણે પોતે પવિત્ર ચારિત્ર્યવાળા થવું એજ મહત્ત્વનું કર્તવ્ય છે.** ચારિત્ર્ય એજ આપણા જીવનનું ઉત્તમોત્તમ અને સૌથી વિશેષ સ્થાયી ફળ છે.

થૅકરે જણાવે છે કે " પ્રકૃતિએ કેટલાક માણસોનાં મુખારવિંદ પરજ તેમના ચારિત્રની-આંટની છાપ પાડેલી હોય છે અને તેથી તેઓ જ્યાં જ્યાં જાય છે ત્યાં ત્યાં તેમનો આદર થાય છે. આવા માણસો પર તમને વિશ્વાસ આવ્યા વિના રહેવાનોજ નહિ. ખુદ તેમની હાજરીજ

વિશ્વાસ ઉત્પન્ન કરે છે. ખુદ તેમના ચહેરા પરજ પૈસા પાછા ભરી દેવાના વચનની છાપ હોવાથી તેમના પર વિશ્વાસ બેસે છે; અને બીજા ગમે તેવા અવેજ કરતાં પણ આપણે તેને વધારે પસંદ કરીએ છીએ." **માણસનું ચારિત્ર્ય એજ તેની આંટ છે.**

ઘણી પ્રજાઓ અને ઘણા લોકો અમુક વસ્તુની વેચાણકિંમત-ને તેની ખરી કિંમત ગણે છે અને તેઓ શમશેર કરતાં સુવર્ણને વધુ બળવાન માને છે! જાણે દ્રવ્ય એજ તુલના કરવાનું મોટામાં મોટું ધોરણ ન હોય, એમ તેઓ માને છે!!

થેમિસ્ટોક્લિસે ગ્રીસની રાજ્યસત્તા લેસેડિમોનિયન લોકોના હાથ-માંથી ખુંચવી લઇને એથેનિયનોના હાથમાં સોંપવાની યોજના ઘડીને તે મહાન યોજના વિષેજ નિરંતર ચિંતન કર્યા કર્યું. પોતાનો ઉદ્દેશ પાર પાડવાને માટે સારાં સાધનોજ વાપરવાં, એવો તેનો નિયમ ન હતો. જે પણ સાધનદ્વારા પોતાનો ઉદ્દેશ પાર પડે એવા કોઇ પણ સાધનને તે સત્ય અને કાયદેસરજ માનતો! એક દિવસ તેણે લોકોની એક સભામાં જણાવ્યું કે "મારે એક મહત્ત્વની યોજના આપની સન્મુખ સાદર કરવી છે; પરંતુ હું સર્વ લોકોની આગળ તે જાહેર કરી શકતો નથી. કારણકે તેની સફળતાને માટે તે ગુપ્ત રાખવાની ઘણીજ આવશ્યકતા છે. માટે આપ એક માણસને નિયત કરો કે જેથી હું તેને મારી ગુપ્ત યોજના જણાવું." તે સભાએ સર્વાનુ-મતે એરિસ્ટાઇડિસને ચૂંટી કાઢયો અને તેને સર્વ સત્તા આપી. થેમિસ્ટૉક્લિસે તેને એકાંતમાં લઇ જઇને કહ્યું કે, નજીકના બંદરમાં ગ્રીસનાં બીજાં સઘળાં સંસ્થાનોનાં લશ્કરી વહાણો પડયાં છે અને તેને બાળી નાખવાની મેં યોજના ઘડી છે. જો આપણે આ કરીશું તો સમગ્ર ગ્રીસના સ્વામી બનીશું." આ સાંભળી એરિસ્ટાઇડિસ પાછો સભામાં ગયો અને તેણે લોકોને જણાવ્યું કે "થેમિસ્ટોક્લિસ-ની યોજનાથી આપણા રાજ્યને જેટલો લાભ થઇ શકે તેટલો લાભ 'બીજી કોઇ પણ વસ્તુથી થઈ શકે એમ નથી; પરંતુ તેની સાથે, એના જેવી અન્યાયી કૃતિ પણ જગતમાં બીજી કોઇ હોઇ શકે નહિ." તે સભાએ સર્વાનુમતે જાહેર કર્યું કે, વસ્તુસ્થિતિ આવી હોવાથી થેમિસ્ટૉક્લિસની યોજના તદ્દન પડતી મૂકવી એજ બહેતર છે.

એક વાર ઍથેનિયનોની નજીક એક કરુણરસપ્રધાન નાટક ભજ-વાયું. તેમાંના એક પાત્રના સંબંધમાં કહેવામાં આવ્યું કે "ન્યાયી તરીકે દેખાવાની તે જેટલી દરકાર કરતો તેટલીજ તે ન્યાયી થવાની દરકાર કરતો હતો." આ શબ્દો સાંભળી સઘળા માણસોની આંખ

તરતજ ઍરિસ્ટાઇડિસ તરફ ફરી. કારણકે તે શબ્દો સઘળા ગ્રીકોમાં તેને સૌથી વિશેષ લાગુ પડતા હતા. ત્યાર પછી સર્વાનુમતે તેને ન્યાયીનું ઉપનામ મળ્યું. પ્લુટાર્ક કહે છે કે, આ ઉપાધિ ખરેખર દૈવી હતી. તેને આ મહાન કીર્તિ મળેલી જોઇ કેટલાક માણસોના મનમાં ઈર્ષ્યા ઉત્પન્ન થઇ; અને આ ઈર્ષ્યાગ્નિ એટલો બધો પ્રજ્વલિત થયો કે તેને લીધે કેટલાંક વર્ષો સુધી તેને દેશપારની શિક્ષા સહન કરવી પડી. તેના ઉપર એવી અન્યાયી શંકા લાવવામાં આવી કે, લોકોમાં તેનું જે વજન છે તે સ્વતંત્રતાને માટે અહિતકર છે. જ્યારે તેના સ્વદેશબાંધવોએ તેને દેશપારની શિક્ષા ફરમાવી ત્યારે ઍરિસ્ટાઈડિસ પોતે તેમની વચ્ચે હાજર હતો. એક અપરિચિત માણસ કે જે તેની પાસે ઉભો હતો અને જે લખી શકતો ન હતો તેણે પોતાના મતપત્રક પર પોતાનો મત લખી આપવાની ઍરિસ્ટાઇડિસને વિનતિ કરી. તેણે પૂછ્યું: "એરિસ્ટાઇડિસને તમે શા માટે શિક્ષા કરાવવા માગો છો ? શું તમે તેને ઓળખો છો ? અથવા તેણે તમારૂં કાંઇ બગાડયું છે ?" તે અપરિચિત માણસે પ્રત્યુત્તર આપ્યોઃ "હું તેને ઓળખતો પણ નથી અને તેણે મારૂં કાંઇ બગાડયું પણ નથી; પરંતુ જ્યાં જ્યાં હું જાઉં છું, ત્યાં ત્યાં 'ન્યાયી ઍરિસ્ટાઇડિસ' એ શબ્દો મારા કાન સાથે અથડાયા વિના રહેતા નથી અને તેટલા માટેજ હું તેને શિક્ષા કરાવવા ઇચ્છું છું." ઍરિસ્ટાઇડિસની ગેરહાજરીએ શીઘ્ર તેના સ્વદેશબંધુઓને તેની કિંમત સમજાવી. અલ્પ સમયમાં તેને પાછો બોલાવવામાં આવ્યો અને ત્યાર પછી લાંબા વખત સુધી તેણે એ પ્રજાસત્તાક રાજ્યના કારોબારમાં આગેવાનીભર્યો ભાગ લીધો. આ સમયમાં તેણે પોતાના દુશ્મનો તરફ જરા પણ ગુસ્સો બતાવ્યો ન હતો કે દ્વેષ રાખ્યો ન હતો; તેમજ પોતાના સ્વદેશબાંધવોની પ્રમાણિકપણે અને માન સાથે સેવા કરવા સિવાય બીજો કોઇ પણ લાભ શોધ્યો ન હતો. ઍરિસ્ટાઇડિસના સદ્ગુણો નિષ્ફળ ગયા નહિ. તેને બે પુત્રીઓ હતી; તેમને રાજ્યના ખર્ચે શિક્ષણ આપવામાં આવ્યું અને તેમનાં લગ્નસમયે સાર્વજનિક તીજોરીમાંથી પહેરામણી આપવામાં આવી.

છતાં ઍરિસ્ટાઇડિસના ન્યાય અને પ્રમાણિકપણાનું મોટામાં મોટું પ્રમાણ તો એ છે કે, તેણે તે પ્રજાસત્તાક રાજ્યમાં ઉચ્ચમાં ઉચ્ચ હોદ્દાઓ ભોગવ્યા હતા અને તીજોરીનાં નાણાંનો ગમે તેવો ઉપયોગ કરવાની તેને સંપૂર્ણ સત્તા મળી હતી; તોપણ તે મરણ પામ્યો ત્યારે એટલો બધો નિર્ધન હતો કે તેના ઘરમાં તેની ઉત્તર-

ક્રિયા પૂરતા પણ પૈસા ન હતા.

ચારિત્ર્યવાન માણુસો જે સમાજમાં વસતા હોય છે તે સમાજનો આત્મા જાણે તેઓજ છે. ખરૂં જોતાં તેઓજ–અને નહિ કે પોલીસ–લોકોને કાયદા પ્રમાણે ચલાવે છે. તેમનું ચારિત્ર્યજ ઉત્તમ રાજ્યવ્યવસ્થાનું મૂળ હોય છે.

રશિયાના પ્રથમ સમ્રાટ્ ઍલેકઝાન્ડરના સંબંધમાં કહેવાય છે કે, તેનું અંગત ચારિત્ર્ય તેના ધારાઓને અનુરૂપજ હતું. મૉન્ટેનના સંબંધમાં કહેવાય છે કે, પ્રમાણિકપણા માટેની તેની મહાન કીર્તિ, એ ઘોડેસ્વારોની એક પલટણ કરતાં તેના સંરક્ષણનું ઉત્તમ સાધન હતું. ફ્રૅન્ડનાં યુદ્ધો ચાલતાં હતાં તે સમય દરમિયાન ફ્રેન્ચ ઉમરાવો પૈકી તેણે એકલાએજ પોતાના કિલ્લાનાં દ્વાર ખુલ્લાં રાખ્યાં હતાં. લોકોનું મોટું સદ્ભાગ્ય છે કે, હજુ પણ કેટલાક લોકો એવા હોય છે કે જેઓ પ્રેસિડેન્ટ **થવા કરતાં પ્રમાણિક થવું વધારે પસંદ કરે છે.**

ફિશર આમ્સે, રૉજર શર્મનના સંબંધમાં કૉન્ગ્રેસની સમક્ષ જણાવ્યું હતું કે "હું એકાદ વિષયની ચર્ચા ચાલતી હોય તે સમયે ગેરહાજર રહ્યો હોઉં અને તેથી કયા પક્ષને મત આપવો તેની મને સમજ પડતી ન હોય ત્યારે હું હમેશાં રોજર શર્મનની તરફ જોઉં છું. કારણકે મારી ખાત્રી છે કે, તે જે પક્ષને મત આપે તે પક્ષને હું પણ મત આપું તો હું ખરૂંજ કાર્ય કરૂં છું."

ચારિત્ર્ય આપણને ઉચ્ચ ભુમિકા પર લઈ જાય છે; જ્યારે **ચારિત્ર્ય વિનાની એકલી બુદ્ધિ આપણને અધોગતિમાં લઇ જાય છે.** ઘણી વાર આપણે જોઇએ છીએ કે, શાળા અથવા પાઠશાળામાં જે છોકરાઓ બહારથી ઠોઠ અને મૂર્ખ જણાય છે; તેઓ ધીમે પરંતુ દઢતાપૂર્વક, બીજા ચારિત્ર્યવિહીન છોકરાઓ કરતાં ઉન્નત દશાને પ્રાપ્ત થાય છે. આનું કારણ માત્ર એટલુંજ છે કે, તેઓ ઉન્નત થવાની વૃત્તિ ધરાવે છે. આ વૃત્તિ ધીમે ધીમે પરંતુ ચોક્કસ રીતે વિકાસ પામે છે અને તેમને ઉન્નત કરીને માનવંત તથા વિશ્વાસપાત્ર સ્થાન અપાવે છે. જે માણસ મહત્ત્વાકાંક્ષી હોય છે; જે માણુસ વિઘ્નો અને પ્રત્યવાયોને છિન્ન ભિન્ન કરીને પ્રગતિ કરવાની અને આગળ વધવાની વૃત્તિ ધરાવે છે; તેનામાં કોઇક એવો ગુણ રહેલો હોય છે, કે જેને સર્વ કોઇ વખાણે છે.

આપણા અંતરાત્મામાં જે ગુપ્ત દેવ રહેલો છે તેનો અવાજ દાબી દેવાનો આપણે ગમે તેટલો પ્રયત્ન કરીએ પરંતુ તે હમેશાં

સત્કાર્યને અનુમોદનજ આપવાનો અને દુષ્કાર્યોને ધિક્કારીજ કાઢવાનો. આપણે તેના પ્રત્યે ધ્યાન આપીએ યા ન આપીએ; પરંતુ તેના ઠરાવમાં યત્કિંચિત્ પણ ફેરફાર કરવાની કોઇનામાં શક્તિ હોતી નથી. આરોગ્ય, અનારોગ્ય, ઉન્નતિ, અવનતિ સઘળી અવસ્થામાં આ નિમકહલાલ સેવક આપણી પાછળ ઉભો રહે છે. તે આપણા કામમાં કદી માથું મારતો નથી; પરંતુ જે જે કામ કરીએ અને જે જે શબ્દ બોલીએ એ સર્વને તે તોળે છે અને "સત્ય" વા "અસત્ય" એવો પોતાનો નિર્ણય જાહેર કરે છે.

ઇગ્લાંડના ફ્રાન્સિસ હૉર્નરના સંબંધમાં સિડનિ સ્મિથે કહ્યું હતું કે "બાઇબલની દશ આજ્ઞાઓ તેના લલાટ પર અંકિત થયેલી હતી." પ્રત્યેક સત્યપ્રેમી તરુણે હૉર્નરના જીવનમાંથી જે કિંમતી બોધ ગ્રહણ કરવાનો છે તે એજ છે. તે આડત્રીસ વર્ષની વયે મરણ પામ્યો તોપણ લોકોમાં બીજા કોઇ પણ ખાનગી માણુસ કરતાં તેનું વજન વિશેષ હતું અને હૃદયશૂન્ય તથા નીચ માણસો સિવાય સર્વ માણસો તેની પ્રશંસા કરતા તથા તેના પર વિશ્વાસ રાખતા અને તેના મરણથી શોકાકુલ થયા હતા. પાર્લામેન્ટના કોઇ પણ ગત સભ્યને તેના કરતાં વિશેષ માન મળ્યું ન હતું. અને આ સર્વનું કારણ શું ? શું તે મોટા દરજ્જાનો માણુસ હતો ? ના, તે માત્ર એડિનબરોના એક વ્યાપારીનો પુત્ર હતો. શું તે શ્રીમંત હતો તેથી લોકપ્રિય થયો હતો ? ના, તેની પાસે તેમજ તેના કોઇ આપ્તની પાસે વધારાની કોડી પણ ન હતી. શું હોદ્દો તેની આબરૂનું કારણ હતું ? ના, તેણે હોદ્દો તો માત્ર એકજ ભોગવ્યો હતો અને તે પણ થોડાંજ વર્ષ. વળી તે હોદ્દા ઝાઝો વજનદાર પણ ન હતો અને તેનો પગાર પણ થોડો હતો. શું તેને બુદ્ધિથી આટલી બધી ઇજ્જત પ્રાપ્ત થઇ હતી ? નહિ, તેની બુદ્ધિ કાંઇ ઘણી તીક્ષ્ણ ન હતી. તે સાવધ અને ધીમો હતો અને પ્રમાણિક થવું એજ તેની મહત્ત્વાકાંક્ષા હતી. શું વકતૃત્વકલાથી તેને આટલું બધું માન મળ્યું હતું ? નહિ, તે ધીમે બોલતો હતો અને તેની વાણીમાં લોકોને ડરાવી દેવાની કે અનુકૂળ મતમાં મેળવી દેવાની શક્તિ ન હતી. શું તેણે પોતાની કોઇ સુંદર રીતભાતથી લોકોને આટલા બધા વશ કરી લીધા હતા ? નહિ, તે માત્ર સાદી ચાલચલણનો માણુસ હતો. ત્યારે તે આટલો બધો લોકપ્રિય શાથી થઇ પડયો હતો ? તે માત્ર સાધારણ બુદ્ધિ, ઉદ્યોગ, ઉત્તમ આશય અને સહૃદયતા ધરાવનાર હતો. આ ગુણો સર્વ માણસો પ્રાપ્ત કરી શકે તેમ છે. તેના ચારિત્ર્યબળે તેને ઉન્નત કર્યો હતો; અને આ ચારિત્ર્ય તેને પ્રકૃતિ-

એ આપ્યું ન હતું; પરંતુ તેણે પોતે પોતાનાં સ્થૂલ તત્ત્વોમાંથી ઘડયું હતું. આમની સભામાં તેના કરતાં વિશેષ સામર્થ્ય અને સુંદર વકતૃત્વ શક્તિ ધરાવનાર ઘણા માણસો હતા; પરંતુ તે ગુણોની સાથે નીતિમત્તા ધરાવવામાં તેના કરતાં મોટો કોઈ પણ ન હતો. સાર્વજનિક જીવન ગાળનારાઓની હરિફાઇ અને ઈર્ષ્યાની વચ્ચે પણ પ્રમાણિકતા અને ભલમનસાઇ સિવાય બીજા કશાની સહાય વિનાની સાધારણ શક્તિ શું કરી શકે છે; તેજ દર્શાવવા માટે હૉર્નરનો જન્મ થયો હતો.

એક ફ્રેંચ લેખક જણાવે છે કે "જ્યારે પૅરિસમાં એવા સમાચાર ફેલાયા કે, મહાન નેપોલિયન મરણ પામ્યો છે; તે સમયે હું રાજમહેલ આગળથી પસાર થતો હતો. ત્યાં એક ડાંડીઓ પોકાર કરતો હતો કે 'બોનાપાર્ટના મૃત્યુની હકીકત અહીંઆંથી મળશે.' આ પોકાર કે જેણે એક વખતે સમગ્ર યુરોપને સ્તંભિત કરી દીધું હોત તેની આ સમયે કાંઇ પણ અસર થઈ નહિ. હું કેટલીક હૉટેલોમાં દાખલ થયો તો ત્યાં પણ મને તેજ પ્રકારની બેદરકારી જણાઈ. જ્યાં જુઓ ત્યાં એકજ પ્રકારનું ઠંડાપણું હતું; અને એ વાતમાં કોઇ પણ રસ લેતું ન હતું. આ માણસ કે જેણે યુરોપ ખંડ જીતી લીધો હતો અને આખી દુનિયાને થરથરાવી હતી તેણે પોતાના સ્વદેશબાંધવોનો પ્રેમ કે પ્રશંસા પ્રાપ્ત કર્યાં ન હતાં. તેણે લોકો પર પોતાની અદ્ભુતતાની છાપ પાડી હતી અને તેમને આશ્ચર્યચકિત કરી નાખ્યા હતા એ ખરૂં; પરંતુ તેણે તેમનો પ્રેમ સંપાદન કર્યો ન હતો."

ઇમર્સન કહે છે કે, નેપોલિયને નૈતિક સિદ્ધાંત વિનાજ પોતાની સમગ્ર શક્તિઓનો ઉપયોગ, જીવવાને અને ઉન્નત થવાને માટે કર્યો હતો. પરંતુ પ્રકૃતિના ચિરસ્થાયી નિયમે તેનું પતન અને નાશ કર્યો. આ પ્રકારના લાખો પ્રયત્નો કરવામાં આવે તોપણ પરિણામ તેનું તેજ આવશે. તેણે અનુકૂળ સંયોગોમાં સહૃદયતા વિનાજ માનસિક શક્તિઓની કસોટી કરવાનો પ્રયોગ કર્યો હતો. બીજા કોઈ પણ સ્થાનમાં કોઈ પણ નેતાની શક્તિઓ આવી મહાન ન હતી અને કોઇને પણ સાધનોની આવી વિપુલતા મળી ન હતી. વળી બીજા કોઈ પણ નેતાને આવી મદદો અને આટલા બધા અનુયાયીઓ પણ મળ્યા ન હતા; છતાં આ વિશાળ બુદ્ધિ અને શક્તિ, આ પ્રચંડ સૈન્યો, આ નગરોનો દાહ, આ દ્રવ્યની લૂંટફાટ, આ લાખો માણસોનો નાશ અને આ નીતિભ્રષ્ટતાનું પરિણામ શું આવ્યું?

નેપોલિયને ફ્રાન્સને અગાઉ કરતાં નાનું અને રંક બનાવી દીધું !

તમે શ્રીમંત હો વા ગરીબ હો, અમીર હો વા ફકીર હો, તે સો વર્ષ પછી સૌ સરખુંજ ગણાશે; પરંતુ તમારા સદાચરણ કે દુરાચરણની અસર તો એ સમયે પણ રહેવાનીજ.

જ્યૉર્જ વિલિયમ કર્ટિસ કહે છે કે " 'વિકાર ઑફ વેઇકફીલ્ડ'નું વેચાણ ડૉ૦ જૉન્સનના વચ્ચે પડવાથી સાઠ પૌંડે થયું હતું અને ત્યારપછી દશ વર્ષે તેનો કર્તા મરણ પામ્યો. પરંતુ આપણે તે ગ્રંથનાં પાનાં કેટલા પ્રેમથી વાંચીએ છીએ ! લાગણીના કેટલા ઝરા તેણે ખોલી દીધા છે ! ગોલ્ડસ્મિથના ગ્રંથો આપણા ચિરસ્થાયી મિત્રો અને ઉપદેશકો છે; પરંતુ ઑલિવર ગોલ્ડસ્મિથ એમ૦ ડી૦ ને ઘણી વાર અન્નના પણ વાખા પડતા હતા એની તમને કદાચ ખબર પણ નહિ હોય ! પેલો સાહિત્ય પ્રદેશનો છેલબટાઉ હૉરેસ વૉલ્પોલ કે જે ગાડી ઘોડે મહાલતો તે એનો ધિક્કારપૂર્વક ઉપહાસ કરતો હતો ! જો કે ગોલ્ડસ્મિથે પોતાના પ્રતિકૂળ ભાગ્યની સામે આનંદપૂર્વક બાથ ભીડી અને તે મરણ પામ્યો; પરંતુ તેણે જે લોકોને તેમની સંકટાવસ્થામાં સહાય કરી હતી તેઓ તેની શય્યાની આસપાસ એકઠા મળ્યા અને તેને માટે વિલાપ કરવા લાગ્યા. વળી એક ઉચ્ચ કુળની સન્નારી કે જેની તે માત્ર દૂરથીજ પ્રશંસા કરવા હિંમત કરી શકયો હતો તેણે આવીને સ્મારક તરીકે તેના વાળનો એક ગુચ્છો કાપી લીધો. આ પ્રકારે જ્યારે હું ગોલ્ડસ્મિથને પોતાનું હૃદય પોતાના હાથમાં લઇને ફરતો જોઉં છું; ત્યારે હું તેને એક એવો સફળ માણસ ગણું છું કે જેને સંકટ તેની ઉચ્ચ ભૂમિકા પરથી નીચે લાવી શકતું નથી."

ડૉ૦ મૉડ્સ્લિ આપણને જણાવે છે કે દ્રવ્ય, ઉચ્ચ પદવી, સત્તા અને સત્કીર્તિ પ્રાપ્ત કરવાની ભાવના આપણામાં મુખ્યત્વે કરીને પ્રબળ હોય છે; અને તે સંપાદન કરવાની તીક્ષ્ણ હરિફાઇમાં ઘણી ખરાબ વૃત્તિઓ અનિવાર્ય રીતે જન્મે છે અને પોષાય છે. વસ્તુતઃ આજ કારણથી નિરાશા, ઇર્ષ્યા, દ્રવ્યનાશથી થતો શોક વગેરે હજારો પ્રકારની વેદના થાય છે. ખરા મનુષ્યે આ પ્રકારના શોકના ભોગ થવું ન જોઇએ. જો એક માણસ એમ ધારે કે, એક મહાન કાર્ય મેં કર્યું તોયે શું થયું અને બીજા કોઈ માણસે કર્યું તોયે શું થયું ? ગમે તેમ પણ તે કામ તો થયું; તો તેને ઇર્ષ્યા અથવા દ્વેષ ઉત્પન્ન થાય નહિ. દ્રવ્ય આપણને જે વસ્તુ આપી શકે છે અને જે વસ્તુ નથી આપી શકતું; તેનો વિચાર કરીનેજ

આપણે જો દ્રવ્યની યોગ્ય કિંમત આંકીએ તો તેના નાશથી આપણુ-ને કાંઇ પણ શોક થાય નહિ; અને જો આપણે **સ્વાર્થત્યાગનો પાઠ શીખ્યા હોઇએ તો માનાપમાનની પણ આપણા પર અસર થાય નહિ.**

ફિલાડેલ્ફિયામાં સ્થિર થયા પછી થોડાજ વખતમાં તેના વર્તમાનપત્રમાં પ્રકટ કરવા માટે ફ્રૅંકિલનને, એક જણ તરફથી એક લખાણ મળ્યું. કામમાં ઘણોજ રોકાયલો હોવાને લીધે એ સમયે તેણે એ ગૃહસ્થને જણાવ્યું કે "કૃપા કરીને આપ એ લખાણ અહીં મૂકીને જાઓ; એ વાંચી વિચાર કરીને હું મારો નિર્ણય આપને જણાવીશ." બીજે દિવસે તે ગૃહસ્થ આવ્યા એટલે ફ્રેંકિલને પ્રત્યુત્તર આપ્યો કે "મને કહેતાં દિલગીરી થાય છે કે, આ લેખને હું અસંત નિંદાભરેલો ધારૂં છું; પરંતુ મારી ગરીબાઇને લીધે તેનો અનાદર કરવો કે આદર કરવો તેનો તત્કાળમાં હું નિર્ણય કરી શકયો નહિ; તેથી મેં આ પ્રમાણે કર્યું. રાત્રે જ્યારે મારૂં કામ થઈ રહ્યું ત્યારે મેં બે પેનીનો એક પાઉં ખરીદ્યો અને તેના ઉપર સારી પેઠે હાથ માર્યો; અને ત્યાર પછી મારા મોટા ઝભ્ભામાં લપેટાઇને ભોંય પર સૂઈ જઇ સવાર સુધી ખૂબ ઉંઘ્યો. સવારે એક બીજો પાઉં અને એક પાણીનું ટંબલર મળીને મારો સુંદર નાસ્તો બન્યો. હવે કહો સાહેબ! જ્યારે હું આવા સાદા આહારથી પણ ઘણા સુખપૂર્વક નિર્વાહ કરી શકું છું ત્યારે મારે અધિક ભોગવિલાસને માટે અંગત તિરસ્કાર અને પક્ષભેદ વધારવાને મારા પત્રને શા માટે ભ્રષ્ટ કરવું જોઇએ ?"

ફ્રેંકિલનની આ વાત વાંચીને આપણને, સૉક્રેટિસે રાજા આર્ચેલૉસને જે પ્રત્યુત્તર આપ્યો હતો તેનું સ્મરણ થયા વિના રહેતું નથી. તે રાજાએ સૉક્રેટિસને આગ્રહપૂર્વક જણાવ્યું કે, "તમે ઍથેન્સના કંગાલ મહોલ્લાઓમાં ઉપદેશ આપવાનું છોડી દો અને મારી પાસે આવીને દરબારમાં રહો." તે બોલ્યોઃ "મહારાજાધિરાજ ! ઍથેન્સમાં અન્ન બહુ સસ્તું મળે છે અને પાણી તો મને મફતજ મળે છે !"

સિકંદરે આફ્રિકા પર આક્રમણ કર્યું ત્યારે એ પ્રજા શાંતિપૂર્વક પોતાના દિવસો નિર્ગમન કરતી જણાઇ. આ લોકો યુદ્ધ વા જીતની વાતજ જાણતા ન હતા. સિકંદર એ લોકોના સરદારની સાથે વાતો કરતો હતો એવામાં ત્યાંના બે પ્રજાજનો એ સરદારની પાસે ન્યાય કરાવવા આવ્યા. તકરાર આ પ્રમાણે હતીઃ—એક માણસે બીજા

માણસની પાસેથી એક જમીનનો ટુકડો ખરીદ્યો હતો. વેચાણ થઇ ગયા પછી તેમાં એક ખજાનો જણાયો; તેથી ખરીદનારે ધાર્યું કે આ ખજાનાને માટે મારે એને કિંમત આપવી એ મારી ફરજ છે. પરંતુ વેચનાર બોલ્યો કે " એ માટે મારે એક પાઇ પણ લેવી હરામ છે. કારણ કે જ્યારે મેં તમને જમીન વેચી ત્યારે મેં તેના બધા પ્રત્યક્ષ વા પરોક્ષ લાભ સહિતજ વેચી હતી." આ બન્નેની દલીલ સાંભળી તે સરદાર બોલ્યો કે " તમારામાંથી એકને ઘેર છોકરો છે અને બીજાને ઘેર છોકરી છે. તે બન્નેનાં લગ્ન કરી દો અને ખજાનો તેમને પહેરામણીમાં આપી દો. " સિકંદર આ નિર્ણય સાંભળીને આશ્ચર્યચકિતજ બની ગયો અને બોલ્યો કે " જો આ મુકદ્દમો અમારા દેશમાં ઉભો થયો હોત તો તેને કાઢી નાખવામાં આવ્યો હોત અને ખજાનો રાજાએ લઇ લીધો હોત." તે સરદાર બોલ્યોઃ " શું તમારા દેશમાં સૂર્યોદય થાય છે અને વરસાદ પડે છે તથા ઘાસ ઉગે છે ?" સિકંદરે પ્રત્યુત્તર આપ્યો કે " હા. " સરદારે પૂછ્યું: "તમારા દેશમાં ઢોર છે ? " સિકંદરે જવાબ વાળ્યોઃ " હા." આ સાંભળી સરદારે કહ્યું: " ત્યારે તો એવાં નિર્દોષ પ્રાણીઓને માટેજ પ્રભુ તમારા દેશમાં વરસાદ વરસાવે છે અને ઘાસ ઉગાડે છે !"

ઉત્તમ ચારિત્ર્યની કિંમત હીરા, સુવર્ણ, અને રાજ્યસત્તા કરતાં પણ વિશેષ છે અને એવું ચારિત્ર્ય ઘડવાનું કામ એ જગતનું ઉત્તમોત્તમ કાર્ય છે.

એડિનબરોના વિશ્વવિદ્યાલયના અધ્યાપક બ્લૅકીએ તરુણ પુરુષોના એક વર્ગમાં જણાવ્યું હતું કે " દ્રવ્યની જરૂર નથી; સત્તાની જરૂર નથી; સ્વતંત્રતાની જરૂર નથી; આરોગ્ય પણ ખાસ જરૂરની વસ્તુ નથી; પરંતુ માત્ર ચારિત્ર્ય એકલુંજ આપણું ખરેખરૂં સંરક્ષણ કરી શકે છે. અને એ અર્થમાં જો આપણું સંરક્ષણ થયું ન હોય તો આપણે ખરેખર નાશજ પામીએ છીએ. " એક વિદ્વાને કહ્યું છે કે " જ્યારે ગરીબાઇ તમને વારસામાં મળી હોય ત્યારે સદ્દગુણો તમારી મૂડી હોવી જોઇએ."

અમેરિકન ક્રાંતિ દરમિયાન ત્યાંની કૉંગ્રેસના પ્રમુખ જનરલ રીડને બ્રિટિશ કમિશ્નરોએ દશ હજાર ગીનીની લાંચ આપવા માગી; ત્યારે તેણે કહ્યું કે "ગૃહસ્થો! હું ગરીબ છું-અતિ ગરીબ છું; **પરંતુ મને ખરીદે એટલો તમારો રાજા શ્રીમંત નથી.**"

સ્કૉટલૅન્ડની રાણી મેરીએ કહ્યું હતું કે " દશ હજાર માણસો-

ની સેના કરતાં જૉન નૉક્સની પ્રાર્થનાથી હું વધારે ડરૂં છું."

જ્યારે ચોથા પોપ પાયસે કૅલ્વિનના મરણના ખબર સાંભળ્યા ત્યારે તે નિઃશ્વાસ નાખીને બોલી ઉઠયો કે "અહા! તે મગરૂર પાખંડીનું બળ શું દ્રવ્યમાં રહ્યું હતું? ના. શું માનપાનમાં રહ્યું હતું? ના. કશાથી પણ તે માર્ગચ્યુત થયો ન હતો; તેમાંજ તેનું બળ રહેલું હતું. ભલા ભગવાન! જો આપણા ધર્મના આવા ફક્ત બેજ સેવકો હોય તો તે અલ્પ સમયમાંજ આખા જગતમાં ફેલાઇ જાય."

ગૅરિબાલ્ડી પોતાના માણસો પર ચમત્કારિક સત્તા ધરાવતો હતો. સૈનિકો અને અમલદારો તેને માટે મરવાને પણ તત્પર રહેતા. રોમમાંથી તેણે ચાલીસ સ્વયંસેવકોને એવે સ્થળે જવાને માટે બોલાવ્યા કે જ્યાં તેમાંનાં અર્ધાં માણસો તો અવશ્યજ મરે અને ઘાયલ તો બધાજ થાય; પરંતુ સ્વયંસેવકો એટલા બધા આતુર હતા કે તેના આમંત્રણને માન આપી આખી પલટણ ધસી આવી અને તેમાંના ઘણાને પાછા વાળવા પડયા!

એક મહાન નામમાં કેટલી જાદુઇ શક્તિ રહેલી છે! યુરોપમાં એક પણ રાજ્ય એવું ન હતું કે જે વૉશિંગ્ટનના ચારિત્ર્યની સામે ટકી શકે. લિંકન, ગ્રાન્ટ અથવા ગારફીલ્ડના નામની આગળ લોભી માણસોનાં કામ તે શી વિસાતમાં આવે? આવાં થોડાંક નામોએજ ઘણી પ્રજાઓને અકાળ મૃત્યુ પામતાં બચાવી છે.

"જે માણસનું ઉજ્જવલ અંતઃકરણ બીજાઓનાં અંતઃકરણને ઉચ્ચ ભૂમિકા પર લઈ જાય છે; તે માણસ શું મરણ પામે છે? જે અંતઃકરણોને તે પોતાની પાછળ મૂકી જાય છે, તે અંતઃકરણોમાં જીવવું એ કાંઇ મરણ નથી."

ગ્લૅડસ્ટને પાર્લામેન્ટમાં રાજકુમારી એલિસનું મૃત્યુ જાહેર કરતી વખતે તેણીની સેવા—ચાકરીની એક હૃદયદ્રાવક વાત કહી હતી. તે રાજકુમારીનો નાનો કુંવર બિમાર હતો અને વૈદરાજે તે દરદીનો વિષમય પ્રશ્વાસ પોતાના શ્વાસમાં નહિ લેવાની ચેતવણી તેણીને આપી હતી; તોપણ તે સખ્ત તાવની ભયંકર વેદનાથી પીડાતા બાળકને તે માતાએ પોતાના ખોળામાં લીધું અને તેના તપી ગયેલા કપાળને પંપાળવા લાગી. તે છોકરાએ પોતાના હાથ પોતાની માતાની ગરદનની આસપાસ વિંટાળ્યા અને ધીમેથી કહ્યું: "માજી! મને ચુંબન કરો." વૈદરાજની ચેતવણી કરતાં માતાની સ્વાભાવિક લાગણી પ્રબળ નીવડી! તેણે બાળકના હોઠ સાથે પોતાના હોઠ દબાવ્યા અને પોતાનું જીવન પણ ખોયું!

ક્રીમિયન વિગ્રહ સમાપ્ત થયા પછી લૉર્ડ સ્ટ્રૅટફર્ડે એક મોટું ખાણું આપ્યું હતું. આ પ્રસંગે એક એવી દરખાસ્ત મૂકવામાં આવી કે, પ્રત્યેક જણે પોતાને જે નામ સૌથી વિશેષ સંસ્મરણીય લાગે તે એક કાગળના ટુકડા પર લખવું. જ્યારે કાગળો ખોલવામાં આવ્યા ત્યારે તેમાંના પ્રત્યેકની ઉપર ફ્લૉરેન્સ નાઈટિંગેલનું નામ લખેલું જણાયું.

લેકી જણાવે છે કે, દુનિયાનું પ્રથમ ઔષધાલય ચોથી શતાબ્દિમાં પેલી ઉદાત્ત ખ્રિસ્તી સન્નારી ફૅબિયોલાએ સ્થાપન કર્યું હતું. આધુનિક સમયનાં પરોપકારી મનુષ્યોમાં જૉન હાવર્ડ અને ફ્લૉરેન્સ નાઇટિંગેલ સૌનાં અગ્રણી છે. ક્રીમિયન યુદ્ધમાં ભાગ લેનારા બન્ને પક્ષના સેનાપતિઓ પૈકી એક પણ સેનાપતિનું નામ દશમાંથી એક પણ માણસ લઇ શકે એમ નથી; પણ જ્યારે તે ભયંકર ખૂનરેજીના સમયનો નિર્દેષ કરવામાં આવે છે ત્યારે જે એક નામ તત્ક્ષણ યાદ આવે છે તે ગંભીર માંદગીમાંથી તરતની ઉઠેલી તરુણ સ્ત્રી ફ્લૉરેન્સ નાઇટિંગેલનું છે. એક સૈનિકે કહ્યું હતું કે "તે સ્ત્રી આવી તે પૂર્વે શાપ દેવાનો અને કસમ ખાવાનો ભારે વ્યાપાર ચાલી રહ્યો હતો; પરંતુ તેના આવ્યા પછી સર્વત્ર દેવાલયના જેવી પવિત્રતા પ્રસરી રહી." તેણે યુદ્ધની અર્ધી ભયંકરતા ઓછી કરી નાખી. તેના સમય પછી સમસ્ત પ્રજાઓની યુદ્ધસમયની દવાખાનાની પદ્ધતિમાં ફેરફાર થઇ ગયો છે. કલેરા બાર્ટનના જેટલો બહાદુર કોઇ પણ સૈનિક ન હતો અને તેણીના જેવો સાચો સ્વદેશભક્ત પણ કોઇ ન હતો. રેડ ક્રૉસ સોસાયટિની ઉદાત્ત પ્રોટેસ્ટંટ સ્ત્રીઓ પ્લેગ, કૉલેરા, રેલ, દુષ્કાળ વગેરેથી પીડાતા લોકોનાં દુઃખ વિદારવાને જ્યાં જ્યાં જાય છે, ત્યાં ત્યાં આ અપરિશ્રમેય દેવદૂત સમી સ્ત્રી પણ લોકકલ્યાણ કરવાને પહોંચે છે. આપણા ધાર્મિક ઇતિહાસનાં પૃષ્ઠો પર જે નામો પોતાનો ઉજ્જવલ પ્રકાશ ફેલાવી રહ્યાં છે તેમાં આના કરતાં વિશેષ ઉદાત્ત નામો આપણને ક્યાં પ્રાપ્ત થશે? મિસિસ જડસન, મિસિસ સ્નો, મિસ બ્રિટન, મિસ વેસ્ટ ઈત્યાદિનાં કાર્યો વિષે વાંચતાં મને એમ લાગ્યા વિના કદી પણ રહેતું નથી કે, આપણી જાતિનો સત્યયુગ હજુ હમણાંજ શરૂ થાય છે અને આ યુગમાં સ્ત્રીઓ પોતાની ઇચ્છામાં આવે તે ક્ષેત્રમાં પારમર્થિક કાર્યો કરી શકે છે.

"કર્તવ્ય એ એક પ્રકારનો સીમેન્ટ-ચૂનો છે; એના વિના સઘળી સત્તા, ભલમનસાઈ, બુદ્ધિ, સત્યતા, સુખ અને પ્રેમ સુદ્ધાં સ્થાયી રહી શકતાં નથી. એના વિના આપણા જીવનના સઘળા

તંતુઓ તૂટી જાય છે; એના વિના આપણને આપણી પાયમાલીની વચ્ચે આપણા નાશ તરફ આશ્ચર્યસહિત જોતા બેસવાની ફરજ પડે છે." નિરંતર દૃઢ કર્તવ્યપરાયણતા એજ શિક્ષણનું સાચું પર્યવસાન છે.

"મને સ્વપ્ન આવ્યું કે ભોગવિલાસ એજ જીવનનો હેતુ છે; પરંતુ જાગૃત થતાં જણાયું કે, કર્તવ્ય એજ જીવનનો હેતુ છે."

આપણને જેમ ઋણ અદા કરવાની ના પાડવાનો હક નથી; તેજ પ્રકારે આપણને કર્તવ્ય બજાવવાનો ઇન્કાર કરવાનો પણ અધિકાર નથી. જે માણસ પોતાના માનવબંધુઓ પ્રત્યેના પોતાના કર્તવ્ય તરફ દુર્લક્ષ કરે છે અથવા તેનો અનાદર કરે છે; તે અવશ્ય નૈતિક દેવાળું કાઢ્યા વિના રહેશે નહિ. આપણે કોઈને પૈસા આપીને પણ તેની પાસે આપણું કર્તવ્ય કરાવી શકતા નથી. બલ્કે દ્રવ્ય તો તમારા કર્તવ્યમાં–ફરજમાં ઉલટી વૃદ્ધિ કરે છે; કારણકે તમને તે અધિક વિશાળ અને વિશેષ ઉદાત્ત કર્તવ્યો કરવાને શક્તિમાન કરે છે.

જો તમારા પૈસા પ્રમાણિકપણે મેળવેલા ન હોય, જો તમારા કરોડો રૂપિયામાં અપ્રમાણિકપણે મેળવેલી એક પાઇ પણ હોય તો તમને સફળતા મળેલી ગણાશે નહિ. જો તમારાં નાણાં કે મિલ્કતમાં રંક અને દુર્ભાગી અનાથો મજુરો, કિંવા વિધવાઓનું રક્ત રહેલું હોય તો તમને વિજય મળેલો ગણાશે નહિ. જો તમારા દ્રવ્યે બીજાઓને ગરીબ બનાવ્યા હોય તો તમને નિષ્ફળતાજ મળેલી સમજજો. જે ધંધો બીજા માણસોને મારી નાખે; બીજાઓનાં જીવન ટુંકાં કરે; બીજાઓનાં રક્તને વિષમય બનાવે અથવા તેમના શરીરમાં વ્યાધિ ઉત્પન્ન કરે એવા કોઇ ધંધા દ્વારા જો તમે દ્રવ્ય મેળવ્યું હોય; બીજાને ખરાબ કરે એવાજ કોઇ ધંધા દ્વારા જો તમે પૈસા મેળવ્યા હોય તો તમને નિષ્ફળતાજ મળી છે એમ સમજજો.

સ્મરણમાં રાખજો કે, એક સમયે તમારી સમગ્ર રહેણી-કરણીનો હિસાબ તમારે આપવોજ પડવાનો. તમને પુછાશે કે, તમે દ્રવ્ય કેવી રીતે સંપાદન કર્યું હતું ? શું તેમાં બીજા માણસોના ભોગ અપાયા છે ? શું તેમાં બીજા માણસોની આશાઓ અને સુખની કબર ખોદાઇ છે ? શું તેને માટે બીજા માણસોના સુખનો ભોગ આપવામાં આવ્યો છે ? શું બીજા માણસોના હક્કો તેમાં નાશ પામ્યા છે ? કે તેમને મળવાની તકનો નાશ થયો છે ? કે તેમનો વિકાસ અટક્યો છે ? યા તેમનાં ચારિત્ર્યો ભ્રષ્ટ થયાં છે ? શું તેથી બીજા માણસોના રોટલા અને રહેઠાણમાં નુકસાન પહોંચ્યું

છે ? જો એમ હોય તો તમારૂં જીવન નિષ્ફળજ નીવડેલું ગણાશે. તમારા કરોડો રૂપિયા તમને આ તિરસ્કરણીય લોકવાયકામાંથી બચાવી શકશે નહિ કેઃ " તમારી તુલના કરવામાં આવી છે અને તમે હલકી પંક્તિના નીવડયા છો."

પોતાનાં પુસ્તકોના છાપનાર અને પ્રકાશકે દેવાળું કાઢવાથી જ્યારે સર વૉલ્ટર સ્કૉટની સામે ૧,૨૦,૦૦૦ પૌંડનું દેવું ધુરકતું ઉભું ત્યારે તેના મિત્રો તેની મદદે ધાયા અને તેના લેણદારોનાં મન મનાવવા જેટલા પૈસા એકઠા કરવાને તૈયાર થયા. પરંતુ તેણે સાભિમાન કહ્યું કે "આ જમણો હાથ કામ કરીનેજ સઘળું દેવું પતાવી દેશે. ભલે અમે બીજું સઘળું ગુમાવી દઈશું; પરંતુ નિદાન અમારી ઇજ્જત તો અમે નિષ્કલંકજ રાખીશું." આ મહાપુરુષ, આપણને પૌરુષ અને પ્રમાણિકપણાનું કેવું મહાન ઉદાહરણ પૂરૂં પાડે છે ! તેણે તે દેવું ચૂકવી આપવાને સખત પરિશ્રમ કરી અત્યંત ત્વરાથી "નેપોલિયનનું જીવન ચરિત્ર" "વૂડસ્ટોક" "એક દાદાની વાર્તાઓ" એ ગ્રંથો લખીને પ્રસિદ્ધ કર્યા અને તે ઉપરાંત "ત્રૈમાસિક"ને માટે લેખો પણ લખતો ગયો તથા બીજાં લખાણો પણ કરતો ગયો. આ સઘળું લેખનકાર્ય તેણે મહાશોક, દુઃખ અને પાયમાલીની વચ્ચે કર્યું હતું; છતાં તે જણાવે છે કે, "મારા લેણદારોનો ધન્યવાદ મેળવવાની અને એક પ્રમાણિક મનુષ્ય તરીકે મારૂં કર્તવ્ય બજાવવાની આહ્‌લાદદાયક ભાવનાથી હાલ હું જેવો ઘસઘસાટ ઉંઘી શકું છું; તેવો હું આથી વિપરીત સ્થિતિમાં ઉંઘી શકયો ન હોત. હું મારી સામે એક લાંબો, કંટાળાભરેલો અને અંધકારમય માર્ગ જોઉં છું; પરંતુ તે માર્ગ મને નિષ્કલંક કીર્તિ તરફ લઇ જાય છે. જો હું આ રણભૂમિમાં મરીશ-કે જેમ બનવાનો ઘણો સંભવ છે-તો હું માન સહિતજ મરીશ."

તે જે અંતિમ વાકયો બોલ્યો તેમાંનું એક આ હતુંઃ "આધુનિક સમયના લેખકોમાં લગભગ સૌથી વધારે મેં લખ્યું છે અને મને આ વિચાર આવતાં આનંદ થાય છે કે, મેં કોઇ પણ મનુષ્યની શ્રદ્ધા ડગાવવાનો કે કોઇ પણ માણસના સિદ્ધાંતો છોડાવવાનો પ્રયત્ન કર્યો નથી. વળી મેં એવું કાંઇ પણ લખ્યું નથી કે જેને મારી મૃત્યુશય્યા પર પણ રદ કરવાની મને ઇચ્છા થાય."

જો કે આગાસિઝે દ્રવ્યની એક મોટી રકમને માટે પણ ભાષણ કરવાની ના પાડી હતી; તોપણ દ્રવ્યને માટે ભાષણ કરીને તે આપી શકયો હોત તેના કરતાં હાર્વર્ડ વિશ્વવિદ્યાલયને તે અધિક

દ્રવ્ય આપી ગયો છે.

ફેરાડે જો વિજ્ઞાનનો અભ્યાસ આગળ ન વધારત તો પ્રાયઃ દશ લાખ પૌંડની પુંજી સંપાદન કરી શક્યો હોત; પરંતુ તેણે વિજ્ઞાનનો અભ્યાસ ચાલુ રાખી ગરીબાઇનોજ આદર કર્યો. તેણે ગરીબાઇ અને વિજ્ઞાનનેજ પસંદ કર્યાં અને તેથી અમર કીર્તિ મેળવી.

બીચર જણાવે છે કે "આપણે સર્વ ચિરકાલને માટે આત્મા-રૂપી ઘર બાંધીએ છીએ; અને તે છતાં પણ આપણા શિલ્પ અને આપણી કાળજીમાં કેટલો તફાવત છે !"

ધારો કે તમારા એક પડોશીએ કારીગરો અને ઇમારત બાંધવાનાં સાધનો એકઠાં કર્યાં હોય અને તમે તેને પૂછો કે "આ શું બંધાવો છો ?" અને તમને એવો પ્રત્યુત્તર આપે કે "મને બરાબર ખબર નથી; શું બંધાશે તેજ જાણવાની હું વાટ જોયા કરૂં છું." તો તેનો આવો જવાબ સાંભળીને તમે તેને મૂર્ખનો સરદાર નહિ કહો ? દિવાલો બંધાય અને ઓરડાઓ તૈયાર થાય છતાં તે માણસ બેદરકારીથી જોયા કરે તો લોકો તેને મૂર્ખ નહિ કહે ? છતાં ઘણા લોકો આજ રીતે પોતાનું સ્થાયી ચારિત્ર્ય ઘડે છે. તેઓ નકશા અથવા ઉદ્દેશ વિનાજ પોતાને માટે ઇમારત બંધાવે છે અને મૂર્ખાઇભરેલી રીતે પરિણામની રાહ જોયા કરે છે. આવા માણસો કદી પણ "ઇશ્વરના ચિરસ્થાયી ઘર"માં પેસવા—પામશે નહિ.

ઘણા માણસો વ્યાપારનો સામાન ભરવાની વખાર જેવાજ હોય છે. કેમકે તેમના મસ્તકમાં અને અંતઃકરણમાં ભૌતિક વસ્તુઓ-નોજ વાસો હોય છે. શહેરના હલકા લત્તામાં આવેલા ગરીબ લોકોને રહેવાનાં ઘરો, પાછળથી જેમ પૈસાના બદલામાં વેચાઇ જઇને વેપારીઓના માલ ભરવાની વખારો બની રહે છે; તેની પેઠે આવા માણસોના આત્મામાં પૂર્વે જે રુચિ, પ્રેમ, આનંદ અને ભક્તિ ઇત્યાદિ હોય છે તે પાછળથી તેને છોડી જાય છે અને તે ભૌતિક વસ્તુઓની વખાર જેવો બની જાય છે.





# प्रकरण १२ मुं–त्रेवड त्रीजो भाइ

"કરકસર એ અર્ધો જીવનસંગ્રામ છે." —ક્રેપર્જિયન

"કરકસર એ પ્રમાણિકતા, સ્વતંત્રતા અને સુખની માતા છે; તેમજ મિતાહાર, આનંદ અને આરોગ્યની સુંદર બહેન છે." ડૉ૦ જૉન્સન.

"થોડી જરૂરીઆતો હોવી અને પોતાની જરૂરીઆતો પોતેજ પૂરી પાડવી એના જેવું રૂડું બીજું કયું કાર્ય છે ?"

"રાજતંત્ર ચલાવવામાં જેટલા ડહાપણની જરૂર છે; તેટલું ડહાપણ ઘરસંસાર ચલાવવામાં પણ જરૂરનું છે." —ઈમર્સન

ત્વરાથી મેળવેલું નાણું ખર્ચાઈ જશે; પરંતુ પરસેવો ઉતારીને ધીમે ધીમે પ્રાપ્ત કરેલું દ્રવ્ય ઉત્તરોત્તર વૃદ્ધિંગત થતું જશે." —ગેટે

"તમારા દ્રવ્યનો કરકસરપૂર્વક ઉપયોગ કરવાથી તમને જેવો લાભ થાય છે તેવો નિશ્ચિંત લાભ કોઇ પણ હોતો નથી." લૅટિન કહેવત

"અકારણ નાની નાની રકમ ઉડાવી દેતાં સાવધ રહેજો. એક નાનું સરખું ગાબડું પડવાથી એક મોટું વહાણ પણ ડૂબી જાય છે."

ફ્રૅંકલિન

"ઋણ લઈને ફઠવું તેના કરતાં ખાધાવિના સૂઈ જવું સારૂં છે."

—જર્મન કહેવત

"ઋણ જેવું કોઈ પણ બંધન નથી. તેમાં પ્રવેશ કરવાનું જેટલું સહેલું છે, તેટલુંજ તેમાંથી બહાર નીકળવાનું કઠિન છે." —એચ. ડબ્લ્યુ. શો.

"ડહાપણપૂર્વક ચાલનારો માણસ કોઈપણ દેશમાં જૂજ ખર્ચથી નિર્વાહ કરી શકે છે; જ્યારે ઉડાઉપણા આગળ બ્રહ્માંડનું રાજ્ય પણ પૂરતું નહિ." —મેકૉલે

"કરકસર એ ગરીબ માણસોની ટંકશાળ છે." —ટપર

"પૈસા ઉછીના લેવાથી તે વધુ ને વધુ વપરાય છે. આ રોગ અસાધ્ય છે." —શેક્સપિયર

"તમે ગમે તેવા બુદ્ધિમાન હો; તમારી ભાવી ઉન્નતિનો યોગ ગમે તેટલો પ્રબળ હોય; પરંતુ અશક્તાશ્રમમાં ન જવું પડે તે માટે તમને જે વસ્તુની જરૂર હોય તે તમે કદી પણ મહાલય મેળવવાની આશાથી ઉડાવી દેતા નહિ." —બલ્વર

"ભોંયમાં દાટવાને માટે નહિ; સેવકોની પલટણ ઉભી કરવા માટે નહિ; પરંતુ સ્વતંત્ર થવાનો ઉજ્જ્વલ હક્ક મેળવવાને માટે માણસને કરકસરની જરૂર છે." —બર્ન્સ

જૉન મુરેની પાસે બે સ્ત્રીઓ આવી અને એક પારમાર્થિક કાર્યમાં કંઈ પણ રકમ ભરવાનું તેને કહ્યું. તે બે બત્તીઓના પ્રકાશમાં લખતો હતો; પરંતુ પેલી સ્ત્રીઓ આવી એટલે તેણે એમાંની એક બુઝાવી નાખી. આ દૃશ્ય જોઈ તેમાંની એક સ્ત્રી પોતાની સખી પ્રત્યે ધીમેથી બોલી કે "અહીંઆંથી આપણને કંઇ જીવ જેવું મળે તેમ નથી." તેણે આ બન્ને વચ્ચે થયેલી વાતચીત સાંભળી અને તેમને વીસ પૌંડ આપ્યા. પેલી સ્ત્રી બોલીઃ "મિ૦ મુરે! આપની આ ઉદારતા જોઇ મને સાનંદાશ્ચર્ય થાય છે! મેં તો તમારી પાસેથી આટલી રકમ મેળવવાની આશા રાખી ન હતી." તે વૃદ્ધ કવેકરે કહ્યું કે "તમારો આવો અભિપ્રાય બંધાવાનું જે કારણ છે તેને લીધેજ હું આજે આપને વીસ પૌંડ આપવા શક્તિમાન થયો છું. પારમાર્થિક કાર્યોને માટે હું કરકસર કરીનેજ પૈસા બચાવું છું. વાત કરતી વખતે એકજ બત્તી પૂરતી હતી."

ઇમર્સન એક વાત જણાવે છે કે, બોસ્ટનના એક શ્રીમંત વ્યાપારીની પાસે તેનો એક મિત્ર એક પારમાર્થિક કાર્યમાં સહાય લેવા ગયો. આ સમયે તે એક કારકુનને અર્ધાને બદલે આખાં વેફર× વાપરવાને માટે ઠપકો આપતો હતો. તેના મિત્રે આ જોઈ ધાર્યું કે, અહીં આપણું કાંઇ વળે એમ લાગતું નથી. પરંતુ જ્યારે તેની માગણી સાંભળીને તેણે સો પૌંડ ભર્યા ત્યારે તે મિત્રના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. તે બોલ્યો કે "જે માણસ અર્ધા વેફરને માટે આટલી બધી કાળજીવાળો હોય તે એક પરોપકારી કાર્યમાં સો પૌંડ આપે એ ખરેખર આશ્ચર્યકારક ઘટના છે" આ સાંભળીને તે વ્યાપારી બોલ્યો કે "અર્ધાં વેફરો બચાવીને અને આવી ક્ષુદ્ર બાબતોમાં ધ્યાન આપવાથીજ કાંઇક આપી શકું એટલું મેં પ્રાપ્ત કર્યું છે."

અનેક વહાણોના માલિક લૅમ્પિસને તેના એક મિત્રે પૂછ્યું કે "તમે અઢળક દ્રવ્ય શી રીતે પેદા કર્યું?" તેણે જવાબ આપ્યો કે, મેં અઢળક દ્રવ્ય તો સહેલાઇથી પ્રાપ્ત કર્યું છે; પણ શરૂઆત માટે જે થોડાક દ્રવ્યની ખાસ જરૂર હતી તે થોડુંક દ્રવ્ય પ્રાપ્ત કરવામાંજ મને ઘણો પરિશ્રમ પડયો છે."

એક ગરીબ માણસ પણ જો સખ્ત કામગરો, કરકસરિયો અને ઉત્સાહ તથા આવડતવાળો હોય તો પોતાનાં કાર્યોથી જગતને આશ્ચર્યચકિત કરી શકે છે.

× કાગળ ચોઢવા માટેની લાખની ટીકડી.

ખરૂં પુછાવો તો દવાખાનાંઓ, ધાર્મિક સંસ્થાઓ અને ભૂખે મરતા ગરીબોને, ગરીબ અને મધ્યમ વર્ગના લોકોજ સૌથી વધારે દાન આપે છે અને તેમની કરકસરજ શ્રીમંતોને હરાવવામાં તેમને મદદ કરે છે.

પરંતુ કંજુસાઇ અને લોભ, એ વળી કરકસરથી બીજીજ જાતની વસ્તુ છે. જે કંગાલ માણુસ માત્ર સંગ્રહ કરવા માટેજ દ્રવ્ય એકઠું કર્યા કરે છે તે કંજુસ કહેવાય છે. બીજો માણુસ જ્યાં રૂપિયો ખર્ચે ત્યાં કંજુસ માણુસ કંજુસાઇને વશ થઇ એક આનો પણુ મહામહેનતે ખર્ચે છે; અને આ પ્રકારની કંજુસાઇ એ તો લોભનો નાનો ભાઇ છે.

અર્થશાસ્ત્રનો એક લેખક જણાવે છે કે "એક ખેતરના દરવાજાનો આગળો ભાંગેલો હોવાથી નીચે પ્રમાણે નુકસાન થયાં હતાં. તેમાંથી પસાર થનાર પ્રત્યેક જણ તે દરવાજાને વાસતું; પરંતુ આગળો ભાંગેલો હોવાથી પવનનો સપાટો આવતાંની સાથેજ તે ઉઘડી જતો. એક દિવસ તેમાંથી એક ડુક્કર નીકળીને જંગલમાં નાસી ગયું. ખેતરમાંના સર્વ માણુસો તેને પાછું લાવવામાં મદદ કરવા દોડયાં. તે ડુક્કરને અટકાવવાને એક માળીએ અજાણ્યે એક ખાડાની ઉપર કૂદકો માર્યો અને તેથી તેની ઘુંટીને એવી સખ્ત ઇજા થઇ કે તેને બે અઠવાડિયાં સુધી ખાટલો સેવવો પડયો! જ્યારે રસોઇયણુ પાછી આવી ત્યારે તેને જણાયું કે, તેણે સગડી આગળ સૂકવવાને જે શણિયું મૂકયું હતું તે વાર લાગવાથી દાઝી ગયું હતું. ગોવાલણુ પણુ ગભરાટમાં ને ગભરાટમાં ગાયો છૂટી મૂકીને ચાલી ગઇ હતી અને તેમાંની એક ગાયે એક વાછરડાનો પગ ભાંગી નાખ્યો હતો. માળીનો પણુ ઘણો કિંમતી વખત નકામો ગયો. સવેળા આગળો બદલાવ્યો હોત તો આ બધા નુકસાનને બદલે માત્ર બેજ આના ખર્ચાયા હોત."

લંડનનો પુસ્તક વેચનાર ગાઇ, કે જેણે પાછળથી એક મહાન દવાખાનું સ્થાપ્યું હતું તે અત્યંત કંજુસાઈ કરતો હતો. તે પોતાની દુકાનના પાછલા ભાગમાં રહેતો; એક જૂની પાટલી પર બેસીને ભોજન કરતો; પોતાના હિસાબ ગણવાના પાટિયાનો મેજ તરીકે વાપરતો. અને વર્તમાનપત્રને કપડા તરીકે પાથરતો. તેણે લગ્ન કર્યું ન હતું. એક રાત્રિએ હૉપકિન્સ નામનો એક બીજો નામીચો કંજુસ તેને ત્યાં ગયો. ગાઇ કે જે અંધારામાં હતો તેણે મીણબત્તી સળગાવીને તેને પૂછ્યું: "તમારે શું કામ છે?" તેણે કહ્યું કે

"તમે કેવી રીતે પૈસા બચાવો છો તે હું જાણવા માગું છું." હૉપ-કિન્સનો ઉદ્દેશ જાણી લીધા પછી "આપણે એ વાત તો અંધારા-માં પણ કરી શકીશું" એમ કહીને તેણે મીણબત્તી હોલવી નાખી. આ જોઈ હૉપકિન્સ બોલ્યો કે "ખરેખર, પૈસા બચાવવાની બાબતમાં તમે મારા ગુરુ છો. હવે મારે વિશેષ પૂછવાની જરૂર નથી. તમારી ચાવી મારા હાથમાં આવી છે."

કરકસર અને ઉદારતા જ્યારે દેશ, કાળ અને પાત્રાદિનો વિવેક વિસરી જાય છે; અથવા એ બન્ને વાનાં જ્યારે હદ ઓળંગી જાય છે ત્યારે તે દુઃખ ઉત્પન્ન કરે છે, એટલુંજનહિ પણ ચારિત્ર્યનો નાશ કરે છે.

એક ગૃહસ્થે પોતાની નોકરીમાં રહેલા એક આઇરિશમૅનને કહ્યું: "વરસાદના દિવસને માટે કંઇક બચાવી રાખજો." થોડા દિવસ પછી તેણે તે આઈરિશમૅનને પૂછ્યું કે "તમે કેટલા પૈસા એકઠા કર્યા છે?" તેણે કહ્યું કે "કાંઇ પણ નહિ; આપની આજ્ઞા-નુસાર મેં પૈસા એકઠા કર્યા હતા; પરંતુ કાલે ખૂબ વરસાદ પડયો તેથી તે સઘળા દારૂ પીવામાં તણાઇ ગયા!"

રોમન સામ્રાજ્ય વખતે રોમમાં ઉચ્ચ અને હલકી પંક્તિના લોકો વચ્ચે જે મોટો ભેદ હતો તેવો મોટો ભેદ બીજે કોઇ પણ સ્થળે ન હતો. એક તરફ ઍલેકઝાન્ડ્રિયાથી અનાજના વહાણને આવતાં એકાદ દિવસ પણ વિલંબ થાય તો ઘણા લોકો ભૂખે મરી જાય એવી ત્યાંના ગરીબ રહેવાસીઓની દશા હતી; ત્યારે ઉચ્ચ પંક્તિના લોકો માત્ર એકજ મિજબાનીમાં લાખો રૂપિયાનો ધૂમાડો કરી નાખતા! તેઓ દારૂ પીવા માટે રત્નજડિત પ્યાલીઓ વાપરતા અને મોંઘામાં મોંઘી તથા તરેહ તરેહના સ્વાદ-વાળી શાક તરકારી ખાતા. પરિણામે ભર્તૃહરિના કથન **भोगे रोगभयं** પ્રમાણે તેમના વચ્ચે વ્યાધિઓનો સુકાળ રહી તેઓ ઓછું જીવતા. એ સમયે રોમન સ્ત્રીઓનો પોશાક ઘણોજ ભપકા-દાર હતો. મોટો પ્લિની જણાવે છે કે "એક લગ્નના પ્રસંગે મેં મારી નજરે લોલિયા પોલિનાને સર્વત્ર મોતી અને નીલમથી ભરેલો ઝભ્ભો પહેરીને આવેલી જોઈ હતી. આ ઝભ્ભો બનાવતાં લગભગ અર્ધા કરોડ રૂપિયાનો ખર્ચ થયો હતો અને તોપણ તે તેનાં બીજાં કેટલાંક વસ્ત્રો કરતાં ઓછીજ કિંમતનો હતો!" તે સમયે રોમન સમાજમાં અકરાંતિયાપણું, સ્વચ્છંદતા, ઉડાઉપણું, ભપકો અને અપવિત્રતાનું સામ્રાજ્ય પ્રસરી રહ્યું હતું. તે લોકો

પોતાનો કંટાળો અને નિરૂપયોગિતાથી થતી વેદના દૂર કરવાનો બીજો કોઇ ઉપાય જાણતા ન હતા. એ લોકો મિજબાનીમાં એટલો મોટો ખર્ચ કરતા કે તે આપણા માનવામાં પણ ન આવે.

હૉરેસ વૉલ્પોલે કહ્યું હતું કે "હું આશા રાખું છું કે, હવે બીજું લીલાંઉ થશે નહિ. કારણ કે હવે મારી પાસે એક તસુપૂર પણ જગ્યા નથી તેમ એક પાઇ પણ નથી. જે વસ્તુ ઉપયોગી હોય નહિ તેવી વસ્તુ સસ્તી હોવાને લીધે ખરીદવાની આદત તમને ઉડાઉ થવાને ઉત્તેજિત કરે છે. ઘણા માણસો નાની નાની પુષ્કળ વસ્તુઓ ખરીદવાથી પાયમાલ થઇ ગયા છે." ડૉકટર જૉન્સન કહે છે કે "જ્યાં ડહાપણ નથી ત્યાં સદ્‌ગુણ પણ નથી."

એક વાર પ્રતિનિધિ સભામાં તરંગી જૉન રેન્ડોલ્ફ પોતાની જગ્યા ઉપરથી જોસબંધ ઉઠયો અને પોતાના હમેશના રિવાજ મુજબ તીક્ષ્ણ અવાજે બોલ્યો કે "વકતા મહાશય-" અને આ વિચિત્ર અવાજથી જે શાંતિ પ્રસરી રહી તે દરમિયાન તેણે ઉમેર્યું કે "મને સ્પર્શમણિ જડયો છે; અને તે '**તરત દાન અને મહાપુણ્ય**' એ છે."

ઘણા તરુણો એમ ધારતા જણાય છે કે, એક વાર સફળતા મળી એટલે તે સદા સર્વદા પહોંચશે; અને જાણે તેમને ફરી કદી નિષ્ફળતા મળવાનો સંભવજ ન હોય તેમ તેઓ ભપકાદાર રીતે રહેવા લાગે છે. જાણે હવે તેમને કાંઇ ડર રહ્યોજ ન હોય તેમ તેઓ પોતાની રહેણીકરણીમાં ફેરફાર કરી નાખે છે. દુર્ભાગ્ય-વશાત્ સરકાર એવો કાયદો ઘડી શકતી નથી, કે જે પ્રજાનો ઉપજ કરતાં ખર્ચ વિશેષ કરવાનો દુર્ગુણ દૂર કરી શકે."

"મૂર્ખ માણસોની ઉન્નતિજ તેમના નાશનું કારણ થઇ પડશે." બાર્નમ જણાવે છે કે "દ્રવ્ય પ્રાપ્ત કરવાનું કામ ગમે તેટલું કઠિન હોય તોપણ તે સાચવવાનું અને સન્માર્ગે ડહાપણથી વાપરવાનું કાર્ય તો સૌથી વધુ કઠિન છે."

થોડાજ માણસો દ્રવ્યનો સદુપયોગ કરી જાણે છે. બાકી ઘણા કો તો દ્રવ્ય કમાય છે અને ઉડાવે છે; સંઘરે છે અને નષ્ટ કરે છે; પણ દેશ, કાળ, પાત્રાદિ જોઇને તેનો સદુપયોગ કરવો એ વાત તેમને માટે અત્યંત કઠિન થઇ પડે છે.

એક દેવાલયની રંગીન કાચની એક મોટી બારી બની રહ્યા પછી એક કલાવિધાયકે, ફેંકી દેવામાં આવેલા કાચના ટુકડા ઉઠાવી લીધા અને તેના વડે એક બીજા દેવાલયને માટે આખા યુરોપની

સર્વોત્તમ બારીઓ પૈકીની એક બારી બનાવી ! આજ પ્રકારે ઘણા છોકરાઓ બેદરકારીથી સમયના જે ટુકડાઓ ફેંકી દે છે, તેનો સદુપયોગ કરીને બીજાઓ ઉત્તમ શિક્ષણ અને પુષ્કળ દ્રવ્ય સંપાદન કરે છે.

ચારિત્ર્યનો વિકાસ કરવાને માટે દેવાલય, ઘર અથવા દુકાન પર દેવું હોવું જોઇએ એવી દલીલ, આજકાલ નવીન અર્થશાસ્ત્રના એક અંશરૂપ થઇ પડી છે. પરંતુ ખરૂં જોતાં તો દેવું એક જાતનું બંધન છે–કલંકરૂપ છે. ખેડુતોએ તો ગીરવી મૂકવાની રીતને કૉલેરાની પેઠે તજી દેવી જોઇએ. આપણામાં ભરવાની શક્તિ ન હોય તે છતાં દેવું કરવું એ ચોરી કરતાં કાંઈ નાનો ગુન્હો નથી. આ જૂની પદ્ધતિના વિચાર મનમાં પ્રબળ રાખીને એક માણસ જો પોતાના ધંધાની શરૂઆત કરે તો નિદાન એટલા અંશમાં તો તેને સફળતા મળે છે અને વૃદ્ધાવસ્થામાં તે પોતાના મિત્રો અથવા સરકારને બોજારૂપ થઇ પડતો નથી.

ઉડાઉપણું અને કંજુસાઈ એ બન્નેની વચ્ચેનો માર્ગ પસંદ કરજો. પૈસા બચાવીને તમારા મગજને ભૂખે મારશો નહિ. "તમારી શક્તિઓને ઉચ્ચતર બનાવવાને માટે પૈસા ખર્ચજો; શરીરને બદલે મનને માટે પૈસા ખર્ચજો; વિલાસને બદલે શિક્ષણને માટે પૈસા ખર્ચજો." કેટલાક માણસો એટલા બધા કંજુસ હોય છે કે તેઓ બીજા લોકો પાસેથી ચીપી ચીપીને વાતો સાંભળવા પાછળ કેટલોય ઉમદા સમય ખર્ચ્યા કરે છે, પણ થોડાક રૂપિયા ખરચીને અનેક જરૂરી બાબતો અવકાશે વાંચી શકાય એવો સદ્ગ્રંથ કિંવા સામાયિક પત્ર ખરીદતા નથી. પરિણામે તેઓ અનેક બાબતોથી અજ્ઞાત અને સંકુચિત વિચારના રહી જાય છે. તમારી જાત અને તમારા કુટુંબના જ્ઞાન તથા સગવડનો ભોગ આપીને પૈસા બચાવશો નહિ.

કુદરતનો હાથ ઉદાર હોય છે પણ ઉડાઉ હોતો નથી.

ઈમર્સન કહે છે કે "પ્રકૃતિ સખ્ત કરકસર કરે છે. આજે જે ચીજ નકામી બની જાય છે; તેનો કાલે તે નવીન વસ્તુ ઉત્પન્ન કરવામાં ઉપયોગ કરે છે. તે રેતીનો એક દાણો પણ નકામો જવા દેતી નથી. તે આપણને પુષ્કળ આપે છે; પરંતુ આપણે જેને ફેંકી દઇએ છીએ તેને તે તરતજ ઉંચકી લે છે અને પોતાના ભંડારમાં પૂરી દે છે." પાનખર ઋતુમાં ફૂલો અને પાંદડાંઓ ખરી પડે છે; પરંતુ બીજે વર્ષે તે દ્વારા સૌન્દર્યનાં બીજાં સ્વરૂપો

અધિક ઉત્તમ બને છે. જો આપણે પણ આપણા પોતાના ઘરમાં મરણ પામીએ તોજ આપણા મિત્રો આપણું મુખ જોઇ શકે છે; અન્યત્ર મરણ પામીએ તો પ્રકૃતિ આપણા મિત્રોને આપણું મુખ જોવાની તક આપતી નથી. જે પળે શરીરમાંથી પ્રાણ નીકળી જાય છે તેજ પળે પ્રકૃતિ શરીરને છિન્નભિન્ન કરવા માંડે છે; કે જેથી તે શરીરનો અન્ય વસ્તુઓ ઉપજાવવામાં ઉપયોગ કરી શકાય.

કરકસરની ગુપ્ત શક્તિથી થોડા પૈસા ઝાઝા થાય છે; છિન્ન વિછિન્ન અંશો જોડાઇને તેનું અખંડ સ્વરૂપ બને છે અને નહિ જેવી વસ્તુમાંથી ખરી વસ્તુનો ચમત્કાર ઉપજે છે. આનું નામ "કંજુસાઇ" નથી પણ "દીર્ઘ દૃષ્ટિ" અને "વ્યવસ્થા શક્તિ" છે; કે જે શક્તિ નિરુપયોગી વસ્તુઓને ઉપયોગી બનાવે છે; નકામી ચીજોને કામમાં લાવે છે; નાશ પામતી ચીજોમાં નવીન શક્તિ ઉમેરે છે અને દરેક વસ્તુનો મનુષ્યનું સુખ વધારવામાં વાપરે છે.

અંગ્રેજ મજૂરો અતિ સખત કામ કરે છે અને ભાગ્યેજ રજા ભોગવે છે અને ફ્રાન્સના મજૂરો કરતાં બમણા પૈસા મેળવે છે તોપણ તેઓ ઘણુંજ થોડું બચાવે છે. કેમકે પૈસા મળતાંની સાથેજ તે દારૂ વગેરેના ક્ષણિક વિલાસ પાછળ ખર્ચાઇ જાય છે. બીજી તરફ ફ્રાન્સમાં પ્રત્યેક માણસને થોડામાંથી ઘણું કરવાની કળા શીખવવામાં આવે છે. ફ્રાન્સમાં રહેતી એક અમેરિકન સન્નારી જણાવે છે કે "મારા દેશમાં હું જે વસ્તુઓને હમેશાં ફેંકી દઉં છું તેમાંથી અહીંની મારી બહેનપણી સુંદર સુંદર વાનીઓ બનાવે છે; અને તેમાં તંગી કે કંજુસાઈ જેવું કશું જણાતું નથી."

રેવરંડ વિલિયમ માર્શ જણાવે છે કે "જાણે સમગ્ર આકાશમાં 'કરકસર કરો' એવું સુવર્ણાક્ષરે લખ્યું એમ મને મન થાય છે."

બલ્વર જણાવે છે કે "તમારી જરૂરિયાતોનું પ્રમાણ એવું રાખો કે જેથી તમારાં સાધનો વધે. પોતાની આવક કરતાં વિશેષ ખર્ચ કરનાર પ્રત્યેક માણસ તંગીમાં રહે છે; અને આવક કરતાં ઓછું ખર્ચનાર કોઇ પણ માણસ તંગી ભોગવતો નથી. હું મારા પૈસાની એવી ગેરવ્યવસ્થા પણ કરી મૂકું કે મારી વાર્ષિક આવક પાંચ હજારની હોય તોપણ ગરીબાઈનાં ખરાબમાં ખરાબ અનિષ્ટો પણ મારે સહન કરવાં પડે; ભય અને લજ્જા મારૂં કલેજું કોરી ખાય; અને હું મારા પૈસાની એવી સુવ્યવસ્થા પણ કરી શકું કે વાર્ષિક સો પૌંડમાં પણ હું શ્રીમંતાઇનાં ઉત્તમોત્તમ સુખો ભોગવું અને માન પણ મેળવું.

•

એડમંડ બર્કે એક પ્રસંગે આર્થિક સુધારા વિષે બોલતાં સિસેરોના આ શબ્દો ટાંક્યા હતા કે "કરકસર એ સારી આવક છે" પરંતુ તેણે "આવક" શબ્દના ઉચ્ચારમાં ભૂલ કરી હતી તેથી લોર્ડ નૉર્થે તે સુધારવાને માટે તેને ધીમેથી કહ્યું. પરંતુ બર્કે આ ભૂલનો પણ સદુપયોગ કર્યો. તે બોલ્યો કે "નામદાર લૉર્ડ કહે છે કે 'તમે સિસેરોના જે શબ્દો ટાંક્યા છે તેમાંના મુખ્ય શબ્દના ઉચ્ચારમાં ભૂલ કરી છે' પરંતુ તેથી મને આનંદ થાય છે. કારણ કે એથી 'કરકસર એ સારી આવક છે' એ અમૂલ્ય કહેવત ફરીથી બોલવાની મને તક મળે છે." "કરકસર એ સારી આવક છે" એ શબ્દો આપણે દરેકે વારંવાર ભાર દઇને ઉચ્ચારવા જોઇએ.

વૉશિંગ્ટન જ્યારે યુનાઇટેડ સ્ટેટ્સનો પ્રેસિડેન્ટ હતો ત્યારે પણ તે પોતાના ઘરખર્ચની બારીક તપાસ લેતો હતો. તે સમજતો હતો કે, કરકસર વિના કોઇ પણ પ્રમાણિક માણસ શ્રીમંત થઇ શકતો નથી; અને કરકસરવાળો કોઇ પણ માણસ ગરીબ રહી અથવા થઇ શકતો નથી.

વેલિંગ્ટને કહ્યું હતું કે "મેં મારાં બીલો જાતેજ ચૂકવવાનો નિયમ રાખ્યો છે."

જૉન જૅકબ એસ્ટરે કહ્યું હતું કે "કરોડો રૂપિયા પેદા કરતાં મારે જેટલો પરિશ્રમ કરવો પડયો હતો, તે કરતાં પ્રથમના એક હજાર રૂપિયા પેદા કરતાં વધારે પરિશ્રમ કરવો પડયો હતો." જે છોકરાઓ પાઇ પાઇ કરીને એકઠું કરતા નથી; તેઓ કદી પણ પ્રથમના હજાર રૂપિયા મેળવતા નથી અને હજાર રૂપિયા વિના લાખ કે કરોડ મળવા શક્ય નથી.

તરંગ અને લહેર આવે ત્યારે કરકસર કરવી અને ન આવે ત્યારે કાંઈ નહિ; એ કાંઇ ખરી કરકસર નથી. કરકસર તો વિવેક અને નિયમપૂર્વક થવી જોઇએ.

બાલ્યાવસ્થાથીજ એમ કહેતાં શીખવું કે "મારે ઉડાઉ થવું પરવડે એમ નથી" એ શક્તિ, હિંમત અને મર્દામી ચિહ્ન છે. ડૉ. ફ્રૅન્કલિને કહ્યું હતું કે "આપણી પોતાની નહિ પરંતુ પારકાનીજ આંખ આપણને પાયમાલ કરે છે." શેક્સપિયર કહે છે કે "માણસ કરતાં ફૅશન વધારે કપડાં ફાડી નાખે છે."

ડગલાસ જેરૉલ્ડ કહે છે કે "ઋણ કેવાં ભયંકર અનિષ્ટોને જન્મ આપે છે! એ કેવી નીચતા, કેવાં અપમાન, કેવી ચિંતા અને કેવા અસલ વાયદાને જન્મ આપે છે! સ્પષ્ટ ખુલ્લા ચહેરાને તે વખત

જતાં કેવો કરચલીવાળો બનાવી દે છે! સારા ચહેરાને તે કેવો બેડોળ બનાવી દે છે ! દેવું કરવાની ખરાબ ટેવ પાડવાથી ખરો માણુસ કેવો હૃદયહીન-પ્રપંચી બની જાય છે ! જે માણુસ ઋણમુક્ત હોય છે તેને શીતળ જળ કેવું મધુર લાગે છે અને સૂકો રોટલો કેવો મીઠો લાગે છે ! ખાત્રી રાખજો કે, જે માણુસ દેવું કરીને ખાય છે તે ભલે હમેશાં કંસાર ઘીનાં જમણ જમતો હોય પરંતુ તે તેને રુચિકર લાગતાં નથી. હવે વસ્ત્રની વાત લ્યો. જો દરજીને ત્યાંથી તમારાં કપડાં આવવાનાં ન હોય તો એક ફાટેલા તૂટેલા કોટથી પણ તમારી ટાઢ કેવી ઉડી જાય છે ! જો કાપડિયો તમારી પાસે કંઇ માગતો ન હોય તો જૂની બંડી પણ તમને કેવું સુખ આપે છે ! જે પાઘડી એક દેવાદારના દુઃખી મગજ પર ન હોય તે ફાટી તૂટી હોય તોપણ કેવી શોભે છે ! એક ઋણમુક્ત મનુષ્યને નાનું સરખું ઘર પણ કેવું મધુરૂં લાગે છે અને ઘરની બહાર પણ કેટલો આનંદ મળે છે ! પોતાનું બારણું ખખડવાથી તેને ધાસ્તી લાગતી નથી અને દાદર પર કોઈનાં પગલાંનો અવાજ થતાં તેનું શરીર કંપવા લાગતું નથી. તે હરકોઈ માણુસને હસતે મોઢે સ્વાગત આપી શકે છે અને તે છતાં પણ તેની નાડી જોશબંધ ચાલવા લાગતી નથી. તે બહાર જાય છે ત્યારે રસ્તે ચાલનારા કોઈ પણ માણુસ તરફ કેવો જોઇ શકે છે ! ગરીબાઇ એ મોટું દુઃખ એ વાત સાચી; પરંતુ દેવાદારપણાની અપેક્ષાએ તે સહેલાઇથી સહન થઇ શકે એવી છે. મારા પુત્ર ! જો તું રંક હો તો ઝરાના વહેતા પાણીને અમૃત-તુલ્ય માનજે; સાત દહાડાનો સૂકો રોટલો ખાજે; ફાટેલો તૂટેલો ડગલો પહેરજે અને કાતરિયાને એક ગૃહસ્થનું ઉત્તમોત્તમ નિવાસ-સ્થાન ગણજે; પણ દેવાથી બાર ગાઉ નાસજે. આથી તારા હૃદયને શાંતિ મળશે અને બેલીફનો તારા પર કંઇ પણ અધિકાર ચાલશે નહિ."

કાર્લાઇલ કહે છે કે "જે માણુસની પાસે છ આના હોય તે માણુસ તેટલા પૈસા પહોંચે ત્યાંસુધી સઘળા માણુસોનો સમ્રાટ્ હોય છે. તે છ આના પહોંચે ત્યાંસુધી તો તે રસોઇયાને ભોજન આપવાની, તત્ત્વજ્ઞાનીઓને શિક્ષણ આપવાની અને રાજાઓને ચોકી કરવાની આજ્ઞા કરી શકે છે."

જો બીજો માણુસ તમારી પાસે એકાદ રૂપિયો પણ માગતો હશે તો તે અવશ્ય તમારા તરફ તિરસ્કારની નજરથી જોશે. જો તમે પણ કોઇની પાસે પૈસા માગતા હો તો તમે તેના તરફ

અનુદાર દૃષ્ટિથી જુએ એવો દરેક સંભવ છે. માટે પાછળથી પશ્ચાત્તાપ કરવો તે કરતાં પ્રથમથી કરકસરજ શા માટે ન કરવી ?

જે લોકો કમાય તેટલું ખાય છે તે લોકો ઉપયોગી કળાઓમાં કદી પણ ઝાઝી પ્રગતિ કરતા નથી. કરકસર એ એક જાતની શક્તિ છે. જેઓ કરકસર કરે છે તેમને ત્યાં સુખ અને સ્વતંત્રતા નિવાસ કરે છે.

હૉરેસ ગ્રીલી કહે છે કે "ભૂખ, ફાટેલાં કપડાં, ઠંડી, સખ્ત મહેનત, તિરસ્કાર, શંકા અને અન્યાયપૂર્વક આપેલો ઠપકો, આ સર્વ બાબતો ગમતી નથી; પરંતુ ઋણ તો એ સર્વ કરતાં પણ વધારે ખરાબ છે."

ઘણા પાયમાલ થયેલા માણસો પોતાના અધઃપાતની શરૂઆત, પૈસા ઉછીના લેવાની આદત શરૂ થવાની સાથેજ થયેલી જાણે છે. ડૅનિયલ વેબ્સ્ટર, થિયોડોર હૂક, શૅરિડન, ફૉક્સ તથા પિટને દેવાએ કલંકિત કર્યા હતા. લેણદારોના તકાદાથી બિરાબોનું જીવન પણ કંગાલ બની ગયું હતું.

મિકૉબર કહે છે કે "વાર્ષિક આવક વીસ પૌંડ અને વાર્ષિક ખર્ચ ઓગણીસ પૌંડ, ઓગણીસ શિલિંગ, છ પેન્સ;—એનું પરિણામ સુખ. વાર્ષિક આવક વીસ પૌંડ; વાર્ષિક ખર્ચ વીસ પૌંડ, ઓગણીસ શિલિંગ, છ પેન્સ;—એનું પરિણામ દુઃખ."

કૉલ્ટન કહે છે કે, આપણને જેની ખરેખરી આવશ્યકતા હોય તેનાથી આપણે પાયમાલ થતા નથી; પરંતુ જેની આપણે આવશ્યકતા માનીએ છીએ; તેનાથીજ આપણે પાયમાલ થઇ જઇએ છીએ. માટે કદી પણ આવશ્યકતાની શોધમાં ફરશો નહિ. જો તે ખરી આવશ્યકતા હશે તો તે તમને શોધતી શોધતી તમારે ઘેર આવશે. જે માણસ નિરુપયોગી વસ્તુઓ ખરીદે છે, તે આગળ જતાં ઉપયોગી વસ્તુઓ પણ ખરીદી શકશે નહિ."

પ્રત્યેક લેણદારને તેના પૈસા આપી દેવા એ માનવંત કાર્ય છે. આમ ન કરવું તેના કરતાં ભૂખે મરવું બહેતર છે. ઉધાર માલ લાવીને મોટા વેપાર કરવો તેના કરતાં રોકડેથી નાના પાયા પર વેપાર કરવો એ સારૂં છે. સેન્ટ પૉલ લખે છે કે "કોઇ પણ માણસ પાસેથી કરજે નાણું લેશો નહિ." આ મંત્ર પ્રત્યેક દેવાલયમાં અને પ્રત્યેક ઘરમાં લખી રાખવો જોઇએ.

સિસેરો કહે છે કે "કરકસર એ મોટી આવક છે."



# प्रकरण १३ मुं–पैसा विना पण श्रीमंत थवाय.

### " को वा दरिद्रो विशाल तृष्णा ।"

"બીજા માણસો ભલેને પેન્શન માટે અરજ કરે; પરંતુ હું તો પૈસા વિના અને પ્રત્યેક ક્ષુદ્ર વસ્તુથી પર થવાનો પ્રયત્ન કરીને શ્રીમંત થઈ શકીશ. હું કોઇ પણ સ્વાર્થી હેતુથી મારી સ્વદેશસેવાને કલંકિત કરવા માગતો નથી." લૉર્ડ કોલિંગ્સવૂડ

"જે દેશમાં લક્ષ્મીનો સંગ્રહ વધવાથી માણસો પતિત–વૈભવી થાય છે તે દેશનું અનિષ્ટ જલદી થાય છે. ગોલ્ડસ્મિથ

"પાસે પાઇ પણ ન હોવી એ ગરીબાઈ નથી; અને દ્રવ્ય એ કાંઈ સાચી સંપત્તિ નથી. આપણી પાસે કોઈ વસ્તુ ન હોય તેથી એમ સમજવાનું નથી કે, તે વસ્તુ મેળવવાની આપણામાં શક્તિ નથી; અને દૈવયોગે કોઇ વસ્તુ મળે તો તેથી એમ ધારવાનું નથી કે, તે પ્રાપ્ત કરવાની આપણામાં શક્તિ છે."

—હેલન હંટ

"કોઇ માણસની પાસે પુષ્કળ ધનમાલ હોય તેથીજ મારે તેને મારી આગળ બડાઈ મારવા દેવો જોઈએ નહિ. મારે તેને બતાવી આપવું જોઈએ કે, હું પૈસા વિના ચલાવી શકું છું અને મને કોઈ પૈસા, સુખ કે માન આપીને પણ ખરીદી શકતો નથી. મારી પાસે એક પાઇ પણ ન હોય અને મને રોટલો તેના તરફથી મળતો હોય; તોપણ તે મારી આગળ એક રંક માણસ છે."

—ઇમર્સન

"આપણી પાસે જે હોય તેથી સંતુષ્ટ થવું એ મોટામાં મોટી અને સૌથી વિશેષ સુરક્ષિત સંપત્તિ છે."

—સિસેરો

"સશક્ત શરીર એ પૈસા કરતાં મોટી સંપત્તિ છે અને નિર્વિઘ્ન આત્મસુખ એ બીજા સર્વ વિષયજન્ય આનંદો કરતાં મોટો આનંદ છે."

—એક્લિસિયૅસ્ટિકસ

"તારો ખજાનો ક્યાં છે? સુવર્ણ કહે છે કે 'મારામાં નથી;' અને હીરો કહે છે કે 'મારામાં પણ નથી.' તે ખજાનાને તો તારા આત્મામાંજ શોધ."

—યંગ

"જે માણસ થોડામાં થોડા ધનથી સંતુષ્ટ થાય છે તે સૌથી વિશેષ શ્રીમંત છે; કારણ કે સંતોષ એ સર્વશ્રેષ્ઠ અને કુદરતી દ્રવ્ય છે." —સૉક્રેટિસ

"આ લોકમાં કોઈ પણ વસ્તુએ કદીપણ મારા હૃદયને સૌથી વિશેષ સ્પર્શ કર્યો હોય તો તે નાના ઘરમાંના મોટા અંતઃકરણે કર્યો છે."

—વ્હાઇટેકર

"મારો રાજમુકુટ મારા અંતઃકરણમાં છે, તે મારા મસ્તક પર નથી; તેમજ તે હીરામાણેકથી શૃંગારવામાં આવ્યો નથી અને તે જોઇ શકાય એમ પણ નથી. મારા રાજમુકુટનું નામ 'સંતોષ' છે. તે ખરેખર એક રાજમુકુટ કરતાં પણ વધારે છે. કેમકે રાજાઓ પણ ભાગ્યેજ તેનો ઉપભોગ કરી શકે છે."
—શેકસપિયર

ઘણા માણસો પૈસા વિના શ્રીમંતાઇ ભોગવે છે. હજારો માણસો પોતાના ગજવામાં પૈસા વિના અને હજારો તો ગજવા વિના પણ શ્રીમંત હોય છે.

સશક્ત શરીર, સારી પાચનશક્તિ, પવિત્ર અંતઃકરણ અને આરોગ્ય અવયવો ધરાવનાર માણસ મોટામાં મોટો શ્રીમંત છે.

સારાં અસ્થિ સુવર્ણ કરતાં ઉત્તમ હોય છે. મજબૂત સ્નાયુ રૂપા કરતાં ઉત્તમ છે. શરીરના પ્રત્યેક ભાગમાં શક્તિ લઇ જનાર તંતુઓ મકાનો અને જમીન કરતાં શ્રેષ્ઠ છે.

બીચર કહે છે કે "સહૃદયતા, આત્મિક ભાવ, આશા, આનંદ અને પ્રેમ એજ સાચું દ્રવ્ય છે."

આ પૃથ્વીનો એક નાનો ભાગ મેળવવાને મારે સખ્ત પરિશ્રમ શામાટે કરવો જોઇએ? સમગ્ર પૃથ્વી મારી છે. કાયદાની દૃષ્ટિમાં એ પૃથ્વી અન્યની ગણાતી તેટલા માટે મારે તેની ઈર્ષ્યા શામાટે કરવી જોઇએ? જે માણસ એનો ઉપભોગ લઇ શકે છે તેનીજ એ સંપત્તિ છે. સંપત્તિના એ કહેવાતા માલિકોની ઈર્ષ્યા મારે કરવી જોઇએ નહિ. કેમકે તેઓ તો માત્ર મારી સંપત્તિની વ્યવસ્થા કરે છે અને મારે માટે તેને ઉત્તમ સ્થિતિમાં રાખે છે. એકાદ બે રૂપિયા રેલ્વેભાડું આપ્યું એટલે હું જ્યારે જ્યારે મારી ઇચ્છા થાય ત્યારે ત્યારે તેનો ઉત્તમોત્તમ ભાગ જોઈ અને મેળવી શકું છું. આવી રીતે તેને જોવામાં અને મેળવવામાં મારે કંઇ પ્રયત્ન કરવો પડતો નથી. મારે કાંઇ ચિંતા કરવી પડતી નથી અને તે છતાં પણ જ્યારે જ્યારે મારી ઇચ્છા થાય ત્યારે હું લીલુંછમ ઘાસ, નાનામોટા છોડ, મેદાનમાંના સ્મરણસ્તંભો અને બારિક કારીગરી તથા ચિત્રકામ જોઇ શકું છું. તેમને મારી સાથે ઘેર લઇ જવાની આવશ્યકતા નથી. કારણકે તેમની હમણાં જેટલી સંભાળ લેવામાં આવે છે તેથી અરધી સંભાળ પણ હું લઇ શકું એમ નથી. વળી તે મારા અમૂલ્ય વખતનો ઘણો ભાગ લે અને મને હમેશાં એવી ચિંતા રહ્યા કરે કે, તેઓ બગડી જશે અથવા તેને કોઇ ચોરી જશે. જગતનું ઘણું દ્રવ્ય મને મળેલું છે. એને માટે મારે

કાંઈ પણ પરિશ્રમ કરવો પડયો નથી. બીજાઓએ એ સંપત્તિ મને તૈયાર આપી છે. મારી આસપાસના સર્વ લોકો મને પ્રસન્ન કરનારી વસ્તુઓ આપવાને સખ્ત પરિશ્રમ કરી રહ્યા છે અને તે સસ્તામાં સસ્તી કિંમતે મને આપવાને સખ્ત હરિફાઈ કર્યા જાય છે. પુસ્તકાલયો, રેલ્વે, ચિત્ર ગૅલેરીઓ તથા બાગોના ઉપયોગ માટે જે થોડા પૈસા હું ખર્ચું છું તે તેમાંની નાનામાં નાની વસ્તુની સંભાળને માટે ખર્ચવાના પૈસા કરતાં પણ ઓછા હોય છે. પ્રાણીઓ અને સૃષ્ટિસૌંદર્ય મારાં છે; નક્ષત્રો અને પુષ્પો મારાં છે; સમુદ્ર, હવા, પક્ષીઓ અને વૃક્ષો પણ મારાં છે. હવે મારે બીજી કયી વસ્તુની જરૂર છે? સઘળા યુગો મારે માટેજ કામ કરી ગયા છે અને સર્વ મનુષ્યો મારા દાસ છે. મારે માત્ર અન્નવસ્ત્ર પ્રાપ્ત કરવાનીજ જરૂર છે, કે જે કાર્ય અનેક તકો આપનારી આ ભૂમિમાં ઘણું સહેલું છે.

એક કરોડાધિપતિ ચિત્રોની એક ગૅલેરી માટે હજારો પૌંડ ખર્ચે છે અને એકાદ રસવૃત્તિવાળો રંક છોકરો યા છોકરી ત્યાં આવીને માલિકે કદી જોઈ પણ ન હોય એવી સુંદરતાનો ભંડાર જોઇ જાય છે. એક સંગ્રાહકે લંડનમાં એક સાર્વજનિક લીલાંઉમાં શેકસપિયરના હસ્તાક્ષરોમાં લખાયેલું 'હૅમલેટ' નાટક એકસોસત્તાવન ગીનીએ ખરીધું હતું; પરંતુ એક વિદ્યાર્થી વિના મૂલ્યેજ 'હૅમલેટ'નો ભંડાર વાંચી જઇ પોતાના હૃદયમાં પણ ઉતારી શકે છે!

"પૂરતું મળે તો ઠીક" એવા મૃગજળની પાછળ દોડવામાં મારે મારી શક્તિઓ શામાટે ખર્ચી નાખવી જોઇએ? લગભગ દરેક મનુષ્ય પોતાની પાસે જેટલી સંપત્તિ હોય તે કરતાં વધારે માગે છે; અને તેની પાછળ દોડી દોડીને હાંફી ગયેલા લાખો માણુસોને હજી પણ તેની ભૂખ ભાગી નથી. શું આ જગતમાં સુવર્ણ અને ભોગવિલાસ સિવાય કોઇ ઇચ્છવાજોગ વસ્તુજ રહી નથી?

**"તૃષ્ણા એ ઉત્તરોત્તર વૃદ્ધિ પામતો રાક્ષસ છે અને સંપત્તિરૂપી ડગલો ગમે તેટલો લાંબો પહોળો મળે તોપણ તે તૃષ્ણાતુર માણુસના શરીરમાં કોઇ કાળે આવ્યો નથી."** ફિલિપ બ્રુકસ કહે છે કે "સુંદરતાથી જેમ પેટી ભરાતી નથી અને સદ્ગુણથી જેમ વહાણ ભરાતું નથી, તેમ દ્રવ્યથી મન ધરાતું નથી."

સ્વાદ અને સ્પર્શની ઇંદ્રિયો દ્વારાજ શું આપણે સુખને શોધ્યા કરીશું? શું આપણે આપણા જઠરને અને આપણી પીઠનેજ દેવ માનીશું? શું આપણે માટે એથી કોઇ ઉચ્ચતર કામ નથી? શું

આપણે બાયલા બનીને–સ્વતંત્રતા કરતાં રોટલાને વિશેષ પસંદ કરીને–આપણી જાતને કલંકિત કરીશું ?

પ્લેટો, ઝેનોફોન અને પ્લુટાર્કની ત્રણ મહાન "મિજબાનીઓ"માં અન્નનું તો નામનિશાન પણ જણાવવામાં આવ્યું નથી.

તમારા પૈસા તમને શું કહે છે? તે તમને કયો સંદેશો સંભળાવે છે? શું તે તમને એમ કહે છે કે, ખાઓ, પીઓ અને મોજમઝા કરો? કારણ કે કાલે શું થશે તેની કોને ખબર છે? તે સગવડ, શિક્ષણ, પ્રવાસ, ગ્રંથો અને તમારા માનવબંધુઓને સહાય આપવાની તકનો સંદેશો તમને સંભળાવે છે કે "હજી વિશેષ જમીન અને વિશેષ દ્રવ્ય મેળવવા"નો સંદેશો લાવે છે? તે તમને નગ્નને માટે વસ્ત્રો, ભૂખે મરતાંને માટે અન્ન, અજ્ઞાનને માટે શાળા, બિમારને માટે દવાખાનું અને અશક્ત–અનાથને માટે આશ્રમનો સંદેશો આપે છે કે "તમારે માટે અધિક અને બીજાઓને માટે કાંઈ નહિ" એવો મહા નીચ સંદેશો લાવે છે? તે તમને ઉદારતાનો સંદેશો આપે છે કે સંકુચિતપણાનો? તે તમને ચારિત્ર્યનો વિકાસ કરવાનું કહે છે કે જેથી કરીને તમે તમારા મનુષ્યત્વનો વિચાર કરવાને અને મહાન લક્ષ્ય તથા અતિ ઉદાત્ત મહત્ત્વાકાંક્ષા ધારણ કરવાને શક્તિમાન થાઓ; કે તે અધિકાધિક ધનધામજ ભેગા કરવાનું કહે છે?

તમે સુવર્ણનો બોજો ઉંચકનાર પશુ છો કે એક નિશ્ચિત ઉત્તમ આદર્શ ધરાવનાર મનુષ્ય છો ?

જે માણુસ ઉત્તમ આદર્શ અને ચારિત્ર્ય ધરાવે છે અને જેના વિચાર લોકોની બુદ્ધિમાં વૃદ્ધિ કરે છે, તેજ માણુસ મહાન દાતાર અને સંપત્તિવાન છે.

સદાચરણુ વિનાનો માણુસ–પછી તે ગમે તેટલો વિદ્વાન કે ધનવાન હોય તોપણુ તેને જોવાથી આપણુને ગ્લાનિજ ઉપજે છે.

કેસ્પિયન સમુદ્રમાં એક વહાણુ ડૂબવાની તૈયારીમાં હતું તે સમયે એક ખલાસી બહુ આતુરતાથી પોતાનાં ગજવાંમાં નાણું ભરવા લાગ્યો. અને તેના સાથીઓ તો માત્ર જે એકજ હોડી હતી તેમાં પોતાની સાથે બેસી જઈ જીવ બચાવવાનું તેને કહેતાજ રહ્યા; પરંતુ લાંબા વખત સુધી તેણે જે ચળકતા રૂપિયાની ઈચ્છા અને ભક્તિ કરી હતી તેના લોભને તે તજી શક્યો નહિ અને વહાણુની સાથેજ ડૂબી મુઓ!

સૉક્રેટીસ કહે છે કે જે થોડામાં થોડા પૈસાથી સંતુષ્ટ થાય છે તેજ શ્રીમંતમાં શ્રીમંત છે."

મૂરના 'યુટોપિયા'માં સુવર્ણને ધિક્કારવામાં આવતું હતું. અપરાધીઓને હાથપગમાં સોનાની ભારે સાંકળ અને કાનમાં સોનાની ભારે કડીઓ પહેરવાની ફરજ પાડવામાં આવતી હતી. સોનાના તરફ ધિક્કાર ઠસાવવા માટે ત્યાંના બદમાસ લોકોને સોનાની ભારે ચીજો પહેરવાની ફરજ પાડવામાં આવતી અને ગુન્હેગાર બાલકોને હીરા-મોતીથી લાદવામાં આવતાં હતાં, કે જેથી લોકો તેના સંગ્રહ અને શોભાનો મોહ તજી દે.

ઇમર્સન કહે છે કે "અહો! **શ્રીમંતોને રંક લોકો જેટલા શ્રીમંત ધારે છે તેટલા શ્રીમંત તેઓ હોય તો કેવું સારું!"**

"ઘણા શ્રીમંત મનુષ્યો અનાથાશ્રમમાં મરણ પામ્યા છે!"

પૉમ્પી નગર ખોદતાં એક હાડપિંજર પોતાની મુઠ્ઠીમાં કેટલુંક સુવર્ણ પકડી રહેલું જણાયું હતું! હલ નગરનો એક વ્યાપારી જ્યારે મરવા પડયો ત્યારે તેણે પોતાના ઓશીકા તળેથી પૈસાની એક કોથળી ખેંચી કાઢી અને પ્રાણ નીકળી જતાં સુધી તેને પોતાની મુઠ્ઠીમાંજ મજબૂત રીતે પકડી રાખી!

" **અરે ઓ અંધ અને સારાસારના વિવેક વિનાના માણસો! તમે ભૂસાને ભરી રાખો છો અને અનાજને બાળી મૂકો છો!** જે દ્રવ્યનો તમે ઉપયોગ કરી શકતા નથી તેને તમે એકઠું કરી રાખો છો; અને જેના વડે પરમપદાર્થ મેળવી શકાય તે દ્રવ્યને તમે નકામું જવા દો છો!"

શ્રીમંતો દ્રવ્યનો ઉપભોગ કરતા નથી તે માટે એક રંક મનુષ્ય તેમનો ઉપહાસ કરતો હતો એટલામાં તેને એક અપરિચિત મનુષ્ય મળ્યો. તે મનુષ્યે તેને એક કોથળી આપીને કહ્યું કે " આમાંથી તમને હમેશાં એક રૂપિયો મળશે. તમે એમાંથી એક રૂપિયો કાઢશો એટલે એમાં બીજો રૂપિયો ઉમેરાશે; પરંતુ જ્યાં સુધી તમે એ કોથળીને ફેંકી દો નહિ ત્યાં સુધી તમે એમાંથી મેળવેલા રૂપિયા ખર્ચશો નહિ." પેલો માણસ તો રાજી રાજી થઈ ગયો અને કોથળીમાંથી રૂપિયા પછી રૂપિયા કાઢવા મંડી પડયો; પણ તેનો ઉપભોગ લેવાનું તો મુલતવીજ રાખતો ગયો! " હજુ થોડા વધારે કાઢી લઉં તો ઠીક" એવા વિચાર એક પછી એક તેને આવતાજ ગયા અને એક વિચાર પ્રમાણેની રૂપિયાની સંખ્યા પૂરી થાય તે પૂર્વેજ તેનાથી વધારે સંખ્યા મેળવવાનો વિચાર નક્કી થતો. આ પ્રમાણે સો, હજાર, લાખ સુધી પણ તેના ઉપભોગનો સમય તો લંબાતોજ ગયો અને અંતે તે કરોડો રૂપિયા ગણતો ગણતોજ મરણ પામ્યો!

એક વાર એક ભિક્ષુકને લક્ષ્મીદેવી મળ્યાં અને તેને કહ્યું કે "હું તારી ઝોળી ફાવે તેટલા સુવર્ણથી ભરી આપવાને તૈયાર છું; પરંતુ શરત માત્ર એટલીજ છે કે, તેમાંનું જેટલું જમીન પર પડશે તે સઘળું તરતજ ધૂળ થઇ જશે." તે ભિક્ષુકે પોતાની ઝોળી ઉઘાડી અને તેમાં સુવર્ણના સિક્કા ભરવા માંડયા. ઝોળી સંપૂર્ણ ભરાઇ ગઇ તોપણ તે સંતુષ્ટ થયો નહિ અને તેણે વધુ ને વધુ માગ્યા કર્યા. છેવટે સિક્કાના દબાણથી ઝોળી ફાટી ગઇ અને સઘળું જમીન પર પડી ધૂળ થઇ ગયું !

જ્યારે સેન્ટ્રલ અમેરિકા નામની આગબોટ ડૂબવાની અણી પર આવી ત્યારે તેની વ્યવસ્થા રાખનારી સ્ત્રીએ જેટલું પણ હાથમાં આવ્યું તેટલું દ્રવ્ય લઇને પોતાના કપડામાં બાંધી લીધું અને આગબોટને છોડી જતી છેલ્લી હોડીમાં બેસવાને કૂદકો માર્યો; પરંતુ ધનના બોજાને લીધે તેનો કૂદકો હોડી સુધી નહિ પહોંચતાં તે દરિયામાંજ પડી અને તેનું સુવર્ણજ તેને સૌથી પહેલી ઉંધે માથે દરિયાને તળિયે લઇ ગયું !

ઇ. સ. ૧૮૪૪માં પૅડયુઆ શહેરમાં એક શ્રીમંત પરંતુ કંજુસ માણુસ રહેતો હતો. તે એટલો તો નીચ અને મખ્ખીચૂસ હતો કે કોઇ પણ માણુસને કે કોઇ પણ કાર્યમાં એક પૈસો પણ તે આપતો ન હતો ! વળી તે બૅંકોથી પણ એટલો બ્હીતો કે તેમાં પણ તે પોતાના પૈસા મૂકતો નહિ. તે પોતાના દ્રવ્યરૂપી દેવની ચોકી કરવાને આખી રાત હાથમાં તલવાર અને પિસ્તોલ પકડીને બેસી રહેતો. આ રીતે ચોકી અને ચિંતા કરવાથી પ્રકૃતિ બગડી ત્યારે તેણે એક ભોંયરૂં બનાવ્યું અને તેમાં એક સ્પ્રિંગ મૂકી કે જો તેમાં ચોર પ્રવેશ કરે તો તે સ્પ્રિંગ પર પગ પડતાંજ ભૂગર્ભની અંદર વહેતી એક નદીમાં તે ફેંકાઇ જાય અને પછી બહારજ આવી શકે નહિ તેમ તેની નિશાની પણ મળે નહિ. એક દિવસ તે મખ્ખીચૂસ પોતે એ ભોંયરામાં, સઘળું બરોબર છે કે કેમ તેની તપાસ કરવાને ગયો ત્યાં અકસ્માત્ તેનોજ પગ પેલી કમાન પર પડયો અને તે પોતેજ પેલા ઉંડા ગુપ્ત ઝરામાં ફેંકાઇને તણાઈ ગયો!

એક વાર બોઝવેલે કહ્યું કે "આ સર્વ (લૉર્ડ સ્કારસ્ડેઇલના કેડલસ્ટન નામના કિલ્લા) નો સ્વામી સુખી હોવો જોઇએ." જૉન્સને જવાબ આપ્યો કે "ના જી, આ સર્વ માત્ર એકજ અનિષ્ટ-ગરીબાઇ-નેજ દૂર કરે છે."

જૉન ડંકન એક સ્કૉટિશ વણકરનો પુત્ર હતો. તે અજ્ઞાન,

ટુંકી દૃષ્ટિનો, ખુંધો, અશક્ત અને ગરીબ હતો. જો તે મહોલ્લામાં જતો તો કેટલીક વાર બીજા છોકરાઓ તેના પર પથ્થરનો મારો ચલાવતા. તે જે ખેડુતનાં ઢોર ચારતો હતો તે પણ તેના પ્રત્યે ઘાતકી વર્તણુક ચલાવતો અને તે આખો દિવસ વરસાદમાં ભીંજાઇને આવ્યો હોય તોપણ તેને એવો ને એવોજ–ટાઢથી થરથરતો અને ભીંજાયેલોજ –બહારના એક અંધારા ઓરડામાં કંગાલ બિછાના પર સુવાડતો. ત્યાં તે પોતાના જોડામાંથી પાણી કાઢી નાખતો અને પોતાનાં કપડાં નીચોવી નાખીને જેમ તેમ ઉંઘતો. આમ છતાં પણ તે છોકરાને વાંચતાં લખતાં શીખવાની ઇચ્છા થઇ. થોડા સમય પછી જ્યારે તેને વણાટકામ કરવાને રોકવામાં આવ્યો ત્યારે તેણે બાર વર્ષની એક નિશાળે જતી છોકરીને સમજાવીને તેની પાસે ભણવા માંડયું. સોળ વર્ષની વયે તે મૂળાક્ષર શીખ્યો અને ત્યાર પછી તેણે ઘણીજ ઝડપથી પ્રગતિ કરી. તે વનસ્પતિનો અત્યંત શોખીન હતો, તેથી વનસ્પતિશાસ્રનો એક ગ્રંથ ખરીદવા માટે પાંચ શિલિંગ કમાવાને કેટલાક માસપર્યંત તેણે ફાજલ વખતમાં કામ કર્યું. આગળ જતાં તે એક ઉત્તમ વનસ્પતિશાસ્રી બન્યો. એના અભ્યાસમાં તે એટલો બધો રસ લેતો હતો કે એંશી વર્ષની વયે પણ એક નવો છોડ મેળવવાને માટે તે બાર માઇલ સુધી પગે ચાલીને ગયો ! તેનું શરીર દુર્બળ હતું અને તે કપડાં પણ જેવાં તેવાંજ પહેરતો હતો, પરંતુ તેનું મગજ ઉત્તમ જ્ઞાનથી પરિપૂર્ણ હતું. તેને મળેલો એક માણસ તે કંગાલ દેખાવના મનુષ્યને આવો મહાપંડિત બનેલો જોઇને આશ્ચર્યચકિત થયો અને તેણે એની કારકીર્દિનું વૃત્તાંત પ્રકટ કર્યું. આ વૃત્તાંત વાંચનાર ઘણા માણસોએ તેના પર પૈસા મોકલ્યા; પરંતુ એણે સંગ્રહીજ રાખ્યા અને પોતાના મૃત્યુપત્રમાં જણાવી ગયો કે “ ગરીબ વિદ્યાર્થીઓને પ્રાકૃતિક શાસ્રોનો અભ્યાસ કરવાને ઉત્તેજન મળે એટલા માટે આ પૈસાની આઠ શિષ્યવૃત્તિ ( સ્કૉલરશિપ ) અને ઇનામો આપવાં. ” તે પોતાના નાના પરંતુ કિંમતી પુસ્તકાલયનો ઉપયોગ પણ આવોજ કરવાનું ફરમાવી ગયો હતો.

ફ્રૅંક્લિને કહ્યું હતું કે “ હજી એકલા પૈસાએ તો આ જગતમાં કોઇ પણ મનુષ્યને સુખી કર્યો નથી. ” તેમાં સુખ ઉત્પન્ન કરવાનો કોઈ પણ ગુણ નથી. મનુષ્યની પાસે જેમ વિશેષ દ્રવ્ય હોય તેમ તે વિશેષ દ્રવ્ય ઇચ્છે છે. દ્રવ્ય એ ખાલી જગ્યા પૂરી દેવાને બદલે ખાલી જગ્યા વધારે ને વધારે મોટી બનાવે છે. બૅંકમાં પુષ્કળ પૈસા જમા હોય

તેથી કોઇ પણ માણસ શ્રીમંત થઇ શકતો નથી. માત્ર ઉમદા મનજ મનુષ્યને શ્રીમંત બનાવે છે. જે માણસનું અંતઃકરણજ સંકુચિત—ગરીબ હોય તેની પાસે ગમે તેટલા પૈસા કે જમીન હોય તોપણ તે શ્રીમંત થઈ શકતો નથી. જો મનુષ્યનું હૃદય ગરીબ હોય તો તે પોતે ગમે તેટલો ધનવાન કે સત્તાવાન હોવા છતાં પણ ગરીબ છે. મનુષ્ય પોતાના સદ્ગુણના પ્રમાણમાંજ શ્રીમંત યા રંક છે, તેની પાસેની બાહ્ય સંપત્તિના પ્રમાણમાં નહિ.

ગાંધી, લિંકન, ગ્રાંટ, ફ્લૉરેન્સ નાઇટિંગેલ, ભગવતી દેવી અને ચાઇલ્ડ્સના જેવા મહાન કાર્યકર્તા થવાનું કોણ પસંદ કરતું નથી ? વિવેકાનંદ, દયાનંદ, રામતીર્થ, અરવિંદ, ઇમર્સન, લૉવેલ, શેકસપિયર અને વર્ડ્ઝવર્થના જેવા ગંભીર વિચારવંત થવાને કોણ નથી ઇચ્છતું ? ગ્લૅડસ્ટન, બ્રાઇટ, સમ્નર, વૉશિંગ્ટન, લજપતરાય અને તિલકના જેવા મહાન રાજદ્વારી બનવાનું કોને પસંદ નથી ?

કેટલાક માણસો આરોગ્ય, આનંદ અને ખુશમિજાજની બાબતમાં શ્રીમંત હોય છે તેથીજ તેઓ અસંખ્ય સાધારણ માણસોને દબાવી દે એવાં સંકટો અને દુઃખોથી અલિપ્ત રહે છે. બીજા કેટલાક માણસો સ્વભાવ, કુટુંબ અને મિત્રોની બાબતમાં શ્રીમંત હોય છે; તો કેટલાક એવા મિલનસાર સ્વભાવના હોય છે કે પ્રત્યેક માણસ તેમને ચાહે છે. કેટલાક માણસો એવા તો આનંદી કે ઉત્સાહી હોય છે કે તેઓ જ્યાં જ્યાં જાય છે ત્યાં ત્યાં ઉત્સાહ કે આનંદનુંજ વાતાવરણ પ્રસરાવી દે છે. કેટલાક માણસો પ્રમાણિકતા અને ચારિત્ર્યની બાબતમાં શ્રીમંત હોઇને જેમને પણ તેમના સમાગમ કે સહવાસનો લાભ મળે તેઓને અજાણતાં પણ તેવાજ બનાવતા ચાલે છે.

ખરી કિંમત આંકતાં શીખવું એ જીવનના પ્રાથમિક મહાન પાઠો પૈકી એક છે. એક તરુણ જ્યારે પોતાની કારકીર્દિનો પ્રારંભ કરે છે ત્યારે સર્વ પ્રકારનો સામાન તેને દર્શાવવામાં આવે છે અને તે ખરીદવાને માટે તેને ઘણા પ્રકારનાં પ્રલોભનો બતાવવામાં આવે છે. તેની આગળ જે જે વસ્તુ ધરવામાં આવે છે તેની દેખીતી કિંમત નહિ પરંતુ તેની ખરી કિંમત યોગ્ય રીતે આંકવા પરજ ઘણે અંશે તેની સફળતાનો આધાર રહેલો છે. ક્ષુદ્ર દ્રવ્ય તેની આંખ સમક્ષ પોતાની ધ્વજા ફરકાવશે અને ઇતર સર્વ વસ્તુઓ કરતાં પોતે ઉત્તમ હોવાનો દાવો કરશે. ભિન્ન ભિન્ન પ્રકારની શોભીતી વસ્તુઓ

તેની આગળ ધસી આવશે અને પોતાની સર્વોત્તમતાનો દાવો રજૂ કરશે. પ્રત્યેક ધંધો અને રોજગાર વારાફરતી પોતાની સુંદરતા અને મોહકતા તેની આગળ સાદર કરશે; પરંતુ તે તરુણ કે જેને સફળતા પ્રાપ્ત કરવી છે તે તો એવા કશાથી ઠગાશેજ નહિ. તેવી કોઇ પણ વસ્તુ કે સ્થિતિના માત્ર બાહ્ય દેખાવથી ઠગાવું નહિ પરંતુ તેની ખરી ઉપયોગિતા અને કિંમત વિષે ખાત્રી કરવી.

એમ કહેવાય છે કે, જૉન રસ્કિનના ગ્રંથોનો કોઇ પણ અભ્યાસક એવો નથી, કે જે આપણાં આનંદ મેળવવાનાં સાધનો અનંત છે એ વાત જાણી શક્યો ન હોય. પુષ્પ, વાદળાં, વૃક્ષ, પર્વત, નક્ષત્ર, પક્ષી, પૃથ્વીપરનું કોઇ પણ પ્રાણી, સમુદ્ર અથવા આકાશ, લીલાંછમ ઘાસનું દશ્ય, ચિત્રકામ, શિલ્પકાર્ય, કાવ્ય અને સર્વાધાર સર્વજ્ઞ પરમાત્માનો વિચાર; આમાંની કોઇ પણ વસ્તુ એવી નથી, કે જે દ્વારા આપણને મધુરમાં મધુર આનંદ ન મળે. સમગ્ર ભૌતિક અને આધ્યાત્મિક જગત તથા મનુષ્યની વિવિધ કલાઓ એ સર્વ આપણા અખંડ આનંદના ઝરા છે.

જગતમાં એવા કેટલાક માણસો દરેક સમયમાં હયાત હોય છેજ કે જેઓ સર્વત્ર સૌંદર્ય અને સાચી સંપત્તિનુંજ દર્શન કરે છે અને ઈશ્વરની અગાધ લીલાનું પૂજ્યભાવથી અવલોકન કરે છે; એટલુંજ નહિ પણ દરેકે દરેક વસ્તુમાં સાક્ષાત્ ઈશ્વરનુંજ દર્શન કરે છે.

રામકૃષ્ણ પરમહંસ, રામતીર્થ, ભર્તૃહરી, ગોરખ, ગૌરાંગ, જ્ઞાનેશ્વર, તુકારામ, અગાસિઝ, ફિલિપ્સ બ્રુક્સ, થૅારો, ઍરિસન, ઈમર્સન, બીચર, એ સઘળા પૈસા વિનાના શ્રીમંત હતા. તેઓ પક્ષીમાં અને પુષ્પમાં સૌન્દર્યનું, ઘાસમાં ઇશ્વરની લીલાનું, વહેતા ઝરામાં ગ્રંથોનું, પાષાણમાં ધર્મોપદેશનું અને પ્રત્યેક વસ્તુમાં કલ્યાણનું દર્શન કરતા હતા. તેઓ જાણતા હતા કે, માણસને સૃષ્ટિસૌન્દર્યના ભોક્તા બનવા માટે કાંઈ કર ભરવો પડે તેમ નથી. મધમાખી પુષ્પમાંથી મધુ ચૂસે છે તેવી રીતે તેમણે જ્યાં ત્યાંથી શક્તિ અને દ્રવ્ય ખેંચ્યું છે. તેમને જગતનો પ્રત્યેક પદાર્થ સૌન્દર્યના મહાન સ્રષ્ટાની પાસેથી ખાસ સંદેશો લાવતો જણાયો હતો. આ વિરલ આત્માઓને જગતના પ્રત્યેક પદાર્થમાં શક્તિ અને સૌંદર્યની પ્રતીતિ થઈ હતી; અને જેવી રીતે રણમાંનો પ્રવાસી વૃક્ષઘટામાંનું દૈવાર્પિત પાણી પીએ છે, તેવી રીતે તેમના તૃષાતુર આત્માઓએ તેમાંના અમૃતનું પાન કર્યું હતું. માણસો અને વસ્તુઓમાં રહેલી સારભૂત શક્તિ અને સાચું દ્રવ્ય તારવી કાઢવું અને તૃષાતુર માનવજાતિ પર તેની વૃષ્ટિ કરવી એ તેમનું કર્તવ્ય હતું. તેઓ

માનતા હતા કે, મનુષ્યનો સૌથી વિશેષ મહત્ત્વનો ખોરાક મુખ દ્વારા શરીરમાં પ્રવેશ કરતો નથી. પણ મનદ્વારા પ્રવેશે છે. તેઓ માનતા હતા કે, મનુષ્યો કાંઇ પૈસા અને અન્નથીજ જીવી શકતાં હોય તો તેઓ કેવળ પશુનીજ સ્થિતિમાં રહે. મનુષ્યમાં વિકાસ પામવાની અમર્યાદ શક્તિ છે; અને આ વિકાસને માટે માત્ર સ્થૂળ જીવનને ટકાવી રાખનારા ખોરાક કરતાં ઉચ્ચતર ખોરાકની આવશ્યકતા છે, એમ તેઓ માનતા હતા. તેમણે સૃષ્ટિસૌંદર્યમાં અને મનુષ્યોના અંતરાત્મામાં એવું સૂક્ષ્મ અન્ન જોયું, કે જેનો મોઢા વડે ખવાય તેવો લોટ અને રોટલો બની શકતો ન હતો. તેમની ભાવના ઉંચી અને ઉંચી થતી ગઇ અને અંતે તે સૌંદર્યના કર્તાની સાથે જીવનનો અભેદ જોવા—અનુભવવાવાળી બની ગઇ. તેમણે વિકાસ પામતા છોડમાં, હાલતી વનસ્પતિમાં, સુંદર પાકમાં અને માનવચારિત્ર્યમાં પ્રભુનું દર્શન કર્યું. તેમણે પ્રત્યેક ઝરામાં, પ્રત્યેક નક્ષત્રમાં, પ્રત્યેક પુષ્પમાં, પ્રત્યેક ઝાકળબિંદુમાં અને પ્રત્યેક માનવહૃદયમાં તેનું પ્રતિબિંબ જોયું. તેઓ માનતા હતા કે, સૃષ્ટિ અને માનવપ્રકૃતિ એ બન્ને મનુષ્યના મહાન શિક્ષકો છે; અને જો તેમનો યોગ્ય ઉપયોગ લેવામાં આવે તો તેઓ એની અસભ્ય રીતભાતને સભ્ય બનાવે, બેડોળ જીવનને સુંદર બનાવે, સુંદર જીવનને પવિત્ર બનાવે અને પવિત્ર જીવનને પ્રભુમય બનાવી આપે તેમ છે.

"મનુષ્ય જેટલા સેવકોને જુએ છે તેના કરતાં ઘણા સેવકો તેની સેવામાં હાજર હોય છે." જો તેણે કુદરતમાંથી અને પોતાના અંતરમાંથી આનંદ મેળવવો હોય તો તેણે સ્થૂળ કરતાં ઉચ્ચ ભૂમિકા પર આરૂઢ થવું જોઇએ.

ઉપલા સત્ય વિચારો તરફ જોતાં ખાત્રી થાય છે કે, આપણે સર્વ, જોઇએ તે કરતાં ઘણી નીચી ભૂમિકા પર વસીએ છીએ અને આપણે માત્ર અંધકારમય અને દુઃખદાયક ખીણોમાંજ ભ્રમણ કર્યા કરીએ છીએ. આને બદલે આપણે સૂર્યથી પ્રકાશિત થયેલા શિખર પર ચઢવું જોઇએ. ઇશ્વર આપણા દરેકના હાથમાં જીંદગીરૂપી જે મહાન ગ્રંથ આપે છે તેના પ્રત્યેક પાના પર સ્પષ્ટ સૂત્રો ખુલ્લી રીતે લખેલાં હોય છે; પરંતુ આપણે તેને વાંચ્યા વિનાજ ફેંકી દઇએ છીએ.

ઇમર્સન કહે છે કે "આપણે એક એવા જગતમાં આવ્યા છીએ, કે જે એક જીવંત કાવ્ય છે. પ્રત્યેક વસ્તુ મારા જેવીજ છે." કુદરત આપણને નિરંતર ઉત્સવ પૂરો પાડે છે; ઉત્સાહી

મનુષ્યને તે ઉત્સાહભરેલી લાગે છે અને સુખનો સ્વીકાર કરનારને તે સુખકારક લાગે છે. જે સૃષ્ટિમાં આપણે વસીએ છીએ તેના કરતાં મનુષ્યના આનંદ, સુખ અને સાચા દ્રવ્યને માટે વિશેષ ઉત્તમ યોજનાઓ અને અધિક મહાન તકો આપનારી સૃષ્ટિ કેવી રીતે ઉત્પન્ન કરી શકાય તે હજુ અમે સમજી શકતા નથી.

સુખ અને શ્રીમંતાઇ પ્રાપ્ત કરવાની અદ્‌ભુત યોજનાઓ, ચમત્કારિક યુક્તિઓ અને અનંત શક્તિઓથી મનુષ્યનું અંતર ભરેલું છે. કોઇ પણ શારીરશાસ્ત્રી અથવા વિજ્ઞાનશાસ્ત્રી હજી સુધી કદી પણ માનવશરીરની રચનાની નાનામાં નાની બાબતમાં પણ એકકેય ખોડ દર્શાવી શકયો નથી. કોઇ પણ શોધક હજીસુધી કદી પણ માનવશરીરરૂપી યંત્રમાં સુધારો સૂચવવાને શક્તિમાન થયો નથી. કોઇ પણ રસાયનશાસ્ત્રી હજી સુધી કદી પણ માનવ-શરીરના કોઇ પણ ભાગમાં વિશેષ ઉત્તમ પ્રકારની રચના સૂચવી શકયો નથી. આપણા જીવનમાં જે કાર્યો પ્રથમ કરવાનાં છે તે પૈકી એક એ છે કે, આપણા ભાગ્ય વિષે અફસોસ કર્યા કરવો નહિ. આપણું ચિંતામણિ જેવું મન, ઇંદ્રિયો અને આસપાસની બીજી વસ્તુઓની ખરી કિંમત આંકીને પછીજ આપણે ભાગ્ય-શાળી છીએ કે નહિ, તે વાતનો નિર્ણય કરવો. આપણે ગમે તેવી સ્થિતિમાં હોઇએ તોપણ આપણે સમજી શકીએ તે કરતાં અનેક-ગણી વધારે વસ્તુસ્થિતિઓ આપણી આસપાસ વિદ્યમાન હોય છે; પણ આપણે તેનું મહત્ત્વ, ઉપયોગ અને ફાયદાઓ સમજવા ઇચ્છતા નથી-સમજતાયે નથી; તેથીજ તેના ભોક્તા-સ્વામી પણ બની શકતા નથી. ખરેખર એજ આપણું મોટું દુર્ભાગ્ય છે.

"પ્રભુનો આભાર માનો કે, પૃથ્વીમાં અત્યારે પણ કેટલાક એવા મૅથ્યુ આર્નોલ્ડો વિદ્યમાન છે અને દરેક સમયમાં વિદ્ય-માન હોય છે; કે જેઓ દ્રવ્ય કરતાં પ્રકાશના સ્વર્ગીય માધુર્યને વિશેષ પસંદ કરે છે." આર્નોલ્ડ પોતાની પાછળ ઝાઝા પૈસા મૂકી ગયો ન હતો પરંતુ તે છતાં પણ શું તે જગતના સૌથી શ્રીમંત પુરુષોમાંનો એક ન હતો? જગતને એવા તરુણોની આવશ્યકતા છે, કે જેઓ માત્ર સોનું રૂપું ભેગું કરે તેના કરતાં માત્ર સુવર્ણમય વિચારો, સુવર્ણમય ડહાપણ અને સુવર્ણમય કાર્યો સંચિત કરે; જેઓ દ્રવ્યની મૂડી કરતાં વિચારની મૂડી અને ચારિત્ર્યની મૂડીને વિશેષ પસંદ કરે.

રાફેલ પણ વગર પૈસે શ્રીમંત હતો. સર્વ દ્વાર તેનેમાટે ખુલ્લાં હતાં અને તેનો સર્વત્ર સત્કાર થતો હતો. તે જ્યાં જ્યાં જતો ત્યાં ત્યાં તેનો સુમધુર આત્માજ્ઞાન ચારિત્ર અને આનંદનું જ વાતાવરણ ફેલાવતો.

હેન્રી વિલ્સન પણ વગર પૈસે શ્રીમંત હતો. પોતાના ઉચ્ચ દરજ્જાને ભૌતિક ઉન્નતિ કરવાનું સાધન બનાવવા તરફ તેને એટલો તિરસ્કાર હતો કે જ્યારે તેને દેશના વાઇસ પ્રેસિડેન્ટ તરીકે સંસ્થાપિત કરવાનો સમારંભ થવાનો હતો ત્યારે તે પ્રસંગના આવશ્યક ખર્ચને પહોંચી વળવા માટે તેને પોતાના સાથી–સભાસદ ચાર્લ્સ સમ્નરની પાસેથી વીસ પૌંડ ઉછીના લેવા પડયા હતા ! પ્રથમ તે મોચીનો ધંધો કરતો હતો. તે ગરીબોનો પરમ મિત્ર હતો અને પ્રત્યેક કાયદાના સંબંધમાં તે હમેશાં એજ પ્રશ્ન પૂછતો કે "શું એ કાયદાથી લોકકલ્યાણ થશે ?"

"રિકવાયેમ"નો રચનાર મહાન મોઝાર્ડ, પોતાની ઉત્તરક્રિયા માટે પણ પૈસા મૂકી ગયો નહિ છતાં તે જગતને શ્રીમંત બનાવી ગયો છે.

સ્વામી રામતીર્થે તો પોતાના શરીર માટે સમાધિ ખોદવા જેટલી પણ તસ્દી જગતને આપી નહિ અને જીવતાં પણ કનક–કાન્તાના પૂર્ણ ત્યાગી રહ્યા; છતાં સંસારને સ્થૂલ કરતાં અત્યંત કિંમતી એવું જ્ઞાનધન આપી ગયા છે.

ઉત્તમ મગજ અને ઉદાત્ત આત્મા ધરાવનાર મનુષ્ય નાની ઝુંપડીમાં રહીને પણ જ્ઞાન અને ચારિત્ર્યરૂપી સૌન્દર્યનો એવો પ્રકાશ ફેલાવે છે કે જેવું સૌન્દર્ય કારીગરો કદી પણ આણી શકતા નથી. ભૌતિક દ્રવ્ય સિવાય બીજું કશું જેની પાસે ન હોય તેવો ધનવાન થવા કરતાં ચારિત્ર્ય અને સંતોષરૂપી અતિ શ્રેષ્ઠ ધન ધારણ કરવાનું કયો ખરો જ્ઞાની પસંદ નથી કરતો ? જે માણસ પોતાના જ્ઞાન–ચારિત્ર્ય વડે લોકસંસ્કૃતિને ઉન્નત કરે છે તે ભલેને એક પાઇ પણ મૂક્યા વિના મરણ પામે; પણ ભાવી પ્રજા તેનું સ્મારક બંધાવશે.

શું આપણે બુદ્ધ, શંકર, મહાવીર ક્રાઇસ્ટ, જરથોસ્ત, મહંમદ કે કૉન્ફ્યુશિયસનું અનુકરણ કરીને તેમના જેવા કોમળ, ઉદાર, સ્વાર્થત્યાગી, સંયમી અને પ્રમાણિક થવા માગીએ છીએ ? જો તેમ હોય તો ભલેને આપણાં ગજવાં તળિયાઝાટક ખાલી હોય, તોપણ આપણને તે મહાન્ ઇચ્છારૂપે અમૂલ્ય અને પરમ પવિત્ર ધન મળેલું સમજવું.

એક એશિયાટિક પ્રવાસી આપણને જણાવે છે કે "રેતીના રણમાં એક દિવસ એક ઊંટના મુડદાની બાજુમાં બે માણસોનાં

શરીરો પડેલાં મારા જોવામાં આવ્યાં. તેઓ દેખીતી રીતે તો તૃષાથી મરણ પામ્યા હતા; પણ તેમાંના-પ્રત્યેકની કમ્મરે જુદી જુદી જાતના અલંકારોનો એક મોટો જથ્થો બાંધેલો હતો! નિઃશંક, આ અલંકારોને ઇરાનનાં શહેરોમાં વેચી ધન કમાવા માટે તેઓ રણમાં થઇને લઇ જતા હતા."

**જે મનુષ્યની પાસે પૈસા હોતા નથી તેને લોકો ગરીબ કહે છે; પણ જેની પાસે એ પૈસા પૈસા અને પૈસા ભેગા કરવાની બુદ્ધિ તથા લાલચ સિવાય બીજું કાંઇ પણ હોતું નથી તે તો પહેલા ગરીબ કરતાં બહુજ વધારે ગરીબ હોય છે.** જે માણુસ પાસે પૈસા નથી પણ જે જ્ઞાનચારિત્રનો આનંદ લૂંટી શકે છે, તેજ માત્ર ખરેખરો શ્રીમંત છે. જે માણુસ લોભી હોય છે તે ભલેને કોટયાધિપતિ હોય તોપણ ગરીબજ છે. યથાર્થ જ્ઞાન એજ ખરૂં ધન છે. સારાસારની વિવેકબુદ્ધિવાળા મનુષ્યને રંક કહી શકાયજ નહિ. જે મનુષ્ય માનવપ્રકૃતિનું એટલું ઉપલક જ્ઞાન ધરાવતો હોય કે તે પોતાની વૃત્તિ સિવાય બીજી કોઈ પણ વસ્તુમાં ફેરફાર કરીને સુખ મેળવવા માગતો હોય તે માત્ર વ્યર્થ પ્રયત્નોમાંજ પોતાનું જીવન ખર્ચી નાખે છે; અને જે સંતાપને તે દૂર કરવા ઇચ્છે છે તેને તો તે ઉલટો વૃદ્ધિંગત કરે છે. જે માણુસ આનંદ અને હિંમતપૂર્વક ગરીબાઈ અને વિપત્તિની સામે થઇ શકે છે તે શ્રીમંત પણ છે અને બહાદૂર પણ છે.

**જે માણુસ પૈસાની કિંમત સૌથી વિશેષ ગણે છે તે પોતાના ખરા હિતની કિંમત સૌથી ઓછી ગણે છે.** ઇમર્સન કહે છે કે " જે માણુસ પોતાના પરમોત્તમ જ્ઞાનચારિત્રને ખાતર એકલો, નિર્ધન અને હદપાર થયેલા જેવો રહેવા છતાં પોતાને દુઃખી માનતો નથી; એવા મનુષ્યને હું શ્રીમંતમાં શ્રીમંત અને પૂજ્ય ગણું છું."

આપણે આપણી ઇચ્છાશક્તિને એવી રીતે કેળવી શકીએ તેમ છીએ, કે જેથી તે વસ્તુઓની પ્રકાશિત બાજુ પર અને આત્માને ઉન્નત કરનારા પદાર્થો પરજ વિચારોને એકત્રિત કરે અને આપણામાં આનંદ તથા સદ્વૃત્તિ પ્રેરે, કે જેથી કરીને આપણે એક શહેનશાહ કરતાં પણ વધારે શ્રીમંત બની શકીએ. પ્રત્યેક વસ્તુનો સારામાં સારો ઉપયોગ કરવાનો અને તેની પ્રકાશિત બાજુજ જોવાનો સ્વભાવ એ પણ એક મહાન સંપત્તિ છે.

જે માણુસ એક સદાચરણી મનુષ્યને પૈસાદાર કરતાં એક

ગણવા જેટલી સમજણ ધરાવતો હોય તેને પણ સંપત્તિવાન સમજજો. પ્રાચીનકાળના આર્ય, ગ્રીક અને રોમન લોકો દ્રવ્ય કરતાં કીર્તિ પ્રાપ્ત કરવાનો વિશેષ પ્રયત્ન કરતા હતા; પરંતુ તેમની એ ઇચ્છા જ્યારે વ્યાપારની અને સ્થૂલ સંપત્તિનીજ વસ્તુ થઇ પડી ત્યારે તેમની મહત્તા નષ્ટ થઇ ગઇ.

વાણિજ્ય અને રાજદ્વારી પક્ષાભિમાનનું આ એક અનિષ્ટ છે. **ઇમર્સન કહે છે તેમ વાણિજ્યવૃત્તિ પ્રત્યેક વસ્તુને બજારમાં મૂકે છે–બુદ્ધિ, સૌન્દર્ય, સદ્ગુણ અને ખુદ મનુષ્યને સુદ્ધાં તે લીલાંઉમાં મૂકે છે.**

ડાયોજીનિસને ચાંચીઆઓએ પકડી લીધો અને ગુલામતરીકે વેચી દીધો. તેના ખરીદનારે તેને સ્વતંત્ર કર્યો અને પોતાના ઘરનો કારભાર તથા પોતાનાં બાલકોનાં શિક્ષણનો સમગ્ર ભાર તેને સોંપ્યો. તે દ્રવ્ય અને આડંબરને ધિક્કારતો હતો અને એક ઝુંપડામાં રહેતો હતો. આવી કંગાલ અવસ્થામાં પણ એ તત્ત્વજ્ઞાનીને પરમ આનંદ-પૂર્વક રહેતો જોઇને મહાન સિકંદરને અત્યંત આશ્ચર્ય થયું અને તેને પૂછ્યું: "તમારે કાંઈ જોઇએ છીએ ?" ડાયોજીનિસે પ્રત્યુત્તર આપ્યો કે "હા, તમે જરા છેટા ઉભા રહો અને મારા પર તડકો પડવા દો. તમે મને જે આપી શકતા નથી તે મારી પાસેથી લઈ લો નહિ." તે મહાન વિજેતા બોલ્યો કે **"જો હું સિકંદર ન હોત તો ડાયોજીનિસ થવાનું પસંદ કરત."**

અસામાન્ય બહાદૂર અને પ્રમાણિક માણસો કાંઇ સોનારૂપા માટે કામ કરતા નથી. તેઓ પ્રેમ, માન અને ચારિત્ર્યને માટે કામ કરે છે. પોતાના સત્ય અને નીતિના સિદ્ધાંતોનો ત્યાગ કરવાને બદલે સૉક્રેટિસે મરણનું દુઃખ સહન કર્યું હતું. લાસ કાસાસે રંક ઇંડિયનોનાં સંકટ ઓછાં કરવા માટે પ્રયત્ન કર્યો તે સમયે તેના મનમાં દ્રવ્ય અથવા દેશ મેળવવાનો વિચાર ન હતો. તેણે ફક્ત વિચારવંત માણસોની ઉન્નતિ અને સકળ દુઃખી માણસોના છૂટકારા માટેજ કામ કર્યું હતું.

એપિક્ટેટસ દ્રવ્ય તરફ જે તિરસ્કાર ધરાવતો હતો તેનો, એક શ્રીમંત રોમન વક્તાને ઉપહાસ કરતો જોઇ તેણે જણાવ્યું કે "મને એવી વસ્તુઓની જરૂર નથી. એકંદરે તમે મારા કરતાં ગરીબ છો. તમારે ત્યાં ચાંદીનાં વાસણો છે; પરંતુ મારાં માટીનાં વાસણો તમારાં ચાંદીનાં વાસણો કરતાં મારા મનથી વધારે મૂલ્યવાન છે. મારૂં મન એ મારૂં સામ્રાજ્ય છે અને તમારા અશાંતિભરેલા આળસને બદલે એ મને પુષ્કળ અને સુખાવહ કામ આપે છે. તમારી સઘળી સંપત્તિ

તમને થોડી લાગે છે; પરંતુ મારી થોડી સંપત્તિ મને મોટી-વધારા પડતી-લાગે છે. તમારી ઇચ્છા હજીપણ તૃપ્ત થઇ નથી અને મારી ઇચ્છાઓ તૃપ્ત થયેલી છે."

એક વાર એક લક્ષ્મીના ભક્તે જૉન બ્રાઇટને કહ્યું હતું કે "સાહેબ ! તમે જાણો છો કે હું દશ લાખનો ધણી છું ?" આ સાંભળી જૉન બ્રાઇટે પોતાનો ગુસ્સો દબાવી દઈ પોતાની સ્વાભાવિક શાંતતાપૂર્વક કહ્યું કે "હા, હું જાણું છું અને હું એ પણ જાણું છું કે, તમારી સઘળી કિંમત એટલામાંજ સમાઇ જાય છે !"

એક પાયમાલ થઈ ગયેલો વ્યાપારી રાત્રે ઘેર ગયો અને પોતાની સદ્‌ગુણી પત્ની પ્રત્યે બોલ્યો કે "પ્રિય ! હું પાયમાલ થઇ ગયો છું. આપણી સઘળી સંપત્તિ સરકારના હાથમાં ગઇ છે." થોડી પળ સુધી મૌન ધારણ કરી તેણીએ પતિના મુખારવિંદ સામે જોઇને પૂછ્યું કે "શું સરકાર તમને વેચી દેશે ?" તે બોલ્યો: "નહિ." તેણીએ કહ્યું: "શું તે મને વેચશે ?" પતિએ જવાબ આપ્યો: "ના, ના." તે સદ્‌ગુણી સ્ત્રી બોલી: "ત્યારે એમ કહેશો નહિ કે આપણે સઘળું ગુમાવી દીધું છે. પુરુષ, સ્ત્રી અને બાલક કે જે સૌથી વિશેષ મૂલ્યવાન છે તે તો આપણી પાસે છે. આપણે માત્ર આપણી બુદ્ધિ અને ઉદ્યોગરૂપી થડનાં ડાળ-પાંદડાં-રૂપી સ્થૂલ દ્રવ્યજ ગુમાવ્યું છે. જો આપણી પાસે અંતઃકરણ અને હાથ હશે તો આપણે બીજી સંપત્તિ મેળવી શકીશું."

જે ઘરમાં પ્રેમી મનુષ્યો વસતાં હોય અને આરોગ્ય તથા અખૂટ આંતરિક સંપત્તિની પ્રતીતિ સહિત વિહરતાં હોય તેમની ઉપર ગરીબાઇ શું સત્તા ચલાવી શકે ?

"દ્રવ્ય પહેલાં ચારિત્ર્યની જરૂર છે." એ આમોસ લૉરેન્સનો મૂળમંત્ર હતો. આજ માણસે પોતાની નોંધપોથીમાં લખ્યું હતું કે "એક માણસ આખું જગત મેળવે અને તેનો પોતાનો આત્મા ગુમાવી દે તો તેને શો લાભ થાય ?"

જો તમે મોટી સંપત્તિ મેળવો તો તેની પાઇએ પાઇ પ્રમાણિકપણેજ મેળવજો. લોકોને દારૂથી ઉન્મત્ત બનાવીને, અનાથોને રડાવીને અને વિધવાઓને વિલાપ કરાવીને તમારે પૈસા કમાવાની જરૂર નથી. **તમારા પૈસાએ બીજા માણસોને રંક અને કંગાલ બનાવેલા હોવા જોઇએ નહિ.**

મહાન સિકંદર ભટકતો ભટકતો સ્વર્ગના દરવાજા પાસે ગયો અને પ્રવેશ કરવાને માટે તે ઠોક્યો. ત્યાં પહેરો ભરતા દેવે

પૂછ્યું કે "એ દરવાજો કોણ ખખડાવે છે ?" જવાબ મલ્યો કે:- "સિકંદર." "કયો સિકંદર ?" "સિકંદર-સિકંદર-મહાન સિકંદર, જગદ્‌વિજેતા સિકંદર." દેવે કહ્યું:-"અમે તેને ઓળખતા નથી; આ તો પ્રભુનો દરવાજો છે; એમાં તો માત્ર ધર્મી મનુષ્યોનેજ પ્રવેશવાની પરવાનગી છે !"

ખોટા ધોરણથી તમારી કારકીર્દિનો પ્રારંભ કરશો નહિ. **ખરેખરો મહાપુરુષ ધન, ધામ અને સત્તા વગેરે બાહ્ય-સંપત્તિઓને એટલી ક્ષુદ્ર ગણે છે કે તેના તરફ ઝાંખીને જોતો પણ નથી. ઉમદા ચારિત્ર્યની આગળ કરોડો રૂપિયા પણ કશી વિસાતમાં નથી.**

અધ્યાપક અગાસિઝનો એક મિત્ર કે જે એક મહાન વ્યવહાર-કુશળ મનુષ્ય હતો તેણે એક વાર અગાસિઝને જણાવ્યું હતું કે "આપ જેવા મહાન શક્તિશાળી પુરુષ આટલી સ્વલ્પ આવકથી સંતોષ માનો છો એ જોઇને હું આશ્ચર્યચકિત થાઉં છું." આ સાંભળી અગાસિઝે પ્રત્યુત્તર આપ્યો કે "મારી પાસે પૂરતી સંપત્તિ છે. પૈસા પ્રાપ્ત કરવામાં સમય ગુમાવી દેવા હું માગતો નથી. **મનુષ્યનું જીવન એટલું બધું લાંબું નથી કે તે પુષ્કળ પૈસા પણ મેળવી શકે અને માનવબંધુઓ પ્રત્યેનું કર્તવ્ય પણ બજાવી શકે."**

ચિકાગોની આગમાં જેણે પોતાની સર્વ સંપત્તિ ગુમાવી દીધી હતી તેવા હજારો માણસો પૈસા વિના એકદમ પોતાનો ધંધો ફરીથી શરૂ કરવાને કેવી રીતે શક્તિમાન થયા હતા ? તેમનું પ્રમાણિકપણુંજ તેમની મૂડી હતી. વ્યાપારીઓ તેમને પ્રમાણિક માણસ તરીકે ઓળખતા હતા અને ઉદ્યોગી હતા તેમની આવી કારકીર્દિ તેમની મૂડીની ગરજ સારતી હતી. તેમને તેમનાં ચારિત્ર્ય પર નાણાં મળ્યાં હતાં. ચારિત્ર્યરૂપી સંપત્તિએ એ કોઠી વિનાના માણસોને હજારો પૌંડનો માલ ખરીદવાને શક્તિમાન કર્યા હતા. તેમના માલની સાથે તેમનું પ્રમાણિકપણું બળી ગયું ન હતું. તેમની એ મોટામાં મોટી સંપત્તિ સુધીએ આગ પહોંચી શકી ન હતી.

ડહાપણ અને જ્ઞાનના ભંડાર તથા વિજયવંત સદ્‌ગુણે સેંકડો પેઢીઓ દરમિયાન જે શક્તિ, સૌંદર્ય તથા ગૌરવથી ઘણાં મગજોને સંપત્તિવાન તથા સુશોભિત કર્યાં છે તેની સાથે જ્યારે એકાદ જીરાર્ડ અથવા એકાદ રૉથ્સચાઇલ્ડની આસપાસ ગોઠવેલા સુવર્ણના ઢગલાઓની તુલના કરવામાં આવે ત્યારે સુવર્ણનું વજન કેટલું બધું ઓછું જણાશે !

ડાયોજીનિસ એક દિવસ મેળામાં ગયો હતો. તે સમયે તેમાં વેચવા માટે મૂકેલી વિવિધ વસ્તુઓ જોઇને તે પોતાના મિત્ર પ્રત્યે બોલ્યો કે "નામદાર લૅાર્ડ! જગતમાં એવી કેટલી બધી વસ્તુઓ છે કે જેની ડાયોજીનિસને કંઇ પણ જરૂર નથી ?"

ત્રીજોરીઓમાં, બૅંકોમાં અને ધંધારોજગારમાં રોકેલા ધનના ભંડાર છેવટે જ્યાંના ત્યાંજ રહી જાય છે; અને મનુષ્યે પોતાના હૃદયમાં ભરેલા ઉદારતા, પવિત્રતા, નમ્રતા, આત્મશાંતિ ઇત્યાદિ સદ્ગુણના ભંડારો તો માણુસ આ જગતમાંથી ચાલ્યો જાય છે ત્યારે પણ પોતાની સાથે લેતો જાય છે.

તીક્ષ્ણ હરીફાઇના આ જમાનામાં તરુણોને પૈસા વિનાના શ્રીમંત થવાનું તથા લૌકિક સફળતા વિનાજ ચલાવી લઇ તેવી સફળતા મેળવનારાઓની આગળ નીકળી જવાનું શીખવાની સર્વથી વધારે જરૂર છે.

સુવર્ણ જેમ મખ્ખીચૂસને શ્રીમંત બનાવી શકતું નથી; તેમ નિર્ધનતા પૈસા વિનાના શ્રીમંતને રંક બનાવી શકતી નથી.

"પરિવર્તિત વધસ્થંભ" નામક કાવ્યમાં એક થાકેલી સ્ત્રીને એવું સ્વપ્ન જોતી ચીતરવામાં આવી છે કે તેને એક એવા સ્થળે લઇ જવામાં આવી કે જ્યાં ભિન્ન ભિન્ન આકાર અને કદના ઘણા વધસ્થંભો (ક્રૅાસ) પડેલા હતા. તેમાંનો સૌથી સુંદર સ્થંભ સુવર્ણના અલંકારોથી શણગારવામાં આવ્યો હતો. આ વધસ્થંભ એવો નાજુક અને સુંદર હતો કે તેણીએ તેનો પોતાનો સાદો વધસ્થંભ મૂકી દીધો અને એ સુંદર સ્થંભને ઉપાડી લીધો. તેને આવો નાજુક અને સુંદર વધસ્થંભ મળવાથી બહુ આનંદ થયો; પરંતુ થોડાજ સમયમાં તે સુંદર સ્થંભના વિશેષ બોજાને લીધે તેની પીઠ પીડાવા લાગી. આથી તેણે તે મૂકી દઇને એક બીજો અતિ સુંદર અને ફૂલથી ગુંથેલો વધસ્થંભ લીધો; પરંતુ થોડાજ સમયમાં ફૂલોની નીચેના અણીદાર કાંટા તેનું માંસ વિંધી નાખવા લાગ્યા. છેવટે તે એક અલંકાર વિનાના સાદા વધસ્થંભ નજીક આવી પહોંચી. આ વધસ્થંભ પર માત્ર "પ્રેમ" શબ્દ કોતરેલો હતો. તે સિવાય તેના પર બીજું કાંઇજ કોતરકામ ન હતું. આ વધસ્થંભને તેણે ઉંચકી લીધો અને તે હલકામાં હલકો તથા ઉત્તમોત્તમ નીવડયો; પરંતુ તે જાણીને આશ્ચર્યચકિત થઇ કે, તે તો તેનો પ્રથમનો તજી દીધેલો વધસ્થંભ હતો! બીજા લોકોના વધસ્થંભો પરના અલંકારો અને પુષ્પો સહેલાઇથી જોઇ શકાતાં હોવાથી તે

આપણને ગમી જાય છે; પરંતુ જેઓ તેમને ઉંચકે છે તેઓનેજ તેમના ભારે વજન અને કાંટાની વેદનાની માહિતી હોય છે. આપણને બીજા લોકોના બોજાઓ, આપણા બોજાઓ કરતાં કેટલા હલકા લાગે છે! પરંતુ તે બીજા માણસોનાં અંતઃકરણને ખુંદી નાખતા ગુપ્ત બોજાઓ; વિલંબિત સફળતા માટે તેમણે વર્ષોનાં વર્ષો સુધી જોયેલી રાહ; સહાનુભૂતિને માટે તલસતાં તેમનાં હૃદયો; તેમની ગુપ્ત ગરીબાઇ અને દબાઇ ગયેલી લાગણી; આ બધા વિષે આપણે કશો વિચાર કરતા નથી.

સર્વસાધારણનો મહાન હિતચિંતક વિલિયમ પિટ્ટ લોકપ્રિયતા અને કીર્તિની તુલનામાં પૈસાને તો પગની રજ જેવાજ સમજતો હતો. પૈસાથી કદી પણ તે ભ્રષ્ટ થયો ન હતો.

આપણે જે ઉદ્દેશ સાધવાનો પ્રયત્ન કરીએ છીએ તે આપણા જીવનનો ઇતિહાસ કહી આપે છે. સ્ત્રીપુરુષો પોતાની આસપાસ જે સુખનું વાતાવરણ ફેલાવે છે તે પરથીજ તેમની યોગ્યતાની તુલના કરવી જોઇએ. હમેશાં ઉત્તમ કાર્યોજ જગતને શ્રીમંત બનાવે છે અને કરોડોના ઢગલા તો તેને દરિદ્રીજ બનાવે છે.

ચારિત્ર્ય એજ ચિરસ્થાયી દ્રવ્ય છે અને જે માણસ તે દ્રવ્ય ધરાવે છે તેની આગળ તે વિનાનો કોટયાધિપતિ કે છત્રપતિ પણ માત્ર એક કંગાલ જેવો છે. એ સાચા ધનની તુલનામાં ઘરો અને જમીનો, વખારો અને દસ્તાવેજો એ બધું શું હિસાબમાં છે? "નીચ ગુલામો મોટી હવેલીઓમાં રહીને જે કનિષ્ઠ દશા અનુભવે છે તેના કરતાં ચારિત્ર્યસંપત્તિવાળા મહાત્માઓ ઝુંપડીમાં રહીને ઉત્તમ સુદશા અને ઉપકારકતા અનુભવે છે. સાદું જીવન, ઉત્તમ વિચાર અને મહાન પ્રયત્ન, એજ ખરૂં દ્રવ્ય છે.

તમારા ચારિત્ર્યને તમારી મૂડી બનાવશો એટલે તમે કદી પણ રંક થશો નહિ. રેલ તમારી એ સંપત્તિને તાણી જઇ શકશે નહિ; અગ્નિ તેને બાળી શકશે નહિ અને કાટ તેને જીર્ણ બનાવી શકશે નહિ.

ફ્રેંકલિન જણાવે છે કે "જો એક મનુષ્ય પોતાની નાણાં કોથળી પોતાના ચારિત્ર્ય પાછળ ખાલી કરે તો કોઇ પણ માણસ તેની પાસેથી તે સાચું ધન ખુંચવી લઈ શકે નહિ. આપણી મૂડી જ્ઞાનચારિત્ર પાછળ રોકવાથી આપણને સૌથી વિશેષ વ્યાજ મળે છે."

ઇમિર્સન કહે છે કે "દ્રવ્યમાં ભારે કપટ રહેલું છે. હું જોઉં છું કે, તે જે કાંઇ આપે છે તેના બદલામાં તેથી વધારે અગત્યનું

જે માનવચારિત્ર્ય, તે ખુંચવી લે છેજ. હું ધનને લીધે મોટા માણસ કહેવાઉં છું પણ ખરૂં જોતાં તો હું નાનોજ થઇ જાઉં છું.

મારી પાસે વિશેષ કપડાં હોય છે, પણ વિશેષ ગરમી આવતી નથી.

મારી પાસે વિશેષ હથિયારો હોય છે, પણ હિંમત ઓછી હોય છે; મારી પાસે વિશેષ પુસ્તકો હોય છે, પરંતુ જ્ઞાન ઓછું હોય છે.”

ટેનિસન કહે છે કે, “ગમે તેમ હો પરંતુ મને તો એમ જણાય છે કે, ભલા થવું એજ ઉત્તમ કાર્ય છે. રાજમુકુટ કરતાં પણ ઉમદા ચારિત્ર્ય વિશેષ કિંમતી છે અને ઉચ્ચ કુલ કરતાં પ્રેમી અંતઃકરણ અને સરળ વિશ્વાસ અધિક ઉત્તમ છે.”





# પ્રકરણ ૧૪ મું—જ્યાં જુઓ ત્યાં તકજ તક છે.

"પ્રત્યેક મનુષ્યના જીવનમાં એક ઉત્તમ સમય આવે છે; એકાદ દિવસે, એકાદ રાત્રે, એકાદ પ્રાતઃકાળે, એકાદ મધ્યાહ્નકાળે કે સાયંકાળે, એક લાભદાયક કલાક—એક તકની પળ મળીજ આવે છે. એકાદ ક્ષણ એવી આવે છેજ, કે જ્યારે સિદ્ધિનો ઉત્તમ પ્રકાશ વિસ્તરે છે; એકાદ ઘડી એવી આવે છેજ, કે જ્યારે આપણું ભાગ્ય ખુલી જાય છે. અહા, તે માણુસ સુખી છે કે, જે તેવા સમયની પ્રતીક્ષા કરી જાણે છે અને વળી તપાસી, કામ કરી તથા ઉત્સાહપૂર્વક ભાગ્યની પહોળી ગરદન અને ખભા પર ઉભા રહી જાણે છે તથા ભાગ્યના મહાન ઘડિયાળમાં જ્યારે "હમણાં"નો ટકોરો થાય છે ત્યારે તકના પસારેલા હાથમાંથી મોટાં પરિણામ કઢાવી લઈ આવી પળને પકડી લે છે." —મેરી એ. ટાઉન્સેન્ડ

"પ્રત્યેક મનુષ્ય અને પ્રત્યેક પ્રજાના જીવનમાં એક વાર સત્યાસત્ય વચ્ચેના યુદ્ધમાં, સત્પક્ષમાં જવું કે અસત્ પક્ષમાં જવું, તેનો નિર્ણય કરવાની તક—પળ આવે છેજ." —લૉવેલ

"જે માણુસ તકનો ઉપયોગ કરી શકતો નથી તેને તે શું કામની છે?" —જ્યોર્જ ઈલિયટ

"મનુષ્યની ઉત્તમોત્તમ વસ્તુઓ તેની નજીકમાં નજીક—તેના પગ પાસેજ પડેલી હોય છે." —આર. એમ. મીન્સ

"તક આવે ત્યારે તેને તત્પરતાપૂર્વક ગ્રહણ કરી લેવી એ જીવનસાફલ્યની ચાવી છે." —ડિઝરાયેલી

ધારાના એક અભ્યાસીએ ડૅનિયલ વેબ્સ્ટરની આગળ એવી ફરિયાદ કરી કે "હવે તરુણોને માટે સારી તકો રહી નથી." આ સાંભળીને તે મહાન ધારાશાસ્ત્રીએ પ્રત્યુત્તર વાળ્યો કે "મથાળે હમેશાંજ અવકાશ હોય છે."

જે દુનિયામાં અનેક નિર્ધન માણુસો શ્રીમંત બની જાય છે અને જે મુલકમાં હલકામાં હલકી સ્થિતિમાં જન્મેલા માણુસો ઉચ્ચમાં ઉચ્ચ દરજ્જા પર આરૂઢ થાય છે તે દુનિયામાં તક ન હોય—સંધિ ન હોય એ કેવી ન માનવા જેવી વાત છે! **જગતમાં જેઓ સંધિઓને ઇચ્છે છે અને તેનો ઉપયોગ કરી જાણે છે તેમને માટે પુષ્કળ સંધિઓ છે; પરંતુ પેલો નિરાશાના કિલ્લામાં આવી**

પડેલો યાત્રાળુ કે જે તેના દરવાજાની કુંચી સઘળો વખત પોતાની હતી છતાં પણ વાપરવાનું ભૂલી ગયો હતો; તેની પેઠે આપણે પણ સદ્‌પ્રવૃત્તિ કરવાની આપણામાં રહેલી શક્તિ તરફ નજરજ નાખતા નથી. ઇશ્વરે આ શક્તિ જેમ સબળમાં સબળ માણસને આપેલી છે તેમ દુર્બળ માણસને પણ આપેલી છે. આપણે બાહ્ય સહાય પર વધુ આધાર રાખીએ છીએ. **"નજીકની ચીજોને માટે આપણે ઘણે દૂર—બહુ ઉંચે તાક્યા કરીએ છીએ."**

બાલ્ટિમોરની એક સ્ત્રી એક વાર નાચપાર્ટીમાં ગઇ હતી. ત્યાં તેની કિંમતી હીરાજડિત પોંચી ખોવાઇ ગઇ. તેણે ધાર્યું કે મારા ઝભ્ભાના ગજવામાંથી તે કોઇએ ચોરી લીધી છે. ઘણાં વર્ષો પછી તે નિર્ધન બની જવાને લીધે એક દિવસ પીબોડી ઇન્સ્ટિટ્યૂટનાં પગથિયાં પર ઉભી ઉભી અન્ન શી રીતે મેળવવું તે વિષે વિચાર કરતી હતી. પોતાના મસ્તક પર નાખવાનું કપડું બનાવવાને માટે પોતાનો એક જૂનો, ઘસાઇ ગયેલો, ચીંથરિયો ઝભ્ભો કાપી નાખતાં તેના અસ્તરમાંથી તેને પેલી હીરાજડિત પોંચી જડી! આથી તેના આનંદનો પાર રહ્યો નહિ. જો કે પોતાના દારિદ્ર્યના સઘળા સમયમાં તે, એ સાતસો પૌંડની મિલ્કત ધરાવતી હતી; પરંતુ એ વાત તે જાણતી ન હતી.

પોતાને ગરીબ માનનારા ઘણા માણસો જો માત્ર હીરાજડિત પોંચી કરતાં વિશેષ મૂલ્યવાન અને વિશેષ નિકટ એવાં તકોનું અને પોતામાં રહેલી શક્તિઓનું અવલોકન કરે તો તેઓ શ્રીમંત જ છે. જે તરુણ પોતાની ચાલુ સ્થિતિમાં કાંઇ પણ તક જોઇ શકતો નથી અને બીજી કોઇ સ્થિતિમાં વધારે સારું કાર્ય કરી શકીશ એમજ ધાર્યા કરે છે તે ખરેખર દુર્ભાગીજ છે.

બ્રાઝિલના કેટલાક ભરવાડો કૅલિફૉર્નિયા તરફ સોનું ખોદવા જવાને માટે નીકળ્યા. તેમણે પ્રવાસ દરમિયાન સોગઠાંબાજી ખેલવાને માટે થોડાક પારદર્શક પથ્થરો લઈ લીધા. સાનફ્રાન્સિસ્કોમાં આવ્યા પછી અને પેલા પારદર્શક પથ્થરોમાંના કેટલાક નિરૂપયોગી તરીકે ફેંકી દીધા પછી તેમને જણાયું કે, તે તો હીરા હતા! તેઓ વહેલા વહેલા પાછા બ્રાઝિલમાં ગયા; પરંતુ ત્યાં તેમને જણાયું કે, જે ખાણોમાંથી તેમણે તે હીરા લીધા હતા તે ખાણો બીજાઓએ લઇ લીધી હતી અને સરકારને વેચી દીધી હતી!

નેવાડાની મોટામાં મોટી સોનારૂપાની ખાણોને તેના માલીકે બીજી ખાણો આગળ જવાનો પ્રવાસખર્ચ મેળવવાને માટે આઠ

પૌંડ વેચી મારી હતી. કારણકે તે ધારતો હતો કે, બીજી ખાણો પ્રાપ્ત થવાથી તે શ્રીમંત બની જશે! અધ્યાપક અગાસિઝે હાર્વર્ડના વિદ્યાર્થીઓને આ વાત કહી હતી કે "એક ખેડુતની પાસે નકામાં વૃક્ષો અને ખડકોવાળું સેંકડો એકરનું એક ખેતર હતું. તેણે એ વેચી નાખીને કોઇ વધારે સારા લાભદાયક ધંધામાં પડવાનો નિશ્ચય કર્યો. તેણે ગ્યાસલેટનો વ્યાપાર કરવાનો ઠરાવ કર્યો અને તેને માટે ગ્યાસલેટના કૂવાની શોધ કરવા લાગ્યો. લાંબા વખત સુધી શોધ કર્યા પછી તેણે પોતાનું ખેતર ચાલીસ પૌંડ વેચી માર્યું અને બસો માઇલ દૂર જઇ તે પોતાના નવીન ધંધામાં રોકાયો. જે માણસે તેનું ખેતર ખરીદ્યું તેને માત્ર થોડા સમય પછી ગ્યાસલેટનો એક મોટો ઝરો તેજ ખેતરમાં હાથ લાગ્યો!"

સેંકડો વર્ષ પૂર્વે સિંધુ નદીના તટની પાસે અલી હાફેજ નામનો એક ઇરાની રહેતો હતો. તે નદીના કિનારા પરના એક ઘરમાં રહેતો હતો અને ત્યાંથી સમુદ્રપર્યંતના સુંદર પ્રદેશનો ભવ્ય દેખાવ જોઇ શકતો હતો. તેને સ્ત્રી અને સંતાનો હતાં. તેની પાસે વિશાળ જમીન, અનાજનાં ખેતરો, બાગબગીચાઓ અને કોશનું જંગલ હતું. તેની પાસે પુષ્કળ પૈસા અને સર્વ ઇચ્છિત વસ્તુઓ હતી. તે સંતુષ્ટ અને સુખી હતો. એક દિવસ સાયંકાળે એક વૃદ્ધ બૌદ્ધ ઉપદેશક તેને ત્યાં આવ્યો અને તેણે સગડીની આગળ બેસીને પૃથ્વીની ઉત્પત્તિ કેવી રીતે થઇ હતી અને સૂર્યનાં પ્રથમ કિરણો પૃથ્વીપટ પર આવીને હીરા કેવી રીતે બની ગયાં હતાં તે સમજાવ્યું અને કહ્યું કે "તમારા હાથના અંગુઠા જેવડો હીરો રૂપા અને સોનાની મોટી મોટી ખાણો કરતાં પણ વધુ કિંમતી હોય છે. જો તમને આવો એક હીરો મળે તો તમે તેના વડે તમારી સર્વ જમીન કરતાં વધારે જમીન ખરીદી શકો; અને સદ્ભાગ્યે જો તેની એકાદ ખાણજ હાથ લાગી જાય તો તો તમે એક રાજ્ય પણ ખરીદી શકો." અલી હાફેજે આ વાત સાંભળી એટલે તેની સર્વ શ્રીમંતાઇ નષ્ટ થઈ ગઇ! તેના હૃદયમાં અસંતોષ ઉત્પન્ન થયો કે જેની ઉત્પત્તિ થતાંની સાથેજ માણસની પાસે ગમે તેટલું હોવા છતાં પણ તે નિર્ધન બની જાય છે. (**કો વા-દરિદ્રો વિશાલ તૃષ્ણા!**) બીજે દિવસે પ્રાતઃકાળે તેણે તેના અસુખના કારણભૂત પેલા ધર્મોપદેશકને જાગ્રત કર્યો અને આતુરતાથી પૂછ્યું કે "વારુ, હીરાની ખાણ ક્યાં મળશે?" તે ઉપદેશકે સાશ્ચર્ય પૂછ્યું કે "હીરાને તમે શું કરશો?" "હું શ્રીમંત થવા અને મારાં

સંતાનોને સિંહાસને બેસાડવા માગું છું." તે ધર્મોપદેશક બોલ્યો: "તમારે માત્ર એટલુંજ કરવાનું છે કે, જ્યાં સુધી તે મળે ત્યાં સુધી તેની શોધ કર્યા કરવી." તે ગરીબ (!) ખેડુતે પૂછ્યું: "પણ હું જાઉં ક્યાં?" "ગમે તે તરફ જાઓ; ઉત્તર, દક્ષિણ, પૂર્વ, પશ્ચિમ—ગમે ત્યાં!" "પણ આ હીરાની ખાણ આવી છે એમ મારે કેવી રીતે જાણવું?" તે ધર્માચાર્યે પ્રત્યુત્તર આપ્યો કે "ઉંચા ઉંચા પર્વતોની હારોની વચ્ચે સફેદ રેતી પર વહેતી નદી તમને મળે ત્યારે જાણજો કે ત્યાં તમને હીરા પ્રાપ્ત થશે."

તે અસંતુષ્ટ થયેલા ખેડુતે જે ઉપજ્યું તે લઇને પોતાનાં ખેતરો વેચી નાખ્યાં; પોતાનું કુટુંબ પોતાના પાડોશીને સોંપ્યું; પૈસા ગાંઠે બાંધ્યા અને ઇચ્છિત ખજાનો શોધવા માટે ચાલવા માંડ્યું. અરબસ્તાનના પર્વતો પર તથા પૅલેસ્ટાઇન અને મિસરમાં ઘણાં વર્ષો સુધી તેણે ભ્રમણ કર્યું; પરંતુ તેને હીરા મળ્યા નહિ. જ્યારે તેના બધા પૈસા થઇ રહ્યા અને ભૂખે મરવાનો સમય આવી ઉભો ત્યારે પોતાની મૂર્ખાઇ અને ચીંથરિયા હાલથી લજ્જિત થઇને તે પાણીમાં કૂદી પડયો અને ડૂબી મુઓ! હવે જે માણસે તેની જમીન ખરીદી હતી તે સંતોષી હતો. તે પોતાના સંયોગોનો ઉત્તમોત્તમ લાભ લેતો હતો અને ઘરબાર છોડીને પરદેશમાં રખડવાથી હીરા અથવા સફળતા પ્રાપ્ત થાય છે એમ માનતો ન હતો. એક દિવસ તેનું ઉંટ બાગમાં પાણી પીતું હતું તે સમયે તેણે ઝરાની સફેદ રેતીમાંથી પ્રકાશનાં કિરણ નીકળતાં જોયાં. તેણે એક પથ્થર ઉંચકી લીધો અને તેના પ્રકાશથી પ્રસન્ન થઇને તેને ઘેર લઇ જઇ રસોડાની પાસે અભરાઇ પર મૂક્યો. ઘડીક પછી તે એ બાબત સંપૂર્ણ ભૂલી ગયો. જે વૃદ્ધ બૌદ્ધ ધર્માચાર્યે અલી હાફેજના હૃદયમાં અસંતોષ ઉત્પન્ન કર્યો હતો તે એક દિવસ પેલી જમીનના નવીન સ્વામીને ઘેર આવ્યો. તે ઓરડામાં દાખલ થયો કે વરતજ તેની આંખ પેલા ચકચકિત પથ્થર પર પડી. તે વૃદ્ધ ધર્મગુરુ પરમ ઉલ્લાસ સહિત બોલ્યો કે "આ તો હીરો છે! આ તો હીરો છે!! શું અલી હાફેજ પાછો આવ્યો?" તે ખેડુતે કહ્યું: "ના, તેમજ આ હીરો પણ નથી; એ તો માત્ર એક પથ્થર છે!" ત્યાર પછી તે બન્ને જણ બાગમાં ગયા અને પોતાના હાથવડે સફેદ રેતી ખણવા લાગ્યા. આથી તેમને પહેલાં કરતાં પણ વધુ સુંદર હીરા મળ્યા! જો અલી હાફેજ પણ સંતોષપૂર્વક પોતાને ઘેરજ રહ્યો હોત અને દ્રવ્ય શોધવાને માટે પરદેશમાં જવાને બદલે

તથા સંકટ, ગરીબાઇ, ભૂખમરો અને મૃત્યુનું દુઃખ સહન કરવાને બદલે જો તેણે પોતાના ઉદ્યાનમાંજ ખોદ્યું હોત તો તે જગતના સૌથી શ્રીમંત મનુષ્યો પૈકી એક થાત. કારણ કે તેની સઘળી જમીન ઉંચામાં ઉંચી જાતના હીરાથી ભરપૂર હતી!

ઉપલા દૃષ્ટાંતથી કહેવાની મતલબ એજ છે કે, તમારી પાસેજ તમારૂં વિશિષ્ટ સ્થાન અને કાર્ય છે. સર્વથી પ્રથમ તેનેજ શોધી કાઢો અને પ્રાપ્ત કરો. આ પંક્તિઓ વાંચનાર કોઇ પણ મનુષ્ય એવો ભાગ્યેજ હશે કે જેને અન્ય હજારો અસામાન્ય મનુષ્યોના જેવી સફળતા પ્રાપ્ત કરવાની ઉત્તમ સંધિ પ્રાપ્ત ન થઇ હોય. જો તમારે સફળતા પ્રાપ્ત કરવીજ હોય તો તક આવતાંજ તેને ગ્રહણ કરી લેવાને તમારે તૈયાર રહેવું જોઇએ. સ્મરણમાં રાખજો કે, ચાર વસ્તુઓ ગયેલી પાછી આવતી નથીઃ (૧) બોલાયેલો શબ્દ, (૨) ફેંકેલું બાણ, (૩) ગયેલું જીવન અને (૪) હાથમાંથી ગયેલી તક. જેમ વિશેષ તકોનો ઉપયોગ કરવામાં આવે છે, તેમ તે દ્વારા બીજી વિશેષ તકો ઉત્પન્ન થાય છે. જેઓ પોતાની શક્તિનો ઉત્તમોત્તમ ઉપયોગ કરે છે તેમનેજ સરળતાથી નવીન સંધિઓ પ્રાપ્ત થાય છે. ઇમર્સન કહે છે કે "જગત હવે કામ કરનારાઓના હાથમાં માટીસ્વરૂપે રહ્યું નથી પરંતુ તે લોહસ્વરૂપ બની ગયું છે; અને માણસોએ હવે સતત જોસપૂર્વક હથોડા મારી મારીનેજ પોતાને માટે સ્થાન પ્રાપ્ત કરવું પડે છે!"

હજારો માણસોએ, જે ક્ષુદ્ર વસ્તુઓ તરફ બીજાઓ જોતા પણ નથી તેમાંથી મોટી મોટી સંપત્તિ મેળવી છે. જે પુષ્પમાંથી કરોળિયાને વિષ પ્રાપ્ત થાય છે તેમાંથીજ મધમાખ મધુ મેળવે છે. આવીજ રીતે ચામડાના ટુકડા, રૂ, ધાતુ વગેરેના કચરા જેવી સાધારણમાં સાધારણ અને ક્ષુદ્રમાં ક્ષુદ્ર વસ્તુઓમાંથી કેટલાક માણસો મોટી સંપત્તિ મેળવે છે. મનુષ્યના સુખસગવડમાં વૃદ્ધિ કરનારી કોઇ પણ વસ્તુ, ગૃહનું કોઈ પણ રાચરચીલું, રસોડાનું એક પણ વાસણ, અન્નવસ્ત્રની કોઇ પણ ચીજ એવી નથી, કે જેમાં સુધારો કરવાથી માણસને એક મોટી સંપત્તિ ન મળે.

શું તકો? તકો તો આપણી ચારે તરફ છે. એડિસનને આગગાડીમાં તકો મળી હતી. વિદ્યુત કે જે મનુષ્યનું સર્વ વૈતરૂં કરે છે અને તેની ઇશ્વરદત્ત શક્તિઓનો વિકાસ કરવાને તેને મોકળો કરે છે તેના મહાન સામર્થ્ય પ્રત્યે મનુષ્યનું લક્ષ્ય ખેંચવાને આકાશ-માં ચમકતી વીજળીએ યુગોના યુગો સુધી ચમકારા મારી મારીને

પ્રયત્ન કર્યો હતો; અને તેજ પ્રમાણે પ્રકૃતિની શક્તિઓ આપણને તેનો સદુપયોગ કરવાને હમેશાં પ્રાર્થના કરે છે; અનેક શક્તિઓ નિરીક્ષક આંખની પ્રતીક્ષા કરી રહેલી હોય છે.

જગતને શાની જરૂર છે તે પ્રથમ શોધી કાઢો અને પછી તે જરૂર પૂરી પાડો. ધુમાડિયામાં ધુમાડાને અવળે રસ્તે મોકલવાની શોધ ભલેને ઘણી ચતુરાઈભરેલી લાગે; પરંતુ તે માનવજાતિને કાંઇ ઉપયોગી થઇ પડે નહિ. પેટંટ ઑફિસમાં અદ્દ્ભુત ચાતુર્ય-યુક્ત યંત્રો મોટી સંખ્યામાં નોંધાયેલાં હોય છે; પરંતુ તેમાંનો સેંકડે એક ટકો પણ શોધક વા જગતને ઉપયોગી થતો નથી; અને તે છતાંયે કેટલા બધા માણસોએ અનેક વર્ષો સુધી નિરુપ-યોગી શોધખોળ કરી પોતાનાં કુટુંબને દરીદ્રી, રંક તથા વિપત્તિ-ગ્રસ્ત બનાવી મૂક્યાં છે! એ. ટી. સ્ટુઅર્ટે પોતાની બાલ્યાવસ્થામાં પોતાની ૭ શિલિંગની મૂઠીમાંથી ત્રણ શિલિંગનાં એવાં બટનો અને દોરા લીધા હતા, કે જેને લોકો ખરીદતા ન હતા. ત્યાર પછી તેણે, લોકોને જેની જરૂર ન હોય એવી કોઇ પણ વસ્તુ કદી પણ ખરીદવી નહિ એવો નિશ્ચય કર્યો અને તેથી તેની ઉન્નતિ થઇ.

એવો અડસટ્ટો કાઢવામાં આવ્યો છે કે, અમેરિકાના કોટયા-ધિપતિ કારખાનાવાળાઓના સાતમા ભાગે, જે વસ્તુઓએ તેમને શ્રીમંત બનાવ્યા તે વસ્તુઓ પોતાને હાથે બનાવીને પોતાની કાર-કીર્દિનો પ્રારંભ કર્યો હતો. અવલોકન અને પરિશ્રમ કરવાની વૃત્તિનો અભાવ; એ મનુષ્યની પ્રગતિના મોટામાં મોટા અવરોધો પૈકી એક છે. એક માણસનાં બૂટનાં વિંધ તૂટી ગયાં અને બીજાં બૂટ ખરીદવાની તેની શક્તિ ન હતી; પરંતુ તેની અવલોકનશક્તિ તીવ્ર હોવાથી તે પોતાના મન સાથે બોલ્યો કે "દોરી ભેરવવાની એક જાતની ધાતુની આંકડી હું બનાવીશ અને પછી તેને ચામડામાં જડી દઇશ!" તે એટલો બધો ગરીબ હતો કે પોતાના ભાડે લીધેલા ઘરના આંગણામાંથી ઘાસ કાપી કાઢવાને માટે એક દાત-રડું પણ તેને માગીને લેવું પડ્યું હતું! છતાં હવે તે મોટો શ્રીમંત બની ગયો છે!

એક નિરીક્ષક દૃષ્ટિના હજામે વાળ કાપવાની કાતરમાં સુધારો કરવાનો નિશ્ચય કર્યો! તેણે વાળ કાપવાનો સંચો બનાવ્યો અને તે દ્વારા તે શ્રીમંત બન્યો. મેઇનના એક માણસની સ્ત્રી બિમાર હતી તેથી તેને કપડાં ધોવાની ફરજ પડી. કપડાં કેમ ધોવાય છે તે એ પહેલાં કદી પણ તેના જાણવામાં ન હતું. કપડાં ધોવાની

તાત્કાલિક પદ્ધતિ ધીમી અને શ્રમ ભરેલી જણાવાથી તેણે ધોવાનો સંચો શોધી કાઢયો અને તે દ્વારા પુષ્કળ દ્રવ્ય સંપાદન કર્યું ! એક માણસ દાંતની વેદનાથી બહુજ પીડાતો હતો. તે પોતાના મન સાથે બોલ્યોઃ "દાંતની વચ્ચેની ખાલી જગ્યામાં જો કાંઇ પૂરવામાં આવે તો વેદના મટી જાય." આવો વિચાર કરી તેણે તેમાં સોનું પૂરવાની પદ્ધતિ શોધી કાઢી.

જગતમાંનાં મહાન કાર્યો કાંઇ મોટી સંપત્તિવાળા માણસો દ્વારા થયાં નથી. અરિકસને એક નાહવાની ઓરડીમાં બેઠાં બેઠાં સ્ક્રૂ પ્રોપેલર્સ (સ્ક્રૂને ધકેલવાનાં ડિસમિસ) બનાવવા માંડયાં હતાં ! રૂ લોઢવાનો સંચો પહેલવહેલાં એક લાકડાના ઝુંપડામાં બન્યો હતો ! જળપ્રવાસને માટે ઉપયોગી ઘટિકાયંત્રના મહાન શોધક જૉન હૅરિસને પોતાની કારકીર્દિની શરૂઆત એક જીર્ણ કોઠારના મથાળા પર કરી હતી ! અમેરિકામાં ચાલેલી પહેલી આગબોટ, ફિચે ફિલાડેલ્ફિયાના એક દેવાલયના ઓરડામાં તૈયાર કરી હતી ! મૅક્ કૉર્મિકે પોતાનું સુપ્રસિદ્ધ લણવાનું યંત્ર એક દળવાના કારખાનામાં પહેલવહેલું બનાવવા માંડયું હતું ! વૂર્સ્ટરના વિશ્વવિદ્યાલયના સ્થાપક ક્લાર્કે એક ઘોડાના તબેલામાં, છોકરાંઓ માટે ખેલવાની ગાડી બનાવીને પોતાની મહાન સંપત્તિનો પાયો નાખ્યો હતો ! ફ્રા કબ્લીર એક માળ ભાડે લેવાને શક્તિમાન થયો ત્યાં સુધી તે પોતાની પુત્રીની મદદથી પોતાના બેઠકગૃહમાં છત્રીઓ બનાવતો હતો ! એડિસન પોતાની બાલ્યાવસ્થામાં જ્યારે વર્તમાનપત્રો વેચીને પોતાનો નિર્વાહ ચલાવતો હતો ત્યારે તેણે ગ્રાંડ ટ્રંક રેલરોડ પર ચાલતી આગગાડીમાં પ્રયોગો કરીને પોતાની મહાન કારકીર્દિનો પાયો નાખ્યો હતો !

ફ્લૉરેન્સના એક મહોલ્લાને પડખે પડેલા કચરામાંથી માઇકલ ઍન્જેલોને સંગેમરમરનો એક ટુકડો પ્રાપ્ત થયો. કોઇ અણઘડ કારીગરે આ ટુકડાને કાપીને તોડીફોડી બગાડીને ફેંકી દીધો હતો. નિઃશંક ઘણા કલાવિધાયકોને લાગ્યું હતું કે, આ સંગેમરમરનો ટુકડો ઉંચી જાતનો છે અને તેને બગાડી નાખવામાં આવ્યો હતો એટલા માટે તેમને શોક થયો હતો; પરંતુ માઇકલ ઍન્જેલો હજુ પણ તે બગડેલા પાષાણના ટુકડામાં દેવદૂતનું દર્શન કરતો હતો. પોતાની છીણી તથા હથોડી વડે તેણે તેમાંથી તરુણ ડેવિડનું પૂતળું કે જે ઇટાલિનાં સુંદરમાં સુંદર પૂતળાંઓમાંનું એક છે તે બનાવ્યું !

નાન્ટકેટનો એકાંત બેટ સફળતા અને કીર્તિ મેળવવા

માટે કંઇ ખાસ અનુકૂળ સ્થાન ગણાય નહિ; પરંતુ મૅરિયા માર્ઇકલે નાન્ટચૂકેટ ઍથેનિયમના પુસ્તકાધ્યક્ષ તરીકે પંદર પૌંડના વાર્ષિક પગારે કામ કરી એક સુપ્રસિદ્ધ ખગોલવેત્તા બનવાનો સમય અને તક પ્રાપ્ત કર્યાં હતાં. લ્યુક્રેશિયા મૉટ કે જે અમેરિકાનાં સૌથી આગેવાન પરમાર્થી મનુષ્યો અને સુધારકોમાંની એક હતી અને જે આખા ખંડમાં જે સુપ્રસિદ્ધ થઈ હતી; તેણે ઉપદેશિકા તરીકેની પોતાની કીર્તિનો ઘણો ભાગ નાન્ટચૂકેટ બેટમાં મેળવ્યો હતો.

ઇ. સ. ૧૮૪૨ માં માસાચ્યુસેટ પરગણાના વૉટર ટાઉનની એક ઉછાંછળી છોકરીએ પોતાના પિતાને પ્રશ્ન કર્યો કે "અમેરિકામાં સારા પૂતળાં કોતરનારા કેમ નથી ?" તેનો પિતા કે જે વૈદ્યનો ધંધો કરતો હતો તે બોલ્યો કે "હું ધારૂં છું કે એક અમેરિકન પૂતળાં ઘડનાર પણ થઇ શકે; પરંતુ તે ઘણી જુદી વાત છે." તે ચપળ કુમારિકા બોલી કે "હું ધારૂં છું કે જો બીજો કોઇ અમેરિકન તે ધંધો શીખવાનો પ્રયત્ન નહિ કરે તો હું કરીશ." તેણે બોસ્ટનમાં શિલ્પકળાનો અભ્યાસ કરવા માંડયો. આ અભ્યાસ કરવાને માટે તે દરરોજ પોતાના રહેઠાણ અને શહેર વચ્ચેનું સાત માઇલનું અંતર બે વખત કાપતી હતી. અર્થાત્ તે દરરોજ ચૌદ માઇલ ચાલતી હતી. બોસ્ટનની વૈદકશાળાઓએ તેને શારીરશાસ્ત્રનો અભ્યાસ કરવાને પોતાના દ્વારમાં પ્રવેશવા દીધી નહિ તેથી તેને સેંટ લુઇ જવું પડયું! ત્યારપછી તે રોમ ગઇ અને ત્યાં લાંબો સમય નિવાસ કરીને શિલ્પશાસ્ત્રનો અભ્યાસ કર્યો. ત્યાર પછી તે સારાં સારાં પૂતળાં કોતરવા લાગી અને તેથી હૅરિયેટ જી. હૉસ્મરનું નામ સુપ્રસિદ્ધ થયું! તમે જ્યાં હો ત્યાંજ પ્રારંભ કરો; તમે જ્યાં હો ત્યાંજ કામ કરો; કોઈ દૂરના ભવિષ્યની સફળતાનાં સ્વપ્ન જોઈ તમે હમણાં જે કલાકો ગુમાવી નાખો છો તે કદાચ મોટા પરિણામના કારણરૂપ હોય.

પૅટ્રિક હેન્રીને આળસુ છોકરો કહેવામાં આવતો હતો. તેને ખેડુતના ધંધામાં પણ સફળતા મળી ન હતી અને વ્યાપારમાં પણ વિજય મળ્યો ન હતો. તે હમેશાં ભવિષ્યમાં મહત્તા પ્રાપ્ત કરવાનાં સ્વપ્ન જોયાં કરતો હતો. તેને લાગતું હતું કે, વિર્જીનિયાનાં અનાજ, તંબાકુ અને કોથળાઓમાં કદી પણ મારો દિવસ વળવાનો નથી. ધારાશાસ્ત્રનો અભ્યાસ છ અઠવાડિયાં સુધી કર્યા પછી તે વકીલાત કરવા લાગ્યો. લોકોને લાગ્યું કે તેને નિષ્ફળતા મળશે; પરંતુ પોતાના પહેલાજ મુકદ્દમામાં તેણે દર્શાવી આપ્યું કે, તેનામાં વાક્પટુ

કરવાની અદ્ભુત શક્તિ છે. હવે તેને પહેલીજ વાર જણાયું કે તે વર્જિનિયાનો પરાક્રમી પુરુષ થઇ શકે એમ છે. સ્ટૅમ્પ એક્ટ પસાર થયો અને તે વર્જિનિયાની પ્રતિનિધિ સભામાં દાખલ થયો. અહીં તેણે અમેરિકન સંસ્થાનો ઉપર અન્યાયી રીતે કર નાખવા વિરુદ્ધ પોતાની પ્રસિદ્ધ દરખાસ્ત રજૂ કરી અને ત્યારથી તે ઉન્નત થતો ચાલી છેવટે અમેરિકાના મહાન વક્તાઓની પંક્તિમાં વિરાજમાન થયો. આ દરખાસ્ત ઉપરનાં પોતાનાં પ્રાથમિક ભાષણો પૈકી એકમાં તે બોલ્યો હતો કે "સીઝરને બ્રુટસ મળ્યો હતો, પ્રથમ ચાર્લ્સને ક્રૉમ્વેલ મળ્યો હતો અને ત્રીજા જ્યૉર્જે તેઓના દૃષ્ટાંતમાંથી હિતકારક બોધ ગ્રહણ કરવો જોઇએ. જો આનુંજ નામ રાજદ્રોહ હોય તો ફાવે તે કરો." આ શબ્દો તેની શક્તિ અને હિંમત દર્શાવી રહ્યા હતા.

મહાન પ્રાકૃતિક તત્ત્વવેત્તા ફેરાડે, કે જે એક લુહારનો છોકરો હતો તેણે પોતાની તરુણાવસ્થામાં હંફ્રી ડેવી પર એક પત્ર લખી પોતાને રૉયલ ઇન્સ્ટિટયૂટમાં એક જગ્યા આપવાને માગણી કરી હતી. ડેવીએ આ બાબતમાં પોતાના એક મિત્રની સલાહ લીધી. તે બોલ્યો કે "ફેરાડે નામના એક તરુણનો આ એક પત્ર આવ્યો છે. તેણે મારાં વ્યાખ્યાનો સાંભળ્યાં છે અને તે મારી પાસે રૉયલ ઇન્સ્ટિટયૂટમાં એક જગ્યા માગે છે. બોલો હવે મારે શું કરવું!" તેનો મિત્ર બોલ્યો કે "તેને બાટલીઓ ધોવા રાખો. જો તે કાંઈ પણ કાર્ય કરવાને લાયક હશે તો તરતજ તે કામ સ્વીકારશે; અને જો તે ના પાડશે તો કાંઇ પણ કામ કરી શકશે નહિ." પરંતુ જે છોકરો પોતાને મળતા અવકાશના સમયમાં એક વૈદ્યની દુકાનમાં એક જૂની કઢાઈ અને કાચની શીશીઓ વડે પ્રયોગો કરી શકતો હતો; તેને તો આ બાટલીઓ ધોવાના કાર્યમાં પણ 'તક' જણાઇ અને પરિણામે તે વૂલિચની રૉયલ ઍકેડેમીમાં અધ્યાપક બન્યો! ટિન્ડોલ તક વિનાના આ છોકરાના સંબંધમાં જણાવે છે કે "તે જગતનો મોટામાં મોટો પ્રયોગકર્તા વિજ્ઞાની છે." તે વિજ્ઞાનના ક્ષેત્રમાં એ સમયનો ચમત્કારિક પુરુષ નીવડયો.

એમ કહેવાય છે કે, એક કલાવિધાયકે મેડોનાનું એક ચિત્ર કોતરવાને માટે ઘણા લાંબા વખત સુધી ચંદનના ટુકડાની શોધ કરી. તે હતાશ થઇ પોતાના જીવનનો ઉદ્દેશ સાધ્ય કર્યા વિના છોડી દેવાની તૈયારીમાં હતો એવામાં સ્વપ્નમાં તેને કોઇ કહી ગયું કે "એક ઓકના લાકડાનો ટુકડો કે જે બળી જવાને સળગાવેલો છે તે પર

તું મેડોનાનું ચિત્ર કોતર." આ આજ્ઞા તેણે શિરસાવંદ્ય કરી અને સાધારણ બળતણના એક ટુકડા પર અતિઉત્તમ ચિત્ર કોતર્યું. ઘણા માણસો આજ પ્રમાણે ચંદનનો ટુકડો મેળવવાની આશામાં ને આશામાં મહાન તકો ગુમાવી દે છે; કે જે ખરું જોતાં તો આપણાં બળતણનાં સામાન્ય લાકડામાંજ ગુપ્ત રહેલી હોય છે. જ્યારે એક માણુસ કોઇ પણ મહાન કાર્ય માટેની તક જોયા વિનાજ પોતાનું આયુષ્ય સમાપ્ત કરે છે, ત્યારે તેની પાસેનો બીજો માણુસ તેના જેવાજ સંયોગોમાંથી અને તેના જેવીજ સ્થિતિમાં મહાન કાર્યો કરવાની તકો મેળવી લે છે.

ઍના ડિકિન્સને શાળાની એક શિક્ષિકા તરીકે પોતાના જીવનની શરૂઆત કરી હતી. એડિલેડ નિલ્સન નર્સ તરીકે કામ કરતી હતી. ચાર્લોટ કુશમૅનનાં માતપિતા રંક હતાં. સુપ્રસિદ્ધ જીની ડિઆર્ક કુક્કરોને પાળવાનું કામ કરતી હતી. ક્રિસ્ટાઈન નિલ્સન સ્વીડનના એક ગરીબ ગામડિયાની બાલિકા હતી અને બાલ્યાવસ્થામાં તેને પગે પહેરવાને એક મોજડી પણ મળતી ન હતી. રંગવાળી પ્રજામાં જન્મ પામેલી સુપ્રસિદ્ધ કોતરનારી એડમૅાનિયા લૂઇએ પોતાની જાતિ અને પોતાની વર્ણ સામેના લોકોના તિરસ્કારના કોટને ભેદીને ઇટાલી દેશમાં પોતાનો ધંધો કર્યો હતો. ખગોળશાસ્ત્રજ્ઞ મૅરિયા માઇકલ દર અઠવાડિયે આઠ શિલિંગનો પગાર લઇ શિક્ષકનું કામ કરનાર એક ગરીબ માણુસની પુત્રી હતી. જે અસંખ્ય માણુસોએ પોતાના સંયોગોની સામે બાથ ભીડીને સ્વપરિશ્રમથી મહાન કીર્તિ સંપાદન કરી છે તેમાંના આ તો માત્ર થોડાકજ દાખલા છે.

શું આગળ વધવાની તકો ? એ તો સર્વત્ર વિદ્યમાન છે. "દુનિયા એ તકોનુંજ બીજું નામ છે. દુનિયા એટલેજ તકો."

કદાચ આપણે સર્વ ન્યૂટન, ફેરાડે, એડિસન કે ટૉમ્સનની પેઠે મહાન શોધો ન કરી શકીએ; એકાદ ઍન્જેલો અથવા એકાદ રાફેલની પેઠે આપણે અમર ચિત્રો ન આલેખી શકીએ; પરંતુ આપણે સર્વસાધારણ પ્રસંગો ગ્રહણ કરી લઇને અને તેમને મોટા બનાવીને આપણા જીવનને ઉચ્ચ તો અવશ્ય બનાવી શકીએ. બાલિકા ગ્રેસ ડાર્લિંગ પોતાનાં વૃદ્ધ માતાપિતાની સાથે એકાંત દીવાદાંડીમાં રહેતી હતી. આવી કફોડી સ્થિતિમાં તેને શી તક હતી ? તેના બંધુઓ અને બહેનો દ્રવ્ય અને કીર્તિ સંપાદન કરવા માટે શહેરોમાં ચાલ્યાં ગયાં હતાં; પરંતુ તેમનાં નામ કોઈ

પણ માણસ જાણતું નથી અને એ બાલિકા એક રાજકુમારી કરતાં પણ વિશેષ પ્રસિદ્ધ થઇ ! આ ગરીબ છોકરીને અમીર-ઉમરાવોને મળવા લંડન સુધી જવાની જરૂર પડી નહિ; પણ તેઓજ તેને મળવાને દીવાદાંડી પર આવ્યા ! ઘેર બેઠાંજ આ તરુણ છોકરીએ એવી કીર્તિ સંપાદન કરી કે જેની યુવરાજો પણ ઇર્ષ્યા કરે ! તેણે એવી નામના મેળવી કે જે પૃથ્વીપટ પરથી કદી પણ નષ્ટ થશે નહિ. તેણે દ્રવ્ય અને કીર્તિને માટે તરંગોને વશ થઇ દૂરના દેશમાં ભ્રમણ કર્યું નહિ; પરંતુ જ્યાં કુદરતે તેને મૂકી ત્યાંજ તેણે પોતાની ઉત્તમોત્તમ સર્વ શક્તિ ખરચીને કામ કર્યું.

જો તમને શ્રીમંત થવાની અપેક્ષા હોય તો તમારી જાતનો અને તમારી પોતાની આવશ્યકતાઓનો અભ્યાસ કરો. તમને એ પરથી જણાશે કે, કોટયાવધિ લોકોને પણ આજ આવશ્યકતાઓ છે. સૌથી વિશેષ બિનજોખમી કાર્ય હમેશાં મનુષ્યની પ્રધાન આવશ્યકતાઓ સાથે સંબંધ ધરાવે છે. મનુષ્યને વસ્ત્ર અને નિવાસસ્થાન જોઇએ છે; અન્નપાણી જોઇએ છે; સુખ, સગવડ, મોજશોખ, શિક્ષણ તથા કેળવણીને માટે સર્વ પ્રકારની સુગમતા જોઇએ છે. મનુષ્યજાતિની એ મોટી જરૂરિયાતો જે પૂરી પાડી શકે; સુખસગવડની માગણી પૂરી પાડી શકે અથવા કોઇ પણ પ્રકારે તેમને ઉન્નત કરી શકે એવો કોઇ પણ માણસ મોટી સંપત્તિ મેળવી શકશે.

એડવર્ડ એવરેટ કહે છે કે "હમણાં જે સત્યો અજ્ઞાત છે તે સત્યો તો ભાવી સત્યપ્રેમીઓને તેમના ધૈર્ય અને પરિશ્રમનો બદલો આપવાને માટે ગુપ્ત રહેલાં છે; એમાં આપણે જરા પણ શંકા કરી શકતા નથી. છેલ્લી પેઢીની ઉજ્જવળ શોધો જેવી રીતે પ્રાચીન જગતની સર્વ શોધોને ઓળંગી ગઇ છે તેવી રીતે ભાવી શોધો હાલની શોધોથી ઘણી આગળ વધી રહેશે."

"સોનેરી તક કદી પણ બે વાર આવતી નથી; માટે જે સમયે પણ કર્તવ્ય તમને દિશા બતાવે તે સમયને ગ્રહણ કરી લો. ભયરૂપી સેતાનથી ડરીને હઠી જશો નહિ તેમજ વિલાસદેવી પોતાના મંડપમાંથી ઇશારા કરે તોપણ ઉભા રહેશો નહિ; પરંતુ બહાદુરીથી તમારા ખાસ લક્ષ્ય તરફજ આગળ અને આગળ ધસ્યા જજો."

—ઑનન

"હિતકારક વસ્તુસ્થિતિ આટલી બધી નજીક છતાં તું દૂરની હિતાવહ વસ્તુસ્થિતિની ઇચ્છા કર્યા કરે છે! જો તું તારી પાસેની હિતકારક વસ્તુસ્થિતિઓનો સદુપયોગ કરતાં શીખીશ તો દૂરની

વસ્તુ તને અવશ્ય અહીંજ આવી મળશે." —ગેટે

"આળસુ થઇને રાહ જોયા કરતો નહિ. કેમકે ભાગ્યદેવી પણ એવી આળસુ છે કે તે પોતાની મેળે તો કદી પણ તારી પાસે આવવાની નથી. કોઈ પણ ક્ષેત્રમાં કામ કર, કામ કરતાં અથવા સાહસ કરતાં ડર નહિ; જો તને શ્રમ કરવાને માટે કોઇ એક ક્ષેત્રની ખાસ-જરૂરજ જણાશે તો તે તને કયાંકથી પણ અવશ્ય મળી રહેશે."

—એલન એચ. ગેટ્સ

"જ્યારે તમારી આસપાસની પ્રત્યેક સુંદર વસ્તુ નિરંતર મંજુલ સ્વરે પોતાનું ગીત ગાયા કરે છે ત્યારે તમે દૂરની અપ્રાપ્ત-અસ્પષ્ટ વસ્તુની શા માટે ઇચ્છા કર્યા કરો છો અને તેને માટે હમેશાં નિઃશ્વાસ કેમ નાખ્યા કરો છો?" —હૅરિયેટ વિન્સ્લો

"સૌથી વિશેષ નજીકની હિતકારક વસ્તુને માટે કામ કરો; દૂરની મહત્તાનાં સ્વપ્નાં જોયા કરો નહિ. મનુષ્ય પોતાની ચાલુ સ્થિતિમાં રહીને જે કામ કરે છે તે હમેશાં સર્વોત્તમ હોય છે."

—ડબ્લ્યુ. મોર્લી પુંશૉ





# प्रकरण १५ मुं–नानी नानी चीजोनुं सामर्थ्य

"નાના પ્રહારો મોટાં મોટાં ઓક વૃક્ષોને પણ તોડી શકે છે."

—ફ્રૅંકલિન

"કોઈ વસ્તુ ક્ષુદ્ર દેખાય તો પણ તેને ક્ષુદ્ર ગણશો નહિ. નાના નાના કણોનોજ પર્વત બને છે; પળ પળ મળીનેજ વર્ષ બની શકે છે અને નાની નાની બાબતોવડેજ જીવન બને છે." —યંગ

"કોઇ નાનામાં નાના શબ્દને અથવા કાર્યને ધિક્કારશો નહિ તેમજ તેને અશક્ત પણ ધારશો નહિ. પવનથી ઉડી ગયેલા પ્રત્યેક બીજમાં પોતાના જન્મની રાહ જોતું ફૂલ જરૂર હોય છે."

"છોટી વસ્તુમાં મોટાઇ ન જોવી એ તો માત્ર મનુષ્યનીજ છોટાઈ છે."

—વેન્ડેલ ફિલિપ્સ

"જે માણસ નાની વસ્તુઓને ધિક્કારે છે તે ધીમે ધીમે પતિતજ થશે."

એક્લિઝિયૅસ્ટિકસ

"ઘણી વાર આપણી દુર્બળતામાંથીજ આપણા ચારિત્ર્યના દૃઢમાં દૃઢ સિદ્ધાંતો જન્મે છે. પવનથી ઉડી આવેલા એકાદ બીજમાંથીજ તોફાનની સામે દૃઢતાથી ઉભું રહેનાર ઓક વૃક્ષ પેદા થાય છે." —બલ્વર

"એક સાવ નાના બીજમાં હજારો જંગલોની સૃષ્ટિ હોય છે." —ઈમર્સન

"ક્ષુદ્ર વસ્તુઓથી મનુષ્યો પ્રગતિ પામે છે." —પ્રથમ નેપોલિયન

"કિનારા ઉપર પડેલા એકાદ પથ્થરના ટુકડાથી ઘણી નદીઓના પ્રવાહની દિશા બદલાઈ છે. નાના છોડ પર એકાદ બરફનું ઢેફું પડવાથી ભવિષ્યનું રાક્ષસી ઓક પણ વાંકુ વળી જાય છે."

"મોટા તોફાનની માતા નાની માખીની પાંખ કરતાં મોટી હોતી નથી."

—સ્કૉટલૅન્ડની કહેવત

"ઘણી વાર સહેજ ધૈર્ય રાખવાથી ઉન્નતિનો માર્ગ ખુલ્લો થઇ રહે છે અને થોડાક પ્રેમથી આપણું ઘર અતિ સુખી બની જાય છે. સહેજ આશા ધારણ કરવાથી વરસાદનો દિવસ આનંદી લાગે છે અને સહેજ ઉદારતા વાપરવાથી કંટાળાભરેલો માર્ગ આનંદકારી બની રહે છે."

જળપ્રલય થયા પહેલાંની રેતી જળપ્રલય પછીથી કઠણ રૂપે બની ગયેલી અનેક સ્થળે જણાય છે અને હવે પછી પણ લાંબા કાળ

સુધી તે તેજ રૂપે રહેશે. તેના ઉપર વરસાદને લીધે થયેલા પરિવર્તનનું અવલોકન કરતાં તે સમયે કયી દિશામાં પવન વાયો હતો તે આજે પણ આપણે કહી શકીએ છીએ. વળી હાલનાં માણસોએ કદી ન જોયેલાં એવાં રાક્ષસી પ્રાણીઓ પોતાનો ખોરાક મેળવવાને માટે નદી-કિનારા પર તે રસ્તે ગયાં હતાં એ પણ, એ પ્રાણીઓનાં પગલાં એ પથ્થરોમાં કોતરાઈ રહેલાં જોઇને આપણે કહી શકીએ છીએ.

જયારે બીજી કોઇ પણ વસ્તુ કૉરિયોલેનસના વેરભૂખ્યા હૃદયને પીગળાવી શકી ન હતી ત્યારે વેચ્યુરિયા અને વૉલ્યુમિયાનાં અશ્રુઓએ વૉલ્શિયનોના પંજામાંથી રોમનું રક્ષણ કર્યું હતું.

નાના સરખા ગ્રીસે એશિયાવાસીઓના ભોગવિલાસ અને આપખુદી સત્તાની ભરતીનાં પાણી પાછાં વાળ્યાં હતાં; તેમજ યુરોપ તથા અમેરિકાને ઉચ્ચતમ રાજકીય સ્વતંત્રતાના આદર્શો અને અમર્યાદ માનસિક વિકાસનાં બીજ પૂરાં પાડયાં હતાં. પ્લેટિયામાં તેના કરતાં જુદુંજ પરિણામ આવ્યું હતું અને એને લીધે દશ સૈકા કરતાં વધારે વખત સુધી માનવજાતિની પ્રગતિ અટકી હતી.

એમ કહેવાય છે કે, ઉંચા આલ્પ્સ પર્વત ઉપર મુસાફરી કરનારાઓને કેટલીક વાર તેમના ભોમિયાઓ તદ્દન મૌન ધારણ કરવાનું કહે છે. કારણ કે તેમના અવાજનાં આંદોલનોથી કોઈ કોઇ વાર એકાદ બરફનો ડુંગર ધસી પડવાની ધાસ્તી રહે છે.

અમેરિકાના ઇન્ડિયનોની અવલોકનશક્તિ સુશિક્ષિત માણુસોને પણ લજ્જિત કરે એવી હોય છે. એક ઇન્ડિયન બહારથી પોતાને ઘેર પાછો ફરતાં તેને જણાયું કે તેણે જે હરણનું માંસ સૂકવવા માટે લટકાવ્યું હતું તે કોઇ ચોરી ગયું છે. સંભાળપૂર્વક નિરીક્ષણ કરીને તે ચોરને શોધી કાઢવા નીકળ્યો. માર્ગમાં તેને એક માણુસ મળ્યો તેને એણે પૂછ્યું કે “તમોએ કોઇ ઠીંગણા, વૃદ્ધ, ગોરા માણુસને જોયો છે? તેની પાસે એક ટુંકી બંદુક છે અને એક નાનો ગુચ્છાદાર પૂછડીવાળો કૂતરો છે.” તે માણુસે તેને કહ્યું કે “એવો એક માણુસ મને મળ્યો હતો.” પરંતુ જયારે આ માણુસને ખબર થઈ કે તે ઇંડિયને તે માણુસને જોયો પણ ન હતો ત્યારે તેના આશ્ચર્યનો પાર રહ્યો નહિ અને તેને પૂછ્યું કે “તમે જે માણુસને કદી પણ જોયો નથી તેનું આવું બારિક વર્ણન શી રીતે આપી શકો છો?” પેલો ઇન્ડિયન બોલ્યો કે “તેણે હરણનું માંસ લેવા માટે એક પથ્થર ગોઠવ્યો હતો અને તે ઉપર ચઢીને તેણે એ લીધું હતું તેથી મારા જાણવામાં આવ્યું કે તે માણુસ

ડીંગણો છે; એનાં પગલાં ટુંકાં હોવાથી મેં ધાર્યું કે તે ઘરડો છે અને તેણે ચાલતાં ચાલતાં પોતાના પગની આંગળીઓ ઘૂમાવી હતી તે પરથી મેં જાણ્યું કે તે ગોરો છે. કારણ કે ઇંડિયનો કદી એમ કરતા નથી. વળી તેણે જે ઝાડની સાથે પોતાની બંદુક ટેકવી હતી તે પર જે નિશાની થઈ છે તે ઉપરથી મેં જાણ્યું કે તેની બંદુક ટુંકી હતી; કુતરાનાં નાનાં નાનાં પગલાંથી મેં જાણ્યું કે તે કુતરો નાનો હતો અને તે જ્યાં બેઠો હતો ત્યાં ધૂળ પર જે નિશાની થઇ હતી તે પરથી મારા જાણવામાં આવ્યું કે, તેની પૂછડી ગુચ્છાદાર હતી !"

વરસાદનાં બે બિન્દુઓ સાથે સાથે આવતાં હતાં; પરંતુ પવનની એક નાની લહેરથી તેઓ છૂટાં પડી જઈ તેમની વચ્ચે કેટલાક ઇંચનું અંતર પડ્યું. વિન્કોન્સિનના એક ન્યાયાલયનાં જુદાં જુદાં પડાળ પર તે બિન્દુઓ પડયાં. તેમાંનું એક દક્ષિણ તરફ રૉક અને મિસિસિપિ નદીમાં થઇ મેક્સિકોના અખાતમાં જઇ મળ્યું; અને બીજું અનુક્રમે ફૉક્સ નદી, ગ્રીન અખાત, મિચિગન સરોવર, મૅકિનૅાની સામુદ્રધુનિ, હ્યુરૉન સરોવર, સેન્ટ ક્લેર નદી, સેન્ટ ક્લેર સરોવર, ડેટ્રૉઇટ નદી, એરી સરોવર, નાયગરા નદી, ઑન્ટારિયો સરોવર અને સેન્ટ લૉરેન્સ નદીમાં દાખલ થઇ અંતે સેન્ટ લૉરેન્સના અખાતમાં જઇ પહોંચ્યું ! પવનની અસર કેટલી થોડી હતી અને તે છતાં પણ દેશની રચના એવી હતી કે તે સાથે પડનારાં બિન્દુઓના ભાગ પર એક નાના સરખા કારણે એવી પ્રચંડ અસર કરી કે જેનું વર્ણન પણ શબ્દો દ્વારા થઇ શકે નાહ. જ્યારે કાદવમાં પડેલો એક નાનો ચીરો વધીને ઍમેઝૉન જેવડો થાય અને એક આનાની ચોરી પણ આગળ જતાં ત્રણ લાકડે લટકાવનારી થઇ પડે ત્યારે ક્ષુદ્રમાં ક્ષુદ્ર બાબતો ઉપરથી પણ કેટલાં મોટાં પરિણામ નીવડી આવે તે કોણ કહી શકશે ? ઘણી વાર એક પળમાં કરેલું કામ પણ મરણપર્યંત શોક ઉપજાવ્યા કરનારૂં નીવડે છે એ વાત કોણ નથી જાણતું ? બંદુકનો ઘોડો દબાવવામાં માત્ર એક ક્ષણજ લાગે છે; પરંતુ તેનાથી શરીરરહિત થયેલો મનુષ્યનો જીવ કદી પણ પાછો એ શરીરમાં આવી શકતો નથી.

કેટલાક સળગી ઉઠે એવા પદાર્થો પર એક નાની ચિણગારી પડવા ઉપરથીજ દારૂની શોધ થઈ હતી.

ક્રોધી સ્વભાવે ઘણા માણસોની કીર્તિને કલંકિત કરી છે. એના પ્રત્યક્ષ દાખલા એડમંડ બર્ક, ટૉમસ કાર્લાઇલ વગેરે છે,

મોજાં પર થોડોક કચરો જામેલો જણાય આવવા ઉપરથી ભૂમિવાળો પ્રદેશ થોડા સમયમાં આવી પહોંચવાનું અનુમાન સમજાવીને કોલંબસ પોતાના નાવિકોનો બળવો દાબી દેવાને શક્તિમાન થયો હતો. જો આવી રીતે તે નાવિકોને શાંત કરી શકયો ન હોત તો અમેરિકાની શોધ તેનાથી ભાગ્યેજ થઇ શકી હોત. ઇતિહાસમાં કેટલીક પળો એવી આવે છે કે જેની મહત્તા સાધારણ જીવનનાં અનેક વર્ષો બરાબર હોય છે. ડાના, રેતીના એક કણ ઉપર વ્યાખ્યાન આપીને વિદ્યાર્થીઓને કલાકોના કલાકો સુધી આનંદ આપી શકતો હતો. પૂર્વે કોઇએ જોયું ન હોય એવા માત્ર એકજ હાડકા પરથી અગાસીઝ એક પ્રાણીની સમગ્ર રચના અને તેના સ્વભાવ તથા ટેવોનું એવું શુદ્ધ અનુમાન કાઢી શકતો કે પાછળથી થયેલી સંપૂર્ણ હાડપિંજરની શોધોએ તેનું એક પણ અનુમાન અસત્ય ઠરાવ્યું નથી.

એક વાર એક તમરાએ એક આખી પલટણને નાશ પામતી બચાવી હતી. એક સેનાપતિ અને તેના હાથ નીચેના સેંકડો સૈનિકો એક મોટા વહાણમાં બેસીને દક્ષિણ અમેરિકા તરફ જતા હતા. એમાંનો એક સૈનિક પોતાની સાથે એક તમરૂં લાવ્યો હતો. જો એ વહાણમાં એ તમરૂં ન હોત તો ચોકીદારની બેદરકારીને લીધે એક ખડકની કોર સાથે અથડાઇને એ વહાણ ભાંગી ગયું હોત અને તેમાંનાં સર્વ માણસો મરી ગયાં હોત. કેમકે એ તમરાને ભૂમિની ગંધ આવતાંજ તેણે તીક્ષ્ણ અવાજથી પોતાની દીર્ઘકાળની શાંતિ તોડી અને તે ઉપરથી એ વહાણના ચલાવનારને ભયની ચેતવણી મળી !

એક ઓકની ડાળ પર એક પક્ષી બેઠું હતું તેના પર એક પ્રચંડ માણસ બંદુક છોડવાની તૈયારીમાં હતો એવામાં તેની મોટી આંખમાં એક નાનું કણું પડયું. તેના એક ઠીંગણા મિત્રે તેના પર ઉપકાર કરી તે કણું તેની આંખમાંથી બહાર કાઢીને તેના હાથમાં આપ્યું. એ કણાને અતિ આશ્ચર્યપૂર્વક તપાસી તે પ્રચંડ માણસ પોકારી ઉઠયો કે "આના જેવી એક ક્ષુદ્ર અને જડ વસ્તુ પણ માણસને આટલી બધી વેદના કરે એ ખરેખર એક ચમત્કારનીજ વાત છે."

કેટલીક વાર એક સંભાષણ કે એકાદ પત્રમાંનું કોઇક વાક્ય અથવા એકાદ લેખમાંનો કોઇક ફકરો આપણને તેના કર્તાનું સમગ્ર ચારિત્ર્ય સમજવાને શક્તિમાન કરે છે. એકાદ હાડકું, એકાદ પાંખ

અથવા એકાદ દાંત વૈજ્ઞાનિક અને શારીરશાસ્ત્રીને અનેક યુગો પૂર્વે મરણ પામેલા પ્રાણીની શારીરિક રચના જાણવાને શક્તિમાન કરે છે. દેશમાં પાણી પેસી જઇ તેને ડુબાડી ન દે એટલા માટે કેટલાક દેશોમાં સમુદ્રની આડી મજબૂત પાળો–બંધ બાંધેલા હોય છે. આવા બંધમાં છેદ પાડીને એકાદ ઉંદર પણ એક પ્રજાને ડુબાડી મારે છે! હોલેન્ડના એક નાના છોકરાએ આવા એક પાણીના બંધના તળિયાની પાસેના એક નાના છેદમાંથી પાણી નીકળતું દીઠું. તે જાણતો હતો કે પાણીને જો એકદમ બંધ કરવામાં નહિ આવે તો તે છિદ્ર ત્વરાથી મોટું થઇ જશે! આથી તેણે એ અંધકારમય અને ભયાનક રાત્રિના સમયે એ છિદ્ર પર પોતાનો હાથ દાબી રાખ્યો. જ્યારે પ્રાતઃકાળ થયો ત્યારે જતા આવતા માણસોએ તેને એ સ્થિતિમાં જોયો અને હોલેન્ડ દેશ પર આવી પડેલું સંકટ તેમના લક્ષ્યમાં આવી એ છિદ્ર પૂરી દેવામાં આવ્યું. હોલેન્ડવાસીઓ એ છોકરાનું નામ હજુ પણ કૃતજ્ઞતાપૂર્વક યાદ કરે છે.

સૂક્ષ્મદર્શક યંત્રની સહાય વિના જોઇ પણ ન શકાય એવાં નાનાં જંતુઓએજ ઇંગ્લાંડના ચાકના ડુંગરો બનાવ્યા છે.

અગ્નિમાં દારૂનું એક ખાલી પીપ નાખવાથી આગગાડીની કલ્પના પહેલવહેલી માણસના મનમાં આવી હતી! એક ઇટાલિયન રસાયનશાસ્ત્રીની સ્ત્રી બિમાર પડી અને તેણે ઉન્મત્ત બની જઇ સાપનો ખોરાક માગ્યા કર્યો તેથી (ટેલિગ્રાફ) તારની શોધ થઇ હતી!

મૅડમ ગાલ્વાનીના પતિએ એક વીજળીના યંત્રમાંથી વીજળીનો તણખો પાડયો. તેનો સ્પર્શ આકસ્મિક રીતે એક દેડકાને થયો અને તેથી તેના સ્નાયુઓ સંકોચાઇ ગયા. આ બનાવ મૅડમના જોવામાં આવ્યો અને તેણે પોતાના પતિનું ધ્યાન ખેંચ્યું; જેને પરિણામે ગાલ્વાનિક ઇલેક્ટ્રિસિટીની શોધ થઇ કે જે હાલમાં કળાઓમાં તથા બોલેલા યા લખેલા શબ્દોનું સ્થાનાંતર કરવામાં અતિ ઉપયોગી થઇ પડી છે.

મિ. લુઇ પાસ્ચ્યૂર લિસિયમમાં ચોપદારનું કામ કરતો હતો. ગુરુવારને દિવસે તે છોકરાઓને ફરવા લઇ જતો હતો. એક વિદ્યાર્થીએ નાનાં જંતુઓનું નિરીક્ષણ કરવાને માટે એક સૂક્ષ્મદર્શક યંત્ર સાથે લઇ લીધું અને પાસ્ચ્યૂરને પણ તે દ્વારા અવલોકન કરવા દીધું. તેની જે કારકીર્દિએ માણસોને આશ્ચર્યચકિત કરી નાખ્યા છે તેનો આ આરંભ હતો. તે સૂક્ષ્મદર્શક યંત્રે જે નવી દુનિયા પ્રત્યક્ષ કરી તે જોઇને તે પ્રાયઃ આનંદોન્મત્ત બની ગયો હતો.

સાઠ હજાર પૌંડ એકઠા કરવા માટે વિદેશી સરકારે સ્ટૅમ્પ ઍકટ પસાર કરવાથી અમેરિકામાં રાજ્યક્રાંતિ થઇ તેમાં દશ કરોડ પૌંડ ખર્ચાયા! ક્ષુદ્ર કારણોથી કેવાં પ્રચંડ યુદ્ધ ઉભાં થાય છે!

સ્વતંત્રતાના ઢંઢેરા પર વિચાર કરવાને કૉંગ્રેસ મળી. ઘુંટણસુધી પાટલુન અને રેશમી મોજાં પહેરીને આવેલા સભ્યો માખીઓથી એટલા બધા કંટાળી ગયા કે તેઓ પોતાના રૂમાલને એક પળ પણ સ્થિર રાખી શકયા નહિ; અને કહેવાય છે કે એમણે એથીજ કંટાળીને તે ચર્ચાને ટુંકી કરી નાખી અને ઇતિહાસના સૌથી મહાન દસ્તાવેજ પર ત્વરાથી બધાએ પોતપોતાની સહી ઘસડી આપી!

ગ્લૅડસ્ટન કહે છે કે "એક પ્રજાનું ભાગ્ય ઘણી વાર સુંદર પકવાન્ન પૂર્ણ પચે અથવા અધુરૂં પચે તે પર અવલંબી રહ્યું છે."

એક તરુણ પુરુષ એક વાર પૈસા કમાવાને હિંદુસ્તાન ગયો; પરંતુ કાંઇ તક નહિ મળવાથી તેણે પોતાના ઓરડામાં જઇ પિસ્તોલમાં દારૂ ભર્યો અને ચાંપ ચઢાવીને ખેંચી; પરંતુ પિસ્તોલ ફૂટી નહિ. પછી તે બારીની નજીક ગયો અને ફરીથી તેણે ચાંપ ખેંચી. આ વખતે તેણે એવો નિશ્ચય કર્યો હતો કે બીજી વાર પણ પિસ્તોલ ન ફૂટે તો તેને દૈવી કૃત્ય માની મને બચાવવાની ઇશ્વરનીજ ઇચ્છા છે એમ ગણવું. આ સમયે પણ તે નિષ્ફળ થઇ. આથી તેના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. હવે તેણે પોતાનું જીવન બચાવવાનો, તેનો સર્વોત્તમ ઉપયોગ કરવાનો અને ફરીથી કદી પણ તેને વૃથા નહિ ગુમાવી દેવાનો નિશ્ચય કર્યો. એજ યુવક આગળ જતાં સેનાપતિ રૉબર્ટ ક્લાઇવ બન્યો અને જેણે માત્ર મુઠ્ઠીભર સૈનિકોની સહાયથી ઇસ્ટ ઇન્ડિયા કંપનીને અગત્યની જીત મેળવી આપીને ગ્રેટબ્રિટનની રાજસત્તાનો પાયો વીસ કરોડની વસ્તીવાળા વિશાળ અને ફળદ્રૂપ હિંદુસ્તાનમાં નાખ્યો!

હંસોના અવાજથી ચોકીદારો જાગી ઉઠયા અને ગૉલ લોકોના હાથમાંથી રોમનો બચાવ થયો. કાંટાની વેદનાથી એક સ્કૉટિશ સેનાને ડેન લોકોના આવવાની ચેતવણી મળી.

હેન્રી વૉર્ડ બીચરને જો એક મત વધારે મળ્યો હોત તો તે એક રેલ્વેના સુપરિન્ટેન્ડેન્ટ તરીકે ચૂંટી કઢાયો હોત; પણ જો તે રેલ્વેનો સુપરિન્ટેન્ડેન્ટ બન્યો હોત તો અમેરિકાએ કદાચ પોતાનો મહાનમાં મહાન ઉપદેશક ગુમાવ્યો હોત! ક્ષુલ્લક વસ્તુથી પણ આમ મનુષ્યના મહાન ભાવીનો માર્ગ ખુલ્લો થાય છે!

સૂતર કાંતવાની શરૂઆત થઇ તે અરસામાં નાના તંતુઓ

બૉબિનની સાથે વળગી રહેતા હતા અને તેથી યંત્રને ચાલતું અટકાવી તેને સાફ કરવાની જરૂર પડતી. આમાં કેટલોક વખત બરબાદ જવાથી કારીગરોને ઓછો પગાર મળતો; પરંતુ રૉબર્ટ પીલના પિતાએ જોયું કે તેનો એક કાંતનારો પૂરેપુરો પગાર મેળવતો હતો. કારણકે તેનો સંચો કદી પણ અટકતો નહિ. એક દિવસ મિ. પીલે તેને પૂછ્યું: "અલ્યા ડિક! આ અજબ વાત શી? મુકાદમ કહે છે કે ડિકનાં બૉબિન તો હમેશાં સાફ રહે છે!" ડિક ફરગ્યુસને પ્રત્યુત્તર આપ્યો કે "હંઅં, શેઠ! તેમજ છે તો!" પીલે કહ્યું: "ડિક! તું તેમને સ્વચ્છ કેવી રીતે રાખે છે?" તે કારીગર બોલ્યો: "પણ શેઠ! એ વાત જરા છાની છે છાની! જો હું કહી દઉં તો તું મારી યુક્તિ જાણી જાય તે?" મિ. પીલે જરા હસીને કહ્યું કે "હું તે જાણવાજ માગું છું. જો તું તે મને બતાવશે તો તેના બદલામાં હું તને કાંઈક આપીશ. તું તારા સંચાની પેઠે આ સઘળા સંચાઓને સરળતાપૂર્વક ચાલતા બનાવી શકશે?" ડિકે પ્રત્યુત્તર આપ્યો: "તું જાણે છે કે? એકે એકને બરાબર ચાલતા બનાવી આપું!" પીલે પૂછ્યું: "બોલ, તારી ગુપ્ત વાતને માટે મારે તને શું આપવું?" ડિકે ઉત્તર આપ્યો: "શેઠ, જ્યાં સુધી હું તારી મીલમાં રહું ત્યાં સુધી રોજ એક બાટલી દારૂ આપજે એટલે હું તને બધી યુક્તિ બતાવી દઈશ." મિ. પીલે કહ્યું: "કબૂલ!" એટલે ડિક ઘણી સંભાળથી તેના કાનમાં ધીમા સ્વરે બોલ્યો કે "બૉબિન પર ચાક ઘસજે, ચાક!" બધું રહસ્ય આમાંજ સમાયેલું હતું! મિ. પીલ અલ્પ સમયમાંજ પોતાના સઘળા પ્રતિસ્પર્ધીઓથી આગળ નીકળી ગયો. કારણ કે તેણે એવાં એવાં યંત્રો બનાવ્યાં કે જે યંત્રો વડેજ તેનાં બૉબિનો પર ચાક ચડી જાય! ડિકને દારૂને બદલે પૈસાની સારી રકમ આપવામાં આવી. આમ તેના નાના સરખા વિચારે પણ જગતના કરોડો રૂપિયા બચાવ્યા છે.

ક્ષુદ્રમાં ક્ષુદ્ર વસ્તુઓએ પણ વિચારકોને એવા એવા વિચારો સૂચવ્યા છે, કે જેને લીધે જગતમાં મોટા મોટા ફેરફાર થઈ ગયા છે.

કેટલાક વેપારીઓની રીત એવી હોય છે કે તેઓ પોતાના નોકરો પાસે કોઈ ધંધામાં થોડા પૈસા રોકાવે છે અને નફા–તોટામાં તેમનો ભાગ કરે છે. આ પ્રણાલી અનુસાર એક વ્યાપારીએ પોતાની નોકરી કરતા એક ગરીબ અંગ્રેજ છોકરાને ઑલ્જિયર્સ જતા એક વહાણમાં થોડાક પૈસા રોકવાને બોલાવ્યો. તે છોકરા-

એ પોતે જે ઓરડીમાં સૂતો હતો તેમાંના ઉંદર પકડવાને માટે એક પેની આપીને એક બિલાડી ખરીદી હતી અને તેની સંપત્તિ યા સ્થાવર જંગમ મિલ્કત–જે કહો તે એજ હતી. આ બિલાડીને તે પોતાની સાથે વહાણુ પર લઇ ગયો અને મૂડી તરીકે તેને આપી. ઓલ્જિયર્સ આગળ આવી પહોંચતાં નાખુદા(કૅપ્ટન)ને જણાયું કે, એક માણુસને ઉંદર બહુ હેરાન કરતા હતા; અને તેથી તેણે તેને પેલી બિલાડી આપી. તેણે એટલી ત્વરાથી ઉંદરોનો નાશ કર્યો કે એ માણુસને તે બિલાડી ખરીદવાની ઇચ્છા થઇ! પરંતુ જ્યાં સુધી મોટી કિંમત આપવામાં આવી નહિ ત્યાં સુધી નાખુદાએ તે વેચી નહિ. તેના ઉત્પન્ન થયેલા પૈસાથી તેના માલિકને કિંમતી મોતીઓની ભેટ મળી. પરિણામે પુષ્કળ માલ ભરીને જ્યારે તે વહાણુ પાછું ફર્યું ત્યારે તેમાંના માલનો મોટો ભાગ તે છોકરાનો હતો એવું જાણીને નાવિકો આશ્ચર્યચકિત થઇ ગયા! પછી લંડનના એ વ્યાપારીએ તે છોકરાને પોતાનો ભાગીદાર બનાવ્યો. તે છોકરો ઘણો પૈસાદાર થયો અને તેણે વખત જતાં પેલી બિલાડી ખરીદનારનેજ પૈસા ધીર્યા! પછી આ બિલાડીના વ્યાપારીને લંડનના લૉર્ડ મેયરનું અમીરપદ આપવામાં આવ્યું અને તેને એ શહેરના માણસોમાં બીજો નંબર મળ્યો! એજ સર રિચર્ડ વ્હિટિંગ્ટન હતો!

ધર્મને માટે પ્રાણુ આપનારો એરોમાંગાનો પાદરી જૉન વિલિયમ્સ જ્યારે દક્ષિણુ સમુદ્રના દ્વીપોમાં ગયો હતો ત્યારે તે એક અંગ્રેજ અમીરને ત્યાંથી માત્ર એકજ કેળ લઈ ગયો હતો; અને તે એકજ કેળની ઉત્પત્તિથી હાલમાં એ સર્વ દ્વીપો કેળોના વાવેતરથી છવાઇ ગયા છે! વેસ્ટ ઇન્ડીઝના ગુલામોને છૂટા કરવામાં આવ્યા તે પહેલાં બ્રિટિશ સૈનિકોની એક પલટણે એક ખેતરની નજીક મુકામ કર્યો હતો. એ ખેતરમાં કામ કરનારા એક ગુલામને આ પલટણુમાંનો એક સૈનીક એવી શરતે વાંચતાં શીખવવાને તૈયાર થયો કે "તારે બીજાને શીખવવું, બીજાએ ત્રીજાને શીખવવું અને આ રીતે કેળવણીનો પ્રચાર કરવો." પેલા ગુલામે આ કાર્ય પ્રમાણિકપણે પાર પાડયું. પેલા ખેતરના માલિકે તેને પુષ્કળ માર માર્યો તેની પણુ તેણે દરકાર કરી નહિ. તેને બીજા ખેતરમાં મોકલવામાં આવ્યો તો તેણે ત્યાં પણુ તેજ કાર્ય કર્યું અને તેજ શરત કરી. અંતે જ્યારે આખા દ્વીપમાં સ્વતંત્રતા જાહેર કરવામાં આવી તથા બાઇબલ સોસાયટીએ વાંચી શકે એવા પ્રત્યેક સીદીને એક એક પ્રત આપવા માંડી ત્યારે પેલા ગુલામના પ્રતાપે છસો

સીદીઓને શિક્ષણ મળેલું જણાયું !

અંગ્રેજ સરકારની પાસે એક માણેક વેચાવાને આવ્યું. સરકારી ઝવેરીએ તેને તપાસીને જણાવ્યું કે, આવું સુંદર માણેક મેં કદી જોયું પણ નથી અને સાંભળ્યું પણ નથી; પરંતુ તેનો એક પાસો બેમાલૂમ રીતે ખંડિત થયો છે. આ બેમાલૂમ રીતે થયેલી ખોડથી તેની કિંમત હજારો પૌંડ ઓછી થઇ ગઇ અને અંગ્રેજ સરકારે તેની ખરીદી કરી નહિ.

પિસાના દેવાલયમાં એક નોકર ફાનસને હાલતું મૂકીને ચાલ્યો ગયો, એ એક નજીવી ઘટના હતી; પરંતુ ફાનસની એ નિશ્ચિત ગતિમાં બાલક ગૅલીલિયોએ પેન્ડયુલમનું દર્શન કર્યું અને તેના વડે કાળને માપવાનો વિચાર કર્યો !

એડિસન કહે છે કે " હું એક ટેલીફોનના મુખ આગળ ગાતો હતો એવામાં મારા અવાજના ધ્વનિથી ઉત્પન્ન થયેલાં આંદોલનોને લીધે એક પાતળી પોલાદની અણી તેની પાછળ ધરેલી તે મારી એક આંગળીમાં પેસી ગઈ! આથી હું વિચારમાં પડયો. મેં વિચાર્યું કે, જો હું પોલાદની અણીની ગતિની નોંધ લઉં અને પછી તેની ઉપરજ તેને પાછી ફેરવું તો આપણા બોલેલા શબ્દો તે પુનઃ શામાટે બોલી નહિ જાય તે હું સમજી શકતો નથી. મેં શુદ્ધ રીતે કામ કરે એવું એક યંત્ર બનાવવાનો નિશ્ચય કર્યો અને મારી શોધની વાત મારા સહાયકોને કરીને તેમને આવશ્યક સૂચના આપી. બસ આટલીજ વાત છે. ફોનોગ્રાફ એ એક આંગળીમાં પોલાદની અણી વાગી તેનુંજ પરિણામ છે ! "

એક ઝુંપડામાં એક માણસ એક ફાનસ મૂકીને ચાલ્યો ગયો અને એક ગાયે તેને લાત મારી. આ એક સાધારણ બનાવ હતો; પરંતુ તેણે આખા ચિકાગો નગરને બાળીને ભસ્મીભૂત કર્યું અને એક લાખ માણસોને ઘરબાર વિનાનાં કરી મૂક્યાં !

તમે માત્ર એકજ વાર ઠંડાપણું બતાવો; માત્ર એકજ મર્મભેદક-ટીકા કરો; પરંતુ તેથી તમે હમેશને માટે એક મિત્ર ખોશો.

તમે કહેશો કે, આપણામાં સહેજ દુર્બળતા હોય, સહેજ વિલાસવૃત્તિ હોય; સહેજ ક્રોધ હોય કે સહેજ અનિશ્ચિતતા હોય તેમાં તે શું થઇ ગયું? પરંતુ એવી નાની ચીજોએ પણ ઘણી મોટી કારકીર્દિઓનો નાશ કર્યો છે. ગ્રેટબ્રિટનની પાર્લામેન્ટ, યુનાઇટેડ સ્ટેટ્સની કૉંગ્રેસ અને સમગ્ર જગતની લોકનિયુક્ત રાજ્યસભાઓની ઉત્પત્તિ, રાજા જૉને મૅગ્નાકાર્ટા પર જરાક જેટલી સહી કરી

તેમાંથીજ થઇ છે !

બેન્થામ કહે છે કે " એક વાક્યે ઘણા માણસોની મિત્રતા નિશ્ચિત કરી છે અને આપણે જાણીએ છીએ ત્યાં સુધી ઘણાં રાજ્યોનું ભાગ્ય પણ નિશ્ચિત કર્યું છે."

કુવિયરે એક માછલાને જોતાં તેનો અભ્યાસ કરવા માંડયો અને અંતે તેણે એક એવી શોધ કરી, કે જેથી તે જગતના મહાન-માં મહાન પ્રાકૃતિક વિજ્ઞાનવેત્તાઓમાંનો એક બન્યો ! એક કરોળિયાની જાળ જોઇને કૅપ્ટન બ્રાઉનને લટકતા પૂલની કલ્પના સૂચિત થઈ હતી. એક માણસ એક ખોવાઇ ગયેલા ઘોડાની શોધ કરતો હતો. તે ફરતો ફરતો ઇડાહો પર્વત પર જઇ ચઢયો અને ત્યાં તેણે એક પથ્થર ઉંચકયો તો તેને સોનાની ખાણ જડી !

એક અમલદારે સહેજ વિલંબને માટે ખગોળવેત્તા જનરલ ઓ. એમ. મિચલની માફી માગતાં કહ્યું કે " મને માત્ર થોડીજ પળોનો વિલંબ થયો છે." માઇકલે કહ્યું કે " મને એક સેકંડના હજારમા ભાગની પણ ભારે કિંમત ગણવાનો અભ્યાસ પડેલો છે."

હ્યુ મિલરનો તગારૂં ઉપાડનારો એક માણસ એક લગ્નનું પ્રમાણપત્ર રજૂ કરી શકયો ન હતો તેથી તે ક્રાફર્ડની જાગીર પર પોતાનો દાવો સાબિત કરી શકયો નહિ. આથી કડીઆઓ તેને એમ કહીને પોકારતા કે " ક્રૉફર્ડના અર્લ સાહેબ જૉન ! જરા ચૂનાનું બીજું તગારૂં લાવજો ! "

થોડા સમય પહેલાં મહાન સ્ટીમર ' અમ્બ્રિયા ' તેના એન્જીનના એક દાંડામાં ચીરો પડવાથી આટલાંટિક મહાસાગરના મધ્યભાગમાં અટકી પડી હતી !

કેટલાંક વર્ષ પૂર્વે અમેરિકન કૉન્ગ્રેસમાં પસાર થયેલા એક બિલમાં એક અલ્પવિરામનું ચિહ્ન ભૂલથી રહી ગયું હતું તેથી અમેરિકન સરકારને દશ લાખ ડૉલરનો ચાંલ્લો ચોંટયો હતો! માત્ર એકજ શબ્દની જોડણી ખોટી થઇ તેથી એક લાયક તરુણને ન્યૂ ઇંગ્લાંડ કૉલેજમાં શિક્ષકની જગ્યા મળતી રહી ગઇ હતી. આંખમાં એક નાનું કણું પડવાથી નેપોલિયન જેવો મહારથી પણ પરાજિત થઇ જાય છે. વિવેકનો અભાવ, નિશ્ચયનો અભાવ, ક્રોધી સ્વભાવ, એવો કોઇક નાનો દોષ પણ વર્ષોની મહેનત પર એક પળમાં પાણી ફેરવી દે છે.

એક ગૃહસ્થે માઇકલ ઍન્જેલોને કહ્યું કે " હું છેલ્લી વાર આપને મળ્યો ત્યાર પછી આપે કંઇ પ્રગતિ કરી હોય એવું

જણાતું નથી." તે શિલ્પશાસ્ત્રી બોલ્યો કે "પરંતુ મેં આ ભાગને સુધાર્યો છે; પેલા ભાગને સફાઈદાર બનાવ્યો છે; પેલા અવયવને લીસો બનાવ્યો છે; પેલા સ્નાયુને વધારે ખુલ્લો બનાવ્યો છે; પેલા અંગને વિશેષ બળવાન બનાવ્યું છે વગેરે વગેરે કામો કર્યાં છે." પેલો મળવા આવેલો માણસ બોલ્યો કે "પરંતુ એ તો નજીવાં કામો છે." તે મહાન કલાવિધાયકે કહ્યું કે "ભલે એ નજીવાં કામો હોય પરંતુ **નજીવાં–નાનાં નાનાં–કામોજ સંપૂર્ણતા આણે છે. અને સંપૂર્ણતા એ કાંઇ નજીવી વસ્તુ નથી."** એક પૂતળાના એક સ્નાયુને, એક ખરા સ્નાયુ સાથે અધિક અંશે મળતો બનાવવા માટે માઇકલ ઍન્જેલોએ જે અનંત ધૈર્યપૂર્વક એક અઠવાડિયા સુધી આરસ કોતર્યા કર્યો હતો; અને એક કોબીજના પાંદડા પર એક ઝાકળના બિંદુને પૂર્ણ અસરકારક બનાવવા માટે જર્હાર્ડ ડોએ જે અગાધ ધૈર્યપૂર્વક એક દિવસ ખર્ચ્યો હતો; તેજ સફળતા અને નિષ્ફળતા વચ્ચેના ભેદનું કારણ છે.

ફ્રૅંકલિને અનાજના એક ઢાળ પડતા ખેતરમાં ધાપાણને એવી રીતે નાખ્યું કે જેથી મોટા કદના "ધાપાણનું પરિણામ" એ અક્ષરો બને; અને આ રીતે તેણે જમીનને ફળદ્રૂપ બનાવનારી આ વસ્તુને અમેરિકામાં સર્વત્ર ઉપયોગમાં આણી. એક પતંગની સહાયથી તેણે વિદ્યુતશાસ્ત્રના એવા મહત્ત્વના સિદ્ધાંતો સ્થાપિત કર્યા કે તેઓ એ શાસ્ત્રના પ્રાયઃ સમસ્ત આધુનિક અંગોમાં બીજભૂત રહેલા છે અને ભવિષ્યમાં તેમની અનંત શાખાપ્રશાખા વિકસિત થશે.

સાડાચારસો વર્ષ કરતાંયે અધિક વર્ષ પહેલાં પવનચક્કીઓની ભૂમિમાં લૉરેન્સ કૉસ્ટર પોતાનાં બાલકોનાં નામ ઝાડોની છાલમાં કોતરીને તેમને ગમ્મત આપતો હતો. પરિણામ એ આવ્યું કે, પાદરીઓને નકલ કરવાના પોતાના જૂના ધંધાને હમેશને માટે તિલાંજલિ આપવી પડી. એના પરિણામે છાપવાનાં બીબાંની શોધ થઇ અને સ્વતંત્રતાદેવી પૃથ્વીની પ્રજાઓમાં પહેલીજ વાર પોતાનું મસ્તક ઉંચકીને નિરંતર પોતાની સખી સરસ્વતીદેવીની સાથે સાથે ચાલવા લાગી; છતાં મનુષ્યજાતિને આટલો મોટો લાભ કરનાર મૂળ વિચાર કેટલો બધો સાદો હતો!

કાલાઘેલા શબ્દો બોલતાં પોતાનાં સંતાનોનાં નામ કોતરતાં કોતરતાં તેને એવો વિચાર સૂઝી આવ્યો કે, જો અક્ષરોને ધાતુના છૂટા છૂટા નાના ટુકડાઓ પર કોતરવામાં આવે અને તેને શાહી ચોપડવામાં આવે તો તે કલમ કરતાંયે વધારે ઝડપથી અને વધારે

સ્પષ્ટ છાપ પાડે. આથી તેણે બ્લૉકો બનાવ્યા; તેને દોરી વડે બાંધી દીધા અને જૉન ગટનબર્ગ નામના એક માણુસને નોકર રાખીને તેની મદદથી એક ચોપાનિયું છાપ્યું. પાદરીઓ સાધારણ રીતે જે કિંમત લેતા હતા તેથી સહેજ ઓછી કિંમતે લોકોને આ ચોપાનિયું મળવા લાગ્યું. તેઓ તો હજી એમજ ધારતા હતા કે, જૂનીજ પદ્ધતિથી આ ચોપાનિયું તૈયાર થયું છે. ત્યાર પછી અલ્પ સમયમાં કૉસ્ટર મરણ પામ્યો; પરંતુ યુવાન ગટનબર્ગના હાથમાં આ કુંચી રહી ગઈ હતી. તેણે કેટલાક પ્રયોગો કર્યા પછી ધાતુના બ્લૉકો બનાવવા માંડયા. સ્ટ્રેસ્બર્ગના એક ખૂણામાં આવેલા એક ઓરડામાં તેણે પોતાનો પ્રથમ ગ્રંથ છાપ્યો.

આ અરસામાં ફ્રાન્સના રાજા સાતમા ચાર્લ્સને એક પ્રવાસી મળવા આવ્યો. રખેને કોઇ માણુસ મને ઝેર દઇ દેશે એવી ધાસ્તી તે રાજાના મનમાં એવી તો સજ્જડ પેસી ગઇ હતી કે તે માત્ર થોડુંકજ અન્ન ખાવાનું સાહસ કરી શકતો હતો અને કાંઈ પણ ચીજ ખાધા પહેલાં તે પોતાના નોકરોને પ્રત્યેક થાળીમાંથી એક એક કોળીઓ ખવડાવતો હતો. જ્યારે અપરિચિત પ્રવાસી તેની સમક્ષ આવીને ઉભો રહ્યો ત્યારે તેણે તેની તરફ શંકાયુક્ત દૃષ્ટિપાત કર્યો; પરંતુ જ્યારે તે બાઇબલની એક સુંદર પ્રત માત્ર સાડા-સાતસો ક્રાઉનની કિંમતે આપવા તૈયાર થયો ત્યારે રાજાએ તે પ્રત એકદમ ખરીદી લીધી. રાજાએ મુખ્ય ધર્માચાર્યને તે પ્રત બતાવીને કહ્યું કે “જગતમાં સૌથી સુંદર પ્રત આજ છે; એમાં એક પણ ડાઘો અથવા ભૂલ નથી. હું ધારૂં છું કે, એની નકલ કરનારની આખી જીંદગી એ લખવામાંજ ખરચાઇ ગઈ હશે.” મુખ્ય ધર્માચાર્ય આશ્ચર્યચકિત થઈ બોલી ઉઠયો કે “ અરે, થોડા દિવસ પહેલાં મેં પણ બરાબર એનાજ જેવી એક પ્રત ખરીદી છે !” થોડાજ સમયમાં જણાયું કે, પેરિસમાં શ્રીમંત લોકોએ પણ તેજ પ્રકારની પ્રતો ખરીદી હતી! પાછળથી રાજાને માલૂમ પડયું કે, સ્ટ્રેસ્બર્ગના જૉન ફૉસ્ટ નામના માણુસે ગટનબર્ગને બીબાં વડે છાપીને તૈયાર કરવાનો પ્રયોગ કરવા માટે પૈસા પૂરા પાડયા હતા.

લંડનનો વિલિયમ કૅક્સટન નામનો એક વેપારી કપડાં ખરીદવાને માટે હોલેંડમાં ગયો હતો; તે ત્યાંથી થોડાંક પુસ્તકો અને કેટલાક ટાઇપ ખરીદી લાવ્યો અને તેણે વેસ્ટમિનિસ્ટર ઍબિમાં એક છાપખાનું કાઢયું. આ છાપખાનામાંથી તેણે ઇ. સ. ૧૭૭૪ માં “શેત્રંજની રમત ” એ નામનો ગ્રંથ બહાર પાડયો. ઇંગ્લાંડમાં

પહેલ વહેલો છપાયેલો ગ્રંથ આ જ હતો.

કોલંબસ જ્યારે ચિંતાતુર બની ગયો હતો ત્યારે માર્ટિન આલોન્ઝો પિન્ઝોને એને નૈઋત્ય કોણ તરફ ઉડતાં પોપટોની પાછળ જવાને સમજાવ્યો. કારણકે તે સમયના સ્પૅનિશ નાવિકો કંઇ પણ શોધ કરવા જતા ત્યારે તેઓ ઉડતાં પક્ષીઓની પાછળ જવામાં અહોભાગ્ય માનતા હતા. આ રીતે કોલંબસે જો માર્ગ ન બદલ્યો હોત તો તે ફ્લૉરિડાના કિનારા પર ઉતર્યો હોત. હંબોલ્ટ જણાવે છે કે, "પક્ષીઓનાં ઉડ્ડયનને લીધે આના કરતાં અધિક મહત્ત્વનાં પરિણામ કદી પણ આવ્યાં નથી."

એક ચશ્મા બનાવનારનાં છોકરાંઓએ રમતાં રમતાં ચશ્માની બે ચાર જોડ એકબીજાની આગળ મૂકી અને પોતાના પિતાને જણાવ્યું કે, આથી દૂરના પદાર્થો મોટા મોટા જણાય છે. આજ સૂચનામાંથી દૂરબીનની ઉત્પત્તિ થઇ !

આકાશમાંની વીજળી અને વિદ્યુતશક્તિ એ એકજ વસ્તુ છે, એમ ફ્રૅંકલિને જ્યારે જાહેર કર્યું ત્યારે લોકો પૂછવા લાગ્યા કે "એનો તે શો ઉપયોગ ?" ફ્રૅંકલિને પ્રત્યુત્તર આપ્યો કે "બાલકોનો શો ઉપયોગ છે ? શું એઓ એક દિવસ મનુષ્ય નહિ બને ?"

ડૉકટર જૉન્સન જણાવે છે કે "જે માણસ પુષ્કળ કાર્ય એકદમ કરવાની આશા રાખે છે તે માણસ કાંઇ પણ કાર્ય કરી શકશે નહિ." તમારી પાસે જે કાર્ય હોય તેને સારી રીતે કરશો નહિ તો તે તમને કાંઇ પણ લાભ કરશે નહિ.

એક દિવસ એ નાનું જીવન છે; અને આપણું સમગ્ર જીવન પણ માત્ર એ એક એક દિવસની પુનરાવૃત્તિરૂપજ છે. જે માણસો એ એક દિવસ ગુમાવવાનું આળસ કે સાહસ કરે છે તેઓ ભયંકર રીતે ઉડાઉ હોય છે. તમારા જીવનનું સુખ શાનું બનેલું હોય છે? નાના નાના વિવેકો, નાની નાની માયાળુતાઓ, નાના નાના ખુશકારક શબ્દો, આનંદમય સ્મિતો, મિત્રતાપ્રદર્શક પત્રો, સદિચ્છાઓ અને સત્કૃત્યોનુંજ તે બનેલું હોય છે.

જ્યાં બીજા મનુષ્યો ક્ષુદ્ર અને સામાન્ય વસ્તુઓ જોતા હોય ત્યાં જે માણસ મહાન અને અસાધારણ વસ્તુઓ રહેલી જોઇ શકે છે તે મહાપુરુષ છે. રસ્કિન ગુલાબ યા ચંપામાં કાવ્યનું દર્શન કરે છે અને જે સૂર્યાસ્ત રસ્કિનને આખું વર્ષ ખોરાક પૂરો પાડે તેનું દર્શન કરવાને એક મજૂર એક ઇંચ પણ ખસે નહિ !

નેપોલિયન પણ ક્ષુદ્ર વસ્તુઓ પર સંપૂર્ણ ધ્યાન આપતો હતો.

જે વિગતો તેના હાથ નીચેના અમલદારો જરા પણ લક્ષ્ય આપવા જેવી ગણતા નહિ તે પર તે અત્યંત ધ્યાન આપતો હતો. ગમે તેવી નાની બાબત પર પણ તે લક્ષ્ય આપ્યા વિના રહેતો નહિ. અનાજ, ઘાસચારો, બિસ્કિટ, કિટલી, જોડા, એમ દરેક નાની અને સામાન્ય વસ્તુ વિષે પણ તે અવશ્ય માહિતી મેળવતો. યુદ્ધમાં જવાને માટે રણશિંગડું ફૂંકાય ત્યારે તે પ્રત્યેક અમલદારને અમુક સ્થાને જવાનો ચોક્કસ માર્ગ, ચોક્કસ દિવસ, નીકળવાનો ચોક્કસ કલાક અને પહોંચવાની ચોક્કસ પળ સુદ્ધાં જણાવી દેતો. ઑસ્ટર્લિટ્ઝનો વિજય કરવાને માટે તેણે જે ચિરસ્મરણીય કૂચ કરી તેને માટે તેણે જે તૈયારી કરી મૂકી હતી તેનાથી અધિક સંપૂર્ણ તૈયારી બીજો કોઇ પણ યોદ્ધો કરી શકયો નથી. ઑસ્ટર્લિટ્ઝમાં નેપોલિયનને વિજય મળવાથી યુરોપનો ભાગ્યસૂર્ય ઘણાં વર્ષો સુધી અસ્તાચળમાં રહ્યો હતો. તે પોતાનાથી દૂર ગયેલા અમલદારોને ઘણી વાર નાનામાં નાની વિગતોથી ભરેલા, સંપૂર્ણ અને ભાષાના કે વિરામચિહ્નના એક પણ દોષ કે ભૂલ વિનાના રિપૉર્ટો મોકલવાની આજ્ઞા ખાસ ભાર દઇને કરતો હતો. તે કહે છે કે "આ રિપૉર્ટો જ્યારે મારી પાસે આવે છે ત્યારે તેમને સવિસ્તર વાંચવાને અને જુદા જુદા માસિક રિપૉર્ટો વચ્ચેનો ભેદ સમજવાને માટે હું બીજા પ્રત્યેક કામને એટલો વખત તિલાંજલિ આપું છું. આ રિપોર્ટો વાંચવાથી મને જેવો આનંદ થાય છે તેવો આનંદ કોઇ પણ તરુણ બાળાને પોતાનું નૉવેલ વાંચવાથી પણ થવાનો નહિ!" જે નાખુદો (કૅપ્ટન) નેપોલિયનને એલ્બા ટાપુમાં લઈ ગયો, તે વહાણને લગતી સમસ્ત સૂક્ષ્મ વિગતોનું તેનું જ્ઞાન જોઇને આશ્ચર્યચકિત થઈ ગયો હતો. બને ત્યાં સુધી નેપોલિયન કોઇ પણ વસ્તુને દૈવયોગ અને અકસ્માત પર છોડતો ન હતો. તે **પ્રત્યેક કાર્ય શરૂ કરવા અગાઉ તેની સંપૂર્ણ તૈયારી કરી રાખતો હતો.**

વેલિંગ્ટન પણ નાની વિગતો પર સંપૂર્ણ ધ્યાન આપવાથીજ મહાન થયો હતો. તે કોઇ પણ વસ્તુને વિસાત વિનાની ગણતો ન હતો. જ્યારે અન્ય સેનાધિપતિઓ પોતાના હાથ નીચેના માણસો પર આધાર રાખતા હતા ત્યારે તે નાનામાં નાની વિગતપર પણ પોતેજ ધ્યાન આપતો હતો. ઘણી નિષ્ફળતાઓનો ઇતિહાસ "વિગત તપાસવાનો અભાવ" એ ત્રણ શબ્દોમાં લખી શકાશે. કરારનામાં અને મહત્ત્વના દસ્તાવેજોની વિગત બારિકીથી ન ઉતરવાથી અને નકામા જણાતા નાના નાના શબ્દો તરફ દુર્લક્ષ્ય કરવાથી

કેટલા બધા વકીલો નિષ્ફળ થયા છે! આથી તેમના અસીલો મુકદ્દમા લડતાં લડતાં ખુવાર થાય છે અને ઘણી વાર તો મોટી હાનિ ભોગવે છે. વકીલોએ આવશ્યક શબ્દો નહિ વાપરવાથી અને દ્વિઅર્થી શબ્દો વાપરવાથી કેટલાં બધાં મૃત્યુપત્રો વિષે તકરાર ઉઠી છે!

પ્રિસ્ક્રીપ્શન લખવાની બેદરકારી અને સૂક્ષ્મ સૂચના આપવાની નિષ્ફળતા, એવી એવી ભૂલો કરવાનો સ્વભાવ પડી જવાથી કેટલા બધા દાક્તરો નામના મેળવવામાં નિષ્ફળ નીવડયા છે? ભૂલ કરનારાઓથી જગત ભરેલું છે; ક્ષુલ્લક લાગતી બાબતો પ્રત્યે દુર્લક્ષ્ય કરવાથી વ્યાપારીઓ પાયમાલ થાય છે; શાહુકાર તકાદો કરે ત્યાર પછીજ તેઓ નાણાં ભરવા જાય છે. તેઓ પોતાનાં બિલ ત્વરાથી ચૂકવી આપતા નથી; લેણદારોના પત્રોનો તેઓ સત્વર પ્રત્યુત્તર આપતા નથી અથવા તો તેમને સારી રીતે ફાઇલમાં ગોઠવતા નથી; તેમના હિસાબના ચોપડા ભૂલરહિત હોતા નથી; પોતાની સ્થિતિ કેવી છે તે તેઓ પણ બરોબર જાણતા નથી; તેમને તો બસ, વિગત તરફ તિરસ્કારજ હોય છે!

મહાન ફ્રેંચ ચિત્રકાર નિકોલસ પુસિન જણાવે છે કે "મારો સિદ્ધાંત એ છે કે, **જે પણ કાર્યો કરવા યોગ્ય છે તે સારી રીતે કરવા યોગ્ય છે.**" જ્યારે તેને એવો પ્રશ્ન કરવામાં આવ્યો કે "સુપ્રસિદ્ધ કલાવિધાયકોની ભૂમિમાં આપ આટલા બધા મહાન શી રીતે બની શકયા?" ત્યારે તેણે પ્રત્યુત્તર આપ્યો કે "**કોઈ પણ બાબત અથવા નાની ચીજ તરફ દુર્લક્ષ્ય ન કરવાથી.**"

એમ કહેવાય છે કે, ટ્રૉયવાળી હેલનના નાકની અણી જો જરાકજ મોટી હોત તો તે પણ સૌન્દર્યવતી કહેવાત નહિ; ક્લિયોપેટ્રાનું નાક જો એક ઇંચ ટુંકું હોત તો માર્ક ઍન્ટની કદી પણ તેના અદ્દભુત સૌન્દર્યથી મોહિત થયો ન હોત અને તે કલંકે જગતનો આખો ઇતિહાસ ફેરવી નાખ્યો ન હોત! ઍન બોલીનના મોહક સ્મિતે રોમના મહાન દેવાલયના બે ભાગ કરી નાખ્યા અને એક પ્રજાના ભાગ્યને ફેરવી નાખ્યું! નેપોલિયન કે જે મગરૂરમાં મગરૂર રાજ્ય પર પણ ખુદ તેના પાટનગર પર જઇને આક્રમણ કરતાં ડરતો ન હતો; તે અપ્રસિદ્ધ જીવન ગાળતી એક સ્વતંત્ર સ્ત્રી મૅડમ ડિ સ્ટાયેલની રાજકીય સત્તાથી ડરતો હતો! જો સ્કૉટ બાલ્યાવસ્થામાં લંગડો થઇ ગયો ન હોત તો તેણે લેખકના ધંધાને બદલે કદાચ જુદીજ દિશા પકડી હોત અને અંગ્રેજી સાહિત્ય કેટલીક વાનીઓથી વંચિતજ રહ્યું હોત!

ક્રૉમ્વેલ અમેરિકા તરફ પ્રયાણ કરવાની તૈયારીમાં હતો એવામાં પરદેશ જતા લોકોને કાયદાથી પ્રતિબંધ કરવામાં આવ્યો. એમ કહેવાય છે કે, એ સમયે તે ભ્રષ્ટ જીવન ગાળતો હતો અને તેણે પોતાની સર્વ સંપત્તિ ઉડાવી દીધી હતી; પરંતુ જ્યારે તેને માલૂમ પડયું કે, તે ઇગ્લાંડ છોડી શકતો નથી ત્યારે તેણે પોતાનું જીવન સુધાર્યું. જો તેનો અટકાવ ન થયો હોત તો ઇગ્લાંડનો ઈતિહાસ કેવો બન્યો હોત તે કોણ કહી શકે?

સ્કોપાસને જ્યારે તેના એક મિત્રે પૂછ્યું કે "આપને ઉપયોગી ન હોય એવી કોઇ વસ્તુ મને આપશો ?" ત્યારે તેણે પ્રત્યુત્તર આપ્યો કે **"બીજાઓને નિરુપયોગી દેખાતી વસ્તુઓ-વડેજ હું શ્રીમંત અને સુખી થયો છું."**

સૉલોમનના સમયમાં નાની નાની લોંકડીઓએજ દ્રાક્ષને બગાડી નાખી હતી. હાલમાં પણ નાનાં નાનાં જીવડાંજ આપણાં દહીં-દૂધ બગાડી નાખે છે. નાનાં જંતુઓજ આપણાં વસ્ત્ર બગાડી નાખે છે અને નાના ઉંદરોજ આપણું અનાજ ખરાબ કરી નાખે છે ! આપણા અર્ધા કરતાં પણ વિશેષ રોગોની ઉત્પત્તિ અત્યંત સૂક્ષ્મ જંતુઓમાંથીજ થાય છે.

ઘણા લોકો ગુસ્સાને એક નાનો દોષ–એક નાની જેવી ભૂલ ગણે છે અને તેને દુર્ગુણ ગણતા નથી; પરંતુ ખરું જોતાં એક માત્ર મદ્યપાન સિવાય તેના જેવો સુખશાંતિનો સંપૂર્ણ નાશ કરી દેનાર બીજો કોઇ પણ દુર્ગુણ નથી !

એક ફ્રેંચ રાણીનો હીરાનો હાર ચોરાઇ જવાને લીધે આખા યુરોપમાં મહા ઉત્પાત મચી રહ્યો હતો. છૂટી છૂટી લઇએ તો નજીવી લાગતી પરંતુ સામટી લઇએ તો પ્રમાણભૂત બનતી એવી અસંખ્ય ઘટનાઓનો સંભાળ અને આગ્રહપૂર્વક સંગ્રહ કરીને એકાદ ડાર્વિન પોતાનો ઉત્ક્રાંતિનો નિયમ શોધી કાઢે છે અને લીનિયાસ વનસ્પતિશાસ્ત્ર રચે છે. એક પાણીનું વાસણ અને એક ઉષ્ણતામાપક યંત્ર લઇને ડૉક્ટર બ્લૅકે ઉષ્ણતાની શોધ કરી હતી અને એક પાસાવાળો કાચ, એક દૂરબીન અને એક કાગળના પૂંઠા વડે ન્યૂટન, પ્રકાશની રચના અને રંગોનું મૂળ શોધી કાઢવાને શક્તિમાન થયો હતો ! એક મહાન વિદેશી પંડિત ડૉ૦ વૉલેસ્ટનની પાસે આવ્યો અને તેને પૂછ્યું કે "આપ જે પ્રયોગશાળામાં ઘણી મહાન શોધો કરીને વિજ્ઞાનને આટલી ઉંચી ભૂમિકા પર લાવ્યા છો તે બતાવશો ?" ત્યારે ડૉક્ટર તેને એક નાના અભ્યાસગૃહમાં લઇ ગયો અને એક

મેજ પર મૂકેલી એક જૂની ચાહની રકાબી તરફ આંગળી બતાવી કહેવા લાગ્યો કે "પેલી રહી મારી પ્રયોગશાળા!" તે પર માત્ર થોડાક દૂરબીનના કાચ, થોડાક કાગળો, એક નાનો કાંટો અને એક નળી હતી! એક બળેલી લાકડી અને એક કોઠારના બારણાએ વિલ્કીને માટે પેન્સિલ અને કાગળની ગરજ સારી હતી! સર વૉલ્ટર રૅલે સોળમી શતાબ્દિમાં માત્ર એકજ બટાટું ઇંગ્લાંડમાં લઇ ગયો હતો. પરિણામે તેની એટલી વૃદ્ધિ થઇ છે કે તે આજે કરોડો માણસોને ખોરાક પૂરો પાડે છે અને આયર્લંડમાંથી વારંવાર દુષ્કાળને હાંકી કાઢે છે!

વિલિયમ બ્રુસ્ટર, જૉન રૉબર્ટસન અને ઑસ્ટર્ફીલ્ડ તથા સ્ક્રૂબીના ગરીબ લોકોને હમેશને માટે દેશવટો આપવામાં આવ્યો, એ એક નજીવી ઘટના જણાતી હતી; પરંતુ એ પ્રવાસીઓ એક બળવાન પ્રજાના સંસ્થાપક બન્યા! એક વાદળું સૂર્યનો નાશ કરવાની શક્તિ નથી ધરાવતું તોપણ તેને ઢાંકવાની શક્તિ તો ધરાવે છેજ!

"જરાક સરખી ચીણગારીથી કેટલો બધો માલ બળી જાય છે!" "એક જરાકજ ક્રોધપૂર્ણ દૃષ્ટિ; માત્ર એકજ બેપરવાઇભર્યો શબ્દ; સહેજ મદદ આપવામાં અવિચારી રીતે કરેલી આનાકાની; એથી એવાં પરિણામો આવે છે કે જેને માટે દીર્ઘકાળપર્યંત પશ્ચાત્તાપ કરવો પડે છે."

સહેજ તકરાર થઈ; જરા મિજાજ ગયો; એક ક્ષણમાંજ પિસ્તોલની ચાંપ ખેંચી;–પરંતુ ગયેલો જીવ કદી પાછો આવવાનો નથી!

ગૅરિસન અને ફિલિપ્સનાં થોડાંક અમર વાક્યો તથા લૉવેલ અને વ્હીટિયરની થોડીક કવિતાઓ કાને પડી કે સ્ફૂર્તિ ફેલાઇ અને ચાબુકનો માર તથા ગુલામીનો હમેશને માટે અંત આવ્યો નહિ ત્યાંસુધી તેની ક્રિયા બંધ પડી નહિ.

"એક ખીલાના અભાવે નાળ ખોવાઈ; નાળના અભાવે ઘોડો ખોવાયો; ઘોડાના અભાવે ઘોડેસ્વાર ખોવાયો; અને એ સર્વ" ગરીબ રિચર્ડ કહે છે કે "એક નાળના ખીલાના અભાવેજ બન્યું!"

મહોલ્લામાં એક અજ્ઞાન માણસે માત્ર એકજ ટીકા કરી તેથી "બ્રેડ વિનર્સ" નામની સફળ વાર્તા રચાઇ. રોમના બૃહસ્પતિના દેવાલયમાં ઉઘાડપગા ફકીરોએ એક ભજન ગાયું તેથી "રોમન સામ્રાજ્યની અધોગતિ અને પતન" નામનું સુપ્રસિદ્ધ પુસ્તક રચાયું.

પ્રથમથીજ મોટી મોટી તકો અને સહાયતાઓ તથા મોટાં મોટાં કામોને ઇચ્છનારાઓને એક ફારસી કહેવત ઉપદેશ આપે છે કે "**હમણાં નાનાં નાનાં કામ પુરી કાળજીથી કર, એટલે**

**મોટાં કામો એની મેળેજ તને શોધતાં આવશે."**

**જો આપણે નાનાં કામો તરફ ઓછી કાળજી કે દુર્લક્ષ્ય નહિ રાખીએ તો ઈશ્વર આપણા હાથમાં જરૂર મોટાં કામો સોંપશે.**

બાયરન કહે છે કે "શબ્દો એ વસ્તુઓ છે અને એક વિચાર પરથી તુષારવત્ પડતું શાહીનું એક બિન્દુ, એક એવી વસ્તુ નીપજાવે છે કે જે હજારો બલ્કે લાખો માણસોને વિચાર નિમગ્ન કરે છે !"

ઇ. સ. ૧૭૦૦ માં ન્યૂ હેવનની પૂર્વે થોડા માઇલ પર આવેલા બ્રેન્ફોર્ડ ગામમાં દશ ધર્માચાર્યો એકઠા થયા હતા. તેઓ જે મેજની આસપાસ બેઠા હતા તે પર તેઓમાંના પ્રત્યેકે થોડા થોડા ગ્રંથો મૂકીને કહ્યું કે "હું આ ગ્રંથો આ સંસ્થાનમાં એક પાઠશાળા સ્થાપવા આપું છું." યેલ પાઠશાળાની સ્થાપના આવી રીતે થઇ હતી.

વેબ્સ્ટર કહે છે કે "**વિગતમાં ઉતરવાનો ઉત્સાહ ધરાવનારો વિદ્યાર્થી, વિશ્વવિદ્યાલયમાં તેના કરતાં ઉપલે નંબરે ઝળકેલા ઘણા વિદ્યાર્થીઓ કરતાં જગતમાં વધારે દીપી નીકળશે.**

સર્વ સ્થળેથી વીણી લીધેલા માહિતીના નાના નાના દાણાઓ વડે તથા નાનાં નાનાં અવલોકનો વડેજ જ્ઞાનના પિરામીડ બંધાય છે.

એક હજાર વર્ષસુધી એકલો એશિયા ખંડજ રેશમના વણાટનો ઇજારો રાખી રહ્યો હતો અને રોમમાં રેશમી કપડાં માટે ભારોભાર સોનું બેસતું હતું. છઠ્ઠી શતાબ્દિમાં જસ્ટિનિયનની ભલામણથી બે ઇરાની ફકીરો, એક પોલી લાકડીમાં રેશમ ઉત્પન્ન કરનાર કીડાનાં બે ઇંડાં સંતાડીને ચીનથી યુરોપમાં લઇ આવ્યા અને ત્યારપછી રેશમના વ્યાપારનો ઇજારો એશિયાની પાસે રહ્યો નહિ!

યુરોપની મૂરલોકો સામેની સૌથી મહાન લડાઇમાં લઇ જવાને માટે ફર્ડિનાન્ડ પોતાનું જે પ્રચંડ સૈન્ય તૈયાર કરતો હતો તેની તુલનામાં કોલંબસનો-તરંગી શોધ કરવાને માટે અજ્ઞાત સમુદ્રમાં પર્યટન કરનારો ત્રણ નાનાં વહાણોમાં ઉપડવાને તૈયાર થયેલો-કાફલો કેટલો ક્ષુલ્લક હતો? પરંતુ ફર્ડિનાન્ડને મહાન વિજય મળવા છતાં પણ હવે તેને ભાગ્યેજ જીનોવાના પેલા ગરીબ વહાણવટીના અદ્ભુત કાર્યની સાથે સરખાવવા યોગ્ય ગણવામાં આવે છે !

મૅરેથૉનના યુદ્ધમાં માત્ર એકસો બાણુ ઍથિનિયનો મરણ પામ્યા હતા; પરંતુ તેથી યુરોપ એક એવી મોટી સેનાના આક્રમણથી બચ્યું હતું કે જે સેના પાણી પીવા બેસતી ત્યારે નદીઓની નદીઓ સુકાઇ જતી અને તેઓના ચાલવાથી ધરણી ધ્રૂજતી હતી.

મહાપુરુષો ક્ષુદ્ર બાબતો તરફ ધ્યાન આપવા માટે પ્રસિદ્ધ છે. ગેટે એક વાર એક રાજાની સાથે વાતચીત કરતો હતો એવામાં અચાનક તેના મનમાં એક વિચાર સ્ફૂરી આવ્યો. તેણે ઝટ રાજાને કહ્યું કે "જરા બેસજો; હું હમણાંજ આવું છું. આપને આ રીતે એકલા છોડી જાઉં છું તે માટે આપની માફી માગું છું." એમ કહી પાસેના ઓરડામાં જઇને તેણે પેલો વિચાર કાગળ પર નોંધી લીધો ! હૉગાર્થ જ્યારે વિરલ મુખારવિંદો અને ભાવો જોતો ત્યારે મહોલ્લામાંજ ઉભો રહી જતો અને તેમનાં ચિત્રો પોતાના નખ પર આલેખી લેતો ! **એક ખરો મહાપુરુષ કોઇ પણ વસ્તુને ક્ષુદ્ર ગણતોજ નથી.** બેકન કહે છે કે, માનસિક ચક્ષુ પણ ચર્મચક્ષુ જેવાંજ છે. કારણકે જેવી રીતે તમે નાના ચીરાઓ તથા છિદ્રોમાંથી પદાર્થોને જુઓ છો; તેવી રીતે નાનાં અને ઘૃણાસ્પદ દૃષ્ટાંતો દ્વારા કુદરતના મહાન નિયમોનું દર્શન કરો છો." ક્ષુદ્રમાં ક્ષુદ્ર વસ્તુઓ સૂક્ષ્મ અવલોકન કરનાર માણસને મોટા મોટા પ્રશ્નોના નિર્ણય સૂચવે છે.

બાળકોને ગમ્મત આપવા માટે ગોઠવેલા કાચના ટુકડાઓથી કલેડોસ્કોપ( જેમાંથી જાત જાતના સુંદર રંગ દેખાય એવું એક યંત્ર)ની શોધ થઇ.

ગૂડિયરે એક જાતનું મિશ્રણ કે જેને તે નકામું ગણતો હતો તે એક વાસણમાં ભરી મૂકયું હતું. અગ્નિની આંચ લાગવાથી તે લાલચોળ બની ગયું ત્યાં સુધી તેના પર ગૂડિયરની દૃષ્ટિ પડી નહિ; પરંતુ તેથી લાભ એ થયો કે, તેણે રબ્બરને કઠણ બનાવવાની યુક્તિ શોધી કાઢી !

હેમહોલ્ટઝને ટાઇફોઇડ તાવ લાગુ પડવાથી તે ઘરમાં ગોંધાઇ રહ્યો હતો. આ સમયે ઘણી કરકસરથી બચાવેલા થોડા પૈસા વડે તેણે એક સૂક્ષ્મદર્શક યંત્ર ખરીદ્યું. પરિણામે તે વિજ્ઞાનના ક્ષેત્રમાં દાખલ થયો અને તેમાં તેને મહાન કીર્તિ મળી.

એક કીડાને એક લાકડાનો ટુકડો કોરતો જોઇ સર ઇસામ્બાર્ડ બ્રુનેલને લંડન આગળ ટેમ્સ નદીની નીચે સુરંગ (ભોંયરૂં) બનાવવાનો વિચાર સૂઝયો! પ્રાચીન કાળના રાતી રેતીના પથ્થરો પર નષ્ટ થઈ ગયેલાં પશુઓનાં પગલાં જોઈ હ્યુ મિલરને ભૂસ્તરશાસ્ત્રનો અભ્યાસ કરવાનો શોખ થયો અને છેવટે તે પોતાના સમયનો સૌથી મહાન ભૂસ્તરશાસ્ત્રી થયો !

સર વૉલ્ટર સ્કૉટે એક વાર એક ભરવાડના છોકરાને દૃઢતાપૂર્વક ચાલતો જોયો અને તેણે તેને પોતાના અશ્વ પર બેસવાને કહ્યું. આ છોકરો જ્યૉર્જ કેમ્પ હતો. તે શિલ્પશાસ્ત્રનો અભ્યાસ એટલા

ઉત્સાહપૂર્વક કરતો હતો કે તે એક સુંદર પૂતળું જોવાને માટે પગે ચાલીને પચાસ માઇલ ગયો હતો અને પચાસ માઇલ પાછો આવ્યો હતો. તે સર વૉલ્ટર સ્કૉટનું માયાળુપણું ભૂલ્યો ન હતો. જ્યારે સ્કૉટ મરણ પામ્યો ત્યારે "વેવર્લિ"ના કર્તા( સર વૉલ્ટર સ્કૉટ )ના માનમાં, એડિન્બરોમાં જે ભવ્ય સ્મારક બાંધવામાં આવ્યું તેની રૂપરેખા તેણેજ અત્યંત ધ્યાનપૂર્વક આલેખી આપી.

એક ગરીબ છોકરાએ પેરિસની એક બૅંકમાં એક જગ્યા મેળવવાને માટે અરજી કરી પરંતુ તેને નિષ્ફળતા મળી. દરવાજામાંથી બહાર નીકળતાં તેણે એક ટાંકણી નીચે પડેલી જોતાં તે ઉઠાવી લીધી. તે બૅંકના મૅનેજરે આ ઘટના જોઇ અને તે ઉપરથી તે છોકરાની યોગ્યતા સમજી લઇને તેને પાછો બોલાવીને એક જગ્યા આપી; કે જે જગ્યાએથી વધતાં વધતાં તે અંતે પૅરિસનો મોટામાં મોટો બૅંકર બન્યો! તે લાફીટ હતો.

થિયૅાડોર પાર્કરે એક કાચબા તરફ ફેંકવાને એક પથ્થર ઉંચક્યો; તે સમયથી તેના જીવનની દિશા બદલાઈ. તેના અંતરમાંથી અવાજ થયો કે "ફેંકીશ નહિ." તેથી તેણે કાચબા તરફ પથ્થર ફેંક્યો નહિ. તે ઘેર ગયો અને પોતાની માતાને પૂછ્યું કે "મારા હૃદયમાં એવી કયી વસ્તુ છે કે જે મને પથ્થર મારતાં અટકાવે છે?" માતાએ કહ્યું કે "એ તારો અંતરાત્મા છે." એ પછી તે હમેશાં પોતાના અંતરાત્માને અનુસર્યો.

એમ કહેવાય છે કે, ડેવિડ હ્યુમને એક વક્તૃત્વોત્તેજક મંડળમાં નાસ્તિકતાના પક્ષમાં બોલવાનું કામ સોંપવામાં આવ્યાથી તે ઇશ્વરવાદી થયો હતો. વૉલ્ટેરે નાસ્તિકતા વિષેની એક કવિતા પોતાની પાંચ વર્ષની વયે મોઢે કરી હતી; તેની છાપને તે કદી પણ પોતાના મગજમાંથી ભૂંસી શક્યો ન હતો. 'અરેબિયન નાઇટસ' વાંચવાથી કોલરિજની બુદ્ધિ સતેજ થઇ હતી.

સિવિલ વૉર ( અંદર અંદરનો વિગ્રહ ) ચાલતો હતો તે સમયે માસાચ્યુસેટ્સના એક સિપાઇએ એક પક્ષીને ડાંગરના દાણા પરથી છાલાં કાઢી નાખતું જોયું. તેણે તરતજ તેને બંદુકથી નીચે પાડીને તેની ચાંચના નમુના પ્રમાણે ડાંગરનાં છાલાં જુદાં પાડવાનું એક યંત્ર બનાવ્યું, કે જે યંત્રથી ચોખાના વ્યાપારમાં મોટો ફેરફાર થઇ ગયો છે!

બે વહાણુમાંથી કયા વહાણને પાણી પહેલું આપવું એ સંબંધી તકરાર થવાથી ફ્રાન્સ અને ઇંગ્લાંડ વચ્ચે લડાઇ જાગી અને તેમાં એક લાખ કરતાં વધારે માણસોનો નાશ થયો!

બે ઇન્ડિયન જાતિના છોકરાઓ વચ્ચે એક તીડના સંબંધમાં

તકરાર ઉઠવામાંથી એક મોટું યુદ્ધ થયું !

ઈંગ્લાંડનો ચોથો જ્યૉર્જ એક વાર બેભાન થઇ ગયો અને એક ગામડાના વૈદ્યે તેની ફસ ખોલીને તેને શુદ્ધિમાં આણ્યો. પરિણામે રાજાએ તેને રાજવૈદ્ય બનાવ્યો અને તેથી તેને મોટું માન અને પુષ્કળ દ્રવ્ય મળવા લાગ્યું !

ઘણુંયે ઉત્તમ વહાણો, બીજાં બધાં લાકડાં મજબૂત હોવા છતાં માત્ર એકજ ખરાબ લાકડાને લીધે ડૂબી ગયાં છે. **હમેશાં તમારામાંના દુર્બલ ભાગથી વિશેષ સાવધ રહો.**

આંખથી જોયેલી કોઇ પણ વસ્તુ, કાનથી સાંભળેલો ગમે તેવો નાનો શબ્દ–નાનો ધ્વનિ, તેમજ આપણી ઇંદ્રિયોની આગળ-થી પસાર થતી કોઇ પણ વસ્તુ કદી પણ ખાલી જતી નથી. આંખ એ નિરંતર ચિત્ર લેતો કૅમેરા છે. તે માનસિક પ્લેટ પર પ્રત્યેક મુખારવિંદ, પ્રત્યેક વૃક્ષ, પ્રત્યેક છોડ, પુષ્પ, ટેકરી, ઝરો, પર્વત, મહોલ્લામાંનું પ્રત્યેક દૃશ્ય–યાને તેના જોવામાં આવતી દરેક વસ્તુનું ચિત્ર–આલેખી લે છે અને ભવિષ્યમાં તેનો ઉપયોગ કરવાને માટે તેને સંગ્રહી રાખે છે. આપણામાં એક એવું ફોનોગ્રાફ છે કે જે આપણા બોલેલા પ્રત્યેક–ગમે તેવા અવિચારી અને ક્ષણિક શબ્દને પણ પકડી લે છે અને નાનામાં નાના શબ્દની પણ હમેશને માટે નોંધ લઇને તેને અમર બનાવી દે છે. આ નોંધો એક હજાર વર્ષ પછી પણ આપણા વંશજોમાં તેનાં સમસ્ત સુંદર વા ભયંકર અંગો સહિત પુનઃ દૃષ્ટિગોચર થાય છે !

આપણે જેને "આ સમય" કહીએ છીએ તેમાં સર્વ યુગોનો સમાવેશ થયેલો છે. પ્રત્યેક જીવનમાં તેની પૂર્વેની સર્વ વસ્તુઓ રહેલી હોય છે. "આજ" એ એક એવો ગ્રંથ છે, કે જેમાં જગત-ની અત્યાર સુધીમાં બનેલી સર્વ ઘટનાઓનો ઇતિહાસ છે. જેમની ભસ્મ અનેક સૈકાઓ થયાં ધૂળની સાથે ભળી ગઇ છે એવા ભૂત-કાળના કરોડો માણસો અદ્યાપિપર્યંત તેમના વંશજોરૂપે જીવે છે.

કોઈ પણ વસ્તુ કદી પણ નષ્ટ થતી નથી. ભૂતકાળની સમસ્ત સૂક્ષ્મતમ વસ્તુઓ પણ હાલમાં વિદ્યમાન છેજ.

સર્વથી પહેલા અંકુરમાં જગતનાં સમસ્ત વટવૃક્ષોનાં બીજ હતાં.

"નાનામાં નાનું બીજ એ મોટામાં મોટો પાક છે." કુદરતનો એ એક મહાન નિયમજ છે. સમસ્ત પ્રાણીમાત્રની ઉત્પત્તિ સૂક્ષ્મતમ વસ્તુઓમાંથીજ થાય છે. કુદરતમાં કોઇ પણ વસ્તુ નાની નથી. ઉંચે જેવડું જગત દૂરબીન ખુલ્લું કરે છે તેવડુંજ મોટું જગત

સૂક્ષ્મદર્શક યંત્ર નીચે ખુલ્લું કરે છે. પ્રકૃતિના સઘળા નિયમો નાનામાં નાના અણુને પણ લાગુ પડે છે. માત્ર એક જલબિંદુ પણ મહાસાગરનું સંક્ષિપ્ત સ્વરૂપ છે.

સાંકળની સૌથી નબળી કડીમાંજ આખી સાંકળના બળનું માપ રહેલું હોય છે. પછી ભલે તેની બીજી કડીઓ ગમે તેટલી મોટી અને મજબૂત કાં ન હોય! આપણે સર્વ આપણી ખુબીઓ–ગુણો–સબળતાઓ વિષે મગરૂર થઇએ છીએ અને આપણી દુર્બળતાઓ વિષે બેદરકાર રહીએ છીએ; તથા જો કોઈ આપણને તેનું સ્મરણ કરાવે તો આપણને ખોટું લાગે છે; પણ સાંકળની નબળી કડીની પેઠેજ–આપણી તુચ્છમાં તુચ્છ નિર્બળતાઓમાંજ આપણા સામર્થ્યનું ખરૂં માપ રહેલું છે. હજારો યુદ્ધોના ગોળીબારથી બચેલો યોદ્ધો કોઇ વાર એક ટાંકણીના ઉઝરડાથીજ મરણ પામે છે; અને ઘણાં વહાણો બરફના ડુંગરો તથા મહાસાગરનાં તોફાનોથી બચીને શાંત દરિયામાં આવ્યા પછી ક્ષુદ્ર જંતુઓએ પાડેલાં છિદ્રોમાંથી ભરાયલાં પાણીને લીધે ડૂબી જાય છે!

કેટલી બધી વાર આપણે લોકોને એમ કહેતા સાંભળીએ છીએ કે "ઓહ! ભોજનના અથવા બહાર નીકળવાના સમયને હવે માત્ર દશ કે વીસ મિનિટની વાર છે; માટે હવે શું કામ કરવું?" પરંતુ ઘણા લોકો આવા અવકાશના જે નાના ટુકડાઓને–આ પુરસદની પળોને ફેંકી દે છે તેવી પળોનો ઉપયોગ કરીને તો અનેક પુરુષાર્થી માણસોએ શિક્ષણ મેળવ્યું છે, ગ્રંથો લખ્યા છે અને અમરતા પ્રાપ્ત કરી છે.

**એક મહાત્મા જ્યારે નાની વસ્તુઓને જુએ છે ત્યારે એ વસ્તુઓ પણ મહાન બની જાય છે!** એક માણુસના ઉદાત્ત અથવા પરાક્રમભરેલા કામે કેટલીક વાર એક આખી પ્રજાને ઉન્નત કરી દીધી હોય છે. ઘણા માણસો યોગ્ય સમયે એકાદ માયાળુ શબ્દ બોલવાથી અથવા લાગણીપૂર્વક મળવા ભેટવાથી માનવંત જીવન ગાળવાને શક્તિમાન થયા છે. "પ્રાતઃસમયે તે (કુદરત) પોતાને રસ્તે ચાલી જતી હતી ત્યારે માત્ર આનંદપૂર્વક તેને મેં પ્રણામજ કર્યા હતા; પરંતુ તેના બદલામાં તો તે પ્રાતઃકાળનો આનંદ આખા દિવસ પર પથરાઈ રહ્યો!"

"માત્ર સહેજ વિચાર–એકાદ સ્મિત અથવા પ્રોત્સાહક શબ્દથી બીજી કોઇ પણ વસ્તુ જેને હલાવી ન શકે એવો બોજો ઘણી વાર ઉંચકાઇ ગયો છે."

માત્ર!–પરંતુ એ "માત્ર"માંથીજ મહાબળવંત "સર્વ" બને છે ને!



# प्रकरण १६ मुं–आत्मसंयम

"મને તો એવો માણસ આપો કે જે મનોવિકારનો ગુલામ ન હોય; અને હું તેને મારા હૃદયના ઉંડા–અરે ઉંડામાં ઉંડા–ભાગમાં ધારણ કરીશ."

—શેક્સપિયર

"ચારિત્ર્યનું બળ બે વસ્તુઓનું બનેલું છે: ઇચ્છાશક્તિ અને મનોનિગ્રહ. એટલા માટે તેના અસ્તિત્વને માટે બે વસ્તુઓની આવશ્યકતા છે: મજબૂત લાગણીઓ અને તેને અંકુશમાં રાખવાની મજબૂત શક્તિ."

એફ. ડબ્લ્યુ. રૉબર્ટસન

"આત્મમાન, આત્મજ્ઞાન અને આત્મસંયમ; માત્ર એ ત્રણ દ્વારાજ આપણને સર્વોપરિ સત્તા પ્રાપ્ત થાય છે."

"માણસે પોતાની જાત ઉપર મેળવેલો વિજય, એજ તેનો સૌથી વિશેષ બહાદુરીભરેલો વિજય છે." —અર્લ ઑફ સ્ટર્લિંગ

"આત્મવિજય એજ ખરો વિજય છે; અને તે વિનાનો વિજેતા ક્ષુદ્રમાં ક્ષુદ્ર ગુલામ છે." —ટૉમ્સન

"મનુષ્ય જ્યારે પોતાનો ગુલામ બને છે ત્યારે તેનું મૂલ્ય અર્ધું ઘટી જાય છે." —ઑડિસી

"તારા હૃદયમાંના બંડખોર પ્રદેશને વશ કર, તારા પોતાના દાસત્વને દાસ બનાવ અને તારા અંતઃકરણનો સીઝર બની જા." —ટૉમસ બ્રાઉન

"જે માણસો પોતાની ઇંદ્રિયો પર રાજ્ય ચલાવે છે અને મનોવિકાર, તથા ભયને તાબે કરે છે તે રાજા કરતાં પણ મોટો છે." —મિલ્ટન

"જે માણસ ક્રોધ કરવામાં વિલંબ કરે છે તે બળવાન મનુષ્ય કરતાં ઉત્તમ છે; અને જે પોતાના મન પર સત્તા ચલાવે છે તે એક શહેરને જીતી લેનાર કરતાં ઉત્કૃષ્ટ છે." —બાઈબલ

"આત્મવિશ્વાસ એ વીરતાનું પ્રધાન તત્ત્વ છે." —એમર્સન

"ખરો મનુષ્ય બનવા ઈચ્છનારે પોતાના મનોવિકાર પર સત્તા સ્થાપવી જોઇએ." —પી. બી. શેલિ

"અહા ડાયમંડ! તેં જે હાનિ કરી છે તેનું ભાન તને ક્યાંથી હોય?" સર આઇઝૅક ન્યૂટન વાળુ કરીને આવ્યો ત્યારે તેને જણાયું કે તેણે વર્ષો સુધી અતિશ્રમ કરીને જે ગણત્રીઓ કરી હતી તેની ઉપર તેના ડાયમંડ નામના કૂતરાએ એક સળગતી

મીણબત્તી પાડી દઇને તેને ભસ્મીભૂત કરી દીધી હતી! આ જોઇને તે ઉપલા શબ્દો બોલ્યો હતો. ત્યાર પછી એ ગણત્રીઓ ફરીથી કરવાને તે બેઠો. આવી ઉત્તમ ધીરજ, આત્મસંયમ અને કર્તવ્ય-બુદ્ધિને લીધેજ તેણે પ્રકૃતિના નિયમોનું જ્ઞાન મેળવવામાં પોતાની પૂર્વેના અને પોતાના સમયના સર્વ વૈજ્ઞાનિકોને પાછળ હઠાવી દીધા.

એક માણસ મધ્યાહ્નકાળે પેરિક્લિસને ઘેર આવ્યો અને તેને ગાળો દેવા લાગ્યો. તેના ક્રોધનો પાર રહ્યો ન હતો. તે સખ્તમાં સખ્ત ભાષામાં પોતાનો ગુસ્સો ખાલી કરતો ગયો. અંતે સાંજ પડી; અંધારૂં થયું અને તે થાકીને લોથપોથ થઈ ગયો ત્યારે તે અટકયો. પછી તે પોતાને ઘેર જવા લાગ્યો ત્યારે પેરિક્લિસે એક નોકરને બોલાવી તેને કહ્યું કે "ફાનસ લઇને આ ગૃહસ્થને ઘર સુધી પહોંચાડી આવ!" બોલો, હવે પેરિક્લિસની ઉત્તમતા સાબીત કરવાને બીજી કોઇ દલીલની આવશ્યકતા છે?

તરવારથી પટા ખેલનારા રોમન મલ્લોને દુઃખની પરાકાષ્ઠા સહન કરતાં શીખવવામાં આવતું હતું. ઘાયલ થતાં તેઓ સત્વર મરણ પામે નહિ અને તેથી લાંબા સમય સુધી તેમની વેદના જોવાનો લોકોને આનંદ મળે એટલા માટે તેમને એવો ખોરાક ખવડાવવામાં આવતો હતો કે જેથી તેમનું લોહી જાડું બને! પ્રત્યેક મલ્લને એવી પ્રતિજ્ઞા લેવી પડતી કે "હું પ્રતિજ્ઞાપૂર્વક કહું છું કે, મને બાંધવામાં આવે; જેરબંધનો માર મારવામાં આવે; બાળી નાખવામાં આવે; તલવારવતી કાપી નાખવામાં આવે અથવા મારા પર ગમે તે દુઃખ પાડવામાં આવે તો તે સર્વ હું સહન કરીશ અને હું સ્વતંત્ર મલ્લની પેઠે ધર્મભાવથી મારો આત્મા અને મારૂં શરીર મારા સ્વામીને અર્પણ કરૂં છું." જ્યારે ઘાતકી રીતે તેમનું મરણ નીપજાવવામાં આવે ત્યારે પણ ઉત્કૃષ્ટ આત્મસંયમ કરવાનું તેમને શીખવવામાં આવતું હતું.

એક દિવસ પ્રાતઃકાળમાં સેંટ પિટર્સબર્ગમાં રહેતા અમેરિકન એલચીને 'પો' નામના એક તરુણ, દુર્વ્યસની, ભ્રષ્ટ, અમેરિકન યુવાનને પાપાચારમાંથી બચાવવાની ભલામણ કરવામાં આવી. એ એલચીની સહાયતાથી છૂટો થઇને તરુણ પો યુનાઇટેડ સ્ટેટ્સમાં આવ્યો. થોડા દિવસ પછી 'બાલ્ટિમોર વિઝિટર' નામના પત્રે ઉત્તમોત્તમ વાર્તા અને ઉત્તમોત્તમ કાવ્ય રચનારને અમુક રકમનું ઇનામ આપવાનું જાહેર કર્યું. બધા હરીફોમાં જેની વાર્તા અને કવિતા સર્વોત્તમ નીવડી તે પેલો સ્વચ્છંદી, ભ્રષ્ટ, રંક, અનાથ

તરુણુજ હતો ! ઇનામ આપવાને માટે તેને જ્યારે બોલાવવામાં આવ્યો ત્યારે તેનો ચહેરો ફિક્કો પડી ગયો હતો; તેનાં કપડાં ફાટેલાં હતાં; તેના પગમાં ઠંડીથી બચવા માટે મોજાં પણુ ન હતાં; તેનો કોટ ફાટેલો, પરંતુ સારી રીતે સાફ કરેલો હતો અને પહેરણુનો અભાવ છુપાવવાને માટે હડપચીપર્યંત તેને બટન ઘાલવામાં આવ્યાં હતાં ! રશિયામાંથી આવ્યા પછી તરુણુ પોએ હિંમત અને દૃઢતા ધારણુ કરીને થોડાજ સમયમાં દર્શાવી આપ્યું કે, તેને પતિત કરનાર દુરાચારને તેણે જીતી લીધો હતો !

એક યોદ્ધાની કબર પર આ શબ્દો કોતરવામાં આવ્યા છે:—
"સર્વ માણુસોએ જેની વાહવાહ કરવી જોઇએ એવો એક સૈનિક અહીંઆં સૂતો છે. તે સ્વદેશ અને વિદેશમાં ઘણાં યુદ્ધો લડયો છે; પરંતુ તેનું સર્વથી મહાનમાં મહાન યુદ્ધ દુરાચાર સામે હતું અને તેમાં પણુ તેને વિજય મળ્યો હતો."

ઇ. સ. ૧૮૬૦ માં અબ્રાહામ લિંકનને પ્રમુખપદ મળ્યું હતું તેટલા માટે કેટલાક લોકો એકઠા મળીને તેને અભિનંદન આપવાને સ્પ્રિંગફીલ્ડમાં આવેલા તેના ઘરમાં ગયા. આ વખતે તેણે પોતાના નોકરને એક દેગ ભરીને પાણી અને કેટલાક પ્યાલા લાવવાની આજ્ઞા કરી અને બોલ્યો કે "ઇશ્વરે, પીવાનો જે ઉત્તમોત્તમ પદાર્થ બનાવ્યો છે તે વડેજ આપણે એકબીજાની સલામતી લઇશું !"

પ્લેટો કહે છે કે "**પોતાની જાત પર વિજય મેળવવો એ મનુષ્યનો ઉત્તમોત્તમ વિજય છે.** પોતે પોતાની જાતથીજ પરાસ્ત થવું એ સૌથી વિશેષ શરમભરેલું અને ખરાબ છે."

આત્મસંયમ એ સમસ્ત સદ્ગુણોનો પાયો છે. જે ક્ષણે મનુષ્ય પોતાના મનોવિકારોને તાબે થાય છે તે ક્ષણુથી તે પોતાની નૈતિક સ્વતંત્રતાને તિલાંજલિ આપે છે.

વૉલ્ટર સ્કૉટ કહે છે કે "લોકોને આત્મસંયમ શીખવો અને તેમને તેમાંથી આનંદ મેળવવાનો માર્ગ દર્શાવો. આથી તેમને તમે સમર્થમાં સમર્થ વિચારકના આદર્શ કરતાં પણુ વિશેષ ઉત્તમ પ્રકારનું સુખ આપશો."

સ્ટોનવૉલ જૅકસને પોતાની બાલ્યાવસ્થામાંજ પોતાની પ્રત્યેક શારીરિક, માનસિક અને નૈતિક દુર્બળતાને જીતી લેવાનો નિશ્ચય કર્યો. તેણે પોતાની સમસ્ત શક્તિઓને મજબૂતીથી અંકુશમાં રાખી પોતાના મહાન આત્મશિક્ષણુ અને આત્મસંયમથી તેના પર વિજય મેળવ્યો. પોતાની જાતને ઋતુની જરા પણુ અસર ન થાય એવી

સખ્ત બનાવવાને માટે તેણે એવો દૃઢ નિશ્ચય કર્યો હતો કે, તેને ગમે તેટલું કહેવામાં આવે તોપણ તે શિયાળામાં ઓવરકોટ પહેરતો નહિ. તે કહેતો કે "હું ઠંડીને તાબે થઇશ નહિ." તેને અપચો થયો હતો તેથી એક વર્ષ સુધી તેણે છાશ અને લૂખા રોટલા પર નિર્વાહ કર્યો હતો; અને તેના વૈદ્યે તેને શરીર પર ભીનું પહેરણ પહેરવાની જે સલાહ આપી હતી તે વાતને પ્રત્યેક જણે હસી કાઢવા છતાં પણ તેણે અમલમાં મૂકી હતી. આ વખતે તે વર્જિનિયા મિલિટરી ઈન્સ્ટિટયૂટ( વર્જિનિયા સૈનિક સંસ્થા )માં અધ્યાપક તરીકે કામ કરતો હતો. તેના વૈદ્યે તેને નવ વાગે સૂઈ જવાની સલાહ આપી હતી; આથી તે ગમે ત્યાં હોય કે તેની આગળ ગમે તે માણુસ બેઠેલું હોય તોપણ તે હમેશાં બરાબર તેજ વખતે સૂઇ જતો. આ સખ્ત નિયમને તે મરણપર્યંત અનુસર્યો હતો. આવું આત્મશિક્ષણ—આવો **આત્મવિજય મનુષ્યને બીજાઓ પર મહાન સત્તા આપે છે અને તેની કિંમત મહાન બુદ્ધિમત્તાના જેટલીજ છે.**

આપણા ભિન્ન ભિન્ન ગુણોનું વર્ગીકરણ કરી તેની યોગ્યતાનુસાર તેના ટકા ( માર્ક ) મૂકવાની ટેવ પાડવાથી આપણને લાભ થાય છે. આથી જેને ઓછામાં ઓછા ટકા મળ્યા હોય તે ગુણ હમેશાં આપણી નજર આગળ તરતો રહે છે અને તેથી આપણે તેને ઉન્નત અથવા મજબૂત કરવાનો પ્રયત્ન કરવાને શક્તિમાન થઇએ છીએ. ધારો કે, એક માણુસનો દૃઢમાં દૃઢ ગુણ તેનો ઉદ્યોગ છે તો તેના સો માર્ક મૂકો. ધારો કે, તેની શારીરિક હિંમત પચાસ માર્કને પાત્ર છે; તેની નૈતિક હિંમત પોણોસો માર્કને પાત્ર છે; તેનો મિજાજ પચીસ માર્કને લાયક છે અને તેનો આત્મસંયમ માત્ર દશ માર્કનેજ લાયક છે. હવે આવા દુર્બળ આત્મસંયમની સાથે જો જુસ્સાદાર મનોવિકારોનો યોગ થયો હોય તો તેજ તેના નાશનું કારણ થઇ પડશે; એટલા માટે તેણે એને દુર્બળમાં દુર્બળ ગુણની પંક્તિ પરથી સબળમાં સબળ ગુણની કોટિ પર ચઢાવવાનો પ્રયત્ન કરવો જોઇએ. જો આપણે પ્રતિદિન અથવા પ્રત્યેક અઠવાડીએ આ ગુણોનું કોષ્ટક બનાવીએ અને પ્રત્યેક ગુણનો વિકાસ તથા સંકોચ તપાસી તેની લાયકાત અનુસાર માર્ક મૂકીએ તો દરરોજ આપણને બે ત્રણ મિનિટજ લાગે. જો તમે પ્રમાણિકપણે સખ્ત પરિશ્રમ કર્યો હોય તો ઉદ્યોગના સો માર્ક મૂકો. જો તમે તમારો મિજાજ ખોઈ દીધો હોય અને તેને પરિણામે

આત્મસંયમનો ત્યાગ કરી તમારી જાતને મૂર્ખ બનાવી હોય તો તેના થોડાકજ માર્ક મૂકો. આથી તમને એ ગુણને ઉન્નત કરવાનો પ્રયત્ન કરવાને ઉત્તેજન મળશે. જો તમને ક્રોધ ચઢયો હોય તો તમારા મિજાજની લાયકાત પ્રમાણે માર્ક મૂકો અને પ્રયત્ન કરી ક્રમે ક્રમે ક્રોધમાંથી તમારી જાતને મુક્ત કરો. જ્યાં તમારે બહાદૂર થવું હોય ત્યાં જો તમે બીરુ થયા હો; જ્યાં તમારે નિશ્ચલ થવું જોઇએ ત્યાં તમે જો ચંચલચિત્તના બન્યા હો; જ્યાં તમારે સત્ય વદવું જોઇએ ત્યાં જો તમે અસત્ય બોલ્યા હો; જ્યાં તમારે શાણા થવું જોઇએ ત્યાં જો તમે મૂર્ખ બન્યા હો; જ્યાં તમારે રોકડું પરખાવવું જોઇએ ત્યાં જો ગોળગોળ બોલ્યા; જ્યાં તમારે ન્યાયી થવું જોઇએ ત્યાં તમે જો અન્યની ભૂલ અને દુર્ભાગ્યનો લાભ લીધો હોય; જ્યાં તમારે પ્રમાણિક થવું જોઇએ ત્યાં જો તમે અપ્રમાણિક થયા હો; જ્યાં તમારે ધૈર્ય ધારણ કરવું જોઇએ ત્યાં જો તમે અધીરાઈને વશ થઇ ગયા હો; જ્યાં તમારે આનંદી થવું જોઇએ ત્યાં જો તમે મોઢું ચઢાવ્યું હોય; તો તે સર્વની લાયકાત પ્રમાણેજ તે પ્રત્યેકના માર્ક મૂકો. આથી તમને ચારિત્ર્યરચનામાં મોટી સહાય મળશે.

મનુષ્ય જ્યારે પોતાના સ્વરૂપને ઓળખે છે ત્યારે પ્રકૃતિની ગુહ્યતા અને તેના ભયો તેનામાંથી અદશ્ય થઇ જાય છે. "તારી જાતને ઓળખ" એની સાથે "તારી જાતને સહાય કર" એનો યોગ થતાંવેંતજ સફળતાનો માર્ગ ખુલ્લો થઇ રહે છે.

**તમારી દુર્બળતાથી સાવધ રહેજો.** અનીતિ પોતાનું અરધો અરધ બળ તો પોતાનો ભોગ થઈ પડેલા મનુષ્યોની દુર્બળતામાંથીજ મેળવ્યા કરે છે. શું તમારો સ્વભાવ ક્રોધી અને આકરો છે ? જો તેમ હશે તો પાણીના બંધમાંના ઉંદરના દરની પેઠે અનેક વર્ષોના તમારા કામ પર તે પાણી ફેરવશે. ક્રોધપૂર્વક બોલાયેલા એકાદ શબ્દથી પણ કોઈ કોઇ વાર એવો ટંટો જાગે છે કે જે લાંબા સમય સુધી શાંત થઇ શકતો નથી. માત્ર એકજ ક્રોધી શબ્દથી ઘણા મિત્રો દૂર થાય છે.

એક ક્વેકરપંથીએ પોતાના ધૈર્યથી એક વ્યાપારીને વશ કર્યો હતો. તેને પેલા વ્યાપારીએ પૂછયું કે "મારી ગાળ સહન કરવાને તમે શી રીતે શક્તિમાન થયા ?" તેણે પ્રત્યુત્તર આપ્યો કે "ભાઇ ! હું તે તને કહીશ. મારો સ્વભાવ તારા જેવોજ ગરમ અને ક્રોધી હતો. મેં જોયું કે, ગુસ્સે થયેલા માણસો હંમેશાં મોટેથી બરાડા પાડે છે તેથી મેં ધાર્યું કે, જો હું મારા અવાજને કાબુમાં લાવી

શકું તો હું મારા ક્રોધને દાબી દેવાને શક્તિમાન થાઉં. અંતે મેં મારા અવાજને અમુક મર્યાદાથી કદી પણ ઉંચો નહિ જવા દેવાનો નિશ્ચય કર્યો અને આ નિયમનું સંભાળપૂર્વક પાલન કરીને ઈશ્વરની કૃપાથી મેં મારા સ્વાભાવિક અવાજને સંપૂર્ણ રીતે કાબુમાં આણ્યો છે." બેંક ઑફ ઇંગ્લાંડવાળા મિ૰ ક્રિસ્ટમસ જણાવે છે કે "ઘણા ખરાબ સંયોગોમાં પણ આત્મસંયમ કરી શકવાની ચાવી હું મહાન પિટ્ટની પાસેથી શીખ્યો હતો. નવથી ત્રણ વાગ્યા સુધી હું બેંકમાં રહું છું, તે દરમિયાન હું કદી પણ મારો મિજાજ ખોતો નથી."

જ્યારે સૉક્રેટિસને અપ્રસન્નતાનું કોઇ સખ્ત કારણ મળતાં પોતાના મનમાં ક્રોધ ચઢવાનો જરા પણ સંભવ જણાતો ત્યારે તે પોતાની અપ્રસન્નતાની વિરુદ્ધમાં ધીમેથી બોલીને તેનું દમન કરતો. જો તમારા હૃદયમાં ક્રોધ ઉત્પન્ન થયેલો તમને જણાય તો તમે તમારૂં મુખ બંધ રાખજો. જો એમ નહિ કરો તો તમારો ક્રોધ વૃદ્ધિંગત થશે. ઘણા માણસો ક્રોધથી મરણ પામ્યા છે. ક્રોધ રોગને ઉત્પન્ન કરે છે. "દેવો જેનો નાશ કરવા માગે છે તેને પ્રથમ તેઓ ઉન્મત્ત બનાવે છે." વેબ્સ્ટર કહે છે કે "શાંત રહો, ક્રોધ એ કાંઇ દલીલ નથી." જ્યૉર્જ હર્બર્ટ કહે છે કે "વાદવિવાદ કરતી વખતે શાંત રહેજો. કારણ કે ક્રોધ **એ ભૂલને દોષ બનાવે છે અને સત્યને અવિવેક બનાવે છે."**

એક દુર્બલ મનુષ્ય પ્રત્યે ક્રોધ કરવો, એ તો તમે પણ સબલ નથી એમ સાબિત કરવા સમાન છે. પાઇથાગોરસ કહે છે કે **"મૂર્ખાઈની સાથે ક્રોધનો આરંભ થાય છે અને પશ્ચાત્તાપની સાથે તેનો અંત આવે છે."** એક માણસની લાગણીઓનું દમન કરવાની શક્તિ ઉપરજ તેના બળનું માપ કરવું જોઈએ.

ડી લિયોન નામના એક સુપ્રસિદ્ધ સ્પૅનિશ કવિને રોમન કૅથોલિક પંથ પ્રત્યેના વિરોધને લીધે અનેક વર્ષો સુધી કારાગૃહવાસ ભોગવવો પડયો હતો. તેણે બાઇબલનો કેટલોક ભાગ પોતાની માતૃભાષામાં અનુવાદિત કર્યો હતો, તે માટે તેને પ્રકાશ વિનાની એક ભયાનક કોટડીમાં પૂર્યો હતો. કેટલાંક વર્ષ પછી તેને મુક્ત કરી તેની અધ્યાપકની જગ્યા તેને પાછી આપવામાં આવી. તે પોતાના કારાગૃહનિવાસ સંબંધે શું કહે છે તે સાંભળવાને માટે તેના પ્રથમ ભાષણના પ્રસંગે લોકોનો મોટો સમુદાય એકઠો થયો; પરંતુ પાંચ વર્ષ પૂર્વે અતિ ક્રૂર રીતે તે મહાપુરુષના આખ્યાનને જ્યાંથી અધૂરૂં રાખવામાં આવ્યું હતું ત્યાંથીજ તે શરૂ થયું તે

પ્રારંભમાં આ શબ્દો બોલ્યો હતો: "હેરિ ડિસ્સેર્મસ-" ( કાલે મેં જણાવ્યું હતું કે—)

જે માણુસો પોતાના મનમાં જે પણુ વિચાર આવી જાય તે પ્રમાણેનો લવારો કરવા મંડી પડે છે તેમને આત્મસંયમનો ઉપલો સુપ્રસિદ્ધ દાખલો કેવો સરસ બોધ આપે છે!

ભારે અપમાન થયા પછી માત્ર જરા ફિક્કા પડી, પોતાના ધ્રૂજતા હોઠ દાબી, શાંતિપૂર્વક ઉત્તર આપનાર એકાદ માણુસને તમે કદી જોયો છે? મનોવ્યથા દાબી દઇ, આત્મસંયમ કરી નક્કર પાષાણુમાં કોતરી કાઢેલા પૂતળાની પેઠે ઉભા રહેનાર એકાદ માણુસને તમે કદી જોયો છે? પ્રતિદિન અત્યંત સંકટ સહન કરવા છતાં પોતાનું દુઃખ જગતને નહિ જણાવનાર કોઇ માણુસને તમે કદી જોયો છે? તેવા માણુસનેજ ખરો બળવાન માણુસ ગણજો. "જે માણુસ ક્રોધી સ્વભાવ ધરાવવવા છતાં પણુ શાંત રહી શકે છે, **જે માણુસ અતિ ઉગ્ર સ્વભાવનો હોવા છતાં પણુ પોતાના મિજાજને કાબુમાં રાખીને ક્ષમા કરે છે તે બળવાન વીર પુરુષ છે."**

ટૉરિજિયાનો નામના માણુસે ક્રોધોન્મત્ત બની યુવાન માઇકલ ઍન્જેલોને માર્યો ત્યારે તે તેના પ્રત્યે બોલ્યો કે "માત્ર મારૂં નાક તોડી નાખનાર માણુસ તરીકે લોકો તને સંભારશે." તેનો સ્વભાવ ઉગ્ર હતો તોપણુ તેણે કેવો સરસ આત્મસંયમ દર્શાવ્યો!

ધયર્ડ લિ વિલ્મૉટ બોલ્યો: "તમે પૂછો છો કે એક મોટી હાનિને માટે ક્રોધ કરવો એ વીરોને ઉચિત કાર્ય છે કે નહિ? હું ઉત્તર આપું છું કે, તે માટે ક્રોધ કરવો એ વીરોચિત કાર્ય છે; પરંતુ તે માટે ક્ષમા કરવી એ દેવોચિત કાર્ય છે!"

જે માણુસ નીચ મશ્કરી અને નિંદક શબ્દને પોતાના હોઠ પર આવવા પહેલાંજ મારી નાખી શકે છે અને ઠપકા, તહોમત, ધૃણા તથા તિરસ્કારની વચ્ચે–હૃદયમાં ક્રોધ હોવા છતાં પણુ–શાંતિ જાળવી રહે છે તે માણુસે પોતાની વાચાને જીતી લીધી છે. **"જે ગુસ્સેજ થઇ શકતો નથી તે તો નિર્માલ્ય મનુષ્ય છે; પરંતુ જે જાણી જોઇને ગુસ્સે થતો નથી તે શાણો મનુષ્ય છે."**

મહાન પિટરે ઇ. સ. ૧૭૨૨માં એક એવો કાયદો ઘડયો હતો કે, જે અમીર પોતાના ગુલામને મારે તેને ગાંડો ગણુવો અને તેના શરીર તથા સંપત્તિની સંભાળ લેવાને માટે એક સંરક્ષક નીમવો. આ મહાન રાજાએ એક વાર પોતાના માળીને માર્યો; જેથી તે બિચારો

પથારીવશ થયો અને મરણ પામ્યો. પિટરે જ્યારે આ વાત સાંભળી ત્યારે તે પોતાની આંખમાં આંસુ લાવીને પોકારી ઉઠયો કે "અફસોસ! મેં મારી પ્રજાને સુસંસ્કૃત કરી છે; મેં બીજી પ્રજાઓને જીતી છે; પરંતુ હું મારી જાતને સંસ્કૃત કરવાને કે જીતવાને શક્તિમાન થયો નથી!" આ રાજા એક વાર દારૂના નિશામાં ઍડમિરલ લિ ફૉર્ટ પર તરવાર લઇને ધસી ગયો હતો. લિ ફૉર્ટે મહાન મનઃસ્થૈર્ય સહિત તરવારના પ્રહારને માટે પોતાની છાતી ખુલ્લી કરી. આથી પિટર શાંત થયો અને પાછળથી તેણે લિ ફૉર્ટની ક્ષમા માગી. પિટર બોલ્યો કે "હું મારા દેશને સુધારવાનો પ્રયત્ન કરૂં છું, પરંતુ અદ્યાપિ હું મારી જાતને સુધારવાને શક્તિમાન થયો નથી!" ખરેખર આત્મ-વિજય એજ મનુષ્યનો અંતિમ અને મહાનમાં મહાન વિજય છે.

એક સુપ્રસિદ્ધ ડૉક્ટર ખાત્રીપૂર્વક જણાવે છે કે, અત્યંત પરિશ્રમ કરવો; શરદી અને ઠંડીમાં ઉઘાડા રહેવું; પૂરતા પ્રમાણમાં આવશ્યક અને પુષ્ટિકારક ખોરાક ન લેવો; હમેશાં ખરાબ બિછાના પર સુવું; આળસુ બનવું અને દારૂ પીવો; આ સર્વ પણ માનવ-જીવનના ભયંકર દુશ્મનો હોવા છતાં તીવ્ર અને નિરંકુશ ક્રોધના જેવો ખરાબ શત્રુ તો તેમાંનો એક પણ નથી. ઉપરોક્ત શત્રુઓ વિદ્યમાન હોવા છતાં પણ ઘણાં સ્રીપુરુષો વૃદ્ધાવસ્થાને પ્રાપ્ત થયાં છે; પરંતુ ક્રોધી માણસો વૃદ્ધાવસ્થા સુધી જીવ્યાં હોય એવાં દષ્ટાંતો વિરલ છે.

ઑલિવર ક્રૉમ્વેલ ચાલીસ વર્ષનો થયો ત્યાં સુધી તેને યુદ્ધ-કળાનું લેશ પણ જ્ઞાન ન હતું; પરંતુ ત્યાર પછી તે એક એવી નવી સેના એકત્રિત કરવાને શક્તિમાન થયો, કે જે શત્રુઓનો સંપૂર્ણ સંહાર કર્યા વિના યુદ્ધભૂમિમાંથી પાછી ફરતી ન હતી; અને એવા પરાક્રમી સૈનિકોની એ સેના બનેલી હોવા છતાં પણ જ્યાં ઉત્તમ રાજ્યવ્યવસ્થા સ્થાપિત થઇ કે તરતજ તેમાંના સર્વ સૈનિકો પોતપોતાનો મૂળનો ધંધો કરવાને ચાલ્યા ગયા! ક્રૉમ્વેલનો પ્રત્યેક સૈનિક શાંતિના સમયમાં ઉદ્યોગ, ડહાપણ અને નિયમપૂર્વક પોતાનો ધંધો કરતો હતો. આ સર્વ ક્રૉમ્વેલના આત્મશિક્ષણનુંજ પરિણામ હતું; તેનાજ જીવનનું અનુકરણ તેના સૈનિકો કરતા હતા.

આપણે પણ જો આત્મસંયમ કરવાનો સ્વભાવ પાડી દઇએ તો તેથી આપણને કેવી મધુર શાંતિ મળે! અચાનકજ અત્યંત ક્રોધ કરવાનું કારણ મળ્યું હોય તે છતાં પણ મનુષ્ય મૌન ધારણ કરે અથવા શાંતિભરેલા સ્મિતની નીચે તેને દબાવી દે તો તેને

પોતાની જાત પર કેટલો બધો અંકુશ મળે!

સત્ય અને નીતિનો બોધ આપતી વખત; પોતાનો ન્યાય કરનાર ભ્રષ્ટ ન્યાયાધીશોને પ્રત્યુત્તર આપતી વખત; મોતની શિક્ષા સાંભળતી વખત અને વિષનો પ્યાલો પીતી વખત સૉક્રેટિસ કેવો શાંત, સ્થિર, અડગ અને નિર્ભય રહ્યો હતો!

મગજશક્તિ હોવી એ મોટી વાત છે; પરંતુ તેને અંકુશમાં રાખવાની શક્તિ હોવી એ તેથી પણ મોટી વાત છે. ડ્યૂક ઑફ વેલિંગ્ટનનો સ્વભાવ અત્યંત ક્રોધી હોવા છતાં પણ તે પોતાની જાતને અંકુશમાં રાખવાની મહાન શક્તિ ધરાવતો હતો. તે જાણતો હતો કે, એક ભયંકર યુદ્ધ મારા મસ્તક પર ઝઝૂમી રહ્યું છે; તોપણ તે ઇ. સ. ૧૮૧૫ ના જૂનની ૧૬ મી તારીખના પ્રાતઃકાળના લગભગ ત્રણ વાગ્યા સુધી રિચમંડની ડચેસને ઘેર થતા નાચમાં ઘણા ખુશમિજાજ સહિત રહ્યો હતો. વૉટર્લૂના રણક્ષેત્રમાં અત્યંત બારીકીના પ્રસંગે જરા પણ ઉશ્કેરાયા વિના તે આજ્ઞા ફરમાવ્યે જતો હતો.

જેના અને ઑરસ્ટૅટના ભયંકર યુદ્ધને માટે વ્યવસ્થા કર્યા પછી નેપોલિયન લગભગ અર્ધી રાત્રે પોતાના તંબુમાં ગયો અને મૅડમ કૅમ્પાનની મહિલાશાળાને માટે અભ્યાસક્રમ અને નિયમાવલી ગોઠવવાને માટે શાંતિપૂર્વક બેઠો! સેન્ટ જરટ કહે છે કે **"શાંત થાઓ, એટલે તમે સર્વ માણસો પર સત્તા ચલાવશો."**

માસિન્જર કહે છે કે **બીજાઓ પર સત્તા ચલાવવાની ઇચ્છા હોય તેણે પ્રથમ પોતાની જાતને વશ રાખવી જોઇએ.**

જે માણસે પોતાની જાતને વશ કરી છે; જે માણસે પોતાની જાતને જીતી છે તે પોતાના મનોવિકાર, પોતાના સંયોગો, પોતાના ધંધા અને પોતાની વાણી પર કાબુ મેળવે છે. આત્મસંયમ એ એક એવો સેનાપતિ છે કે જે અશિક્ષિત યોદ્ધાઓના ટોળાને શિક્ષિત સેનામાં ફેરવી નાખે છે. જે માણસ આત્મસંયમ કરી જાણે છે તે પોતાની જાતનો સદુપયોગ કરી જાણે છે. મનુષ્યજાતિ હમેશાં શિક્ષણ મેળવે છે. આપણા ધંધાઓ, આપણી મુશીબતો, આપણાં વિઘ્નો અને આપણી નિરાશાઓનો જો સદુપયોગ કરવામાં આવે તો તેઓ, આપણને આત્મસંયમ શીખવનાર મહાન શિક્ષકો નીવડે. જે માણસ પોતાની જાતનો સ્વામી હોય છે તે વૈતરું કર્યા કરનારો ગુલામ બનશે નહિ; પરંતુ તે પોતાનું કામ હમેશાં આગળથી કરી રાખશે. જે દ્રવ્ય અથવા મોટા દરજ્જા કરતાં પણ અધિક મૂલ્યવાન છે તેને એ પોતાના કુટુંબ પાસેથી ખુંચવી લેશે નહિ. તે પોતાના

ધંધાનો ગુલામ બનશે નહિ અથવા પોતાના સંયોગોની દયા પર રહેશે નહિ. તેના નિયમો અને તેની પ્રણાલીઓ તેને ચમત્કારિક કાર્યો કરવાને શક્તિમાન કરશે અને તે છતાં પણ તેને આત્મવિકાસને માટે અવકાશ આપશે. જે માણુસ પોતાની જાતને અંકુશમાં રાખે છે તે કામને માટે જીવતો નથી પણ જીવવાને માટે કામ કરે છે.

મહાન આત્મસંયમી, પુષ્કળ વિચાર કરનાર અને થોડું બોલનાર, આત્મશ્રદ્ધા ધરાવનાર અને સ્થિર ચિત્તવાળો મનુષ્ય, દુર્બળ ઇચ્છા ધરાવનાર અને હમેશાં અનિશ્ચિત તથા ચંચલ મનવાળા મનુષ્ય કરતાં હજારગણો વજનદાર હોય છે.

જો એક માણુસમાં આત્મસંયમનો અભાવ હોય તો તેનામાં સર્વ ગુણોનો અભાવ હોય એમ લાગે છે. આત્મસંયમ વિના તેનામાં ધૈર્ય આવી શકતું નથી. પોતાની જાતને અંકુશમાં રાખવાની શક્તિ આવી શકતી નથી; તેનામાં આત્મશ્રદ્ધા આવી શકતી નથી; કારણ કે તે હમેશાં પોતાના પ્રબલમાં પ્રબલ મનોવિકારની દયા પર જીવતો હોય છે. જો તેનામાં આત્મસંયમનો અભાવ હોય તો તેનામાં ચારિત્ર્યના મૂળ સત્ત્વ અને સામર્થ્યનો પણ અભાવજ હોય છે.

નિયમબદ્ધતા કે જે શિક્ષણુનું મુખ્ય લક્ષણુ છે તે કેવળ મનુષ્યની માનસિક શક્તિઓ પર પ્રાપ્ત કરેલો અંકુશ છે. આ નિયમબદ્ધતા સિવાય કોઇ પણુ મનુષ્ય દૃઢ અને ખરો વિચારક થઇ શકતો નથી. મિસિસ ઑલિફન્ટ જણાવે છે કે "મારી આગળ સાબીત કરી બતાવો કે, તમે તમારી જાતને અંકુશમાં રાખી શકો છો, તોજ હું કહીશ કે તમે એક શિક્ષિત મનુષ્ય છો. એના વિના બીજું બધું શિક્ષણુ પ્રાયઃ નિરૂપયોગી છે."

સૉક્રેટિસની પત્ની ઝાન્થિપ અત્યંત તરંગી અને ક્રોધી સ્વભાવની હતી. એક વાર તે સ્ત્રીએ ક્રોધમાં આવી જઇ સૉક્રેટિસ પર ગાળો વરસાવવામાં ક્યાશ રાખી નહિ. ત્યાર પછી તે ધીર, ગંભીર સૉક્રેટિસ ઘરમાંથી નીકળી બહાર આંગણામાં બેઠો. તેની શાંત અને નિશ્ચિંત મુખમુદ્રા જોઇ એ બાઇનો ક્રોધ ઉલટો વધી ગયો અને તેણે માળ પર દોડી જઇને સૉક્રેટિસના મસ્તક પર પાણીનો એક ઘડો ઢલવી દીધો! આ જોઇ તે માત્ર હસીને બોલ્યો કે "આટલી બધી ગર્જના થાય તો પછી વરસાદનું એકાદ ઝાપટું પણ પડવુંજ જોઇએ!" તેનો મિત્ર આલ્સિ બાયાડિસ તેની સાથે તેની સ્ત્રીના સંબંધમાં વાત કરતાં બોલ્યો કે "હું અચંબો પામું છું કે, નિરંતર તેની ગાળો સહન કરીને તમે તેની સાથે એક ઘરમાં શી રીતે રહી શકો છો!" તેણે પ્રત્યુત્તર

આપ્યો કે "હું તેની ગાળોથી એટલો ટેવાઇ ગયો છું કે રસ્તામાં ચાલતી ગાડીઓના અવાજથી મને જેટલો સંતાપ થાય, તેથી જરા પણ વધુ સંતાપ મને એ ગાળોથી થતો નથી !"

કેટલા બધા માણસોની ચારિત્ર્યરૂપી સાંકળમાં એક નબળી કડી હોય છે ! તેમની સત્યવાદિતા, નમ્રતા, વિશ્વાસપણું, મિજાજ, પવિત્રતા, નિર્વ્યસન, હિંમત અને ઉદ્યોગની કડીઓમાંની એકાદ વધારે દુર્બલ હોય છે; અથવા તેમનામાં બીજી કોઈ દુર્બલતા હોય છે તેથીજ તેઓ નિષ્ફળ થાય છે. જે માણુસને સફળ થવાની ઇચ્છા હોય તેણે પોતાની સમસ્ત શક્તિઓને સંપૂર્ણ રીતે અંકુશમાં રાખવી જોઇએ અને તેઓ તેની ઇચ્છાને અધીન થાય ત્યાં સુધી તેમને સખત રીતે નિયમબદ્ધ કરવી જોઇએ.

જગતને જીતવાને બહાર પડનાર એક યુવક પોતેજ જો પોતાના મનોવિકારની દયા પર જીવતો હોય તો તેને કેટલી સફળતા મળશે તેનો વિચાર કરો ! જે વસ્તુઓ તેની દાસી હોવી જોઇએ તેનો તે જ્યારે દાસાનુદાસ બની જાય છે ત્યારે તે ઉભો થઇને જગતની સામે જોઈ શકતો નથી. **જે માણુસ અન્યને અનુસરે છે તે અન્યોને પોતાના અનુયાયી બનાવી શકતો નથી.** જે માણુસ પોતાનો સ્વામી હોતો નથી તેના જીવનને બીજું કોઈ પણ નિશ્ચિતપણું અને દિશા આપી શકતું નથી. એક સિવાયની સઘળી વૃત્તિઓ, મનોવિકારો અને દુર્બળતાઓને તેણે જીતી લીધી હોય તોપણુ તે ગુલામજ છે. સૌથી મોટી દુર્બળતા ચારિત્ર્યબળનું માપ કરે છે.

મહાનમાં મહાન પ્રાચીન તત્ત્વવેત્તાઓમાંનો એક (સેનેકા) કહેતો કે "પ્રતિદિન રાતના સમયે આપણે આપણી જાતની પાસેથી હિસાબ લેવો જોઇએ. આપણે આપણા મનને પૂછવું જોઇએ કે, આજે મેં કયી દુર્બળતાને જીતી લીધી છે ? આજે હું કયા મનોવિકારની સામે થયો છું ? આજે મેં કયા પ્રલોભનની સામે બાથ ભીડી છે ? આજે મેં કયો સદ્‌ગુણ પ્રાપ્ત કર્યો છે ?" અને વળી તે સંપૂર્ણ સત્ય વાત કહે છે કે **"જો દરરોજ આપણા દુર્ગુણોની તપાસ લેવામાં આવે તો તે એની મેળેજ નાશ પામશે."**

જો તમે પહેલવહેલાં **તમારા ક્રોધને કાબુમાં ન લાવી શકો તો તમારી જીભને અંકુશમાં લાવતાં શીખો.** આપણી જીભ સેવક તરીકે ઉત્તમ છે, પણ સ્વામી તરીકે બહુ સખત છે.

પાંચ શબ્દો બોલવાથી ઝૅર્કરિયસને ચાલીસ અઠવાડિયાં સુધી મૌન ધારણ કરવાની ફરજ પડી હતી ! ઘણા માણસો એવા હોય છે,

કે જેઓ જો માત્ર પોતાની જીભને અંકુશમાં રાખી શકે તો તેમની એની એજ જીભ મોટા મોટા જનસમુદાય પર સત્તા ચલાવે. પુષ્કળ મદ્યના સેવનની પેઠે ક્રોધ આપણા સત્ય સ્વરૂપને આપણી જાતથી છુપાવી દે છે; ઉપરાંત તેને લોકોના ઉપહાસનું સાધન પણ બનાવે છે.

સેનાધિપતિ વૉન મૉલ્ટ્કે કે જે ઓગણીસમી સદીનો સંભવતઃ મહાનમાં મહાન રણપંડિત હતો તે તેની બીજી શક્તિઓના પાયારૂપ પોતાની જીભને પણ અંકુશમાં રાખવાની શક્તિ ધરાવતો હતો. એક તરુણ માણસ સૉક્રેટિસ પાસે વક્તૃત્વકલા શીખવાને ગયો. એ તેની આગળ એટલો બધો લવારો કરવા મંડયો કે સૉક્રેટિસે તેની પાસે બમણું લવાજમ માગ્યું. એ તરુણે પૂછ્યું: "મારી પાસેથી બમણું લવાજમ કેમ લો છો ?" તે મહાન વક્તા બોલ્યો કે "કારણ કે મારે તમને બે શાસ્ત્રો શીખવવાં પડશે. એક તો જીભને બંધ રાખવાનું અને બીજું ભાષણ કરવાનું !" આમાંનું પહેલું શાસ્ત્ર અધિક કઠિન છે.

આપણે જ્યારે ખફા અથવા ગુસ્સે થયા હોઈએ કિંવા આપણને કોઈએ કંટાળો આપ્યો હોય ત્યારે મૌનજ ધારણ કરવું હિતકર છે; એટલી વાત જો લોકો સ્મરણમાં રાખે તો તેમના અર્ધા સંતાપો ઓછા થઈ જાય.

આપણી અપૂર્ણ દશામાં-આપણી શક્તિ જ્યારે ઘટી ગઈ હોય ત્યારે-એક વિસાત વગરની વાતથી ગુસ્સે થવું અથવા ઉશ્કેરાઈ જવું એ કદાચ સ્વાભાવિક છે; પરંતુ આપણને જે ગુસ્સો ઉત્પન્ન થયો હોય તે આપણે વાણીમાં શા માટે ઉતારવો જોઈએ ? વાણી એક વાર બોલવામાં આવી એટલે તેનું સ્મરણ થયા કરે છે. તે પાકેલા ગુમડાની પેઠે વેદના કરે છે અથવા વિષમય શરની પેઠે ડંખે છે. જો એકાદ બાળક રોતું હોય અથવા એકાદ મિત્ર સ્વચ્છંદપણે વર્તતો હોય કે એકાદ નોકર આજ્ઞા પાળતો ન હોય તો સંભાળપૂર્વક બોલજો. જ્યારે તમને ક્રોધ ચઢયો હોય તે સમયે તમે બોલશો નહિ, કારણ કે તે સમયે તમે અવશ્ય વધારાપડતું બોલી દેશો-અશાંતિના સમયમાં તમને ન રુચે એવું અને પશ્ચાત્તાપ થાય એવું બોલી દેશો. જ્યાં સુધી તમે શાન્ત, સ્વસ્થ અને સ્થિર ન થાઓ ત્યાં સુધી બિલકુલ બોલશો નહિ.

"બોલવામાં ઉતાવળો હોય એવા કોઈ પણ માણસે કદી પણ સફળતા મેળવી છે ? એક મૂર્ખ માણસ કરતાં પણ તેને સફળતા મળવાની ઓછી આશા છે."

ઝિમરમૅન કહે છે કે "ઉદ્ધતાઈ, નીચતા અથવા ઈર્ષ્યામાંથી

ઉત્પન્ન થતા સઘળા વિરોધનો ઉત્તમોત્તમ પ્રત્યુત્તર 'મૌન' છે."

એમર્સન સત્યજ કહે છે કે "મૌન એ શક્તિની મુખ્ય ચાવી છે." "જે માણુસ માત્ર થોડુંજ બોલે છે તેને પ્રત્યેક વસ્તુ અનુકૂળ હોય છે. લોકો ધારે છે કે તે એક ઉત્તમ માણુસ છે; અને વાસ્તવમાં જો તે પૂરેપુરો મૂર્ખ ન હોય તો લોકો ખરેખર તેને અતિ ઉચ્ચ કોટિનો માની લે છે." મૌન ધારણુ કરવાની કલામાં "ગ્રાન્ટ" બહુ પ્રવીણુ હતો.

પોતાની જાતને અંકુશમાં રાખનારા માણુસો સ્થિર વૃત્તિના હોય છે. એક નોકર ડૉ૰ લૉસનના અભ્યાસગૃહમાં દોડી ગયો અને ગભરાતો ગભરાતો બોલ્યો કે "સાહેબ! ઘરમાં આગ લાગી છે!" તે અધ્યાપકે પોતાના હાથમાંના પુસ્તકમાંથી નજર સરખીયે ઉંચી ન કરી અને નીચું જોઇનેજ બોલ્યો કે "જઇને તારી શેઠાણીને એ વાતની ખબર આપ. તું જાણે છે તો ખરો કે, ગૃહ સંબંધી વાતમાં હું ધ્યાન આપતો નથી!"

ઝેનોફન કહે છે કે, એક સમયે ઇરાનના રાજકુમારોને રાજ્યના ચાર ઉત્તમોત્તમ માણુસો શિક્ષણુ આપતા હતા. (૧) ડાહ્યામાં ડાહ્યો માણુસ ડહાપણુ શીખવતો, (૨) બહાદૂરમાં બહાદૂર માણુસ વીરતા શીખવતો, (૩) પ્રમાણિકમાં પ્રમાણિક માણુસ નીતિ શીખવતો અને (૪) સૌથી વિશેષ ગંભીર વૃત્તિનો માણુસ આત્મસંયમ શીખવતો. પુરુષોત્તમ શ્રીકૃષ્ણુ ભગવાનના જીવનમાં અને હજરત ઇસા(ઇસુ ખ્રિસ્ત)-ના જીવનમાં તે સર્વનો સમાવેશ થાય છે. એ બંને મહાત્માઓ તેનું મૂર્તિમંત સ્વરૂપ છે. સૅમ્યુઅલ જે. મે કહે છે કે "દારૂનો ઉપયોગ બંધ કરવામાં થોડો ભોગ આપવો પડતો હોય તો અન્ય માણુસોને ખાતર તેમ કરો; જો એમ કરવામાં મોટો ભોગ આપવો પડતો હોય તો તમારે પોતાને ખાતર તેમ કરો." આત્મસંયમ કરવાથી રાજા બની શકે એવા કેટલા બધા માણુસો, ક્લિયોપેટ્રાએ મોતી પીગળાવીને નાખ્યાં હતાં તેના કરતાં પણુ વિશેષ મોંઘા દારૂના પ્યાલા ઉઠાવીને પોતાનાં માન, કીર્તિ અને દ્રવ્યનો નાશ કરે છે!

અનુભવ દર્શાવી આપે છે કે, જગતની બીજી કોઇ પણુ વસ્તુ કરતાં દારૂ, અધિક ત્વરાથી મનુષ્યની આત્મસંયમ કરવાની શક્તિનો નાશ કરે છે. મદ્યપાનથી મહાન શારીરિક હાનિ થાય છે; પરંતુ તે દ્વારા જે નૈતિક હાનિ થાય છે તેની આગળ શારીરિક હાનિ તો કંઈ હિસાબમાંજ નથી. મદ્યપાનથી મનુષ્યની બુદ્ધિ ભ્રષ્ટ થાય છે; તે અવશ્ય દુરાચાર અને અપરાધ કરવાને પ્રવૃત્ત થાય છે અને અંતે

નષ્ટ થાય છે. મદ્યસેવક, મૂર્ખ બની પોતાની જાતને સેતાનના હાથમાં સોંપી દે છે અને તે અલ્પ સમયમાં નીચ અથવા અત્યંત મૂર્ખાઈ-ભર્યાં કાર્યો કરવાને પ્રવૃત્ત થાય છે.

દુર્વ્યસનનિષેધની પ્રતિજ્ઞા પર જૉન. બી ગફે ધ્રૂજતા હાથે સહી કરી. ૭ દિવસ અને ૭ રાત સુધી તે અન્નનો એક દાણો પણ ખાધા વિના અને એક ક્ષણ પણ નિદ્રા લીધા વિના પોતાની ખરાબ આદતની સાથે ભયંકર સંગ્રામ કરતો એક ઓરડીમાં પડી રહ્યો. ત્યાર પછી તે દુર્બળ, ભૂખ્યો અને અધમૂઓ બનીને સૂર્યપ્રકાશમાં આવ્યો; પરંતુ જે રાક્ષસે તેને પ્રાયઃ મૃત્યુશય્યા પર આણી મૂક્યો હતો તેને તેણે જીતી લીધો ! તંબાકુ વાપરવાની આદત છોડતાં એક મનુષ્યને કેટલી મુશીબત પડે છે તે આપણને ગફની આ વખતની સ્થિતિ પરથી સારી રીતે સમજાય છે. તેની પાસે જે તંબાકુ હતી તે તેણે ફેંકી દીધી અને કહ્યું કે "બસ, હવે તને કદી પણ સ્પર્શ કરીશ નહિ." પરંતુ તેનું મન દૃઢ રહ્યું નહિ. તેણે બીજી થોડી તંબાકુ ખરીદી અને પોતાના ગજવામાં રાખી. તંબાકુ ખાવાની તેને તીવ્ર ઇચ્છા થતી, પરંતુ તે એની તરફ જોતો અને કહેતો કે **"તું છે વનસ્પતિ અને હું તો છું માણસ. મૃત્યુ થશે તોપણ હુંજ તને જીતીશ."** તે પ્રતિદિન એને પોતાના ગજવામાં લઇને ફરતો હતો, પરંતુ તેણે એ કદી પણ પોતાના મુખમાં નાખી નહિ !

આપણા મનોવિકારોને જો નિરંકુશ બની જવા દેવામાં આવે તો તે રાક્ષસ સમાન પ્રચંડ અને સત્તાધિકારી બની જશે; એટલુંજ નહિ પરંતુ તેથી કૃત્રિમ રુચિઓ ઉત્પન્ન થશે. આ રુચિઓ વખત જતાં વિકાસ પામશે અને છેવટે તેના ઉત્પાદકની ઉપર કૂદી પડીને તેને નિર્દય રીતે ટુંપવા માંડશે તથા પોતાના પંજામાંથી મુક્ત થવાના તેના પ્રયત્નોને તે હસી કાઢશે. મદ્યસેવક એ પૃથ્વીપટ પરના સૌથી દયાપાત્ર પ્રાણીઓ માંહેનો એક છે. તે અર્ધો પશુ અને અર્ધો રાક્ષસ બની જાય છે. તેના આત્મામાંથી ગુપ્ત નાદ નીકળે છે કે "આ કર્મ તું ન કર." પરંતુ તે ભ્રષ્ટ માણસનું કંઈ પણ બળ મદ્યની આગળ ચાલી શકતું નથી. એક છાકટા મનુષ્યનો દેખાવજ આપણને તેના પતિતપણાનું ભાન કરાવે છે. જે માણસનું શરીર તેના તાબામાં ન હોય તેના મનોવિકારો તેના સ્વામી બની ગયેલા હોય છે. તેનો આત્મા વિષયાસક્તિના કાદવમાં ખૂંપી ગયેલો હોય છે અને તેની માનસિક શક્તિઓ ક્રૂર તથા ઉન્મત્ત રાજાના જુલ્મ નીચે પાદાક્રાંત થઈ ગયેલી હોય

છે. ઍલિસ કહે છે કે "રાક્ષસ એક વાર ઘરમાં પેઠો એટલે પછી તેમાં શાંતિ, આશા અને આનંદ કદી પણ રહેતાં નથી."

ઘણા લોકોની લાગણીઓ અતિ ઉગ્ર હોય છે. તેમની વૃત્તિઓ અસંત પ્રબળ હોય છે; પરંતુ તીવ્ર લાગણીઓ અને ચંચળતા મનુષ્યને અત્યંત હાનિકર્તા છે. ઉદાસી અને હાસ્યવિનોદની મર્યાદા છોડી દેવાથી પણ હાનિ થાય છે. સ્થિર ચિત્તનો માણસ પોતાની વૃત્તિઓનો ગુલામ બની જતો નથી. તે પોતાની વૃત્તિઓને સ્વચ્છંદી બનાવી દેતો નથી. તેની દૃઢ ઇચ્છાશક્તિ નિરાશાને જીતી લે છે અને તે ક્ષણિક આનંદથી પોતાનું સમતોલપણું પણ ગુમાવી દેતો નથી. તે પોતાની વૃત્તિઓને, બુદ્ધિ અને અંતઃકરણના તાબામાં રાખે છે. આનંદાતિરેક પણ નિરાશા જેટલોજ હાનિકારક છે. ક્રોધી સ્વભાવને લીધે ખોટાં અને મૂર્ખાઇભર્યાં કર્મો કરીને કેટલા બધા માણસો પાછળથી માફી માગે છે! જે માણસ પોતાની જાતનો રાજા હોય છે તે પોતાની વૃત્તિઓને અંકુશમાં રાખે છે અને પોતાની તીવ્ર તથા પ્રબળ વૃત્તિઓને સામર્થ્યના રૂપમાં ફેરવી નાખે છે; જેથી તે હાનિને બદલે લાભ કરે છે.

સ્ટિવન જિરાર્ડે જ્યારે એવી વાત સાંભળી કે, અમુક કારકુનનો સ્વભાવ ક્રોધી છે ત્યારે તે પ્રસન્નતાપૂર્વક તેને પોતાના હાથ નીચે રાખવાને તૈયાર થયો. તે માનતો હતો કે, આવા માણસોને જો ઉગ્ર સ્વભાવનો સંયમ કરતાં શીખવવામાં આવે તો તેઓ ઉત્તમ કર્તૃત્વશાળી પુરુષો નીવડે. ઉગ્ર સ્વભાવનો સંયમ એ સામર્થ્યનું એક તત્ત્વ છે. જો તેનો બુદ્ધિપૂર્વક વિનિયોગ કરવામાં આવે તો જેવી રીતે એન્જિનમાંની ઉષ્ણતા યંત્રને ચલાવનારી શક્તિરૂપ બની જાય છે તેવી રીતે તે કાર્ય કરવામાં શક્તિરૂપે વપરાય છે. ક્રૉમ્વેલ, વિલિયમ સાઇલન્ટ, વર્ડ્ઝવર્થ, ફેરાડે, વૉશિંગ્ટન અને વેલિંગ્ટન, એ સર્વના સ્વભાવ અત્યંત ઉગ્ર હતા; પરંતુ તેઓ તેનો સંયમ પણ સારી રીતે કરી શકતા હતા.

જ્યૉર્જ વૉશિંગ્ટનની શક્તિઓ એટલી પ્રમાણસર અને એટલી સુસંકલિત હતી કે તેના પ્રવૃત્તિનાં સઘળાં તત્ત્વો સમાન હતાં અને તેનું મગજ એક સુનિયંત્રિત રાજ્ય સમાન હતું. તેની વૃત્તિઓ અત્યંત પ્રબળ હતી; પરંતુ તે બુદ્ધિના અંકુશમાં રહેતી. તેની તીવ્ર ઇચ્છાશક્તિ તેની પરિપક્વ વિવેકબુદ્ધિના તાબામાં રહેતી હતી. તેનામાં એક એવા પ્રકારની શાંતિ હતી કે જે મોટામાં મોટી ઉશ્કેરણીના સમયમાં પોતાની વૃત્તિઓને અંકુશમાં રાખવાની શક્તિ

આપતી હતી અને તેને ગુસ્સે થવાનું મોટું કારણ મળે ત્યારે પણ તેને ધીરજ ધરવાને શક્તિમાન કરતી હતી.

વિલિયમ ધી સાઇલન્ટના એક શત્રુએ જણાવ્યું હતું કે, તેના મુખમાંથી કદી પણ અભિમાની કે અવિવેકી શબ્દ નીકળ્યો નહોતો!

કાર્લાઇલ બહાદૂરી, હિંમત અને આત્મસંયમ પર ઉત્તમ લેખો લખતો હતો પણ જો એકાદ પાડોસીના વાડામાં એકાદ મરઘો બોલે તો તે ક્રોધથી રાતો પીળો થઈ જતો!

આત્મસંયમી મનુષ્ય એ સ્વતંત્ર મનુષ્ય છે અને સ્વતંત્રતા એ શક્તિ છે.

ચૅનિંગ કહે છે કે "જે માણસ સંભાળપૂર્વક પોતાના માનસિક હકકો અને શક્તિઓનું સંરક્ષણ કરે છે; જે કોઈ પણ મનુષ્યને પોતાનો સ્વામી ગણતો નથી; જે પ્રાચીનકાળથી અમુક મત ચાલ્યો આવ્યો છે માટે આપણે તેને અનુસરવું જોઇએ એમ માનતો નથી; જે ગમે ત્યાંથી આવતા પ્રકાશને ગ્રહણ કરવાને હમેશાં તૈયાર રહે છે; જે નવીન સત્યને આકાશમાંના દેવ-દૂતની પેઠે ગ્રહણ કરે છે; જે બીજાઓની સલાહ લે છે પણ પોતાના મનોદેવતાની સલાહ પર વિશેષ વજન આપે છે; અને જે બાહ્ય સલાહોનો પોતાની શક્તિઓને દાબી દેવાને નહિ પરંતુ તેને પ્રોત્સાહન આપવામાં તથા ઉન્નત કરવામાં ઉપયોગ કરે છે; તે માણસને હું સ્વતંત્ર મગજનો માણસ કહું છું. જે માણસ બાહ્ય-સંયોગોને નમ્રતાપૂર્વક તાબે થતો નથી; જે માણસ ઘટનાઓના પ્રવાહમાં તણાઈ જતો નથી; જે આકસ્મિક ઉત્તેજનાનો ગુલામ બની જતો નથી; પણ જે ઘટનાઓને પોતાની સુધારણા કરવાના ઉપયોગમાં લાવે છે અને જે અવિનાશી સિદ્ધાંતોનો તેણે હેતુપૂર્વક આશ્રય લીધો હોય તે સિદ્ધાંતોને અનુસરીને અંતઃકરણપૂર્વક કાર્ય કરે છે; તે માણસને હું સ્વતંત્ર મગજનો માણસ કહું છું. હું તે માણસને સ્વતંત્ર મગજનો કહું છું કે જે સમાજના અત્યાચારમાંથી પોતાનું સંરક્ષણ કરે છે; જે માણસોના મતને તાબે થઈ જતો નથી; જે માણસ કરતાં કોઈ ઉચ્ચતર ન્યાયાધીશને પોતાનો હિસાબ આપવાને પોતાને બંધાયેલો માને છે; જે લોકાચાર કરતાં ઉચ્ચતર આચારને માન આપે છે અને જે પોતાની જાતને એટલી માનવંત ગણે છે કે તેને ઘણા અથવા થોડા લોકોના સાધન અથવા ગુલામરૂપ બનવા દેતો નથી. હું તેજ માણસને સ્વતંત્ર મગજનો ગણું છું કે જેણે પ્રભુ અને સદ્ગુણના સામર્થ્ય પરની

શ્રદ્ધાને લઈને ખોટાં કૃત્ય સિવાય બીજી સઘળી વસ્તુઓના ભયને તિલાંજલિ આપી હોય છે; જેને કોઇ પણ સંકટ અથવા વિપત્તિ ભયભીત કરી શકતી નથી; જે તોફાનોની વચમાં શાન્ત રહી શકે છે અને સઘળી વસ્તુઓનો નાશ થવા છતાં પણ જે પોતાનું મનઃ-સ્થૈર્ય ગુમાવતો નથી. હું તે માણસને સ્વતંત્ર મગજનો ગણું છું કે જે આદતોની તાબેદારીને દૂર ફેંકી દે છે; જે યંત્રની માફક જૂના વિચારોને વળગી રહીને માત્ર ભૂતકાળનુંજ પુનરાવર્તન કર્યા કરતો નથી; જે જૂના ગુણો પરજ નિર્વાહ કરતો નથી; જે પોતાને અમુક નિયમોનો ગુલામ બનાવી દેતો નથી; જે પાછળથી અયોગ્ય વસ્તુઓને સત્વર ઓળખી લઇને ભૂલી જાય છે; જે અંતઃકરણના નવીન અને ઉચ્ચતર બોધો પર ધ્યાન આપે છે અને જે જુસ્સા-પૂર્વક નવીન તથા ઉચ્ચતર પ્રયત્નો કરવામાં આનંદ માને છે. હું તે માણસને સ્વતંત્ર મગજનો ગણું છું કે જે પોતાની સ્વતંત્રતાનું રક્ષણ કરે છે અને જગતના સામ્રાજ્ય કરતાં પણ સ્વતંત્રતાના સામ્રાજ્યને વિશેષ ઉત્તમ ગણે છે.”

ઇફ્રેઇમ પિબોડિ કહે છે કે “મુક્ત થા–મુખ્યત્વે કરીને લોઢાની બેડીથીજ નહિં પરંતુ તારો મનોવિકાર જે બેડી બનાવે છે તેમાંથી–મુક્ત થા. તારો પોતાનો સ્વામી બન. દૈવયોગ, ઇન્દ્રિયો અને સંયોગો પરની સત્તા જો તેં ગુમાવી દીધી હોય તો તેને ફરીથી પ્રાપ્ત કરીને મુક્ત થા.”

લા રૉકફાઉકૅાલ્ડ કહે છે કે “આપણામાં મહાન ગુણો હોય તેથીજ કાંઇ સિદ્ધિ નથી; આપણે તેમની વ્યવસ્થા પણ કરી જાણવી જોઇએ.” જ્યાં સુધી એક માણસના સમસ્ત અવયવો તેની ઇચ્છાને તાબે થાય નહિ ત્યાં સુધી તે પોતાને શિક્ષિત કરી શકે નહિ.

પ્રત્યેક માનવ પ્રાણી જાણે છે કે, તેનામાં **બે જાતના સ્વ-ભાવ** રહેલા હોય છે. **એક સ્વભાવ** હંમેશાં સારી, સાચી અને ઉત્તમ વસ્તુનીજ શોધ કરતો હોય છે–ઉચ્ચ, ઉન્નત અને પવિત્ર કર-નારી વસ્તુનીજ શોધ કરતો હોય છે કે જે મનુષ્યનું દિવ્ય અને અમર અંગ છે; જે પ્રભુની મૂર્તિ છે; જે આધ્યાત્મિક અંગ છે અને જે આત્માની શક્તિઓનું તેના સ્રષ્ટા તરફનું આકર્ષણ છે. **બીજો સ્વભાવ** એતું પાશવ અંગ છે અને તે મનુષ્યને પતિત અવસ્થા તરફ ખેંચી જાય છે. તે મહત્ત્વાકાંક્ષા ઉત્પન્ન થવા દેતો નથી પણ વિષયાસક્તિના કાદવમાંજ ડૂબાડી રાખે છે. પશુની પેઠે તેને માત્ર એકજ નિયમનું ભાન હોય છે અને માત્ર એકજ હેતુ

હોય છે કે ખાવું, પીવું અને મોજમઝા કરવી. જ્યારે તે ક્ષુધાતુર અથવા તૃષાતુર હોતો નથી અથવા જ્યારે તે ખૂબ ખાઈ પીને મસ્ત બનેલો હોય છે ત્યારે તે એક મેંઢાની પેઠે શાન્ત અને સ્વસ્થ થઇને પડી રહે છે. કેટલીક વાર આપણે તેને શાંત થઈ ગયેલો ધારીએ છીએ; પરંતુ જ્યારે તે ભૂખ્યો ડાંસ બની ગયેલો હોય છે ત્યારે તે ખોરાકને માટે બરાડા પાડે છે. તમે તેની સાથે દલીલ કરી શકતા નથી. કારણ કે દલીલ તેની સ્થૂલ બુદ્ધિમાં બિલકુલ પ્રવેશજ કરી શકતી નથી. તે તો માત્ર પોતાની ભૂખને તૃપ્ત કરવાનીજ વાત જાણે છે! તમે તેની આત્મમાનની વૃત્તિને પણ જાગ્રત કરી શકતા નથી. કારણ કે તેનામાં તે વૃત્તિનો લવલેશ પણ હોતો નથી. ચારિત્ર્ય, પૌરુષ કિંવા આત્મિકતાની તે કિંચિત્ પણ સ્પૃહા કરતો નથી.

આ ઉભય સ્વભાવોની વચ્ચે નિરંતર યુદ્ધ ચાલ્યા કરે છે. એક સ્વભાવ મનુષ્યને સ્વર્ગ તરફ ખેંચે છે તો બીજો તેને નરક તરફ હડસેલે છે! બંનેમાં કદી પણ ઐક્ય થતું નથી. બેમાંથી ગમે તે જીતે પરંતુ હારેલો કદી તાબે થતો નથી! ઇંદ્રિયાસક્તિના કીચડમાં પડી રહેવાની ઉચ્ચતર સ્વભાવને ભલે ફરજ પડે; પરંતુ તે હમેશાં તેની સામે થઇને તેની વિરુદ્ધ બંડ કરે છે. વિષયાસક્તિના કાદવમાં તે પડેલો હોય છે ત્યારે પણ તે કદી ભૂલી શકતો નથી કે તે પ્રભુની મૂર્તિ છે! મનુષ્યને ઉંચે જોવાને પ્રવૃત્ત કરનાર વૃત્તિ કદી પણ દબાઇ જતી નથી. નીચ સ્વભાવનો ભોગ થઇ પડેલો માણસ 'પોતે ઉંચે જોવાને સૃજાયેલો છે' એ વાત જો ભૂલી જઈ શકે; જો તે પોતાના સ્રષ્ટાના ચિત્રને ભૂંસી નાખી શકે; જ્યારે તે ગુલામીમાં પડયો હોય ત્યારે પણ જે અવાજ તેનો તિરસ્કાર કરે છે તેને જો તે દાબી દઇ શકે; અને જો તે પશ્ચાત્તાપ વિનાજ ઇંદ્રિયોના ઉપભોગ ભોગવી શકે; તોજ તે એક પશુની પેઠે સંતોષ-પૂર્વક રહી શકે. પરંતુ તે તો આનંદ ભોગવવા જાય છે કે તરતજ તેનો ઉચ્ચતર સ્વભાવ ભભૂકી ઉઠે છે અને તેને એ આનંદ ભોગવવા દેતો નથી. વિષય ઉપભોગને માટે તેણે પોતાનું ઉચ્ચ-તર અર્ધું અંગ વેચી દીધેલું હોય છે; પરંતુ તેણે જે ભયંકર ભોગ આપેલો હોય છે તેનું સ્મરણ તે ત્યજી શકતો નથી. મિજબાની તૈયાર હોય છે; પરંતુ તેનો લાભ તે લઇ શકતો નથી.

"ક્ષણિક દુર્બલતાને જે જીતી લે છે અને જે મોટી તેમજ નાની વસ્તુઓ પર સત્તા ચલાવે છે; જે માયાળુ શબ્દો અને

માયાળુ લાગણીઓવતી જીવનસંગ્રામના તરંગોને શાન્ત કરી દે છે અને આપણા જીવનનાં સંકટોને આપણા મનના વિજયોરૂપ બનાવી દે છે; એવી ભાગ્યને જીતી લેનારી શક્તિ મને આપો."

—**ચાર્લ્સ સ્વેઇન**

"વાચક! તપાસી જો કે, તારો આત્મા કલ્પનારૂપી અશ્વની પીઠ પર સવાર થઇને ધ્રુવની ઉપર ફલંગો મારે છે કે આ પૃથ્વીની તિમિરમય ગુફામાં પડી રહી હલકાં કાર્યોમાં સંડોવાયલો રહે છે? ધ્યાનમાં રાખજે કે, ડહાપણ અને સાવધતાભરેલો આત્મસંયમ એ શાણપણનું મૂળ છે."

—**બર્ન્સ**

"જે માણુસ પોતાની જાતને વશ કરી શકે છે તે રાજા કરતાં પણ વધારે સુખી છે."

—**કાર્લાઇલ**

"મારે એકજ સલાહ આપવાની છે કે તમે તમારા સ્વામી બનો."

—**નેપોલિયન**

"બીજાઓ પર સત્તા ચલાવવામાં, નહિ કે પોતાની જાત પર સત્તા ચલાવવામાં માન હોવાની કલ્પના કરનાર હે મૂર્ખ! તારા ગુલામો તારી સેવા કરે છે અને તું તારો પોતાનો ગુલામ છે! તીવ્ર મનોવિકારોરૂપી લોઢાની બેડીઓમાં બંધાઇને તારો આત્મા પડેલો છે. શું તને માનવંત જીવન ગાળવાની ઇચ્છા છે? તો તો મહત્ત્વાકાંક્ષાની પાંખને કાતરી નાખ અને તારા તીવ્ર મનોવિકારોને વિવેકબુદ્ધિની ધુંસરી તળે આણુ. જે મનુષ્ય પોતાની જાતનો રાજા હોય છે તે ત્રણગણો ઉમદા હોય છે."

—**ફિનીઆસ ફ્લેચર**

"પુષ્કળ માણુસોના જયઘોષમાં નહિ, લોકોના હર્ષધ્વનિ અને તાળીઓના ગડગડાટમાં નહિ, પરંતુ આપણા **પોતાના અંતરાત્મામાંજ વિજય અને પરાજય રહેલા છે.**"





# પ્રકરણ ૧૭ મું—કુદરત હિસાબ તો લે છેજ.

"જો કે ઇશ્વરની ઘંટી ધીમેથી દળે છે પણ તે અત્યંત ઝીણું દળે છે."

—ફ્રેડરિક વૉન લાગો

"કુદરત કુકર્મની સજા તુરત કરતી નથી તેથીજ માણસો કુકર્મ કરવાને પ્રવૃત્ત થાય છે."

—એક્લિઝિયૅસ્ટિસ

"લાંબો સમય જીવવું હોય તો ધીમે ધીમે જીવવાની જરૂર છે."

—સિસેરો

"ગયા રવિવારે અહીંનો એક યુવક પચીસ વર્ષની અત્યંત વૃદ્ધ વયે મરણ પામ્યો!"

—જૉન ન્યૂટન

"જો તમે બુદ્ધિની વાત સાંભળશો નહિ તો તે અવશ્ય તમારા વેઢા ભાંગી નાખશે."

—ગરીબ રિચર્ડનાં કથનો.

"આ વિશ્વમાં સર્વથી વધારે અદ્‌ભુત એવી જે આપણી જાત તેને બરાબર ઓળખવી એજ આપણું સર્વથી પહેલું અને સર્વથી ઉત્તમ કર્તવ્ય છે."

—કૉલરિજ

ફ્રૅંકિલન બોલી ઉઠયો: "અરેરે! મેં તે એવાં શાં કર્મ કર્યાં છે કે મારે આવાં ઘાતકી દુઃખો ભોગવવાં પડે છે!" ગાઉટે પ્રત્યુત્તર આપ્યો: "તમે એવાં ઘણાં કર્મ કર્યાં છે. તમે અત્યંત નિરંકુશતાપૂર્વક ખાધું પીધું છે અને તમારા પગને ઘણા આળસુ રાખ્યા છે."

તમે જે દિવસે પ્રકૃતિના નિયમોનો ભંગ કરો તેજ દિવસે તો તે ભાગ્યેજ તેનો હિસાબ લે; પરંતુ જો તમે તેની પેઢીમાંથી વિશેષ નાણું ઉપાડો અને તમારી જાતને ગીરવી મૂકો તો તો ખાત્રીપૂર્વક માનજો કે, તે તમારી જાતને છોડવાનીજ નથી. તમને જેટલું જોઇએ તેટલું તે ધીરશે, પરંતુ શાઇલૉકની પેઠે તે તમારૂં માંસ માગશે. તેનો દેવાદાર ચાલીસ વર્ષનો થાય તે પૂર્વે તે તેને માટે ભાગ્યેજ પોતાના હિસાબના ચોપડા ખોલે છે! જો તેના આસામીએ દારૂ લીધો હોય તો તેનું યૌવન વીતી ગયા પછીજ તે તેની ધીમે ધીમે જમા થયેલી મૂડી તરીકે કલેજાનો રોગ, હૃદયની નબળાઇ વગેરે સાદર કરે છે! પીઠાવાળાને અપાતું નાણું તો તમારા ખર્ચનો

માત્ર નાનામાં નાનો અંશ હોઇને તે ઉપરાંત તમારે કુદરતનો હિસાબ ચૂકવવાનો હોય છે! દુર્બળતા, નાલાયકી અથવા અજ્ઞાનને માટે કુદરત ક્ષમા કરતી નથી. તે તો એટલીજ માગણી કરે છે કે, મનુષ્યે હમેશાં પોતાની સ્થિતિના શિખર પર રહેવું જોઇએ.

આપણે ઘણી વાર લોકોને એમ બોલતાં સાંભળીએ છીએ કે, ચમત્કારનો જમાનો વહી ગયો છે; પણ હાવર્ડમાં આવેલા નાસ્તાના ટેબલ પર ખવાતો એકાદ કોળીઓ વિચારના રૂપમાં ફેરવાઇ જાય અને બીજા દિવસની રાત્રે તો તે ગ્લૅડસ્ટનની આકર્ષણશક્તિરૂપે પાર્લામેન્ટને ધ્રુજાવી મૂકે એ શું ઓછું ચમત્કારિક છે? જ્યારે દિવસમાં ત્રણ વાર ખુદ આપણી આંખ આગળ કુદરત મુએલાંને સજીવન કરવાના ચમત્કાર કરતાં પણ વિશેષ મોટા ચમત્કાર કરી બતાવે ત્યારે શું ચમત્કારોનો યુગ વીતી ગયો કહેવાય ?

બેડફર્ડના કારાગૃહમાં રોટલાનો એક ટુકડો ફેંકવામાં આવે છે; એક ગરીબ, કૃશ થઇ ગયેલો ભૂખ્યો કંસારો તે ખાય છે; તેને એ તોડી, ચાવી, લોટ કરીને ગળી જાય છે; નસો તેને આમ તેમ મોકલે છે; શરીરમાંની ધાતુઓ અને રસો તેને પીગળાવી નાખે છે; તે જીવનની ભેદભરેલી લોહીની નદીમાં મળી જાય છે. પ્રકૃતિના આ લોહીના વિચિત્ર ઝરા આગળનાં આ રોટલીના ટુકડાની રાહ જોતાં નાનાં નાનાં કુદરતી કારખાનાંઓ, તે પસાર થતો હોય ત્યારે જાણે જાદુથી ન કરતાં હોય તેમ તેને કોઇ સ્થળે હાડકાના રૂપમાં તો કોઇ સ્થળે પાચક રસના રૂપમાં, કોઈ સ્થળે પિત્તાશયના અણુરૂપે તો કોઇ સ્થળે જ્ઞાનતંતુના અણુરૂપે અને કોઇ સ્થળે મગજના અણુરૂપે ફેરવી નાખે છે! તે સૂકા રોટલાનો ફેંકાયલો ટુકડો આ પ્રમાણે કમી ક્રિયાથી સ્નાયુની પાસે કામ કરે છે તથા મગજની પાસે જઇને વિચાર કરે છે તે આપણે જાણી શકતા નથી! બનિયનના ભાગ્યરૂપી વસ્ત્રને વણનારા કાંઠલાને આમતેમ ફેંકનારા કુદરતના એ અદૃશ્ય હાથને આપણે જોઇ શકતા નથી; તેમ આ કારાગૃહમાં આવી પડેલા રોટલાના ટુકડાને જગતની સુંદરમાં સુંદર રૂપકમય કથા "પિલ્ગ્રિમ્સ પ્રોગ્રેસ"માં પરિવર્તિત કરી નાખનાર ભેદભરેલા કીમિયાનું રહસ્ય પણ આપણે જાણી શકતા નથી ! છતાં આપણે એટલું તો અવશ્ય જાણીએ છીએ કે, જઠર જ્યારે અન્ન માગે અને તેને માટે બૂમ પાડે ત્યારે જો આપણે તેને એ આપીએ નહિ તો મગજ અને સ્નાયુઓ કામ કરી શકતાં નથી. વળી આપણે એ પણ જાણીએ છીએ કે જો આપણે યોગ્ય ખોરાક પસંદ કરીએ નહિ;

જો આપણે તેને યોગ્ય રીતે ખાઇએ નહિ અને જો આપણે માનસિક અને શારીરિક વ્યાયામથી તેનું યોગ્ય રીતે પાચન કરીએ નહિ તો તે એકાદ ગ્લૅડસ્ટનના વ્યાખ્યાનને કે એકાદ બનિયનની રૂપકમય કથાને ઉપજાવી શકશે નહિ.

ખરેખર આપણા શરીરની રચના અદ્ભુત છે! જરા ખ્યાલ તો કરો કે, એક શહેરની ગંદકીને એક પળમાં શુદ્ધ પાણી બનાવી દેનારૂં એકાદ તળાવ કે ટાંકી હોય તો તે જોઇને આપણને કેટલો બધો આનંદ થાય! પરંતુ આપણા શરીરમાં એવુંજ એક તળાવ છે. મસ્તકના, ભસ્મીભૂત થયેલા અણુઓની રાખ અને ખવાઇ ગયેલા ભાગોનો કચરો લઇને પાછું ફરતું કાળું લોહી ફેફસાંમાં પ્રત્યેક શ્વાસની સાથે સ્વચ્છ રાતા લોહીમાં ફેરવાઇ જાય છે! તે જાદુઈ ઝરામાંના રક્તનું પ્રત્યેક બિંદુ કોઇ એક દિવ્ય રસાયન-શાસ્ત્રીનું બનાવેલું હોઇ તેની અંદરજ આપણી સર્વ સફળતા અથવા નિષ્ફળતા સમાયેલી હોય છે! તેમાં આપણી શક્તિઓનો વિસ્તાર અથવા મર્યાદા રહેલી હોય છે. તેમાં આપણી તંદુરસ્તી અને દીર્ઘાયુષ અથવા રોગ અને અકાળ મૃત્યુ રહેલાં હોય છે. તેમાં આપણી આશા અને આપણા ભયો, આપણી હિંમત અને આપણી ભીરુતા, આપણી સબળતા અથવા નિર્બળતા અને આપણી સફળતા કે નિષ્ફળતા રહેલી હોય છે; તેમાં ઉચ્ચ અને વિસ્તૃત શિક્ષણ અથવા તો વારસામાં મળેલી સંકુચિત શક્તિઓ રહેલી હોય છે. આપણાં અસ્થિ અને આપણી નસો, આપણા સ્નાયુઓ અને મગજ, આપણી સુરૂપતા અથવા કુરૂપતા, એ સર્વનો તેમાંથીજ ઉદ્ભવ થાય છે. તેમાંજ સદ્ગુણી વા દુર્ગુણી જીવનનાં તત્ત્વો અને અપરાધીની વા મહાત્માની વૃત્તિઓ ભરેલી હોય છે. માટે આપણને આરોગ્યના નિયમોને આધીન રહેવાની અને તેમ કરીને આપણી આ ભૌતિક જીવનરૂપી નદીની સ્વચ્છતા અને શક્તિ જાળવી રાખવાની કેટલી બધી જરૂર છે!

સ્પેન્સર કહે છે કે "ઘણા લોકો 'ભ્રષ્ટ શરીર' વિષે વાત કરે છે અને એ શબ્દ માત્ર સાંભળવાથીજ ઘણા લોકો આરોગ્યના નિયમોનો ભંગ કરવાને લલચાય છે; પરંતુ જે લોકો પોતાની બનાવેલી ઉત્તમોત્તમ વસ્તુઓ પૈકી એકની સાથે આવી અપમાન-કારક રીતે વર્તે છે તેમને કુદરત શાંત રીતે દાબી દે છે અને જે લોકો એટલા મૂર્ખ હોતા નથી તેમનાજ વંશજોને તે પૃથ્વી પર વસવા દે છે."

જે માણસની પાસે કાંઇક સંપત્તિ હોય છે તેનેજ કુદરત

બીજી સંપત્તિ આપે છે. તે તેને માટે પોતાના વિશાળ ભંડાર ખુલ્લા મૂકી દે છે અને તેને જે પણ જોઇએ તે લઇને સુખી થવાને કહે છે. જે વસ્તુને તે વાપરતો નથી તે વસ્તુ ઘણાં વર્ષો સુધી તેને એ રાખવા દેતી નથી! **વાપરો અથવા ગુમાવો,** એ તેનો મૂળ મંત્ર છે. જે પરમાણુને આપણે ઉપયોગમાં લાવવા નથી તે સર્વને, કરકસરની કિંમત સારી પેઠે સમજનારી એ દેવી આપણી પાસેથી ખુંચવી લે છે. " જે માણસની પાસે હશે તેને આપવામાં આવશે; અને જેની પાસે નહિ હોય તેની પાસેથી હોવા સમાન લાગતી વસ્તુ પણ ખુંચવી લેવામાં આવશે !"

જો તમે તમારો હાથ ઝોળીમાં રાખશો અને તેને વાપરશો નહિ તો પ્રકૃતિ છેક હાડકાં સુધીનો સ્નાયુ લઈ લેશે અને હાથ નિરુપયોગી બની જશે; પરંતુ જો તમે ફરીથી તેનોજ ઉપયોગ કરવાનો પ્રયત્ન કરશો તો તમારા ઉદ્યોગના પ્રમાણમાં તે લઇ લીધેલી વસ્તુ ધીરે ધીરે પાછી આપશે. જો તમે તમારા મસ્તકને આળસ અથવા પ્રમાદરૂપી ઝોળીમાં નાખશો તો તેજ પ્રમાણે તે તમારી બુદ્ધિને ખુંચવી લઇ તમને મૂર્ખ બનાવી દેશે. લુહારને એક મજબૂત હાથ જોઇએ છે અને તેથી તે એને આપે છે; પરંતુ બીજા હાથને તે ન વાપરે તો તે સૂકવી નાખે છે. જો તમારી ઇચ્છા હોય તો તમે તમારા જીવનની સમગ્ર શકિતઓને એકજ અંગનો વિકાસ કરવા પાછળ યોજી શકો; પરંતુ તમારાં બીજાં સઘળાં અંગો દુર્બળ થઇ જશે!

જો એક યુવાન સ્ત્રીની ઇચ્છા હોય તો તે સજ્જડ કમરપટો પહેરી શકે; પરંતુ પ્રકૃતિ તેના મુખારવિંદ પરથી રતાશ ખુંચવી લેશે અને તેને સ્થાને ફિક્કાશ મૂકી દેશે! તેનો સાફ ગોળ ચહેરો ખાડા-ટેકરાવાળો અને બેડોળ બની જશે. પ્રકૃતિ તેની ઝડપી ગતિ અને તેની આંખનું તેજ હરી લેશે.

તમારી ઇચ્છા હોય તો પૈસા ભેગા કરવા તરફજ તમારી સર્વ શક્તિઓ વાળો અને તમારી આસપાસનાં ગરીબ અને અજ્ઞાન લોકોનાં રુદનથી પીગળે નહિ એવું વજ્રમય અંતઃકરણ બનાવી લો તથા તમારી પરમાર્થવૃત્તિનો ઉપયોગ ન કરો; પણ પછી જુઓ કે કુદરત તમારા કમબખ્ત લોભી આત્માને કેવો સંકોચી નાખે છે!

વિનામૂલ્યે આરોગ્ય પ્રાપ્ત કરવાની આશા રાખશો નહિ. જેનું જરા પણ મૂલ્ય છે એવી આ જગતની કોઈ પણ વસ્તુ વિનામૂલ્યે મળતી નથી.

પ્રકૃતિ એવો કોઇ પણ કાયદો ઘડતી નથી, કે જેનો ભંગ કરનારને તે શિક્ષા ન કરે! જ્યારે જ્યારે પ્રકૃતિના નિયમનો ભંગ કરવામાં આવે છે ત્યારે ત્યારે તે અપરાધીને શિક્ષા કર્યા વિના રહેતી નથી-પછી ભલેને અપરાધીનું તેથી મરણ પણ નીપજતું હોય!

એક મહાન શસ્ત્રવૈદ્ય પોતાના વિદ્યાર્થીઓની સમક્ષ એક શસ્ત્રક્રિયા કરવાને ઉભો રહ્યો. આ શસ્ત્રક્રિયા ઉત્તમ શસ્ત્રો અને આધુનિક વિજ્ઞાનના સૂક્ષ્મ જ્ઞાનથીજ બની શકે એવી ગંભીર હતી. દૃઢ અને હલકા હાથે તેણે એ ભયંકર કાર્યમાં પોતાને જેટલો ભાગ ભજવવાનો હતો તેટલો સફળતાપૂર્વક ભજવ્યો અને ત્યાર પછી વિદ્યાર્થીઓ તરફ ફરીને તે બોલ્યો કે "બે વર્ષ પૂર્વે એક ઈજા રહિત અને સાદી શસ્ત્રક્રિયાથી આ રોગ સારો થયો હોત અને છ વર્ષ પૂર્વે જો ડહાપણપૂર્વક જીવન ગળાયું હોત તો એ થતોજ અટક્યો હોત-બિલકુલ થયોજ ન હોત. હમણાં આ કેસ જે સ્થિતિમાં છે તે સ્થિતિમાં જે કાંઇ બની શકે તેમ હતું તે આપણે યથાશક્તિ કર્યું છે; પરંતુ હવે મામલો કુદરતને હાથ છે. તે હમેશાં મોતની સજા રદ કરવાને સંમત થતી નથી." બીજેજ દિવસે તે દરદી મરણ પામ્યો!

એમર્સને પોતાના મોજશૉખમાં ઉછરેલા નાના પુત્ર તરફ જોઇને પોતાના મનમાં કહ્યું કે "નિર્ભાગી બાલક! મને યુવાવસ્થામાં જે સંકટો સહન કરવાં પડયાં છે તેનો અનુભવ એને ન મળવાથી એનું કેટલું બધું અહિત થશે?"

આરોગ્ય, બળ અને દીર્ઘાયુષ્યનો આધાર અવિનાશી કાયદાઓ પર રહેલો હોય છે. તેને "દૈવયોગ"ની સાથે કંઈ પણ સંબંધ નથી. પ્રથમ આપણાં માતાપિતા અને આપણે પોતે તેને માટે જવાબદાર હોઇએ છીએ. વ્યાધિઓ ઔષધિને પણ ગાંઠતા નથી અને મનુષ્યજાતિનો ચોથો ભાગ, વાસ્તવિક જીવનનો ઘણો મોટો ભાગ પૂર્ણ કર્યા વિના બચપણમાંજ મરણ પામે છે; તે માટે ઈશ્વર જરા પણ જવાબદાર નથી. જો તેને એ બાબતમાં જવાબદાર ઠરાવવામાં આવે તો મનુષ્યો ગજવાં કાતરે છે અને ઘોડાં ચોરે છે તેને માટે પણ એનેજ જવાબદાર ગણવો જોઇએ!

અકસ્માતોને બાદ કરીએ તો આપણે ઘણે અંશે આપણી ઇચ્છાનુસારજ જીવી શકીએ તેમ છીએ. દરેક દેશમાં હજારો અને લાખો વૈદ્યોની શી જરૂર છે? તેમાંનો દશમો ભાગ પણ માનપૂર્વક નિર્વાહ કરતો હોય તો તેમાં દોષ આપણો પોતાનોજ છે. ઉગતાજ

અટકાવી શકાય એવા રોગોથી દરવર્ષે કમમાં કમ એક કરોડ માણસો મરી જાય એ આધુનિક સંસ્કૃતિ પર કેવું મોટું કલંક છે!

સેનેકા કહે છે કે "ઈશ્વરે આપણને દીર્ઘાયુષ્ય આપ્યું છે, પરંતુ આપણે તેને ટુંકું બનાવી દીધું છે!" ઘણાજ થોડા લોકો વૃદ્ધ થતાં સુધી જીવવાનું પૂર્ણ જ્ઞાન ધરાવે છે અને વૃદ્ધાવસ્થાએ પહોંચી મરણ પામે એવો તો કોઇ વિરલજ હોય છે. બાકી બધાય બચપણમાં ને યુવાનીમાંજ મરે છે. સેંકડે ત્રણ ચાર માણસજ વૃદ્ધાવસ્થામાં મરણ પામે છે. કુદરતે માનવશરીરનું જે અદ્દભુત યંત્રકામ બનાવ્યું છે તે પરથી તો સ્પષ્ટ જણાય છે કે, આપણે સો વર્ષ સુધી આરોગ્યપૂર્વક જીવી શકીએ એમ છીએ!

ઇંગ્લાંડનો ટૉમસ પાર એકસો બાવન વર્ષપર્યંત જીવ્યો હતો! તેણે એકસો વીસ વર્ષની વયે લગ્ન કર્યું હતું અને તે એકસો ત્રીસ વર્ષનો થયો ત્યાં સુધી તેણે હાથમાંથી કામ છોડયું ન હતું! યૉર્ક-શાયરનિવાસી હેન્રી જેન્કિન્સ એકસો ઓગણોતેર વર્ષ જીવ્યો હતો! અને જો રાજા તેને લંડનમાં લાવ્યો ન હોત તો કદાચ તે તેથીયે વધારે જીવ્યો હોત! લંડનના ભોગવિલાસે તેને વહેલો મારી નાખ્યો! ઇંગ્લાંડના ન્યાયમંદિરનાં દફતરો પરથી જણાય છે કે, તેના મરણ પૂર્વે એકસો ચાલીસ વર્ષ પર ચાલેલા એક મુકદ્દમામાં તે સાક્ષી હતો! પોતાની સો વર્ષની વયે તે એક જોસથી વહેતી નદી તરીને સામે પાર ગયો હતો! મહાન વૈદ્યરાજ હાર્વેએ પારનું શરીર તપાસ્યું, પરંતુ તેને જીવનપ્રણાલિના ફેરફાર સિવાય એના મૃત્યુનું બીજું કાંઈ કારણ જણાયું નહિ!

માનવશરીરની રચના અને ધાતુઓ વિષે આપણે જેટલા અજ્ઞાન છીએ તેટલા અજ્ઞાન બીજી કોઈ પણ બાબતમાં નથી. હજાર માણસે એક પણ માણસ પોતાના શરીરની અંદરના મુખ્ય અવયવોનું શુદ્ધ જ્ઞાન ધરાવતો નથી અથવા તેમનો શું ઉપયોગ છે તે કહી શકતો નથી!

આપણાં મહાવિદ્યાલયો અને વિશ્વવિદ્યાલયોમાંથી "પૂર્ણ શિક્ષણ (!)" લઇને બહાર પડતા તરુણ પુરુષો અને સ્ત્રીઓ કે જે ભાષાઓમાં, સંગીતમાં અને કલામાં બહુજ પાવરધાં બને છે તેઓ જે અવયવો અને તેમનાં કાર્યો પર પોતાના જીવનનો આધાર છે તેનું વર્ણન અથવા સ્પષ્ટીકરણ કરી શકતાં નથી; એ ઈશ્વરને કેવું મોટું અપમાન કરવા સમાન છે! ફ્રાન્સિસ વિલાર્ડ કહે છે કે "એક સમય એવો પણ આવશે, કે જ્યારે લોકો અત્યારની આપણી જંગલી

અવસ્થાને સંભારી સંભારીને એવી વાતો યાદ કરશે કે "અગાઉના વખતમાં છોકરાંઓને શબ્દયોગી અવયવો અને તિબેટની નદીઓનાં નામ શીખવતા; પરંતુ જે અદ્દભુત નિયમો પર તેમના આરોગ્યનો આધાર હોય અને જે માનવોચિત આચારથી તેઓ પોતાની આસપાસના માણસોની સાથે શાંતિ અને સદિચ્છા સહિત રહી શકતા હોય, તેનું તો તેમને શિક્ષણજ અપાતું ન હતું!" પોતાની જાતનો અભ્યાસ અને પોતાની જાત સંબંધી જ્ઞાન, એના જેવી ઉપયોગી વસ્તુ માણસને કોઇ પણ નથી અને તે છતાં પણ તે પોતાની આસપાસનાં પશુઓ સંબંધે જેટલું જ્ઞાન ધરાવે છે તેના કરતાં પણ પોતાની જાત વિષે બહુજ ઓછું જ્ઞાન ધરાવે છે!

મનુષ્યનું શરીર એ મહાન વિશ્વકર્તાનું મહાન કાવ્ય છે. તેને વાંચતાં, તેનો અર્થ સમજતાં અને તેની સુંદરતાની કદર કરતાં ન શીખવું અથવા તેનાં ગુપ્ત રહસ્યો જાણવાનો પ્રયત્ન ન કરવો એ આપણી સંસ્કૃતિને કલંક સમાન છે!

મનુષ્યો પોતાની અજ્ઞાનતાને લીધે કેટલું સહન કરે છે તેનો પ્રત્યુત્તર આપણને એકાદ સંકુચિત, અર્ધવિકસિત, એકાંગી, અલ્પાયુ પ્રજા તરફથી મળશે.

જો કવિ બિમાર પડે છે તો તેની કવિતા પણ બિમાર પડે છે. જો એકાદ ગ્રંથકર્તાના માથામાં કાળું વિષમય લોહી ફરતું હોય છે તો તે તેના ગ્રંથને પણ તેના વડે ભરી દે છે અને જેવી રીતે લૉર્ડ બાયરનની વિષયાસક્તિ તેના કાવ્યોમાં તથા કેટલાક ગુજરાતના કવિઓ તેમજ કવિ કહેવરાવવા માગનારાઓની વિષયલોલુપતા તેમની કવિતાઓમાં નજરે પડે છે; તેવી રીતે ક્ષયથી પીડાતા દરદીનાં લખાણોમાં પણ જ્યાં ત્યાં રોગનીજ ગંધ આવે છે. માત્ર અસત્યવાદીઓજ નહિ, પરંતુ અજીર્ણથી પીડાતા દરદીઓ પણ પ્રભુને પસંદ નથી.

"એક રોગી શરીરમાં રહેલી મહાન બુદ્ધિ એ એક થાકી ગયેલા તારા(તરનાર)ના ગજવામાં રહેલા સુવર્ણ સમાન છે."

ઘણીવાર પેટના અજીર્ણને લીધે માથાનો દુઃખાવો થઈ આવે છે અને તેમાંથી કેટલીક વાર જ્વરાદિ વ્યાધિ થઇ આવીને એક અવયવના પાપને માટે શરીરનાં તમામ અંગોને દુઃખ સહેવું પડે છે. તે ઉપરથી સમજી શકાય છે કે, શરીરના તમામ અવયવો તથા જ્ઞાનતંતુઓ એકબીજાની સાથે કેટલો બધો સંબંધ ધરાવે છે!

એકાદ નસ ઉપર સોજો થઇ આવતાં બીજી નસ હાડકા સાથે દબાઈ જઇને મનુષ્યને જે અતિ વેદના ઉપજાવે છે તેના

આગળ નેપોલિયન સરખો સમર્થ મહારથી પણ એક નાના બાલક જેવો બની રહે છે! એકાદ આંગળી યા મૂત્રપિંડ કે કલેજામાં અથવા શરીરના બીજા કોઇ નીચલા ભાગમાં ગુમડું, સોજો, ઈજા કે દર્દ થતું હોય તો તેથી આંખ અને માથાને પણ વેદના થાય છે—ગંભીર હાનિ થાય છે!

કુદરત આપણાં સઘળાં શારીરિક, માનસિક અને નૈતિક કાર્યોની નોંધ લે છે.

ચાલો આપણે એના ચોપડાના એકાદ પાના પર નજર ફેરવીએઃ—

| કાર્ય | પરિણામ |
| --- | --- |
| અત્યંત કસરત, તમાકુ કે બીડીનું સેવન, સ્ટ્રૉંગ ચ્હા—કૉફિનું સેવન, ખૂબ જોરથી હલેસાં મારવાં, અત્યંત ત્વરાથી દોડીને ટ્રામગાડી કે આગગાડી પકડવી, અભ્યાસમાં હદ ઉપરાંત મંડયા રહેવું, ઉશ્કેરાઇ જવું, વગેરે વગેરેમાંની એક યા અનેક બાબતોનું સેવન કરવાથી હૃદયમાં ઈજા થઈ. | મનનું ઉશ્કેરાવું, ક્રોધ ચઢવો, જીવનની આશાને હાનિ પહોંચવી અથવા નાશ થવો. |
| જમવામાં ઉતાવળ, અથવા કુપથ્ય કે કાચા ખોરાકનું સેવન કરવાથી, ગરમીના સમયમાં બરફવાળું અતિ શીતળ જળ, અથવા તો ગરમાગરમ ચ્હા કૉફી પીવાથી થાક અને કંટાળાવાળી અવસ્થામાં, અથવા ખરાબ સમાચાર જાણવાથી થયેલી અસ્વસ્થ અવસ્થામાં ભોજન કરવાથી પાચક યંત્ર તૂટી ગયું. | મંદાગ્નિ, ઉદાસી, અનેક વર્ષો સુધીની શારીરિક વેદના, કુટુંબનાં માણસોની ચિંતા, મિત્રોની કરુણા અને કંટાળો. |
| સ્વચ્છંદતા, દુરૂપયોગ, મનની અત્યંત ઉશ્કેરણી, પ્રવૃત્તિનો અતિરેક અને દ્રવ્ય અથવા કીર્તિ સંપાદન કરવાને માટે અત્યંત દોડાદોડી કરવાથી, ઉત્તેજક ખોરાક ખાઇને વહેલું યૌવન પ્રાપ્ત કરવાથી, જીવનતત્ત્વને ઉશ્કેરવાથી, વગેરે વગેરે કારણોથી શરીરનો બાંધો તોડી નાખ્યો. | વર્ષો સુધી દુર્બળતા રહી મહત્ત્વાકાંક્ષા નિષ્ફળ ગઇ, નિરાશાજનક અકર્મણ્યતા થઇ અને જીવનસત્ત્વ ચુસાઇ ગયું. |

| | |
|---|---|
| અનુચિત માનસિક પરિશ્રમ કરી, મોડી મોડી રાતસુધી દીવો બાળી, માથાનાં અણુઓ તાજાં થાય તે પહેલાં તેને ખર્ચી નાખી મગજને ઇજા કરી. | મનની શક્તિઓ કુંઠિતથઇ ગઇ, મગજદુર્બળ થઇ ગયું અને આશાઓ દબાઇ ગઇ. |
| વર્ગમાં પહેલો નંબર રાખવાનો પ્રયત્ન કરતાં, ઈનામ લેવાનો કે બીજા કોઈ હરીફ વિદ્યાર્થીની આગળ નીકળી જવાનો પ્રયત્ન કરતાં મગજ પર હદ ઉપરાંત બોજો લાધ્યો. | મહત્ત્વાકાંક્ષા નિષ્ફળ ગઈ અને શરીર રોગી થઇ ગયું. |
| દારૂ, અફીણ ઇત્યાદિ નિશાનું સેવન કરીને મગજ અને જ્ઞાનતંતુઓમાં રહેલા મૃદુ અને તીક્ષ્ણ તત્ત્વને સખ્ત બનાવી દીધું અને જઠરની પાતળી, કોમળ ચામડીને પાયમાલ કરી નાખી. | મગજ જડ બની ગયું, હૃદય સખ્ત બની ગયું, અજીર્ણનો રોગ થયો, જીવન અલ્પાયુ, નિરૂપયોગી બની નષ્ટ થયું. |

**હિસાબ બંધ; શારીરિક અને નૈતિક દેવાળું; પરિણામ શૂન્ય.**

યાદ રાખજો કે, મનની ખૂબ ઉશ્કેરણીને પરિણામે શોક, પશ્ચાત્તાપ અને લજ્જા સિવાય બીજું પરિણામ આવતું નથી. ખાત્રી રાખજો કે, તમારો દરેક અયોગ્ય આહારવિહાર કુદરતના ચોપડામાં તમારે ખાતે ઉધરતો રહીને એક યા બીજારૂપે, વહેલો યા મોડો, તમારે તેનો હિસાબ આપવોજ પડશે.

"કુદરત ન્યાયી છે અને તે આપણા ક્ષણિક આનંદ આપનારા દુર્ગુણોનેજ આપણો નાશ કરવાનાં સાધન બનાવે છે."

આશ્ચર્યની વાત છે કે, આપણે જીવીએ છીએ! આપણે આપણા જીવનના પ્રત્યેક નિયમનો ભંગ કરીએ છીએ અને તે છતાં પણ આપણે વૃદ્ધાવસ્થા પર્યંત જીવવાની આશા રાખીએ છીએ! એક માણસની પાસે એક સુંદર નાજુક ઘડિયાળ હોય, તે તેને રસ્તા પર ખુલ્લું મૂકી દે અને તેમાં ધૂળ અને વરસાદ પડવા દે અને તે છતાં પણ તે સારી રીતે ચાલીને યોગ્ય વખત આપે એવી તે ઇચ્છા રાખે તો તેને વિષે તમે શું ધારશો? કોઈ ગૃહસ્થ પોતાની હવેલીનાં બારી-બારણાં ભામટાઓ અને ચોરોને તથા પવન, ધૂળ અને વરસાદને માટે ખુલ્લાં મૂકી દે અને તે છતાં તેમાંની સર્વ વસ્તુઓ સારી તથા સુરક્ષિત રહેવાની આશા રાખે તો તેને વિષે તમે શું ધારશો?

આપણું શરીર એ પણ ઇશ્વરરચિત ઘડિયાળજ છે. તેને સો વર્ષ સુધીની ચાવી આપી મૂકેલી છે અને તેને ઠંડી તથા ગરમીને

અનુકૂળ કરવાને તેમાં એવું નાજુક યંત્રકામ ગોઠવ્યું છે કે આપણે નિરંતર બરફવાળા પ્રદેશમાં જઇને વસીએ કે ગરમ પ્રદેશમાં બાળી નાખતાં સૂર્યકિરણો વચ્ચે વસીએ તોપણુ આપણા શરીરમાં કંઇ પણુ ફેરફાર થતો નથી. ધૂળની એકાદ રજકણુથી અથવા સહેજ પણુ ઇજા થવાથી આ અદ્ભુત ઘડિયાળ અસ્વસ્થ અને અનિયમિત થઇ જાય છે અને તે છતાં પણુ આપણે ઘણી વાર તેમાં નાશકારક તત્વો ભર્યાજ જઇએ છીએ! આપણે વારંવાર સ્નાન કરીને ચામડીમાંનાં અસંખ્ય છિદ્રોને ખુલ્લાં રાખતા નથી અને શરીરનાં નાજુક ચક્રોમાં આનંદનું તેલ કવચિતજ પૂરીએ છીએ! ઉલટાં બિનજરૂરી, હદથીવધુ આહારવિહારરૂપ કચરોજ ભર્યા જઇએ છીએ!

આપણે પાણીને સ્વચ્છ કરવાની, બિછાનું સાફ કરવાની, શયનગૃહમાં પવન આવે એવી ગોઠવણુ કરવાની અને દૂધનું પૃથક્કરણુ કરવાની કેટલી બધી કાળજી રાખીએ છીએ! આપણે કદાચ ગંદકી અને ચેપી રોગોના સંસર્ગમાં આવતા અટકીએ છીએ; તો બીજા હાથ પર સોમલથી રંગેલા કાગળો આપણી દિવાલો પર લટકાવીએ છીએ અને તેનું વિષ નિત્ય શ્વાસમાં લઇએ છીએ! આપણે મોટી ગીરદીવાળાં નાટકગૃહો કે જેમાં ઘણાં માણુસો અસ્વચ્છ અને રોગગ્રસ્ત હોય છે તેમાં વારંવાર જઇએ છીએ. આપણે તેમાં કલાકોના કલાકો સુધી બેસીએ છીએ અને ચૌદસો ચોરસફીટ જેટલી ફેફસાંની જાળને ગરમ, વિષમય અને ભારે હવા શ્વાસમાં લઇને ભરી દઇએ છીએ! તે સ્થાનમાં ગૅસના સેંકડો દીવા બળતા હોય છે, જેમાંનો પ્રત્યેક દીપક છ માણુસોના જેટલો (ઓક્સિજન) પ્રાણુવાયુ ખપાવી નાખે છે; સેંકડો રોગગ્રસ્ત ફેફસાંઓમાંથી ખરાબ હવા નીકળીને એકત્રિત થાય છે; કોઇકજ દિવસ સ્નાન કરતા હોય એવા સેંકડોના મુખમાંથી કોઇકજ દિવસ ધોવાયેલાં કપડાંમાંથી અને ભિન્ન ભિન્ન જાતના રોગોથી સડેલી ચામડીમાંથી નીકળતી ઝેરી હવા તે સ્થાનમાં આપણા શ્વાસમાં જાય છે; કલાકોના કલાકોસુધી આપણે આવા વિષમય ગૃહમાં બેસીએ છીએ અને પછી આપણુને બીજે દિવસે સવારે માથાનો દુઃખાવો કે સુસ્તી શા માટે લાગુ પડે છે તે માટે આશ્ચર્યચકિત થઇએ છીએ!

નાજુક, પાચનક્રિયા કરવામાં નિમગ્ન થયેલા જઠરમાં આપણે એકાદ પ્યાલો બરફવાળું પાણી નાખી દઇને તેને ગભરાવી તથા ઠંડુ પાડી દઇએ છીએ! પરંતુ આપણે આ વાત તો લક્ષ્યમાં પણુ નથી રાખતા કે, એ નુકસાનમાંથી મુક્ત થઇ જઠરમાંથી પાચકરસ

ઉત્પન્ન કરવાને બીજી અઠ્ઠાણું ડિગ્રીની ગરમી મેળવતાં આપણને બીજા અર્ધા કલાકનો વિલંબ થશે ! અરે, એટલામાં તો બરફના પાણીનો બીજો પ્યાલો પણ આપણે ઢીંચ્યોજ હોય છે !

દારૂ પીનારાઓના જઠરની પાતળી ચામડી જાડી બની જાય છે. તેની અંદરના મૃદુ ભાગો સખ્ત બની જાય છે. તેમના જ્ઞાનતંતુઓનું પાતળું આવરણ અને મગજનું શ્વેત તત્ત્વ કઠણ બની જાય છે. લોકો શરીરના અત્યંત નાજુક યંત્રકામમાં શાક, મિઠાઇ, ફળ, કંદ, મૂળ, રાઈતાં, અથાણાં, દારૂ માંસ, માદક પદાર્થો, તંબાકુનો રસ અથવા ધૂમાડો, ઇત્યાદિ પદાર્થ ઠાંસી ઠાંસીને ભરે છે અને પછી એક પણ શબ્દ બોલ્યા વિના આ વિવિધ પ્રકારના અને અસંબદ્ધ બોજાની સંભાળ એ નાજુક યંત્ર લે એવી આશા રાખે છે !

આ સર્વ દુરૂપયોગ કર્યા પછી પણ આપણે લોહીને જઠર આગળ જઇ તેને તેના સંકટમાંથી બહાર ખેંચી કાઢવાની તકજ મળવા દેતા નથી; પણ ઉલટા તેને મગજ અને સ્નાયુઓની આગળ બોલાવી લઇએ છીએ ! (એટલે કે જમ્યા પછી તરતજ કામ પર ચઢીએ છીએ !) આ વાત આપણે જરાએ ધ્યાનમાં લેતા નથી કે, પ્રકૃતિ જઠરને સહાય કરવા માટે વિશેષ લોહીનો જથ્થો પૂરો પાડવાનું કામ કેટલું મહત્ત્વનું ગણે છે, કે જેણે ત્યાં આગળની લોહીની નસોને આખા શરીરની નસો કરતાં અનેકગણું લોહી સમાવી શકે એવી બનાવી છે !

ઘોડો જ્યારે ભૂખ્યો થાય છે ત્યારે તે શું ચણા અને ઘાસ ખાવાની સાથે સાથેજ પાણી પીતો જાય છે ? ખાનપાનના સંબંધમાં મૂંગાં પ્રાણીઓ આપણને કિંમતી બોધ આપી શકે છે. પ્રકૃતિ આપણા ખોરાકને પચાવવાને માટે યોગ્ય પ્રમાણમાંજ પાચક રસ મિશ્રિત કરે છે અને તેની ઉષ્ણુતા બરાબર જોઇએ તેટલીજ રાખે છે. જો બરફવાળા પાણી વડે તેની ઉષ્ણુતા આપણે કમી કરી નાખીએ તો તેની પૃથકકરણ શક્તિ અને પાચનશક્તિ નિર્બળ થઇ જાય છે અને સ્વાભાવિક રીતેજ મંદાગ્નિનો વ્યાધિ લાગુ પડે છે.

મૂંગાં પશુઓ પાસે જે વધારે બોજો ખેંચાવવામાં આવે છે તેમજ કારખાનાંઓમાં કામ કરતાં સ્ત્રી અને બાળકો પાસેથી દિવસમાં જે વધુ કલાકો મજૂરી લેવામાં આવે છે,તે બંધ કરાવવા માટે જગતના લોકોની કરુણા અને અનુકંપાની લાગણીઓ તેમના પ્રત્યે આકર્ષાઇ છે અને અનેક મંડળો સ્થપાયાં છે; પરંતુ એવી ઉદાર સમજણ ધરાવનારા અને ઉંચું શિક્ષણ મેળવેલા માણસો પણ પોતાના જઠરની પાસેથી અતિ સખ્ત કામ લે છે ! જેમ તેઓ પોતાનાં ઘડિયાળને

વિશ્રાન્તિનો સમય આપતા નથી; તેમ પોતાના જઠરને પણ અવકાશ આપતા નથી ! તેઓ તેને એકાદશીની, રવીવારની કે અન્ય તહેવારની અથવા કોઈ પણ પ્રકારની રજા આપતા નથી; પણ પોતાના મનને આનંદ મળે એટલા માટે ઉલટા એવા દિવસોમાં તો તેઓ ભારેમાં ભારે ખોરાકો ઉપરાઉપરી હોમ્યા કરે છે.

જો કે હૃદયનું વજન વીસ પચીસ તોલા જેટલુંજ છે તોપણ તે પોતાનામાંથી અઢારશેર જેટલું લોહી કાઢીને માત્ર બે મિનિટમાંજ શરીરના પ્રત્યેક ખૂણા ખાંચરામાં ફેરવીને પાછું પોતામાં શુદ્ધ કરવામાટે ખેંચી લે છે. આ નાનો સરખો અવયવ ચોવીસ કલાકમાં એટલો બધો શ્રમ લે છે કે જેટલા શ્રમ વડે એકસો ચોવીસ ટનના વજનનો પથ્થર એક ફીટ ઉંચો થઇ શકે! જગતનું આ સૌથી સંપૂર્ણ એન્જીન, એક મજબૂત માણસ સખ્ત મજૂરી કરવા પાછળ એક દિવસમાં જેટલી શક્તિનો વ્યય કરે છે તેથી ત્રીજા ભાગ જેટલીજ શક્તિ ઉપલા કાર્યમાં ખર્ચે છે ! જો એ હૃદય પોતાનું સમગ્ર બળ પોતાના અંગને ઉંચે ચઢાવવામાં ખર્ચે તો તેને એ એક કલાકમાં લગભગ વીસ હજાર ફૂટ ઉંચે લઇ જાય—અર્થાત્ આબુના પહાડ કરતાં પાંચગણી ઉંચાઇએ લઇ જાય! હવે પોતાની ખુશીથી આટલું બધું વૈતરૂં કર્યા કરનારા આ વફાદાર નોકરને વિશેષ પરિશ્રમ કરવાની ફરજ પાડવી એ કેવી મૂર્ખાઇ છે!

પોતાની મરણપથારીની આસપાસ બેસીને વૈદકના ધંધાને પોતાના મરણથી થનારી હાનિ વિષે પારિસના આગેવાન વૈદકશાસ્ત્રીઓ શોક કરતા હતા ત્યારે ફ્રાન્સના સૌથી વિશેષ પ્રસિદ્ધ વૈદ્યોમાંનો એક વૈદ્ય એમ બોલેલો કહેવાય છે કે " હું મારા કરતાં અતિ મહાન એવા ત્રણ વૈદ્યરાજોને મારી પાછળ મૂકી જાઉં છું. આ ત્રણ વૈદ્યો તે પાણી, કસરત અને ખોરાક છે. **પાણીનો ઉપયોગ છૂટથી કરજો, કસરતનો ઉપયોગ નિયમિત રીતે કરજો અને ખોરાકનો ઉપયોગ સાધારણ રીતે કરજો.** એટલે તમને મારી સહાયની આવશ્યકતા રહેશે નહિ. મારી જીવંત દશામાં હું તેમના વિના કાંઇ પણ કરી શકયો ન હતો અને મારા મરણ પછી પણ મારા આ પ્રમાણિક સહાયકોની સાથે જો તમે મૈત્રી કરશો તો તમને મારી ખોટ જણાશે નહિ."

આપણે આપણા ધંધાનો દંડ ભરવોજ જોઇએ. જે કાર્ય, કર્તાને મારી નાખે છે તે કાર્યથી સાવધ રહેજો. **જે ધંધામાં અસ્વચ્છ હવા શ્વાસમાં લેવી પડે તેનો ત્યાગ કરજો.** સલાટો, ખાણમાં અને ૨ તથા સુતર અને કાપડનાં કારખાનાંઓમાં કામ કરનારાઓ

અને પોલાદનું કામ કરનારાઓ અલ્પાયુ હોય છે; કારણ કે તીક્ષ્ણ રજકણો તેમના શરીરમાં પ્રવેશી જાય છે અને તે ફેફસાંના મૃદુ આવરણને ઉશ્કેરે છે. માન્ચેસ્ટરના છરી કાંટા બનાવનારાઓ બત્રીસ વર્ષથી વધારે ક્વચિતજ જીવે છે! જે માણસો લાંબા જીવનને કિંમતી ગણે છે તેમણે એવા સઘળા ધંધાઓને તિલાંજલિ આપવી જોઇએ, કે જે તેમને અસ્વચ્છ હવા દમમાં લેવાની અને સૂર્યના પ્રકાશને બદલે બંધિયાર જગ્યામાં કાચ દ્વારા મળતો પ્રકાશ લેવાની ફરજ પાડતા હોય. વિશેષ કરીને આ ધંધાઓનો તેમણે ત્યાગ કરવો જોઇએ કે જે તેમને રૂ, પોલાદ, પિત્તળ અને લોઢાની નાની નાની રજકણો અને નાની નાની કરચો, કોલસાની રજકણો અને અનાજનાં ડુંડાંમાંથી, અનાજ જુદાં કરનારાં તેમજ અનાજને દળનારાં યંત્રોમાંથી ઉડતાં રજકણો શ્વાસમાં લેવાની ફરજ પાડતા હોય. જેઓ અનાજની વખારોમાંજ પડ્યા પાથર્યા રહે છે તેમજ રંગ, સીસું, ટાઇપ વગેરે બનાવવાનાં કારખાનાંમાં કામ કરીને ઝેરી શ્વાસ રોજ લીધા કરે છે તેઓ પણ ઓછું જીવન જીવનારા હોય છે.

જે સ્થાનમાં પુષ્કળ રજકણો ઉડતાં હોય, તે સ્થળે લાંબો શ્વાસ લેવાથી રજકણો ફેફસાંના ઉપલા અને ઓછા વપરાતા ભાગમાં ઘૂસી જાય છે અને તેથી ફેફસું વારંવાર ઉશ્કેરાયા કરે છે; અને તેનું અંતિમ પરિણામ ક્ષય કે દમ જેવા રોગોમાંજ આવે છે! જે ધંધાઓમાં સોમલ વપરાય છે તે સર્વ ધંધા જીવનને ટુંકું કરી નાખનારા છે. બોસ્ટનથી થોડે દૂર વસતા એક ડબ્બા બનાવનારને જણાયું કે, તેનું કામ કરતી કેટલીક છોકરીઓ, તેની નોકરીમાં જોડાયા પછી ચાર પાંચ વર્ષથી વધારે જીવી ન હતી!

ડૉ. વિલિયમ ઑગલ કે જે આ વિષયમાં પ્રમાણભૂત ગણાય છે તે જણાવે છે કે "કોઈ પણ પ્રજામાં મરણના ભેદ ઉત્પન્ન કરનાર ભિન્ન ભિન્ન કારણોમાં, હાલના પ્રચલિત નવા ધંધાઓના જેટલું સબળ કારણ બીજું એકકેય નથી!" તેને જણાયું છે કે, ધર્માચાર્યો અને ઉપદેશકોમાં મરણપ્રમાણ સૌથી ઓછું આવે છે. ગણત્રી પ્રમાણે ધર્માચાર્યો અને ઉપદેશકો જ્યારે સો મરે છે ત્યારે વીશીઓ, હોટલો અને ઉપાહારગૃહોમાં રાંધવાનું કામ કરનારાઓ ત્રણસોને સત્તાણું મરે છે; ખાણમાં કામ કરનારાઓ ત્રણસો એકત્રીસ મરે છે; કુંભારો ત્રણસો સત્તર મરે છે; કાનસ બનાવનારાઓ ત્રણસો મરે છે; અને માળીઓ, ખેડુતો તથા ખેતરમાં કામ કરનારાઓ ધર્માચાર્યોના જેટલાજ લગભગ મરે છે. વિશેષ મરણ થવાનાં

કારણો તે નીચે પ્રમાણે આપે છે:-(૧) શરીરનો સંકોચ થાય એવી રીતે કામ કરવું; (૨) વિષમય અને ઉત્તેજક પદાર્થોના સંસર્ગમાં આવવું; (૩) અત્યંત માનસિક અને શારીરિક પરિશ્રમ કરવો; (૪) ગોંધાયેલી અથવા ભ્રષ્ટ હવામાં કામ કરવું; (૫) જલદ પીણું પીવું; (૬) અકસ્માત બનવાનો વિશેષ સંભવ હોય એવાં સ્થાનોમાં જવું; અને (૭) રજકણો શ્વાસમાં લેવાં. ઉપરોક્ત ડૉકટરની ગણુતરી પ્રમાણે બીજા ધંધાઓથી થતાં મરણનું સરાસરી પ્રમાણ એક હજારનું હોય છે; ત્યારે દારૂ ઈત્યાદિ કેફી ચીજોના ધંધામાં રોકાયેલા માણસોના મરણનું પ્રમાણ પંદરસો એકવીસ હોય છે! આ એક અતિ મહત્ત્વની વાત છે કે, ધંધાઓ આપણને રૂચે એવા અને આરોગ્યને હાનિ ન કરે એવા હોવા જોઇએ. જ્યારે જ્યારે આપણું કામ આપણામાં કંટાળો ઉત્પન્ન કરે છે; જ્યારે જ્યારે તે આપણને વેઠ સમાન અને અરોચક લાગે છે ત્યારે ત્યારે તે આપણા જીવનનો ભયંકર ત્વરાથી ક્ષય કરે છે.

આરોગ્યનો સંચય કરી શકાય છે; તેની થાપણ કરી શકાય છે; તેનું ચક્રવૃદ્ધિ વ્યાજ ઉપજાવી શકાય છે અને એ રીતે તેને બમણું ત્રણગણું કરી શકાય છે! જેવી રીતે એક શ્રીમંત એકજ સટ્ટામાં પોતાની સમગ્ર સંપત્તિ ગુમાવી દે છે તેવી રીતે આપણા આરોગ્યનો પણ માત્ર એકજ ખરાબ વર્તનથી નાશ થાય છે.

આળસુપણાથી નહિ પણ ઉદ્યોગથીજ આપણને દીર્ઘજીવનની પ્રાપ્તિ થાય છે. બંદરમાં પડી રહેલું વહાણ—અને નહિ કે સમુદ્રમાં ફરતું વહાણ—સૌથી વહેલું ખવાઇ જાય છે. ફ્રાંકલિન કહે છે તેમ 'વપરાતી ચાવીજ ચળકતી રહે છે' અને 'વહેતું જળજ સ્વચ્છ રહે છે.' આજ પ્રમાણે ખરા અને આતુર હૃદયથી પ્રયત્ન કરવાથી શરીર, મન અને આત્મા નીરોગ થાય છે. કસરત પિત્તના પ્રવાહને નિયમિત કરે છે અને આપણામાંના ઘણા જણ **પોતાના પિત્તાશયમાંજ પોતાના વિચાર લઇને ફરે છે.** જો આપણે નીરોગી હોઇએ છીએ તો આશાવાદી હોઇએ છીએ અને રોગગ્રસ્ત હોઇએ છીએ તો અવશ્ય નિરાશાવાદી હોઇએ છીએ.

જો આપણે રમત અને કામનો અતિરેક કરીએ તો પ્રકૃતિ તેનો પણ હિસાબ લેવાનીજ. જો મધ્યમ રીતે આપણે હલેસાં મારીએ તો તે ફેફસાંને અવશ્ય ફાયદો કરે છે, પણ હલેસાં મારવાનો ધંધો કરનારા અનેક માણસો ક્ષયથી મરણ પામ્યા છે! તરુણ મલ્લો તથા યોદ્ધાઓનાં હૃદય કેવાં ઉશ્કેરાઈ જાય છે તે ડૉકટરો સારી પેઠે

જાણે છે. તેમની નાડી ત્વરાથી અને અનિયમિત રીતે ચાલે છે અને કોઇ કોઇ વાર તો અણુચિંતવ્યા ધબકારા તેમાં થઇ આવે છે તેથી જણાય છે કે, તેમના શરીરમાં લોહી ફરવાની ક્રિયા અટકી અટકીને થાય છે. આપણા ઉત્તમ પ્રકારે ઉછરેલા ઘોડાઓનો નવદશાંશ ભાગ, પુખ્ત ઉંમર પહેલાં શરતો તેમને પાયમાલ કરી નાખે છે ! વિશેષ કાર્ય કરી બતાવવાના પ્રયત્નથી ઘણા યુવાનો પાયમાલ થઈ ગયા છે ! આપણે ભરયૌવન ભોગવતા અતિ બળવાન કસરતબાજોમાં પણ ટકી રહેવાની શક્તિ ઘણી ઓછી જોઇએ છીએ. ખીલતા તરુણો પોતાના શારીરિક બળનો વધારો પડતો ઉપયોગ કરે છે તેથી શારીરિક સામર્થ્યનું દેવાળું અટકાવવાને તેમની પાસે કંઇ પણ મૂડી રહેતી નથી; પણ સારું આરોગ્ય ભોગવતા પૂર્ણ વિકાસ પામેલા માણસોની સાથે હમેશાં ઘણી મૂડી રહેલી હોય છે. એટલા માટે આવા તરુણો સખ્ત શારીરિક પરિશ્રમ કરવામાં અને પુષ્કળ માનસિક કામ કરવામાં ઉત્તમ રીતે આરોગ્ય ભોગવતા પુખ્ત વયના માણસો સાથે સ્પર્ધા કરી શકતા નથી.

એક આધુનિક લેખક જણાવે છે કે, શ્રીમંત માણસોને જેમ સ્વર્ગના સામ્રાજ્યમાં સ્થાન મળતું નથી; તેમ તેમને બુદ્ધિના સામ્રાજ્યમાં પણ સ્થાન મળતું નથી. ન્યુયૉર્ક, બોસ્ટન અને ફિલાડેલ્ફિયામાં સેંકડો કોટયાધિપતિઓ છે અને તેમાંના કેટલાક તો ત્રણ ચાર પેઢીથી શ્રીમંતાઇ ભોગવતા આવ્યા છે; છતાં પણ એ સર્વમાં સાહિત્ય, વક્તૃત્વ અથવા રાજનીતિમાં ખીલી નીકળતી મહાન બુદ્ધિ ધરાવનાર એક પણ માણસ ભાગ્યેજ છે—અથવા થયો છે ! તેમાંના એક પણ માણસે ભાગ્યેજ એકાદ છાપવા લાયક ગ્રંથ લખ્યો છે, એકાદ વાંચવા લાયક કવિતા રચી છે કે એકાદ સાંભળવા લાયક વ્યાખ્યાન કર્યું છે ! તેમને માનસિક જડતાનો વ્યાધિ લાગુ પડયો હોય છે. તેઓ મૂંગા બનીને પોતાના દ્રવ્યરૂપી ઝેરી વૃક્ષની નીચે બેસી રહે છે. તેઓ પાઠશાળામાં જાય છે; તેઓ વિદેશમાં પ્રવાસ કરે છે; તેઓ પ્રખ્યાતમાં પ્રખ્યાત શિક્ષકોને ભાડે રાખે છે; તેઓ પોતાનાં રાચરચીલાંની પેઠે પુસ્તકો પણ લઇ રાખે છે અને તેમાંના કેટલાક તો ચિત્રો વગેરે પણ ખરીદે છે; પરંતુ તેમનાં મગજો ભોગવિલાસથી અને કેટલીક વાર તો તેમના પોતાના દુર્ગુણો અને મૂર્ખતાભરેલાં કામોથી નષ્ટ થાય છે અને પરિણામે 'માનસિક જડતા' આવીને ઉભી રહે છે. પ્રકૃતિના નિયમોનો ભંગ કરનાર ભલેને કોટયાધિપતિ હોય તોપણ તેને દંડ

તો અવશ્ય સહેવોજ પડે છે! પ્રમાદી શ્રીમંતોમાં બુદ્ધિનાં ફળ પાકતાં નથી. કેમકે તેઓ સ્વર્ગના અને બુદ્ધિના સામ્રાજ્યમાંથી હદપાર થયેલા હોય છે. 'કામ ન કરો તો નષ્ટ થાઓ' એ પ્રકૃતિનો મૂળ મંત્ર છે. તમે તમારા દ્રવ્યના જોર વડે કદાચ તમારા શારીરિક વિનાશને અટકાવી શકશો પરંતુ અકર્મણ્યતાથી–કામ ન કરવાની સ્થિતિથી–તમારો માનસિક અને નૈતિક નાશ તો અવશ્ય થવાનો

જે માણસનું સમગ્ર જીવન વિષયના વિચારો અને વિષયી કાર્યોથી કલંકિત બનેલું હોય છે; એથી જેની બુદ્ધિ જડ બની હોય છે; જેના જ્ઞાનતંતુઓ બહેર મારી ગયેલા હોય છે અને જેનું અંતર સંકુચિત બની ગયેલું હોય છે; તેને પ્રકૃતિ અત્યંત ભયંકર શિક્ષા કરે છે. વિષયાસક્તિ મનુષ્યના સમગ્ર શરીરને જડ અને હૃદયને પાષાણવત્ બનાવી દે છે.

કંટાળો આવવો એ પ્રકૃતિનાં ઘણાં ભયસૂચક ચિહ્નો પૈકી એક છે. શરીર અને મનને ઉશ્કેરીને આપણે જે જે કરીએ છીએ તે ન કરવા કરતાં પણ ખરાબ છે. લાંબા સમય સુધી નિદ્રા ન લેવાથી ઘણી વાર માણસ ગાંડો બની જાય છે.

રોમન કૅથોલિક પંથના નિંદકો પર જે જે અત્યાચારો કરવામાં આવ્યા હતા તેમાંનો એક ખરાબમાં ખરાબ અત્યાચાર એ હતો કે, તે બિચારાઓને ઉંઘવા દેવામાં આવતા ન હતા. પરિણામે ઘણી વાર તેઓ ગાંડા થઇ જતા અથવા મરણ પામતા. નિદ્રાના અભાવે ઉદાસી લાગુ પડે છે અને ત્યાર પછી ગાંડપણ આવે છે. આપણને નીરોગી સ્થિતિમાં રાખવાને માટે પ્રકૃતિ નિદ્રા દ્વારા પુનઃ પુનઃ આપણને પોતાના ખોળામાં લે છે ઉંઘમાં નાખે છે અને તે સ્થિતિમાં આપણને પ્રાયઃ આયુષ્યના ત્રીજા ભાગ સુધી રાખે છે. આ સમય દરમ્યાન તે અદ્‌ભુત યંત્રકામને સમારે છે અને સુધારે છે. દિવસે આપણે જીવનના મહાસંગ્રામમાં થાકી જઇએ છીએ; કંટાળી જઇએ છીએ; હૃદયભગ્ન થઇએ છીએ અને નિરાશ થઇએ છીએ; પરંતુ રાત્રે તે આપણને પોતાના ખોળામાં લે છે ત્યારે આપણા મગજનો પ્રત્યેક અણુ નવીન અને તાજો થાય છે; સર્વ કચરો ધોવાઇને રક્તપ્રવાહમાં જાય છે; એ દ્વારા તે ફેફસાંમાં ધકેલાઇ જાય છે અને ત્યાંથી ઉચ્છ્વાસ મારફતે બહાર નીકળી જાય છે. આથીજ પ્રાતઃકાળમાં શરીર નવીન જેવું તાજું અને નીરોગી બની રહે છે.

## દેવની નોંધઃ–

"શું તે આટલી ત્વરાથી આવી પહોંચ્યું! એક સો વર્ષ પર્યંત વાપરવાને માટે ઘડેલું શરીર ફક્ત ત્રીસ વર્ષમાંજ પાછું

આવ્યું ? જે મંદિર બાંધતાં અઠ્ઠાવીસ વર્ષ લાગ્યાં તે શું પૂરેપૂરું બંધાયા પહેલાંજ નાશ પામ્યું ? સફેદ વાળ, કરચલીઓ, વળી ગયેલું શરીર અને મૃત્યુ, એ બધાંને યુવાવસ્થાની સાથે શો સંબંધ છે ?”

“શું દુષ્ટ ખુનીએ ખીલવાની અણી પર આવેલી કળીને ચૂંટી લઇને આ સર્વ સૌન્દર્યનો નાશ કર્યો છે ? શું તેણી મનની અત્યંત ઉશ્કેરણી, સજ્જડ કમરપટો પહેરવાની ટેવ અને આડંબરી મોજશોખનો ભોગ થઇ પડી ગરીબ બિચારી !”

“એક સુશિક્ષિત, સુસંસ્કૃત સન્નારી આ રહી ! તે ફેફસાંની ક્ષુધાથી મરણ પામી છે. માનવપ્રાણીઓ અશુદ્ધ હવા શ્વાસમાં લેવાથી કેવી મોટી હાનિ સહન કરે છે ! પ્રકૃતિ તેમને ઇશ્વરના હાથથી બનાવેલી આરોગ્યવર્ધક હવા પૂરી પાડે છે છતાં તેઓ પોતેજ તેને એના શુદ્ધ સ્વરૂપમાં શ્વાસમાં લેવાની ના પાડે છે ! પરિણામે તેમને ‘અલ્પાયુ’રૂપે દંડ સહન કરવો પડે છે. તેઓ કેટલોક સમય પાણી વિના અને એથી પણ લાંબો વખત અન્નવસ્ત્ર અથવા કહેવાતી સગવડો વિના જીવી શકે છે; તેઓ શિક્ષણ વિના જીવી શકે છે; પરંતુ જો તેમને આરોગ્ય જાળવવાની ઇચ્છા હોય તો તેમનાં ફેફસાંને તો આખો દિવસ અને રાત્રિ ઉત્તમ આરોગ્યદાયક હવાનો ખોરાક મળ્યાજ કરવો જોઇએ. ખરાબ હવા અને ખરાબ આચારવિચાર વચ્ચે ધાડો સંબંધ છે, એ વાત જો અમારી પેઠે તેઓ પણ જાણી શકતા હોય તો કેવું સારૂં ! મોટાં નગરોના ઉત્તમોત્તમ મહોલ્લાઓમાં વસતા હજારો શ્રીમંત લોકો વસ્તુતઃ આકાશની ખુલ્લી હવા પણ લેતા નથી અને સૂર્યપ્રકાશ કે જે સર્વ પ્રાણીઓનો જીવનદાતા અને બલદાતા છે તેનાથી પણ વંચિત રહે છે. જ્યાં વનસ્પતિ પણ મરી જાય છે એવે ઠેકાણે કેટલાં બધાં છોકરાંઓ વસે છે અને ઉંઘે છે !”

“અહીં એક લાડકવાયા પુત્ર અને પ્રિય પતિનું મૃત શરીર છે ! એ સુશિક્ષિત અને સુસંસ્કૃત હતો તેથી તેની કારકીર્દિના પ્રારંભમાં કેવી મોટી મોટી આશાઓ એને ઉલ્લાસ પ્રેરતી હતી ! પરંતુ સેતાનના દૂતે તેને કહ્યું કે ‘ જો તું આઠ આનાનો એક પ્યાલો ભરીને “ દારૂ ” લેશે તો તને કલ્પનાશક્તિ, ચપળતા, બુદ્ધિ, વક્તૃત્વશક્તિ, શારીરિક બળ અને સુખ, એ સર્વ પ્રાપ્ત થશે !’ અમારામાંના ઉત્તમોત્તમ પુરુષોએ એને તેમ નહિ કરવાને ઘણુંયે સમજાવ્યો, પણ તે એકનો બે થયો નહિ; અમારા સઘળા પ્રયત્નો વ્યર્થ ગયા. તે બિચારા મૃત્યુલોકના માનવીએ પીઠાવાળાની સાથે

વ્યવહાર શરૂ કર્યો. અને તેને ફળ શું મળ્યું ? તેનું અંતઃકરણ સખ્ત થઈ ગયું; તેનું ઘર નષ્ટ થઇ ગયું; તેનું શરીર વ્યાધિ-ગ્રસ્ત થઇ ગયું; તેનું મગજ જડ બની ગયું. તેની પત્ની હતાશ થઈ ગઇ. તેનાં સંતાનો ચીંથરેહાલ થઈ ગયાં અને તેના મિત્રોએ તેને સુધારવાની આશા છોડી દીધી. જ્યારે બીજાઓ આનંદમાં દિવસો ગાળતા હતા ત્યારે તેના દિવસો પશ્ચાત્તાપમાં વીતવા લાગ્યા. તેની રાત્રિઓ વેદનામાં પસાર થવા લાગી; તેની મરણશય્યા આગળ કોઇએ અશ્રુપાત પણ કર્યો નહિ કે તેની કબરને કોઇએ માન આપ્યું નહિ ! આવા હજારો માણસોમાંનો આ તો માત્ર એકજ નમૂનો છે ! આ મૃત્યુલોકના માનવીઓ કેવા મૂર્ખ છે ! ”

“ તે વ્યસનનો ગુલામ બનીને જે નાશની ભૂમિ તરફ બહુ ત્વરાથી દોડતો હતો એ શું તેને નજરે પડી ન હતી ? હા, અલબત્ત, એને તે દૃષ્ટિગોચર થઇ હતી; પરંતુ જ્યારે કાળ વહી ગયો ત્યારેજ ! તે મરી ગયો ત્યારે તેની જોરથી વાળેલી મુઠ્ઠીમાં એક કરચલીવાળો કાગળ હતો તેમાં તેણે ધ્રૂજતે હાથે અને ભાગ્યેજ વાંચી શકાય તેવા નીચલા શબ્દો લખ્યા હતાઃ ‘ પત્ની, સંતાનો અને ૮૦૦૦ પૌંડ કરતાં અધિક નાણું એ સર્વ ગયાં ! એને માટે હું એકલોજ જવાબદાર છું ! સઘળું મારા ગળામાં ગયું છે ! હું એકવીસ વર્ષનો થયો ત્યારે મને સારી સંપત્તિ મળી હતી. હજુ મને પૂરાં પાંત્રીસ વર્ષ પણ થયાં નથી ત્યાં તો મેં મારી સુંદર પત્નીને મારી નાખી; તે હૃદયભગ્ન થઇ મરણ પામી. મેં બેદરકારીથી મારાં સંતાનોનાં ખૂન કર્યાં. આ સિક્કો ગયો એટલે ભોજન શી રીતે મેળવવું તે સમજાતું નથી ! હું દારૂડિયો અને દરિદ્રી બનીને મરણ પામું છું. આજ મારૂં છેલ્લું નાણું છે અને આજ મારો ઇતિહાસ છે ! દારૂનું સેવન કરનાર કોઈ પણ માણસના વાંચવામાં આ કાગળ આવે તો તેણે મારા જીવનના નાશ પરથી ધડો લેવો. ’ ”

“ જો એણે મનોવિકારને વશ થઇને નહિ પણ બુદ્ધિપૂર્વક પોતાનું જીવન વ્યતીત કર્યું હોત તો તેણે પૌરુષાર્થનું કેવું ઉત્તમ ઉદાહરણ જગતને દર્શાવ્યું હોત ! એ ચાળીસ વર્ષની વૃદ્ધ (!) વયે મરણ પામે છે. એના વાળ સફેદ થઇ ગયા છે. એની આંખો ઉંડી પેસી ગઇ છે. એનું મુખારવિંદ નિસ્તેજ થઇ ગયું છે. એના શરીર પર જ્યાં ત્યાં રોગની ચિઠ્ઠીઓ ચોઢેલી છે. દેવને પણ દીપાવે એવો એનો શારીરિક બાંધો હતો. એ ઇશ્વરનું સાક્ષાત્ સ્વરૂપ હતું. એનામાં અમર્યાદ શક્તિઓ હતી; પરંતુ એ હાડપિંજરરૂપી વહાણ મનો-

વિકારરૂપી સમુદ્રમાં અફળાઈને તૂટી ગયું અને હવે એ માત્ર લોકોને ચેતવનાર ભયસૂચક ચિહ્નરૂપેજ ઉપયોગી છે. જે નાખુદા પોતાના પુત્રને કયાં કયાં ખડકો છે, કયાં કયાં ખરાબાઓ છે અને કયાં કયાં છીછરાં પાણી છે તે દર્શાવનારો નકશો અથવા તે સંબંધી સૂચનાઓ આપ્યા વિના વહાણ સોંપે; તેને વિષે સંતાનો ધરાવનાર માણસો શું ધારશે? મનોવિકારના સમુદ્રમાં કેટલાં બધાં માણસો ડૂબી મુઆં છે તે શું તેઓ જાણતા નથી? અહો! પોતાના પ્રાણ કરતાં પણ અધિક પ્રિય એવાં સંતાનોની વિરુદ્ધ, માતાપિતા મૌનથી કેવા અપરાધો કરે છે? માબાપો તેમને શિક્ષણ આપવામાં, તેમના મિત્રો પસંદ કરવામાં અને તેમનું સામાન્ય કલ્યાણ કરવામાં ઘણું ડહાપણ વાપરે છે; પરંતુ તેમની શારીરિક પ્રકૃતિના સંબંધમાં તેઓ જે ભેદભરેલું મૌન ધારણ કરે છે તેનું કારણ શું છે તે સમજી શકાતું નથી! સંતાનો જયારે યોગ્ય વયનાં થાય ત્યારે સર્વ માતાઓ પોતાની પુત્રીઓને અને સર્વ પિતાઓ પોતાના પુત્રોને તેમની શારીરિક વ્યવસ્થા સંબંધી સારૂં જ્ઞાન આપે તો અવશ્ય સંસ્કૃતિની ઘણીજ પ્રગતિ થાય."

"આ યુવાન ધર્માચાર્યે લોકપ્રિય થવાનો પ્રયત્ન કરતાં પોતાના જીવનની હાનિ કરી છે. આ વિદ્યાર્થીએ પોતાના વર્ગમાં પહેલો નંબર રાખવાની ધૂનમાં આત્મઘાત કર્યો છે. તરુણ વકીલે પ્રકૃતિની બેંકમાંથી જરૂર કરતાં વધારે નાણાંનો ઉપાડ કર્યો અને પછી તેણે એને પક્ષાઘાત લાગુ પાડીને ઉપાડ કરતાં તદ્દન અટકાવ્યો!"

"આ વ્યાપારી પાંત્રીસ વર્ષની વયે પોતાના હાથેજ મરણ પામ્યો! એનું જીવન આનંદ વિનાજ વ્યતીત થયું હતું. એણે પોતાની આનંદ મેળવવાની શક્તિનું ખૂન કર્યું હતું અને જીવનનો ઉપભોગ લેવાની તૈયારી કરતી વખતે તેણે પોતેજ પોતાની કબર ખોદી હતી. આ મોટા મોટા લોકોમાં ભમનારો યુવાન પુરુષ અકર્મણ્યતા અને સ્વચ્છંદતાને લીધે ત્રીસ વર્ષની વયે મરણ પામ્યો. એનામાં મગજનો ભાગ ઘણો થોડો જણાયો!"

"આ એક સાઠ વર્ષનો ભલો અને વૃદ્ધ માણસ છે. આપણે એના પ્રશંસકોની વાત પર જો શ્રદ્ધા રાખીએ તો એના શ્વેત વાળ એ ડહાપણનું ચિહ્ન છે ખરૂં; પરંતુ એ ડહાપણે એને સાઠ વર્ષની "વૃદ્ધ વયે" મરણ પામતાં અટકાવવો જોઇતો હતો. શું એ જાણતો ન હતો કે એનું લોહી, શરીરના સર્વ ભાગોને પોષણ આપતું ન હોવાથી એના વાળ શ્વેત થતા જતા હતા; એના

મુખારવિંદ પર કરચલીઓ પડતી જતી હતી; એના મસ્તકમાં આગળના જેવી ચપળતા રહી ન હતી અને એનાં પગલાં મંદ થતાં જતાં હતાં ? શું તે આ સરળ સત્ય જાણતો ન હતો કે, માણસનું શરીર બાલ્યાવસ્થામાં મૃદુ હોય છે અને વૃદ્ધાવસ્થામાં કઠિન થતું જાય છે ? શું તેણે કદી પણ વિચાર કર્યો ન હતો કે વૃદ્ધાવસ્થા, એ ખાનપાનમાં અત્યંત કાર્બન અને ગંધક આવવાથી શરીરના અવયવો કઠિન બની જવાનું પરિણામ છે ? આ કાર્બન અને ગંધકથી હાડકાં કઠણ બની જાય છે એટલુંજ નહિ પરંતુ નસો અને શિરાઓ પણ સખ્ત થઇ જાય છે અને તેથી લોહી આખા શરીરમાં સારી રીતે ફરી શકતું નથી."

"સ્ત્રીપુરુષોની જીંદગી અમને કેવી કંગાલ અને હાસ્યાસ્પદ લાગે છે ! સમય એટલો બધો કિંમતી છે કે ઇશ્વર પણ એક ક્ષણ વહી ગયા વિના બીજી ક્ષણ આપતો નથી. આવી કિંમતી ક્ષણોને તેઓ પાણીની પેઠે જેમ તેમજ ખર્ચી નાખે છે ! તકો અને સંધિઓ કે જેને માટે દેવો પણ તલસે છે તેને તેઓ વિસાત વિનાની ગણીને ફેંકી દે છે અને પછી "અમને તકો મળી નહિ" એવું બહાનું કાઢીને તેઓ વ્યર્થ જીવન ગાળી મરી જાય છે ! જીવન કે જે અમને આટલું બધું કિંમતી જણાય છે તેને તેઓ પાણીમાંનો પરપોટો ગણીને લાત મારે છે ! મૃત્યુલોકનો કોઈ પણ એવો માનવી અમારી પાસે ભાગ્યેજ પાછો આવે છે કે જેણે પોતાના કિંમતી જીવનનાં અનેક વર્ષો વૃથા ગુમાવી નાખ્યાં ન હોય ! અમારી પાસે એવો કોઇકજ માણસ પાછો આવે છે કે જે જંગલમાં પાનખર ઋતુમાં ખરી પડતાં પાંદડાંની માફક ખરી વૃદ્ધાવસ્થામાં મરણ પામ્યો હોય ! માનવશરીર કે જેના પૂર્ણ સૌન્દર્યની પ્રશંસા દેવો પણ કરે છે; તેના ચમત્કારો જો મનુષ્યો જોઇ શકતાં હોય તો તેઓ તેના પર ખરાબ પોશાક લાદે નહિ; તેની પવિત્ર ઈંદ્રિયોનો મૂર્ખતાપૂર્વક દુરુપયોગ કરે નહિ અથવા તેની સંપૂર્ણ સંભાળ લેવામાં બેદરકારી બતાવે નહિ. શું જીવન એટલું બધું સસ્તું બની ગયું છે કે મૃત્યુલોકના માનવીઓ તેને આ રીતે ફેંકી દે છે ?"

બોધ સ્પષ્ટજ છે. અકાળે મરણ પામેલા માણસોની યાદી અમર્યાદ છે અને તેમનાં મરણનાં ઉપર જણાવ્યાં એવાં કારણો અસંખ્ય છે; પરંતુ સારી રીતે જીવનાર માણસોનાં ઉદાહરણ અતિ વિરલ છે.

---



# પ્રકરણ ૧૮ મું—સારા અને માઠા ધંધાઓ

"પ્રકૃતિએ તમને જે બનાવવાની ઈચ્છા રાખી હોય તે બનો એટલે તમે સફળતા મેળવશો; જો કોઈ બીજા બનવા જશો તો તમને નિષ્ફળતાજ મળશે." —સિડ્નિ સ્મિથ

"સફળતાને ખરીદવા માટે ઘણા માણસોને પોતાના શરીરનો એકાદ ટુકડો કાપી આપવો પડે છે."

"કોઇ પણ માણસ પોતાની પ્રકૃતિથી વિરુદ્ધનો પ્રયાસ નિરંતર કરી શકતો નથી અને સફળતા મેળવી શકતો નથી; જીવનનું સાફલ્ય કરવાના નિયમો પૈકી એક નિયમ એ છે કે, આપણા જીવનને એવી રીતે યોજવું જોઈએ, કે જેથી આપણા શારીરિક બંધારણ અને આપણી સ્વાભાવિક વૃત્તિનો નિરોધ કરવા પાછળ આપણું સઘળું બળ ખરચી દેવું પડે નહિ અને તેના સદુપયોગ વડે આપણે સફળ થઈ શકીએ." —બલ્વર

"જે માણસની પાસે એક ધંધો છે તે માણસની પાસે એક જાગીર છે." —ફ્રેંકલિન

"પ્રકૃતિ પોતાનાં દરેક સંતાનને બનાવતી વખતે તેને કોઈ ને કોઈ કામને માટે ખાસ લાયકાત અવશ્ય આપે છે." —લૉવેલ

ધંધારોજગારની મનુષ્યના આયુષ્ય પર પ્રબળ અસર થતી હોવાથી તરુણ પુરુષોએ સૌથી પ્રથમ એ ખાત્રી કરી લેવી જોઇએ કે, તે જે ધંધો પસંદ કરે છે તે આરોગ્યદાયક છે કે નહિ? રાજદ્વારીઓ, ન્યાયાધીશો અને ધર્માચાર્યો ઘણાં વર્ષ જીવે છે એ વાત સુપ્રસિદ્ધ છે. વ્યાપારમાં કટ્ટી હરિફાઇથી જે સંઘર્ષણ થાય છે તેને લીધે શરીર ઉતાવળે ઘસાય છે; પરંતુ ઉપર કહ્યા તે પ્રકારના માણસોમાં તેમ બનતું નથી. દૂર દૂર ફરતી મહાન સૂર્યમાલાઓ વિષે નિરંતર ચિંતન કર્યા કરનારા ખગોળવેત્તાઓ પણ ઘણું લાંબુ જીવન ભોગવે છે. હંબોલ્ટ અને હર્શલ આ સત્યનાં જ્વલંત ઉદાહરણો છે. ગૅલીલિયો, બેકન, ન્યૂટન, યુલર, ડાલ્ટન વગેરે તત્ત્વવેત્તાઓ તથા વૈજ્ઞાનિકો, ગણિતશાસ્ત્રીઓ અને ધર્મશાસ્ત્રોના અભ્યાસીઓ, સાધારણ ધંધાદારી મનુષ્યોનાં ઘણાં સંકટોથી મુક્ત જણાય છે. વનસ્પતિવિદ્યાના મહાન અભ્યાસીઓએ પણ

સાધારણ રીતે ઘણા લાંબા સમય સુધી સુખી જીવન ગાળ્યું છે. ઇંગ્લંડની ઇતિહાસની શોધખોળ કરનારી એક સુપ્રસિદ્ધ મંડળીના ચૌદ સભ્યો ૧૮૭૦ માં મરણ પામ્યા તેમાંના બે નેવું કરતાં વધારે વયના હતા; પાંચ એંશી કરતાં વધારે ઉંમરના હતા અને બે સિત્તેર કરતાં વધુ ઉંમરના હતા.

માનસિક કાર્યથી શરીરના આરોગ્ય પર ઘણી મોટી અસર થાય છે. વિજ્ઞાનનો અભ્યાસ શાંતિનું વાતાવરણ ઉત્પન્ન કરી આયુષ્યમાં વૃદ્ધિ કરે છે.

સોય અને કાંટા બનાવવાનો ધંધો કરનાર માણસોના પેટમાં પોલાદની જે બારીક રજકણો જાય છે તેથી ભયંકર રોગ થાય છે અને તેઓ ચાળીસ વર્ષના થવા પહેલાં તો અવશ્ય મરણ પામે છે. ભારે પગારને લીધે આ ધંધામાં પડવાને ઘણા માણસો લલચાય છે એટલુંજ નહિ પરંતુ તેમના મસ્તક પરનો ભય ઓછો કરવાને માટે જે યોજનાઓ ઘડવામાં આવે છે તેની સામે પણ તેઓ પોતાના સમગ્ર બળથી થાય છે. કારણ કે તેમને એવો ભય રહ્યા કરે છે કે તેથી કદાચ ઘણા માણસો આ ધંધામાં પડશે અને તેમનો પગાર ઓછો કરી નાખશે. ફ્રાન્સનાં દીવાસળીનાં ઘણાં કારખાનાંઓમાં કામ કરતા માણસોના આરોગ્ય પર તે કામની કેવી અસર થાય છે તેની ઘણા વૈદ્યોએ તપાસ કરી છે અને તે સર્વ એકમતે જણાવે છે કે, તેના પરિણામે એ લોકોના દાંત વહેલા ખવાઇ જાય છે; જડબાંનું હાડકું સડી જાય છે; ગળા પર સોજો ચઢી આવે છે અને બીજા ઘણા રોગો લાગુ પડે છે!

ચોત્રીસ વર્ષ અને આઠ માસ દરમ્યાન મૅસેચ્યુસેટ્સ પરગણામાં વીસ કરતાં વધારે વર્ષની વયના એક લાખ સડસઠ હજાર માણસો મરણ પામ્યાં! તેમના રોગનાં ખાનાંઓમાં તેમના ધંધાઓ નોંધેલા હતા. બધાની સરાસરી વય એકાવન વર્ષની આવી હતી. ખેતીનો ધંધો કરનારાઓની સરાસરી ઉંમર સૌથી વિશેષ એટલે કે સાડીપાંસઠ વર્ષની આવી હતી.

બીજા ધંધાઓમાં રોકાયેલા માણસો કરતાં અને શહેરીઓ કરતાં ખેડુતો વધુ જીવે છે અને વૃદ્ધ માણસોનું પ્રમાણ તેમનામાં વધુ જણાય છે તેનાં ઘણાં કારણો છે. તેમને સ્વચ્છ હવા મળે છે અને મેદાનમાં કસરત મળે છે તેથી તેમને ભૂખ સારી પેઠે લાગે છે અને ઉંઘ પણ ખૂબ આવે છે; જ્યારે શહેરમાં વસતા માણસો ભાગ્યેજ સારી ભૂખ અને ગાઢ નિદ્રા ભોગવે છે. વળી ખેડૂતોને

બીજો લાભ એ છે કે, શહેરમાં સખ્ત હરિફાઇ ચાલતી હોવાથી ત્યાંના લોકોને જે ઘસારો, ચિંતા અને મનોવેદના ભોગવવી પડે છે તેથી તેઓ મુક્ત હોય છે.

બીજી રીતે જોતાં ખેડુતો પણ કેટલાક મહાન દોષોથી અને દીર્ઘાયુષ્યના કેટલાક શત્રુઓના પંજામાંથી મુક્ત હોતા નથી. મનુષ્ય કાંઇ માત્ર રોટલાથીજ જીવતો નથી પણ શરીરને નીરોગી રાખવામાં મન સૌથી અગત્યનો ભાગ ભજવે છે. શહેરનું સામાજિક જીવન; તેમજ પુસ્તકાલયો, વ્યાખ્યાનો, મહાન ઉપદેશકો વગેરેનો લાભ લેવાની મનને મળતી તકો અને બુદ્ધિમાન પુરુષોનો નિરંતર સહવાસ; એ વસ્તુઓ કૃષિકારના જીવનના ઉપર જણાવેલા ઘણા લાભોનો બદલો વાળી આપે છે.

એ તો જાણે શક વગરની વાત છે કે, મહત્ત્વાકાંક્ષા અને સફળતા, મનુષ્યના આયુષ્યને દીર્ઘ બનાવવાની શક્તિ ધરાવે છે. જો આપણે દ્રવ્યની પાછળ અત્યંત ત્વરાથી દોડીને આપણા જીવનને ઘસી નાખીએ નહિ તો સફળતાથી આપણને દીર્ઘાયુષ્ય પ્રાપ્ત થાય છે. ટૉમસ ડબ્લ્યુ. હિગિન્સને ગઇ સદીના સૌથી વિશેષ પ્રસિદ્ધ ઉપદેશકો પૈકી ત્રીસ જણાની યાદી બનાવી; તો તેને જણાયું કે તેમનું સરાસરી આયુષ્ય ઓગણોતેર વર્ષનું હતું !

ખાણના કેટલાક વિભાગોમાં કામ કરનારા માણસોમાં એક હજારમાંથી છસો ક્ષયથી મરણ પામે છે ! યુરોપનાં કારાગૃહો કે જેમાં ખરાબ હવા અને ગંદકીની અતિ ભયંકર અસર થાય છે તેમાં સેંકડે એકસઠ માણસ ક્ષયથી મરી જાય છે. બૅવેરિયાના મઠોમાં જે માણસ નીરોગી સ્થિતિમાં દાખલ થાય છે તેમાંના સેંકડે પચાસ જણ ક્ષયથી મરણ પામે છે ! પ્રશિયન કારાગૃહોની સ્થિતિ પણ લગભગ આવીજ છે. ખરાબ હવા, ગંદકી અને ખરાબ ખોરાકનું પરિણામ કેટલું ખરાબ આવે છે તે આ પરથી જણાય છે કે, ઉપર જણાવેલા વીસ અને ચાળીસ વર્ષની વચ્ચેની વયના માણસોનું મરણપ્રમાણ તે વયના સાધારણ માણસોના મરણપ્રમાણ કરતાં પાંચગણું વિશેષ હોય છે ! ન્યૂયૉર્ક નગરમાં ૧૮૯૨ ની સાલમાં વીસ^ કરતાં અધિક વયના માણસોનાં મરણો પૈકીના પાંચમા ભાગનું કારણ ક્ષય હતું. યુરોપનાં મોટાં નગરોમાં ક્ષયથી થયેલાં મરણોનું પ્રમાણ તો ઘણી વાર એથી પણ વિશેષ હોય છે. ત્યાં એક હજાર મરણોમાં ક્ષયના રોગથી સરાસરી એકસો ત્રણ ખેડુતો, એકસો આઠ માછીઓ,

એકસો એકવીસ માળીઓ, એકસો બાવીસ ખેતરમાં કામ કરતા મજૂરો, એકસો અડસઠ ગાંધીઓ, બસોને નવ દરજીઓ, ત્રણસોને એક સૂકા મેવાના વેપારીઓ અને ચારસો એકસઠ કંપોઝીટરો મરણ પામે છે–એટલે કે તેમાંનો લગભગ અર્ધો ભાગ તો કંપોઝિટરનોજ હોય છે ! હિંદમાં ચાલતાં રૂ, સૂતર અને કાપડનાં કારખાનાંમાં પણ રૂનાં બારિક રજકણો મજૂરોના શ્વાસોચ્છ્વાસમાં પુષ્કળ જવાથી તેમજ કારખાનાંઓમાં ગરમી જાળવી રાખવા સારૂ હવા નહિ આવવા દેવા માટે પ્રકાશ પણ કાચનાંજ બારણાંઓ મારફત આવવા દે છે તેથી મરણોનું પુષ્કળ પ્રમાણ આવે છે. મુંબઈની કાપડ માર-કીટોમાં દિવસ અને રાત ગુજારનારાઓની પણ તેજ વલે થાય છે.

જે ધંધાઓમાં, કામ કરનારાઓને રજકણો શ્વાસમાં લેવાની ફરજ પડે છે તે સંબંધે વૈદ્યશાસ્ત્રી બેનૉયસ્ટન તથા લૉમ્બાર્ડે ઘણી તપાસ કરી છે. તે પરથી જણાય છે કે, ખાણોમાંનાં રજકણો આરોગ્યને સૌથી વિશેષ નુકસાન કરે છે; પ્રાણીઓનાં રજકણો એથી ઓછું નુકસાન કરે છે અને વનસ્પતિનાં રજકણો એથી પણ થોડું નુકસાન કરે છે.

ધંધાની પસંદગી કરતી વખતે સ્વચ્છતા, શુદ્ધ હવા, સૂર્ય-પ્રકાશ તથા નુકસાનકારક રજકણો અને વિષમય હવાથી મુક્તિ એ બાબતોને સૌથી વિશેષ મહત્ત્વ આપવું જોઇએ. જે માણસ ગમે તેવડી રકમને માટે પોતાના જીવનનું એકાદ વર્ષ વેચી દેવાને તૈયાર થાય તેને આપણે ગાંડો ગણીએ છીએ અને તે છતાં આપણે એવા ધંધાઓ પસંદ કરીએ છીએ કે જે આંકડાઓ અને ડાકટરો-ના જણાવ્યા મુજબ આપણાં જીવનનાં પાંચથી લઇને પચ્ચીસ, ત્રીસ અને ચાળીસ વર્ષો સુધી કાપી નાખે છે !

જે ધંધામાં લાંબા અને અનિયમિત અંતરે પુષ્કળ બળનો ખર્ચ કરવો પડે છે તે ધંધો પણ ભયકારક હોય છે. જે માણસ નિયમિત રીતે અને પદ્ધતિસર કામ કરતો નથી તેના મસ્તક પર સંકટ નિરંતર ઝઝૂમી રહેલું હોય છે. એક વૈદ્યે ઈ. સ. ૧૮૯૫ માં જણાવ્યું હતું કે “ છ વર્ષ પહેલાં સ્થાપિત થયેલી ન્યૂયૉર્કની એક ક્લબના બત્રીસ સશક્ત મલ્લો પૈકી ત્રણ ક્ષયથી મરણ પામ્યા છે; પાંચને ગોળાનું દરદ લાગુ પડવાથી પટો પહેરવાની ફરજ પડી છે; ચાર અથવા પાંચ જણના ખભા બેસી ગયા છે અને ત્રણને ઉધરસ તથા અર્ધું બહેરાપણું લાગુ પડયું છે ! ” ઓહિયો પરગણા-ના ડેઇટન નગરમાં આવેલા સ્વદેશી સૈનિકોના નૅશનલ સોલ્જર્સ

હોમ નો મુખ્ય શસ્ત્રવૈદ્ય ડૉ. પૅટન જણાવે છે કે, "આ સંસ્થામાં પાંચ હજાર સૈનિકો છે. તેમાંના સેંકડે આઠ ટકા એક વા બીજા પ્રકારના હૃદયના રોગથી પીડાય છે અને તેનું કારણ યુદ્ધમાં તેમને ફરજિયાત શારીરિક પરિશ્રમ કરવો પડે છે તે છે."

મનુષ્યની ઇન્દ્રિયો અને બીજા અવયવો પરસ્પર એવી રીતે જોડાયેલાં હોય છે કે એકને ઈજા થતાં તેની અસર સર્વ પર થાય છે. કસરતબાજો પોતાના શરીરને ઘણું મજબૂત બનાવે છે તેઓ પણ શારીરિક, માનસિક અને નૈતિક લાભોના ભોગે જ તેમ કરે છે. આ એક પ્રકૃતિનો નિયમ છે કે, કોઇ પણ શક્તિ અથવા અવયવ પર વિશેષ દબાણ અથવા શ્રમ પહોંચાડીને જો તમે તેનો અતિશય વિકાસ કરશો તો તે પાયમાલ થશે એટલુંજ નહિ પણ તે બીજી સર્વ શક્તિઓ અને અવયવોને નુકસાન પહોંચાડશે.

તાજા મગજમાંથીજ બળવાન વિચારો જન્મ પામે છે. ખવાઇ ગયેલા અને થાકી ગયેલા મગજમાંથી જન્મ પામેલા વ્યાખ્યાન, ગ્રંથ અથવા નિબંધમાં બળ, દઢતા, ચપળતા અને સ્થિરતા હોતી નથી. શરીરના જે અવયવો સૌથી મોડા સંપૂર્ણ થાય છે તે પૈકી મગજ એક છે-અર્થાત્ તે અઠયાવીસ વર્ષની વયે સંપૂર્ણ થાય છે. માટે ખાસ કરીને બાલ્યાવસ્થામાં તેના પર વિશેષ કામનો બોજો નાખવો જોઇએ નહિ. નિશાળોમાં મગજ પાસે પુષ્કળ કામ લેવાથી મનુષ્યની કારકીર્દિ ઘણી વાર નષ્ટ થાય છે.

મગજનું કામ કરનારા માણસો હમેશાં ઘણા કલાક સુધી એક ને એક પ્રકારનું કામ સારૂં અને અસરકારક કરી શકતા નથી. મગજે કંટાળી જઇને પોતાની સ્થિરતા અને સામર્થ્યને ગુમાવી દીધા પછી પણ તેની પાસે તેનું તેજ કાર્ય કરાવ્યા કરવાથી એવા કાર્યમાં સ્થિરતા અને સામર્થ્યનો અભાવજ રહે છે. એને બદલે જો તેઓ થાકેલી શક્તિઓને આરામ લેવા દઇને બીજી પોતાની નહિ થાકેલી શક્તિઓને બરનું બીજું કોઇ કામ કરે તો એવો ભય રહેતો નથી.

કેટલાક માણસો સાહિત્યની સાથે કંઇ પણ સંબંધ ન હોય એવા ધંધાઓ કરવા છતાં અવકાશના સમયમાં સાહિત્યનું પુષ્કળ કામ કરે છે. પોતાના નિયત ધંધામાં તેમની જે શક્તિઓ વપરાય છે તે આખા દિવસના કામના દબાણ અને ઉશ્કેરણીથી સંપૂર્ણ થાકી ગઇ હોય છે તે છતાં પણ સાયંકાળે અથવા બીજા કોઇ અવકાશના સમયમાં તેઓ અતિ અસરકારક કાર્ય કરવાને શક્તિમાન થાય છે. કારણકે તેઓ આ સમયે સર્વથા બીજજ શક્તિઓને ઉપયોગમાં

લાવે છે, કે જે શક્તિઓ બીજી શક્તિઓ કામ કરતી હોય છે ત્યારે વિશ્રાંતિ લેતી હોય છે.

મગજની ક્રિયા બંધ રહેવાથી કાંઇ મગજને વિશ્રાન્તિ મળતી નથી; આ વાત મહાન વિચારકોનો મોટો ભાગ જાણે છે. જે માણુસો મગજનું કામ સૌથી વિશેષ કરે છે તેઓ વહેલા યા મોડા–દુર્ભાગ્યવશાત મોડાજ–વારાફરતી એક પ્રકારની શક્તિઓને વિશ્રાંતિ આપી બીજા પ્રકારની શક્તિઓનો ઉપયોગ કરવાનું શીખે છે. એક કાર્યમાં તેમને કંટાળો આવે છે ત્યારે ત્યારે તેઓ તેને પડતું મૂકીને બીજું કાર્ય હાથમાં લે છે અને આ રીતે તેઓ પોતાના પુષ્કળ માનસિક કાર્યથી જગતને છક્ક કરી નાખવાને શકિતમાન થાય છે. મગજમાંની અમુક શકિતઓને વિશ્રાંતિ આપીને અને અમુક શકિતઓને આરોગ્યદાયક કસરત આપીને તેમનો એક પછી એક ઉપયોગ કરવાના ચાતુર્યનુંજ આ પરિણામ હોય છે. કોઈ પણ મહત્ત્વાકાંક્ષી કાર્યકર્તા જો એકજ પ્રકારની શકિતઓનો નિરંતર ઉપયોગ કર્યા કરશે તો તેને થોડાજ સમયમાં પશ્ચત્તાપ કરવો પડશે. મગજના કોઈ પણ પ્રકારના અણુઓ, તેમનામાં જેટલું માનસિક બળ હોય તે કરતાં વધુ બળ વાપરી શકે નહિ. કંટાળી ગયેલા મગજને વિશ્રાંતિ આપવીજ જોઇએ; નહિ તો તે રોગી અને થઇ અશકત બની જશે.

દૃઢ શરીરના પ્રતાપે થનારાં ઘણાં કાર્યોનું માન મગજ ખાટી જાય છે. જ્યારે વેસ્લીએ પોતાના ૮૨ મા વર્ષમાં પ્રવેશ કર્યો ત્યારે કહ્યું કે "ચાળીસ વર્ષ પહેલાં હું કામ કરવાને અને શારીરિક તથા માનસિક કસરત કરવાને જેટલો સશક્ત અને લાયક હતો, તેટલોજ સશકત અને લાયક હું હમણાં પણ છું!" ૮૩ મે વર્ષે તે બોલ્યો કે "હું મને પોતાને એક અદ્દભુત માણુસ જણાઉં છું. જે સમયે મને કંટાળા જેવું કંઇક લાગ્યું હતું તેને આજે બાર વર્ષ વહી ગયાં છે!" મૅથ્યુઝ કહે છે કે, બળવાન હાથ અને બળવાન મગજ, શક્તિમાન ફેફસાંઓ અને મજબૂત શરીર પરજ ભારે બોજાઓ આવી પડે છે અને એ હમેશાં પડયા કરવાના. ખાત્રી રાખજો કે **જ્યાં ભારે બોજાઓ પડે છે ત્યાં ભારે પારિતોષિકો પણ પડે છેજ.**

સ્વાભાવિક રીતે શારીરિક શક્તિ પર પણ મહાન કારકીર્દિનો મોટો આધાર હોય છે. ગ્લેડસ્ટનનો બાંધો જો દુર્બળ હોત અને શરીર અશક્ત હોત તો તે શું કરી શકત? તે કૅાર્ફુમાં ગ્રીક ભાષામાં એક ભાષણ આપતો અને બીજું ભાષણ ઇટાલિયન ભાષામાં

ફ્લૉરેન્સમાં આપતો! થોડી વાર પછી તે શાંતિપૂર્વક બિસ્માર્કની સાથે જર્મન ભાષામાં વાત કરતો અથવા પૅરિસમાં છટાદાર રીતે ફ્રેંચ ભાષામાં બોલતો; કિંવા પાર્લામેન્ટમાં કલાકોના કલાકો સુધી અંગ્રેજીમાં દલીલ પર દલીલનો વરસાદ વરસાવતો! પેઢી દર પેઢી ચાલ્યા આવતા સુંદર શારીરિક બાંધાને લીધે ઘણાં કુટુંબોએ સફળતા મેળવી છે અને અનેક પેઢીઓ સુધી સાચવી રાખી છે.

જૉન ક્વિન્સી ઍડમ્સ ભરશિયાળામાં પણ ઠંડા પાણીએ સ્નાન કરી શકતો હતો. **દુર્બળ શરીરમાં રહેલા બળવાન મગજને નિર્બળ હાથાવાળી સુંદર છરીની ઉપમા આપવામાં આવી છે.** છરી ચકચકિત અને સારી ધાતુની હોય તથા તેની ધાર તીક્ષ્ણ હોય, તોપણ જો તેને પકડવાનો હાથો ન હોય તો તેની ઉત્તમતા કશા ઉપયોગમાં આવતી નથી. મજબૂત સ્નાયુ, દૃઢ અવયવો અને સશક્ત શરીરમાં સ્વાભાવિક રીતેજ બળવાન ઇચ્છાશક્તિ, સ્પષ્ટ ધ્યેય, ચપળતા, ટકી રહેવાની શક્તિ અને નિશ્ચયબળ હોય છે.

શરીર અથવા મનને નિર્બળ, શિથિલ અથવા નષ્ટ કરનાર સમસ્ત ધંધાઓનો ત્યાગ કરવો જોઇએ. કારખાનાંવાળાઓ પોતાના સ્વાર્થને લઇને પોતાની નોકરીમાં રહેલાં માણસોના હિતનો ઘણોજ ઓછો વિચાર કરે છે. તેઓ તો માત્ર માલ તૈયાર કરવાની અને પૈસા કમાવાનીજ વાત જાણે છે. એક માણસ ટાંકણીનાં માથાં બનાવવામાં અથવા એકાદ ઘડીઆળના કારખાનામાં સ્ક્રૂ બનાવવામાં વરસો સુધી રોકાઈ રહીને પોતાનું આયુષ્ય અને આરોગ્ય નષ્ટ કરી નાખે તેની તેઓ કંઇજ દરકાર કરતા નથી. પુષ્કળ કામદારોને પાયમાલ કરનારા ધંધાઓ અને આરોગ્યનો નાશ કરનારા તથા જીવનને ટુંકાં કરનારા ગંધક, રજકણો અને સોમલનો તેઓ જરા પણ વિચાર કરતા નથી. વળી તેમને બેડોળ બનાવી દેનાર તેમના શરીરની સંકુચિત અવસ્થાનો પણ તેઓ વિચાર કરતા નથી.

જીકી કહે છે કે "તમે પૈસાનો લાભ મેળવશો તો બીજી દિશામાં તમને હાનિ થઇને એ લાભ અત્યંત મોંઘો પડી જશે. તમે તેને માટે તમારા આરોગ્યનો ભોગ આપો એ કંઇ લાભકારક સોદો કર્યો કહેવાય નહિ. તમે તેને માટે તમારી સ્વતંત્રતા વેચી દો એ તો તમે એક પરપોટાને બદલે મોતી આપી દીધા બરોબરજ છે. યાદ રાખજો કે, તમે તેને માટે તમારો આત્મા આપો; તમારું આત્મમાન, તમારી શાંતિ, તમારું પૌરુષ કે તમારું ચારિત્ર્ય આપો,

તો તમે તેની ઘણીજ મોટી કિંમત આપો છો."

આપણાં મોટાં શહેરોમાંના હજારો માણસોને પૈસાની આવશ્યકતાને લઇને એવી પરિસ્થિતિમાં અને એવા ધંધામાં પડવાની ફરજ પડે છે કે જે તેમના સ્વભાવને અને ચારિત્ર્યને નષ્ટભ્રષ્ટ કરી દે છે.

જે ક્ષણે આપણે આપણી નોકરીમાં રહેલા માણસોને, તેમને અનીતિવાન બનાવનાર અથવા તેમને ઉન્નત કરવાની શક્તિ ન ધરાવનાર કાર્ય કરવાની ફરજ પાડીએ છીએ તેજ ક્ષણે આપણે તેમને નિરૂપયોગી કરતાં પણ ખરાબ કામ કરવાનું દબાણ કરીએ છીએ. "જો આપણે ચિત્રકારોને ઝાંખા રંગથી ચીતરવાનું અથવા શિલ્પીઓને ભાંગેલા પથ્થરોમાંથી પૂતળું બનાવવાનું કે કંટ્રાકટરોને અપૂર્ણ સાધનોથી મકાન બાંધવાનું કહીએ તો આપણા માઈકલ ઍન્જેલોને બરફમાંજ પૂતળાં કોતરવાની ફરજ પાડીશું!"

રસ્કિન કહે છે કે, આપણા વિચારોની આતશબાજી કરી દેવી એજ જાણે વિજયનો કળશ હોય તેમ હાલના લોકો ક્ષણિક કલામાં પોતાની બુદ્ધિ ખર્ચી નાખે છે. તમે જે કાર્ય કરવાની બીજાઓને ફરજ પાડો છો તે તમારી જાતને અથવા સમાજને ઉપયોગી છે કે નહિ? જો તમે એક દરજીની પાસે નાચમાં પહેરવાના પોશાક માટે પાંચ છ સુંદર ઝાલર શીવડાવો તો તમે માત્ર તમારો સ્વાર્થ સાધવાનેજ પૈસા ખર્ચો છો; કારણ કે તે ઝાલરનો ઉપયોગ માત્ર તમેજ કરી શકશો અને તે માત્ર એકજ નાચમાં કરી શકશો. એવા મોજશોખ અને લોભને પરોપકાર સમજશો નહિ અને ભૂલથી એમ પણ ધારી લેશો નહિ કે, તમે જે સુંદર વસ્ત્રો પહેરો છો તેથી તમારા કરતાં ઉતરતી પંક્તિનાં માણસોનાં ક્ષુધાતુર મુખમાં અન્ન જાય છે. તમને તમારી ગાડીમાંથી ઉતરતા જોવાને માટે જે લોકો સડક પર ધ્રૂજતા હારબંધ ઉભા રહે છે તે લોકોનો આવોજ અનુભવ છે. આ સુંદર વસ્ત્રોનો અર્થ એવો થતો નથી કે, તેમનાં મુખમાં એટલું અન્ન ગયું છે; પરંતુ તેનો અર્થ તો એવો થાય છે કે, તેટલું અન્ન તેમનાં મુખમાંથી ખુંચવી લેવાયું છે.

એક સુંદર, ઉપયોગી અને માનવંત ધંધો પસંદ કરો. ખરાબ ધંધાની સાથે બહુ પરિચય થવાથી કેટલીક વાર તે પણ સારો દેખાય છે; પરંતુ એવી ભૂલમાં પડતા નહિ. એવો ધંધો પસંદ કરો કે જેમાં વિકાસને અવકાશ હોય. કેટલાક પ્રકારના ધંધામાં એકાદ ગ્લૅડ કે તાતાને પણ સફળતા મળી શકતી નથી; તેમ એકાદ પિબોડી પણ તેમને માનવંત બનાવી શકતો નથી. એકાદ

એવો ધંધો પસંદ કરો કે જે તમારો વિકાસ કરે, તમને ઉન્નત કરે અને તમને આત્મસંસ્કાર તથા પ્રગતિ કરવાની તક આપે. તમે **ઝાઝું દ્રવ્ય ન મેળવો તેની ચિંતા નહિ, પરંતુ તમારે ઝાઝું મનુષ્યત્વ તો મેળવવુંજ જોઇએ.** કારણ કે **મનુષ્યત્વ એ દ્રવ્ય અને ખિતાબ કરતાં પણ મોટું છે અને ચારિત્ર્ય એ કારકીર્દિ કરતાં પણ મહાન છે.** જો બની શકે તો જે તમને પરાણે કામ કરવાની ફરજ પાડે અથવા જેમાં તમને રાત્રિએ અને રજાના દિવસે પણ કામ કરવું પડે એવા ધંધાઓનો ત્યાગ કરો. "આખરે કોઈ પણ માણસને આ કામ કરવુંજ પડશે ને?" એવું કારણ આગળ ધરી તે કામ કરવામાં આપણે કંઇ ખોટું કરતા નથી; એવું માનવા-મનાવવાનો પ્રયત્ન કરશો નહિ. તે "કોઈ પણ માણસ" તમે પોતેજ ન બનો એટલી સાવચેતી રાખો; તમારી જોખમદારી તમારા શિર પર લો. મહિનાના ત્રીસે દિવસ કામ કરવું એ યોગ્ય છે કે નહિ એ વાતને ઘડીભર બાજુએ રાખીએ તોપણ તે આપણા આરોગ્યને તો નુકસાનકારક છેજ. વળી રાત તો પ્રકૃતિએ નિદ્રાને માટે બનાવી છે માટે રાત્રે કામ કરવું જોઇએ નહિ અને દિવસને પ્રકૃતિએ કામને માટે બનાવ્યો છે માટે તેમાં ઉંઘવું જોઇએ નહિ!

અનેક માણસોએ માત્ર દ્રવ્યલોભથી કોઈ સંકુચિત હલકા ધંધામાં પડીને પોતાના પૌરુષને સંકુચિન કરી નાખ્યું છે; પોતાની બુદ્ધિનો વિકાસ થતો અટકાવ્યો છે; પોતાની મહત્ત્વાકાંક્ષાને કચરી નાખી છે અને પોતાની સૂક્ષ્મ મનોવૃત્તિઓને બુઠ્ઠી કરી નાખી છે.

મહાન વકીલ, વૈદ્ય, વ્યાપારી, પદાર્થજ્ઞાની, કારખાનાવાળા કિંવા પંડિત તરીકે પ્રખ્યાત થવાની મહત્ત્વાકાંક્ષા રાખશો નહિ પણ એક ચારિત્ર્યવાન મહાપુરુષ યાને મનુષ્યોનાં અંતઃકરણોના રાજા થવાની મહત્ત્વાકાંક્ષા રાખજો.

ડૉ. મૅથ્યુઝ કહે છે કે "ઘણું કરીને અરુચિકારક ધંધામાં પડવાથી જેટલા માણસો નિષ્ફળ જાય છે તેટલા બીજા કોઈ પણ ધંધામાં નિષ્ફળ જતા નથી." આપણે શું કરી શકીએ છીએ તે શોધી કાઢયા પૂર્વે ઘણી વાર સખ્ત પ્રહાર અને વારંવાર નિષ્ફળતા પ્રાપ્ત કરવાથી આપણે શું નથી કરી શકતા એ આપણે વહેલું શોધી કાઢીએ છીએ. શંકાશીલ તર્કોથી દૂર ન રહેવાની આ રીતજ ઘણી વાર પાકા નિર્ણય પર આવવાને ઉપયોગી થઇ પડે છે.

કેટલા બધા માણસો વકીલ, વૈદ્ય, સરકારી નોકરી અને

ધર્માચાર્યના ધંધા, માત્ર "માનવંત ધંધા" ગણાતા હોવાથીજ પસંદ કરીને જીવનપર્યંત ઉપહાસને પાત્ર બન્યા છે! એવા માણસો માનવંત ખેડુતો અથવા વ્યાપારીઓ બન્યા હોત; અને ઉપરોક્ત ધંધાઓમાં તો તેમને કોઇ તૃણની તોલે પણ ગણતું નથી અને ઉલટી તેમની દુર્બળતાનેજ તે ધંધાઓએ ખુલ્લી કરી આપી છે!

વળી હજારો તરુણો તો એવાજ ધંધાનું શિક્ષણ મેળવે છે, કે જે કરવાને માટે તેમની પાસે સાધનજ હોતાં નથી અથવા જે ધંધા કરવાની તેમની ઇચ્છા પણ હોતી નથી; અને તેથીજ તેઓ એ ધંધામાં પડીને નિષ્ફળ જાય છે.

ટૉમકિન્સ, સાહિત્યના બખેડામાં પડવાને માટે પોતાનાં કાલ-બૂત અને આરનો ત્યાગ કરી પોતાને 'કવિ'ના નામથી ઓળખાવે છે; પરંતુ છેવટે તેનો ધંધો તેનો તેજ રહે છે—જોડા શીવ્યા સિવાય તેનો છૂટકોજ થતો નથી.

અમુક ધંધામાં બીજા મનુષ્યોએ પુષ્કળ ધન મેળવ્યું હોય તેથીજ તમે તેને પસંદ કરશો નહિ. અમુક ધંધાને લોકો 'યોગ્ય' અથવા 'માનવંત' માનતા હોય તેથીજ તેને પસંદ કરશો નહિ. સખ્ત પરિશ્રમ, વિઘ્નો, સંકટો કે કોઇ પણ પ્રકારની પ્રતિકૂળતા જેમાં ન હોય એવા સરળ ધંધાઓ, માનવંત ધંધાઓ અને ઘણી ઓછી મહેનતે શીખી શકાય એવા ધંધાઓ પસંદ કરવાની ઘેલછાથીજ ઘણા યુવાનો પૈસામાં, શરીરમાં કે ચારિત્ર્યમાં પાયમાલ થઇ ગયા છે.

જે કાર્યને માટે આપણે અયોગ્ય હોઇએ તે કાર્ય કરવાને જ્યારે આપણે પ્રયત્ન કરીએ છીએ, ત્યારે આપણે પૂર્ણ બલથી કામ કરતા નથી પરંતુ દુર્બલતાથી કરીએ છીએ. આપણો ઉત્સાહ એથી તુટી જાય છે; આપણે અર્ધું કામ કરીએ છીએ; ઢંગ-ધડા વગરનું કામ કરીએ છીએ અને આત્મવિશ્વાસ ગુમાવી દઇને એવા નિર્ણય પર આવીએ છીએ કે, બીજા માણસો જે કામ કરી શકે છે તે કામ આપણે કરી શકતા ન હોવાથી આપણે મૂર્ખજ છીએ! આ પ્રમાણે આપણે યોગ્ય સ્થાનેથી ચલિત થવાને લીધે આપણું સમગ્ર જીવન ભ્રષ્ટ અને પતિત બની જાય છે.

યુવાવસ્થામાં આપણા ધંધાની પસંદગી ડહાપણપૂર્વક કરવાથી આપણે જ્યારે યુવાન અને આશાથી ભરેલા હોઇએ અને આપણામાં પ્રબળ ઉત્સાહ ભરેલો હોય તેવે સમયેજ યોગ્ય કારકીર્દિના માર્ગમાં દાખલ થવાથી; અને આપણે ભરેલું પ્રત્યેક પગલું, આપણે કરેલું

પ્રત્યેક કામ તથા આપણે કરેલો પ્રત્યેક પ્રહાર જીવનને વિશાળ, ગંભીર તથા ઉત્તમ બનાવવામાં સહાય કરે છે એમ આપણને લાગવાથી સફળતાનો માર્ગ કેટલો ટુંકો બને છે ?

સ્વાભાવિક રીતે જે લોકો પોતાના યોગ્ય સ્થાનની બહાર હોય છે તેઓજ નિષ્ફળ થાય છે. પોતાના યોગ્ય સ્થાનથી ચ્યુત થયેલા માણસમાં માત્ર અર્ધુંજ મનુષ્યત્વ રહેવા પામે છે. તેનો માનવસ્વભાવ ભ્રષ્ટ થઇ ગયેલો હોય છે; તે પોતાના સ્વભાવની વિરુદ્ધ કાર્ય કરે છે; તે પ્રવાહની સામેજ વહાણુ હંકારે છે અને પરિણામે તે ક્યારે નિષ્ફળ થાય છે તેજ માત્ર જોવાનું રહે છે. તેનું બળ નષ્ટ થઈ જાય છે એટલે તરતજ તેનું નાવ નદીને તળિયે બેસી જાય છે. એક માણસની સમગ્ર પ્રકૃતિ જ્યારે તેના ધંધાની વિરુદ્ધમાં પોતાનો વાંધો રજુ કર્યા કરતી હોય ત્યારે તેમાં તે કદી પણ સફળતા પ્રાપ્ત કરી શકતો નથી. સફળતા પામવા માટે તો તેના ધંધાને તેની સમસ્ત શક્તિઓની સંમતિ મળવી જોઇએ; તેના ધંધા પ્રત્યે તેની શક્તિઓની સહાનુભૂતિ હોવીજ જોઇએ.

જે ધંધો એક યુવાન પુરુષના માત્ર લુચ્ચાઈ, અસત્ય, ઠગાઇ ઇત્યાદિ હલકા અને નીચ ગુણોનેજ ઉત્તેજન આપતો હોય અને તેના ઉચ્ચ ગુણોને દુર્બલ થઇને મરી જવા દેતો હોય તે ધંધાને પસંદ કરવાનો તેને શું હક્ક છે ? જે ધંધો તેનામાં મનુષ્યત્વને બદલે પશુત્વનો વિકાસ કરતો હોય તે ધંધો પસંદ કરવાનો તેને શું અધિકાર છે ? જે ધંધો માત્ર તેને ઠગાઈ કરતાં અને પારકો માલ હરી લેતાં શીખવતો હોય; જે ધંધો માત્ર તેને " ખાને મેં હમ ઔર લડનેમેં તુમ " એવીજ વૃત્તિ ધારણ કરતાં શીખવતો હોય અથવા જે ધંધો તેના ઉત્તમ ગુણોનો કે શરીરસંપત્તિનો નાશ કરીને માત્ર તેની બુદ્ધિનેજ તીવ્ર બનાવતો હોય તે ધંધો પસંદ કરવાનો તેને શું અધિકાર છે ?

ધંધો પસંદ કરવાનો ઉત્તમોત્તમ માર્ગ એ છે કે, તમારા મનને આ પ્રશ્ન પૂછોઃ-" જો લોકો મારા ગુણો અને મારી લાયકાત ધ્યાનમાં લે અને જે દ્વારા તેમને સૌથી વિશેષ લાભ થાય એવા સ્થાનમાં મને મૂકે તો તેઓ મારી સાથે કેવો વ્યવહાર કરે ?" આ સંબંધમાં એક નૉર્વેજિયન કહેવત ઘણી સારી છેઃ " તારું સમગ્ર જીવન તારા માનવબંધુઓને સમર્પણ કર; તેઓ અતિ શીઘ્ર તેનો બદલો વાળી આપશે." જ્યારે **આપણે બીજાઓને માટે પુષ્કળ કામ કરતા હોઇએ છીએ ત્યારે આપણે આપણી જાત માટે**

**પણ પુષ્કળ કામ કરતા હોઇએ છીએ.** યુવાવસ્થામાં જ્યારે આપણે આપણી ઉત્તમોત્તમ શક્તિઓની મોટામાં મોટી સંખ્યાનો ઉચ્ચ પ્રકારે ઉપયોગ કરી શકવાની સ્થિતિમાં હોઇએ છીએ ત્યારેજ આપણે આપણી જાતને માટે તેમજ બીજાઓને માટે સૌથી વિશેષ કામ કરી શકીએ છીએ. વળી જ્યારે આપણે બીજાઓને સૌથી વિશેષ લાભ કરીએ છીએ ત્યારેજ આપણને સર્વોત્તમ સફળતા પ્રાપ્ત થાય છે. માત્ર સ્વાર્થનીજ દૃષ્ટિથી ધંધો પસંદ કરવાનો આપણને કંઇ પણ અધિકાર નથી. **આપણે જ્યારે બીજાઓને છેતરીએ છીએ ત્યારે આપણે આપણી જાતનેજ ઠગીએ છીએ.**

એક સમય એવો આવશે કે જ્યારે છોકરા અને છોકરીની સ્વાભાવિક વૃત્તિ નિશ્ચિત કરવાને માટે સંસ્થાઓ સ્થાપન કરવામાં આવશે. આવી સંસ્થાઓમાં બહોળો અનુભવ અને સૂક્ષ્મ અવલોકનશક્તિ ધરાવનાર માણસો તરુણ સ્ત્રીપુરુષોની સ્વાભાવિક વૃત્તિનો અભ્યાસ કરશે અને કયા ધંધામાં તેઓ પોતાના સંપૂર્ણ સામર્થ્યનો ઉપયોગ કરી શકે એમ છે એ શોધી કાઢવામાં તેમને સહાય કરી તેમના સામર્થ્યનો ઉત્તમોત્તમ ઉપયોગ કેવી રીતે કરવો એ તેમને શીખવશે. પોતે જે ધંધામાં પોતાના સંપૂર્ણ સામર્થ્યનો પ્રયોગ કરી શકે તે ધંધો વહેલો યા મોડો શોધી કાઢવાને પ્રત્યેક તરુણ શક્તિમાન થતો નથી; તોપણ ધારો કે તે તેમ કરવાને શક્તિમાન થાય અને દુર્બલતાને બદલે સબલતાપૂર્વક કામ કરીને પોતાનો નિર્વાહ કરે; તથાપિ ઘણી વાર તે શોધ એટલી બધી મોડી થાય છે કે તેથી મહાન વિજય મળવો તો સર્વથા અશક્યજ થઇ પડે છે. ઉક્ત પ્રકારની સંસ્થાઓ છોકરાઓ અને છોકરીઓને તરુણાવસ્થાના પ્રારંભમાંજ યોગ્ય ધંધામાં પડવામાં સહાય કરશે. **વહેલી પસંદગી કરવાથી માર્ગ ટુંકો થાય છે.** માણુસો પોતાના જીવનનના પ્રારંભમાંજ યોગ્ય દિશા ગ્રહણ કરે તેના કરતાં વિશેષ મહત્ત્વની ઘટના બીજી કયી હોઇ શકે? ખોટી દશામાં જન્મભર વૈતરૂં અને મહાન પ્રયત્ન કરવા છતાં પણ નિષ્ફળતા મળે છે; ત્યારે ખરી દિશામાં સહજ પ્રયત્ન કરવાથી સફળતા પ્રાપ્ત થાય છે. એક માણુસ જ્યારે પોતાના યોગ્ય સ્થાનમાં હોય છે ત્યારે કવચિતજ નિષ્ફળ અથવા દુઃખી થાય છે.

પરંતુ એક વાર યોગ્ય ધંધો પસંદ કર્યા પછી કદી પણ પાછું વાળીને જોતા નહિ. તેને સંપૂર્ણ ચીવટથી વળગી રહેજો. કોઇ પણ વસ્તુથી લોભાતા નહિ અથવા તમારા લક્ષ્યથી એક તસુ

પણ ચ્યુત થતા નહિ; એટલે એમાં તમને અવશ્ય સફળતા મળશે. પ્રત્યેક ધંધામાં વિઘ્નો તો હોય છેજ અને તેથી ક્ષણિક નિરાશા પણ પ્રાપ્ત થાય છે; પરંતુ તેથી તમે તમારા હેતુને છોડી દેતા નહિ. જો તમને તમારો ધંધો વેઠ સમાન લાગતો હોય; જો તમને નિરંતર એવોજ વિચાર આવ્યા કરતો હોય કે આ કરતાં કોઇ બીજા ધંધામાં પડત તો સારી સફળતા મળત; તો તમે કદી પણ વિજય મેળવી શકશો નહિ. ચીવટતાપૂર્વક તમે તમારા ધંધાને વળગી રહેશો તોજ તમે તે ધંધામાં જણાતાં વિઘ્નોને ઉલ્લંઘીને અંતે વિજય મેળવશો. આ દૃઢતા-આ નિશ્ચયબળથી મોટો લાભ તો એ થાય છે કે, બીજા લોકોને આપણા પર શ્રદ્ધા બેસે છે અને તેમ થયું એટલે પછી બીજું શું શું સિદ્ધ નથી થતું? તેથી આપણી આંટ વધે છે અને આપણને નૈતિક ટેકો મળે છે. નિશ્ચિત ઉદ્દેશવાળા માણસ પર લોકો હમેશાં શ્રદ્ધા રાખે છે અને અસ્થિરતા તથા બેદરકારીપૂર્વક કામ કરનાર તથા કોઇ પણ સમયે એક ધંધો છોડી બીજો પકડવાની અથવા નિષ્ફળ થવાની શંકા ઉત્પન્ન કરનાર માણસને તેઓ જેટલી સહાય કરે તેથી બમણી સહાય તેઓ નિશ્ચિત ઉદ્દેશવાળા માણસને કરે છે. પ્રત્યેક માણસ જાણે છે કે, દૃઢ નિશ્ચયવાન માણસો નિષ્ફળ થાય એવો સંભવ થોડોજ છે; તેમની ચપળતા, સ્થિરતા અને તેમનો દૃઢ નિશ્ચય તેમની સફળતા વિષે લોકોના હૃદયમાં દૃઢ વિશ્વાસ ઉત્પન્ન કરે છે.

તમારે કયો ધંધો કરવો તે દુનિયા તમને કહેતી નથી; પરંતુ એ તમારી પાસે એટલું તો અવશ્ય માગે છે કે, તમારે કોઇ પણ ધંધો કરવો અને તમારે તમારા ધંધામાં રાજા બનવું. એક તરુણ મનુષ્ય અનુકૂળ ધંધામાં પડી પોતાની એક પણ શક્તિને નિરૂપયોગી નહિ થવા દેવાનો નિશ્ચય કરી પોતાનાં પ્રાપ્ત સાધનોનો ઉત્તમોત્તમ ઉપયોગ કરવાનો સંપૂર્ણ પ્રયત્ન કરે, એ દૃશ્ય જેટલું સુંદર છે તેટલું સુંદર બીજું કોઇ પણ દૃશ્ય નથી. **ગમે તેટલાં દ્રવ્ય, કીર્તિ, સત્તા કે કોઇ પણ ધંધારોજગાર કરતાં ચારિત્ર્ય વધારે મોટું છે.**

ગાર્ફીલ્ડે કહ્યું હતું કે "મારી તમને પ્રાર્થના છે કે, જે ધંધામાં તમને નિરંતર માનસિક વિકાસની જરૂર પડે નહિ અને તે ધંધો કરવાની અનિવાર્ય ફરજ પડે નહિ ત્યાંસુધી તે ધંધામાં દાખલ થવાથી સંતુષ્ટ થશો નહિ." જે ધંધો તમને સુસંસ્કૃત અને ઉન્નત કરતો હોય; જે ધંધા વિષે તમે મગરૂર થઇ શકતા હો; જે ધંધો

તમને આત્મવિકાસ અને આત્મોન્નતિ કરવાનો અવકાશ આપતો હોય; જે ધંધો તમારા પૌરુષને વિસ્તૃત અને વિકસિત કરતો હોય અને તમને ઉત્તમ નાગરિક તથા ઉત્તમ મનુષ્ય બનાવતો હોય તેજ ધંધોજ પસંદ કરજો.

નિરંતર શક્તિ અને વિકાસ પ્રાપ્ત કરવો તથા જીવનને ઉચ્ચતર બનાવવું એ આપણા અસ્તિત્વનો મહાન હેતુ છે. તમારો ધંધો એવો હોવો જોઇએ, કે જે તમારા જીવનની મહાન શાળારૂપ નીવડે; જે તમારા મનુષ્યત્વનો વિકાસ કરે; જે તમને ચારિત્ર્યવાન બનાવે અને જે તમારી ઈશ્વરદત્ત શક્તિઓનો વિકાસ કરી તમને સુખ અને સૌન્દર્ય અર્પણ કરે.

**નિર્વાહ માટે તમે ગમે તે ધંધો કરો તોપણ તમારા ચારિત્ર્ય કરતાં તો તેને હલકોજ ગણજો. દરજ્જો, દ્રવ્ય, ધંધો અને ખિતાબ, એ સર્વ કરતાં મનુષ્યત્વનેજ વિશેષ મહત્ત્વ આપજો.** માણસે પોતાના ધંધાના સંકુચિત અને સખ્ત બનાવી દેનારા ગુણની પોતાની ઉપર અસર થતી અટકાવવાનો સખ્ત અભ્યાસ અને સખ્ત પરિશ્રમ કરવો જોઇએ. ગોલ્ડસ્મિથ કહે છે કે "બર્ક સમગ્ર વિશ્વને માટે જન્મ્યો હતો; પરંતુ તેણે પોતાના મગજને સંકુચિત બનાવી દીધું અને તેથી જે સમગ્ર મનુષ્યજાતિને આપવાનું હતું તે તેણે માત્ર એકજ પક્ષને આપ્યું."

લિન્ડાલ કહે છે કે "નિરંતર રોજગાર અને માલની આપ લે કરવાનું કાર્ય માણસને ઉન્નત બનાવતું નથી. જેની સાથે રોજગાર કરવાનો હોય તેની પાસેથી લાભ મેળવવાનો અને નફાકારક સોદો કરવાનો પ્રયત્ન, યુક્તિપ્રયુક્તિઓની યોજના અને જરા પણ વિચાર અને ધર્મ વિના કરવામાં આવતા હજારો પ્રપંચ, એ સર્વ આપણી બુદ્ધિ અને દ્રવ્યને સંકુચિત અને દુર્બળ કરી દેવા સાથે નીતિને પણ ભ્રષ્ટ કરે છે. આનું પરિણામ એ આવે છે કે, ધર્મ અને નીતિ પ્રત્યે દુર્લક્ષ્ય થઇ તેની કિંમત ઘટી જાય છે. ખરૂં **જોતાં તો ધંધારોજગારમાં પણ ધાર્મિક વૃત્તિ દાખલ થવી જોઈએ અને ધર્મમાં ધંધા રોજગારનું નિયમિતપણું અને ખંત દાખલ થવાં જોઈએ."**

ધંધો ઉંચો પસંદ કરજો અને જે ધંધો કરવાની તમારી ઇચ્છા હોય તે ધંધામાં પડેલા માણસોનો અભ્યાસ કરજો. તમારા મનને આ પ્રશ્નો પૂછજો કે "તે ધંધામાં જે માણસો પડેલા છે તેમનું ચારિત્ર તે ધંધો ઉન્નત બનાવે છે ? શું તેઓ વિશાળ

અને ઉદાર હૃદયના તથા બુદ્ધિમાન છે? શું તેઓ સમાજમાં કંઇ પણ દરજ્જો ધરાવે છે ? તેઓ સમાજને કાંઇ ઉપયોગી થઇ શકે છે ?" એમ કહી પણ ધારતા નહિ કે અમુક અયોગ્ય ધંધામાં પડવા છતાં તમે એક ખાસ અપવાદરૂપે તેની કનિષ્ઠ અસરોમાંથી બચી જશો; અને તે ધંધામાં દાખલ થયા પછી તેની અનેકો પર થતી કનિષ્ઠ અસર તમારા પર નહિ થાય. જે પણ ધંધો તમે પકડશો તે ધંધાના અને તે ધંધામાં પડેલા અનેકોના સંસર્ગથી તમારે પણ બીજા અનેકોની પેઠેજ તે ધંધામાં ઓતપ્રોત અને તેના ગુલામ બની જવું પડશે. તે ધંધો અવશ્ય તમને પકડી લેશે, તમારૂં સ્વરૂપ ઘડશે અને તમારી ઉપર પોતાની અનિવાર્ય છાપ પાડશે. તે સર્વથી બચવાનો તમે ગમે તેવો દઢ નિશ્ચય કર્યો હશે તોપણુ તે તમને છોડશે નહિ.

ખુલ્લા અને ઉદાર હૃદયના ચપળ તરુણ પુરુષો મોટી આશાઓ અને ઉચ્ચ ઉદ્દેશો સહિત પાઠશાળામાંથી બહાર પડવા છતાં તેઓ શંકાસ્પદ ધંધામાં દાખલ થઇને થોડાંજ વર્ષમાં એવા તો બદલાઇ જાય છે કે તેઓને ભાગ્યેજ ઓળખી શકાય છે. એક વારતું તે વિશાળ અને ઉદાર હૃદય હવે સંકુચિત અને સ્વાર્થપ્રિય બની જઇને, તે ઉચ્ચ ભાવનાવાળો માણુસ હવે લોભી, લાલચુ, કંજુસ, નીચ અને સખ્ત બની ગયેલો હોય છે. આપણુને નવાઇ લાગે છે કે, માત્ર થોડાંજ વર્ષોમાં એક વિશાળ અને ઉદાર હૃદયનો તરુણુ આટલો બધો કેવી રીતે ફેરવાઇ ગયો હશે? હવે તો તે માત્ર "ધનસંચય" કરવાનીજ વાત જાણે છે! "**सर्वे गुणाः कांचनमाश्रयंते**" એ તેનો મહામંત્ર બની ગયો હોય છે! તેની દ્રવ્ય મેળવવાની ક્ષુદ્ર યોજનાઓમાંજ તેનો સર્વ જાહેર જુસ્સો અને તેની ઉદારતા નષ્ટ થઇ જાય છે અને તે સદ્‌ગુણુ કે એવી બીજી કોઇ પણ વસ્તુની દરકાર કરતો નથી !

"હું તમને સ્પષ્ટ રીતે કહી દઉં છું કે, કોઇ પણ સ્વાર્થી હેતુ એવો પવિત્ર અને એવો ઉત્તમ નથી કે જે સાધ્ય કરવા જતાં તે નીરસ અને પાપમિશ્રિત ન બની જાય. મનુષ્યે અંતઃકરણુની કલ્પનાશક્તિને જીવતી અને ખીલતી રાખવાને માટે તેને વિશાળ અને ચિરસ્થાયી ઉદ્દેશોનો ખોરાક આપવો જોઇએ; અને તમારો હેતુ જેટલો વિશાળ નિઃસ્વાર્થી અને ઉદાર હશે તેટલો તે તમારે માટે પુણ્યરૂપ બની રહેશે કે જેથી પાપીઓની પાસે તમે જતાં આવતા રહેશો છતાં પણુ પાપ તમને સ્પર્શ કરી શકશે નહિ અને

તમારૂં શારીરિક અને માનસિક આરોગ્ય વધ્યાજ જશે. વ્યાપક જ્ઞાન અને પ્રેમ, એ મનુષ્યનો શૃંગાર છે અને ઉચ્ચ ઉદ્દેશ એ કાર્યનો શૃંગાર છે."

જો તમારે શિખર પર પહોંચવું હોય તો તમે નીચામાં નીચી તળેટી પર જઇને તમારા ધંધાનાં સર્વ અંગોનું સૂક્ષ્મ જ્ઞાન અને અનુભવ મેળવો. તમારા ધંધાની સાથે જેને સંબંધ હોય એવી કોઇ પણ બાબતને નજીવી સમજશો નહિ. ઍલેકઝાન્ડર ટી. સ્ટુઅર્ટની મહાન ફતેહની ચાવી આજ હતી. તેની ન્યૂયૉર્કની દુકાનમાંનો મુનીમ મરણ પામ્યો ત્યારે ત્યાંના એક મજૂરે તે જગ્યાને માટે પ્રાર્થના કરી. સ્ટુઅર્ટે તેને કહ્યું કે "તું તો માત્ર એક મજૂર છે; તું તે મુનીમનું કામ શું કરી શકવાનો હતો ?" મજૂરે પ્રત્યુત્તર આપ્યો: "એ વાત હું જાણું છું; પરંતુ મેં મુનીમનું કાર્ય તપાસ્યું છે અને તેથી હું માહિતગાર થયો છું. એ કાર્ય હું સારી રીતે કરી શકીશ." છતાં સ્ટુઅર્ટે તેની અરજીનો અસ્વીકાર કર્યો. આથી તે મજૂરે બીજી દુકાનમાં મુનીમની જગ્યા અને અંતે તેણે એ દુકાન ખરીદી લીધી!

નિષ્ફળ થયેલા હજારો માણસોમાંના દરેકે જુદા જુદા અનેક ધંધાઓમાં એટલું બધું વૈતરૂં કર્યું હોય છે કે તેટલો પરિશ્રમ જો તેમણે એકજ ધંધામાં કર્યો હોત તો તેમને મહાન સફળતા મળી હોત. જે યંત્રશાસ્ત્રી એક એન્જીન બનાવવા માંડે છે પણ તેને સંપૂર્ણ તૈયાર કર્યા વિનાજ કોઈ બીજા ધંધામાં પડે છે તેને નિષ્ફળતા પ્રાપ્ત થાય છે. વળી બીજા ધંધામાં પણ જ્યારે તે સફળતાની સમીપે પહોંચ્યો હોય છે ત્યારે તે એને છોડી દે છે અને તેથી તે બીજી વાર પણ નિષ્ફળ થાય છે. આ પ્રમાણે સફળતાના દ્વાર પર આવીને નિષ્ફળ થયેલા માણસો જગતમાં પુષ્કળ છે. તેઓ સફળતાના આંગણામાંજ ઉભા રહી જાય છે. તેઓ તેમાં પાવરધા બનવાની તૈયારીમાં હોય છે એટલામાંજ તેમની હામ છૂટી જાય છે. કેટલા બધા માણસો પોતાના કાર્યમાં નિપુણ નહિ બનવાથી પોતાના જ્ઞાનનો લાભ જગતને આપી શકતા નથી? કેટલા બધા માણસો અનેક શાસ્ત્રોનો અભ્યાસ કર્યા છતાં તેનાં મૂળતત્ત્વો પણ પૂરાં પાધરાં જાણતા નથી? કેટલા બધા માણસો એકથી વધારે કલાઓનું અધુરૂં અધુરૂં જ્ઞાન મેળવવાથી તેમાંના એકેકેયનો ઉમદા ઉપયોગ કરી શકતા નથી?

પેલી ભયંકર શક્તિ કે જેને સર્વશાસ્ત્રજ્ઞતા (વર્સેટિલિટી) કહેવામાં આવે છે તેનાથી સાવધ રહેજો. ઘણા માણસો બે ભાગમાં

વહેંચાઇ જવાથી (એકનિષ્ઠ નહિ રહેવાથી) મહાપુરુષ બનતા અટકી જાય છે. સર્વ શાસ્ત્રજ્ઞતાની મોહિનીએ ઘણા આશાવંત તરુણોને ભ્રષ્ટ અને પાયમાલ કરી દીધા છે. અનેક બાબતોના પંડિત અથવા બડેખાં બનવા જતાં મનુષ્યને એક પણ વિષયનું સર્વ પ્રકારનું અનુભવસિદ્ધ સંપૂર્ણ જ્ઞાન મળતું નથી. અમેરિકાનો એક આગેવાન કારખાનાવાળો કહે છે કે "મારી તરુણાવસ્થામાં સર્વ ધંધામાં ચંચુપાત કરનારાઓને તક મળતી હતી પરંતુ આજે તેમને માટે એક પણ તક નથી!"

થૅારો કહે છે કે "મનુષ્યે બીજા વિષયોનું જાણીજોઇનેજ થોડું થોડું જ્ઞાન મેળવવું જોઇએ; પરંતુ તેના બદલામાં તેટલુંજ વિશેષ જ્ઞાન તેણે પોતાના ખાસ ઉપયોગી વિષયનું મેળવવું જોઇએ." હોકાયંત્રના કારખાનામાં જઈને લોહચુંબક લગાડયા વિનાની સોયને જોઇએ તો તેની અણી કોઈ પણ અનિશ્ચિત દિશા તરફ વળેલી જણાશે; પરંતુ જેવો તેને લોહચુંબક લગાડવામાં આવ્યો અને તેને તેની અમુક શક્તિ મળી ગઈ કે તરતજ તે ઉત્તર તરફ વળશે અને ત્યાર પછી હમેશાં તે એ દિશા તરફજ વળેલી રહેશે. આ પ્રમાણે મનુષ્યે જ્યાંસુધી પોતાને માટે કોઇએક ખાસ ધંધાની પસંદગી ન કરી હોય ત્યાંસુધી તે કોઇ પણ દિશામાં સ્થિર રહી શકતો નથી.

રુચતો ધંધો કરનાર મનુષ્ય, વ્યવહારકુશળ મનુષ્ય, બળવાન અને ઉદ્યોગી મનુષ્ય જમીન પર ઘર બાંધે છે અને તરંગી મનુષ્ય હવામાં કિલ્લા બાંધે છે. તરંગી મનુષ્યો જ્યારે લાખો રૂપિયા મેળવવાની માત્ર કલ્પનાજ કર્યા કરે છે ત્યારે વ્યવહારકુશળ મનુષ્ય થોડાક હજાર રૂપિયા રોકડા બૅંકમાં મૂકે છે. તરંગી મનુષ્યનાં ગજવાં સ્વપ્નદશામાં તર હોય છે, પરંતુ જ્યારે તે જાગ્રત થાય છે ત્યારે તેનાં ખિસ્સાં ખાલી હોય છે. **લાખોનાં સ્વપ્ન જોવાં સહેલ છે, પરંતુ એક રૂપિયો કમાવો મુશ્કેલ છે.**

તમે જે પણ કાર્ય ઉત્તમ રીતે કરી શકતા હો તેનેજ તમારૂં જીવન, તમારૂં બળ, તમારો ઉત્સાહ અને તમારૂં સર્વસ્વ અર્પણ કરો, કૅપ્ટન ફેરાર કહે છે કે "જીવનમાં માત્ર એકજ નિષ્ફળતા શક્ય છે. અને તે આપણે જે કામ જાણતા હોઇએ તે કામ ઉત્તમ રીતે ન કરીએ એ છે."

પ્લેટો કહે છે કે: "સફળતા અથવા યશ મળે કે ન મળે પણ સર્વ પંક્તિનાં માણસોએ પોતપોતાનું કર્તવ્ય કરવુંજ જોઇએ."

"અક્ષય કીર્તિ મેળવવાને માટે મારે શું કરવું જોઇએ? તારે હમેશાં તારૂં કર્તવ્ય બજાવવું જોઇએ."

જ્યૉર્જ મૅકડોનાલ્ડ કહે છે કે "એ એક સુભાગ્યની વાત છે કે 'હવે પછી શું કરવું' એ એકજ પ્રશ્ન આપણે આપણી જાતને પૂછવાનો છે. દરેક માણસ એટલુંજ કરી શકે છે; તે સિવાય બીજું કાંઇ પણ થઈ શકતું નથી."

યંગ કહે છે કે "જે મનુષ્ય હાથ ધરેલું એકજ કામ પોતાની સર્વ શક્તિ વાપરીને બજાવે છે તે માણસ એ કામ જેવું સારૂં કરી શકે છે તેવું દેવદૂતો પણ કરી શકે નહિ."

સ્વિફ્ટ કહે છે કે "જે સ્થળ પર પૂર્વે માત્ર અનાજનો એકજ છોડ અને ઘાસની એકજ કુંપળ ઉગતી, તે સ્થળ પર બે અનાજના છોડ અને બે ઘાસની કુંપળ ઉગાડવાને જે માણસ શક્તિમાન થાય તે સમસ્ત રાજદ્વારીઓના સમૂહ કરતાં લોકોના માનને વધુ પાત્ર છે અને તે તેમના કરતાં દેશની અધિક મહત્ત્વની સેવા કરે છે."

એમર્સન કહે છે કે "તમારી દરેકની પાસે આ ક્ષણે ફિડિયાસની પ્રચંડ ફરસી, ઇજિપ્શિયનોની થાપી અથવા મોઝિઝ કિંવા ડાન્ટેની લેખિની કરતાં પણ અધિક ઉત્તમ અને અધિક મહાન, પરંતુ તે સર્વથી જુદું એવું ઓજાર વિદ્યમાન છે."





# प्रकरण १९ मुं–एकज उद्देश धरावनार मनुष्य

"જે મનુષ્ય પોતાનું જીવનકાર્ય સિદ્ધ કરવાની ઈચ્છા રાખતો હોય તેનો ઉદ્દેશ એકજ હોવો જોઇએ; અર્થાત્ તેનાં સમસ્ત લક્ષ્યોને ઢાંકી દેનારો અને તેના સમગ્ર જીવનને માર્ગ દર્શાવનારો તથા તેને અંકુશમાં રાખનારો એક મહાન ઉદ્દેશ તેણે ધરાવવો જોઈએ." —બેઈટ

"એક મહાન ઉદ્દેશ સાધવાની મંગલ કામના, એજ જીવનનું પરમ સાંદર્ય અને સુખ છે." —જીન ઍન્જેલો

"પૂર્ણ વિશ્વાસ મનુષ્યને ઉપહાસ પાત્ર થવા દેતો નથી."

—જૉન સ્ટૂઅર્ટ મિલ

"વિચારો તોપના ગોળા કરતાં પણ વિશેષ વેગથી જગતમાં પ્રસરે છે; વિચારો એ સૈન્યો કરતાં પણ અધિક બળવાન છે; સિદ્ધાંતોએ ઘોડેસ્વારો અને રથો કરતાં પણ વિશેષ વિજય મેળવ્યો છે."

—ડબ્લ્યુ. એમ. પૅક્સટન

"હિંમત ધારણ કર અને પસંદ કરેલા માર્ગથી લેશ પણ ચલિત થા નહિ. સફળતા કદાચ તત્કાળમાં તારાથી દૂર રહે અને લોકો ગુસ્સો કરે તોપણ નિરાશ થતો નહિ. અચૂક નિશાન તાકીને છોડેલા તીર તરફ હવે વધારે વાર ધ્યાન આપતો ના; તેમજ ધિક્કારના ખરાબ અને ભયંકર ખીલા તરફ પણ ધ્યાન આપીશ નહિ. કારણ કે સહનશીલતામાંથી જન્મેલી સફળતા અંતે તારે પડખેજ ઉભી રહેશે." —પ્રાચન્ટ

બોસ્ટનના ઍરિ ડેવિસ નામના ઓજારો બનાવવાનો ધંધો કરનાર એક માણસે પોતાની સલાહ લેવા આવેલા બે માણસોને પૂછ્યું: "ગુંથવાનો સંચો બનાવવાની માથાફોડ તમે શા માટે કર્યા કરો છો? તમે શીવવાનો સંચો શા માટે બનાવતા નથી?" આ બે માણસોમાંનો એક શ્રીમંત હતો અને બીજો શોધક હતો. તેઓ ઊનનો માલ ગુંથવા માટે એક યંત્ર બનાવવાની માથાકૂટ કરી કરીને થાક્યા પણ સફળતા મળી નહિ. ડેવિસના ઉપલા પ્રશ્નના ઉત્તરમાં શોધકે જણાવ્યું કે "શીવવાનો સંચો બનાવવાની ઇચ્છા તો બહુયે છે પરંતુ તે બની શકતો નથી." ડેવિસ બોલ્યો: "અરે! તે બની શકે એમ છે. હું જાતે તે બનાવીશ!" આ સાંભળી પેલો શ્રીમંત બોલ્યો: "ત્યારે તમે બનાવો એટલે હું તમને પુષ્કળ

દ્રવ્ય પેદા કરાવી આપીશ." ડેવિસ ઉપલા શબ્દો મશ્કરીમાં બોલ્યો હતો; પરંતુ એ નવીન વિચાર તેની પાસે ઉભેલા એક કારીગરના મગજમાં દાખલ થઈ ગયો. તે કારીગર માત્ર વીસ વર્ષનો એક યુવક હતો અને તે આટલો ગંભીર વિચાર કરી શકે છે એમ કોઇ પણ ધારતું ન હતું.

પરંતુ એલિયાસ હો, બીજાઓ તેને ધારતા હતા એટલો જડભરત ન હતો. તેણે જેમ જેમ વધુ વિચાર કર્યો, તેમ તેને શીવવાનો સંચો બનાવવાની અધિક અગત્ય જણાઇ. પછી ચાર વર્ષ વીતી ગયાં. તે કારીગરને એક મોટા શહેરમાં જૂજ પગાર પર પત્ની અને ત્રણ સંતાનોનો નિર્વાહ કરવો પડતો હતો. તે સરળ હૃદયનો છોકરો હવે એક ઉદ્યોગી અને વિચારવંત માણસ બની ગયો હતો. શીવવાના સંચાનો વિચાર રાત્રિદિવસ તેના મનમાંથી ખસતો ન હતો અને અંતે તેણે એક સંચો બનાવવાનો નિશ્ચય કર્યો.

કપડામાં ઉપર નીચે જાય એવી, બે છેડા પર તીક્ષ્ણ અણીવાળી અને મધ્યભાગમાં નાકાવાળી સોયને કામ કરતી બનાવવાના પ્રયાસમાં અનેક મહિના ગુમાવ્યા પછી એકાએક તેના મગજમાં વિચાર આવ્યો કે બીજો બખીઓ પણ સાથે સાથેજ મારી શકાય એમ છે. આ વિચાર આવતાંજ તે લગભગ ગાંડાની માફક એ યુક્તિ સિદ્ધ કરવાને માટે ઉદ્યોગ કરવા મંડી પડયો અને રાત્રિદિવસ પરિશ્રમ કરીને અંતે તેણે એક બેડોળ નમૂનો તૈયાર કર્યો. હવે તેને સફળતા પ્રાપ્ત થવાની ખાત્રી થઇ. હવે તે મનઃચક્ષુ દ્વારા પોતાના કલ્પિત સાંચાને જોઇ શકતો હતો, પરંતુ તેની પોતાની પાસેની મૂડી અને તેનો પિતા કે જેણે તેને થોડી ઘણી મદદ કરી હતી તેની મૂડી તેને પ્રત્યક્ષ કામ કરતો બનાવવાને માટે અપૂર્ણ હતી. છેવટે જ્યૉર્જ ફિશર નામનો તેનો એક જૂનો સહાધ્યાયી કે જે કેમ્બ્રિજમાં કોલસા અને લાકડાં વેચવાનો ધંધો કરતો હતો તેની તરફથી તેને મદદ મળી. તેણે તેની સાથે એવી શરત કરી કે "હું તારી અને તારા કુટુંબની ખાધાખોરાકી પૂરી પાડું અને તને એકસો પૌંડ આપું; પરંતુ તેના બદલામાં જો સંચો પેટંટ લેવા યોગ્ય નીવડે તો તે પેટંટમાં અર્ધો હિસ્સો મને આપવો." ઇ. સ. ૧૮૪૫ માં સંચો તૈયાર થયો અને એ વર્ષના જુલાઇ માસમાં એલિયાસ હોએ મિ. ફિશરને માટે એક તથા પોતાને માટે એક એમ બે ઊનના કપડાના પોશાક તે વતી શીવ્યા! તેનું શીવણકામ એટલું મજબૂત થયું હતું કે કપડાં ફાટયાં પરંતુ

તે તૂટયું નહિ. આ યંત્રને હજુ પણ જાળવી રાખવામાં આવ્યું છે. તે એક મિનિટમાં ત્રણસો બખિયા ભરે છે અને બીજી કોઇ પણ મહત્ત્વની શોધના પ્રથમ નમૂના કરતાં વિશેષ સંપૂર્ણ ગણાય છે. હાલમાં જે લક્ષાવધિ શીવવાના સંચા વપરાય છે તેમાંનો એક પણ એવો નથી, કે જેમાં આ પ્રથમ નમૂનાના કેટલાક મહત્ત્વના સિદ્ધાંતોનો ઉપયોગ થતો ન હોય.

જ્યારે ચિકાગો શહેરને ઉંચાણમાં લાવી કાદવમાંથી મુક્ત કરવાનો નિશ્ચય કરવામાં આવ્યો ત્યારે જ્યૉર્જ એમ. પુલમૅન નામનો એક ગરીબ કારીગરનો પુત્ર બહાર આવ્યો અને એ મહાન કાર્યનો કૉન્ટ્રૅકટ લેવાને તૈયાર થયો! તેને એ કૉન્ટ્રાકટ આપવામાં આવ્યો.તેણે આ કાર્ય એવી સરળતાથી પાર પાડયું કે શહેરનો વ્યવહાર પણ બંધ થયો નહિ! વળી તે પોતાના મનમાં એક “શય્યા રથ” (સ્લીપીંગ કાર–ઉંઘવા માટેનો આગગાડીનો ડબો) બનાવવાની યોજના ઘડયા કરતો હતો. તે ધારતો હતો કે, આવો ડબો તૈયાર થતાં સર્વ રેલવાળાઓ તેનો ઉપયોગ કરશે. તેણે “ચિકાગો ઍન્ડ આલ્ટન રોડ” પરના બે જૂના ડબાઓમાં સૂવાનાં સ્થાન તૈયાર કર્યાં. થોડા સમયમાંજ લોકો તરફથી તેની માગણી થતી જણાઇ. હવે તે આ માન્યતા સહિત કામ કરવા લાગ્યો કે, તેના ડબાઓ જેમ વિશેષ ભપકાદાર અને અધિક સગવડવાળા હશે, તેમ તેમની માગણી વધુ ને વધુ થતી જશે. કૉલોરેડોની સોનાની ખાણમાં ત્રણ વર્ષ ગાળ્યા પછી તે પાછો ફર્યો અને તેણે આઠ હજાર પૌંડ ખર્ચીને બે ડબા બનાવ્યા. “પુલમૅનની મૂર્ખાઇ”નો પ્રત્યેક માણસે ઉપહાસ કર્યો, પરંતુ પુલમૅન માનતો હતો કે લાંબા પ્રવાસના કંટાળાને દૂર કરે એવી પ્રત્યેક વસ્તુનો લોકો એકદમ સત્કાર કરશે અને આવી પૂર્ણ શ્રદ્ધાથી તેણે એ કાર્યમાં પોતાના સર્વસ્વનો ભોગ આપ્યો હતો.

પુલમૅન પરમ શ્રદ્ધાપૂર્વક માને છે કે, સૌંદર્ય પણ લક્ષ્મીને આકર્ષવાનું ઉત્તમ સાધન છે. તેણે જે અદ્દભુત નગર બાંધ્યું છે અને જે તેના નામથી ઓળખાય છે તે તથા તેના બનાવેલા ભવ્ય ડબાઓ એ તેની આ સિદ્ધાંત પરની શ્રદ્ધાનાં ઉદાહરણ છે. પોતાના **નોકરોને સુખ, સૌંદર્ય અને સગવડ પૂરાં પાડવાં તથા તેમને સારી આરોગ્યદાયક પરિસ્થિતિમાં રાખવા એ કોઈ સારા નફાકારક ધંધામાં મૂડી રોકવા સમાન છે એમ તે માને છે;** અને એટલા માટે પુલમૅન નગર આજે સ્વચ્છતા, નિયમબદ્ધતા અને સુખસગવડ ધરાવનાર આદર્શ નગર બની રહ્યું છે.

એકજ ઉદ્દેશ ધરાવનાર અને તેને કાર્યમાં પરિણુત કરનાર માણુસોએ ભૂતકાળ પર મોટા ફેરફાર કરી નાખ્યા છે. ગ્રીક તત્ત્વવેત્તાઓનાં લખાણોમાં વરાળયંત્રની મૂળ કલ્પના દેખાય છે, પરંતુ તે કલ્પના ત્યારથી બે હજાર કરતાંયે વધારે વર્ષ પછીજ વિકાસ પામીને અમલમાં મુકાઇ!

સત્તરમી સદીમાં આગળ વધવાની કોઇ પણુ તક વિનાના ન્યૂકોમેન નામના એક અંગ્રેજ લુહારને વરાળના યંત્રથી એક લોઢાના ડટ્ટાને ગતિમાન કરવાની કલ્પના સૂઝી; પરંતુ તેણે જે એન્જિન બનાવ્યું તે એક ઘોડા જેટલું બળ ઉત્પન્ન કરવામાં ત્રીસ રતલ કોયલાનો ભોગ લેતું હતું. આધુનિક એન્જિનની સંપૂર્ણતા તો ઘણે ભાગે જેમ્સ વૉટ નામના એક ગરીબ અશિક્ષિત સ્કૉચ છોકરાને આભારી છે. આ છોકરો પોતાની પંદર વર્ષની વયે લંડન શહેરના મહોલ્લાઓમાં કામ મેળવવાને માટે આંટા મારી મારીને ઢેફાંની ધૂળ કરતો હતો પણુ તેને કામ મળતું ન હતું. ગ્લાસ્ગો વિશ્વવિદ્યાલયના એક અધ્યાપકે તેને કામ કરવા માટે એક ઓરડો કાઢી આપ્યો. એક તરફ તે કામ મેળવવા માટે મહેનત કરતો હતો અને બીજી બાજુએ જૂની બાટલીઓનો વરાળ ભરવાનાં વાસણો તરીકે અને પોલી લાકડીઓનો નળી તરીકે ઉપયોગ કરીને એક એન્જિન બનાવવાના પ્રયોગો કરતો હતો. કારણકે એક પળ પણુ વ્યર્થ જાય એ તેનાથી સહન થઇ શકતું ન હતું. તેણે ન્યૂકોમેનના એન્જિનમાં સુધારો કરીને વરાળના લગભગ પોણા ભાગનો બચાવ કર્યો. વૉટ એવી ઘોર દરિદ્રતા અને સંકટમાં સપડાયેલો હતો કે સાધારણુ માણુસો તો તેથી હતાશજ બની જાય; પરંતુ તેની આકાંક્ષા પ્રબળ હતી અને તેની હિંમતવાન પત્ની માર્ગરેટે તેને એમ કહીને ધૈર્ય આપ્યું હતું કે "મારી અગવડ તરફ ધ્યાન આપશો નહિ તેમજ હતાશ પણુ થશો નહિ." તે જ્યારે લંડનમાં વિપરીત સંયોગોની સામે બાથોડિયાં ભરતો હતો ત્યારે તેની સ્ત્રીએ લખી જણાવ્યું હતું કે "**જો એન્જિન સફળ નહિ થાય તો કોઇ બીજી ચીજ સફળ થશે. માટે કદી પણુ નિરાશ થશો નહિ.**"

વૉટ જણાવે છે કે "એક રવિવારને સુંદર દિવસે બપોર પછી હું ફરવા ગયો હતો. આ સમયે પણુ એન્જિન સંબંધી વિચાર તો મારા મગજમાં ઘૂમ્યાજ કરતા હતા. જૂના હમામખાના(વૉશિંગ હાઉસ)થી આગળ ગયા પછી એકાએક મારા મગજમાં એવો વિચાર આવ્યો કે વરાળ એ સ્થિતિસ્થાપક વસ્તુ હોવાથી એ ખાલી

સ્થાનમાં દોડી જશે અને નળી મારફતે જો તેને એકાદ ખાલી પાત્રમાં મોકલવામાં આવે તો તે ત્યાં જઇને ઘન સ્વરૂપને પ્રાપ્ત થશે." આ વિચાર હતો તો સાધારણ, પરંતુ તેમાં અતિ વ્યવહારોપયોગી પ્રથમ વરાળયંત્રનું બીજ હતું. એકજ ઉદ્દેશ સહિત પોતાના જીવનની શરૂઆત કરનાર આ રંક સ્કૉચ છોકરાને સર જેમ્સ મૅકિન્ટૉશ "સર્વ યુગોમાં અને સર્વ પ્રજામાં ઉત્પન્ન થયેલા સમસ્ત શોધકોનો મુકુટમણિ" કહે છે !

જ્યૉર્જ સ્ટિવન્સન ૭ પેન્સના રોજથી કોલસાની ખાણમાં કામ કરતો હતો. રાત્રિશાળામાં અભ્યાસ કરવાને માટે થોડા પૈસા કમાવાને તે પોતાના મજૂર બંધુઓનાં કપડાં અને જોડા સાંધતો હતો ! તેણે પોતાની કમાણીના પહેલા ત્રીસ પૌંડ પોતાના પિતા પર તેનું દેવું ચૂકવી દેવાને માટે મોકલી આપ્યા હતા. લોકો કહેતા કે "એનું ભેજું ચસ્કી ગયું છે ! એના વરાળયંત્રમાંથી નીકળતી ચીણગારીઓથી ઘર બળી જશે; તેમાંથી નીકળતો ધૂમાડો હવાને અશુદ્ધ બનાવી દેશે તથા ગાડી બનાવનારાઓ અને ગાડી હાંકનારાઓ કામ નહિ મળવાથી ભૂખે મરી જશે !" આમની સભાની કમિટિએ તેના પર ત્રણ દિવસ સુધી પ્રશ્નોરૂપી બાણોનો વરસાદ વરસાવી તેને અકળાવી નાખ્યો હતો. તેમાંનો એક પ્રશ્ન આ હતો કે "જો કલાકના દશ માઇલની ત્વરાથી દોડતા એન્જિનના રસ્તા પર એકાદ ગાય આવી જાય તો શું તે એક ભયંકર સ્થિતિ નહિ થઇ પડે ?" સ્ટિવન્સને ઉત્તર આપ્યો કે "હા, ગાયને માટે તો તે ભયંકર સ્થિતિજ થઇ પડે." એક સરકારી ઇન્સ્પેકટરે કહ્યું હતું કે "જો આગગાડી કદી પણ કલાકના દશ માઇલની ત્વરાથી ચાલે તો હું એક એન્જીનનો નાસ્તો કરીશ !" "કવૉર્ટર્લિ રિવ્યૂ" નામના અંગ્રેજી પત્રના ઇ. સ. ૧૮૨૫ ના માર્ચના અંકમાં એક લેખકે લખ્યું હતું કે "આગગાડીઓ ઘોડા કરતાં બમણી ઝડપથી દોડશે એમ કહેવા કરતાં અધિક મૂર્ખાઇભરેલું અને હાસ્યાસ્પદ અસત્ય બીજું શું હોઇ શકે ? આટલી ત્વરાથી દોડતા આવા એક યંત્રની દયા પર પોતાને છોડવા કરતાં વૂલિચના લોકો બાણથી વિંધાઈ જવાનું વધારે પસંદ કરશે ! અમે શ્રદ્ધા રાખીએ છીએ કે, પાર્લામેન્ટ સઘળી રેલ્વેઓમાં આગગાડીની ઝડપની મર્યાદા દર કલાકે આઠ અથવા નવ માઇલની ઠરાવશે. અમે મહાશય સિલ્વેસ્ટરની સાથે એકમત થઇને કહીએ છીએ કે, વધુમાં વધુ આટલીજ ઝડપે આગગાડી ચલાવવાનું સાહસ કરી શકાશે." આ સમયે 'લિવરપૂલ અને

માન્ચેસ્ટર રેલરોડ બંધાતો હતો અને તેની ઉપર ઘોડાઓને બદલે તરતના શોધેલા ગતિમાન વરાળયંત્રનો ઉપયોગ કરવાની સ્ટિવન્સને દરખાસ્ત કરી હતી તે વિષે પણ ઉપલા લેખમાં જણાવ્યું હતું. ઉપલો રેલરોડ બાંધનારી કંપનીએ આ બાબત બે આગેવાન અંગ્રેજ એન્જિનિયરોના હાથમાં મૂકી. તેમણે એવો રિપોર્ટ કર્યો કે "સ્થિર એન્જિન ગરેડી અને દોરડાંની મદદથી દોઢ માઇલથી ગાડીના ડબાઓને ખેંચી લાવી શકે. તે સિવાય બીજા કોઇ પણ પ્રકારે ગાડી ચલાવવામાં વરાળયંત્રનો ઉપયોગ ઇચ્છવાયોગ્ય નથી ! પરંતુ સ્ટિવન્સને ઉત્તમોત્તમ ગતિમાન વરાળયંત્રને માટે પાંચસો પૌંડનું ઇનામ આપવાનું જાહેર કરી પોતાના વિચારની કસોટી કરવાને તેમને સમજાવ્યા. તેમણે તેની વાત કબૂલ કરી અને ગતિમાન વરાળયંત્રોની કસોટી કરવાને માટે ઇ. સ. ૧૮૨૯ ના ઑક્ટોબરની છઠ્ઠી તારીખ નક્કી કરી. તે સુપ્રસિદ્ધ દિવસે 'પર્સિવિયરન્સ,' 'સાન્સપેરિલ,' 'નૉવેલ્ટિ' અને 'રૉકેટ' ('નિર્ભય,' 'ખંત,' 'નવાઇ' અને 'હવાઇ') એ નામનાં ચાર વરાળયંત્રોની સ્પર્ધા જોવાને માટે હજારો પ્રેક્ષકો એકઠા થયા. 'પર્સિવિયરન્સ' (ખંત) કલાકના છ માઇલની ઝડપેજ ચાલી શક્યું. ઓછામાં ઓછી દશ માઇલની ઝડપ હોવીજ જોઇએ એવી શરત હોવાથી તેને નાલાયક ઠરાવવામાં આવ્યું ! 'સાન્સપેરિલ' (નિર્ભય) દર કલાકે સરાસરી ચૌદ માઇલની ઝડપે ચાલ્યું; પણ તેની એક પાણીની નળી તૂટી જવાથી તેણે પોતાની તક ગુમાવી ! 'નૉવેલ્ટી' (નવાઇ) પણ અચ્છી ઝડપથી ચાલ્યું; પરંતુ તેની પણ એક નળી તૂટી ગઈ તેથી તે પણ નિષ્ફળ ગયું. જીતવાનું માન 'રૉકેટ' (હવાઈ)ને મળ્યું. તે દર કલાકે સરાસરી પંદર માઇલ ચાલ્યું હતું અને તેની સૌથી વિશેષ ઝડપ ઓગણત્રીસ માઇલની થઈ હતી ! એ વરાળયંત્ર સ્ટિવન્સનનું હતું. તેણે પોતાનો સિદ્ધાંત એવો સત્ય કરાવી આપ્યો કે રેલરોડ ઉપર સ્થિર વરાળયંત્રો રાખવાની કલ્પનાનો સંપૂર્ણ સ્ફોટ થઈ ગયો. તેણે વૉટની બુદ્ધિએ બાંધેલું સ્થિર વરાળયંત્ર જોયું હતું; તેનું જ્ઞાન મેળવ્યું હતું; અને પોતાના સમયના સૌથી આગેવાન એન્જિનિયરોની અત્યંત ભયકારક આગાહીઓની સામે થઇને તેને માણસો તથા વ્યાપારની ચીજો ધસડવાને માટે પૈડાંઓની ઉપર મૂકી દીધું.

શોધોના સમસ્ત ઇતિહાસમાં જૉન ફ્રિચની વાત કરતાં વધુ શોકદાયક અને મર્મભેદક વાત કોઇ પણ નથી. તે ઘણી બાબતે ગરીબ હતો. તે દેખાવમાં ગરીબ હતો; સ્વભાવમાં પણ ગરીબ હતો; ગરીબ

સ્થિતિમાં જન્મ્યો હતો; ગરીબ સ્થિતિમાં તેણે જીવન ગાળ્યું હતું અને ગરીબ સ્થિતિમાંજ તે મરણ પામ્યો હતો. તે એક સાચો શોધક હતો અને પોતાની શોધને સફળ કરવાને અત્યંત આતુર હતો. એક-વાર તેની પાસે પોતાની શોધને સફળ કરવા માટે જ્યારે કંઇપણ દ્રવ્ય ન હતું ત્યારે તે બોલ્યો હતો કે જો મારો એક પગ કાપી નાખ-વાથી મને એક સો પૌંડ મળી શકતા હોય તો હું ઘણી ખુશીથી તેને છરીને સ્વાધીન કરૂં ! તેણે અમેરિકામાં અને ફ્રાન્સમાં પોતાની આગબોટ બાંધવાને માટે દ્રવ્ય મેળવવાનો ઘણો પ્રયાસ કર્યો; પરંતુ સફળતા મળી નહિ. તે કહેતો કે "એક સમય એવો આવશે, કે જ્યારે બીજાં સર્વ સાધનો કરતાં આગબોટને વિશેષ પસંદ કરવામાં આવશે. ન્યૂ ઑર્લિયન્સથી વ્હીલિંગ સુધી આગબોટો જશે અને સમુદ્રમાં પણ તેઓ ફરશે; પરંતુ કદાચ આપણે તે સમય જોવાને જીવીશું નહિ. **જૉનિ ફિચનું નામ ભૂલાઇ જશે, પરંતુ બીજાઓ તેના વિચારોને પાર પાડશે** અને તેને આધારે શ્રીમંત અને મહાન બની જશે." તે ગરીબ અને ચીંથરિયા હાલે હતો. જગતે તેનો ત્યાગ કર્યો હતો. લોકો તેનો ઉપહાસ કરતા હતા અને તેને ગાંડો ગણીને દયા ખાતા હતા. મહાન પુરુષોએ તેને ઉત્તેજન આપ્યું ન હતું અને શ્રીમંતોએ તેનો આદર કર્યો ન હતો. આ સ્થિતિમાં તે ઇ. સ. ૧૭૯૦ સુધી ટકી રહ્યો. એ સાલમાં તેણે પહેલવહેલી આગબોટ બનાવીને ડેલાવરમાં મૂકી. આ નૌકા પ્રવાહની સામે દર કલાકે ૭ માઇલની ઝડપે ચાલી અને પ્રવાહની સાથે દર કલાકે આઠ માઇલની ઝડપે ચાલી !

ઇ. સ. ૧૮૦૭ ના ઑગસ્ટની ચોથી અને શુક્રવારે હડસન નદીની ગોદી આગળ લોકોનું એક ટોળું એકત્રિત થયું. તેમના જણાવ્યા પ્રમાણે એક "ચસ્કેલ માણુસ" 'ક્લૅરમોન્ટ' નામની આગબોટમાં કેટલાક માણુસોને બેસાડીને તેમને હડસન નદીમાં આલ્બની પર્યંત લઇ જવાને તૈયાર થયો હતો અને આ 'ઉપહાસપાત્ર સાહસ'ની નિષ્ફળતા જોવા માટેજ તેઓ એકઠા થયા હતા. તેઓ કહેતા કે "સઢ વિનાની નૌકામાં પ્રવાહની સામે મુસાફરી કરવાની હાસ્યાસ્પદ વાત કોઇએ સાંભળી છે ?" એક જણુ કહેતો કે "એન્જીન તૂટી જશે" બીજો કહેતો કે "નૌકા બળીને ભસ્મ થઈ જશે." ત્રીજો કહેતો કે "તેમાં બેઠેલા સર્વ માણુસો ડૂબી જશે !" એન્જિનના ભૂંગળામાંથી કાળા ધૂમાડાના ગોટેગોટ અને ચકચકિત ચિણુગારીઓ-નો સમૂહ નીકળતો જોઇને લોકો આ પ્રમાણે ઉદ્ગાર કાઢતા હતા;

કેમકે તેમાંના કોઈએ પણ વરાળથી નૌકા ચાલે છે એવી વાત સાંભળી ન હતી. દરેક માણુસ એવોજ અભિપ્રાય ધરાવતો હતો કે જે માણુસે ક્લૅરમૉન્ટ પર પોતાના પૈસા અને પોતાનો સમય ખરચી નાખ્યો છે તે ખરેખર મૂર્ખ છે અને તેને દિવાનાશાળામાંજ મોકલી આપવો જોઈએ! પરંતુ તેમના અભિપ્રાયની કશી દરકાર રાખ્યા વિના ઉતારૂઓ એ નૌકા ઉપર ચઢયા અને તેના એન્જિનમાંથી ધૂમાડાના ગોટેગોટા નીકળવા લાગ્યા! પ્રેક્ષકો બોલ્યા કે " આ નૌકા પ્રવાહની સામે કદીપણુ ચાલી શકનાર નથી." પરંતુ તે પ્રવાહની સામે ચાલી અને જે છોકરાએ બાલ્યાવસ્થામાં કહ્યું હતું કે કોઈ પણ કાર્ય અશક્ય નથી તેને મહાન સફળતા પ્રાપ્ત થઈ ! તેણે જગતને પહેલવહેલી વ્યવહારોપયોગી આગબોટ આપી.

ફુલ્ટને મનુષ્યજાતિની આવી મહાન સેવા બજાવી હતી. તેણે એવી સેવા બજાવી હતી કે જેથી જગતના વ્યાપારમાં મહાન ફેરફાર થઈ ગયો છે; છતાં ઘણા માણુસો તેને સમાજનો શત્રુ ગણુતા હતા. જ્યારે ફુલ્ટનનું નામ લેવામાં આવતું ત્યારે ટીકાકારો અને નિંદકો મોં મચકોડતા હતા. ઘણી વાર એમ બને છે કે, શોધકો મનુષ્યજાતિ પર જેટલો ઉપકાર કરે છે તેટલીજ સખ્ત નિંદા, ઉપહાસ અને તિરસ્કાર તેમને સહન કરવાં પડશે.

ક્લૅરમૉન્ટના એન્જિનમાં લાકડાં બળવા લાગ્યાં, તેમાંથી ધૂમાડાના ગોટેગોટ નીકળવા લાગ્યા અને તે નદીના પ્રવાહની સામે વિજયધ્વજા ફરકાવતી ચાલવા લાગી. આ દશ્ય જોઈ કિનારા પરના લોકોના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. તેઓ એક નૌકાને હલેસાં અથવા સઢ વિના પ્રવાહની સામે અતિ ત્વરાથી ચાલતી જોઈને વિસ્મિત થઈ કિનારા પર ધસી આવ્યા. નૌકામાંથી ધૂમાડો નીકળતો જોઈ કેટલાકોને લાગ્યું કે એમાં આગ લાગી છે; અને તે છતાં પણ તે સઢ વિના અતિ ત્વરાથી ચાલતી હતી ! તેના મોટા પંખા-(પાણી કાપનારા ચક્ર)થી થતા અવાજથી તેમના આશ્ચર્યમાં વૃદ્ધિ થઈ. આ અગ્નિમય રાક્ષસના પંજામાંથી છૂટવાને માટે બીજી સામાન્ય નૌકાઓના ખલાસીઓએ પોતાની નૌકાઓનો ત્યાગ કર્યો અને તેઓ બનતી ત્વરાથી પોતાને ઘેર નાસી ગયા ! આ નૌકા જ્યારે મૅનહટ્ટન દ્વીપમાં જઈ પહોંચી ત્યારે ત્યાંના ઇન્ડિયનો પણ એટલાજ ભયભીત થયા. સઢવાળાં વહાણોના માલિકો ક્લૅરમૉન્ટના માલિક પર ઈર્ષ્યા કરવા લાગ્યા અને તેમણે તેને નિષ્ફળ કરવાનો

ઉદ્યોગ આરંભ્યો. જે જે લોકોના સ્વાર્થને હાનિ પહોંચી હતી તેમણે ફુલ્ટનના આ નવીન શોધ પરના દાવાનો અનાદર કર્યો અને તેની વિરુદ્ધ મુકદ્દમા માંડયા. પરંતુ ક્લૅરમૉંટને જે સફળતા પ્રાપ્ત થઇ હતી તે પરથી દેશમાં જ્યાં ત્યાં આગબોટો બંધાવા લાગી. સરકારે પણ ફુલ્ટનને એક મજબૂત આગબોટ તૈયાર કરવામાં રોક્યો. આ આગબોટનું નામ "ફુલ્ટન ધ ફર્સ્ટ" પાડવામાં આવ્યું. વળી તેણે સરકારને માટે પાણીમાં ડૂબકી મારે એવી પણ એક આગબોટ તૈયાર કરી. પરિણામે તેની કીર્તિ સમસ્ત સુધરેલા જગતમાં પ્રસરી ગઈ અને ઇ. સ. ૧૮૧૫ માં જ્યારે તે મરણ પામ્યો ત્યારે વર્તમાનપત્રોએ કાળી લીટીઓ દ્વારા પોતાનો શોક પ્રદર્શિત કર્યો! ન્યૂયૉર્કના અમલદારોએ શોકની કાળી પટી પહેરી અને તેની પાયદસ્ત ટ્રિનિટી કબ્રસ્તાન આગળ પહોંચી ત્યાં સુધી માનની તોપોના ધડાકા કરવામાં આવ્યા! ઘણા થોડાજ ખાનગી માણસોની પાયદસ્તને આવડું મોટું માન અપાયું હતું.

ડૉ. લાર્ડનરે વૈજ્ઞાનિકોની આગળ "સિદ્ધ" કર્યું હતું કે, આગબોટ કદી પણ આટલાંટિક મહાસાગર ઓળંગી શકશે નહિ; પરંતુ ઇ. સ. ૧૮૧૯ માં 'સાવાના' નામની આગબોટે ન્યૂયૉર્કથી નીકળીને આયર્લૅંડના કિનારા પર દર્શન આપ્યાં! જે કાર્ય અશક્ય મનાતું હતું તેને તેણે શક્ય બનાવ્યું-કરી બતાવ્યું! આ સમયે કિનારા પર જે માણસો હતા તેમણે ધાર્યું કે આ નૌકાના તૂતકની નીચે આગ લાગી છે અને તેટલા માટે તેમણે એક વહાણ તેને બચાવવા માટે મોકલી આપ્યું! ઉપલી આગબોટે જરા પણ અકસ્માત વિના આ મુસાફરી કરી હતી તોપણ વ્યાપારની વસ્તુઓ લાવવા લઇ જવામાં તે ઉપયોગી છે એ વાતનો સ્વીકાર તો ત્યાર પછી વીસ વર્ષે કરવામાં આવ્યો!

ઇ. સ. ૧૮૩૨ માં જૂનિયસ સ્મિથ ઇંગ્લાંડના એક બંદરેથી ન્યૂયૉર્ક જવાને માટે નીકળેલા એક વહાણના તૂતક પર અધીરતાપૂર્વક આમ તેમ ફરતો હતો. કારણકે તેને એ પ્રવાસ અતિ કંટાળાભરેલો લાગતો હતો. આ સમયે તે પોતાના મન સાથે બોલ્યો: "લોકો નિયમિત રીતે આગબોટમાં પ્રવાસ શામાટે ન કરે?" ન્યુયૉર્કમાં અને લંડનમાં તેણે આ વિષે ચર્ચા કરી, પરંતુ તેની વાત પર કોઇએ લક્ષ્ય આપ્યું નહિ. સ્મિથને સૌથી પહેલું ઉત્તેજન જ્યૉર્જ ગ્રોટ નામના ઇતિહાસવેત્તા અને બૅંકર તરફથી મળ્યું. તેણે કહ્યું કે તમારો વિચાર અમલમાં મૂકી શકાય એવો છે. માત્ર આટલા

શબ્દોમાં ઉત્તેજન સિવાય તેણે કાંઇ વિશેષ કર્યું નહિ. તે કાર્યમાં પૈસાનું જોખમ ખેડવાને એ તૈયાર થયો નહિ. અંતે આઇઝેક સેલ્બિ નામનો લંડનનો એક આગેવાન વ્યાપારી બે હજાર ટનના વજનની એક આગબોટ બાંધવાને સંમત થયો. આ નૌકાનું નામ "બ્રિટિશ ક્વિન" પાડવામાં આવ્યું. એન્જિનો ગોઠવવામાં અણુધાર્યો વિલંબ થવાથી તેમણે 'સીરિયસ' નામની સાતસો ટનના વજનની, નદીમાં ચાલતી એક આગબોટ ભાડે લઇને તેને ન્યુયૉર્ક તરફ મોકલી. આ વાત સાંભળી બીજા લોકો ત્યાર પછી ચાર દિવસે 'ગ્રેટ વેસ્ટર્ન' નામની આગબોટમાં બેસીને બ્રિસ્ટલથી નીકળ્યા અને તે બન્ને આગબોટો એકજ દિવસે ન્યૂયૉર્કમાં આવી પહોંચી. ત્યાર પછી થોડાજ સમયમાં સ્મિથે લંડનથી ન્યૂયૉર્ક સુધી બત્રીસ દિવસમાં પ્રવાસ કર્યો.

ન્યૂ હેવનવાળો ચાર્લ્સ ગૂડિયર આપણને દ્રઢતા અને ધૈર્યનું કેવું ઉત્તમ ઉદાહરણ પૂરૂં પાડે છે! તેણે ઇન્ડિયા રબરને વ્યવહારોપયોગી કરવાને માટે ગરીબ દશામાં અગીઆર વર્ષ સુધી પ્રયોગ કર્યા હતા. તે દેવું ન ભરી શકવાથી કારાગૃહમાં પડયો હતો. તેણે પોતાનાં બાળકોને ભૂખે મરતાં બચાવવાને થોડા પૈસા મેળવવા માટે પોતાનાં વસ્ત્ર અને પોતાની પત્નીના અલંકારો ગીરો મૂકયા હતા. તેનાં સંતાનોને ખેતરોમાં ફરીને બળતણ એકઠું કરવું પડતું હતું. એક મરી ગયેલા બાળકનો ભૂમિદાહ કરવાને માટે તેની પાસે પૈસા ન હતા અને તેનાં બીજાં બાળકો ભૂખે મરવાની અણી ઉપર હતાં ત્યારે પણ તે પરમ ધૈર્ય સહિત પોતાના ઉદ્દેશને વળગી રહ્યો હતો! આ સમયે તેના પાડોશીઓ કુટુંબની સંભાળ નહિ લેવા માટે તેની સખ્ત નિંદા કરતા હતા અને તેને ગાંડો કહેતા હતા; પરંતુ આ સર્વ સહન કરી તેણે ગંધકના મિશ્રણવાળું રબ્બર તૈયાર કર્યું. આ રબ્બર હાલમાં જુદાં જુદાં પાંચસો કામોમાં વપરાય છે અને રબ્બરના ધંધામાં ૬૦,૦૦૦ કરતાં અધિક માણસો રોકાયેલાં છે!

પાલિસીનું ઉદાહરણ કેવું કરુણરસિક છે! માટીનાં વાસણોને મીનાકારી કરવાની મૃત કલાને પુનર્જીવન આપવાને માટે સંકટ અને વિટંબણાઓની વચ્ચે તેણે ઉદ્યોગ કર્યો હતો. પોતાની પીઠ પર ઈંટો ઉંચકી જઇને તેણે ભઠ્ઠી બનાવી હતી. જતન વિના અને ઘણું ખરૂં તો ભૂખમરાથી તેનાં ૭ બાળકો મરણ પામ્યાં હતાં. તેની પત્ની ચીંથરિયા હાલે ફરતી હતી અને પોતાના સ્વામીની 'મૂર્ખાઇ'

જોઈ નિરાશ બની ગઈ હતી. તેણે પોતાના કુટુંબની સંભાળ લીધી ન હતી તેથી તેના પાડોશીઓ તેને ધિક્કારતા હતા. તે પોતે હાડ-પિંજરરૂપ બની ગયો હતો. નોકરીમાં રાખેલા માણસને પૈસા આપી શકતો ન હોવાથી તેણે એના પગારના બદલામાં પોતાનાં વસ્ત્ર આપ્યાં હતાં! તેને હમેશાં નિષ્ફળતા મળી હતી તોપણ તેણે કદી પણ આશા છોડી ન હતી. અંતે તેનું મહાન કાર્ય સિદ્ધ થયું અને ઉદ્યોગનો બદલો મળ્યો.

જર્મન પ્રજાને એકત્ર કરવાનો-એક તંતે બાંધવાનો-વિચાર બિસ્માર્કના હૃદય પર કોતરાઇ રહ્યો હતો. આ પ્રચંડ આપખુદ સત્તાધારી જે જે દરખાસ્તો મૂકતો તેને માત્ર અનુમોદન આપવાને માટેજ દર વર્ષે લોકપ્રતિનિધિઓ રાજસભામાં એકઠા થતા હતા! આવા પ્રતિનિધિઓની સભાની તે શી દરકાર કરે? વિરોધની તે જરા પણ પરવા કરતો ન હતો. જે જે સભા તેની દરખાસ્ત તરફ વિરોધ દર્શાવતી તેને તે વીખેરી નાખતો. તે એકલોજ રાજદ્વારી રમત ખેલી શકતો હતો. જર્મની દેશને યુરોપમાં સૌથી વિશેષ બળવાન બનાવવો અને પ્રશિયાના રાજા વિલિયમને નેપોલિયન અથવા સિકંદર કરતાં પણ વિશેષ બળવાન નૃપતિ બનાવવો એજ માત્ર તેનો ઉદ્દેશ હતો. લોકો અથવા રાજસભા અથવા ગમે તે તેના માર્ગમાં ઉભું હોય તેની તે દરકાર કરતો ન હતો. તેની પ્રબળ ઇચ્છાને તાબે થવાની તે સર્વને ફરજ પાડતો હતો. જગતમાં જર્મનીનો અવાજ સંભળાવોજ જોઇએ એવી તેની ઇચ્છા હતી. તેના માર્ગમાં આડી ઉભેલી પ્રત્યેક વસ્તુ અને વ્યક્તિને તેણે જમીનદોસ્ત કરી નાખી. તે અદમ્ય આપખુદ સત્તાધારીએ સર્વ વિરોધને છિન્ન ભિન્ન કરી નાખ્યો.

મહાન ડાંટેને પૈસા ઉચાપત કરવાના ખોટા આરોપસર હદપાર કરવામાં આવ્યો હતો અને જીવતો બાળી મૂકવાની શિક્ષા ફરમાવવામાં આવી હતી! તેને અન્નના વાખા પડતા હતા; શરીર દુર્બળ થઇ ગયું હતું; હતાશ થઇને અહીં તહીં રખડતો હતો; પરંતુ તેણે કદી પણ ઉદ્દેશ છોડી દીધો ન હતો. અંતે સત્યનોજ જય છે એવી શ્રદ્ધા રાખી તેણે પોતાના અમર કાવ્યમાં પોતાનો આત્માજ મૂકી દીધો હતો!

કોલંબસનાં હમેશાં ઉપહાસ અને અપમાન કરવામાં આવતાં હતાં. તેને તરંગી માણુસ કહીને લોકો તેની મશ્કરી કરતા અને

ભામટો કહીને તેનું અપમાન કરતા. એમ કહેવાય છે કે, છોકરાંઓને ‘એ તો ગાંડો માણુસ છે’ એમ કહેવામાં આવ્યાથી તેઓ પણુ જ્યારે તેને જોતાં ત્યારે કપાળે હાથ દેતાં!

માત્ર એક છોકરો જગતનો ઉદ્ધાર કરવાને બહાર પડે એ કેવી અદ્‌ભુત વાત છે! હજરત મહમદ સાહેબે પરમ ઉત્સાહ અને નિશ્ચયપૂર્વક ત્રણુ વર્ષ પર્યંત સદાકાળ ઉદ્યોગજ કર્યાં કર્યો અને તેમને માત્ર તેરજ અનુયાયીઓ મળ્યા! ત્યાર પછી તેમણે પોતાના મતને અનુકૂળ એવા ચાળીસ માણુસોની સભા બોલાવી અને તેની આગળ જાહેર કર્યું કે “લોકોને કાષ્ઠની પ્રતિમાનું પૂજન કરતા અટકાવી તેમનો ઉદ્ધાર કરવા માટેજ મારો દેહ છે અને તેમ કરવાને હું પ્રવૃત્ત થાઉં છું.” એ વખતે અલી નામનો એક સોળ વર્ષનો છોકરોજ તેમની સાથે જોડાયો અને બીજા માણુસો ઉપહાસ તથા મશ્કરી કરીને વીખરાઇ ગયા. પરંતુ મહમદ સાહેબે પોતાનું કામ શરૂ કર્યું અને તેઓ મક્કામાં આવેલા યાત્રાળુઓને પોતાના મતનો ઉપદેશ આપવા લાગ્યા. જે કોઇ તેમને મળતો તેને તેઓ ઉપદેશ આપતા. પ્રાણુ હરવાની પણુ ધમકીઓ અપાયા છતાં તેમનો નિશ્ચય કશાથી પણુ ડગ્યો નહિ. તેમને ગુફાઓમાં સંતાઈ રહેવાની ફરજ પડી; જીવ વારંવાર બચાવવાને નાસભાગ કરવી પડી; જીવન નિરંતર ભયમાં રહેતું; તેર વર્ષ સુધી અત્યંત દુઃખ સહન કરવું પડયું અને છેવટે ચાલીસ મોટી જાતિઓના એક એક મળીને ચાલીસ માણુસોએ તેમનો વધ કરવાની પ્રતિજ્ઞા કરી. આ સમયે હઝરત મહમદ સાહેબ ડુંગરો અને રણોમાં થઇને પોતાના શત્રુઓથી બસેં માઇલ દૂર નીકળી ગયા. આ સમયથી હિજરી સનનો પ્રારંભ થયો. ત્યાર પછી દશ વર્ષપર્યંત તેમણે પોતાના મતનો લોકોમાં પ્રચાર કર્યો. આ દશ વર્ષના ઇતિહાસથી સર્વ લોકો જાણીતા છે. લોકોએ જગતને સુધારવા માટે બહાર પડેલા તે છોકરાનો ઉપહાસ કરવાનું છેવટે છોડી દીધું. આ આગ્રહી માણુસના મનમાં જે વિચાર હતો તે વિચારે રોમન સામ્રાજ્ય કરતાં પણુ મોટા અને જોરાવર સામ્રાજ્યની સ્થાપના કરી તે વિચાર કેટલો બધો બળવાન હશે તેનો વિચાર કરો!

એક અમેરિકનને સુપ્રસિદ્ધ જર્મન પ્રકૃતિવેત્તા ઓકનને ત્યાં ભોજનનું આમત્રંણુ થયું. તે જર્મન વિદ્વાનની મેજ પર મિષ્ટાન્ન પણુ ન હતું તેમજ મુખવાસ પણુ ન હતો માત્ર શેકેલાં બટેટાં હતાં. એ જોઇને પેલા અમેરિકનને આશ્ચર્ય થયું. ઓકને પોતાના

સાદા ખોરાકને માટે અતિથિની માફી માગવાની જરૂર જોઈ નહિ પરંતુ તેની પત્નીએ ખુલાસો કર્યો કે "મારા પતિની આવક જૂજ છે અને એમની વૈજ્ઞાનિક શોધોને માટે ગ્રંથો તથા ઓજારો ખરીદી શકાય એટલા માટે અમે સાદુંજ જીવન ગાળવાનું પસંદ કરીએ છીએ.'

ઈથરની શોધ થયા પૂર્વે જો કોઈ દર્દીને શસ્ત્રક્રિયા કરવાની હોય તો એ સમયે દુઃખની લાગણીઓનો નાશ કરવાને માટે દરદીને પાંચસો ટીપાં કે તેથી પણ વધુ અફીણનો કસુંબો પાવામાં આવતો હતો. આથી તેના શરીરને જે ધક્કો પહોંચતો તેમાંથી છૂટતાં ઘણીવાર એક અઠવાડિયું અને કેટલાક દાખલાઓમાં એક માસ પણ વીતી જતો. તરુણ ડૉ. મૉર્ટન માનતો હતો કે ભયંકર શસ્ત્રક્રિયા દરમ્યાન મનુષ્યને દુઃખમુક્ત કરવાને માટે પ્રકૃતિએ કોઈ પણ ઉપાય યોજ્યો હોવોજ જોઈએ; પરંતુ તે શું કરી શકે એમ હતું? તે કાંઈ રસાયનશાસ્ત્રી ન હતો. રાસાયનિક દ્રવ્યોમાં કયાં કયાં તત્ત્વો મિશ્રિત થયેલાં છે એ પણ તે જાણતો ન હતો. તેને ઉચ્ચ શિક્ષણ મળ્યું ન હતું. તે છતાં પણ તેણે ગ્રંથોનો આશ્રય લીધો નહિ તેમજ વૈજ્ઞાનિકોની સલાહ પણ લીધી નહિ; પરંતુ તે તરતજ સુપ્રસિદ્ધ દ્રવ્યો વડે પ્રયોગો કરવા લાગ્યો. તેણે કેફી વસ્તુઓની અજમાયશ લીધી; પરંતુ જ્યાં શસ્ત્રો લગાડયાં કે તરતજ દરદી જાગ્રત થતો! ઉંઘ લાવનારા પદાર્થોવડે તેણે પ્રયત્નો કર્યા અને અંતે તેને 'ઇથર'માં પોતાની ઇચ્છિત વસ્તુ પ્રાપ્ત થઈ.

જે કાર્યને આસપાસના સર્વ માણસો મૂર્ખાઈભર્યું અને તરંગી ગણતા હોય તે કાર્યમાં મૂડી અથવા વગ વિના મહાન સફળતા પ્રાપ્ત કરવી એ સહેલું નથી; પરંતુ મનુષ્યોના સદ્ભાગ્યે આ જગતમાં હમેશાં એવા કેટલાક સામર્થ્યવાન નિશ્ચયાત્મક બુદ્ધિના અને હિંમતવાન માણસો હોય છે કે જેઓ ભલેને આખું જગત વિરોધી બની ગયું હોય તોપણ દૃઢતાપૂર્વક આગળજ ધસ્યા જાય છે. સફળતા કદીપણ દૈવયોગથી પ્રાપ્ત થતી નથી.

ફ્રાન્સિસ વિલાર્ડ એકજ પ્રબલ ઉદ્દેશ ધરાવતો હતો અને તેથીજ તે 'સ્ત્રીઓનું આંતર્રાષ્ટ્રીય મદ્યપાન નિષેધક મંડળ' સ્થાપન કરવાને શક્તિમાન થયો છે. એ મંડળની નિશાનીરૂપ શ્વેત પટી કે જે સ્વચ્છ, મદ્યપાન રહિત અને કરકસરવાળા ગૃહનું ચિન્હ છે તે આજે લાખો સ્ત્રીઓ અને તેમના પતિઓ ધારણ કરે છે. આ એક પ્રચંડ વિચાર છે અને સ્વાભાવિક રીતેજ તે સુધરેલા જગત-

માં આગળ પડતો થઇ પડયો છે. બિશપ વિન્સેન્ટ, પ્રચંડ 'ચૉટોકવા સર્કલ' ની સ્થાપના કરીને તરુણોને માટે કેવું મહાન કાર્ય કરી રહ્યો છે! વળી ડૉ. ક્લાર્ક જગતમાં બહોળો ફેલાવો પામેલી 'ક્રિશ્ચિયન એન્ડેવર મૂવમેન્ટ' સંચાલિત કરીને કેવી મહાન સેવા બજાવી રહ્યો છે! મેથોડિસ્ટ પંથના લોકો 'એપ્વર્થ લીગ' ની સ્થાપના કરીને કેવું મહાન કાર્ય કરી રહ્યા છે! તેમજ એડવર્ડ એવરેટ હેઇલ 'કિંગ્સ ડૉટર્સ'ની નાની ટુકડીઓ અને 'ટેન ટાઇમ્સ વન ઈઝ ટેન" ની સંસ્થાદ્વારા કેવી મહાન સેવા બજાવી રહ્યા છે! કલેરા બાર્ટને 'રેડ ક્રૉસ સોસાયટી' ની સ્થાપના કરી છે અને તેને સર્વ પ્રજાઓ ચાહે છે. અમેરિકન સિવિલ વૉરમાં તેણે જોયું કે સંયુક્ત સેનાઓ લશ્કરની છાવણીનાં દવાખાનાંઓ ઉપર પણ તોપોનો મારો ચલાવતી હતી. જે યુદ્ધ કરી ન શકે તેની સામે યુદ્ધ કરવું એ ક્રૂરતાની પરાકાષ્ટા છે એમ તેને લાગ્યું અને તેણે આ જંગલી રિવાજ અટકાવવાનો નિશ્ચય કર્યો. જગતે તો અલબત્ત આ રંક અસહાય સ્ત્રીનો ઉપહાસ કર્યો; પરંતુ તેનો વિચાર સઘળી પ્રજાઓએ ગ્રહણ કર્યો છે અને લાલ વધસ્થંભ (રેડ ક્રૉસ) ની નિશાનીવાળી ધ્વજા જે તંબુ અથવા ઇમારત પર ફરકતી હોય તે તરફ હવે જે શત્રુ તોપના ગોળા છોડે છે તે માનુષી વર્તનનો સંપૂર્ણ હક્ક ગુમાવી દે છે.

લૉર્ડ કેલ્વિન કે જે અંગ્રેજ વૈજ્ઞાનિકોનો મુકુટમણિ છે તેણે થોડાજ સમય પહેલાં જાહેર કર્યું હતું કે, હવાના એક નવીન તત્ત્વની શોધ એ ઈ. સ. ૧૮૯૪ ની સાલમાં મોટામાં મોટી વૈજ્ઞાનિક ઘટના છે. હમણાં હમણાં જે પ્રયોગો કરવામાં આવ્યા છે તે પરથી જણાયું છે કે, આ નવીન તત્ત્વ કે જેને માણસો તેનું જ્ઞાન ધરાવ્યા વિના અનેક સદીઓ થયાં શ્વાસમાં લેતા આવ્યા છે તેમાં અતિ મહત્ત્વનાં અમુક તત્ત્વો સમાયેલાં છે. શોધકો પોતાની પાસેનાં અને મળી શકે તેટલાં સઘળાં સાધનોથી નાઇટ્રોજનની ઘનતા અધિક શુદ્ધતાપૂર્વક માપવાનો પ્રયત્ન કરતા હતા. આ અતિ કંટાળાભરેલું કામ હતું અને લૉર્ડ રેલેએ બાર વર્ષ સુધી દીર્ઘ ઉદ્યોગ સહિત તે કાર્ય કર્યું હતું. તે માત્ર જ્ઞાનને ખાતરજ જ્ઞાનની શોધખોળ કરતો હતો અને તે પણ એવા જ્ઞાનની શોધ કરતો હતો કે જેની પ્રાપ્તિ થયા પછી પણ લોકો તો તેના તરફ થોડુંજ ધ્યાન આપે એવો સંભવ હતો. અને જ્યારે લોકો તે પર ધ્યાન ન આપે તો પછી તેને કીર્તિ અને સંપત્તિ તો ક્યાંથીજ પ્રાપ્ત થાય? ને જ્યારે

પોતાના ઉદ્દેશ સાધ્ય કરવાની અણીઅર આવ્યો ત્યારે જે વસ્તુની તે શોધ કરતો ન હતો એવી એક ભળતીજ વસ્તુ તેને પ્રાપ્ત થઇ! પ્રકૃતિએ પોતાની એક ગુપ્ત વસ્તુ તેની આગળ પ્રકટ કરી! અર્થાત્ તેને એક અજ્ઞાત ગૅસનું અસ્તિત્વ જણાયું. હવામાંના નાઇટ્રોજનની સાથે આ ગૅસ નિકટનો સંબંધ ધરાવે છે અને તે છતાં પણ તે એનાં તત્ત્વોથી સર્વથા જુદાજ પ્રકારની છે. ઉદ્યોગની કોઇપણ શાખામાં આવાંજ કાર્ય અમર કીર્તિ અપાવે છે.

પોતાની આસપાસના લોકોથી નિંદાયેલાં સ્ત્રી પુરુષોએજ સર્વ યુગોમાં માનવ સંસ્કૃતિની ઉન્નતિ કરી છે. નોઆહે વહાણુ બાંધ્યું હતું; મોઝિઝે યાહુદીઓની સેવા કરી હતી અને ક્રાઇસ્ટ પતિત લોકોના ઉદ્ધારને માટે જીવ્યો તથા મરણુ પામ્યો હતો; પરંતુ શ્રીમંત અને સુશિક્ષિત લોકોએ તો તેમના પ્રત્યે તિરસ્કારજ દર્શાવ્યો હતો. મનુષ્ય જાતિના સર્વ મહાન કલ્યાણુકર્તાઓની દશા આવીજ થઇ છે! છતાં પ્રત્યેક યુગમાં અને પ્રત્યેક દેશમાં એવાં સ્ત્રીપુરુષો જન્મ્યાજ કર્યાં છે કે જેમણે લોકોને જ્ઞાન આપવાને અને તેમનું કલ્યાણુ કરવાને પ્રસન્નતાપૂર્વક ગરીબાઈ, સંકટ, સખ્ત પરિશ્રમ, ઉપહાસ, અત્યાચાર અને મૃત્યુનું દુઃખ, એ સઘળું સહન કર્યું છે. વાસ્તવમાં જે માણુસ એક મહાન અને પ્રબળ ઉદ્દેશ ધરાવતો નથી તે મનુષ્યજાતિની મહાન સેવા બજાવી શકે એ વાતજ શંકા ભરેલી છે.

પૅાલ અદ્ભુત શક્તિ ધરાવતો હતો અને તે અવશ્ય પોતાની સ્થિતિ સુધારી શક્યો હોત; પરંતુ પોતાનો મહાન ઉદ્દેશ સાધવા માટે તેને અતિ ગરીબ દશામાં રહેવું પડયું હતું. તે સીસારિયાના કારાગૃહમાં બે વર્ષપર્યંત રહ્યો અને એક વર્ષ સુધી રોમના કારાગૃહમાં રહ્યો. તેને ઘણા ફટકા મારવામાં આવ્યા અને યાહુદી લોકોએ તેને ઘણો ધિક્કાર્યો. ચાલીસ યાહુદીઓએ તો તેનો વધ કર્યા વિના અન્નજળ ન લેવું એવી પ્રતિજ્ઞા લીધી. મૂર્તિપૂજકો તેની સામે થયા છતાં તેના પ્રબલ ઉદ્દેશે તેના આત્માને આ સઘળાં દુઃખો સહન કરવાને તથા તે સર્વની વચ્ચે આશાવંત અને આનંદી થવાને શક્તિમાન કર્યો.

એક ગામડિયણુ છોકરી દવા કરાવવાને માટે આવી અને તે એટલું બોલી કે "એ શીતળા હોઇ શકે નહિ. કારણુકે મને ગોશીતળા થયા હતા." તે પરથી જેનર નામના શખ્સે એક મહાન સિદ્ધાંત શોધી કાઢયો. તેણે શીતળાના ભયંકર રોગનો અટકાવ કરવાને

ઉદ્યોગ કરવા માંડયો. તેનો આ સિદ્ધાંત જ્યારે તેના સહાધ્યાયીઓના જાણવામાં આવ્યો ત્યારે તેમણે તેને વૈદિક પાઠશાળામાંથી હાંકી કાઢવાની ધમકી આપી. તેણે ગાયની રસી ત્રણ વાર પોતાના હાથપર અજમાવી. તેણે ત્રણ વર્ષ કરતાં વધારે સમય સુધી એ રસીના પ્રયોગો કર્યા અને પોતાના સિદ્ધાંતની સચાઇની ખાત્રી કરી લીધી. છતાં લંડનનો એક પણ વૈદ્ય તેના મતને અનુકૂળ થયો નહિ; પ્રત્યેક વકતા તેની નિંદા કરવા લાગ્યો. લોકો બોલવા લાગ્યાં કે જે છોકરાંઓના શરીરમાં ગાયની રસી દાખલ કરવામાં આવી છે તેમનાં મુખ બળદનાં મુખ જેવાં થઇ ગયાં છે ! તેમનાં મસ્તક પર શીંગડાં ઉગવાનો સંભવ જણાય છે અને તેમનો સાદ ગોધાના સાદ જેવો નીકળે છે ! જેમને પહેલવહેલી રસી મૂકવામાં આવી તેમના પર પથ્થર ફેંકવામાં આવ્યા અને તેમને મહોલ્લાઓમાંથી હાંકી કાઢવામાં આવ્યા ! પરંતુ આખરે જેનરે પોતાના જીવનમાં પોતાના સિદ્ધાંતનો આખા જગતમાં સ્વીકાર થયેલો જોયો અને તે મનુષ્યજાતિનો કલ્યાણકર્તા ગણાયો.

બીચરને એવાં એવાં સંકટો સહન કરવાં પડયાં હતાં કે જે જોઇને મહાનમાં મહાન પુરુષો સિવાય સઘળા માણસો ભયભીત થઈ ગયા હોત. સિદ્ધાંતોનાં મહાન યુદ્ધોમાં અને સત્ય માટેના પ્રચંડ ઝઘડાઓમાં ઘણી વાર તે લગભગ એકલોજ લોકોની વિરુદ્ધતા, સંકુચિત દૃષ્ટિ, વહેમીપણું, અનુદારતા અને પોતાનાજ પંથના લોકોની ઈર્ષ્યાની સામે લડતો ઉભો રહ્યો હતો. એક વાર તેને કર્તવ્યનું દર્શન થયા પછી તે જરા પણ અચકાતો નહિ. તે કદી પણ 'દૂધમાં અને દહીંમાં પગ રાખતો' નહિ. તે કદી પણ અર્ધ સત્યનો સ્વીકાર કરતો નહિ કે અસત્યને પડખે ઉભો રહેતો નહિ. તે સત્યને પૂર્ણ ચીવટપૂર્વક વળગી રહેતો. તે કદી પણ લોકોની સહાનુભૂતિ મેળવવાનો પ્રયત્ન કરતો નહિ તેમજ તેમની પ્રશંસાની પણ દરકાર રાખતો નહિ. કર્તવ્ય અને સાચવટ એ બેજ તેનાં સત્યો હતાં અને તે સીધો એ તરફજ ચાલ્યો જતો. બીજા પંથના લોકો તેની સાથે સંમત થતા ન હતા અને તેના પોતાના પંથના લોકો પણ તેના મતને ટેકો આપતા ન હતા; પરંતુ તે એટલા વિશાળ હૃદયનો હતો કે કોઇનો તિરસ્કાર પણ કરતો નહિ. તે એટલો ઉદાર હતો કે કોઇના પર વેર લેવાની ઇચ્છા કરતો નહિ; અને તે એટલો મહાન હતો કે કોઇનાપર ઇર્ષ્યા રાખતો નહિ.

ફ્રૅંકલિન, મૉર્સ, ગૂડિયર, હો, બ્લૅકાર્ડ, એડિસન, બોઝ, બેલ, બીચર, ગફ, મિસિસ સ્ટો, ઍમૉસ લૉરેન્સ, જ્યૉર્જ પીબોડી, મૅક-

ફાર્મિંક અને બીજા કુદીબંધ મહાત્માઓ, કે જેમાંના દરેકે કોઇ મહાન ઉદ્દેશ મનમાં ધારણ કરીને ઉત્સાહપૂર્વક કામ કર્યું છે અને પોતાની આસપાસના માણસોની શારીરિક, માનસિક તથા નૈતિક સ્થિતિમાં સુધારો કર્યો છે તેમનાં જીવનચરિત્રોમાં જેટલી મોહકતા છે તેટલી મોહકતા 'અરેબિયન નાઇટસ' ની કયી વાર્તામાં છે?

જગતમાં હજી પણ હજારો વિચાર બાકી રહ્યા છે. હજુ કાંઈ સર્વ પ્રકારની શોધખોળ પૂરી થઇ નથી. હજુ કાંઈ સર્વ સત્કાર્યો થઇ ચૂક્યાં નથી. હજી તો હજારો ભૂલો સુધારવાની છે કે જે પ્રત્યેક ભૂલ સ્વતંત્ર આત્માને એક નવીન વિચાર પૂરો પાડે છે.

પરંતુ તમે પૂછશો કે "હું વિચારો કયાંથી મેળવું?" તેનો ઉત્તર એજ છે કે **"તમારા મગજને ખુલ્લું રાખો, અવલોકન કરો, અભ્યાસ કરો, અને સૌથી વિશેષ વિચાર કરો**, અને જ્યારે મનમાં એક ઉત્તમ ચિત્ર પાકા રંગથી અંકિત થાય ત્યારે કામ કરો."





# प्रकरण २० मुं-निश्चय

"નિશ્ચય કરો એટલે પરિણામે તમે મુક્ત થશો." —લૉંગફેલો

"આપણી ભાષાના પેલા ટુંકામાં ટુંકા શબ્દો-'હા' અને 'ના' એ સૌથી વિશેષ જોખમદારી ભરેલા શબ્દો છે. તેમાંનો એક ઈચ્છાની આધીનતા સૂચિત કરે છે અને બીજો ઇચ્છાની અનાધીનતા સૂચવે છે. એક **ભોગલાલસા** સૂચિત કરે છે અને બીજો **ચારિત્ર્યબળ** સૂચિત કરે છે. મજબૂતીથી 'ના' કહેવાથી દૃઢ ચારિત્ર્ય પ્રકાશિત થાય છે અને તરતજ 'હા' કહેવાથી આપણી દુર્બળતા દેખાઈ આવે છે. પછી ભલેને આપણે તેની ઉપર ગમે તેટલો ઢાંકપિછોડો કરીએ !" ટી. ટી. મન્જર

"મનુષ્યે પોતાના કાર્યના સ્વામી બનવું જોઈએ; કાર્યને પોતાનો સ્વામી બનવા દેવું જોઇએ નહિ. પોતે કયી બાજુએ ઢળવું તેનો નિશ્ચય તત્કાળ કરવાની તેનામાં શક્તિ હોવી જોઈએ." પી. ડી. આર્મર

"જગત એ એક એવી બજાર છે કે જ્યાં પ્રત્યેક વસ્તુ નિશ્ચિત ભાવે વેચાય છે. આપણે આપણા સમય, પરિશ્રમ અથવા બુદ્ધિમત્તાનો ખર્ચ કરીને તેના વડે દ્રવ્ય, આરામ, કીર્તિ, પ્રમાણિકતા, જ્ઞાન કિંવા ગમે તે વસ્તુ ખરીદ કરતા હોઇએ ત્યારે આપણે દૃઢ નિશ્ચયપૂર્વક ઉભા રહેવું જોઇએ; અને છોકરાંઓની પેઠે, નહિ ખરીદેલી વસ્તુઓ માટે શોક કરવો જોઈએ નહિ." —મૅથ્યૂઝ

"સ્પષ્ટ ધ્યેય અને મજબૂત હાથ વડે ખરો કલાવિધાયક, અસ્પષ્ટ લક્ષ્ય તથા અસ્થિર હાથ વડે ઝાંખાં ચિત્રો કે બેડોળ પૂતળાં બનાવનાર કારીગરોથી તદ્દન જુદોજ પડી જાય છે." —હોમ્સ

"બાલ્યાવસ્થામાંજ મહાન કાર્ય વિષે વિચાર અને નિશ્ચય થઇ શકે છે અને તરૂણાવસ્થામાં કાર્યનો પ્રારંભ થાય છે; પરંતુ ખરો વખત વહી ગયા પછી અને સામર્થ્ય નષ્ટ થયા પછી વૃદ્ધાવસ્થામાં જીવનક્રમ ફેરવી શકાવો મુશ્કેલ છે." —આઉનિંગ

"સાવધતાપૂર્વક વિચાર કર, અથવા નિશ્ચયપૂર્વક કાર્ય કર. માનપૂર્વક તાબે થા અથવા દૃઢતાપૂર્વક સામો થા." —કૉલ્ટન

રોમન પ્રજાસત્તાક રાજયસમયે જ્યારે ગૅાલ લોકોએ રોમને ઘેરો ઘાલ્યો ત્યારે રોમનો એવી મહાન વિપત્તિમાં આવી પડયા કે તેઓ સુવર્ણ વડે (નાણાં આપીને) પોતાની મુક્તિ ખરીદવાને સંમત થયા. તેઓ સુવર્ણ તોળતા હતા એવામાં કૅમિલિયસ ત્યાં આવ્યો અને ત્રાજવામાં સુવર્ણને બદલે પોતાની તરવાર નાખીને બોલ્યો કે

"રોમનોએ શાંતિને ખરીદવી જોઇએ નહિ પરંતુ પોતાની તરવાર વડે જીતી લેવી જોઇએ !" સાહસ અને તાત્કાલિક નિશ્ચયના આ કાર્યથી રોમનો એટલા બધા ઉત્તેજિત થયા કે તેમણે પોતાની પવિત્ર ભૂમિમાંથી શત્રુઓને હાંકી કાઢી વિજયધ્વજ ફરકાવ્યો !

આપત્તિકાળે પણ એકાદ ચપળ, દૃઢ અને નિશ્ચયવાન પુરુષ આવીને એકાદ એવું કાર્ય કરે છે, કે જેથી પ્રત્યેક વસ્તુમાં ફેરફાર થઇ જાય છે. પછી ભલેને તે કાર્ય ખોટું કાં ન હોય ! આવા મનુષ્ય તરફથી અકળાયેલા, ગભરાયેલા અને દિઙ્મૂઢ થયેલા અનેક માણસોને બળ મળે છે અને તે જ્યાં જ્યાં જાય છે ત્યાં ત્યાં ફતેહનાજ ડંકા વાગે છે.

જ્યારે ઍન્ટિયોચસ એપિફેન્સે મિસર દેશ પર આક્રમણ કર્યું ત્યારે તે રોમના સંરક્ષણ તળે હતું. રોમનોએ આ પ્રસંગે ઍન્ટિયોચસની પાસે એક એલચી મોકલ્યો; જે તેને ઍલેક્ઝાન્ડ્રિયાની નજીકમાં મળ્યો. તેણે એને પાછા ફરવાની આજ્ઞા કરી; પરંતુ ચઢાઈ કરનારે ઉડાઉ જવાબ આપ્યો. તે બહાદુર રોમને પોતાની તલવાર વતી તે રાજાની આડો એક લીટો કર્યો અને તેને કહ્યું કે "જ્યાં સુધી પાધરો જવાબ નહિ આપો ત્યાં સુધી આ લીટો તમે ઓળંગી શકશો નહિ. એ હિંમતવાન એલચીના આ તાત્કાલિક નિશ્ચયથી આક્રમણકારને પાછા ફરવાની ફરજ પડી અને યુદ્ધ થતું અટક્યું. રોમનો પોતાના તાત્કાલિક નિશ્ચયના બળથી ઘણાં યુદ્ધોમાં ફતેહ પામ્યા હતા અને જગતના સ્વામી બન્યા હતા. જગતના ઇતિહાસનાં સમસ્ત મહાન કાર્યો તાત્કાલિક અને દૃઢ નિશ્ચયનાં પરિણામ છે.

મહાન અને તાત્કાલિક નિશ્ચયબળવાળા માણસોજ પોતાની કીર્તિ જગતમાં અમર કરી ગયા છે. તેઓ "કાંઇક કરવું અને તે પણ એકદમ કરવું" એવા વિચારવાળા હોય છે. અનિશ્ચિત વિચારવાળો માણસ—બે વિચારોની વચ્ચે લટક્યા કરનારો માણસ, બેમાંથી કયો માર્ગ ગ્રહણ કરવો એના વિચારમાંજ સઘળો સમય વીતનારો માણસ પોતાની અસ્થિરતાથી જાહેર કરે છે કે, તે પોતાની જાતને અંકુશમાં રાખી શકતો નથી અને તે બીજાઓને આધીન રહીનેજ કામ કરવાને સર્જાયલો છે. તે પોતે **મનુષ્ય નથી, પરંતુ મનુષ્યનો અનુયાયી છે.** નિશ્ચય અને સ્ફૂર્તિવાળો માણસ અનુકૂળ સંયોગોની રાહ જોયા કરતો નથી કિંવા **ઘટનાઓને તાબે થતો નથી પણ ઘટનાઓ તેને તાબે થાય છે.**

અસ્થિર ચિત્તનો માણસ હમેશાં પોતાની સાથે જેણે છેલ્લી વાતચીત કરી હોય તે માણસના અભિપ્રાયની દયા પર રહે છે. તે ખરો માર્ગ જોઇ શકે છે; પરંતુ ખોટા માર્ગ તરફજ તણાઇ જાય છે.

કદાચ એકાદ કાર્ય કરવાનો નિશ્ચય કરે છે; તો જ્યાં સુધી તેના માર્ગમાં વિઘ્ન આવે નહિ ત્યાં સુધીજ માત્ર તે એ કરી શકે છે.

ઇટાલિયા પ્રદેશની સરહદ પર આવેલા રૂબિકૉનમાં જ્યારે જૂલિયસ સીઝર આવી પહોંચ્યો ત્યારે તેનો મહાનમાં મહાન નિશ્ચય પણ ડગી ગયો. કારણ કે રાજસભાની મંજૂરી વિના તે પ્રદેશ પર આક્રમણ કરવાની કોઈ પણ સેનાપતિને સત્તા મળી ન હતી. તે છતાં પણ તે નિર્ભય સેનાપતિ લાંબા વખત સુધી અનિશ્ચિત દશામાં રહ્યો નહિ. તે પોતાના સૈન્યને મોખરે જઇ એ પ્રદેશની સરહદમાં ધસી ગયો અને બોલ્યો કે "પાસો નાખ્યો છે, થવાનું હોય તે થાઓ!" તે નિશ્ચયથી જગતનો સમગ્ર ઇતિહાસ ફેરવાઈ ગયો! "હું આવ્યો, મેં જોયું અને જીત્યું" એમ કહેનાર માણસ લાંબા વખત સુધી અનિશ્ચિત દશામાં રહે એ શક્યજ ન હતું. નેપોલિયનની પેઠે એક માર્ગ પસંદ કરી તરતજ બીજી સમસ્ત શંકાશીલ યોજનાઓનો ભોગ આપવાની તેનામાં શક્તિ હતી. જ્યારે તે સૈન્ય સહિત બ્રિટનમાં ઉતર્યો ત્યારે ત્યાંના રહેવાસીઓએ તેને કદી પણ તાબે થવું નહિ એવો નિશ્ચય કર્યો. સીઝરે તત્કાળ એવો નિશ્ચય કર્યો કે, કાં તો રણક્ષેત્રમાં સૈન્ય સહિત મરણ પામવું કે કાં તો વિજય મેળવવો. પાછા ફરવાની સઘળી આશા નષ્ટ કરવાને માટે તેણે પોતાનાં સઘળાં વહાણો બાળીને ભસ્મીભૂત કરી દીધાં! સઘળા સૈનિકોને પાછા ફરવાની કંઇ પણ આશા રહી નહિ. હવે કાં તો મરવું કે કાં તો વિજયધ્વજા ફરકાવવી એજ બાકી રહ્યું હતું. આ મહાન યોદ્ધાના ચારિત્ર્ય અને વિજયની ચાવી આજ હતી.

'પૅરેડાઇઝ લૉસ્ટ' માંના સેતાનને સ્વર્ગમાંથી હાંકી કાઢવામાં આવ્યો ત્યાર પછી તેણે જે મહાન નિશ્ચય કર્યો હતો તે જોઇને આપણે તેની પ્રશંસા કર્યા વિના રહી શકતા નથી. થોડી પળ સુધી ભયંકર અનિશ્ચિત દશામાં રહ્યા પછી તે પોતાનો અજેય ઉત્સાહ પુનઃ મેળવે છે અને બોલે છે "જો હજી પણ હું પહેલાના જેવોજ હોઉં તો હું ગમે ત્યાં હોઉં તેની મને શી દરકાર છે?"

ઉત્તમોત્તમ માર્ગ પકડવાનો નિશ્ચય કરવાની અને પ્રત્યેક વિરોધી માર્ગ છોડી દેવાની શક્તિ તથા એક વાર ત્યાગ થઇ ચૂક્યા પછી તે વિરોધી માર્ગનું ચિંતન મૂકી દઇ એક નિશ્ચિત માર્ગથી તે ચિંતન આપણને ચ્યુત ન કરે એવી શક્તિ એ સફળતા મેળવવામાં સૌથી વિશેષ મહત્ત્વનાં બળો પૈકીનું એક છે. અચક-

વાથી કેટલી વાર આપણે પાયમાલીને આમંત્રણ કરી બેસીએ છીએ!
જે માણસ હંમેશાં અચકાયા કરે છે; વિચાર કર્યા કરે છે; મહત્ત્વ વિનાની વાતો વિષે ગુંચવાયા કરે છે અને તે તરફ ધ્યાન આપ્યા કરે છે તે કોઇ પણ કાર્ય સિદ્ધ કરી શકતો નથી. કેમકે તેનામાં જરૂર જોગું નિશ્ચયબળ હોતું નથી.

કોઈ પણ કાર્ય બેદરકારીથી સિદ્ધ થતું નથી. બેદરકારી ધરાવનાર માણસ વિશ્વાસ મેળવી શકતો નથી અને માત્ર અવિશ્વાસનેજ આમંત્રણ કરે છે. દઢતા ધરાવનાર નિશ્ચયવાન માણસજ જગતમાં કાંઇક સત્તા ધરાવે છે-તેનીજ કંઇક કિંમત હોય છે. તમે તેનું વજન કરી શકો છો; માપ લઈ શકો છો અને પોતાના સામર્થ્યથી તે કેટલું કાર્ય સિદ્ધ કરી શકશે તેનો કંઈક અડસટ્ટો પણ કાઢી શકો છો.

ફિલ શેરિડન તાત્કાલિક નિશ્ચયથીજ પરાભવમાંથીજ વિજય મેળવવાને શક્તિમાન થયો હતો. તોપના ધડાકા સાંભળવાથી જ્યારે તેના જાણવામાં આવ્યું કે દારુણ યુદ્ધ ચાલી રહ્યું છે ત્યારે તે ઘણા માઇલના અંતરપર હતો. તેણે તરતજ પોતાના ઘોડાને એડ મારી અને જોરથી હાંકયો. રણભૂમિની નજીક પહોંચતાંજ તેને પોતાના માણસો પરાભવનું કલંક લઇને નાસતા જણાયા. ઘોડાના જીન પર ઉભા થઇને તેણે પોકાર કર્યો કે "ઉભા રહો; જમણી તરફ ફરો અને મારી પાછળ આવો." તે પોતાના સૈન્યને મોખરે આવીને આગળ ધસી ગયો. તેને જોઇને સૈનિકોને પુનઃ બળ પ્રાપ્ત થયું અને તેમનાં હતાશ થયેલાં અંતઃકરણોમાં આશા ઉત્પન્ન થઇ. જે સૈનિકો શત્રુઓની સામેથી જીવ લઇને નાસી જતા હતા તેઓ અલ્પ સમયમાંજ વજ્રપાતની પેઠે પોતાના સમગ્ર બળ સહિત તેમની ઉપર તૂટી પડયા. તેમના મહાન નેતાના **અજેય નિશ્ચયથી** તેમનામાં પણ દઢતા આવી અને તેમણે **કંગાલ પરાભવને બદલે** પોતાના શત્રુઓની ઉપર **મગરૂરીભરેલો વિજય** પ્રાપ્ત કર્યો. આ જોઇ તેમના શત્રુઓના આશ્ચર્ય અને ગુસ્સાનો પાર રહ્યો નહિ.

એમ કહેવાય છે કે, મહાન સિકંદરને જ્યારે એવો પ્રશ્ન પૂછવામાં આવ્યો કે "આપે જગત કેવી રીતે જીત્યું ?" ત્યારે તેણે એવો ઉત્તર આપ્યો કે "**અડગ રહીને.**"

"સ્ટિવન વ્હિટનિ" નામનું વહાણ આયર્લંડના એક ખડક ઉપર અર્ધી રાતના સમયે ચઢી ગયું અને થોડી પળ સુધી તેની સાથે વળગી રહ્યું. આ સમયે જે જે ઉતારૂઓ તરતજ તે ખડક પર કૂદી પડયા તે સર્વ બચી ગયા અને વિલંબ કરનારાઓ પાછા ફરતા

મહાન મોજાના સપાટામાં તણાઇ જઈ સદાને માટે ડૂબી ગયા.

જે માણુસ પોતાના માર્ગનો તત્કાલ નિશ્ચય કરે છે અને પોતાને કયા કયા ભોગા આપવાના છે તેનો પણુ નિશ્ચય કરી લે છે તેજ પોતાનું લક્ષ્ય સાધી શકે છે. સૌથી વિશેષ ભાગ્યશાળી લોકોને પણુ મહાન તકો તો ક્વચિતજ મળે છે અને મળે છે ત્યારે પણુ ઘણી વાર તો તે તરતજ ચાલી જાય છે.

જૉન ફૉસ્ટર કહે છે કે " નિશ્ચય વિનાનો માણુસ, જે જે વસ્તુ તેને પકડી શકે છે તેને તરતજ આધીન થઇ જાય છે અને જ્યારે તે ત્યાંથી આગળ જવાનો પ્રયત્ન કરે છે ત્યારે તેને પકડીને પ્રત્યેક વસ્તુ તેના પરનો પોતાનો હક્ક જાહેર કરે છે. નદીને કિનારે તણુાતી ડાંખળીઓ જેમ પ્રત્યેક છોડથી રોકાય છે અને પ્રત્યેક વમળમાં ગુંચવાય છે તેવી રીતે પ્રત્યેક વસ્તુ તેને બાધા કરે છે."

નેપોલિયને કહ્યું હતું કે " આકસ્મિક પ્રસંગે જેની જરૂર પડે અને અણુધાર્યા બનાવો બનેલા હોવા છતાં પણુ જે પૂર્ણુ સ્વતંત્રતાપૂર્વક વિચાર અને નિશ્ચય કરવાની શક્તિ આપે તેજ ખરી સાહસિકતા છે."

નિયમિત રીતે કામ કરનાર માણુસ અનિશ્ચિત દશામાં સમય ગુમાવતો નથી પરંતુ ઝાઝો નકામો વિચાર કરવામાં જે બળનો ક્ષય થાય છે તેને એ બચાવે છે; જ્યારે વ્યાકુળ ચિત્તવાળો પ્રત્યેક દલીલની તુલના કરે છે અને પ્રબળ ઉદ્દેશથી એક બાજુનો નિશ્ચય કરતો નથી. તે સ્થિર સમતોલપણામાં રહે છે અને તેની પોતાની ઇચ્છાથી જરા પણુ ગતિમાન થતો નથી પરંતુ બીજા માણુસની ઇચ્છાના સહજ ઇશારાથી તે ઘણી સહેલાઇથી ગતિ કરે છે. વિલંબ કરવાથી નાશ પામવાનો વારો આવ્યો હોત એવા ઘણા પ્રસંગે, તાત્કાલિક નિશ્ચયથી નેપોલિયન અને ગ્રાંટ તથા તેમનાં સૈન્યનું રક્ષણુ થયું હતું. નેપોલિયન વારંવાર એમ કહેતો કે "ભલેને યુદ્ધ આખો દિવસ ચાલે, પરંતુ **પરિણામનો નિશ્ચય તો અણીની બે ત્રણુ મિનિટમાંજ થાય છે.**" તેણે પોતાની ઇચ્છાશક્તિથી લગભગ આખો યુરોપખંડ તાબે કર્યો હતો અને મહાનમાં મહાન યુદ્ધોમાં તે જેટલી ચપળતાથી નિશ્ચય કરી શકતો હતો તેટલીજ ચપલતાથી તે ક્ષુલ્લક કાર્યોમાં પણુ નિશ્ચય કરી શકતો હતો.

નિશ્ચય અને ચપળતાપૂર્વક કામ કરવાથીજ તે અદ્ભુત વિજયો મેળવી જગતને આશ્ચર્યચકિત કરી નાખવાને શક્તિમાન થયો હતો. તે જાણે પ્રત્યેક સ્થળે હાજરજ ન હોય એમ લાગતું! જે જે

માણસો તેનો સ્વભાવ જાણતા હતા. તેઓ પણ તે એક દિવસમાં કેટલાં કાર્ય સિદ્ધ કરશે તે કહી શકતા નહિ. તે જાણે પોતાની આસપાસના પ્રત્યેક માણસમાં વિદ્યુતજ પૂરતો હોય એમ લાગતું! તેની અજેય શક્તિ સમગ્ર સેનાને કંપાયમાન કરી દેતી. તે મંદમાં મંદ સિપાઇઓને પણ ઉત્સાહપૂર્વક કામ કરવાને તરતજ પ્રેરી શકતો હતો અને બીકણમાં બીકણ માણસને પણ હિંમતવાન બનાવી દેતો હતો. તે કહેતો કે "હમણાં તો 'જો' અને 'પરંતુ' એ શબ્દો અપ્રાસંગિક છે અને આ કાર્ય આપણે સત્વરજ કરવું જોઇએ." ઘોડાની પીઠ પર સો સવાસો માઇલનો પ્રવાસ કર્યા પછી પણ જરૂર પડે તો તે પત્રવ્યવહાર તપાસવાને માટે આખી રાત બેસી રહેતો! સુસ્ત, અસ્થિર, અર્ધા મનના માણસોને આ પરથી કેવો સરસ બોધ મળે છે!

તેના હાથ નીચેના જે અમલદારો અને સૈનિકો તેને મળતા વિજયોને લીધે તેની ઇર્ષ્યા કરતા હતા અને ધારતા હતા કે એનું ભાગ્યજ સારૂં હોવાથી એને સફળતા મળે છે; તેઓએ તો એમજ માન્યું હતું કે સ્પેનથી પૅરિસ જતાં રસ્તામાં પાંચ કલાકમાં પંચાશી માઇલ ઘોડે બેસીને દોડી આવવામાં નેપોલિયને મોટી મૂર્ખાઇ કરી છે. પરંતુ ઘણા પ્રસંગો એવા આવ્યા છે કે જ્યારે તાત્કાલિક નિશ્ચય, શીઘ્ર ગતિ અને બલપૂર્વક કરેલાં કામોથી ઇતિહાસ બદલાઈ ગયો છે અને અન્ય પક્ષે ઘણા દાખલા એવા પણ બન્યા છે કે જેમાં સેનાપતિઓના અનિશ્ચિતપણાને લીધે અને હલકી પંક્તિના અમલદારોના વિલંબથી હજારો કિંમતી જીંદગીઓનો અને કરોડોના માલનો ભોગ અપાયો છે.

લોકોનાં કાર્યો નિશ્ચિત કરવામાં પ્રેસિડેન્ટ વૉશિંગ્ટનના મતનું વજન એટલું બધું પડતું હતું કે જ્યારે અમેરિકન કૅાંગ્રેસની પૂર્ણાહુતિ થઇ ત્યારે જૅફરસને પૅરિસમાં મૅાનરો પર લખ્યું હતું કે "હું આપને હમેશાં જે કહેતો આવ્યો છું તેના સત્યની કૅાંગ્રેસની કાર્યવાહી પરથી આપને પ્રતીતિ થશે; અર્થાત્ એક માણસ સૌથી વિશેષ વજન ધરાવે છે અને તે, લોકોના અથવા તેમનાં પ્રતિનિધિઓના મતની વિરુદ્ધ પોતાના મતનું સમર્થ કરે છે એમ આપને સમજાશે. આપણા પ્રજાસત્તાક રાજ્યે માર્ગપ્રદર્શકના હાથમાં વહાણ છોડી દીધું છે."

કોઇ પણ ધંધો અથવા રોજગાર એવો નથી કે જેમાં મુશ્કેલીઓ આવતી ન હોય. પ્રત્યેક ધંધામાં કોઇ કોઇ વાર તો પ્રચંડ મુશ્કેલીઓ આવે છે અને જે તરુણ, જીવનના પ્રત્યેક કઠિન પ્રસંગે

ગભરાઇ જાય છે તેને કદી પણ સફળતા પ્રાપ્ત થતી નથી. નિશ્ચય વિના કદી પણ ચિત્તની એકાગ્રતા થઇ શકતી નથી. મનુષ્યને જો સફળતા પ્રાપ્ત કરવી હોય તો તેણે અવશ્ય ચિત્તને તે કામમાં એકાગ્ર કરવું જોઇએ. નિશ્ચય વિનાનો અને એકનિષ્ઠા વિનાનો માણસ પોતાની શક્તિને છિન્નભિન્ન કરી નાખે છે અને કોઇ પણ કાર્યમાં સફળ થઇ શકતો નથી. કોઇ પણ કાર્યમાં સફળ થવાને માટે જરૂરી સમય સુધી તેને ધીરજથી વળગી રહી શકતો નથી. એકાદ ધંધો અથવા રોજગાર તેને પોતાની એકાદ સુંદર બાજુ દર્શાવે છે, જેથી તે ખાત્રી-પૂર્વક માને છે કે, મારે જે ધંધો જોઇએ છીએ તે આજ છે; અને સંપૂર્ણ ઉત્સાહપૂર્વક તે તેને પોતાના જીવનકાર્ય તરીકે ગ્રહણ કરી લે છે; પરંતુ થોડાજ સમયમાં અગવડો–મુશ્કેલીઓ દેખાવા માંડતાં તેનો ઉત્સાહ પીગળી જાય છે અને તે પોતાના મનમાં કહેવા લાગે છે કે આ ધંધાને માટે હું લાયક છું એમ ધારવાની મૂર્ખાઇ મેં શામાટે કરી ? પછી તે એમ ધારે છે કે, મારા અમુક મિત્રે જે ધંધો ધારણ કર્યો છે તેજ મને વિશેષ અનુકૂળ છે. આવા આવા વિચાર કરી તે એક ધંધો છોડી દે છે અને બીજો ગ્રહણ કરે છે ! આ રીતે આખું જીવન તે ડગુમગુ સ્થિતિમાં ગાળે છે. કોઇ પણ નવીન ધંધો તેને પ્રથમ તો સર્વોત્તમજ ભાસે છે ! તે કદી પણ પોતાની વિવેકબુદ્ધિ અથવા સાદી સમજનો ઉપયોગ કરતો નથી; પરંતુ જે ક્ષણે જે ભાવના અને જે લાગણી મનમાં ઉપજે છે તે ક્ષણે તેને આધીન થઈ જાય છે. આવા માણસોનો કોઈ નિશ્ચિત સિદ્ધાંત હોતો નથી. તેઓ આજે અહીં તો કાલે બીજે હોય છે અને આજે આ કામ તો કાલે વળી કોઇ બીજુંજ કામ કરતા હોય છે ! આથી કરીને એક ધંધાનું જે જ્ઞાન તેમણે મેળવ્યું હોય છે તે બીજા ધંધામાં તેમને જરા પણ ઉપયોગી થઇ શકતું નથી અને તેઓ પોતાનો સઘળો વખત બરબાદ કરે છે. વસ્તુતઃ તેઓ કદી પણ વેતરાની ભૂમિકા છોડીને કૌશલ્યની સુખદાયક ભૂમિકા પર પહોંચતાજ નથી. તેઓ પોતાનું જીવન જુદા જુદા ધંધાઓની શરૂ-આતો કરવામાંજ ગુમાવી દે છે; અને શરૂઆત તો હમેશાં કઠિન હોય છે. આવા લોકો ક્વચિતજ દ્રવ્યપ્રાપ્તિ, સુખ અને સંતોષની ભૂમિકાએ પહોંચે છે.

એક એવી દંતકથા પ્રચલિત છે કે એક વાર એક મહાબુદ્ધિ-માન પુરુષે એક સુંદર કન્યાને કહ્યું કે “ જો તું અનાજના ખેતરમાં જઈ ત્યાં જરા પણ થોભ્યા વિના, પાછી ફર્યા વિના અથવા આમ

તેમ ભ્રમણ કર્યા વિના મોટામાં મોટું અને પાકામાં પાકું કણુસલું શોધી લાવે તો તને ભારે કિંમતની ભેટ આપીશ. કણુસલાના કદ અને પકવતાના પ્રમાણુમાં તને તે ભેટ મળશે." તે બાળાને પોતાના માર્ગમાં ઘણાંયે સુંદર કણુસલાં મળ્યાં, પરંતુ તે સૌથી મોટામાં મોટું અને પાકામાં પાકું કણુસલું મેળવવાને એટલી બધી આતુર હતી કે તેમાંથી એક પણુ કણુસલું તોડી લીધા વિના તે આગળ ને આગળ ચાલી; જેથી પછી અનુક્રમે અધિકાધિક નાનાં કણુસલાં આવતાં ગયાં; અને અંતે એટલાં નાનાં કણુસલાં આવ્યાં કે તેમાંથી એકાદું તોડી લેતાં પણુ તેને શરમ આવી; અને પાછા ફરવાની શરત ન હોવાથી તે એક પણુ કણુસલું લીધા વિનાજ ખેતરને બીજે છેડે જઇ થાકથી બેસી ગઇ!

બીજા માણુસો જ્યારે મુશ્કેલીઓનાં રોદણાં રડતાં બેસે છે; ભય અને વિઘ્નોથી પાછાં હઠે છે અને તેમાંથી મુક્ત થવાની યુક્તિ શોધે છે; ત્યારે મહાપુરુષો કાંઈ પણુ ધાંધલ કે ધામધૂમ કર્યા વિના પોતાના નિશ્ચિત કાર્યનો આરંભ કરી દે છે; જેથી મોટા પર્વતો પણુ સપાટ બની જાય છે અને રસ્તો મોકળો બની જાય છે. માટે મજબૂત ઇચ્છાઓ અને દૃઢ નિશ્ચય કરતાં શીખો. આ રીતે તમારા ચંચલ જીવનને સ્થિર કરો અને પવનથી ઉડતા સૂકા પાંદડાની પેઠે તેને આમતેમ જવા દો નહિ. અસ્થિર ચિત્તવાળો માણુસ, ઢોર ન જઇ શકે એટલા માટે રસ્તા પર રાખેલા ખોડીબારા જેવો છે. તે પ્રત્યેક માણુસના માર્ગની આડો આવેલો હોય છે, પરંતુ તે કોઇને પણુ અટકાવી શકતો નથી.

આમૉસ લૉરેન્સે કહ્યું હતું કે "આખી વાતનું રહસ્ય એ છે કે, અમે તત્ક્ષણુ કાર્ય કરવાની ટેવ પાડી હતી તેથી ભરતીનો મોખરાનો ભાગ અમારા હાથમાં આવ્યો હતો અને બીજા કેટલાક માણુસનો સ્વભાવ અર્ધી ભરતી વહી જાય ત્યાં સુધી થોભવાનો હતો તેથી તેમના હાથમાં છેવટે ભાઠુંજ રહેતું હતું."

આપણાં શહેરોમાં નિષ્ફળ થયેલાં હજારો તરુણુ સ્ત્રીપુરુષોની પાયમાલીનું કારણુ એજ છે કે, તેઓ પોતાના મનોવિકારોને ઉશ્કેરનારાં હજારો પ્રલોભનોની સામે ટકી શકતાં નથી. જો તેઓ પ્રથમ થોડું નિશ્ચયબળ દર્શાવે; જો તેઓ એક વાર દૃઢતાપૂર્વક "ના" કહે; તો પરિણુામે તેમનાં પ્રલોભનો હંમેશને માટે અદશ્ય થઇ જાય. પરંતુ તેઓ દુર્બળ મનના હોય છે; રખેને કોઇને ખોટું લાગી જશે એવી તેઓ ભીતિ રાખે છે; "ના" કહેવું તેમને પસંદ પડતું નથી

અને આ રીતે તેઓ પોતાનું સંરક્ષણ કરનારા બખ્તરને ફેંકી દઇને પાયમાલીના વિશાળ રસ્તા પર આવી પડે છે.

એક પ્રાચીન દંતકથા એવી છે કે, એક મૂર્ખ અને એક બુદ્ધિમાન, એવા બે માણુસો સાથે પ્રવાસ કરતા હતા. ચાલતાં ચાલતાં તેઓ એક એવી જગ્યાએ આવી પહોંચ્યા કે જ્યાંથી બે રસ્તા ફંટાતા હતા. તેમાંનો એક રસ્તો વિશાળ અને સુંદર હતો અને બીજો સંકુચિત તથા ખાડાખૈયાવાળો હતો. પેલા મૂર્ખ માણુસે સુંદર માર્ગે જવાની ઇચ્છા દેખાડી; પરંતુ પેલો બુદ્ધિમાન પુરુષ જાણુતો હતો કે, કઠિન માર્ગ ટુંકામાં ટુંકો અને વિશેષ નિર્ભય હોય છે અને તેથી તેણે તેજ માર્ગે જવાને કહ્યું. છતાં અંતે મૂર્ખના આગ્રહને સફળતા મળી. તેઓ પેલા સુંદર માર્ગે મુસાફરી કરવા લાગ્યા. પરિણામે થોડાજ સમયમાં તેમને લૂંટારા મળ્યા. તેમણે તેમનો સઘળો સામાન લૂંટી લીધો અને તેમને કેદ કર્યા. ત્યાર પછી થોડી વારે તે સર્વને રાજાના અમલદારોએ પકડયા અને ન્યાયાધીશસમક્ષ ઉભા કર્યા. આ સમયે બુદ્ધિમાન પુરુષે પોતાના બચાવમાં કહ્યું કે "આમાં દોષ બધો આ મૂર્ખાનો છે. કારણુ કે ખોટે રસ્તે જવાની ઇચ્છા એણેજ દર્શાવી હતી." મૂર્ખાએ પોતાનો બચાવ કરતાં જણાવ્યું કે "હું તો અંતે મૂર્ખજ છું અને કોઈ પણ ડહાપણવાળા માણુસે મારી સલાહ પર ધ્યાન આપવું જોઇતું ન હતું." ન્યાયાધીશે તે બન્નેને સરખી શિક્ષા કરી! એક મહાપુરૂષે ઠીકજ કહ્યું છે કે "જો પાપીઓ તને લલચાવે તો તું લલચાતો નહિ."

કોઈ પણ ટેવ એવી નથી કે જે આપણા આત્મા પર અનિશ્ચિતતાના જેટલી સત્તા જમાવતી હોય. મનુષ્ય પોતાનું સમગ્ર જીવન વ્યર્થ ગુમાવી દે છે તેનું કારણુ એ હોય છે કે, કયું કાર્ય કરવું તેનો તેણે નિશ્ચયજ કરેલો હોતો નથી. ઘણા નિષ્ફળ થયેલા માણુસોના સ્મરણુમાં આ શબ્દો કોતરી શકાય તેમ છે કે "તે અસ્થિર ચિત્તનો હતો;" "તે સમયની પાછળ રહેતો હતો;" "તે કાર્યને મુલતવી રાખતો હતો;" "તે પુરૂં ધ્યાન આપતો ન હતો;" "તેને નિશ્ચય કરતાં આવડતું ન હતું;" "તેનામાં કાર્યને વળગી રહેવાની ધીરજ ન હતી."

વેબ્સ્ટરે આવા એક અસ્થિર ચિત્તના માણુસ વિષે કહ્યું હતું કે "સંપૂર્ણ ભરતી આવી રહે તે સમયે સમુદ્ર જેટલો અનિશ્ચિત હોય છે તેટલો તે માણુસ પણુ અનિશ્ચિત છે. આ માણુસ નથી આગળ વધતો કે નથી પાછળ હઠતો અને અદ્ધરજ લટકી રહે

છે." આવો માણુસ તેના કોઇ પણ આકસ્મિક ઘટનાને આધીન થઇ જાય છે. "તેના દિવસો, વ્યર્થ ગુમાવેલા દિવસોના પશ્ચાત્તાપમાં વીતી જાય છે." પોતાની સામે આવતી ઘટનાઓને પકડી લઇને તેમને પોતાની સેવા કરવાની ફરજ પાડવાની તેનામાં શક્તિ હોતી નથી.

પ્રમાદી, નિશ્ચય વિનાના અને કાળજી વિનાના લોકોનું જીવન વ્યર્થ વહી જાય છે. તેઓ જાણુતા નથી કે પ્રત્યેક કાર્ય મુલતવી રાખવાના સ્વભાવથી તેમની શક્તિ બહાર આવતી નથી અને તેમને સફળતા પ્રાપ્ત થતી નથી. તેમના પ્રમાદનો ચેપી રોગ તેમના સર્વ પાડોશીઓને લાગુ પડે છે. સ્કૉટ હમેશાં મુલતવી રાખવાની આદતથી બચવાને તરુણોને ચેતવણી આપતો હતો. આ આદત અવકાશના પ્રત્યેક છિદ્રમાં ઘૂસી જાય છે અને ઘણી વાર ઝળકતા જીવનને પાયમાલ કરે છે. સ્કૉટ કહેતો કે "'તત્કાળ કરો' એ તમારો મૂળ મંત્ર હોવો જોઇએ." મુલતવી રાખવાની વૃત્તિને અટકાવવાનો માત્ર આ એકજ માર્ગ છે. પથારીમાં પાસાં ફેરવ્યા કરવાથી અને ઉઠવાની અનિચ્છાથી કેટલા બધા કલાકો વ્યર્થ ગુમાવાઈ ગયા છે! આ આદતથી ઘણા માણુસોની કારકીર્દિ સંકુચિત બની ગઇ છે. બર્ટન આ ટેવ છોડી શકયો ન હતો અને તે ટેવ પોતાને પાયમાલ કરશે એમ એ ખાત્રીપૂર્વક માનતો હોવાથી તેણે પોતાના નોકરને કહી મૂકયું હતું કે "જ્યારે વખત થાય ત્યારે મને ઉઠાડયા વિના રહેવું નહિ." આથી કોઇ કોઇ વાર પ્રાતઃકાળમાં ભારે ગમ્મત થતી. તેનો નોકર તેને ઉઠવાને બૂમ પાડતો અને આગ્રહ કરતો; પરંતુ તે કહેતો કે "યાર, થોડી વાર સૂવા દેને!" નોકર જાણુતો હતો કે જો એને ઉઠાડી શકીશ નહિ તો મને ચોખ્ખું બાર આનાનું નુકસાન જશે. આથી તે અંતે પથારી પર ઠંડુ પાણી રેડી દેતો અને તરતજ બર્ટન કૂદકો મારીને બહાર આવતો! એક વાર એક માણુસે એક આળસુને પૂછ્યું કે "આટલી બધી વાર તું શા માટે પથારીમાં પડયો રહે છે?" પેલાએ જવાબ આપ્યો: "હું હમેશાં પ્રાતઃકાળે બોધ સાંભળું છું. ઉદ્યોગ મને ઉઠવાનું કહે છે; આળસ મને સૂઇ રહેવાનું કહે છે; અને તેઓ એકબીજાના ખંડન મંડન માટે વીસ વીસ દલીલો રજૂ કરે છે. એક નિષ્પક્ષપાત ન્યાયાધીશ તરીકે બન્ને પક્ષની દલીલો હું સાંભળું છું અને જ્યારે એ બાબત પૂરી થાય છે ત્યારે ભોજન પણ તૈયારજ થયેલું હોય છે; એટલે એની મેળેજ ફેંસલો આવી જાય છે!"

આ એક નિઃશંક વાત છે કે, જે માણુસનું શરીર અતિ દૃઢ

હોય છે તે સાધારણુ રીતે નિશ્ચયવાન હોય છે. જેઓ દઢતાને માટે પ્રસિદ્ધ હોય છે તેમનાં શરીરો પણુ ઘણે ભાગે દઢ અને મજબૂત હોય છે. કોઇ પણુ માનસિક શક્તિ એવી હોતી નથી કે જેની ઉપર શારીરિક દુર્બળતાની અસર ન થાય. વળી નિશ્ચયબળના સંબંધમાં તો આ નિયમ ખાસ કરીને લાગુ પડે છે. શારીરિક વેદના અથવા કોઇ મોટી શારીરિક અશક્તિથી નિશ્ચયબળ મંદ અને શિથિલ બની જાય છે. સાધારણુ રીતે જે માણુસ શરીરે સુદઢ હોય છે તેનું ઝટ વજન પડે છે અને તે બીજાઓના હૃદયમાં વિશ્વાસ ઉત્પન્ન કરે છે. કોઇ પણુ શારીરિક દુર્બળતા અથવા અશક્તિ પ્રથમ નિશ્ચયબળની મંદતારૂપેજ દેખાય છે. સબળપણું અને ચપળતાને લીધે એક યુવાન પર લોકોનો જેટલો વિશ્વાસ બેસી જાય છે તેટલો બીજી કોઇ પણુ વસ્તુથી બેસતો નથી. વળી એ ગુણોને લીધે કોઇ પણુ પેઢી અથવા મિત્ર તરફથી તેને જેટલી વહેલી સહાય મળે છે તેટલી વહેલી બીજા કોઇ પણુ ગુણુને લીધે મળતી નથી. લોકો જાણે છે કે ચપલ માણુસ વાયદાસરજ નાણાં ભરી દેશે અને તેથી તેઓ તેનો વિશ્વાસ કરે છે. તમે કાષ્ઠ અથવા તૃણવત્ નથી પણુ તમારામાં કંઇક સત્ત્વ છે એમ લોકોને બતાવી આપતાં પ્રથમ શીખો. “ લોકોને જણાવી આપો કે તમે જે બોલશો તો અવશ્ય કરશો અને એક વાર તમે નિશ્ચય કર્યો એટલે તે કદી પણુ ફરશે નહિ તથા તમે પ્રલોભનથી લલચાશો નહિ તેમજ ધમકીથી ડરશો નહિ.”

કેટલાંક મગજોની રચનાજ એવી હોય છે કે જ્યારે તેમના પર જોખમદારી મૂકવામાં આવે છે ત્યારે તેઓ ભયભીત થઇ જાય છે. કોઇ પણુ કાર્યનો નિશ્ચય કરતાં તેઓ કંપી ઉઠે છે. તાત્કાલિક અને અડગ નિશ્ચય કરવાનો પ્રયાસ કરતાંજ સર્વ પ્રકારની શંકાઓ, મુશ્કેલીઓ અને ભીતિઓ તેમના મનમાં ઉભી થાય છે અને તેમનામાં નિશ્ચય કરવા પૂરતી શક્તિ તથા વિઘ્ન દૂર કરવાની હિંમત રહેતી નથી. તેઓ જાણે છે કે, વિલંબ એ સાહસિકતા, પ્રગતિ અને સફળતાનો શત્રુ છે; અને તે છતાં પણુ તેઓ વિચારમાં ને વિચારમાંજ ત્રિશંકુની પેઠે લટકતા રહે છે. માત્ર વિચાર કરવા પૂરતીજ તેમનામાં શક્તિ હોય છે; કાર્ય કરવા પૂરતી શક્તિ હોતી નથી. તેઓ વારંવાર પૃથક્કરણુ, વિચાર, તુલના અને ચિંતન કર્યા કરે છે; પરંતુ કદી પણુ કાર્ય શરૂ કરતા નથી. અનુકૂળ પ્રસંગે તકને પકડી ન લેવાથી—યોગ્ય સમયે સરળતાથી પકડી શકાય તેમ હોય ત્યારે તેને ગ્રહણુ ન કરી લેવાથી કેટલા બધા માણુસો નિષ્ફળ જાય છે! તક કાંઇ

વારંવાર આવતી નથી. તે માત્ર એકજ વાર આવે છે.

એમ કહેવાય છે કે, નેપોલિયનના હાથ નીચેનો એક અમલદાર તેના પોતાના કરતાં પણ યુદ્ધકલામાં વિશેષ પારંગત હતો; પરંતુ મહાન સેનાપતિ નેપોલિયનમાં તાત્કાલિક નિશ્ચય અને એકાગ્રતા કરવાની જે શક્તિ હતી તેનો તેનામાં અભાવ હતો. ગ્રાંટના હાથ નીચે કેટલાક એવા સેનાપતિઓ હતા કે જેઓ યુદ્ધકલા સારી રીતે જાણતા હતા અને જેમને દેશનાં ભિન્ન ભિન્ન સ્થળોનું જ્ઞાન પણ બહુ સારી રીતે હતું તથા જેઓ કેળવાયેલા પણ હતા; પરંતુ શત્રુઓને બીનશરતે તાબે થવાની ફરજ પાડનારૂં નિશ્ચયબળ તેમનામાં ન હતું. ગ્રાંટનો નિશ્ચય પર્વતની પેઠે અડગ હતો. તેના પાછા હઠવાનું-ફરીથી વિચાર કરવાનું દ્વાર-છિદ્ર-ન હતું. "ભલેને આખો ઉનાળો યુદ્ધ ચાલે તો પણ હું અહીંઆં લડીશ" એવા જે સ્મરણીય શબ્દો તે જંગલમાં બોલ્યો હતો તે શબ્દોમાં તેનું નિશ્ચયબળ સારી રીતે જણાઈ આવે છે. જ્યારે જનરલ બકનરે પુછાવ્યું કે "તાબે તો થઇએ પણ શરત શી?" ત્યારે તેણે કહેવડાવી મોકલ્યું કે "બીનશરતે તાબે થાઓ." આથી ઉત્તર તરફના લોકોમાં પ્રથમ વારજ વિશ્વાસ ઉત્પન્ન થયો કે, હવે બંડના દિવસો ભરાઇ ચૂક્યા છે. આ પ્રકારનું નિશ્ચયબળ એજ ગ્રાંટના વિજયનું કારણ હતું.

અંતે લિંકનને નિશ્ચયબળવાળો સેનાપતિ મળ્યો અને ઉત્તર તરફના લોકોનાં મનને પહેલીજ વાર કંઇક શાંતિ મળી.

આ સખત હરિફાઇના જમાનામાં જેને આગળ વધવાની ઇચ્છા હોય તેનામાં ચપલતાપૂર્વક દૃઢ નિશ્ચય કરવાની શક્તિ હોવીજ જોઇએ. સીઝરની પેઠે તેણે પોતાનાં વહાણ બાળી મૂકીને પાછા ફરવાનું કામ અશક્ય કરી મૂકવું જોઇએ. જ્યારે તે પોતાની તરવાર ખેંચે ત્યારે તેણે મ્યાનને ફેંકી દેવું જોઇએ; નહિ તો કદાચ નિરાશા ઉત્પન્ન થતાં અને નિશ્ચય ડગી જતાં પોતાની તરવાર મ્યાન કરવાની લાલચ થશે. જેમ યુદ્ધમાં નેલ્સને કર્યું હતું તેમ તેણે પોતાની ધ્વજાઓ વહાણના ડોલની સાથે ખીલા વતી જડી દેવી જોઇએ અને જો વિજય ન મેળવી શકાય તો પોતાના વહાણની સાથેજ ડૂબી મરવાનો નિશ્ચય કરવો જોઇએ. તાત્કાલિક નિશ્ચય અને પરમ ધીટતાથી ઘણાં માણસોએ સંકટના સમયમાં વિજયદુંદુભી વગાડયાં છે. તેથી ઉલટું જો તેઓ એવે સમયે અનિશ્ચિત દશામાં રહ્યા હોત તો તેમનો નાશજ થયો હોત.

"તત્કાલ કરો."



# પ્રકરણ ૨૧ મું—શરીર ઉપર મનની સત્તા

"બળવાન ઈચ્છાશકિતના ગુપ્ત ભેદો કોણ જાણે છે ? ઈશ્વર પણ માત્ર સર્વ પદાર્થોમાં ઓતપ્રોત રહેલી મહાન ઇચ્છાશક્તિજ છે. મનુષ્યમાત્ર પોતાની ઈચ્છાશકિતની દુર્બળતાથીજ દેવ અને યમને તાબે થાય છે."

—જોસેફ ગ્લૅન્વિલ

"આરોગ્ય એ શારીરિક પવિત્રતા છે. છોકરીઓને આજ્ઞાના અનાદર માટે શિક્ષક તરફથી નેતરના ફટકા ખાતાં જેટલી લજ્જા થાય છે, તેટલીજ લજ્જા મનુષ્યોને તેમની પોતાની મૂર્ખતાથી થયેલી બિમારી માટે ઉપજવી જોઈએ." —મિસિસ ચેની

"સાજા થવાની ઈચ્છા કરવી એ પણ એક ઉત્તમ ઔષધ છે."

—સેનેકા

"ઉત્તમ મન શરીરને પણ ઉત્તમ બનાવે છે." —શેકસપિયર

"વીરતા એ એક જાતની ઔષધિ છે; મનની ઉદાત્તતા મલમ કરતાં પણ અધિક સારી રીતે ઘાને રૂઝવે છે." —કાર્ટરાઈટ

એક માણસે નેપોલિયનને કહ્યું કે "એ માત્ર એક કલ્પનાજ છે," આ સાંભળીને નેપોલિયને પ્રત્યુત્તર આપ્યો કે "હા, એ માત્ર એક કલ્પનાજ છે; પરંતુ **કલ્પનાજ જગત પર સત્તા ચલાવે છે.**"

"ચિકાગો ટ્રિબ્યૂન"માં એક વાર નીચે પ્રમાણે લેખ પ્રકટ થયો હતો:-એક ધર્માચાર્યની સ્ત્રીએ દુ:ખિત હૃદયે કહ્યું કે "મિસ હાઇસી ! મને જાણીને અત્યંત શોક થાય છે કે, તમે એટલાં બિમાર છો કે સવારે તમે નિયત સ્થાને જઇ શકશો નહિ; અને હું તમને એમ કહેવાને દોડી આવી છું કે તમે જે ભજન ગાઇ સંભળાવવાનાં હતાં તે ન ગવાવા માટે તમે જરા પણ દિલગીર થશો નહિ. અમે એવી વ્યવસ્થા કરી છે કે, તમારૂં ભજન મિસ ગૉન્બાઈ ગાશે અને—" આ સાંભળી મિસ હાઇસી એકદમ પથારીમાં ઉઠીને બેઠી થઇ અને બોલી: "તમે શું બોલ્યાં ? શું એ બેસુરા અવાજવાળી વૃદ્ધા મારૂં ભજન ગાશે ? એમ કદી પણ બનશે નહિ." એક હાથવડે તેણે પોતાના મસ્તક પરનો પાટો તોડી નાખ્યો અને બીજા હાથ વડે પાસેના મેજ પરની દવાઓ જમીન પર ફેંકી દઇને ઘંટડી

જેવા સુંદર અવાજે તે બોલી ઉઠીઃ "ડૉ. ગુડમૅનને કહેજો કે, મારું ભજન મિસ ગૅન્બાઇને આપવાની કંઈ જરૂર નથી. હું જ તે ભજન ગાવા આવીશ !"

એક વૈદ્યશાસ્ત્રી જણાવે છે કે, થોડા સમય પર એક કૂતરો મરણ પામ્યો હતો; તેના શરીરમાં એક બીજા કૂતરાનું તાજું લોહી દાખલ કરવાથી તે સજીવન થયો હતો ! તે ઉભો થયો, એક પળ સુધી તેણે પોતાની પૂછડી હલાવી અને ત્યાર પછી પુનઃ મરણ પામ્યો. છવ્વીસ વર્ષના એક અશક્ત ઘોડાના શરીરમાં ચાર ઘેટાંનું લોહી દાખલ કરવામાં આવ્યું; એટલે તરતજ તેણે નવીન શક્તિ અને નવીન જીવન પ્રકટ કરવા માંડયું. આજ રીતે અજ્ઞાન, બેદરકારી, નિરૂદ્યોગિતા, વ્યાધિ, ભૂલ અથવા નિરાશાથી નિર્જીવ થઈ પડેલા મગજમાં એકાદ નવીન વિચાર અથવા ભાવના દાખલ કરવામાં આવે તો કદાચ તત્કાળમાં તે ઉત્સાહી બને, પણ છેવટે તો પાછું "એ રામ એના એજ" થાય છે. હા, જો એવા મનુષ્યમાં કાંઇ પણ ચેતન હોય છે તો નવીનતા ઉમેરવાથી તે નવીન જીવન ધારણ કરે છે; અને આખા શરીરને ફેરવી નાખે છે. તે મનુષ્યનું શરીર તે વિચારમય અથવા તે ભાવનામય થઇ જાય છે. મહાન વિચાર ધારણ કરવાથી દુર્બળ મનુષ્ય પણ સબળ બને છે; ભીરુ વીર પુરુષ બને છે અને અનિશ્ચિત ચિત્તનો મનુષ્ય દૃઢ નિશ્ચયવાન બને છે.

લૅટિમર, રિડલિ અને બીજા સેંકડો માણસો હસતા હસતા તેમને માટે તૈયાર કરેલી ચિતા પર ચઢયા હતા ! ધગધગતા અગ્નિને જોવા છતાં તેમના મુખારવિંદ પર જે અચલ શાંતિ પ્રકાશિત રહી હતી તે જોઇને પ્રેક્ષકો આશ્ચર્યચકિત થઇ ગયા હતા.

એકાદ ઇન્ડિયન યોદ્ધાને જ્યારે દુઃખ દેવામાં આવે છે ત્યારે તે આનંદદાયક ગાયન ગાય છે; પોતાનાં પરાક્રમોની સ્તુતિ કરે છે અને વેદનાનાં ચિહ્ન દર્શાવ્યા વિનાજ મરણ પામે છે.

ન્યૂયૉર્કના એક ખાટકીને પુષ્કળ વેદના થતી હોવાથી તેને એક દવાખાનામાં લઇ જવામાં આવ્યો. તપાસ કરતાં જણાયું કે, દાદર પરથી પગ સરકી જવાથી તે લોઢાની એક અણીદાર આંકડી પર તૂટી પડયો હતો, કે જે આંકડી પર તે હમેશાં પોતાનાં વસ્ત્ર લટકાવતો હતો. તે દુઃખભરી બૂમો પાડતો હતો એવામાં તેનાં કપડાં કાઢી નાખવામાં આવ્યાં. તે દુઃખથી ફિક્કો પડી ગયો હતો; તેની નાડી લગભગ ચાલતી બંધ થઈ ગઇ હતી અને હાલતાં ચાલતાં તેને અત્યંત વેદના થતી હતી; પરંતુ કપડાં કાઢી નાખતાંજ માલૂમ

પડયું કે, તે આંકડીથી તો માત્ર તેનાં કપડાંજ ફાટી ગયાં હતાં અને તે માણસને તો જરા પણ ઇજા થઇ ન હતી! જ્યારે આ વાત તેના જાણવામાં આવી ત્યારે તેની વેદના એકદમ બંધ પડી ગઇ! આ પ્રમાણે આ દુઃખ તેની કલ્પનાએજ ઉપજાવેલું હોવા છતાં તેના પર તેણે સાચા દુઃખ જેટલી જ અસર કરી હતી.

થોડાં વર્ષ પહેલાં પૅરિસની એક ગરીબ સ્ત્રીને નૉટર્ડામમાં એક કૂતરો કરડયો. તેને 'હૉટેલ ડયૂ'માં લઇ જવામાં આવી અને તેનો ઘા રૂઝાવવામાં આવ્યો. કેટલાક માસ પછી એક વિદ્યાર્થી તેને રસ્તા પર મળ્યો અને બોલ્યો કે "તમને જીવતાં જોઇને મને આશ્ચર્ય છે! તમને જે કૂતરો કરડયો હતો તે તો હડકાયો હતો!" તે ગરીબ સ્ત્રીને તરતજ ભયંકર કંપારી આવવા લાગી. તરતજ વૈદ્યશાસ્ત્રી બુર્કૉયને બોલાવવામાં આવ્યો પરંતુ તે કંઇ પણ કરી શકયો નહિ. તે સ્ત્રી થોડાજ સમયમાં મરણ પામી!

ડૉ. ચામર્સ એક વાર એક ગાડી હાંકનારની પાસે બેઠો હતો. તેણે તે હાંકનારને આગલા ઘોડાને ચાબુક મારતો જોઇ કહ્યું કે "જૉન, આ આગલા ઘોડાને તું શામાટે ચાબુક મારે છે?" હાંકનારે જુવાબ આપ્યો કે "પણે એક સફેદ પથ્થર છે અને એ ઘોડો તે પથ્થરથી ડરે છે; માટે તેને સપાટો લગાવીને હું તેના મગજમાંથી તે વિચાર હાંકી કાઢવા માગું છું." ડૉ૦ ચામર્સ ઘેર ગયો અને તેણે આ વિષય પર એક વિસ્તૃત નિબંધ લખ્યો! તમારે તમારા મગજમાં નવીન વિચાર દાખલ કરીને લાલચોને દૂર કરવી જોઇએ.

વિચાર અથવા ભાવના, દૃઢ માન્યતા અથવા નિશ્ચય, એ રોગનો પ્રતીકાર કરવાની અથવા તેની પ્રગતિને અટકાવવાની કેટલી બધી શક્તિ ધરાવે છે તેનાથી પ્રત્યેક વાચક સારી રીતે જાણીતો છે; તેમજ બીક, રોગને ગ્રહણ કરવાની અને તેને વધારવાની અને વખતે મૃત્યુ પણ નીપજાવવાની કેટલી બધી શક્તિ ધરાવે છે તે પણ તેમને અજ્ઞાત નથી. પ્રત્યેક વૈદ્ય જાણે છે કે, બીકણ, અનિશ્ચિત અને ચંચલ ચિત્તના માણસોને ચેપી રોગ લાગુ પડવાનો જેટલો સંભવ હોય છે તેથી અર્ધો સંભવ પણ હિંમતવાન અને પ્રબલ ઇચ્છાશક્તિ ધરાવનાર માણસોને તે લાગુ પડવાનો હોતો નથી. પ્લેગ-હૉસ્પિટલોમાં જ્યારે વૈદ્યો પણ જવાને ડરતા હતા ત્યારે નેપોલિયન વારંવાર ત્યાં જતો અને પ્લેગથી પીડાતા દરદીના શરીર પર પોતાનો હાથ મૂકતો. તે કહેતો કે, જે માણસ ડરતો નથી તે પ્લેગને હરાવી શકે છે.

ડગ્લાસ જિરૉલ્ડને તેના વૈદ્યે કહ્યું કે "આપ જીવી શકો એવી

આશા નથી." તે બોલ્યો કે "શું ? હું મરૂં અને મારાં બાળકોને અનાથ બનાવી મૂકું ? હું મરીશ નહિ." અને ત્યાર પછી તે ઘણુંયે વર્ષ જીવ્યો ! સેનેકાને પ્રાયઃ અસાધ્ય રોગ લાગુ પડયો હતો પણ તે કહેતો કે "મારો પિતા મારા મૃત્યુનો કારી ઘા સહન કરી શકયો ન હોત અને એ વિચારેજ મને મરતાં અટકાવ્યો અને મેં મારી જાતને જીવવાની આજ્ઞા કરી." અને તે જીવ્યો પણ ખરો ! સર વૉલ્ટર સ્કૉટ પંચાવન વર્ષની વયે ભારે ઋણના બોજા તળે દટાયો હતો. આ સમયે તેની તબિયત સારી ન હતી તોપણ તેણે પાઇએ પાઇ ચૂકવી દેવાનો નિશ્ચય કર્યો. આ નિશ્ચયે તેની પ્રત્યેક માનસિક અને શારીરિક શક્તિને હિંમત આપી અને તેની સર્વ શક્તિઓ ઉત્તેજિત થઇને તેનું સંરક્ષણ કરવાને ધસી ગઇ. તેની પ્રત્યેક નસ અને તંતુએ કહ્યું કે "ઋણ તો ચૂકવી દેવુંજ જોઇએ" અને તે ચૂકવાયું પણ ખરૂં. જે શરીરમાં આવી પ્રબળ ઇચ્છાશક્તિ સત્તા ચલાવતી હોય તેમાં રોગને ઉભા રહેવાનું સ્થાન પણ મળવું મુશ્કેલ છે. તે રોગની પ્રગતિને અટકાવે છે અને મૃત્યુને પણ પાછું હઠાવે છે.

એક નટે કહ્યું હતું કે "ના, અમે બિમાર પડતા નથી. કારણ કે અમે બિમાર પડી શકતા નથી. પૅટિ અને બીજા થોડાક તારાઓ તે મોજ ભોગવી શકે છે; પરંતુ ઘણા નટો તેમ કરી શકતા નથી. અમારે તો કામ કરવુંજ જોઇએ અને કેટલીક વાર ઘેર રહેતી વખત અથવા ખાનગી ગૃહસ્થ તરીકે રહેતી વખત બીજા કોઈ પણ માણસના જેટલાજ હક્કસહિત હું બિમાર પડી શકયો હોત; પરંતુ મેં તેમ કર્યું નથી અને ખાસ કરીને તો આવશ્યકતાને લઇનેજ હું તેના હુમલાને અટકાવી શકયો છું. 'ઇચ્છાશક્તિ ઉત્તમોત્તમ ઔષધ છે' એ કાંઈ ખોટી ગપ નથી અને નાટકનો ધંધો કરનારા માણસો સારી રીતે જાણે છે કે, તેમણે ઈચ્છાશક્તિનો સારો જથો હમેશાં તૈયારજ રાખવો જોઇએ."

દોરડા પર ચાલીને ખેલ કરનાર એક માણસ કેડના વાથી એટલો બધો પીડાતો હતો કે તે ભાગ્યેજ હાલી ચાલી શકતો હતો; પરંતુ તે ખેલ કરી બતાવશે એમ જ્યારે જાહેર થયું ત્યારે તેણે પોતાની સમગ્ર ઇચ્છાશક્તિને આમંત્રણ કર્યું અને જાહેર ખબરમાં જણાવ્યા પ્રમાણે તે એક હાથગાડી સહિત કેટલીક વાર દોરડાં પર ચાલ્યો. પછી જ્યારે તેનું કાર્ય સમાપ્ત થયું ત્યારે તે બેવડો વળી ગયો અને તેને અચેતન સ્થિતિમાં તેના બિછાના પર લઇ જવામાં આવ્યો !

હંબોલ્ટ કહે છે કે "એક સમય એવો આવશે કે જ્યારે આપણે

હાલમાં એકાદ ચોર અથવા એકાદ જૂઠા માણસ તરફ જેટલા તિરસ્કારથી જોઇએ છીએ તેટલાજ તિરસ્કાર સહિત એક બિમાર માણસ તરફ જોઇશું; કારણ કે પહેલી સ્થિતિ બીજીના જેટલીજ મનની સત્તા હેઠળ છે અને તેના જેટલીજ સુધારાને પાત્ર છે." આ મત જો કે બહુ કડક છે તોપણ મન એ શરીર પર પ્રબળ સત્તા ધરાવે છે એમાં તો જરા પણ શંકા નથી.

સર જૉન લબક "જીવનના આનંદો" એ નામના પુસ્તકમાં જણાવે છે કે "એમ કહેવાય છે કે સુપ્રસિદ્ધ મુખલક્ષણશાસ્ત્રી કૅમ્પાનેલા કોઇ પણ શારીરિક વેદનાથી પોતાના ચિત્તને એટલું અલગ રાખી શકતો કે તેને ચીપટી ભીડવામાં આવી હોય તોપણ તેને ઝાઝી વેદના થતી ન હતી. જે માણસમાં પોતાનું ધ્યાન એકાગ્ર કરવાની અને પોતાની શક્તિઓને અંકુશમાં રાખવાની શક્તિ હોય છે તે પોતાની જાતને જીવનનાં ઘણાંખરાં નજીવાં દુઃખોમાંથી તો તદ્દન મુક્ત રાખી શકે છે. ભલેને તેને ચિંતા કરવાનું મોટું કારણ મળ્યું હોય, અથવા શરીરમાં સખ્ત વેદના થતી હોય તોપણ તેનું મન પ્રશાન્ત અને સ્થિર રહે છે. તે ચિંતા અને દુઃખ ઉપર વિજય મેળવે છે."

"તરુણોનો સાથી" એ નામના પત્રમાં એવા આશયનો લેખ પ્રકટ થયો છે કે, શરીર ઉપર મન જે ભેદભરેલી સત્તા ચલાવે છે તેથી વિજ્ઞાનની એક નવીન શાખા ઉત્પન્ન થઇ છે અને મનોવિકાર શરીરમાં કેવા વિકારો ઉપજાવે છે તે જાણવાને માટે થોડો સમય થયાં પ્રયોગો કરવામાં આવે છે. એમ જણાયું છે કે, અપરાધના પ્રબલ વિચારથી મનુષ્યને જે એકાએક ઠંડો પ્રસ્વેદ છૂટે છે તેની અને સાધારણ પ્રસ્વેદની વચ્ચે મોટો રાસાયનિક ભેદ હોય છે. કેટલીક વાર પ્રસ્વેદના રાસાયનિક પૃથક્કરણથી મનુષ્યના મનની સ્થિતિ નક્કી થઈ શકે છે. કારણ કે અપરાધની લાગણી ઉપજતાંજ જે પ્રસ્વેદ છૂટે છે તેને જ્યારે સેલેનિક ઓસડની સાથે મિશ્રિત કરવામાં આવે છે ત્યારે તેનો રંગ ખુલ્લો લાલ થઇ જાય છે; જ્યારે સાધારણ પ્રસ્વેદનો રંગ તેવો થતો નથી.

ક્રોધથી મોઢામાંના થુંકમાં રહેલાં રાસાયનિક તત્ત્વોમાં ફેરફાર થઇને તેનું વિષ બની જાય છે અને તે જીવનને નુકસાન કરે છે. આ એક જાણીતી વાત છે કે, આકસ્મિક અને તીવ્ર લાગણીઓથી માત્ર થોડાજ કલાકમાં માણસના વાળ ધોળા થઇ જાય છે એટલુંજ નહિ પરંતુ તેથી ગાંડપણ પણ લાગુ પડે છે અને મૃત્યુ પણ થાય છે. સ્ટૅન્લિ અને તેનાં માણસોને આફ્રિકાનાં જંગલોમાં ઘણાં કષ્ટો

સહન કરવાં પડયાં હતાં. જ્યારે સ્ટૅન્લિએ જણાવ્યું કે, હવે આપણાં સંકટો પૂરાં થયાં છે અને આપણે સામી બાજુના સમુદ્રની નજદીક આવી પહોંચ્યા છીએ ત્યારે તેના એક માણસને એટલો બધો આનંદ થયો કે તે હર્ષઘેલો બની ગયો અને પાસેના જંગલમાં નાસી ગયો તથા ફરીથી કદી પણ નજરે પડયો નહિ ! પ્રત્યેક ભાવના મનુષ્યના શરીરને કાં તો સુંદર બનાવે છે અને કાં તો કદ્રૂપું બનાવે છે. વ્યગ્રતા, ક્રોધ, નિરંકુશ મનોવિકાર, ઝનુન, અસંતોષ, અપ્રમાણિકતા, અસત્ય, ઈર્ષ્યા, વૈર, ભય એમાંની પ્રત્યેક લાગણી શરીર પર અસર કરે છે અને તેમાં ઝેર દાખલ કરી તેને કદ્રૂપું બનાવી મૂકે છે. હાર્વર્ડનો પ્રૉફેસર જેમ્સ કે જે માનસશાસ્ત્રમાં ઘણો નિપુણ છે તે કહે છે કે "સુકર્મ વા કુકર્મ–પછી તે ગમે તેટલું નાનું હોય તોપણ તે શરીર પર પોતાની છાપ મૂકી જાય છે. વાસ્તવમાં આપણું કરેલું કોઇ પણ કાર્ય ભૂંસાઇ જતું નથી." જે માણસ કેફી વસ્તુનો ઉપયોગ કરી પોતાની શકિતનો નાશ કરે છે અને પોતાના શરીરને ભ્રષ્ટ તથા પાયમાલ કરે છે તેની તરફ આપણે કરુણા અને અવિશ્વાસની દૃષ્ટિથી જોઇએ છીએ; જ્યારે બીજી બાજુએ આપણે પોતે "નિર્દોષ જેવા લાગતા ગુન્હાઓ" વડે પણ આપણાં શરીરને કદ્રૂપાં બનાવી મૂકીએ છીએ! એક વાર ગુસ્સો કરવાથી કદાચ આપણા શરીરને અને ચારિત્ર્યને એક વાર દારૂ પીવા કરતાં પણ વિશેષ હાનિ થાય છે. ઈર્ષ્યા, દ્વેષ, ક્રોધ, નિરંકુશ શોક, ચિંતા એ અનેક વર્ષોથી રૂઢ થયેલી બીડી પીવાની આદત કરતાં પણ શરીરને અને મનને વધારે નુકસાન કરે છે.

બીડી અને દારૂ પીવાની આદત સિવાય શરીરને પાયમાલ કરવાની બીજી પણ ઘણી રીતો છે. આગગાડી પકડવા માટે દોડવાથી બીડી પીવાની ટેવ કરતાં પણ હૃદયને વિશેષ હાનિ પહોંચે છે. આત્મસંયમનો અભાવ, હલકી વાસનાઓને તાબે થવું, વિષય-વાસનાના વિચાર–આવા દુર્ગુણો, જે કાર્યોને સાધારણ રીતે નિંદવામાં આવે છે તેના કરતાં પણ જીવનને અનંતગણું નુકસાન કરે છે. શાંત પ્રકૃતિના પશુઓ જેટલું કામ કરે છે તેથી અર્ધું કામ કરવાથી એકાદ ચીઢિયો કૂતરો અથવા ખરાબ સ્વભાવનો ઘોડો થાકીને લોથપોથ થઈ જાય છે. કદ્રૂપી ગાય બરાબર દૂધ આપતી નથી અને ખરાબ સ્વભાવની મેંઢી બરાબર પુષ્ટ થતી નથી. ખરે-ખર એક મહાન પેગંબરે "શુભ કાર્યથી દીર્ઘાયુષ્ય પ્રાપ્ત થાય છે અને જે માણસ દુષ્કાર્ય કરે છે તે પોતાનું મરણ પાસે લાવવા

માટેજ કરે છે" એ શબ્દોમાં આરોગ્યવિદ્યાનો અતિ ઉત્તમ સિદ્ધાંત પ્રકટ કર્યો છે !

દૃઢ અને પ્રબળ ઇચ્છાશક્તિ આરોગ્ય અને સફળતા મેળવવામાં જેટલી સહાય કરે છે તેટલી સહાય કોઈ પણ વસ્તુ કરતી નથી. તે શરીર અને મનને નિરંતર આરોગ્ય આપનારી ઔષધિ છે. તે શરીરને સ્વસ્થ કરે છે અને તેને મુશ્કેલીઓ, નિરાશાઓ તથા વ્યાધિ સહન કરવાને શક્તિમાન કરે છે. એ એક સમતોલપણું જાળવી રાખનારૂં ચક્ર છે. તે શરીર અને મનની સર્વ ગતિઓ અને ક્રિયાઓનો સંયોગ કરે છે અને તેમને સ્થિર કરે છે તથા નાશકારક ધક્કાઓનો પ્રતીકાર કરે છે; કે જે ધક્કાઓ ઘણી વાર સ્થિર ચિત્તનાં માણસોને પણ તેમની કક્ષામાંથી દૂર ફેંકી દે છે અને સ્વસ્થતાને બદલે તેમનામાં અસ્વસ્થતા ઉત્પન્ન કરે છે. મનોરાજ્યમાં ઇચ્છાશક્તિ એ એક મહાન અમલદાર છે. જો આ અમલદાર દુર્બલ અને અસ્થિર હોય છે તો મન અને શરીરમાં જરા પણ નિયમબદ્ધતા અથવા સ્વસ્થતા જળવાતી નથી. જો આ અમલદાર સઘળી શક્તિઓને કાબૂમાં રાખીને દૃઢતાપૂર્વક સત્તા ચલાવે છે તોજ શારીરિક, માનસિક અને નૈતિક સામ્રાજ્યમાં નિયમિતપણું અને સ્વસ્થતા જળવાય છે. એક દુર્બલ અમલદાર સારા કાયદાઓને પણ અમલમાં મૂકી શકતો નથી અને તેથી તેના પ્રદેશમાં હમેશાં અનિશ્ચિતપણું અને અંધાધૂંધીજ રહે છે.

હર્ડર મૃત્યુશય્યા પર પડયો ત્યારે તેણે પોતાના પુત્રને કહ્યું કે "મને એક મહાન વિચાર આપ, કે જેથી હું સશક્ત બનું." ન્યૂટન કૅમ્બ્રિજમાં આખી રાત બેસીને ગણિતશાસ્ત્રના કોઇ કઠિન પ્રશ્ન પર વિચાર કર્યા કરતો અને તેમાં મળતા મહાન વિજયથી પ્રાતઃકાળે તદ્દન સ્વસ્થ જણાતો.

રોગનો પ્રતીકાર કરવાનું અથવા આરોગ્ય જાળવવાનું ઇચ્છાશક્તિમાં જે સામર્થ્ય છે તેનાથી બીજે નંબરે દૃઢ માન્યતાનું સામર્થ્ય આવે છે. લંડનનું 'લૅન્સેટ' કે જે સમસ્ત જગતનું આગેવાન વૈદ્યકીય પત્ર છે તે જણાવે છે કે, એક મડમ પોતાની યુવાવસ્થામાં પોતાના પ્રિયતમને ખોઇ બેસવાથી ગાંડી બની ગઇ હતી. તેને સમયનું કંઇ પણ ભાન રહ્યું ન હતું. તે તો હંમેશાં કહેતી હતી કે, મારો પ્રિયતમ હમણાંજ મને છોડી ગયો છે. લોકોએ તેને બહુ બહુ સમજાવી પણ તે એકની બે ન થઇ. તે દિવસોના દિવસો, મહિનાઓના મહિનાઓ અને વર્ષોનાં વર્ષો સુધી બારી આગળ

ઉભી રહીને પ્રિયતમ આવવાની રાહ જોતી રહી ! હજી પણ હું યુવાન છું, એવી દૃઢ માન્યતાને લીધે તે દેખાવમાં પણ તરુણુજ રહી ! જેમણે તેને માત્ર થોડાં વર્ષ પૂર્વે જોઇ હતી તેઓ જણાવે છે કે, તેની વય વીસ વર્ષથી વધુ નથી; જ્યારે ખરેખરી રીતે તો તે અત્યારે પોણોસો વર્ષની થઇ છે ! જો આપણે મનનો ઉપયોગ કરી જાણીએ તો વૃદ્ધાવસ્થામાં પણ આપણુને તરુણ રાખવાની તેનામાં કેટલી બધી શક્તિ છે !

બીક સશક્ત માણુસને પણ મારી નાખે છે અને હિંમત એ શક્તિ આપનાર ઔષધિ છે. વૈદ્યોએ એક અંગ્રેજ અપરાધીની આંખે પાટા બાંધી તેને એક મેજ પર બેસાડયો અને તેના એક હાથ પર સહજ ઘા કરી ત્યાં આગળથી ઉનું પાણી નીચે પાડવા માંડયું અને તે અપરાધીને કહ્યું કે, આ લોહી તારા શરીરમાંથી નીકળે છે. પેલા અપરાધીએ આ વાત સાચી માની; પણ ખરૂં જોતાં તેના ઘામાંથી જરા પણ લોહી નીકળ્યું ન હતું ! તેને જે ચીજ ગરમ લાગતી હતી તે તો વૈદ્યોએ કરેલી પાણીની ધાર હતી ! છતાં તે માણુસ બીકથી થોડાજ સમયમાં મરણ પામ્યો ! નીચે ગોઠવેલા વાસણુમાં લોહીને બદલે પાણી હતું એમ તે જાણી શકે એટલા માટે જો માત્ર એકજ પળ તેની આંખેથી પાટા છોડવામાં આવ્યો હોત તો તે મરત નહિ અને સાજો થઇ જાત.

ફિલાડેલ્ફિયામાં વૈદકનો અભ્યાસ કરતા કેટલાક વિદ્યાર્થીઓએ પોતાના એક સાથી ઉપર પ્રયોગ કરવાની મસલત કરી. તે મળતો ત્યારે તેમાંનો પ્રત્યેક વિદ્યાર્થી તેને પૂછતો કે " આ શું થયું ? તું ઘણોજ બિમાર જણાય છે ! " અથવા આવાજ પ્રકારનું કંઇક કહેતો. આથી તે યુવાન પુરુષ માંદો થઇ પથારીવશ થયો હતો ! બીજા એક માણુસને એક દવાખાનામાં લોકોએ કહ્યું કે " તમે જે પથારી પર સૂઓ છો તેના પર તો તમારા આવ્યા પહેલાં કૉલેરાથી પીડાતો દરદી મરણ પામ્યો છે !" તે માણુસને કેવી કેવી પીડા થતી હતી તેનું સૂક્ષ્મ વર્ણુન પણ તેની આગળ કરવામાં આવ્યું. પરિણામે થોડાજ સમયમાં તેજ પ્રકારની પીડા પેલા દરદીના શરીરમાં જણાવા લાગી અને અંતે તે મરણ પામ્યો ! જો કે એ સર્વ વાત માત્ર તેને બીવડાવવાને માટેજ જોડી કાઢવામાં આવી હતી ! ઇ. સ. ૧૮૯૧ ના જુલાઇ માસમાં એક માણુસે એક પ્યાલામાંથી પાણી પીધું. જ્યારે તેને કહેવામાં આવ્યું કે એ પ્યાલામાં તો લોઢાની અતિ સૂક્ષ્મ અને ટુંકી ટુંકી ટાંકણીઓ મૂકવામાં આવી હતી, ત્યારે

તરતજ તેને પોતાના ગળામાં અત્યંત દરદ થવા માંડ્યું અને તે કહેવા લાગ્યો કે, મારા ગળામાં એક ટાંકણી ભરાઇ રહી છે! તેણે તે ટાંકણીને બહાર કાઢવાનો પ્રયત્ન કર્યો, પરંતુ તે નિષ્ફળ ગયો. તેના ગળામાં સોજો આવ્યો, તે સોજો વધતો ગયો, તેની પીડા વધવા લાગી અને અંતે તેણે એક વૈદ્યની સલાહ લીધી. તે વૈદ્યે તેને સાજો કરવા માટે એક ચિકિત્સાલયમાં મોકલી આપ્યો. ત્યાં સંભાળપૂર્વક તપાસ કરતાં જણાયું કે, તેના ગળામાં ટાંકણી ભરાઈ ન હતી! હવે તેનું દુઃખ એકદમ નાસી ગયું અને ત્યાર પછી તેને કદી પણ પેલી કાલ્પનિક ટાંકણીથી પીડા થઇ નહિ!

ઍબર્ડીનની મૅરિશલ કૉલેજના વિદ્યાર્થીઓએ ત્યાંના દ્વારપાળને કહ્યું કે આજે અમે તારો વધ કરવાના છીએ. તેમણે તેને બાંધ્યો. તેની આંખે પાટો બાંધી તેને જોતાં અટકાવ્યો. તેનું મસ્તક એક લાકડાના ઢીમચા પર મૂકયું અને અત્યંત ત્વરાથી એક ભીનું વસ્ત્ર તેની ગરદન પર ફેરવ્યું. તરતજ તેમના આશ્ચર્યની વચ્ચે તે માણસ મરણ પામેલો જણાયો! થોડાં વર્ષ પહેલાં ફ્રાન્સમાં એક કેદીનો વધ કરવાનો હતો. તે જ્યાંસુધી વધસ્થાનની નજીક આવ્યો નહિ ત્યાં સુધી તેણે જરા પણ ભયનાં ચિહ્ન દર્શાવ્યાં ન હતાં; પણ જ્યારે તેણે કુહાડો જોયો ત્યારે તે એકદમ ફિક્કો પડી ગયો અને તરતજ તેનું શરીર પ્રાણરહિત દેખાવા લાગ્યું. તેને વધસ્થાન પર ચઢાવવામાં આવ્યો, જ્યાં તે વીસ સેકંડ સુધી પડી રહ્યો અને ત્યાર પછી તેની ગરદન પર કુહાડાનો ઘા થયો. આવા પ્રસંગે સાધારણ રીતે લોહી આઠ દશ ફીટ ઉંચું ઉડે છે; પરંતુ તે માણસનું લોહી તેટલું ઉંચું ઉડયું નહિ. વૈદ્યોએ તપાસ કરી તો તેમને જણાયું કે, તેનું હૃદય ઠરી ગયેલા લોહીથી ભરાઇ ગયેલું હતું. જેથી સિદ્ધ થયું કે કુહાડાનો પ્રહાર થયા પૂર્વેજ તે મરણ પામ્યો હતો!

મૉલિયરનાં ઉત્તમોત્તમ નાટકો પૈકી એકમાંનું મુખ્ય પાત્ર "લી મૅલેડ ઇમૅજિનેર" હમેશાં ઉદાસ રહેતો હતો. આ પાત્રને મૃત્યુ પામવાનો દેખાવ પણ આપવો પડે છે. આ નાટકની ચોથી રાત્રે મૉલિયરે પોતે તે પાત્રનો પાર્ટ લીધો અને તેને એક પ્રવેશમાં મૃત મનુષ્યનો ભાવ ભજવવો પડયો. બેઇલ જણાવે છે કે "આ પાર્ટ ભજવ્યા પછી તે બોલી પણ શકતો ન હતો અને ઉઠી પણ શકતો ન હતો! કારણ કે તે મરણ પામ્યો હતો!"

વૈદ્ય આવવાની સાથેજ ઘણી વાર અત્યંત વેદના તદ્દન દૂર થઇ જાય છે. ગામડાંઓ કે જ્યાં વૈદ્ય મેળવવો મુશ્કેલ હોય છે ત્યાં

ખાસ કરીને આવા દાખલા બને છે.

સાન્ટા ફે એક્સપેડિશનમાં જે ટૅક્સનોને પકડવામાં આવ્યા હતા તેઓ થાકીને લોથપોથ થઈ ગયેલા જણાયા ત્યાં સુધી તેમને ચલાવવામાં આવ્યા. પછી તેઓ ચાલશે નહિ એમ ધારીને તેમને એવો હુકમ ફરમાવવામાં આવ્યો કે, જો કોઇ પણ માણસ ચાલવાને અશક્ત જણાશે તો તેને ગોળીબાર કરીને વિંધી નાખવામાં આવશે. આ સાંભળી તેઓ જોરથી ચાલવા લાગ્યા અને તેઓ આખો દિવસ તેજ વેગથી ચાલતા રહ્યા!

ઍમ્બ્રોઈઝ પારે ઇ. સ. ૧૫૨૦ના ધૂમકેતુનું વર્ણન કરતાં જણાવે છે કે "આ ધૂમકેતુ એટલો ભયંકર અને ભયાનક હતો કે તેથી લોકો અત્યંત ભયભીત થયા. પરિણામે કેટલાક ભયથી અને કેટલાક બિમારીથી, એમ ઘણાયે માણસો મરણ પામ્યા!"

એક વાર એક ગરીબ માણસ ફાંસો ખાવા ગયો પરંતુ દૈવયોગે તેને સોનામહોરોથી ભરેલું એક વાસણ મળ્યું. આથી તેણે ફાંસો ખાવાને માટે લીધેલું દોરડું ફેંકી દીધું અને સોનામહોર લઇને ઉતાવળથી ઘેર ગયો; પરંતુ જે માણસે પેલું સુવર્ણ છુપાવ્યું હતું તેને જ્યારે તે મળ્યું નહિ ત્યારે તે પેલા માણસના ફેંકી દીધેલા દોરડા વડે ફાંસો ખાઇને મરણ પામ્યો! વિજય એ કેવી અજબ આશાજનક વસ્તુ છે અને નિષ્ફળતા એ કેવી અજબ નિરાશાજનક વસ્તુ છે!

ઇચ્છેલો પદાર્થ મળવાથી સાધારણ રીતે આપણું આરોગ્ય અને સુખ વૃદ્ધિંગત થાય છે. અસ્વસ્થ પ્રકૃતિવાળા, માંદા તથા બલ અને નિશ્ચય વિનાના માણસોને કોઇ મહાન સફળતા પ્રાપ્ત થવાથી તેઓ એકાએક અણધારી શકિત અને અણધાર્યું આરોગ્ય મેળવે છે. આવાં ઉદાહરણો જગતમાં કોણે નથી જોયાં? અસ્વસ્થ પ્રકૃતિવાળા જે માણસો ઉપર માતાપિતા અથવા કોઇ સંબંધીના મરણથી એકાએક મોટી જવાબદારીઓ આવી પડે છે અથવા જેમને એકાએક સંપત્તિનો નાશ થવાથી અગાઉ અશક્ય ધારવામાં આવેલાં એવાં કામો કરવાની ફરજ પડે છે તેમના સંબંધમાં પણ ઉપર પ્રમાણેજ બને છે. વિદ્યાભ્યાસ પણ આરોગ્ય આપનારી ઔષધિ છે. માતાપિતા અને મિત્રોએ જેમને વિદ્યાભ્યાસનો બોજો ન સહન કરી શકે એટલાં નાજુક ધાર્યાં હોય એવાં અશકત બાળકો ઘણી વાર શાળા અને પાઠશાળામાં ગયા પછી નીરોગી અને સશકત બને છે. જો બીજી સઘળી બાબતો યોગ્ય પ્રમાણમાં હોય તો વિદ્વાન અને

ઉચ્ચ વિચારના માણુસો સર્વોત્તમ આરોગ્ય ભોગવે છે અને એજ કારણુથી આરોગ્ય અને નીતિની વચ્ચે ઘણો ઘાડો સંબંધ જણાઇ આવે છે; જ્યારે દુર્વ્યસન, અપવિત્રતા અને સર્વ પ્રકારના દુર્ગુણો અવ્યવસ્થા ઉપજાવે છે અને તેથી જીવનની સ્વસ્થતાનો નાશ થાય છે. શરીર એ તો માત્ર મનનો દાસ છે. સ્થિર, સુશિક્ષિત અને નિયમબદ્ધ મન શરીર પર ઘણી પ્રબળ અસર કરે છે અને તેને સ્વસ્થ બનાવે છે. બીજી બાજુથી જોતાં દુર્બલ, અસ્થિર, અસંસ્કારી મન શરીરને અસ્વસ્થ બનાવે છે. પ્રત્યેક પવિત્ર અને ઉચ્ચ વિચાર, પ્રત્યેક ઉદાત્ત મહત્ત્વાકાંક્ષા, સુકર્મો કરવાની અને સદાચરણી થવાની પ્રત્યેક વૃત્તિ, ઉચ્ચતર અને અધિક સારૂં જીવન ગાળવાની પ્રત્યેક ઇચ્છા, પ્રત્યેક ઉચ્ચ ઉદ્દેશ અને પરોપકારી કામ શરીર ઉપર સારી અસર કરે છે અને તેને વધારે મજબૂત, વધારે સ્વસ્થ તથા વધારે સુંદર બનાવે છે.

સમ્રાટ્ ડૉમ પેડ્રો બિમાર હતો ત્યારે તેને પોતાની પુત્રી કે જે તેની વતી રાજ્ય ચલાવતી હતી તેની તરફથી એવો તાર મળ્યો કે "મેં બ્રાઝિલમાં સર્વ ઠેકાણે હંમેશને માટે સંપૂર્ણ રીતે ગુલામગીરી બંધ પાડવાની આજ્ઞાપત્રિકા પર સહી કરી છે." પોતાના જીવનનો ઉદ્દેશ આમ સફળ થયેલો સમજી તે સંપૂણુ સાજો થઈ ગયો હતો !

મહાન વિચારોમાં સૌંદર્ય વધારવાની, આચાર સુધારવાની, મનુષ્ય પર પરિસ્થિતિની અસર ન થવા દેવાની અને તેને વૃદ્ધાવસ્થાની અશક્તિથી મુક્ત રાખવાની અદ્ભુત શક્તિ હોય છે. મહાન વિજ્ઞાનવેત્તાઓ, મહાન સુધારકો અને મહાન રાજદ્વારીઓમાં આપણે આ દીર્ઘાયુ ઉત્પન્ન કરનારી શક્તિ પ્રત્યક્ષ દેખીએ છીએ.

કોઇ પણુ મનુષ્ય વધારા પડતો આહાર વિહાર કરીને તથા દુર્ગુણી જીવન ગાળીને આનંદી, સ્વસ્થ અને પવિત્ર રહી શકેજ નહિ.

આત્મમાનના મરણથી આખો ચહેરો શોકનાં ચિહ્ન ધારણુ કરે છે. દુષ્ટ વિચાર મુખારવિંદને પણુ કદ્રૂપું બનાવી દે છે.

માતાના અંગમાં રહેલો ક્રોધ નાના બાળકના શરીરમાં ઝેર દાખલ કરે છે; તેને બિમાર પાડે છે અને તેને અત્યંત વેદના ભોગવાવે છે. ઘોડા કેળવનારા ચાબુકસ્વારોનો મુકુટમણિ રેરી જણાવે છે કે, ગુસ્સાભરેલા એક શબ્દથી કેટલીક વાર ઘોડાની નાડમાં દર મિનિટે દશ ધબકારાનો વધારો થાય છે ! જો એક પશુના સંબંધમાં આ પ્રમાણે બનતું હોય તો મનુષ્ય અને ખાસ કરીને બાળકોને માટે

તો એ કેટલું બધું નુકસાનકારક થતું હશે !

પ્રબળ મનોવેગ ઘણી વાર વમન કરાવે છે. અમુક અમુક સ્થિતિમાં અત્યંત ક્રોધ અથવા ભયથી થોડા સમયમાં કમળો થઇ આવે છે.

'સાયન્ટિફિક અમેરિકન' નામનું પત્ર જણાવે છે કે, કૉન જીક્ટાના બ્રિજપૉર્ટ નામના શહેરની એક સ્ત્રીએ પોતાના પેટમાં ઉતરી ગયેલા ખોટા દાંતો ખેંચી કાઢવાને એક વૈદ્યને બોલાવ્યો. જ્યારે વૈદ્ય આવ્યો ત્યારે તેનું ગળું સુજી ગયેલું હતું અને તેનો શ્વાસ રૂંધાઇ ગયો હતો. આ કામ માટે બીજા પણ અનેક સુપ્રસિદ્ધ વૈદ્યોને એકઠા કરવામાં આવ્યા. અચાનક તેમાંના એક વૈદ્યના હાથને પથારીની કોર નીચે કાંઇક ચીજનો સ્પર્શ થયો. તપાસ કરતાં પેલું ખોટા દાંતનું ચોકઠું જણાયું. પછી એ દરદીએ જ્યારે તે ચોકઠું જોયું ત્યારે તેની વેદના એકદમ મટી ગઇ !

સુપ્રસિદ્ધ નટી મૅડમ બર્ન્હાર્ટ જણાવે છે કે "જ્યારે જ્યારે મેં 'ફીડ્રૅ'નો પાર્ટ ભજવ્યો છે ત્યારે ત્યારે હું બેશુદ્ધ થયા વિના અથવા લોહી ઓકયા વિના રહી નથી. 'થિયોડોરા'ના ચોથા પ્રવેશમાં હું માર્સેલસનો વધ કરૂં છું ત્યાર પછી મારી લાગણી એટલી બધી ઉશ્કેરાઇ આવે છે કે હું ડસકાં ખાતી ખાતી મારા કપડાં બદલવાના ઓરડામાં આવું છું. જો હું એ વેગને આધીન થઇને રોતી નથી તો મને આંકડી થઇ આવે છે અને તેથી મારી આસપાસનાં માણસોને ઘણી તકલીફ પડે છે અને નજીકનાં ચિનાઇ વાસણ વગેરેને ઘણું નુકસાન થાય છે."

પક્ષાઘાતથી પીડાતો એક માણસ સર હંફ્રી ડેવી પાસે દવા કરાવવાને આવ્યો. તેણે તેના શરીરની ગરમી માપવા માટે તેના મોઢામાં થર્મોમિટર (ગરમીમાપક યંત્ર) મૂકયું. દરદીએ ધાર્યું કે આ યંત્ર તાવને ઉતારી નાખવાવાળું છે; અને તેની આવી દૃઢ માન્યતાને લીધે તેનો તાવ ઉતરી ગયો ! અનેક વર્ષો થયાં પથારીમાં પડી રહેલાં માણસો અને જેમને લગભગ અસાધ્ય વ્યાધિથી પીડાતા માનવામાં આવેલા હતા એવા આખી જીંદગીપર્યંતના દરદીઓ પણ પ્રસંગવશાત્ ઘરને આગ લાગતાં બિછાનામાંથી ઉઠીને નાઠા છે અને તેમણે બીજાં માણસોને બચાવવાને સહાય પણ કરી છે તથા રાચરચીલાં અને કિંમતી વસ્તુઓ બહાર કાઢીને બચાવવામાં પણ મદદ કરી છે ! પોતાના જે દરદીઓ ખોટા વહેમથીજ ભ્રમિત થઇને માંદા પડયા છે એવી જે વૈદ્યોને ખાત્રી થઈ હતી તેમણે તેમને 'આગ લાગી છે' એવો બૂમાટો કરીને અથવા તો તેમનાં

શરીરને તપાવીને લાલચોળ કરેલો લોઢાનો સળીઓ લગાડીને પથારીમાંથી અને કેટલીક વાર તો ઘરમાંથી બહાર કાઢીને સાજા કર્યા છે !

ઇ. સ. ૧૭૯૪ માં ફિલાડેલ્ફિયામાં મરકી ચાલ્યા પછી તેના સંબંધમાં જે રિપોર્ટ બહાર પડયો હતો તેમાં જણાવવામાં આવ્યું છે કે "વૈદ્યશાસ્ત્રી રશની હાજરી ઉત્તમ ઔષધિની ગરજ સારતી હતી. જાણે તેના શબ્દમાંજ રોગ નિવૃત્તિ કરવાનો ગુણ રહેલો હોય તેમ તે માણસોને દવા આપ્યા વિનાજ સાજા કરી દેતો હતો !" ડૉ. રશના જેવા વૈદ્યો પોતાના આત્મિક બળથી દરદીઓને સાજા કરે છે, કેમકે ખુદ તેમના દેખાવમાંજ રોગનિવારક પ્રતિભા રહેલી હોય છે. ડૉ. રશ કે જે વૈદ્યકુલશિરોમણિ હતો તેણે દુર્બળ મનના સેંકડો માણસોને સાજા કર્યા હતા, પરંતુ તે જ્યારે બિમાર પડયો ત્યારે તેણે પોતાના મનની અસ્વસ્થતાના પરિણામે આત્મશ્રદ્ધા ગુમાવી દીધી હતી !

દુઃખથી પીડાતા, ચીઢિયા, ક્રોધી, અશાંત, બેચેન દરદીઓ કેટલીક વાર એકાદ મિલનસાર સ્વભાવના મિત્ર અથવા એકાદ ખુશમિજાજી વૈદ્યના આવવાથી અથવા તો કોઈ મોટી સંપત્તિ મળવાના સમાચારથી તદ્દન બદલાઇ જાય છે. તેમની ભયંકર પીડા દૂર થાય છે, તેમના મોઢા પર પ્રકાશ ઝળકી ઉઠે છે અને તેઓ ક્રોધને બદલે સ્મિત કરવા લાગે છે. આવો સંપૂર્ણ ફેરફાર માત્ર માનસિક બળથીજ, કાંઇ પણ દવા ખાધા વિના અથવા ઉપચાર કર્યા વિના થાય છે. આપણે દાંતના ડૉકટરને ત્યાં જઇએ કે ઘણી વાર દાંતનું સખ્ત દરદ તરતજ બંધ પડી જાય છે!

બલ્વર કહે છે કે "તમે માંદા છો એ વાત કદી પણ ખરી માનશો નહિ, લોકોને કદી પણ કહેશો નહિ કે હું માંદો છું અને તમે જાતે એ વાત કદી પણ સ્વીકારશો નહિ. બિમારીનો તો હમેશાં અસ્વીકારજ કરવો જોઇએ. જો સબલ થવાની તમારી ઇચ્છા હોય તો કદી એમ બોલશો નહિ કે હું માંદો છું; અને જો હમેશાં તાજા રહેવાની તમારી ઇચ્છા હોય તો કદી પણ એમ કહેશો નહિ કે હું થાકી ગયો છું. કેમકે એવા સ્વીકારની પણ શરીર પર ખરાબજ અસર થાય છે."

"સર્વ હલકા મનોવિકારોમાં 'ભય' એ સૌથી ખરાબ છે." પ્રાચીન કાળના લોકો એને દેવ માનીને એની પૂજા કરતા હતા; પરંતુ ચાલુ જમાનામાં આપણે એને મનુષ્યજાતિના શત્રુ તરીકે ઓળખીએ છીએ. એને જેટલા પ્રમાણમાં ધારણ કરવામાં આવે છે તેટલા પ્રમાણમાં એનાથી મનુષ્ય અસ્વસ્થતા અને રોગનો ભોગ થઇ પડે છે. ભય અને ચિંતા, લોહીનાં રાતાં કણોને પાયમાલ કરે છે અને જો તે

(લોહીનાં કણુ) અમુક પ્રમાણુ કરતાં ઓછાં કે નાનાં બની જાય છે તેજ રોગ અને મૃત્યુ આવે છે. ભયથી જુદા જુદા પ્રકારની કેટલી વેદના, ચિંતા અને દુઃખ થાય છે તેનો અડસટ્ટો કોણ કાઢી શકે? ઘણી છોકરીઓને વારંવાર એમ કહેવામાં આવે છે કે, તમારાં માતપિતા ક્ષયના રોગથી મરણ પામ્યાં હતાં અને તમે પણ એજ રોગથી મરણ પામશો. આ વાતને તેઓ ખાત્રીપૂર્વક સાચી માની લે છે અને તેથી તેઓ પોતાનું કિંમતી જીવન ગુમાવે છે.

નાજુક પ્રકૃતિનાં ઘણાં માણસો હૃદયને આકસ્મિક આઘાત થવાથી ભયંકર રોગના પંજામાં સપડાયાં છે. પોતાના પ્રિય પતિના આકસ્મિક મૃત્યુની ખબર સાંભળી ઘણીવાર નાજુક પ્રકૃતિની અને તીવ્ર લાગણી ધરાવનારી સ્ત્રીઓ અત્યંત પીડા પામે છે અને બેશુદ્ધ થઈ જાય છે. અત્યંત ક્રોધ કરવાથી મગજે લોહી ચઢી જઈ મરણ પણ નીપજ્યાં છે. એક આખી રાત મનોવ્યથામાં ગાળવાથી ઘણી વાર સાજા માણસો અસાધ્ય રોગના ભોગ થઈ પડ્યા છે. નિરંતર શોક, લાંબા સમય સુધીની સખ્ત ઈર્ષ્યા, હમેશની ચિંતા અને ભારે મનોવ્યથાથી કેટલીક વાર નાસુરનું દરદ થાય છે! બિમારીના વિચાર અને અસ્વાસ્થ્યના ચિંતનથી સ્વાભાવિક રીતેજ રોગને પોષણ મળે છે અને વિષમય પરમાણુઓ લોહીમાં વધી ગુન્હા કરવાની વૃત્તિ જન્મે છે તથા પોષણ પામે છે. ચોરો અને મરકીની સામે જેમ આપણે આપણાં ઘરોનું રક્ષણ કરીએ છીએ, તેમ રોગની સામે ઉભા રહેવાને બદલે અને પ્રત્યેક નબળા વિચારને હાંકી કાઢવાને બદલે આપણે ભયકારક રોગનાં લક્ષણોની પ્રતીક્ષા કરીને અને તેમના વિષે વિચાર તથા ચિંતન કરીને સરળતાથી તે રોગના ભોગ થઈ પડીએ છીએ. આમ કરવાથી, રોગનો પ્રતીકાર કરવાની શક્તિ ઓછી થઈ જાય છે. જન્મથી મરણપર્યંત, આપણી પૂંઠે પડેલા શત્રુઓની સામે યુદ્ધ કરવાને બદલે આપણે તેમની સાથે પ્રેમ કરીએ છીએ અને આપણી જાતને તેના વિશેષ ભોગ બનાવીને તેમને જાણી જોઈને આમંત્રણ કરીએ છીએ! અમુક રોગથી-ખાસ કરીને હૃદયના રોગથી-પીડાતા દરદીઓ પર ભયની કેટલી બધી અસર થાય છે તેથી પ્રત્યેક જણ જાણીતો છે. હૃદયના રોગ વિષે વિચાર કરવાથી હૃદયની ક્રિયા મંદ પડી જાય છે અને તેની શક્તિ શિથિલ પડી જાય છે. વૈદ્યો ઘણી વાર એમ ધારે છે કે અમને હૃદયનો રોગ લાગુ પડયો છે અને વૈદકશાસ્ત્રનો અભ્યાસ કરતા વિદ્યાર્થીઓ ઘણી વાર માની બેસે છે કે, અમે જે રોગનો અભ્યાસ કરીએ છીએ

તેજ અમને લાગુ પડયો છે ! ફિલાડેલ્ફિયાના એક રહેવાસીએ પોતે અસાધ્ય રોગથી પીડાય છે એવા ભયથી એક વૈદ્યની સલાહ લીધી, પરંતુ જ્યારે તેને જણાયું કે પ્રત્યેક દીર્ઘશ્વાસ લેતી વખતે જે ઘોઘરો અવાજ નીકળતો હતો તે તો તેના પાટલૂનને તંગ રાખવાની પટાની એક નાની કપ્પીનો અવાજ હતો, ત્યારે તે એકદમ સાજો થઈ ગયો !

વૈદ્યો જણાવે છે કે, જે માણસો હમેશાં પોતાના વિષે વિચાર-જ કર્યા કરે છે; પોતાની જાતને તપાસ્યાજ કરે છે અને રોગના નાનામાં નાના લક્ષણને માટે ચોકી કર્યા કરે છે **તેઓ કદી પણ સંપૂર્ણ આરોગ્ય ભોગવતા નથી.**

માનસિક બળ વિનાનો ચંચળ ચિત્તનો અનિશ્ચયી માણસ પોતાના શરીરને સ્વસ્થ રાખી શકતો નથી. તે દૃઢ મનોબળવાળા માણસ કરતાં રોગ અને શારીરિક અશક્તિનો વિશેષ ગ્રાહક હોય છે. પોતાની જાત પર તેનો કંઇ પણ કાબુ હોતો નથી. પ્રત્યેક માણસ-ની સલાહથી તે આમતેમ ફેંકાઇ જાય છે. ભલામણથી અથવા અવનવી જાહેર ખબરો વાંચીને તે સર્વ પ્રકારની દવાઓ લે છે. નિરૂપયોગી દવાઓના ઢીચારા પી પીને તે પોતાના લોહીને ભ્રષ્ટ કરી નાખે છે અને તે હમેશાં અનિયમિત રીતે વર્તનારો હોય છે.

ઇચ્છાશક્તિ સિવાય બીજી કોઈ પણ શક્તિ એવી નથી કે જે શિક્ષણને વધારે લઇ શકતી હોય અથવા જે વધુ ઝડપથી કેળવણીને પચાવી શકતી હોય. છતાં અફસોસની વાત છે કે શાળા અથવા પાઠ-શાળામાં તેને ભાગ્યેજ કેળવવામાં આવે છે ! સારી અથવા ખરાબ આદત પાડવામાં એ શક્તિ જેટલી સહાય કરે છે તેટલી સહાય બીજી કોઈ પણ શક્તિ કરતી નથી. પરંતુ તે શક્તિને આપણે ક્વચિતજ કેળવી-એ છીએ. આપણી સફળતા અથવા નિષ્ફળતા તેનેજ આધીન છે; આપણું સુખ અથવા દુઃખ તેના પરજ અવલંબી રહેલું છે; પરંતુ આપણે ઘણી વાર એ શક્તિ અશિક્ષિત દશામાંજ રાખી મૂકીએ છીએ. એ શક્તિના પ્રબળ યોગથી આપણે ચોક્કસતા અથવા અચોક્કસતા, સત્ય કે અસત્ય, પ્રમાણિકતા વા અપ્રમાણિકતા, ઉદ્યોગ અથવા આળસ, નિયમબદ્ધતા અથવા બેદરકારી, વિનય અથવા જંગલી-પણું, એકાગ્રતા કે બહુ નિષ્ઠતાની આદત પાડી શકીએ છીએ. મનુષ્ય તથા પશુની વચ્ચેના સઘળા ભેદનું કારણ પણ એજ શક્તિ છે.

હૃદયને આકસ્મિક પ્રહાર થવાથી આરોગ્ય અને સ્વાસ્થ્યનો નાશ થાય છે.

એક અંગ્રેજ શાહુકારને પૈસા સંબંધી એક મોટી હાનિ થયા

પછી ત્રણ દિવસમાં તેના વાળ ધોળા થઈ ગયા હતા. એક જર્મન વૈદ્ય એક પૂલ પર થઇને જતો હતો એવામાં નીચે પાણીમાં તેણે એક છોકરાને તરફડિયાં મારતો જોયો. તે નદીમાં કૂદી પડયો અને તે ડૂબી મરતા છોકરાને બચાવી લીધો. તરતજ તેને જણાયું કે તે તો તેનો પોતાનોજ પુત્ર હતો! તેના વાળ આ બનાવથી એક દિવસમાં ધોળા થઈ ગયા! મેરી ઍન્ટૉઇનેટને ગરદન મારવામાં આવી તેની થોડાજ દિવસ પૂર્વે તેના કાળા લાંબા વાળ સફેદ થઇ ગયા હતા! વર્મૉન્ટવાળા કૅપ્ટન પી. ને ઈ. સ. ૧૮૧૪ માં બ્રિટિશોએ કૅનેડાની સરહદ પર પકડી લીધો; તેને પહેરા હેઠળ મૂકીને કહ્યું કે "તને સવારમાં ગોળીથી વિંધી નાખવામાં આવશે." રાત્રિ દરમિયાન તેના સઘળા કાળા વાળ બરફ જેવા ધોળા થઇ ગયા!

પૂર્વ તરફના એક યાત્રાળુને રસ્તામાં પ્લેગ મળ્યો. તેણે એને પૂછયું કે "તમે કયાં જાઓ છો?" તેણે જવાબ આપ્યો કે "પાંચ-હજાર માણસોનો ભોગ લેવા સારૂ હું બગદાદ જાઉં છું." થોડા દિવસ પછી તેજ યાત્રાળુએ પ્લેગને પાછો ફરતો દીઠો અને તેને કહ્યું કે "તમે તો એમ કહ્યું હતું કે હું પાંચ હજાર માણસોને મારીશ; પરંતુ તમે પચાસ હજાર માણસોનો ભોગ શામાટે લીધો!" પ્લેગ બોલ્યો: "ના, મેં તો તમને કહ્યા પ્રમાણે પાંચજ હજાર માણસો માર્યાં છે. બાકીનાં તો ભયથી મરણ પામ્યાં છે." મોટાં નગરોના ગરીબ લત્તાઓમાં મરકીના સમયમાં સેંકડો માણસો આવી રીતે માત્ર ભયથીજ મરણ પામ્યા છે. બાકી તેમના લત્તાઓમાં મરકી ફેલાવાનો જરાયે સંભવ ન હતો.

ઈર્ષ્યાથી કેટલીક વાર સુંદર ચહેરાવાળો માણસ પણ ભયંકર દેખાવનો બની જાય છે. તિરસ્કાર અને અપ્રીતિથી કેટલીક વાર સુખી ઘર સર્વથા દુઃખી બની જાય છે. કોઇ પ્રિય મિત્રના મૃત્યુનો ખોટો તાર વાંચી માણસો બેબાકળા અને દુઃખી બની જાય છે-ખરા તાર જેટલીજ ખોટા તારની પણ અસર થાય છે; અને શુભ સમાચાર સાંભળીને આનંદ પણ તેટલોજ થાય છે.

એક ચિત્રકારે એક સુંદર બાલકનું ચિત્ર આલેખ્યું હતું. તેનું મુખારવિંદ જોઈ તે એટલો બધો મોહિત થયો હતો કે તેણે ચિત્રને પોતાના અભ્યાસગૃહમાં લટકાવ્યું. તે કલાકોના કલાકો સુધી તેની સામે જોયા કરતો. એ ચિત્ર તેનો એક પ્રકારનો સંરક્ષક દેવજ બની ગયું. શોક અને તીવ્ર લાગણીના સમયમાં તે સ્વર્ગીય મુખારવિંદ તરફ જોઇને એ પોતાના આત્માને શાંત કરતો.

તેણે તેનાથી વિરુદ્ધ પ્રકારનું ચિત્ર આલેખવાનો નિશ્ચય કર્યો પરંતુ જોઇએ તેવું ખરાબમાં ખરાબ મુખારવિંદ તેને મળી શક્યું નહિ. કેટલાંક વર્ષો પછી તેણે એક કારાગૃહમાં એક ભયંકર બદમાસને ઉદાસ ચહેરે બેઠેલો જોયો. તેણે એ ભયંકર ચહેરાનું ચિત્ર આલેખ્યું અને ત્યાર પછી તપાસ કરતાં આશ્ચર્ય સાથે તેને જણાયું કે, પૂર્વે તેણે જે વ્યક્તિનું પેલું સુંદર ચિત્ર આલેખ્યું હતું તેજ વ્યકિત આ હતી! તેજ નિર્દોષ બાલક, યુવાન થતાં ભ્રષ્ટ બની આવો પાયમાલ થઈ ગયો હતો. મનોવિકારે તેને દેવમાંથી રાક્ષસ બનાવી દીધો હતો અને તેનું શરીર પણ તેના મનને અનુરૂપજ બન્યું હતું!

હૉસ્પિટલમાં જ્યારે ડૉક્ટર આવે છે અને બિમાર માણસોનાં બિછાનાંઓ પાસે થઇને પસાર થાય છે ત્યારે જેમને તે આરોગ્યમાં સુધરતા જતા જણાવે છે તેમના ચહેરા આનંદથી કેવા પ્રફુલ્લિત બની જાય છે; અને જેમને તે દિન પ્રતિદિન વધુ ને વધુ રોગગ્રસ્ત જણાવે છે તેમનાં મુખારવિંદ શોકથી કેવાં કરમાઇ જાય છે! પ્રત્યેક દરદી, આશાના એક કિરણને માટે ડૉક્ટરોનો ચહેરો કેટલી આતુરતાથી જુએ છે! તાવથી પીડાતા દરદીને જો આશા મળે છે તો તરતજ તેની સૂકી થયેલી જીભ ભીની બની જાય છે, તેની આંખ પ્રકાશિત થાય છે અને તેની ઉષ્ણ, સૂકી ચામડી ભીની તથા ઠંડી થઈ જાય છે. આશાનું એક પણ કિરણ દરદીને જેટલી જાદુઇ અસર કરે છે તેટલી જાદુઇ અસર કોઇ પણ ઔષધ કરતું નથી. તે દરદીને માત્ર એક વિચાર એકજ ભાવના સિવાય બીજી કોઈપણ વસ્તુએ સ્પર્શ કરેલો હોતો નથી અને તે છતાં પણ તે તદ્દન ફેરવાઇ જાય છે. છતાં જો ડૉક્ટર શંકાથી પોતાનું ડોકું જરાક ધૂણાવે તો તેની આરોગ્યવર્ધક ક્રિયા બંધ થાય છે; દરદીના મુખારવિંદ પર નિરાશા આવી વસે છે. અને તેની જીવનશક્તિનાં સઘળાં સ્થાન સંકુચિત થઇ જાય છે.

ફ્રિડિયાસ પોતાના મનમાં દાનવને (અપવિત્ર વિચારોને) ધારણ કરીને સંગેમરમરના પથ્થરમાંથી દેવની મૂર્તિ કોતરી શકયો ન હતો. જો વિચારમાં લાંછન હશે તો તે પૂતળામાં પણ આવશેજ. ઉચ્ચ ઉદ્દેશ વિના આપણે કદી પણ કોઇ મહાન કાર્ય કરી શકતા નથી; અને જો આપણા મનમાં દોષમય ઉદ્દેશ હોય તો શું આપણે કદી પણ તે સંપૂર્ણ શાંતિ–જેને આપણે આરોગ્ય કહીએ છીએ તે–પ્રાપ્ત કરી શકીશું? જ્યારે એક હજાર વાનાં સારાં હોય ત્યારે આરોગ્ય મળે છે. હેબક ખવરાવે એવા બનાવોનું વર્ણન

વાંચીને જ્યારે આપણે આપણા મગજમાં આત્મઘાત અને અપરાધની વિષમય હવા ભરી દઈએ ત્યારે આપણે આપણું માનસિક વાતાવરણ શુદ્ધ અને પવિત્ર કેવી રીતે રાખી શકીએ? પ્રત્યેક વિચાર પોતાનું વાતાવરણ ફેલાવે છે. રોગ, વિષયવાસના અને ખૂનના ભયંકર વિચારો આત્મામાં કંઠમાળ અને રક્તપિત્ત ઉત્પન્ન કરે છે અને આત્મા તેમને શરીરમાં વ્યક્ત કરે છે. મનની આગળ જે જે વસ્તુઓ લાવવામાં આવે તેનો તે ભક્ષ કરી જાય છે. સત્ય-અસત્ય, સારૂં-નરસું, સર્વ તેના ઉદરમાં સમાઇ જાય છે; અને આપણે તેને જેવો ખોરાક આપીએ તે અનુસાર તે સશક્તતા અથવા દુર્બલતા, સૌન્દર્ય અથવા કુરૂપતા, સ્વસ્થતા કે અસ્વસ્થતા, સત્ય અથવા અસત્ય ઉત્પન્ન કરે છે.

**"એક માણસ પોતાના મનમાં જેવા વિચાર કરે છે તેવો તે થાય છે."** વિચાર પ્રમાણેજ શરીરની રચના અને બંધારણ થાય છે. જો એક તરુણ સ્ત્રીને સૌંદર્ય પ્રાપ્ત કરવાની ઇચ્છા હોય તો તેણે કુરૂપતાના વિચાર કરવા જોઇએ નહિ તેમજ તેણે ભયંકર દુષ્કૃત્યોનું ચિંતન કરવું જોઇએ નહિ. કારણ કે જો તે તેમ કરશે તો તેની ભયંકર મૂર્તિઓ તેના પોતાના ચહેરા પર અને તેના પોતાના વર્તનમાં વ્યક્ત થશે; તેમજ અનાડીપણાની ચાલ ચાલવાથી લાવણ્ય પણ પ્રાપ્ત થશે નહિ. જેવી રીતે આપણે અપૂર્ણતાના વિચાર કરી સંપૂર્ણતા પ્રાપ્ત કરી શકતા નથી તેવી રીતે આપણે રોગનું ચિંતન કરી આરોગ્ય પણ નથીજ મેળવી શકતા.

આપણે **આરોગ્ય અને સ્વાસ્થ્યનું ઉચ્ચ લક્ષ્ય નિત્ય આપણાં મનઃચક્ષુઓ સામે રાખવું જોઇએ** અને આપણે જેવી રીતે ગુન્હા કરવાની વૃત્તિની સામે યુદ્ધ કરીએ તેવીજ રીતે આપણે અશાંતિના પ્રત્યેક વિચારની સામે અને સુખશાન્તિના પ્રત્યેક દુશ્મનની સામે બાથ ભીડવી જોઇએ. જો તમે રોગી થવા માગતા ન હો તો તમે રોગ વિષે કદી વિચાર પણ ન કરો. તમારી વેદના વિષે ચિંતન ન કરો અને રોગનાં લક્ષણોને તપાસતા પણ નહિ. એમ કદી પણ ખાત્રીપૂર્વક ન માનતા કે, તમે તમારી જાતના પૂર્ણ સ્વામી નથી. શારીરિક વેદનાઓને તમે દબાવી દઇ શકો છો એમ દઢતાપૂર્વક જણાવો અને તમારી જાતને કદીપણ હલકી શક્તિના ગુલામતરીકે સ્વીકારો નહિ.

છોકરાંઓને આરોગ્યના વિચાર, ઉચ્ચ વિચાર અને પવિત્ર જીવનના વિચાર કરવાની ટેવ પાડીને પોતાની જાત અને રોગની

વચ્ચે મજબૂત દિવાલ બાંધતાં બાલપણુથીજ શીખવવાની જરૂર છે. તેમને પોતાનાં મનમાંથી મૃત્યુના સઘળા વિચારો, રોગની સર્વ કલ્પનાઓ, અસ્વસ્થતાની સઘળી લાગણીઓ તથા તિરસ્કાર, દ્વેષ, ઇર્ષ્યા, વૈર અને વિષયવાસના ઇત્યાદિ સઘળા દુષ્ટ મનોવિકારોને હાંકી કાઢતાં શીખવવાની જરૂર છે. તેમને દુષ્કૃત્યો કરવાની વૃત્તિને હદપાર કરતાં શીખવવાની આવશ્યકતા છે. તેમને એવું શિક્ષણુ આપવાની જરૂર છે કે ખરાબ ખાનપાન અને ખરાબ હવા લોહીને ખરાબ કરે છે; ખરાબ લોહીથી ખરાબ માંસ બને છે અને ભ્રષ્ટ માંસથી નીતિ પણુ ભ્રષ્ટ થાય છે. તેમને એવું શિક્ષણુ આપવું જોઇએ કે, પવિત્ર વિચારો શુદ્ધ જીવનને માટે જેટલા ઉપયોગી છે તેટલાજ ઉપયોગી આરોગ્યના વિચારો નીરોગી શરીરને માટે છે. તેમને પોતાનું મનોબળ દૃઢ બનાવતાં અને પોતાના જીવનના શત્રુ-ઓની સામે બને તેટલી રીતે થતાં શીખવવું જરૂરનું છે. બિમારોને આશાવંત, શ્રદ્ધાળુ અને આનંદી થતાં શીખવવાની જરૂર છે. આપણા વિચારો અને આપણી કલ્પનાઓ એજ માત્ર આપણી શક્તિઓની સત્ય મર્યાદા છે. કોઇ પણુ માણુસની સફળતા અથવા આરોગ્યતા તેની પોતાની શ્રદ્ધાની મર્યાદા બહાર પહોંચતી નથી. સાધારણુ રીતે આપણે પોતેજ આપણી સામે કોટ બાંધીએ છીએ. સમગ્ર વિશ્વમાં માબાપ જેવાંજ સંતાનો હોય છે. પ્રત્યેક દુષ્ટ વિચાર બીજા દુષ્ટ વિચારને જન્મ આપે છે અને તેમાંનો પ્રત્યેક પણુ હમેશાં પોતાના જેવાંજ પોતાનાં સંતાનો ઉત્પન્ન કરતો ચાલીને આખરે તેવાંજ સંતાનોથી માણુસનું અંતઃકરણુ ઉભરાઇ જાય છે.

ભવિષ્યનો ખરો વૈદ્ય અને પિતા છોકરાના શરીરમાં દવાના ઢીચારા દાખલ કરશે નહિ પરંતુ તેનું મનોબળ વધારશે. ભાવી માતા પોતાના બાલકને જગતની સર્વ રોગને દૂર કરનારી સમર્થ દવા જે પ્રીતિ, તે દ્વારાજ ક્રોધ, તિરસ્કાર અને દ્વેષનો નાશ કરતાં શીખવશે. ભાવી વૈદ્ય લોકોને આરોગ્ય તથા મનઃશાન્તિ મેળવવા માટે આનંદ અને સદિચ્છા ધારણુ કરવાનો તથા સત્કૃત્યો કરવાનો બોધ આપશે. વળી તે એવો ઉપદેશ આપશે કે આનંદી મન એ ઔષધનીજ ગરજ સારે છે.

ક્રાઇસ્ટની અદ્ભુત શક્તિ કેટલેક અંશે નિઃશંક તેની નૈતિક, માનસિક અને શારીરિક સ્વસ્થતાનેજ આભારી હતી. પૂર્વજો દ્વારા પ્રાપ્ત થયેલી અથવા પોતે પ્રાપ્ત કરેલી દુર્બળતાઓ કે જે જીવનને અતિ સંકુચિત અને મર્યાદિત બનાવી દે છે તેનો જેમાં સ્પર્શ-

અંશ માત્ર પણ ન હોય એવા સંપૂર્ણ મનુષ્યતત્ત્વની શક્તિઓ પ્રદર્શિત કરવાને તેને જગતમાં મોકલવામાં આવ્યો હોય એમ લાગે છે. તેના નૈતિક, માનસિક અને આધ્યાત્મિક સ્વરૂપમાં અપૂર્વ શાંતિ હતી; કે જે શાંતિએ શારીરિક અસ્વાસ્થ્યને હદપાર કર્યું હતું. હલકી પ્રતિનાં શરીરોની પાછળ જે સાધારણ વેદનાઓ અને અશાંતિઓ લાગી રહેલી હોય છે તેને પૂર્ણતાને પ્રાપ્ત થયેલું શરીર કેવી રીતે દબાવી દે છે તે તેણે સિદ્ધ કરી આપ્યું હતું. તેણે બતાવી આપ્યું હતું કે નીરોગી શરીર આત્માને નીરોગી બનાવે છે અને નીરોગી આત્મા શરીરને સ્વસ્થ બનાવે છે. ઉન્નત, પવિત્ર અને બળવાન મન શરીરને પણ તેવુંજ બનાવે છે; એ તેણે સિદ્ધ કરી આપ્યું હતું.

શરીરની યુવાવસ્થા અને સૌંદર્ય સંભાળીને ટકાવી રાખવાની, શરીરને સુદૃઢ અને નીરોગી રાખવાની, તેણે નવજીવન અર્પણ કરવાની અને હાલના કરતાં ઘણાં વર્ષો સુધી તેને નાશ પામતાં અટકાવવાની બેશક મનમાં અદ્દભુત શક્તિ રહેલી છે. સાધારણ રીતે જે પુરુષો અને સ્ત્રીઓએ પોતાનો મહાન માનસિક અને નૈતિક વિકાસ કર્યો હોય છે તેઓજ સૌથી વિશેષ જીવે છે. તેઓ ઉચ્ચતર જીવનના ઉચ્ચતર પ્રદેશમાં વસે છે કે જ્યાં, ઘણાં જીવનોનો નાશ કરનાર ઉદ્વેગ, સંતાપ અને અશાંતિનું તો અસ્તિત્વ પણ હોતું નથી.

જેમને સુખી અને લાંબું આયુષ્ય પ્રાપ્ત કરવાની ઇચ્છા હોય; જેમને ઘણા લાંબા સમય સુધી તરુણ, તાજા, સુંદર અને સુડોળ રહેવાની ઇચ્છા હોય અને જેમને શારીરિક અને માનસિક આરોગ્ય મેળવવાની ઇચ્છા હોય તેમણે પોતાના અંતઃકરણને પવિત્ર, પોતાના મનને સુસંસ્કારી અને પોતાના શરીરને નિર્મળ બનાવવું જોઇએ. તેમણે શાંત અને સદ્દગુણી બનવું જોઇએ. પોતાના આત્માના મંદિરને દુર્ગુણથી ભ્રષ્ટ અને વિષયવાસનાથી અપવિત્ર બનાવવું ન જોઇએ. મન એ શરીરનો સ્વાભાવિક સંરક્ષક છે. વિશ્વકર્તાએ સમગ્ર મનુષ્યજાતિને માત્ર અર્ધો ડઝન ઔષધોની દયા પરજ છોડી દીધી છે એ વાત માની શકાતી નથી. આપણે જે અનેકવિધ દુઃખો સહન કરીએ છીએ, તેમાંનાં ઘણાંની નિવૃત્તિ માટે ઇશ્વરે આપણને એક દિવ્ય ઔષધ આપેલું છે. જો આપણે માત્ર આપણી ઇચ્છાશક્તિ અને આપણા મનોબળનો સદુપયોગ કરતાં શીખીએ તો ઘણા વૈદ્યોનો ધંધો ભાંગી પડે અને આપણામાંના ઘણાઓ સો-સવાસો વર્ષની ઉંમર સુધી તરુણ અને આનંદી રહી શકે.



# प्रकरण २२ मुं–औदार्य

"સૂર્યનાં કેટલાંક કિરણો આ કૃતઘ્ન અને ખાલી આકાશના મોટા વિસ્તારમાં નકામાં પડયા કરે છે અને તે કિરણોનો માત્ર નાનો સરખોજ ભાગ પરાવર્તન કરનાર ગ્રહો અને ભૂમિ પર પડે છે, તોપણ તેથી સૂર્યને શોક થતો નથી." —એમર્સન

"જે બહાદુર સૈનિક મારી બાજુમાં ઉભો રહીને મનુષ્યજાતિના હિતને માટે લડે છે તે માણસ મારાજ ધર્મનો છે કે નહિ તે શું મારે તેને પૂછવું જોઈએ ? જે મિત્રને મેં ચાહ્યો છે અને કસી જોયો છે તે જો મારા સંપ્રદાયને ન માનતો હોય તો શું મારે તેનો ત્યાગ કરવો જોઇએ ?" —મૂર

"જો ઈશ્વર તારો પિતા છે તો મનુષ્ય તારો બંધુ છે." —લૅમરટાઈન

"જો તું બીજાઓ પ્રત્યે ભલો હોય તો તારી જાત પ્રત્યે તેથી પણ વિશેષ ભલો છે." ફ્રૅંકલિન

"બીજાઓના દોષ તરફ જોશો નહિ; અને તેમનામાં દોષ જણાય તો પણ તે તરફ દુર્લક્ષ કરીને તેની પાછળ રહેલા સદ્ગુણને જોવા એજ ડહાપણ અને પ્રેમનું કામ છે." —ઇલા વ્હીલર વિલ્કૉકસ

"જો આપણે આપણા શત્રુઓનો ગુપ્ત ઇતિહાસ વાંચી શકતા હોઈએ તો આપણને પ્રત્યેક મનુષ્યના જીવનમાં એટલું દુઃખ અને શોક જણાય કે આપણા મનમાં તેમના પ્રત્યે કિંચિત્ પણ શત્રુભાવ-વિરોધાભાસ રહે નહિ." —લૉંગફેલો

"ઉદારતા આપીને શ્રીમંત થાય છે; ત્યારે લોભ સંગ્રહ કરીને ગરીબ બને છે."

વૉશિંગ્ટન નગરમાં ખેતીવાડી ખાતાના બીયાં રાખવાના રૂમમાં એક નાજુક સ્ત્રી દર અઠવાડિયે ૩૬ શિલિંગના પગારે પ્રમાણિકપણે કામ કરે છે. તેના માથામાં કોઈ કોઈ વાળ ધોળા પણ થઈ ગયા છે. તેની રીતભાત અને દેખાવમાં સંસ્કૃતિ તથા શિક્ષણનાં ચિહ્નો સ્પષ્ટ દેખાઈ આવે છે અને તેના મૃદુ ચહેરા પર ચિંતાની રેષા જણાય છે; પરંતુ નીચે લખેલા પત્રના ઉત્તરમાં સેક્રેટરી રસ્કે તેને જે જગ્યા આપી હતી તે જગ્યાનાં કર્તવ્યો પર તેની સમસ્ત શક્તિઓ એકાગ્ર થયેલી છે.

નવેમ્બર ૨૬ મી, ૧૮૫૧.

નામદાર જે. એમ. રસ્ક, મંત્રી, ખેતીવાડી વિભાગ.

મહેરબાન સાહેબ—

મિસ —ની બાબત માનપૂર્વક આપને સ્મરણ કરાવવાની રજા લઉં છું. જે કુટુંબમાં પૂર્વે હું ગુલામ હતો તે કુટુંબમાં એમનો જન્મ થયો છે. સંયોગવશાત્ એમના કુટુંબની સ્થિતિ લાચાર થઇ પડી છે અને એટલા માટે તેઓ મારા દ્વારા કોઈક એવી નોકરીમાં જોડાવા માગે છે કે જેથી પોતાના આ તંગીના સમયમાં તેઓ પોતાના કુટુંબનો અને પોતાનો નિર્વાહ કરી શકે. હું એમનો ગુલામ હતો અને તેઓ મારાં સ્વામિની હતાં. વળી તેઓ મોજશોખ અને આરામની વચ્ચે ઉછર્યાં હતાં. પરંતુ મનુષ્યની દશાનું પરિવર્તન વિચિત્ર રીતે થયાજ કરે છે તે અનુસાર આજે મારે તેમને માટે એક ક્ષુદ્ર નોકરીની તપાસ કરવી પડે છે! મારી ખાત્રી છે કે –મિસ-ને જો તેમની ઇચ્છા મુજબની જગ્યા આપવામાં આવશે તો તેઓ ખેતીવાડી ખાતાની એક ઉપયોગી વ્યક્તિ નીવડશે અને પોતાને નોકરીમાં રાખ્યા બદલ તેઓ આપનો ઉપકાર માનશે. તેઓ જે જગ્યાની માગણી કરે છે તે તેમને આપવામાં કંઇ પણ અડચણ જણાશે નહિ, એવી આશા સહિત-- હું છું,

તમારો સાચો આજ્ઞાંકિત સેવક,

ફ્રેડરિક ડગલાસ."

રાજ્યક્રાંતિની લડાઇઓ ચાલતી હતી તે સમયે નીચે લખેલી વિચિત્ર જાહેર ખબર ફિલાડેલ્ફિયાનાં પત્રોમાં પ્રકટ થઇ હતી અને તેણે લોકોનું પુષ્કળ ધ્યાન ખેચ્યું હતું:–"ચાલુ માસની પાંચમી તારીખે જે કોઇ માણુસ ચામડાનો એક ભારો ચોરી ગયો હોય તેને આથી ખબર આપવામાં આવે છે કે, તે માલનો સ્વામી તે માણુસનો મિત્ર થવાની અંતઃકરણપૂર્વક ઇચ્છા દર્શાવે છે. જો ગરીબાઇને લીધે તે આ ખોટું કૃત્ય કરવાને લલચાયો હોય તો તે માલનો સ્વામી સઘળી વાત ગુપ્ત રાખશે અને જે વડે તેના મનને વધુ શાંતિ મળવાનો સંભવ હોય એવાં સાધનો દ્વારા તેનો નિર્વાહ ચલાવવાના માર્ગમાં તેને ખુશીથી મૂકી આપશે." પરંતુ જે ચોરે આ ચામડાં ચોર્યાં હતાં તેણેજ માત્ર જાણ્યું કે આ માયાળુ માગણી વિલિયમ સેવરી નામનાં ચામડાં કેળવવાનો ધંધો કરતા ક્વેકર પંથના એક વ્યાપારીએ કરી છે. થોડાક દિવસ પછી રાત્રે લગભગ નવ વાગ્યે તે વ્યાપારીનું બારણું કોઈએ ધીમેથી ઠોકતાં તે એણે ઉઘાડ્યું. આ

સમયે પોતાની ખાંધ પર ચામડાંનો એક ભારો લઇને ઉભેલો એક માણસ તેના જોવામાં આવ્યો. તે નીચી નજરે બોલ્યોઃ "મિ. સેવરી! હું આ ચામડાં પાછાં લાવ્યો છું. એ ક્યાં મૂકવાં છે?" તે કુવેકરપંથી વ્યાપારીએ જવાબ આપ્યોઃ "હું દીવો સળગાવું એટલી વાર થોભ એટલે હું તારી સાથે વખારે આવીશ. ત્યાર પછી તું કદાચ આ કાર્ય કેવી રીતે બન્યું તે મને કહેશે અને તારે માટે શું થઇ શકે એમ છે તે આપણે પછી જોઇશું." જ્યારે તેઓ પાછા ફર્યા ત્યારે મિસિસ સેવરી, કે જેણે મેજ ઉપર ગરમ કૉફી અને ભોજન મૂકયું હતું તે બોલીઃ "પાડોશી સ્મિથ! મેં ધાર્યું કે ગરમ ગરમ ભોજન તમને ફાયદો કરશે અને તેથી મેં તમારે માટે ગરમ રસોઇ તૈયાર કરી છે." સ્મિથે એક પણ શબ્દ બોલ્યા વિના પોતાનું મુખ ફેરવી દીધું, પરંતુ એક પળ પછી તે ગુંગળાયેલા સ્વરે બોલ્યોઃ "મેં પહેલીજ વાર આ ચામડાંની ચોરી કરી છે અને તેટલા માટે મને ઘણુંજ ખરાબ લાગે છે. ચોરી કરવાની વૃત્તિ મને કેમ થઇ આવી તે હું જાણતો નથી; પરંતુ પ્રથમ મને દારૂ પીવાની ટેવ પડી; ત્યાર પછી કલહ ટંટો અને ફિસાદ કરવાની આદત પડી અને પછી તો હું પતિત થવા લાગ્યો. આજે દરેક જણ લાત મારીનેજ મારો આદરસત્કાર (!) કરે છે. મિ. સેવરી! મને સહાયને માટે હાથ આપનાર પ્રથમ માણસ તમેજ છો. પ્રભુ તમારૂં કલ્યાણ કરો! ચામડાં વેચી દેવાના ઉદ્દેશથી હું તમારે ત્યાંથી ચોરી ગયો હતો; પરંતુ હું સત્યજ કહું છું કે આ મારી પહેલીજ ચોરી છે." સેવરીએ પ્રત્યુત્તર આપ્યોઃ "મિત્ર! એને છેલ્લીજ ચોરી થવા દે; આ વાત માત્ર તું અને હું એજ જાણીશું. તું હજુ યુવાન છે. તું મને વચન આપ કે તું એક વર્ષ સુધી કદી પણ દારૂ પીશ નહિ; એટલે હું તને કાલે સવારેજ સારા પગારે નોકરીમાં રાખીશ. કદાચ આપણે તારી સ્ત્રીને માટે પણ કંઇક કામ શોધી કાઢી શકીશું. પરંતુ હમણાં થોડુંક ભોજન કર અને કોઇ વિશેષ જલદ વસ્તુની ઇચ્છા ન થાય એટલા માટે થોડીક ગરમ કૉફી પી. તારી સ્ત્રી અને છોકરાંને ખાતર હિંમત ધારણ કર." અને છેવટે પોતાના અતિથિને જવા માટે રજા આપતાં તે બોલ્યોઃ "જૉન! સદાચરણને પંથે વળ એટલે હું હમેશાં તારો મિત્ર થઈ રહીશ." મિ. જૉનોટ કે જે આ વાતનું અતિ વિસ્તારથી વર્ણન કરે છે તે જણાવે છે કે "સ્મિથે બીજા દિવસથી મિ. સેવરીના ચામડાના કારખાનામાં કામ કરવા માંડયું અને તે એ કુવેકર-

પંથીને ત્યાં ઘણાં વર્ષો સુધી એક નિર્વ્યસની, પ્રમાણિક અને વફાદાર માણસ તરીકે રહ્યા.

એમર્સન કહે છે કે "જો હું સર્વ મનુષ્યોને દેવતરીકે પૂજતો હોઉં તો કોઇ પણ મનુષ્ય મારી ગુલામગીરી કરે એ મને કેમ પસંદ પડે ?"

ઓગણીસમી સદીની શરૂઆતમાં, જ્યારે એલિઝાબેથ ફ્રાઇ ઈંગ્લાંડનાં કારાગૃહોમાં પોતાની સમગ્ર શક્તિ સહિત કામ કરતી હતી ત્યારે ન્યૂગેટના કારાગૃહમાંની કંગાલ અપરાધી સ્ત્રીઓને, તેને પ્રેમ-પૂર્વક એક પરિચિત સખી તરીકે માન આપતી જોઈ એલિઝાબેથ-ની એક સખી બોલી કે " આ સ્ત્રીઓને કયા અપરાધને માટે શિક્ષા થઈ છે ?" મિસિસ ફ્રાઇ બોલી "તે હું જાણતી નથી; મેં તેમને કદી પણ એ વાત પૂછી નથી !"

ગેટે કહે છે કે "મેં કોઇ પણ એવો અપરાધ સાંભળ્યો નથી કે જે મેં પોતે તેના જેવા સંયોગો અને સ્વભાવમાં મુકાવા છતાં કર્યો ન હોત."

બિબ્લિ પૉર્ટિયસ કહે છે કે "અહો ! રાજાઓ આ વાત શા માટે ભૂલી જતા હશે કે તેઓ પણ માણસો છે ? અને માણસો આ વાત શા માટે ભૂલી જતા હશે કે તેઓ એકબીજાના બંધુઓ છે ?"

ફ્રૅંકલિને લખ્યું છે કે "સૂર્યાસ્ત સમયે ઍબ્રેહામ પોતાના તંબુના દ્વારમાં બેઠો હતો એવામાં ઘડપણથી વાંકો વળી ગયેલો એક માણસ લાકડીના ટેકે ચાલતો જંગલમાંથી ધીમે ધીમે બહાર આવ્યો. ઍબ્રેહામ ઉઠીને તેને મળ્યો અને તેના પ્રત્યે બોલ્યોઃ 'હું તને વિનંતિ કરૂં છું કે અંદર આવ; તારા હાથપગ ધો અને અહીં આખી રાત રહે. કાલે સવારે વહેલો ઉઠીને તારે માર્ગે ચાલ્યો જજે.' પરંતુ તે માણસે કહ્યું: 'ના, હું આ ઝાડનીજ નીચે રહીશ.' ઍબ્રે-હામે તેને ઘણો આગ્રહ કર્યો તેથી તે તેની પાસે આવ્યો અને તેઓ બન્ને તંબુમાં ગયા. અબ્રેહામે રોટલા કર્યા અને તે બન્નેએ વાળુ કર્યું. જ્યારે ઍબ્રેહામે જોયું કે તેણે ઈશ્વરની સ્તુતિ કરી નહિ ત્યારે તે બોલ્યોઃ 'સ્વર્ગ અને પૃથ્વીના કર્તા પરમેશ્વરની પ્રાર્થના તું શા માટે કરતો નથી ?' પેલા માણસે ઉત્તર આપ્યોઃ 'તું જે ઈશ્વરની વાત કરે છે તેને હું ભજતો નથી તેમજ હું તેનું નામ પણ લેતો નથી. કારણકે મેં મારે માટે એક ઈશ્વર બનાવ્યો છે. તે ઈશ્વર હમેશાં મારા ઘરમાં રહે છે અને મને સઘળી વસ્તુઓ આપે છે.' આ સાંભળી ઍબ્રેહામને તે માણસ પ્રત્યે એટલો ક્રોધ ઉત્પન્ન થયો

કે તે ઉઠીને તેના ઉપર તૂટી પડયો અને તેને લાકડીના પ્રહાર કરીને જંગલમાં હાંકી કાઢયો. અર્ધી રાતે ઈશ્વરે ઍબ્રહામની પાસે આવી કહ્યું કે 'ઍબ્રેહામ! પેલો અજાણ્યો માણુસ ક્યાં છે?' ઍબ્રેહામે જવાબ આપ્યોઃ 'પ્રભુ! તે આપની ભક્તિ કરતો નથી, તેમજ આપનું નામ લેતો નથી; એટલા માટે મેં તેને મારા મુખ આગળથી દૂર કરી જંગલમાં હાંકી કાઢયો છે.' ઈશ્વરે કહ્યું 'હું તેને એકસો અઠ્ઠાણું વર્ષથી સહન કરતો આવ્યો છું અને તેણે મારી સામે બંડ કર્યું છે તોપણુ મેં તેને અન્નવસ્ત્ર પૂરાં પાડયાં છે; અને તું કે જે પોતે પાપી છે તે તેને એક રાત પણુ સહન કરી શકયો નહિ!"

ટાલ્મેજ જણાવે છે કે "ફ્રાન્સના રાજા એકવીસમા લૂઇને એક ધર્માચાર્યે કહ્યું કે, જેઓ આપણા મતને મળતા ન હોય તેઓને માટે એક એવું લોઢાનું પિંજરૂં બનાવો કે જેમાં તેઓ સૂઇ પણુ ન શકે અને સીધા ઉભા પણુ ન રહી શકે. થોડા સમય પછી તે ધર્માચાર્ય પર રાજાની ઇતરાજી થઇ અને તેથી તેણે તેજ પિંજરામાં એને ચૌદ વર્ષસુધી કેદ રાખ્યો!"

રાણી ઇસાબેલાએ જે વર્ષમાં કોલંબસને પાશ્ચાત્ય જગત શોધવા મોકલવા સારૂ પોતાનાં ઘરેણાં ગીરો મૂકયાં તેજ વર્ષમાં તેણે જેઓ મુસલમાન ધર્મનો ત્યાગ ન કરે તે સઘળા લોકોને સ્પેનમાંથી હાંકી કાઢવાની આજ્ઞાપત્રિકા પર સહી કરી હતી. તેનું પાછલું કાર્ય જગતનાં ધાર્મિક અસહિષ્ણુતાનાં ક્રૂરમાં ક્રૂર કાર્યો પૈકી એક હતું; જ્યારે તેનું આગલું કાર્ય એક એવી ભૂમિ શોધી કાઢવામાં સહાયભૂત થઈ પડયું કે જે ધાર્મિક સહિષ્ણુતા અને સ્વતંત્રતાની નિવાસભૂમિ બની ગઈ છે!"

વર્મૉન્ટની મિડલબરી કૉલેજમાં એમર્સનનું ભાષણુ થયા પછી એક ધર્માચાર્યે અંતિમ પ્રાર્થનામાં કહ્યું કે "હે પ્રભુ! અમે તને પ્રાર્થના કરીએ છીએ કે આ પવિત્ર મેજની પાસેથી અમે હમણાં જે ભાષણુ સાંભળ્યું છે તેના જેવું હડહડતું જુઠ્ઠાણું ફરીથી સાંભળવામાંથી અમને બચાવજે!" એમર્સને આ પ્રાર્થના પર માત્ર એટલીજ ટીકા કરી કે "આપ અતિ શુદ્ધ હૃદયના અને સ્પષ્ટવક્તા જણાઓ છો!"

સમ્રાટ કૉન્સ્ટન્ટાઇને એક આખા ધર્માચાર્ય મંડળને એકસરખા વિચાર કરવાની આજ્ઞા ફરમાવી હતી.

ફ્રાન્સના મુખ્ય મંત્રી કાર્ડિનલ ડુ બોઇએ એક દિવસ પોતાના અંગ પર એક ગંભીર શસ્ત્રક્રિયા કરાવવાને માટે મહાશય જુડૉ નામના એક પ્રખ્યાત શસ્ત્રવૈદ્યને બોલાવ્યો. કાર્ડિનલે તેને કહ્યું કે

"હોટેલ ડયૂની તમારી હૉસ્પિટલમાં તમે તમારા ગરીબ, દરિદ્રી અને કંગાલ દરદીઓની સાથે જેવો કઠોર વ્યવહાર કરો છો તેવો કઠોર વ્યવહાર મારી સાથે કરવાની આશા રાખશો નહિ." મહાશય બુર્ડોએ પરમ સભ્યતાપૂર્વક ઉત્તર આપ્યો કે "મારા લૉર્ડ! આપ નામદાર જેને દરિદ્રી અને કંગાલ કહો છો તેમાંનો પ્રત્યેક જણ મારી દૃષ્ટિમાં તો મુખ્ય પ્રધાન છે!"

ડૉ. ગોલ્ડસ્મિથે વૈદકશાસ્ત્રનો અભ્યાસ કર્યો હતો એમ જાણી તથા મનુષ્યજાતિ પર તેનો અત્યંત પ્રેમ હતો એવી વાત સાંભળી એક ગરીબ સ્ત્રીએ તેના પર એક પત્ર લખી તેમાં જણાવ્યું કે "મારા પતિની ભૂખ મરી ગઇ છે અને તેઓ અત્યંત શોકદાયક સ્થિતિમાં છે. માટે તેમને સારૂ કંઇ દવા મોકલશો તો આભાર થશે." તે ભલા સ્વભાવનો કવિ તત્કાલ તેને ઘેર ગયો અને તે દરદીની સાથે થોડી વાર સુધી વાતચિત કર્યા પછી તેને જણાયું કે તે રોગ અને ગરીબાઇ એ બન્નેથી પીડાતો હતો. ગોલ્ડસ્મિથે તેમને કહ્યું કે "હું એકાદ કલાકમાં તમારા પર થોડીક ગોળીઓ મોકલી આપીશ; તે ખાવાથી તમને આરોગ્ય પ્રાપ્ત થશે." પછી તે તરતજ ઘેર ગયો અને એક લાકડાની નાની પેટીમાં દશ ગીની મૂકીને તેના ઉપર આ પ્રમાણે ચિઠ્ઠી ચોઢી:—"જરૂર પડે તેમ આનો ઉપયોગ કરજો; ધીરજ ધરજો અને સદ્ભાવના રાખજો."

ગોલ્ડસ્મિથ કેટલીક વાર પોતાનાં એક જોડી વસ્ત્રોમાંનો અર્ધો ભાગ આપી દેતો હતો! એક સમયે તેણે પોતાની પથારીની ચાદર અને ઓઢવાનું ગોદડું સુદ્ધાં આપી દીધું અને પોતે ઠંડીથી અટકી જતો બચવાને માટે તળાઇ નીચે ભરાઇ ગયો!

એક અનાડી શસ્ત્રવૈદ્યે એક ફ્રેંચ સ્ત્રીની નાની નસ કાપવાને બદલે ધોરી નસજ કાપી નાખી! તેથી તેના શરીરમાંથી પુષ્કળ લોહી વહી ગયું અને તે મરણપથારીએ પડી. મરતી વખતે તેણીએ શસ્ત્રવૈદ્યને જીવનપર્યંતનું એક સારૂં વર્ષાસન બાંધી આપતી ગઇ; પણ તે એવી શરતે કે તેણે જીવનપર્યંત ફરીથી કોઇ પણ માણસની ફસ ખોલવી નહિ! એક પૉલીશ રાજકુમારી કે જે પણ આવીજ રીતે મરણ પામી હતી તેણે મરતી વખતે કરેલા પોતાના વીલમાં નીચે મુજબ એક કલમ દાખલ કરાવી:-"જે કમબખ્ત-હતભાગી શસ્ત્રવૈદ્ય મારા મરણનું કારણ થયો છે તેને દુર્ભાગી અકસ્માતથી અવશ્ય હાનિ થશે એવી મારી ખાત્રી હોવાથી હું તેને તેના જીવનપર્યંત બસો ડયુકેટનું વર્ષાસન બાંધી આપતી જાઉં છું

અને તેની ભૂલને માટે તેને અંતઃકરણપૂર્વક ક્ષમા કરું છું. મારી શોચનીય આપત્તિથી તેની જે અપકીર્તિ થશે તેનો બદલો આથી વળી રહે એવી મારી ઇચ્છા છે."

વૉટર્લૂમાં વિજય મળ્યા પછી વેલિંગ્ટનને કહેવામાં આવ્યું કે, નેપોલિયનનો વધ કરો તો સારું; પણ વેલિંગ્ટને ઉત્તર આપ્યો કે "આવું કામ આપણને ભાવી પ્રજાની દૃષ્ટિમાં કલંકિત ઠરાવશે. લોકો કહેશે કે અંગ્રેજો નેપોલિયનના વિજેતા થવાને લાયક ન હતા."

લી જ્યારે ઍપૉમૅટૉક્સ આગળ શરણે થયો ત્યારે ગ્રાંટે શત્રુઓના મુખ્ય શહેરમાં ફતેહના ડંકા વગાડતાં દાખલ થવાની ના પાડીને મહાન ઔદાર્ય દર્શાવી આપ્યું હતું. તેણે લીને જણાવ્યું કે "તમારા ઘોડેસ્વારો અને તોપખાનાનાં માણસોએ પોતાના ઘોડા પોતપોતાની પાસેજ રાખવાના છે અને અમલદારોએ પણ તેમજ કરવાનું છે. વસંતઋતુમાં હળ ખેડવાને અને ખેતરનાં બીજાં કામો કરવાને માટે તેમની તેઓને જરૂર પડશે." અને આ પછી, જીતાયેલા શત્રુઓનાં ભૂખ્યાં અને થાકી ગયેલાં વીસ હજાર માણસોને ભોજન આપવાનો તેણે હુકમ કર્યો. દક્ષિણ તરફના એક સૈનિકે તેને કહ્યું કે "તમે તમારી ઉદારતાથી અમને આશ્ચર્યચકિત કરો છો !" અને સેનાપતિ બેડોએ તેના પર લખ્યું હતું કે "આપે જે માણસોને જીત્યા છે તેઓ કદી પણ આપની ઉદારતાને વિસરી જશે નહિ." સેનાપતિ ગ્રાંટ કેટલાક માસપર્યંત પિટ્સબર્ગની સામે ઘેરો ઘાલી પડી રહ્યો અને બહારથી તે કંઈ પણ કરતો હોય એમ જણાતું ન હતું; પણ બીજી તરફ સેનાપતિ શેરમૅને આટલાંટા જીત્યું હતું અને સમુદ્રપર્યંતની પોતાની મહાન કૂચ પૂરી કરી હતી. ત્યારપછી શેરમૅનને ગ્રાંટની જગ્યા પર લેફ્ટેનન્ટ જનરલ તરીકે નીમવાને મજબૂત પોકાર ઉઠયો. આ સાંભળી શેરમૅને ગ્રાંટ પર પત્ર લખી તેને જણાવ્યું કે, મેં જૉન શેરમૅન (પોતાના ભાઇ) ને આ પોકાર બંધ કરવાને લખ્યું છે. હું બીજા કોઇ પણ માણસ કરતાં આપને મુખ્ય સેનાધિપતિની જગ્યા પર રહેલા જોવાને ઘણો ખુશી છું. આપણને સ્પર્ધામાં મૂકનાર કોઇ પણ કાર્ય પ્રત્યે હું સખ્ત વિરોધ જાહેર કરું છું." ગ્રાંટે ઉત્તર આપ્યો કે "આપની ઉન્નતિ થયેલી જોઇને મારા કરતાં કોઈ પણ વિશેષ આનંદ પામશે નહિ અને આપને જો મારી જગ્યાએ નીમવામાં આવે અને મને આપના હાથ નીચે મૂકવામાં આવે તો તેથી આપણા સંબંધમાં રજમાત્ર પણ ફેરફાર થશે નહિ. આપે મને ટેકો આપવાને જેટલો શ્રમ લીધો છે તેટલોજ પરિશ્રમ આપને ટેકો આપવા માટે

લેવાને હું તૈયાર છું અને હું આપને સફળતા અપાવવાને મારા સઘળા સામર્થ્યથી પ્રયત્ન કરીશ."

**ઉદાર મનુષ્ય લાંબા સમય સુધી સંકટ સહન કરે છે તોપણ તેટલોજ ઉદાર રહે છે.**

ફ્રેડ્રિકસબર્ગની લડાઇમાં સેંકડો યુનિયન સૈનિકો ઘાયલ થઇને એક આખો દિવસ અને રાત રણક્ષેત્રમાં પડી રહ્યા. ઘાયલ થયેલા માણુસોની પાણી માટેની હૃદયદ્રાવક બૂમોનો પ્રત્યુત્તર માત્ર તોપના ધડાકાથીજ મળતો. અંતે દક્ષિણ તરફનો એક સૈનિક કે જે આ કરુણાજનક બૂમો ઝાઝી વાર સહન કરી શકયો નહિ તેણે પોતાના સેનાધિપતિને પ્રાર્થના કરી દુઃખથી પીડાતા માણુસોને પાણી પાવાની રજા મેળવી. સેનાપતિએ તેને કહ્યું કે, રણક્ષેત્રમાં જવાથી તારું તરતજ મરણ નીપજશે. પરંતુ તે દુર્ભાગી લોકોની બૂમો સાંભળી તોપોના ધડાકાની તેણે કાંઈપણ પરવા કરી નહિ અને તે દયાનું કામ કરવાને માટે ઘાયલ થયેલા અને મરણ પામેલા લોકોની વચ્ચે દોડી ગયો. તોપોના ગોળાની કંઇ પણ દરકાર રાખ્યા વિના તે ઘાયલ થયેલા સૈનિકોનાં મસ્તક ઉંચાં કરી તેમનાં સુકાઇ ગયેલાં મુખમાં શીતલ જલની ધારા રેડવા લાગ્યો! આવી ભયંકર સ્થિતિમાં તેને આ રીતે દયાનું કામ કરતો જોઇ બન્ને સેનાઓ સ્તંભિત થઇ ગઈ! યુનિયન સૈનિકોને આ સફેદ વસ્ત્રવાળા છોકરાને પોતાના શત્રુઓને ખાતર પોતાની જીંદગી જોખમમાં નાખતો જોઈ એટલી બધી લાગણી થઇ આવી કે તેમણે દોઢ કલાકપર્યંત તોપનો મારો ચલાવ્યો નહિ અને દક્ષિણ તરફની સેનાએ પણ તેમજ કર્યું. આ સઘળા વખત દરમિયાન સફેદ વસ્ત્રવાળો તે યુવક, તરસ્યાઓને પાણી પાતો તથા સૈનિકોના વાંકા વળી ગયેલા તથા ભાંગી ગયેલા અવયવોને સીધા કરતો, પીડા પામતા સૈનિકોનાં માથાં તળે તેમની ઝોળી ગોઠવતો અને જાણે તેઓ તેના પોતાનાજ સાથીઓ ન હોય તેમ તેમની ઉપર અત્યંત મમતાપૂર્વક તેમના ડગલા અને ધાબળીઓ ઓઢાડતો આખા રણક્ષેત્ર પર ફરી વળ્યો!

રોઝા બૉન્હરે નીરો નામનો એક વિકરાળ સિંહ ખરીદ્યો. તે સિંહ કદી પણ મળે નહિ એવો ધારવામાં આવતો હતો. તે મહાન કલાવિધાયક સ્ત્રીએ માયાળુપણા અને નમ્રતાથી તેનો વિશ્વાસ અને પ્રેમ જીતી લીધો. જ્યારે તે મુસાફરીએ નીકળવાની હતી ત્યારે તેણીએ એને પૅરિસમાં જાર્ડિન ડે પ્લૅન્ટસને વેચી દીધો. બે વર્ષ પછી તે પાછી આવી ત્યારે નોકરની ક્રૂરતાથી તે અંધ બનેલો

જણાયો. પોતાના પિંજરામાં તે સૂઈ રહેલો હતો. રોઝાએ તેને 'નીરો' કહીને હાંક મારી. આ શબ્દ સાંભળી તે બિમાર વનરાજા પિંજરાના સળિયા તરફ એટલા જોરથી ધસ્યો કે તેનો ધક્કો લાગવાથી તે પાછો ફેંકાઇ ગયો અને એક વિચિત્ર અવાજ કરી અધમૂઓ થઇ પડયો! તેનો આ અવાજ સત્કારદાયક હતો અને જ્યારે માત્ર રોઝા આવતી ત્યારેજ તે આ અવાજ કાઢતો. રોઝા બૉન્હરને એટલી બધી લાગણી થઇ આવી કે તેણીએ તેને ફરીથી ખરીદી લીધો. તે તેણીને ઘેરજ મરણ પામ્યો અને મરતી વખતે પણ જાણે તે પોતાની સ્નેહાળ સ્વામિનીને પોતાનો ત્યાગ ન કરવાને દીનતાથી આજીજી કરતો હોય તેમ તેણે પોતાના પ્રચંડ પંજા તેણીના ખોળામાં મૂકયા હતા. તે કહેતી કે "જંગલી પશુઓનો સાચો પ્રેમ મેળવવાને તમારે તેમના પર પણ સાચો પ્રેમ રાખવો જોઇએ."

જયારે ડૉ. મૉટ પૅરિસ જોવાને ગયો હતો ત્યારે એક સુપ્રસિદ્ધ શસ્ત્રવૈદ્ય તેની આગળ એક મહાન શસ્ત્રપ્રયોગ કરવાને આતુર હતો. જે રોગ પર તે શસ્ત્રક્રિયા કરવા માગતો હતો તે રોગથી પીડાતો એક પણ દરદી તેને દવાખાનામાં નહિ જડવાથી તે બોલ્યો કે "કાંઈ ફિકર નહિ,—નંબરના વૉર્ડમાં એક ગરીબ અને દરિદ્રી માણુસ છે તે પોતાની જાતને પણ કાંઇ ઉપયોગી નથી તેમ બીજા કોઈને પણ કાંઇ ઉપયોગી નથી. જો તમે કાલે આવશો તો હું તેના પર શસ્ત્રક્રિયા કરીશ." પરંતુ ડૉ. મૉટે આવું ભયંકર ગુન્હાભરેલું કાર્ય જોવાની ના પાડી!

હલકામાં હલકા માણુસમાં પણ દેવનો વાસ છે. મોટામાં મોટા મખ્ખીચૂસ અને કંજુસ માણુસમાં પણ પરમાર્થી અંશ રહેલો હોય છે અને મોટામાં મોટા કાયરમાં પણ વીરતા રહેલી હોય છે; પરંતુ મહાન સંકટના સમયમાંજ તે બહાર આવે છે. દ્રવ્યલોભ અને વ્યાપારના કઠોર અને સખ્ત નિયમો અનેક ઉદાર માણુસોને પણ સ્વાર્થના પિંજરામાં ગોંધી રાખે છે; પરંતુ મહાન સંકટના પ્રસંગો તે કારાગૃહની દિવાલોને તોડી નાખે છે અને તે સમયે તેમનું આખુંયે અંતઃકરણ ઔદાર્યના અમીરસની વૃષ્ટિ કરે છે.

**ઉદારતાને સર્વ વસ્તુ પર શ્રદ્ધા હોય છે.** જ્યારે બીજા સર્વ માણુસો કોઇ માણુસનો તિરસ્કાર અથવા નિંદા કરે છે ત્યારે ઉદાર માણુસ કહે છે કે "થોભો, એ માણુસમાં ક્યાંક પણ દેવનો વાસ છે." **માણુસોના હેતુ વિષે ઉતાવળથી અભિપ્રાય બાંધતા નહિ.** જગત તેમની નિંદા કરતું હોય છે ત્યારે પણ તેઓ

કદાચ તેમના હૃદયમાં ઉદાત્ત ઉદ્દેશોને પોષતા હોય છે. જ્યારે ફિલાડેલ્ફિયામાં મરકી ચાલતી હતી ત્યારે બિમાર અને મરણપથારીએ પડેલા માણસોનો ત્યાગ કરીને તેમના મિત્રો અને સગાંવહાલાંઓ પણ નાસી જતાં હતાં. જ્યારે પૈસા ખરચતાં પણ નર્સ મળી શકતી ન હતી અને જ્યારે મરી ગયેલાં માણસોનો કોઈ ભૂમિદાહ પણ કરતું ન હતું તથા રોગથી પીડાતાં માણસોની ચાકરીયે કરતું નહોતું ત્યારે કઠોરમાં કઠોર, ઠંડામાં ઠંડો અને સૌથી વિશેષ અનાકર્ષક માણસ કે જેનું અંતઃકરણ પાષાણવત્ ગણાતું હતું તે બહાદૂરીથી બહાર આવ્યો. તેણે પોતાના નાગરિક બંધુઓનું તે ભયંકર મરકીમાંથી સંરક્ષણ કરવાને માટે પરિશ્રમ કરવામાં કંઇ પણ બાકી રાખ્યું નહિ. તે કોઇ પણ ભયથી ડર્યો નહિ તેમજ દ્રવ્ય ખરચવામાં પણ સંકોચ રાખ્યો નહિ. વેપારધંધાની બાબતોમાં તે મખ્ખીચૂસોનો સરદાર ગણાતો હતો; આર્થિક સંકટમાં સપડાયેલા પોતાના વેપારી બંધુઓને તે જરા પણ સહાય કરતો ન હતો; કોઈ પણ પ્રકારની મદદને માટે થયેલી અરજ પર તે જરા પણ ધ્યાન આપતો ન હતો; કોઇની સાથે મૈત્રી કરવાની તેને દરકાર ન હતી અને તે પાષાણનું હૃદય કરીને બીજાં માણસોનાં સંકટો અને અડચણો પ્રત્યે સંપૂર્ણ બેદરકારી દર્શાવતો હતો. તે છતાં પણ બહારથી હૃદયશૂન્ય જણાતા આ માણસે સ્વેચ્છાથી ફિલાડેલ્ફિયા હૉસ્પિટલનું તંત્ર પોતાના હાથમાં લીધું; રોગથી પીડાતાં માણસોની સારવાર કરી અને મરેલાં મનુષ્યોનો ભૂમિદાહ કર્યો! ઉંઘ પણ લીધા વિના તેણે સતત કામ કર્યા કર્યું અને અપૂર્વ ભક્તિથી પરિશ્રમ કરીને, તેણે જે પુષ્કળ દ્રવ્ય એકઠું કર્યું હતું તેમાંથી છૂટે હાથે વાપર્યું!

જ્યારે ન્યૂ ઇંગ્લંડ પ્રાંત યુનિયનનો ત્યાગ કરવાની ધમકી આપી રહ્યા હતો અને જ્યારે યુનાઇટેડ સ્ટેટ્સની સરકારને દ્રવ્યનો તોટો પડયો હતો; જ્યારે દશ લાખ પૌંડની લોન માટે મોટી મોટી લાલચો બતાવ્યા છતાં પણ માત્ર ચાર હજાર પૌંડજ એકઠા થઇ શક્યા હતા; ત્યારે આ કઠોર અને મિત્ર વિનાના માણસે તે આખીયે રકમ કાઢી આપી અને 'મારા પૈસા તરતજ ચૂકવી આપજો' એટલું પણ બોલીને કાર્યને વિલંબમાં નાખ્યું નહિ! તેણે ફિલાડેલ્ફિયામાં અનાથોને માટે પાઠશાળા સ્થાપન કરવાને માટે દશ લાખ પૌંડ આપ્યા અને પોતાના ચાલીસ લાખ પૌંડમાંની જે રકમ બાકી વધી તે ઉત્તમોત્તમ કામોને માટે આપી દીધી!

તે કહેતો કે "હું મરું ત્યાં સુધી થોભો અને હું કેવો છું તે મારાં કામો તમને દર્શાવી આપશે." સોદો કરતી વખતે તે કઠોર અને અનુદાર હતો; પરંતુ લોકહિત કરવાની પ્રબળ લાગણીઓ તે ધરાવતો હતો. તે નાસ્તિક હતો અને તેણે ફ્રેંચ નાસ્તિકોનાં નામ પોતાનાં વહાણોને આપ્યાં હતાં; તોપણ ઉપર જણાવ્યા પ્રમાણે મરકી ચાલી ત્યારે રોગથી પીડાતાં માણસોને દુઃખમુક્ત કરવા માટે તેણે પોતાનું આરોગ્ય અને જીવન જોખમમાં નાખ્યું હતું અને પાણીની પેઠે પૈસા ખરચ્યા હતા! તેણે મિત્રો, સામાજિક સંબંધ, શિક્ષણ અને બીજી બધી બાબતોનો ભોગ આપ્યો હતો. તે જીવન-પર્યંત એકાંતવાસી, ઠંડો, તીક્ષ્ણ સ્વભાવનો, અનાકર્ષક અને કંજુસ રહ્યો હતો; પરંતુ જ્યારે તે મરણ પામ્યો ત્યારે તે પોતાની દ્રવ્ય પ્રાપ્ત કરવાની અદ્દ્ભુત શક્તિનાં સર્વ ફળો મહાન પારમાર્થિક કાર્યોમાં આપતો ગયો. તે માણસના ઉદ્દેશો ઉચ્ચ હતા; પરંતુ જીવનનાં સંકટો અને મનોવિકારોની પ્રતીતિથી ગુપ્ત રહ્યા હતા. એ કઠોર પાષાણની ભૂમિ નીચે ઉદાર ભાવના અને જુસ્સાદાર લાગણીના ઝરા વહેતા હતા!

કોઇ માણુસની નિંદા સાંભળો તો તેનો અર્ધો ભાગજ સાચો માનજો અને જો કોઇનાં વખાણ સાંભળો તો એમ માનજો કે તે માણુસ તેથી પણ બમણા માનને પાત્ર છે.

ફારસી ભાષાનો એક લેખક જણાવે છે કે "યુવાવસ્થામાં હું ધર્મના સખ્ત નિયમો પાળતો હોવાથી રાત્રે ઉઠીને પણ હું પ્રાર્થના કરતો અને કુરાન વાંચતો. એક દિવસ હું આ કાર્યમાં એકચિત્ત થઈ ગયો હતો એવામાં મારો પિતા કે જે અત્યંત વ્યવહારકુશળ હતો તે જાગી ઉઠયો. તેને મેં કહ્યું કે "જુઓ, તમારાં બીજાં સંતાનો અધાર્મિક હોઇ ઘસઘસાટ ઉંઘે છે ત્યારે હુંજ એકલો જાગીને ખુદાના ગુણ ગાઉં છું." તેણે કહ્યું કે "મારા વહાલા પુત્ર! તારા બંધુઓની નિંદા કરવાને માટે જાગતો રહ્યો, એના કરતાં તો ઉંઘવુંજ સારૂં હતું!"

બીજા માણસોના દોષો જોવા એ બહુ સહેલા કામ છે. બીજાઓના બોજાઓ આપણને બહુ હલકા લાગે છે. કેમકે આપણા પોતાના શોક સિવાય બીજા બધાઓના શોક આપણે સહન કરી શકીએ છીએ.

મૅરેથોનનું યુદ્ધ થયું. ગ્રીસ હજુ સુધી સ્વતંત્ર હતું; અને પ્રત્યેક વિજયશાળી સેનાપતિએ પોતાને પ્રથમ માન મળવું જોઇએ એવો દાવો કર્યો; પરંતુ સર્વાનુમતે મિલ્ટિઆડિસનું નામ બીજું આવ્યું હતું.

એક માણસ કહે છે કે માણસો ચૌદ મોટી ભૂલો કરે છે કે-
સત્ય અને અસત્યની તુલના કરવાને પોતાનું ધોરણ યોજવું.
એ પોતાનાંજ ધોરણ ધોરણથી માણસોનું તોલન કરવું.
આપણા પોતાનાજ માપથી બીજાઓનો આનંદ માપવો.
સર્વ કોઇના મત સરખાજ હોવા જોઇએ એવી આશા રાખવી.
યુવાવસ્થામાં તુલનાશક્તિ અને અનુભવની આશા રાખવી.
સર્વ કોઇનાં ગુણ-કર્મ-સ્વભાવ સરખાં કરવા મથવું.
નજીવી ચીજોને તાબે થવું.
પોતાનાં કાર્યોમાં સંપૂર્ણતાની આશા રાખવી.
જેનો ઉપાય થઇ શકે એમ ન હોય તે વિષે શોક કરવો અને બીજાને શોકમાં નાખવા.
જે વસ્તુઓ શમાવી દેવાની જરૂર હોય તે સમાવી દેવી નહિ.
બીજા માણસોની અશક્તિ તરફ ધ્યાન ન આપવું.
આપણે જે ન કરી શકીએ એવાં સર્વ કાર્યો અશક્ય માનવાં.
આપણું મર્યાદિત મગજ જેટલુ સમજી શકે તેટલુંજ માત્ર માનવું.
પ્રત્યેક વિષય સમજી શકવાની આશા રાખવી.

ગાર્ફીલ્ડ પોતાના જીવનમાં જે કામ કરી શકયો ન હતો તે તેના મરણથી થયું. તેને ગોળી મારવામાં આવી ત્યાર પછી તે જે ભયંકર અનિશ્ચિત અવસ્થામાં પડયો તે દરમિયાન દક્ષિણ તરફનાં પત્રો તેને "આપણો પ્રેસિડેન્ટ" કહીને સંબોધવા લાગ્યાં. જે પ્રાંતોએ તેની સામે સખ્ત બાથ બીડી હતી તેમાંનાં પત્રો પણ કૉલમો ને કૉલમો ભરીને તે ઘાયલ થયેલા માણસની સ્તુતિ કરવા લાગ્યાં.

ધાર્મિક મનુષ્યોના મુકુટમાં ઉદારતા, એ સૌથી વિશેષ ચળકતો હીરો છે.

મહાન પિટરની હાજરીમાં જ્યારે કોઇ માણસ બીજાની નિંદા કરતો ત્યારે તે પ્રથમ તો તેને ધ્યાનપૂર્વક સાંભળતો પણ પછી તેને વચમાંજ પૂછતો કે "તમે જે માણસની વાત કરો છો તેના ચારિત્ર્યની સફેદ બાજુ પણ નથી? તેનામાં તમે કયા કયા સદ્‌ગુણો જોયા છે તે કહો." "બીજાની નિંદા કરીશ નહિ" એ બોધ તે રાજાના મનમાં બરાબર ઠસ્યો હતો.

લૉર્ડ ચેસ્ટરફીલ્ડે પોતાના મૃત્યુપત્રમાં પોતાના નોકરને "હત-ભાગી મિત્રો; જન્મથી સમાન પરંતુ સંપત્તિની દૃષ્ટિએ હલકી પંક્તિના" જણાવ્યા હતા.

હૉરેસ વૉલ્પોલે કહ્યું હતું કે "મારી યુવાવસ્થામાં મેં મનુષ્ય-

જાતિ પર એક નિંદાત્મક કાવ્ય લખવાનો વિચાર કર્યો હતો; પરંતુ હવે વૃદ્ધાવસ્થામાં મને લાગે છે કે મારે તેમના બચાવમાં એક નિબંધ લખવો જોઇએ."

શેક્સપિયરે કહ્યું હતું કે "હું મારી જાત સિવાય કોઇ પણ જડ પદાર્થના પૂજકને ઠપકો આપીશ નહિ. કારણ કે મારા પોતાના સૌથી વિશેષ દોષ હુંજ જાણું છું."

પ્રત્યેક મનુષ્યમાં થોડી ઘણી દુર્બળતા તો અવશ્ય હોય છે; પરંતુ તે આપણે માફ કરવી જોઇએ.

પ્રત્યેક મનુષ્યમાં કેટલીક વિચિત્રતા હોય છે; પણ તે આપણે નિભાવી લેવી જોઇએ.

પ્રત્યેક મનુષ્યને કેટલીક વસ્તુઓ પ્રત્યે તિરસ્કાર હોય છે; પરંતુ આપણે તે વસ્તુઓનું તેમને સ્મરણ કરાવવું ન જોઇએ.

પ્રત્યેક મનુષ્યમાં કેટલીક કુટેવો હોય છે, પરંતુ આપણે તે સહન કરી લેવી જોઇએ.

પ્રત્યેક મનુષ્યના કેટલાક નિશ્ચિત મતો હોય છે; પરંતુ તે પ્રત્યે આપણે માનની નજરે જોવું જોઇએ.

પ્રત્યેક મનુષ્યમાં કેટલીક ખાસ લાગણીઓ અને મૃદુ ભાવનાઓ હોય છે; પરંતુ આપણે તેનો આદર કરવો જોઇએ.

હૅરિયેટ બીચર સ્ટો જણાવે છે કે "પ્રથમ તો આપણે મૌન સેવીને ઉત્તમતા પ્રાપ્ત કરવાનો નિશ્ચય કરવો જોઇએ. બીજું કોઇનો દોષ નહિ કાઢવાનો તથા આપણા પાડોશીને તેના પ્રત્યેક દુઃખદાયક અને અરોચક દોષનું સ્મરણ કરાવીને આપણી આસપાસના વાતાવરણને દૂષિત નહિ કરવાનો નિશ્ચય કરવો જોઇએ. ત્રીજું લોકોની પ્રશંસા કરવાનો નિશ્ચય કરવો જોઇએ."

કાઉપર બોલી ઉઠયોઃ "અફસોસ ! મારા જે ઉત્તમોત્તમ મિત્રે મારે માટે પ્રાણ આપ્યો છે તેના પ્રતિ મેં જે જે બાબતમાં દુર્લક્ષ્ય કર્યું છે તેનું જો તે સ્મરણ કરે અને ઇશ્વર આગળ મારો ન્યાય થતી વખતે તે બાબતો મારી સામે રજૂ કરે તો હું મારા પાપી મોંને ક્યાં સંતાડું ? એટલા માટે મારા મિત્રો મારી સાથેની મૈત્રી તોડી નાખે અને મારા શત્રુઓ શત્રુતા ચાલુ રાખે તોપણ હું તો તે સર્વને આશીર્વાદજ દઇશ."

શેક્સપિયર કહે છે કે "કોઇ પણ માણસના દોષ કાઢશો નહિ, કારણ કે આપણે બધાયે દોષવાળા છીએ."

કાર્લાઇલના એક મિત્રે તેના સંબંધમાં કહ્યું હતું કે "તેની

પાસે પ્રેમ અને તિરસ્કારની બનેલી એક માપવાની દોરી છે. તેના વડે તે પ્રત્યેક જીવંત અને મૃત મનુષ્યની કસોટી કરે છે. આ કસોટીમાં નેપોલિયન, ક્રૉમ્વેલ ઇત્યાદિ મહાસમર્થ માણસોની પેઠે જેઓ યોગ્ય ઠરે છે તેમને તે દેવની પેઠે પૂજે છે; પરંતુ જે તેમાં અયોગ્ય ઠરે છે તેને તે પગની નીચે કચડી નાખે છે અને સમગ્ર જગત સાંભળે એવા પ્રચંડ અવાજે તેમના પ્રતિનો પોતાનો ધિક્કાર જાહેર કરે છે."

હૂડ કહે છે કે "મનુષ્યોનાં હૃદયના ઘા મારે રૂઝાવવા જોઇતા હતા તેને બદલે મેં તેમને ઘા કર્યા છે અને તેમના શોક તથા દુઃખની મારે નિવૃત્તિ કરવી જોઇતી હતી તેને બદલે મેં તેની ઉત્પત્તિ કરી છે અને તે છતાં પણ મારા મનમાં કદી પણ આવાં કુકર્મ કરવાનો વિચાર ન હતો. માત્ર વિચાર અને લાગણીના અભાવેજ એવાં કૃત્ય થયાં છે."

"તરુણોનો સાથી" એ નામના પત્રમાં એક કરુણરસિક વાર્તા છે આ પ્રમાણે છેઃ-એક તરુણ સુંદર, આનંદી અને બળ તથા ઉત્સાહથી ભરેલી છોકરી હતી. તે પરણી અને તેને ચાર છોકરાં થયાં. કેટલોક સમય વીત્યા પછી તેનો સ્વામી એક પણ પાઇ પોતાની પાછળ મૂકયા વિના મરણ પામ્યો અને તે સ્ત્રીએ પોતાનાં બાળકોને શિક્ષણ આપવાને માટે વીરતાપૂર્વક પ્રયત્નો કર્યા. તે નિશાળ ચલાવતી; ચિત્રકામ કરતી; શીવણકામ કરતી અને એ રીતે તે પોતાના પુત્રોને કૉલેજમાં અને પોતાની પુત્રીઓને બોર્ડિંગ સ્કૂલમાં મોકલવાને શક્તિમાન થઇ. પરંતુ તે વાર્તાનો અંત આ પ્રમાણે આવે છેઃ "જ્યારે તે સંતાનો સુંદર સંસ્કૃત યુવતીઓ અને સશક્ત યુવાનો થઇને તથા પોતાના સમયના સમસ્ત નવીન વિચારો અને ભાવનાઓ સહિત ઘેર આવ્યા ત્યારે તે સ્ત્રી વૃદ્ધાવસ્થાથી જર્જર બની ગઇ હતી. તે સંતાનોને તો તેમનાં પોતાનાંજ કાર્યો અને પોતાનાજ સાથીઓ ગમતા હતા. તે તેમની વચ્ચે બે ત્રણ વર્ષ સુધી જીવી અને ત્યાર પછી હૃદય બંધ થઇ જવાથી મરણ પામી. આ પ્રહારથી તે સંતાનોને પોતાની માતાની ખરી કિંમત સમજાઇ. તે બેભાન સ્થિતિમાં પડી હતી તે સમયે તેઓ વાંકા વળીને તેના મુખારવિંદનું દર્શન કરતાં હતાં. તેના મોટા પુત્રે તેને પોતાના હાથમાં પકડી ગદ્‌ગદ્ કંઠે કહ્યું કે 'માડી! તું અમારે માટે ભલી માતા નીવડી છે.' તે સ્ત્રીના મુખ પર ફરીથી લોહી ધસી આવ્યું. તેની આંખમાં આનંદની જ્યોતિ જાગી ઉઠી અને ધીમા સ્વરે તે બોલી કે 'જૉન! તેં પૂર્વે કદી પણ આ પ્રમાણે કહ્યું નથી.'

ત્યાર પછી તે મરણ પામી."

બલ્વર કહે છે કે "અહો, લોકોની દુષ્ટતા તો જુઓ! કામ કરનારની નિંદા કરવાનો માણસોનો ક્રૂર સ્વભાવ તો જુઓ! બે નવરા માણસો, કે જેમનું તેણે કાંઇ પણ બગાડયું હોતું નથી તેની તેઓ નિંદા કરે છે ત્યારે જાણે દાવાનળના જેવો અગ્નિજ સળગાવે છે, કે જે આગ શાથી સળગી તે કોઇ જાણતું નથી. હવે તેને હોલવશે કોણ?"

બીચર કહે છે કે "જ્યારે હાજર ન હોય એવા માણસની વાત કરવામાં આવે છે ત્યારે કેટલાક તેના વિષે સુવર્ણમય વચનો કહે છે; કેટલાક વૈરાગ્યમય વચનો કહે છે; કેટલાક લોહમય, કેટલાક સીસામય અને કેટલાક તો હમેશાં ધૂળમય વચનોજ બોલે છે! કારણકે તેઓ સ્વાભાવિક રીતેજ દુર્ગુણ પ્રતિ આકર્ષાય છે અને એમ માને છે કે, અમારામાં સૂક્ષ્મ અવલોકન કરવાની શક્તિ છે. બીજાના દોષોની માળા બનાવી તેના મણકા હમેશાં ફેરવ્યા કરવા એ ધાર્મિક નહિ પણ સેતાની કામ છે. જો તમે સેતાનના સ્વભાવનું બારીક નિરીક્ષણ કરશો તો તમે પણ તેના જેવાજ બની રહેશો."

એક કવિ કહે છે કે "શરમને લીધે એક વાત ઘણીજ ધીમેથી કહેવામાં આવી. નિંદા કરનારો માણસ તે વસ્તુનું નામ લેવાનું પણ સાહસ કરી શકયો નહિ અને તે છતાં પણ તેનું દુષ્ટ કાર્ય તો સિદ્ધ થયું."

ટાઇટસ વેસ્પેશિયાના સંબંધમાં એમ કહેવાય છે કે, જ્યારે કોઈ પણ માણસ તેની નિંદા કરતું ત્યારે તે એમ કહેતો કે "મારી ઉપર ખોટી વાતોની કંઇ પણ અસર થાય એમ નથી અને આ વાતો જો સાચી હોત તો તે કહેનાર પર ક્રોધ કરવા કરતાં મારી પોતાની જાત પર તે સાંભળવા બદલ ક્રોધ કરવાનું વિશેષ કારણ છે."

ભલા સમ્રાટ થિયૉડોસિયસે એવી આજ્ઞા ફરમાવી હતી કે "મારી નિંદા કરનાર કોઇ પણ માણસને શિક્ષા કરવી નહિ, કારણકે—

જો તે મજાકમાં કરી હોય તો તેને હસી કાઢવી જોઇએ.

જો તે વિરોધભાવે કરી હોય તો ક્ષમા આપવી જોઇએ.

જો તે સાચી હોય તો તેનો આભાર માનવો જોઇએ."

બીજાઓ પર ટીકા કરતી વખતે આપણે જેટલી કાળજીથી તેમના દોષો અને એબો પ્રકટ કરતા હોઇએ તેટલીજ કાળજીથી આપણે તેમના સદ્‌ગુણો અને સુંદરતાઓ પણ પ્રકાશિત કરવી જોઇએ. આ વાત યાદ રાખજો કે, જો બીજા ગુણોમાં સમાન હોય

તો, જે પુરુષ અથવા સ્ત્રી, બીજાઓની ઉંચામાં ઉંચી કિંમત આંકે છે તે પોતેજ ઉચ્ચમાં ઉચ્ચ છે.

વેલિંગ્ટને પોતાના જીવનના પાછલા દિવસોમાં પોતાના એક મિત્રને લખ્યું હતું કે "આવી બાબતોનો નિર્ણય ઉતાવળથી અને ક્રોધમાં હોઉં ત્યારે કરવાનો મારો સ્વભાવ નથી અને તેની સાબિતી એ છે કે, મારે આખા જીવનમાં કોઇની સાથે કજીઓ થયો નથી."

**ઉદારતાને સ્વાર્થની સ્પૃહા હોતી નથી.** જે માણસ સ્વાર્થી હોય છે તે ખરો શ્રીમંત થઇ શકતો નથી. પર્વતમાંનો ઝરો પર્વતની બહાર નીકળીને ફેલાય તોજ તે ખીણને ફળદ્રૂપ કરી શકે છે; તેમ દ્રવ્ય પણ પરાર્થે ખરચાય તોજ લાભદાયક થાય છે. પાણીનો ઝરો પર્વત પરથી નીચો ધસી આવે છે ત્યારે તે ઘાસનાં બીડોને લીલાંછમ કરી મૂકે છે અને તેના તટ પર પુષ્પો ખીલી નીકળે છે. તેને અટકાવવામાં આવતાં ખીણ સૂકાઇ જશે અને પુષ્પો તથા ઘાસ કરમાઇને નષ્ટ થશે. વળી ગોંધાયેલું પાણી પણ અસ્વચ્છ અને ગંદુ બની જાય છે તેથી પાણી પીવાને મૃગ આવતાં નથી અને પીયે તો તે હિતકારક થવાને બદલે અહિતકારક થઇ પડે છે. પૈસાના સંબંધમાં પણ આ પ્રમાણેજ બને છે. તેનો છૂટે હાથે ઉપયોગ થાય છે ત્યારેજ તે મનુષ્યોનું હિત કરે છે; અને જો તેને એકઠો કરી દાટી રાખવામાં આવે; મોજશોખ પાછળ ખરચી નાખવામાં આવે અથવા તેનો દુરૂપયોગ કરવામાં આવે તો તેથી મનુષ્યનું અહિતજ થાય છે. એના માલિકનું અંતઃકરણ પથ્થરના જેવું સખ્ત થઈ જાય છે; સહાનુભૂતિની ભાવના તેમાંથી સૂકાઇ જાય છે અને અંતઃકરણ ઉજજડ બની જાય છે.

એડવર્ડની કબર પર નીચેની પંક્તિઓ કોતરવામાં આવી હતીઃ—

**"આપણે જે અર્પણ કરી દીધું તેજ આપણી પાસે છે.**
**આપણે જે ખર્ચી નાખ્યું તે પ્રથમ આપણી પાસે હતું.**
**આપણે જે મૂકી ગયા તે આપણે ગુમાવી દીધું છે."**

"એને પરોપકારમાં આપી દેવામાં આવે છે તોપણ એ વધતું ચાલે છે. અને એને જોઇએ તે કરતાં વધુ એકઠું કરવામાં આવે છે ત્યારે તે ગરીબાઇ ઉપજાવે છે. ઉદાર આત્મા જાડો થશે અને લોભી આત્મા સુકાઇ જશે."

"તું આપ એટલે તને આપવામાં આવશે. જે માપથી તું બીજાઓને માપશે તેજ માપથી બીજાઓ તને માપશે."

"જે બીજ થોડાં વાવે છે તેમને ફળ પણ થોડાંજ મળશે."

"લોક હિતમાટે જે માણસને આપવાની ઇચ્છા હોય તેણે સંકોચ કરવો જોઇએ નહિ. તેણે ખુદ કુદરત જેટલા વિશાળ અને ઉદાર થવું જોઇએ."

"મહાપુરુષો પોતાના અંતઃકરણ પર આધાર રાખે છે; પૈસાની થેલી પર આધાર રાખતા નથી."

"તેથી કાંઇ મનુષ્ય ઉદાર હોઇ શકતો નથી."

જીવનનો વિશેષમાં વિશેષ લાભ લઈ લેવાની આતુરતામાં આપણે આ મહાન સત્ય ભૂલી જવું જોઇએ નહિ કે માત્ર આપવા-થીજ આપણને સંપત્તિ મળે છે. પછી ભલેને તે સત્ય ગમે તેટલું વિપરીત લાગતું હોય. પોતાનું જીવન પરાર્થે ખરચી નાખે છે તેનેજ માત્ર તે મળે છે. સૂર્યપ્રકાશ ગમે તેટલો પડતો હોય; વરસાદ ગમે તેટલો અનુકૂળ હોય અથવા ભૂમિ ગમે તેટલી ફળદ્રૂપ હોય તોપણ વાવ્યા વિના લણવાનો પ્રસંગ તો નથીજ આવતો.

ગ્લૅડસ્ટને એક વાર એક ગરીબ છોકરાને રસ્તો વાળતાં જોયો હતો. તે માંદો પડયો ત્યારે તેની ખબર લેવાને માટે તેણે પોતાના ભારે કામના બોજાની વચ્ચે પણ અવકાશ મેળવ્યો હતો. તેણે જે અનેક મહાન કાર્યો કર્યાં હતાં તેના કરતાં પણ તેણે આ કામથી અંગ્રેજ પ્રજાનાં અંતઃકરણ વિશેષ જીતી લીધાં હતાં. તેવીજ રીતે ફિલિપ્સ બ્રૂક્સે બોસ્ટન નગરના ગરીબ લોકોના લત્તામાં વસતી એક સ્ત્રીને બહાર જઇ તાજી હવા ખાવાને શક્તિમાન કરવાને માટે તેના બાલક-ની સંભાળ લઇને પોતાના ઉન્નત જીવનનાં બીજાં અનેક મહાન કાર્યો કરતાં અમેરિકન લોકોનાં હૃદય વિશેષ જીતી લીધાં હતાં.

"આપણી અને આપણા માનવબંધુઓની વચ્ચેનું મહાનુભુતિનું અને ઉદારતાનું દ્વાર જ્યાં સુધી આપણે બંધ રાખીએ છીએ ત્યાં સુધી આપણી અને સ્વર્ગની વચ્ચેનું દ્વાર પણ બંધજ રહે છે."

દાન કરવાનો ઉત્તમોત્તમ ફાયદો એ હોય છે કે, **આપણે જે આપીએ છીએ તેના કરતાં વધારે સારૂં પ્રાપ્ત કરીએ છીએ.** ક્રિયા કરતાં પ્રતિક્રિયા મોટી હોય છે. આપણે ગરીબ અને દુઃખી લોકોને માત્ર આપણો સમય અને દ્રવ્યજ આપીએ છીએ પરંતુ તેના બદલામાં આપણે ઉદારતા અને પરોપકારવૃત્તિ કે જે મહાન દૈવી ગુણો છે તેને આપણામાં ખીલવીએ છીએ.

વિલિયમ હાવર્ડ રસલે ક્રીમિયામાંની અંગ્રેજી છાવણીમાંથી લખ્યું હતું કે "હમણાં પુષ્કળ વરસાદ વરસે છે. આકાશ શાહીના જેવું કાળું થઈ ગયું છે. પવન જોસથી ફૂંકાઇ તંબુઓને હચમચાવી

નાખે છે. ખાઇઓને લીધે પાણી વહી જતું નથી. તંબુઓમાં કોઈ કોઇ વાર એક ફુટ પાણી થઈ જાય છે. અમારાં માણસોની પાસે ગરમ કપડાં પણ નથી અને ભીંજાય નહિ એવાં વસ્ત્રો પણ નથી. તેઓ કોઇ કોઇ વાર સામટા બાર બાર કલાક સુધી બહાર રહે છે. શિયાળામાં ચાલતા યુદ્ધમાં જે જે અનિવાર્ય વિપત્તિઓ સહન કરવાની હોય છે તે સર્વ તેમને હમણાં સહન કરવી પડે છે અને તે છતાં એક પણ માણસ પોતાની સગવડની અને ખુદ પોતાના જીવનની પણ દરકાર કરતો નથી. આ કઠોર સત્ય છે પણ ઇંગ્લંડના લોકોએ તે જાણવું જોઇએ. તેમણે જાણવું જોઇએ કે, લંડનના મહોલ્લાઓમાં ભટકતા કંગાલ ભિક્ષુકના જીવનની સાથે જો પોતાના દેશને ખાતર અહીંઆં યુદ્ધ કરતા બ્રિટિશ સૈનિકોના જીવનની તુલના કરવામાં આવે તો મુકાબલે ઉક્ત ભિખારી એક રાજકુમારની સાહેબી ભોગવતો લાગે; એવી આ લોકોની હાડમારી છે. એકાદ દવાખાનાનાં સાધારણમાં સાધારણ સાધનોનો પણ અહીં અભાવ છે. સભ્યતા અથવા સ્વચ્છતા તરફ જરા પણ લક્ષ્ય આપવામાં આવતું નથી. દિવાલો અને છાપરાંમાંનાં બાકાંઓ સિવાય દુર્ગંધી હવાને બહાર જઇ વાતાવરણની સાથે મળી જવાનો બીજો માર્ગ ભાગ્યેજ મળે છે અને મારા સમગ્ર નિરીક્ષણ પરથી હું કહી શકું છું કે, આ માણસોને બચાવવાનો જરા પણ પ્રયત્ન કરવામાં આવતો નથી તેથીજ તેઓ મરણ પામે છે. અહીં બિમાર માણસોજ બિમારની અને મરતાં માણસોજ મરતાંની સેવા કરતાં જણાય છે!" ઇ.સ. ૧૮૫૪ના શિયાળામાં પૃથ્વીના પડ પર ત્રણ ફીટ જાડો બરફ પડયો અને ઘણાં માણસો તેમના તંબુઓમાંજ ઠરી ગયાં. પિસ્તાલીસ હજાર માણસોના લશ્કરમાંથી જે અઢાર હજાર કરતાં વધારે માણસો દવાખાનામાં હતાં તેમાંનો સેંકડે સાઠ ટકા જેટલો ભાગ એથી મરણ પામ્યો હતો!

પરંતુ એવામાં દુઃખથી પીડાતા સૈનિકોના રક્ષણને માટે જાણે આકાશમાંથી "કીમિયાની દેવી" ઉતરી આવી! તે માનવકુલમાં જન્મી હતી તોપણ દેવીજ હતી. ઇંગ્લંડનાં સુંદરમાં સુંદર ગૃહો પૈકી એકમાં તેનો જન્મ થયો હતો. તે એક શ્રીમંત, સુંદર અને સંસ્કૃત કુમારિકા હતી અને દક્ષિણમાં સડતા દુઃખી સૈનિકોના દુઃખોદ્દગાર સાંભળી તેનું હૃદય ભરાઇ આવ્યું હતું. ફ્લૉરેન્સ નાઇટિંગેલ દુઃખીઓને દુઃખમુક્ત કરવાને માટે ચોત્રીસ શિક્ષિત નર્સો લઇને આવી. તે આવી તે સમયે અંગ્રેજી છાવણીમાં એક ફુટ ઉંડું પાણી હતું, કૉલેરા ફેલાયેલો હતો અને ભૂમિદાહ કર્યા વિનાનાં

મુડદાંઓની વિષમય હવાથી વાતાવરણ દૂષિત બની ગયું હતું! તે દેશમાં ઘોડાઓ તો લગભગ ચાલી શકતાજ ન હતા. જો તેઓ ચાલી શકતા હોત તો ઉપયોગી સરસામાન આણી શકાત. માણસો-ને અધું અન્ન મળતું હતું અને તેઓ અર્ધાં નગ્ન દશામાં રહેતાં હતાં. દુર્ગંધ તથા મરકીથી પુષ્કળ માણસો મરી જતાં હતાં. તેણે તુરતજ ત્યાં એક કપડાં ધોવાનું ખાતું તથા એક રસોડું એ બેની સ્થાપના કરી અને સાજા થવા આવેલાં માણસો આગળ રસિક ભાષણો આપવાની ગોઠવણ કરી. વળી તેણે છાવણીમાંથી પાણી કાઢી નાખવાની વ્યવસ્થા કરી અને ત્યાર પછી તે દુઃખી માણસો-ની સારવાર જાતે કરવા લાગી. તેને તેની બીજી નર્સોએ ઘણી સારી સહાય કરી. મનુષ્યના રૂપમાં રહેલી આ દેવીઓ ઘડીમાં મરતા માણસનું ઓશીકું સ્વચ્છ કરતી તો ઘડીમાં પત્ર ન લખી શકે એવા અશક્ત માણસોને માટે તેમને ઘેર મોકલવાના પત્રો લખતી! ઘડીમાં એક સિપાઇને ઉત્સાહના શબ્દો કહેતી તો ઘડીમાં બીજા તરફ જોઈ સહાનુભૂતિદર્શક સ્મિત કરતી! આ રીતે સઘળો વખત તેઓ દુઃખી સૈનિકોની પથારી નજીક અને આસપાસ આંટા ફેરા ખાઇને તેઓની હરેક પ્રકારે સારવાર કરતી. આનું પરિણામ એવું સારૂં આવ્યું કે, દોઢ વર્ષમાં મરણસંખ્યા ઘટીને સેંકડે એકાદજ ટકા પર આવી રહી!

લંડનના 'ટાઇમ્સ' પત્રના ખબરપત્રીએ લખ્યું હતું કે "જ્યાં જ્યાં અત્યંત ભયંકર રોગ ફેલાયેલો હોય અને મૃત્યુ પણ ઘણાં થતાં હોય ત્યાં ત્યાં આ અનુપમેય સ્ત્રી અવશ્ય જોવામાં આવે છે. મૃત્યુશય્યા પર પડેલા દરદીને તેની હાજરીથી કંઇક આ-રામ મળે છે. અહીંના દવાખાનામાં તે એક "સેવા કરનારી દેવી" છે એમાં જરા પણ અતિશયોક્તિ નથી અને તે નાજુક કુમારિકા સર્વ શય્યાઓની આગળથી મૌનપૂર્વક ચાલી જાય છે ત્યારે તેનું દર્શન થતાંજ ત્યાંના પ્રત્યેક ગરીબ માણસના ચહેરા પર કૃતજ્ઞતાની લાગણી પ્રકાશી ઉઠે છે. જ્યારે વૈદક ખાતાના સઘળા અમલદારો રાત્રે ઉંઘમાં પડેલા હોય છે અને બિમાર માણસોથી ભરેલી અનેક માઇલોના વિસ્તારવાળી જગ્યામાં નિઃશબ્દતા અને અંધ-કારનું સામ્રાજ્ય સ્થાપિત થઇ ગયું હોય છે ત્યારે આ કુમારિકા એકલી, હાથમાં એક નાનું ફાનસ લઇને બિમારોની તપાસ કરતી દેખાય છે." એક સૈનિકે પોતાને ઘેર મોકલેલ પત્રમાં લખ્યું હતું કે "તે એકાદ બે માણસોની સાથે વાત કરે છે અને ઘણા

માણસો સામે માથું હલાવીને તથા સ્મિતથી શાંતિ આપે છે; પરંતુ સઘળા દરદીઓને તે તેમ કરી શકતી નથી. કારણ કે અમારી સંખ્યા સેંકડોની છે. પરંતુ અમે તેની છાયાને પણ ચુંબન કરીએ છીએ અને સંતુષ્ટ થઇને પુનઃ ઉશીકાં પર અમારાં મસ્તક મૂકીએ છીએ!"

હું ઘણી વાર આશ્ચર્ય સહિત વિચાર કરૂં છું કે જો દયાળુ પ્રભુએ આપણી વચ્ચે ગરીબ અને કંગાલ માણસો મૂક્યાં ન હોત તો મનુષ્યજાતિની સ્વાર્થવૃત્તિ અને હૃદયશૂન્યતા ક્યાં જઇને અટકત? સર્વશક્તિમાન પ્રભુએ માનવહૃદયમાં જે ઉદારતા અને પરોપકારવૃત્તિનાં બીજ વેરી રાખ્યાં છે તેને ઉગાડી જીવતાં રાખવાને ગરીબ લોકોનાં સંકટોજ આપણને ઉત્તેજિત કરે છે.

ગરીબ અને દુર્ભાગી લોકોજ આપણને પરોપકારનાં કામ કરવાની તક આપે છે. તેમનાથીજ આપણું ચારિત્ર્ય ઘડાય છે અને આપણી નીતિ તથા ધર્મવૃત્તિનો વિકાસ થાય છે. બીજાઓને માટે કરેલું દયા અને ઉદારતાનું પ્રત્યેક કામ ઉચ્ચ હેતુઓને પુષ્ટિ આપનારા તથા દૈવી સ્વભાવને દૃઢ કરનારા ખોરાકરૂપ છે. જ્યારે મનુષ્યની પરોપકારની વૃત્તિ પૂરી રીતે વિકાસ પામશે ત્યારે અત્યાર સુધીની કોઇ પણ શોધ કરતાં અધિક મહાન શોધો થશે અને બેકનની દૂરદર્શી કલ્પનાશક્તિ પણ જેને જોઇ શકી નથી એવાં સત્યો, તથા શેકસપિયરના મગજમાં પણ ઉતરી નથી એવી સુંદરતાઓ પ્રકટ થશે.

પરોપકારવૃત્તિ એ એક ખાસ નિરાળુંજ જગત છે. એમાં શોધખોળ કરવાનો પ્રારંભ પણ લોકોએ હજુ ભાગ્યેજ કર્યો છે. જે પવિત્ર સામ્રાજ્ય પૃથ્વી પર હવે પછી સ્થાપિત થવાનું છે તેના પાયાના પથ્થર ન્યાય, પ્રેમ, માન તથા સત્ય છે. સાહસિકતાનાં આ નવીન સામ્રાજ્યોમાં વિહરનારા સઘળા સાચા હૃદયના સાહસિક પુરુષોને માટે મિલ્ટન પોતાની દૈવી કાવ્યશક્તિથી પણ જેનું વર્ણન ન કરી શકે એવા દિવ્ય ઇડનના ધાર્મિક બાગો તૈયાર કરવામાં આવશે અને રૉસ પણ પોતાના દૂરબીનવતી જેનું દર્શન ન કરી શકે એવી ધાર્મિક ઉચ્ચતા પ્રાપ્ત કરવામાં આવશે. પ્રાણીવિદ્યામાં પ્રવીણ લૂઈ અગાસિઝ જણાવે છે કે " જ્યારે હું પૅરિસમાં હતો ત્યારે મારી વય ફક્ત ચોવીસ વર્ષની હતી. પૅરિસમાં હું મારા એક મિત્રે આપેલા પૈસાથી ગયો હતો; પરંતુ પાછળથી જોઇતા પૈસા મેળવવાની મારી અશક્તિને લીધે હું અભ્યાસ છોડી દેવાને તૈયાર થયો હતો. આ સમયે પ્રૉફેસર મિશેલિંક પૅરિસ શહેરની મુલાકાત લેવા આવ્યો હતો. તેણે મને પૂછ્યું કે, તમે કેમ ઉદાસ દેખાઓ છો? મેં કહ્યું કે, મારી

પાસે કંઇ પણ સાધન રહ્યું નથી એટલા માટે હું મારે સ્વદેશ પાછો જવા માગું છું. બીજે દિવસે સવારે હું મારી હૉટેલના આંગણામાં નાસ્તો કરવા બેઠો હતો એવામાં મેં હંબોલ્ટના નોકરને આવતો જોયો. તેણે મને એક પત્ર આપીને કહ્યું કે ‘ આનો પ્રત્યુત્તર માગ્યો નથી’ અને એમ કહીને તે ચાલ્યો ગયો. મેં તે પત્ર ઉઘાડયો; અને એ અત્યારે પણ જાણે મારા હાથમાંજ હોય એમ મને લાગે છે ! તે પત્રમાં આ શબ્દો હતાઃ–‘ મારા મિત્ર ! મારા સાંભળવામાં આવ્યું છે કે કાંઈક ભીડને લીધે તમે પૅરિસ છોડી જવા માગો છો; પરંતુ તેમ કરવાની કશી જરૂર નથી. તમે જે ઉદ્દેશને માટે અત્રે આવ્યા છો તે ઉદ્દેશ જ્યાંસુધી સાધી શકાય નહિ ત્યાંસુધી તમે અહીંઆંજ રહો એવી મારી ઇચ્છા છે. આની સાથે મેં તમારા પર પચાસ પૌંડનો એક ચૅક મોકલ્યો છે. આ પૈસા મેં તમને ધીર્યા છે અને જ્યારે તમારાથી બને ત્યારે એ મને પાછા આપશો.”

**ઉદાર માણસ સહાય કર્યા વિના રહી શકતો નથી.**

એક સળગેલી બત્તી વડે બીજી હજારોને સળગાવી શકાય છે અને તેથી તેના પ્રકાશમાં કાંઈ પણ ન્યુનતા આવતી નથી.

ક્રાઇસ્ટના જીવનમાં આપણને કેટલી બધી ઉદારતા જણાય છે ! તેની નિંદા કરવામાં આવી; પરંતુ તેણે પોતાના નિંદકોની નિંદા કરી નહિ. તે તો દઢતાપૂર્વક, ઉત્સાહપૂર્વક અને જરા પણ ડગ્યા વિના પોતાનો ઉદ્દેશ સાધ્ય કરવાને ઉદ્યોગજ કરતો રહ્યો. મનુષ્યજાતિ પર પ્રેમ કરી તેને માર્ગ દર્શાવવો એજ તેનો ઉદ્દેશ હતો. તેના દૈવી ગુણો અને તેના સંપૂર્ણ મનુષ્યત્વના પ્રભાવથી તેણે ભૂતકાળમાં પ્રગતિ કરી હતી; વર્તમાનકાળમાં તે પ્રગતિ કર્યો જાય છે અને ચિરકાલપર્યંત તે પ્રગતિ કર્યાજ કરશે.

“ પ્રત્યેક મનુષ્ય પોતાનો બોજો ઉપાડશે.” પરંતુ બલ્વર કહે છે કે “ એ વાત સત્ય છે; પણ હવે તેજ પ્રકરણના એક અધિક સહેલા સત્ય તરફ વળો કે તમે એકબીજાના બોજા ઉપાડો; અને એ રીતે ક્રાઇસ્ટની આજ્ઞાનું પાલન કરો.”

“ જો મારો કોઇ પણ નાનો શબ્દ એક જીવનને વધુ તેજસ્વી બનાવી શકે; જો મારૂં કોઇ પણ નાનું ગાયન એક હ્રદયનો થોડો સરખો ભાર પણ દૂર કરી શકે તો હે પ્રભુ ! તે નાનો શબ્દ બોલવાને અને તે નાનું ગાયન ગાવાને તથા તેને કોઇ એકાંત ખીણમાં મૂકી પ્રતિધ્વનિઓ ઉત્પન્ન કરવાને તું મને સહાય કર !”

“કોઇની નિંદા કરતો ના. જે બાબત તારી નિસ્તેજ આંખોને

એક ડાઘ-કલંકરૂપે દેખાય છે તે કદાચ ઈશ્વરના શુદ્ધ પ્રકાશમાં કોઇ સારી રીતે જીતાયેલા રણક્ષેત્રમાં વાગેલો એકાદ પ્રહારજ માત્ર હશે, કે જે પ્રહારથી તું પોતે તો બેશુદ્ધ થઈને તાબેજ થઇ ગયો હોત."

—એડિલેડ એ. પ્રૉકટર

"માટે તું તારા પુરુષબંધુની મૃદુતાથી તપાસ કર અને સ્ત્રી-ભગિનીની તો એથીયે વધુ મૃદુતાથી તપાસ કર. તેઓ ધાડ પણ કાં ન પાડતાં હોય, પરંતુ આપણે માટે તો એક બાજુએ ખસી જવું એજ મનુષ્યોચિત કર્તવ્ય છે. ખરેખર, જે અંતઃકરણનો કર્તા છે તેજ માત્ર કોઈ પણ અંતઃકરણની સાચી તપાસ કરી શકે તેમ છે. કેમકે તે પ્રત્યેક તંતુને-તેના ભિન્ન ભિન્ન અવાજને-ઓળખે છે; તે પ્રત્યેક કમાનને-તેના ભિન્નભિન્ન વલણને-જાણે છે; માટે સમતોલપણાના સંબંધમાં તો આપણે મૌનજ ધારણ કરવું જોઇએ. કારણ કે આપણે કદી પણ તેને આણી શકનાર નથી. કોઈને હાથે કોઇ મહત્ કાર્ય થાય છે ત્યારે આપણે માત્ર તેનું કેટલેક અંશે માપજ કરી શકીએ છીએ; પરંતુ તે સિદ્ધ થવામાં પડેલો શ્રમ અને નડેલાં વિઘ્નોનું ખરૂં માપ આપણે જાણી શકતા નથી."

—બર્ન્સ





# प्रकरण २३ मुं—आलस्य

"આળસ એ જીવતા મનુષ્યની કબર છે."

"ધંધાની ગેરહાજરી એ કાંઇ વિશ્રાંતિ નથી." —કાઉપર

"ગુમાઈ ગયેલું દ્રવ્ય ઉદ્યોગથી મળશે; ગયેલું આરોગ્ય મિતાહારથી પુનઃ મળશે; ભુલાઈ ગયેલું જ્ઞાન અભ્યાસથી તાજું થશે; પરંતુ ગુમાઈ ગયેલો કલાક કોણે ફરીથી જોયો છે? ખોવાયેલી તક કોણે પાછી મેળવી છે?"

—મિસિસ સિગૂર્નિ

"આળસુ માણસ બંને કાંટા વિનાનાં ઘડિયાલ જેવો છે; કાંટાવિનાનું ઘડિયાલ ચાલુ હોય કે બંધ હોય તોપણ તે એકસરખુંજ નિરૂપયોગી છે."

—કાઉપર

"કાંઈ પણ ન કરવું એ ખોટું કૃત્ય કરવાની શરૂઆત અથવા ઉમેદવારી છે." —ડબ્લ્યુ. એફ. ક્રૅફ્ટસ

"કાટથી લોખંડની પેઠે મનુષ્ય આળસથી વહેલો ખવાઇ જાય છે."

—ફ્રેંકલિન

"જો તમે પ્રમાદી હો તો તમે વિનાશના માર્ગ પર છો અને તેની ઉપર અટકાવનાં સાધન થોડાં હોય છે. તે રસ્તો નથી પરંતુ ખાઈ છે."

—એચ. ડબ્લ્યુ. બીચર

"ઘંટીનો પથ્થર અને મનુષ્યનું હૃદય હમેશાં ચક્રાકાર ફર્યાજ કરે છે. જો તેમની પાસે બીજું કાંઈ દળવાનું હોતું નથી તો તેઓ પોતાના અંગનેજ દળી નાખે છે." —વૉન લૉગો

"કામ એ પ્રત્યેક મનુષ્યનો પ્રાણરક્ષક છે."—જ્યોર્જ. બી. એમર્સન

"પરિશ્રમ એજ જીવન છે. ગોંધાઈ રહેલું પાણી બગડી જાય છે. આળસુ માણસો નિરાશ થયા કરે છે; શોક કર્યા કરે છે. ઘડિયાલને બંધ રાખશો તો તેની ઉપર કાળા કાટનો હુમલો થશે." —મિસિસ ઑસ્ગૂડ

"દક્ષિણ તરફના પ્રદેશમાં એક જાતનું પતંગિયું થાય છે. તે જ્યારે ઉડતું હોય છે ત્યારેજ માત્ર પ્રકાશે છે. મનના સંબંધમાં પણ વસ્તુસ્થિતિ આવીજ છે. એક વાર આપણે આળસ કર્યું કે આપણા આત્મા પર અંધકારનું આવરણ ચઢે છે." —બેઇલી

એક પ્રાચીન દંતકથામાંનો એક દેવ કહે છે કે "મૅથ્યુસેલા! ઉઠ અને તારે માટે એક ઘર બાંધ. કારણ કે હજુ તું બીજાં પાંચસો વર્ષ જીવશે." પરંતુ પાંચસો વર્ષની ઉંમર ભોગવી ચૂકેલા

મૅથ્યુસેલાએ ઉત્તર આપ્યો કે "હવે જો મારે માત્ર પાંચસોજ વર્ષ જીવવાનું હોય તો મારે માટે ઘર બાંધવાની કંઇ જરૂર નથી!"

એક આળસુ માણુસની ખરાબ આદતો ગણી બતાવવાનું જ્યારે સ્પર્જિયનને કહેવામાં આવ્યું ત્યારે તે કહેવા લાગ્યો કે "તે તો બહુજ એદી છે—" જે વૃદ્ધ ધર્માચાર્ય પાસે તે આ વાત કરતો હતો તે આ સાંભળીને વચ્ચેજ પોકારી ઉઠયોઃ "બસ! આ એકજ પાપમાં સર્વ પ્રકારનાં પાપોનો સમાવેશ થયો છે."

**"આળસુ મગજ એ સેતાનનું કારખાનું છે."** એના કરતાં વધારે સાચી કહેવત બીજી કઇ હોઇ શકે? ખરેખર **"બીજા માણુસોને સેતાન લલચાવે છે, ત્યારે આળસુ માણુસ સેતાનને લલચાવે છે."**

ગેટે જણાવે છે કે "પ્રકૃતિ અટકવાની વાત જાણુતી નથી અને સમગ્ર નિષ્ક્રિયતાને શાપ દે છે."

કનેકટિકટના કારાગૃહમાં એક અપરાધી પોતાનાં કપડાં કાઢી કેદીનાં કપડાં પહેરતો હતો તે સમયે તે બોલ્યો કે "મારા જીવનમાં મેં એક પણુ દિવસ કામ કર્યું નથી." બોલો હવે આવો માણુસ વગર ભાડાની કોટડીમાં જાય તેમાં શી નવાઇ?

બીજી કોઇ પણુ વસ્તુ કરતાં આળસને લીધે ગુન્હા વધારે થયા છે અને વધુ દરિદ્રતા આવી છે.

ફ્રાન્સના એક કારાગૃહમાંના એક કેદીના જમણા હાથ પર નીચે લખેલા શબ્દોનાં છુંદણાં પાડવામાં આવ્યાં હતાં: "ભૂતકાળે મને છેતર્યો છે; વર્તમાનકાળ મને દુઃખી કરે છે અને ભવિષ્યકાળ મને ભયભીત કરે છે." તેનું જીવન આળસમાંજ વીત્યું હતું અને તેથી તે અપરાધ કરવાને લલચાયો હતો.

કંઇ પણુ ધંધારોજગાર વિનાના માણુસોથીજ ઘણેભાગે કેદખાનાં ભરાય છે. કહેવાય છે કે, મેસેચ્યુસેટસના કારાગૃહમાંના કેદીઓમાં નેવું ટકા ધંધા વિનાના હતા.

સર વૉલ્ટર સ્કૉટે શાળામાં અભ્યાસ કરતા પોતાના પુત્રને લખ્યું હતું કે "આ વાત બરાબર ધ્યાનમાં રાખજો કે, ઇશ્વરે પ્રત્યેક દરજ્જાના માણુસ પર મહેનતનો બોજો નાખેલો છે. એવી કોઇ પણુ વસ્તુ પ્રાપ્ત કરવા યોગ્ય નથી કે જે પરિશ્રમ વિના મળે. જેમ અગાઉથી ખેડાણુ કર્યા વિના ખેતરમાં ઘઉં પાકી શકતા નથી તેમ મહેનત કર્યા વિના મનુષ્યના મગજમાં જ્ઞાન આવીને બેસી જતું નથી. જો આપણે વસંતઋતુ તરફ દુર્લક્ષ્ય કરીશું તો આપણી ગ્રીષ્મ-

ઋતુ નકામી અને તિરસ્કારપાત્ર થશે, આપણો પાક નિષ્ફળ જશે અને આપણી વૃદ્ધાવસ્થારૂપી શીતઋતુ માનરહિત અને ઉજ્જડ થશે."

સ્પાઇનોલાના માર્કિવસે સર હૉરેસ વીઅરને તેના ભાઇના મરણનું કારણ પૂછ્યું ત્યારે તેણે જણાવ્યું કે "સાહેબ! તે કાંઇ પણ કામ કરવાનું ન હોવાથી મરણ પામ્યો છે!" આ સાંભળી માર્કિવસ બોલ્યો: "આહ! તેનાથી તો આપણામાંનો ગમે તે સેનાપતિ મરી જાય!"

એપ્સ સાર્જન્ટ કહે છે કે "જે માણસને પોતાનાં સંતાનોને ધંધાનું શિક્ષણ આપવાનું કામ માનભરેલું લાગ્યું ન હતું તેને હમણાં પોતાના ત્રણ પુત્રો વિષે આવી ખબર મળી છે:–એક ગાડું હાંકવાનો ધંધો કરે છે; બીજો ભામટા તરીકે પકડાયો છે અને ત્રીજો પથ્થર-ફોડાનું કામ શીખવા ગયો છે."

એક આળસુ માણસે એક વાર ફરિયાદ કરી કે "મને મારા કુટુંબને પોષવા માટે અન્ન મળી શકતું નથી." આ સાંભળી એક પ્રમાણિક મજૂર બોલ્યો કે "મને પણ અન્ન મળી શકતું નથી. તેને મેળવવાને માટે મારે કામ કરવું પડે છે."

જેવી રીતે નિર્બળ છોડમાંથી નિર્બળ વૃક્ષ થાય છે તેવી રીતે આળસુ છોકરો પણ આળસુ માણસજ બને છે. આળસ હમેશાં વધતુંજ જાય છે. કરોળિયાના જાળાના તંતુ તરીકે તેનો પ્રારંભ થાય છે અને ,મજબૂત લોઢાની સાંકળના રૂપમાં તે અંત પામે છે. આળસુ માણસ ઘણુંજ ધીમેથી ચાલે છે અને ગરીબાઈ તેને તત્કાળ પકડી પાડે છે. આળસુ થવું એ ગરીબ થવા સમાન છે. જેઓ અવકાશ કમાયા હોય છે તેમને તે મધુર લાગે છે પણ જેઓ તેને વિનામૂલ્યે લે છે તેને તે બોજાસમાન થઇ પડે છે.

હે યુવક! મદમાતા ભરયૌવનમાં જીવનના બોજાઓ અને કર્તવ્યોથી મુક્ત થઇ, જગતની ત્રિજોરીમાં એક પાઈનો પણ ઉમેરો કર્યા વિના બીજાના પરસેવાથી કમાયેલો રોટલો ખાવાનો તને શો અધિકાર છે? જો મેંઢું તારૂં આળસુ અંગ ઢાંકવાને ઊન ન આપે અને પૃથ્વી તારૂં પ્રમાદી નિરુપયોગી જીવન લંબાવવાને અન્ન ન આપે તો તારૂં શું થાય?

ડિકન્સ કહે છે કે "સંતાતા ફરવું, નવરા ફર્યા કરવું, કાંઇ ખાસ કારણ વિના મહોલ્લાને નાકે ઉભા રહેવું, ફાવે ત્યાં જવું, કોઈ ખાસ સ્થળે જવાને બદલે ઉદ્દેશ વિના અનેક સ્થાને ભટકવું, કંઈ પ્રત્યક્ષ કામ કરવું નહિ પરંતુ 'કાલે અથવા પરમ દહાડે પુષ્કળ કામ કરીશું' એમ મુલતવી રાખ્યા કરવું, એ આળસનાં પ્રાથમિક બાહ્યચિહ્નો છે."

કામ કરતો કોઇ પણ માણસ કંગાલ હોતો નથી. ઇંગ્લંડમાં એક સમયે આળસુ માણસોને–ખાસ કરીને ભિક્ષુકોને–મોતની શિક્ષા પણ થતી હતી. આળસના પ્રથમ ગુન્હાને માટે ફટકા મારવામાં આવતા હતા. બીજા ગુન્હા પછી અપરાધીના કાનનો ઉપલો ભાગ કાપી નાખવામાં આવતો હતો અને ત્રીજો ગુન્હો થતાં તેને કારાગૃહમાં પૂરવામાં આવતો હતો. તે દેશમાં એવો કાયદો હતો કે "જો કોઈ માણસ નવરો ભટકતો, આળસુ રહેતો અને અપરાધ કરતો જ ણાશે તો તેને રાજ્યનો શત્રુ અને દેહાંતદંડને પાત્ર ગણી તેના પર કામ ચલાવવામાં આવશે."

ઍથેન્સમાં આળસને શિક્ષા કરવા યોગ્ય અપરાધ ગણવામાં આવતો અને ત્યાંના શહેરીઓને ઉદ્યોગ કરવાની ફરજ પાડવામાં આવતી એટલુંજ નહિ પરંતુ તેમને પોતાની શક્તિનો સૌથી વિશેષ ઉપયોગ કરવાની ફરજ પાડવામાં આવતી હતી. પ્રત્યેક માણસને ધંધો ખોળી કાઢવાની ફરજ પાડવામાં આવતી હતી એટલુંજ નહિ, પરંતુ ઍરિયો પેગસના અમલદારો તો પ્રત્યેક માણસ પાસે કેટલું ભંડોળ છે; તે કેટલો ખર્ચ કરે છે; તે પોતાના ઉદ્યમમાંથી કેટલું કમાય છે અને કેટલું બચાવે છે તે સર્વની તપાસ કરતા હતા.

એક યુવાન જર્મન અમીરે પાઠશાળામાં અભ્યાસ કરવાને બદલે લાંબો પ્રવાસ કર્યો અને પ્રવાસેથી પાછો ફરીને તે પોતાની મોટી જાગીર પર રહેવા લાગ્યો. આથી તેનું જીવન તેને એટલું બોજારૂપ થઇ પડયું કે તેણે પોતાના એક મિત્રને કહ્યું કે "હું આવતી કાલે રાતે આત્મઘાત કરવાનો છું." તેનો એ મિત્ર એક કારખાનાવાળો હતો. તેણે એને પોતાનો નિશ્ચય ફેરવવાને સમજાવ્યો નહિ પરંતુ તેને કહ્યું કે "મારા પર છેલ્લી વાર કૃપા કરી કારખાનામાં આવો અને મારા કારીગરો જે સુંદર કામ કરે છે તે જુઓ." તે અમીર તેની સલાહને અનુસરીને તે કારખાનામાં ગયો. તે કારખાનાવાળા તરફથી ઇસારત થતાં કેટલાક કારીગરોએ તે અમીરને પકડી લીધો; તેને ઢીલો ઝભ્ભો પહેરાવ્યો અને તેની પાસે સખ્ત કામ કરાવ્યું. જ્યારે કારીગરો કામ બંધ કરીને નાસ્તો કરવાને બેઠા ત્યારે તે અમીર એટલો થાકી ગયો હતો અને એટલો બધો ભૂખ્યો થઇ ગયો હતો કે તે પણ ખુશીથી તેમની સાથે જાડા મોટા રોટલા ખાવાને બેસી ગયો! એ રોટલા તેને ઘણાજ સ્વાદિષ્ટ લાગ્યા અને તેને જે થોડી મિનિટની વિશ્રાંતિ મળી તે પણ બહુ પ્રિય લાગી. એક કારીગરે તેની આપઘાત કરવાની ઇચ્છાની વાત સાંભળી હતી તેણે એને

કહ્યું કે "દોસ્ત! આ બંદો પાંચ છોકરાંનો પિતા છે. મેં એકદમ ત્રણ છોકરાં ગુમાવી દીધાં. આ અચાનક પડેલા ઘાથી હું ગાંડા જેવો થઇ ગયો હતો. મને તેમની પાછળ જવાની ઇચ્છા થઇ; પરંતુ બાકીનાં બે છોકરાંને માટે મારે કામ કરવાનું હતું. કારણ કે તેઓ મને પ્રાણ કરતાં પણ અધિક પ્રિય છે અને હમણાં હું તેમને માટે કામ કરૂં છું તેથી મને જીવન મધુરૂં લાગે છે." તે અમીરે આવી પક્કી યુક્તિ રચવાને માટે પોતાના મિત્રને ધન્યવાદ આપ્યો અને એ પછી તેણે એકદમ ઉદ્યોગી જીવન શરૂ કરી લાંબા સમય સુધી સુખ ભોગવ્યું.

શ્રીમંત લોકોનાં આળસુ જીવનમાં કોઇ કોઇ વાર કેટલું પોગળ અને દુઃખ હોય છે તે એક ફ્રેન્ચ કાઉન્ટેસે પોતાના પરદેશમાં ગયેલા પતિ પર લખેલા નીચલા પત્ર પરથી જણાઇ આવે છેઃ—

"વહાલા સ્વામીનાથ! બીજું શું કરવું તેની કંઇ સમજ પડતી નથી તેથી હું આ પત્ર આપના પર લખું છું. શું લખવું તેની કંઇ સમજ પડતી ન હોવાથી હવે હું વિરમું છું.

આપની કંટાળેલી—

કાઉન્ટેસ ડિ આર."

ડિ ક્વિન્સી જણાવે છે કે, એક સ્ત્રી પાણી પર હોડી ચલાવતી હતી. તેને એકાએક ખબર પડી કે તેનો હાર તૂટી ગયો હતો. તે હારનો એક છેડો નાવની બાજુ ઉપર થઇને નીચે લટકતો હતો અને તેમાંનાં મોતી એક પછી એક પાણીમાં પડતાં જતાં હતાં. જ્યારે તે પડવાની તૈયારીમાં આવેલા મોતીને પકડવા જતી ત્યારે બીજું મોતી સરી પડતું. આ મોતીઓની પેઠે આપણા કલાકો પણ એક પછી એક સરી જાય છે અને ચિરકાલને માટે આપણા હાથમાંથી જતા રહે છે.

લૉર્ડ ચેસ્ટરફીલ્ડે પોતાના પુત્રને લખ્યું હતું કે "આળસને હું એક પ્રકારનો આપઘાત ગણું છું, કારણ કે તે દ્વારા મનુષ્યત્વનો સંપૂર્ણ નાશ થાય છે. પછી ભલેને પશુવૃત્તિ વિદ્યમાન રહેતી હોય."

અમુક માણસ આળસુ અને ચંચળ મનનો છે એવી અપકીર્તિ લોકોમાં ફેલાવાથી તરુણ પુરુષને જેટલી હાનિ થાય છે અને તેની ભાવિ આશાઓની જેટલી પાયમાલી થાય છે તેટલી બીજી કોઇ પણ વસ્તુથી થતી નથી. કામમાં વિલંબ અને ઢીલ કરનારા માણસો આળસુ કરતાં પણ ખરાબ હોય છે–તેઓ આળસુના સરદાર હોય છે. માણસની ઉન્નતિનો આધાર ઘણે અંશે તેની કીર્તિ ઉપર રહેલો હોય છે–બીજા લોકોના અભિપ્રાય ઉપર રહેલો હોય છે. વિલંબ કરનાર માણસને મદદ કરવાને અથવા તેની

પ્રશંસા કરવાને કોઈ પણ માણસ ખુશી હોતો નથી. જો એક તરુણ માણસને બીજાઓની સહાય મેળવવાની ઇચ્છા હોય તો તેણે ચપલ, સામર્થ્યવાન, દૃઢ, ઉત્સાહી અને સત્યવાદી તરીકે નામના મેળવવી જોઇએ. એના વિના સફળતા મળવી અશક્ય છે.

વિલંબ કરવાની ટેવ નિયમબદ્ધતાને શિથિલ કરે છે તેથી એક વૃદ્ધ કેપ્ટન પોતાના ખલાસીઓમાં આ આદતનો પ્રચાર ન થવા દેવા માટે ઘણી કાળજી રાખતો અને જ્યારે બીજું કાંઇ કામ ન હોય ત્યારે એ તેમની પાસે લંગર સાફ કરાવતો હતો.

આળસ એ લુચ્ચો ચોર છે. તે એકાદ મિનિટ આ કામમાંથી ચોરી લે છે, થોડીક મિનિટ પેલા કામમાંથી ચોરી લે છે. તો તે તમારા કોઇ ને કોઇ કામમાંથી પા અર્ધો કલાક કાપીજ લે છે. આપણે દિનપ્રતિદિન પ્રાતઃકાળમાં એવો નિશ્ચય કરીએ છીએ કે, આજે આળસમાં એક પળ પણ ગુમાવવી નથી; પરંતુ દરરોજ રાત્રે આપણે ગુસ્સા સહિત પ્રમાદની નાની નાની ચોરીઓ જોવી પડે છે. તે તમને "માત્ર એકજ પળ" થોભાવી રાખે છે પરંતુ એટલામાં આગગાડી ચાલી જાય છે. તે તમને "માત્ર એકજ પળ" થોભાવી રાખે છે પરંતુ એટલામાં બેંક બંધ થઇ જાય છે. તે તમને તમારા ઘરનો વીમો આવતી કાલે ઉતરાવવાનું કહે છે પરંતુ ઘર આજ રાત્રેજ બળી જાય છે. તે તમને આવતી કાલે જગ્યાને માટે અરજી કરવાનું કહે છે પરંતુ તે જગ્યા આજેજ પુરાઇ જાય છે. તે તમને નિશાળમાં સુસ્ત બનાવે છે. તે તમને સર્વ કામમાં સહેજ મોડા પાડે છે પરંતુ તેથી અંતે તમે ચપળતા માટેની તમારી કીર્તિ ગુમાવી દો છો અને તમારી આંટ ખોઇ દો છો.

**ચોરોની યાદી:**—પ્રત્યેક તરુણે પોતાના અભ્યાસગૃહમાં અથવા દિવાનખાનામાં "ચોરો" અથવા "સમય ગુમાવનારાઓ"ની એક યાદી લટકાવી રાખવી જોઇએ. આ "ચોરો"માંના કેટલાક નીચે પ્રમાણે છેઃ—વિલંબ કરવો, અધુરું કામ કરવું, ધ્યાન આપ્યા વિના કામ કરવું, દુર્બળતાપૂર્વક કામ કરવું, ઉદ્દેશ વિના કરવું, ઝાઝી નિદ્રા લેવી, મોડા ઉઠવું, વિના કામે મુલાકાત લેવી, ભટકવું, કામને ધિક્કારવું, માત્ર કામને ખાતરજ કામ કરવું, બહુ વધારે કામ કરવું, મગજ અશક્ત અને કંટાળેલું હોય ત્યારે અભ્યાસ કરવો, કામ વિના પત્રો લખવા, આરોગ્ય અથવા વિશ્રાંતિને માટે જરૂરની ન હોય એવી ગમ્મતો ઉડાવવી, મુલાકાત લેવા આવનારાઓની સાથે કલાકોના કલાકો સુધી નકામાં ગપ્પાં માર્યા કરવાં, કલ્પનાઓ

ક્રર્યા કરવી, મિથ્યા તડાકા માર્યા કરવા, હવામાં કિલ્લા બાંધ્યા કરવા, બગાસાં ખાયા કરવાં, ઉદ્દેશ વિના મુસાફરી કરવી, મૂર્ખાઇ-ભરેલી વાતો વાંચવી, કામને મુલતવી રાખવું, અધુરૂં કામ કરવું ઇત્યાદિ ઇત્યાદિ.

હિવાર્ડ કહે છે કે "મને એક હાસ્યરસિક કવિતા યાદ છે. તેમાં સેતાનને મનુષ્યોરૂપી માછલાં પકડતો જણાવવામાં આવ્યો છે. તે મનુષ્યોને પોતાના ગલમાં ફસાવવા માટે તેમની રુચિ અનુસાર તેમાં ખાવાના પદાર્થો પરોવતો હતો; પરંતુ પ્રમાદી મનુષ્યો સૌથી વિશેષ સરળતાથી તેના ભોગ થઇ પડયા. કારણકે તેમણે તો ખાદ્ય પદાર્થ પરોવ્યા વિનાના ખાલી ગલને પણ પોતાના મોંમાં લઇ લીધા અને તેમાં સપડાઇ ગયા !" આળસુ માણસનું મગજ તેને પોતાનેજ કોતરી ખાય છે.

**તહેવારના દિવસો, સાંજના ફુરસદના કલાકો, નવરાશની થોડીક પળો-એજ મનુષ્યના સઘળા ચારિત્ર્યની કસોટી કરે** છે. કેમકે કસોટીની એવી પળો ઉદ્યમના સમયમાં નથી આવતી.

**જો તમે એક તરુણ પુરુષનું ચારિત્ર્ય જાણવા માગતા હો તો તે પોતાના અવકાશના સમયમાં શું કરે છે તેની માહિતી મેળવો.** તે પોતાના અવકાશના સમયનો કેવો ઉપયોગ કરવાની ઇચ્છા રાખે છે ? અવકાશના કલાકો તેને કેવા લાગે છે ? તે એ સમયમાં શિક્ષણ મેળવવા કે આત્મવિકાસ કરવા ઇચ્છે છે? અવકાશ-ની જે પળો અને અર્ધા દિવસની જે રજાઓ બીજા માણસો વ્યર્થ ગુમાવી દે છે તેમાં એકાદ ઉત્તમ ગ્રંથ વાંચવાને ઇચ્છે છે કે પછી મૅચ જોવામાં, ગંજીફો ખેલવામાં કે બીજી રીતે તે વખત ગાળે છે ?

ઘણા માણસો ઉદ્યોગ અને કરકસરથી પુષ્કળ દ્રવ્ય એકઠું કરી-ને મોજમઝા ઉડાવવાને જાય છે. દ્રવ્ય પેદા કરવામાં તેમનો ઉદ્દેશ મોજવિલાસ ભોગવવાનોજ હોય છે. પરંતુ પછી તેમને આળસુપણું અસહ્ય લાગે છે, તેથી તેઓ કાં તો ફરીથી વેપારધંધામાં પડે છે કે કાં તો જીવનતત્ત્વોને સક્રિય રાખનાર ચીજોના અભાવને લીધે મરણ પામે છે. હવે તેને પહેલીજ વાર પ્રતીત થાય છે કે, કોઇ પણ ઉદ્દેશને માટે માણસે કામ કરવું જોઇએ એવી જે આજ્ઞા છે તે આપણા કલ્યાણને માટેજ છે અને આપણે કાંઇ પણ ઉદ્દેશ વિના લાંબા સમય સુધી જીવી શકતા નથી. જેમ ભૂખથી પાચનશક્તિનું માપ થાય છે તેમ જીવનશક્તિનું માપ આપણે જે વિષયોમાં રસ લેતા હોઇએ તે પરથી થાય છે.

આપણું મગજ હમેશાં પ્રવૃત્તિશીલજ રહે છે અને જો આપણે તેને સત્કાર્યોમાં સદા રોકી રાખતા નથી તો તે તેની પોતાની જાતનોજ ચારો કરી જાય છે અને પોતાના જીવનતત્ત્વનોજ ભક્ષ કરે છે. નિશ્ચિત કાર્ય વિનાનો માણસ તરતજ રોગિષ્ઠ મનનો ભોગ થઇ પડે છે. ઉદાસી અને નિરાશા તેના પર હલ્લો કરે છે અને તેની મહત્ત્વાકાંક્ષા તથા સુખને હરી લે છે.

**પ્રકૃતિ જણાવે છે કે, જો તમે થાકી જાઓ ત્યાંસુધી પરિશ્રમ કરશો તોજ હું તમને સુમધુર, આરોગ્યદાયક નિદ્રા અને કકડતી ભૂખ આપીશ,** કે જેનું સુખ પ્રમાદી અને આળસુ માણસોના ભાગ્યમાં કદી પણ હોતું નથી. પ્રકૃતિ પોતાની આ ઉત્તમ બક્ષિસો ખાસ પોતાનાં સખ્ત મહેનત કરનારાં પ્રિય બાલકો માટેજ રાખી મૂકે છે. તેમનો પગાર થોડો હોવાથી તે તેમને જગતનું વૈતરું કરવાને માટે આ વધારાની બક્ષિસ આપે છે.

બાઇસિકલ કામ કરે ત્યાં સુધીજ ટટાર ઉભી રહે છે અને ઉભી રહી કે તરત્તજ પડી જાય છે; તેવુંજ માણસનું પણ છે. ઉદ્યોગ ઘણાં માણસોને બચાવે છે.

બીજાં માણસો જ્યારે કામ કરતાં હોય છે ત્યારે જે માણસ મહિનાઓના મહિનાઓ સુધી ગજવામાં હાથ ઘાલીને ઉભો રહે છે તેના હાથ તરતજ બીજા માણસોના ગજવામાં પડશે. (એટલે કે તે ચોરી કરતાં કે ભીખ માગતાં શીખશે.)

## બેદરકારી બહુ ભયંકર છે.

જો તમે તમારા મગજ તરફ દુર્લક્ષ્ય કરશો તો તે અશક્ત થઇ જશે.
જો તમે તમારા હાથ તરફ બેદરકાર થશો તો તમે કંગાલ બની જશો.
જો તમે તમારા પાડોશીપ્રત્યે દુર્લક્ષ્ય કરશો તો તમે સ્વાર્થી બની જશો.
જો તમે તમારા આત્માપ્રત્યે બેદરકારી કરશો તો તમે સેતાન બની જશો.

આળસુ માણસ જગતમાં મુડદા કરતાં વિશેષ ઉપયોગી નથી અને તે છતાં પણ તે મુડદા કરતાં વિશેષ જગ્યા રોકે છે. જે માણસ દૈવના ભરોસા પર કંઇક દલ્લો મેળવવાની આશા રાખે છે તે ઘણી વાર વગર ભાડાની કોટડીમાં રહેવા જાય છે.

કાર્લાઇલ કહે છે કે "કામમાં અમર ઉચ્ચતા અને પવિત્રતા છે. જો પ્રમાણિકપણે અને આતુરતાપૂર્વક કામ કરનાર માણસનું હૃદય પોતાની ઉચ્ચતાનું વિસ્મરણ કરતું નથી તો તેનામાં હમેશાં આશા રહે છે. માત્ર આળસુ માણસમાંજ સદાસર્વદા નિરાશાનો વાસ હોય છે."

માણુસ કામ કરવા બેસે છે કે તરતજ તેના આત્માને એક પ્રકારની શાંતિ પ્રાપ્ત થાય છે. પછી તે કામ ભલેને હલકામાં હલકા પ્રકારનું હોય! શંકા, આશંકા, શોક, પશ્ચાત્તાપ, ક્રોધ, નિરાશા એ સર્વ પ્રત્યેક માણુસની માફક ગરીબોની પૂંઠે પણુ વરૂની માફક લાગેલાં હોય છે; પરંતુ તે ખરી વીરતા ધારણુ કરીને કામ કરવામાં નિમગ્ન થયો કે તરતજ એ સર્વ દાંતિયાં કરીને પાછાં પોતાની ગુફામાં ભરાઇ જાય છે.

જૉન સ્ટુઅર્ટ મિલ કહે છે કે "તું જે ઉત્તમોત્તમ કાર્ય કરવાને શક્તિમાન હોય તે કાર્ય તને મળે ત્યાંસુધી અવિશ્રાંત પરિશ્રમ કર."

રસ્કિનને કોઇએ કહ્યું કે, અમુક માણુસ મહાબુદ્ધિમાન છે; ત્યારે તેણે તરતજ પ્રશ્ન પૂછયો કે "તે કામ કરે છે કે?"

એવા ઘણા માણુસો હોય છે કે જે મારી પાસેથી એક પાઇ ચોરી લેવા કરતાં પોતાના હાથ કાપી નાખવાનું વધુ પસંદ કરે; પરંતુ આવા હજારો પ્રમાણિક માણુસો મારી પાસે આવીને મારા અમૂલ્ય સમયમાંથી એકાદ કલાક ચોરી લેતાં જરાયે અચકાતા નથી! જે માણુસ એક સાર્વજનિક કાર્યકર્તાનો અથવા નોકરનો સમય ચોરી લે છે તે એક પ્રજાનો સમય લૂંટી લે છે.

એક સ્કૉટિશ ચોપાનિયાના અધિપતિનો મુદ્રાલેખ આ પ્રમાણે હતો: **"ધંધાવિનાના માણુસોની મુલાકાતોથી ધંધાદારી માણુસનું જેટલું અહિત થાય છે તેટલું બીજા કશાથી થતું નથી."**

જ્યાં સુધી જગતના ઘા રૂઝાયા નથી; જ્યાં સુધી છેલ્લા તૃષાતુર આત્માને પાણી મળ્યું નથી ત્યાં સુધી કોઇ પણ સશક્ત માણુસને પોતાનાં અસ્ત્રશસ્ત્ર મૂકી દઇને નવરા ઉભા રહેવાનો હક્ક નથી.

સમય તો આપણે તેને જેવો બનાવીએ તેવો થાય છે. બુદ્ધિમાન પુરુષના હાથમાં તે કલ્યાણુકારક થાય છે અને મૂર્ખ માણુસના હાથમાં તે શાપ સમાન થઇ પડે છે. બુદ્ધિમાનના હાથમાં તે અમરતાની તૈયારીરૂપ થઈ પડે છે અને મૂર્ખના હાથમાં તે નરકના સાધનરૂપ થઇ પડે છે. તમને તેની ઘણી કિંમત હોય છે પણુ તમારા નવરા પાડોશીને તેની જરા પણુ કિંમત હોતી નથી.

જૉન રસ્કિન હમેશાં પોતાની સમક્ષ એક મોટા ચકમકના પથ્થર પર "આજ" શબ્દ કોતરેલો રાખતો.

જ્યાં સુધી તમે એક પળમાંથી બની શકે તેટલું કામ નીચોવીને ખેંચી ન લો ત્યાંસુધી તમે તેને પસાર થવા દેતા નહિ.

હરરોજ કંઈને કંઇ કામ કરો. આળસુ માણુસને માટે આકા-

શમાં પણ સ્થાન નથી અને પૃથ્વીમાં પણ સ્થાન નથી. તે મનુષ્યજાતિને કલંકરૂપ છે. ગમે તેટલા દ્રવ્ય અથવા માનપાનના પ્રકાશથી તેની અત્યંત કુરૂપતા ઢાંકી શકાતી નથી. **ભોગવિલાસમાં ઉછરી પરાવલંબી બનવા કરતાં સ્વાવલંબી અને મનુષ્યજાતિને ઉપયોગી થવા ખાતર તગારાં ઉંચકવાં એ પણ સારૂં છે.**

" મારા પુત્ર ! કામ કર, કામ કર, ડર નહિ. મજૂરીની સામે હિંમતભરી દૃષ્ટિથી જો; હથોડો અથવા કોદાળી લે અને તારી હલકી જગ્યાને માટે બિલકુલ શરમાયા વિના કામ કર્યે જા."

ખોઈ નાખેલા દિવસમાટે નીચલું કથન કેટલું બધું અસરકારક છે!

" ખોવાયું ! ખોવાયું ! ખોવાયું ! અમૂલ્ય રત્ન ખોવાઇ ગયું ! તેની આસપાસ શુદ્ધ અને પ્રકાશિત એવા ચોવીસ મોટા હીરા જડેલા હતા અને તેમાંના પ્રત્યેક હીરાની અંદર સાઠ નાના ચકચકિત હીરા મઢેલા હતા."

—મિસિસ એલ. એચ. સિગૂર્નિ

" પરિશ્રમથી આપણને શોકમાં શાંતિ મળે છે; નાની વ્યથાઓમાં વિશ્રાન્તિ મળે છે; હમેશનાં પાપની લાલચોમાંથી બચી શકીએ છીએ અને સાંસારિક ઉપાધિઓમાંથી આરામ મળે છે. કામ કરશો એટલે તમને ધસધસાટ નિદ્રા આવશે અને કામ કરશો એટલે તમારી સર્વ ચિંતાઓ ટળી જશે. માટે નિરાશ બનીને સૂતા સૂતા આંસુ પાડયા ન કરતાં મજબૂત હૃદય અને દૃઢ ઇચ્છાથી ઉઠીને કામ કરો."

—એફ. એસ. ઑસ્ગુડ





# પ્રકરણ ૨૪ મું—આપણી શાળાઓ અને શિક્ષકો

"એક સારી માતા એ એક સો શિક્ષકોની બરાબર છે."

—જ્યૉર્જ હર્બર્ટ

"જીવનચરિત્રોનો—ખાસ કરીને તો જે પુરુષો સ્વપરિશ્રમથી મહત્વ અને ઉપયોગિતા પ્રાપ્ત કરીને મહાન અને ઉત્તમ બન્યા હોય એવા પુરુષોનાં જીવનચરિત્રોનો—અભ્યાસ કરવાથી ઉત્સાહ અને ઉચ્ચ વિચારો આવી ચારિત્ર ખીલે છે. કેમકે એ ચરિત્રો જે ઉત્તમતાને વર્ણવતાં હોય છે તેવીજ ઉત્તમતા ફરીથી ઉત્પન્ન કરવાનો ખાસ ઉદ્દેશ ઉત્તમ અસર અને સીધું વલણ એ ધરાવતાં હોય છે."

—હૉરેસ મૅન

"જે માટીના શરીરમાં સર્ગશક્તિ બિરાજતી હતી તે માટી તો પાછી ધૂળમાં ધૂળ થઇ ગઈ હોય છે અને કદાચ ત્યાર પછી તો યુગોના યુગો વહી ગયા હોય છે; પરંતુ તે છતાં પણ એના દ્વારા (મહાન મનુષ્યોનાં ચારિત્ર દ્વારા) પ્રકાશિત થયેલાં નૈતિક અને બૌદ્ધિક સત્યો તો હજી પણ મહત્તા અને ગૌરવના માર્ગ પર પોતાનો દિવ્ય પ્રકાશ આપ્યા કરીને બીજા માણસોને પણ તેજ સ્વર્ગીય માર્ગે ચાલવાની પ્રેરણા અને ઉત્સાહ આપ્યાજ કરે છે."

—એડવર્ડ એવરેટ

"શું ફિડિયાસ માત્ર એકલોજ પોતાના કામમાં જીવે છે ? તેનો બૃહસ્પતિ આજે પણ પાછો આવે છે: કબરમાંના એક પણ દૈવી પુરુષને જાગ્રત કરો એટલે તમને તેનામાં ફિડિયાસના વિચારો પ્રતીત થશે.

ઉપનિષદ્ અને કુરાન, ગીતા અને બાઇબલ, રામાયણ અને ઇલિયડ, એ સર્વને કદાચ આ પૃથ્વીપટ પરથી ભૂંસી શકાય; પરંતુ એમાં વર્ણવેલ પ્રત્યેક ઉચ્ચ વિચાર અને કાર્ય તો સદા અમર અને પ્રકાશિતજ રહેશે.

મહાન પુરુષોનાં જીવનચરિત્ર આપણને એવું સ્મરણ કરાવે છે કે, આપણે પોતે પણ આપણાં જીવન ઉચ્ચ કરવાને અને સમયની રેતી પર આપણાં પગલાંની અમર છાપ મૂકી જવાને શક્તિમાન છીએ."

—લૉંગફેલો

"મેં જે જે વસ્તુ જોઇ છે અને સાંભળી છે તે સર્વના અંશ મારામાં દાખલ થયા છે."

—ટેનિસન

ઇ. સ. પૂર્વે બસો કરતાંયે વધારે વર્ષ પહેલાં ઇજિપ્તના એક બળવાન રાજાએ ઍલેક્ઝાન્ડ્રિયાની સામેના ફારોસ નામના બેટ પર સંગેમરમરનો એક ચારસો ફીટ ઉંચો મિનારો બાંધવામાં

લગભગ બે લાખ પૌંડ ખર્ચ્યા હતા. તેણે એવી આજ્ઞા કરી હતી કે, શિખરની પાસે દિવાલમાં સંગેમરમરની એક તખ્તી ગોઠવવી અને તેની ઉપર મોટા અક્ષરમાં મારૂં નામ કોતરવું. જ્યારે તે પ્રચંડ કામ પૂરૂં થયું ત્યારે તે જગતના સાત ચમત્કારોમાંના એક તરીકે ગણાવા લાગ્યું. દરરોજ રાત્રે એ મિનારાના શિખર પર એક દીવો બળતો હતો અને ભૂમધ્ય સમુદ્રમાંના ખલાસીઓને માર્ગ દર્શાવતો. દિવસે હજારો પ્રવાસીઓ એ મિનારો જોવાને આવતા અને પેલી તખ્તી પર કોતરેલા "બીજો ટૉલેમી, ફિલાડેલ્ફસ" એ શબ્દો વાંચતા. ઘણાં વર્ષો સુધી એ નામ સ્પષ્ટ રીતે જણાયું, પરંતુ તે ખરી રીતે સંગેમરમર પર નહિ, પણ તખ્તી પર પાથરેલા સંગેમરમર જેવા લાગતા ચુનાના કેલ પર કોતરેલું હતું. કાળે ધીમે ધીમે તે શબ્દોને ભૂંસી નાખ્યા; કેલ ખરી ખરીને નીચે પડયો અને ત્યાર પછી તે કેલની નીચેથી ગ્રીક શિલ્પી સૉસ્ટ્રેટસનું નામ કઠણ પથ્થર પર કોતરેલું જણાયું. સૉસ્ટ્રેટસે તે ઉચ્ચ, સુંદર, દઢ અને ભવ્ય મિનારાના ખરા વિધાયક તરીકે પોતાનું નામ અમર કરવાને એ ગુપ્ત માર્ગ લીધો હતો.

કીર્તિના શિખર પર બિરાજમાન થયેલા ઘણા મહાન પુરુષોને અમુક મહાન વિચાર અને કાર્યના ઉત્પાદક કે નિર્માતા ગણવામાં આવે છે; પરંતુ કાળે કરીને જ્યારે તેમના નામનું લેબલ ઝાંખું પડી નષ્ટ થઇ જાય છે ત્યારે તે મહાન વિચારો અને કાર્યોના આત્મા પર ઉંડા અક્ષરે કોતરાયેલો "માતા" શબ્દ નજરે પડે છે. ખરેખર જે માતાના પુત્રોને લોકો તાળીઓથી વધાવી લે છે તે માતાને તો તેઓ કદાચ જરા પણ ઓળખતા હોતા નથી!

પ્રેસિડેન્ટ ગાર્ફીલ્ડે પોતાનો હોદ્દો લીધા પછી સૌથી પહેલું કામ પોતાની વૃદ્ધ માતાને નમન કરવાનું કર્યું હતું. તે કહેતો કે "હું જેવો છું અને મારી પાસે જે છે તે સર્વનું કારણ મારી માતા છે."

બેન્જામિન વેસ્ટે કહ્યું હતું કે "મારી માતાના એક ચુંબને મને ચિત્રકાર બનાવ્યો છે." લૉર્ડ લૅંગ્ડેઈલે કહ્યું હતું કે "જો એક પલ્લામાં આખા જગતને મૂકવામાં આવે અને બીજામાં મારી માતાને મૂકવામાં આવે તો જગતવાળું પલ્લું ઉંચું જશે."

ગેટેએ કહ્યું હતું કે "આપણો જન્મ થતાંજ જગતની આપણાપર અસર થવા લાગે છે અને તે કાર્ય છેવટ સુધી ચાલુ રહે છે."

શેક્સપિયર કહે છે કે "સંસારથી વિરક્ત થયેલા આપણા આત્માને વૃક્ષોમાં જીભની, વહેતા ઝરાઓમાં પુસ્તકોની, પથ્થરોમાં

ધર્મોપદેશની અને પ્રત્યેક વસ્તુમાં મંગળતાની પ્રતીતિ થાય છે."

ક્લે, વેબ્સ્ટર અને બીજા હજારો માણસોના સંબંધમાં બન્યું છે તેમ ગામડાના છોકરાઓ વિલાપ કરે છે કે અમને તક મળતી નથી અને ખડકો, પર્વતો તથા જંગલોમાં અમારું જીવન અફળ જાય છે. આવી સમજણને લીધે તેઓ જન્મસ્થાનનાં બંધન તોડી નાખીને તકથી ભરેલા શહેરમાં જવાની રાહ જોયા કરે છે; પરંતુ ત્યાં જઇને વસ્યા બાદ શહેરમાં ઉછરેલા છોકરા સાથે કોઈ વાર હાથોહાથ થવું પડતાં એજ ખડકો, પર્વતો, ઝરાઓ અને પથ્થરના ડુંગરો—કે જે અજ્ઞાત રીતે તેમના બાંધાની દઢતા અને શક્તિમાં ઉતરેલા હોય છે—તે તેમની મદદે દોડી આવે છે અને શહેરમાં ઉછરેલા હરીફને ધૂળ ભેગો કરે છે. એ ઉપરથી સ્પષ્ટ થાય છે કે, બાલ્યાવસ્થાના આ મહાન શિક્ષકોનું શિક્ષણ વ્યર્થ જતું નથી પણ તે મનુષ્યના જીવનનો એક અગત્યનો ભાગ બની રહે છે. "કોઇક ઉચ્ચ ભાવનાનું નિમંત્રણ થતાં જંગલ પાછું હાલવા લાગે છે; વૃક્ષો ગણગણવા લાગે છે; નદીઓ વહેવા અને પ્રકાશવા લાગે છે અને ઢોરો પર્વત પર બોલવા લાગે છે તથા મનુષ્યના હાથમાં શક્તિની કુંચી મૂકવા માંડે છે. આવી રીતે પ્રકૃતિના પ્રત્યેક પદાર્થમાંથી મનુષ્યને જે બોધ મળે છે તે તેના હૃદયની જીભ બને છે અને જડ હૃદયના લોકોને દર્શાવી આપે છે કે, જગતમાં સર્વત્ર ડહાપણુ ભરેલું છે માટે આ બોધ ગ્રહણ કરો."

**આપણા શિક્ષણનો ઉત્તમોત્તમ ભાગ આપણને પ્રકૃતિ દેવી તરફથી મળે છે અને આપણે આપણી જાતને શહેરમાંજ ગોંધી રાખીએ છીએ તેટલા માટે તે આપણી પાસેથી ભારે દંડ લે છે.** આપણે શહેરમાં રહીને કુદરતની સ્વચ્છ અને આરોગ્યદાયક હવા મેળવી શકતા નથી; તેમજ આનંદદાયક પક્ષીઓ, વહેળાઓ, પુષ્પો, પર્વતો, ખીણો, જંગલો, બીડો અને ડુંગરોમાંથી પાઠો શીખી શકતા નથી. જગત એ કુદરતની મોટી નિશાળ છે. તે મનુષ્યનો વિકાસ કરે છે; જીવનને પ્રફુલ્લિત કરે છે અને મનુષ્યોને બળવાન કરે છે. સર્વ રોગોની ઔષધિ તેનામાં રહેલી છે અને તેના સહવાસથી દૂર રહેનારને અવશ્ય દંડ ભરવો પડે છે. વળી એથી તેના મનુષ્યત્વનો કેટલોક ભાગ હમેશને માટે સંકુચિત થઇ જાય છે; તેની દૃષ્ટિમર્યાદા સાંકડી અને ટુંકી થઈ જાય છે અને તેનું શિક્ષણ અપૂર્ણ રહે છે. સ્નાયુ, નસ અને બીજા સર્વ અવયવોની દઢતા, ટકી રહેવાની શક્તિ, હિંમત, ચપળતા એ સર્વ

ગુણો ગામડાનાં હવાપાણીથી પ્રાપ્ત થાય છે. શહેરનું નાગરિક જીવન મનુષ્યની શારીરિક અને નૈતિક ખરાબી કરે છે. શહેરમાં સુધારો ખૂબ દેખાય છે પરંતુ શક્તિ કમી થઇ જાય છે. શિક્ષણ પુષ્કળ દેખાય છે પણ કસ થોડો હોય છે. સુંદરતા વિશેષ દેખાય છે પરંતુ મજબૂતી ઓછી હોય છે. ભાવના વિશેષ હોય છે પણ ડહાપણ થોડું હોય છે. પુસ્તકો વધારે હોય છે પણ જ્ઞાન થોડું હોય છે. વાચન પુષ્કળ હોય છે પણ બુદ્ધિ થોડી હોય છે. માહિતી પુષ્કળ મળે છે પણ કાર્ય કરવાની શક્તિ ઓછી હોય છે. કલ્પના પુષ્કળ હોય છે પણ દૃઢ વિચાર ઓછા હોય છે, કોમળતા વધુ હોય છે પણ દૃઢતા ઓછી હોય છે. વર્તમાનપત્રો ખૂબ વાંચવામાં આવે છે પણ સ્મરણશક્તિ તથા ધારણાશક્તિ મંદ હોય છે. માણસોની સાથે મળવા હળવાનું ખૂબ થાય છે પરંતુ સહૃદયતા ઓછી હોય છે. હાવભાવ અને મોઢાની મિઠાશ બતાવતાં વધારે આવડે છે પણ અંદર ઉલટીજ વૃત્તિ હોય છે. અંદર એક વાત હોવા છતાં મોઢે તથા ચહેરામાં બીજાજ ભાવ દર્શાવવાની કળા વધારે હોય છે, પણ ઉચ્ચ હિતને સમજવા તથા સાધવાની કળા–સદ્‌ગુણો–દૈવીસંપત્તિ વધારવાની ઇચ્છા અને યત્ન અલ્પ હોય છે.

જૉન માર્શલ વર્જિનિયાના પર્વતો તરફ જોઇને બોલ્યો હતો કે “ અહો ! કેવું સુંદર દૃશ્ય છે ! અહીં આત્મા કેવો પ્રોત્સાહિત થાય છે અને કેવા ઉન્નત વિચારો આવે છે ! પૅટ્રીક હેન્રી એક મહાન અને છટાદાર વક્તા થયો તેમાં શું આશ્ચર્ય ! તે આવાં ઉચ્ચ કોટિનાં દૃશ્યોની વચ્ચે ઉછરેલો હોવાથી તેથી વિપરીત બની શકેજ નહિં પણ એવોજ થાય !”

જંગલો, પહાડો, નદીઓ અને સમુદ્રના સહવાસે પ્રાચીન આર્ય મુનિઓને અલૌકિક સત્યોના શોખીન દ્રષ્ટા તથા વક્તા બનાવવામાં–પોતે કૃતકૃત્ય બની બીજાઓને પણ ઉચ્ચતા તરફ ખેંચવામાં–કેટલી બધી મદદ કરી હશે તે વાત શહેરી, મુડદાલ, સ્વાર્થપ્રેમી બુદ્ધિમાનો ભાગ્યેજ સમજી શકે તેમ છે.

ડેનિયલ વેબ્સ્ટરનાં સંસ્મરણોમાં સ્ટિવન ઍલન જણાવે છે કે “જે સ્થાનમાં વેબ્સ્ટર જન્મ્યો હતો તે સ્થાનમાં તેના કેટલાક પડોશીઓ અને સંબંધીઓની સાથે હું ઉભો રહ્યો ત્યારે મને એવો વિચાર આવ્યા વિના રહ્યો નહિ કે, જંગલની જે શીતલ ટેકરીઓની વચ્ચે એ ઉછર્યો હતો અને જે બીડામાં એ મોટો થયો હતો તેમણે અવશ્ય એના આત્મા પર પોતાની છાપ પાડી હતી.”

યુનાઈટેડ સ્ટેટ્સની ભૂગોળ અને ઇતિહાસ વૉશિંગ્ટનની કૉંગ્રેસ પર છપાયેલો હોય છે. જો આપણામાં તે કૉંગ્રેસના સભાસદનું પૃથક્કરણ કરવાની શક્તિ હોય તો આપણે તેના જીવન પર અસર કરનાર અને તેને રચનાર પર્વતો, ખીણો, સરોવરો, બીડો અને તેની જન્મભૂમિનાં સમસ્ત દૃશ્યો જોઈ શકીએ. તેના પરગણાનો ઇતિહાસ, તેમાં પ્રચલિત દંતકથાઓ અને કવિતાઓ; એ સર્વ તેના મગજના તંતુઓની સાથે વણાઈ ગયેલાં હોય છે. તેમની અસર તેના જીવનના અણુએ અણુમાં દેખાય છે. પ્રાચીન ગ્રેનાઇટ સ્ટેટનો માણસ અને સૂર્યના પ્રખર તાપથી તપ્ત દક્ષિણનો રંગીલો પ્રતિનિધિ, બન્ને જુદા પડીને ઓળખાઇ આવે છે. એકાદ વેબ્સ્ટરમાં તેમને ગ્રેનાઇટ પરગણાની ઉગ્ર આબોહવાની અને એકાદ કૅલ્હૌનમાં અથવા કલૅમાં પ્રખર તાપની પ્રતીતિ થઇ શકે છે.

વિશ્વ એ મનુષ્યને માટે એક મોટી કિંડરગાર્ટનની શાળા છે. તેમાંની પ્રત્યેક વસ્તુ પોતાનો ખાસ પાઠ શીખવે છે. પર્વત આપણુને દૃઢતા અને ભવ્યતાનું શિક્ષણ આપે છે; સમુદ્ર આપણુને વિશાળતા અને ફેરફારનો પાઠ શીખવે છે; જંગલો અને સરોવરો, નદીઓ, વાદળાં અને પવન, નક્ષત્રો અને પુષ્પો, મોટા વહેળાઓ અને ખિલોરી બરફના ટુકડાઓ—એ સર્વ જડચેતન પદાર્થો મનુષ્યોના આત્મા પર પોતાની છાપ પાડે છે. મધમાખ અને કીટપતંગાદિ જીવો પણ આપણુને ઉદ્યોગ અને કરકસરના પાઠ શીખવે છે.

હલકી ગાળો અને શાપ દેવાને માટે પ્રખ્યાત થયેલી એક ડોશીએ જૉન બનિયનને કહ્યું હતું કે "તું એટલી હલકી ગાળો ભાંડે છે કે તારા શબ્દો સાંભળી મને કંપારી છૂટે છે. મેં મારા સમગ્ર જીવનમાં તારા જેવો સેતાન જોયો નથી." આવી ડોશીને મોઢેથી ઠપકો સાંભળી બનિયનના શોકનો પાર રહ્યો નહિ અને તે પશ્ચાત્તાપ કરવા લાગ્યો. થોડાજ સમયમાં તે બદલાઇને ધાર્મિક ઉપદેશ આપતો જણાયો. ધર્માંધ મનુષ્યોએ તેને બાર વરસ સુધી કારાગૃહમાં રખાવ્યો; પરંતુ તે નરક સમાન સ્થાનમાંથી પણ તેણે પોતાનું અમર "પિલ્ગ્રિમ્સ પ્રોગ્રેસ" નામનું પુસ્તક જગતને આપ્યું !

મહાન સિકંદરે કહ્યું હતું કે "મારા જીવનને માટે હું મારા પિતાનો આભારી છું, પરંતુ મારા ઉત્તમ જીવનને માટે તો મારા શિક્ષકોનોજ આભારી છું."

લિંકન પ્રેસિડેન્ટ તરીકે નીમાયો તે પહેલાં કેટલાક સમય પર તેણે નૉરિચ શહેરમાં વ્યાખ્યાન આપ્યું ત્યારે તેની બારીક દલીલો

સાંભળીને એક માણુસ પર ઘણીજ અસર થઇ હતી. બીજે દિવસે તે એને આગગાડીમાં મળ્યો ત્યારે તેણે પૂછ્યું કે "આપને દલીલ કરવાની આવી અદ્દભુત શક્તિ અને પૃથક્કરણ કરવાની આવી ચોક્કસતા ક્યાંથી પ્રાપ્ત થઇ ?" લિંકને પ્રત્યુત્તર આપ્યો કે "મને ભયંકર નિરાશા મળેલી તેથી મને એ શક્તિઓ મળી છે. તરુણાવસ્થામાં હું કાયદાનો અભ્યાસ કરવા ગયો ત્યારે મને જણાયું કે વકીલનું કામ ઘણે ભાગે મુકદ્દમો સાબીત કરવાનું કે તોડી પાડવાનુંજ હોય છે. મેં મારા મનમાં પ્રશ્ન પૂછ્યો કે 'લિંકન! અમુક વાત સાબીત થયેલી ક્યારે કહેવાય ? મને પ્રત્યુત્તર મળી શક્યો નહિ. સાબીત થયેલી ક્યારે કહેવાય ? જુબાની એ કાંઇ સાબીતી નથી. જુબાની ભલે પૂરતી હોય પરંતુ સાબીતી શેમાં રહેલી છે ? પેલા જર્મનની પ્રાચીન વાત તો આપના સ્મરણમાં હશેજ. એક અપરાધને માટે તેની તપાસ ચાલી અને તેની વિરુદ્ધ સાક્ષી આપવાને અર્ધો ડઝન આબરૂદાર માણસોને ખડા કરવામાં આવ્યા. તેમણે પ્રતિજ્ઞાપૂર્વક જણાવ્યું કે, એ માણસે ગુન્હો કર્યો છે. તે માણસે પ્રત્યુત્તર આપ્યો કે 'એમણે મારી સામે સાક્ષી પૂરી તેથી શું વળ્યું ? છ માણસો પ્રતિજ્ઞાપૂર્વક જણાવે છે કે તેમણે મને અપરાધ કરતાં જોયો છે; પરંતુ મારી પાસે બે ડઝન કરતાં અધિક સદ્દગૃહસ્થો એવા છે, કે જેઓ પ્રતિજ્ઞાપૂર્વક એમ કહેવાને તૈયાર છે કે તેમણે મને આ અપરાધ કરતાં જોયો નથી.' માટે સાબીતી ક્યાં છે ? મેં આ પ્રશ્ન પર વિચાર કર્યો અને છેવટે મારા મનમાં કહ્યું કે 'આહ ! લિંકન, તું કહી શકતો નથી ?' ત્યાર પછી મેં વિચાર કર્યો કે એક વાત સાબીત થયેલી ક્યારે કહેવાય તે જો હું કહી શકું નહિ તો કાયદાનો અભ્યાસ કરવામાં લાભ શો ?' આવો વિચાર કરી મેં તે અભ્યાસને તિલાંજલિ આપી અને હું કેન્ટકીમાં મારે ઘેર પાછો ગયો. જૂના લાકડાના ઝુંપડામાં હું પાછો ફર્યો ત્યાર પછી થોડાજ સમયમાં દૈવયોગે મને ભૂમિતિની એક પ્રત મળી આવી. ભૂમિતિ શું છે તે હું જાણતો પણ ન હતો તેથી તે જાણવાની મને જિજ્ઞાસા થઇ. અંતે તેનું જ્ઞાન મને પ્રાપ્ત થયું પણ તે કામ કંઈ સહેલું ન હતું. મેં તે ગ્રંથમાં નજર ફેરવી પરંતુ તે રેષાઓ અને ખૂણાઓ તથા કુંડાળા ઈત્યાદિથી ભરેલો હતો. મને તેમાં જરાયે સમજ પડી નહિ. આથી મેં મૂળથીજ આરંભ કર્યો અને વસંતઋતુ આવે તે પહેલાં તો તેનું સંપૂર્ણ જ્ઞાન મેળવી લીધું. પછી વસંતઋતુમાં મેં મનમાં પ્રશ્ન કર્યો કે 'કેમ, હવે તું એક વાત ક્યારે સાબીત થાય

તે કહી શકે છે?' અને મારા મનમાંથી પ્રત્યુત્તર આવ્યો કે 'હા સાહેબ! હવે તો કહી શકું છું.' 'ત્યારે તો હવે તને કાયદાનો અભ્યાસ કરવાની રજા છે.' અને ત્યાર પછી હું પાછો કાયદાનો અભ્યાસ કરવાને ગયો!"

કોઇ પણ પુરુષ અથવા સ્ત્રી સમાજની સહાય વિના પોતાના મનુષ્યત્વનો સંપૂર્ણ વિકાસ કરી શકશે નહિ. સૂર્યપ્રકાશ અને વરસાદ બીજને જેટલાં ઉપયોગી છે તેટલોજ સમાજ વ્યક્તિને ઉપયોગી છે. તે એનો વિકાસ કરે છે; વિસ્તાર કરે છે; પ્રફુલ્લિત કરે છે અને એની શક્તિને બહાર લાવે છે. બીજા મનુષ્યો તરફથી તેને તક મળે છે. પ્રત્યેક માણસ તેને માટે દીવાસળીરૂપ છે. તે તેનામાં રહેલું કોઇક નવીન લાકડું સળગાવે છે કે જે આગલી દીવાસળીથી સળગ્યું ન હતું. સમષ્ટિ વિના વ્યષ્ટિમાં રહેલો અગ્નિ હમેશને માટે ઢંકાયેલોજ રહે છે.

મનુષ્યનો જે પળથી સમાજ સાથેનો સંબંધ તૂટી જાય છે તેજ પળથી તે ક્ષુદ્ર ગતિને લીધે મરવા લાગે છે. ત્યાર પછી તે ભાગ્યેજ જીવતાં મનુષ્યોની કોટિમાં હોય છે. તે મરવા પડેલા પશુની સ્થિતિને પ્રાપ્ત થાય છે. આવા માણસો જડ અને લાગણી વિનાના બની જાય છે. કોઈ કોઇ દેશોમાં લાંબા સમયથી એકાંતવાસની શિક્ષા રદ કરવામાં આવી છે. કારણકે તેથી માણસો ઉન્મત્ત અને નિર્બળ બની જાય છે અને કદાચ મરણ પણ પામે છે. કહેવાતા અથવા ખરા ગુન્હેગારો પ્રત્યે શત્રુતાની અને જુલ્મીની દૃષ્ટિ વિના એવી અતિશય નાલાયક સજાઓ કોઈ પણ સરકાર પોતાના કાયદાઓમાં ચાલુ રાખી શકે નહિ.

વળી ખરી શક્તિ કાંઇ માત્ર પાઠશાળામાં અભ્યાસ કરવાથી, લાયબ્રેરીઓમાં જઇ પુસ્તકો વાંચવાથી અને વ્યાખ્યાનો સાંભળવાથી પ્રાપ્ત થતી નથી; પરંતુ તે તીર્થો, જંગલો, બજારો અને માણસોથી ભરેલા રસ્તાઓ તથા જડ ચેતન પદાર્થોના સંસર્ગમાં રહેવાથી પ્રાપ્ત થાય છે.

જ્યારે એક માણુસ પાઠશાળાના શિક્ષણથી શિક્ષિત થાય છે ત્યારે હજાર માણસો આત્મશિક્ષણથી શિક્ષિત થાય છે.

પ્રગતિ કરવાની મહત્ત્વાકાંક્ષા અને ઉન્નત થવાનો સતત પ્રયાસ એ આપણુને નિરંતર દીર્ઘદૃષ્ટિ, ડહાપણ, કરકસર અને હિંમતનું શિક્ષણ આપ્યા કરે છે. વાસ્તવમાં તે આપણા દૃઢમાં દૃઢ અને ઉચ્ચમાં ઉચ્ચ ગુણોનો વિકાસ કરે છે. પ્રગતિ કરવાનું આ યુદ્ધ જો ન ચાલતું

હોત તો કોઇ પણ સમાજમાં જીવવું અસહ્ય થઇ પડત. તેની ગેર-હાજરીથી કેવાં ભયંકર પરિણામો આવે તેની કોઇ કલ્પના પણ કરી શકે એમ નથી. જગતમાં ગુરુત્વાકર્ષણનો નાશ થવાથી જેવાં પરિણામો આવે તેવાંજ પરિણામો પ્રગતિ માટેનો પ્રયાસ બંધ પડવાથી આવશે. તેમ થવાથી પ્રત્યેક વસ્તુનો નાશ થશે; નિરુદ્યમ અને જડતા જ્યાં ત્યાં પ્રસરી જશે; કિંચિત્ પણ સાહસિકતા અને પ્રગતિ રહેશે નહિ અને લોકો ફરીથી જંગલી અવસ્થામાં પડી જશે. આ પ્રગતિ માટેનો પ્રયાસ સર્વ માણુસોને હજારો રીતે શિક્ષણ આપે છે.

સ્ટર્ન્સ કહે છે કે "મનુષ્યોને કાર્યમાં પ્રવૃત્ત કરનારી, તેમનાં કાર્યોને અંકુશમાં રાખનારી અને તેમને નિયમબદ્ધ કરનારી બળવાનમાં બળવાન શક્તિ હાલમાં કયી છે? જગતની સ્થિતિ અને ભાગ્ય સૌથી વિશેષ કોના હાથમાં છે? એવા પ્રશ્ન જો કોઇ પૂછે તો આપણે તેમને સત્વર પ્રત્યુત્તર આપવો જોઇએ કે, તે ભિન્ન ભિન્ન પ્રકારનાં કામો છે. એમાં પણ કૃષિ, પશુપાલન અને દેશી તથા વિદેશી વાણિજ્ય સર્વોચ્ચ સ્થાન ભોગવે છે. કેમકે ભૌતિક ઉન્નતિમાં મચી મડેલી અને કળા, જ્ઞાન, સાહિત્ય અને સામાજિક સંસ્કૃતિમાં પ્રગતિ કરતી હાલની તમામ પ્રજાઓમાં "વ્યાપાર" એજ રાજા થઇ પડેલો છે. વ્યાપારની પેઠે બીજા કેટલાક ધંધાઓ વિના પણ સમાજને ચાલી શકે તેમ નથી અને કેટલાક માણુસો તેમને અતિ માનનીય પણ ગણુતા હશે; પરંતુ અત્યારે તો એ સર્વમાં વ્યાપારજ રાજા છે. રાજદ્વારી પુરુષો અને વિદ્વાનો, અમીરો અને રાજાઓ, કારખાનાંવાળાઓ અને કારીગરો તથા મજૂરો એ સર્વ માત્ર આ ચક્રવર્તીની પરવાનગીથી અને તેનાં પૂરાં પાડેલાં સાધનોથીજ પોતાનાં ભિન્ન ભિન્ન કાર્યો કરે છે."×

પ્રમાણિકપણે દ્રવ્ય પ્રાપ્ત કરવાના પ્રયાસમાં કેટલું બધું શિક્ષણ રહેલું છે! દ્રવ્યપ્રાપ્તિનો પ્રયાસ આપણુને જે પરિશ્રમ, કરકસર, સ્વાર્થત્યાગ અને આત્મસંયમનું શિક્ષણ આપે છે તે દ્રવ્ય કરતાં

---

× અત્યારની સ્થિતિ એવીજ છે. પરંતુ બીજાઓને અન્યાય આપીને તથા તેમનાં અજ્ઞાન ઈ૦ નો ગેરલાભ લઇને વ્યાપારી લોકો તથા પ્રજાઓ ભૌતિક ઉન્નતિને શિખરે પહોંચેલી છે અને આખા જગતની સમૃદ્ધિને હોઈયાં કરવા મથી રહી છે. તેમને બરાબર ઠેકાણે લાવવાના રસ્તાઓ પણ હવે કુદરતે કેવા કેવા લેવા માંડયા છે તે આપણે જોતાજ ચાલીએ છીએ. હિંદ જેવા અજ્ઞાન, પરવશ દેશમાં તો શિશ્નોદરપરાયણુતાના સ્વાર્થોને બદલે એ આપત્તિઓમાંથી દેશને છોડવે એવાજ ઉપાયો, અને માણુસોનું રાજ્ય હવે ચાલવું જોઇએ. સંપાદક

હજારગણું વધારે કિંમતી છે. સંપત્તિની ઇચ્છાવાળા મનુષ્યને તે પ્રાપ્ત કરવાના પ્રયાસમાં નિરંતર પોતાના સર્વોચ્ચ અને ઉત્તમોત્તમ ગુણો પ્રકાશમાં લાવવાની ફરજ પડે છે.+ તેને આસપાસની પરિસ્થિતિને અનુકૂળ બનવાનો સતત પ્રયત્ન કરવો પડે છે. તેને ક્ષુદ્ર વિગતોની સાથે વારંવાર માથાફોડ કરવી પડે છે તેથી તેનું મગજ કસાય છે. તેને હમેશાં પોતાના મગજને પોતાના ધંધાની કોઇ પણ બાબતને માટે તૈયાર રાખવું પડે છે. તત્કાળ નિશ્ચય અને તાબડતોબ કાર્ય કરવાની તેને હમેશાં ફરજ પડતી હોવાથી તેના મનુષ્યત્વનો વિકાસ થાય છે.

**પરાભવો અને પરાજયો આપણા ચારિત્ર્યનો મહાન વિકાસ કરે છે. તેમણેજ મનુષ્યોને પ્રચંડ સ્નાયુ, મજબૂત અવયવો અને અતિ સૂક્ષ્મ બુદ્ધિ આપીને મહાપુરુષો બનાવ્યા છે. બર્કે કહ્યું હતું કે "ઉત્તમ પ્રકારના લાલનપાલન અને મોજશોખથી હું રાજ્યનો સભાસદ થયો નથી. સંકટથીજ ઉત્તમતા પ્રાપ્ત થાય છે, એ મારો મુદ્રાલેખ છે."**

ગરીબાઇ ઘણી વાર પોતાનું સૌન્દર્ય ચીંથરીઆ પોશાકમાં ઢાંકે છે. દારિદ્ર્યરૂપી વરુને પોતાના આંગણામાંથી દૂર રાખવાનો પ્રયાસ કરવા જતાં હજારો માણસોને મહાન થવાની ફરજ પડી છે. ઘણી વાર મનુષ્યમાંથી ખરૂં મનુષ્યત્વ ખેંચી કાઢવા માટે કુદરતને ગરીબાઇરૂપી હથિયારનોજ ઉપયોગ કરવો પડે છે. મનુષ્યના આરામ અને મોજશોખને માટે કુદરત બહુ થોડી દરકાર કરે છે. તે તો હમેશાં મનુષ્યત્વનીજ શોધમાં હોય છે અને તેને લલચાવવાને માટે તે ગમે તેટલી કિંમત આપે છે અને ગમે તે હથિયાર વાપરે છે.

---

+ આ અમેરિકન લેખકનું કથન છે. હિંદના વ્યાપારીઓ તો ઘણે ભાગે જૂઠ, સ્વાર્થ ઈત્યાદિ અવગુણોજ શીખતા દેખાય છે. અમદાવાદના એક સુધરેલા અને ખૂબ ગોટપીટ ભણેલા વેપારીએ એક સભાના પ્રમુખપદેથી કહ્યું હતું કે 'મજૂરો અમારી પાસેથી વધુ પૈસા કઢાવીને દારૂ વગેરે બદીઓમાં ખરચે તેને બદલે તેટલા પૈસા અમારાં ઘરોમાં રહે તે વધુ સારૂં નહિ ?' બિચારાને એટલી વાત પણ નહિજ સમજાયેલી કે, એ બંનેને બદલે એ પૈસા એ ગરીબોને તેમજ તેમનાં છોકરાંઓને શિક્ષણ, ઉપદેશ, આરોગ્ય ઈ૦ પૂરાં પાડવા પાછળ ખરચાય તેજ સારામાં સારૂં નહિ ? મનુષ્યને સૂકા રોટલાની સાથે પણ તેમાંથી ટુકડો બીજાને આપવાની વૃત્તિ થાય એ સારૂં, કે આવા માણસોની પેઠે કરોડો રૂપિયાની સાથે અન્યાયી સ્વાર્થવૃત્તિ અને તેના પરિણામરૂપે-પાપનો ઘડો ભરાઇ રહેતાં-નરકવાસ અથવા તો કોઇ પતિયા કોઢિયાને પેટે અવતાર લઈ દુઃખ ભોગવે એ સારૂં ? પૈસાદારો ! અને પારકે ભોગે તથા જૂઠ ઈ૦ દ્વારા પૈસાદાર થવાને મથી રહેલા લાખો મૂર્ખાઓ ! ચેતાય તો ચેતજો ! ! સંપાદક

**મનુષ્યની આવશ્યકતાઓનાં સાધનોના પેટામાં કૃપાળુ કુદરતે વિશેષ ઉત્તમ શિક્ષણ આપવાનાં સાધનો છુપાવેલાં છે—**સમાવેલાં છે. અને એ કુદરતજ નવી નવી આવશ્યકતાઓ શોધીને તથા સમજાવીને મનુષ્યને આગળ ધકેલે છે અને આ પ્રમાણે આવશ્યકતાઓ પૂરી પાડવાનો મનુષ્યનો પ્રયત્ન, કુદરતે તેનામાં લાવવા ઇચ્છેલા ચારિત્ર્યનો વિકાસ કરે છે.

જે નવીન આવશ્યકતાની લોકો ઘણી નિંદા કરે છે તેજ મનુષ્યોના મહાનમાં મહાન શિક્ષકોમાંની એક છે. તેણે મનુષ્યોને કેળવીને અપ્રસિદ્ધાવસ્થામાંથી બહાર આણ્યા છે અને મુશીબતના જંગલમાંથી કાઢી આશાની ભૂમિમાં લાવી મૂકયા છે. એણે કેવા બહાદૂર આત્માઓને પ્રકાશમાં આણ્યા છે! કેવી નિઃસ્વાર્થ ભક્તિને જન્મ આપ્યો છે! તેણે પુસિનને પૅરિસ જવાના માર્ગમાં પાટિયાં ચીતરતો જોયો અને તેને મહાનમાં મહાન કલાવિધાયકો પૈકી એક બનાવ્યો! ચૅન્ટ્રિ પોતાની માતાનાં ગ્રાહકોને દૂધ આપવા માટે એક ગધેડાની પીઠ પર દૂધના ડબ્બા મૂકીને લઈ જતો હતો તેને આવશ્યકતાએ જોયો અને એ સદીના મહાનમાં મહાન શિલ્પીઓમાંનો એક બનાવી દીધો! તેણે રિચર્ડ ફૅાલિને સ્વીડિશ લોકોની ખીલા જડવાની પદ્ધતિ શીખવાને માટે સ્વીડનમાં મોકલી આપ્યો! તેણે હોમરને ગ્રીસના કિનારા પર ભટકતો જોયો અને અમર 'ઇલિયડ' ગાતો બનાવી દીધો! તેણે શેકસપિયર નામના છોકરાને નાટકશાળાના બારણા આગળ ઘોડાની લગામ પકડીને ઉભેલો જોયો અને તેની અંદરથી અમર 'હૅમ્લેટ' ખેંચી કાઢયું! આવશ્યકતા એ સૌથી મહાન વિશ્વવિદ્યાલય છે. કેટલા બધા રાજદ્વારી પુરુષો, કેટલા બધા તત્ત્વજ્ઞાનીઓ, કેટલા બધા વિદ્વાનો, કેટલા બધા ગ્રંથકર્તાઓ, કેટલા બધા પરોપકારી પુરુષો અને કેટલા બધા વ્યાપારીઓ એ યુનિવર્સિટીમાંથી ગ્રૅજ્યુએટ થઇને બહાર પડયા છે અને અભિમાનપૂર્વક એનું સ્મરણ કરે છે!

માણસો સ્વાભાવિક રીતે આળસુ હોય છે અને તેથી તેમની શિથિલ થતી મહત્ત્વાકાંક્ષાને પોષવાને માટે, પ્રોત્સાહિત કરવા માટે તથા આરામ અને વડીલોપાર્જિત દ્રવ્યથી ઉત્પન્ન થતા આળસને દૂર કરવાને તેમને શક્તિમાન કરવાને માટે કોઇ મહાન ઉત્તેજક ઉપચારની જરૂર રહે છે. ગરીબાઈરૂપી દૈવી ઍડનો ઘા લાગવાથીજ મનુષ્ય હમેશાં કાર્યક્ષેત્રમાં આગળ ધકેલાયો છે.

બીજી રીતે અપ્રસિદ્ધ રહ્યા હોત એવા ઘણા માણસોને સંકટે

પ્રસિદ્ધિમાં આણ્યા છે. "જ્યારે એક મનુષ્યને શિક્ષણ આપવાની ઈશ્વરની ઇચ્છા હોય છે ત્યારે તે એને સખત પાઠો શીખવાની ફરજ પાડે છે. તે સઘળાં સંકટોનું જ્ઞાન મેળવીને ચિરકાલિન આશ્વાસનનું જ્ઞાન મેળવે એટલા માટે તે એને **સંકટોની શાળામાં મોકલે છે–આરામની શાળામાં મોકલતો નથી."**

જે શિક્ષણ દઢતા, હિંમત, ખંત અને આત્મસંયમ ઉત્પન્ન કરતું નથી તે માનવજીવનની આવશ્યકતાઓને માટે પૂરતું ગણી શકાય નહિ.

સી. ડબ્લ્યુ. ઇલિયટ કહે છે કે "**ઉચ્ચ શિક્ષણનું ફળ જ્ઞાન નથી પણ જ્ઞાન પ્રાપ્ત કરવાની ઇચ્છા અને શક્તિ છે**—જ્ઞાન નથી પરંતુ શક્તિ છે."

એમર્સને જેને "તકની ભૂમિ" જણાવી છે એવી અમેરિકાની ભૂમિ કરતાં અનેક રીતે ચડી જાય એવી હિંદની ભૂમિમાં વસવું એ એક જાતનું પ્રોત્સાહન છે–એક જાતનું શિક્ષણ છે. જે દેશમાં માણસોને અવગુણ અને અજ્ઞાનમાંથી જગાડી સદ્‌ગુણ અને ઉદ્યોગ તરફ ઉત્તેજનારી ગરીબાઈરૂપી મહાન ઔષધિ સર્વત્ર છૂટથી ઊગી નીકળેલી છે; સ્વાર્થત્યાગ, સાહસ, કૌશલ્ય, પરોપકારવૃત્તિ, સહનશીલતા, આત્મસંયમ ઇ૦ ગુણોની બાબતમાં દુનિયાના કોઇ પણ દેશમાં જેનો જોટો ન મળી શકે એવા નેતાઓ જે દેશમાં વિદ્યમાન હોઇને વાણી તથા સ્વચારિત્ર્ય વડે આગળ ધસવાનો આદેશ આપી રહ્યા છે અને જે દેશનાં અગણિત સાધનો ×આપણને પ્રત્યેક દિશામાં આપણી શક્તિ દર્શાવવાને નિમંત્રણ કરી રહ્યાં છે તે દેશમાં કોઇ પણ માણસ આળસુ થઇજ શી રીતે શકે?

---

× એકલો હિમાલયજ પોતાના પ્રબળ વેગે વહી રહેલા જળપ્રવાહો વડે એટલી બધી મીલોને બળ પૂરું પાડે એમ છે કે જેથી આખા જગતને દરેકે દરેક યંત્રજન્ય વસ્તુઓ બળતણની એક પાઇ પણ ખર્ચવી પડયા વિના પૂરી પાડી શકાય. એક વેદાંત પણ એવી વસ્તુ છે કે દુનિયાને એ સત્ય સમજાવવા માટે લાખો આર્ય મિશનરીઓને કામ પૂરું પાડે. હિંદનાં હવાપાણીને સુસ્ત કહેનારા ભૂલે છે.

અત્યારની બળ-વૈભવવાળી પ્રજાઓ જ્યારે છેક જંગલી દશા ભોગવતી હતી અને તેમનું નામનિશાન કોઈ જાણતું ન હતું તે વખતે જે દેશ હજારો વર્ષ સુધી આખી દુનિયામાં હથિયાર કે સત્તાના પાશવ બળથી નહિ પણ વર્ચસ્વ, જ્ઞાન, કળા ઇ૦ દિવ્ય વસ્તુઓના બળ અને દાન વડે સર્વોચ્ચ આસન ભોગવી ચૂક્યો છે, તે દેશ હવે પણ તેજજ દશા મેળવવાને સમર્થ છે. એક વાર જે બન્યું તે બીજી વાર પણ બની શકે.



# પ્રકરણ ૨૫ મું—ગ્રંથો

"શિક્ષણને મજબૂત રીતે પકડી રહેજો; જવા દેશો નહિ. કારણ કે તે તમારૂં જીવન છે." —સૉલૉમન

"પુસ્તકો યુવાવસ્થામાં આપણને માર્ગ દર્શાવે છે અને વૃદ્ધાવસ્થામાં આનંદ આપે છે. તે એકાંતમાં આપણને આશ્રય આપે છે અને આપણા જીવનને બોજારૂપ બનતું અટકાવે છે." —જેરિમી કોલિયર

"મનુષ્યોને સમાનતાની ભૂમિ પર લાવવાનાં જો કોઈ સાચાં સાધનો હોય તો તે માત્ર પુસ્તકોજ છે. સર્વ માણસોને માટે ખુલ્લો એવો જો કોઈ પણ ખજાનો-હોય તો તે પુસ્તકાલય છે." —લૅંગફર્ડ

"જો મારાં પુસ્તકો અને મારા વાચનના પ્રેમના બદલામાં સમસ્ત મહારાજ્યોના મુકુટો મારા પગ આગળ મૂકવામાં આવે તો હું તે સર્વ મુકુટોને લાત મારી ફેંકી દઉં !" —ફેનેલન

"વાચનનો રસ, જે મારો બાળપણનો અજેય મિત્ર છે તેને બદલે જો કોઇ મને હિંદુસ્તાનની સઘળી દોલત આપી દે તોપણ હું તેનો ત્યાગ કરૂં નહિ." —ગિબન

"હાલમાં મારા ઘણા મિત્રો છે અને હું તેમને ચાહું છું; પરંતુ તેમના કરતાં હું વાચનને વિશેષ ચાહું છું." —પોપ

"કેટલાક ગ્રંથોએ જગતનું જેટલું હિત કર્યું છે અને હજી કર્યા જાય છે; તેઓ જે રીતે આપણી આશાને જાગ્રત રાખે છે; નવીન હિંમત અને શ્રદ્ધાને જાગ્રત કરે છે; દુઃખને શાંત કરે છે; કઠિન અને સખ્ત હૃદયનાં કુટુંબીઓને પાલે પડેલા મનુષ્યોને આદર્શ જીવન આપે છે; દૂર દૂરના યુગોને અને દેશોને એક બીજા સાથે જોડી દે છે; સૌંદર્યનાં નવાં જગતો ઉત્પન્ન કરે છે અને સ્વર્ગમાંથી સત્યોને લાવે છે--એ સર્વનો જ્યારે હું વિચાર કરૂં છું ત્યારે હું હમેશાં ઈશ્વરને આ બક્ષિસ આપવા માટે ધન્યવાદ આપું છું." —જેમ્સ ફ્રીમૅન ક્લાર્ક

"ગ્રંથો એ મિત્રરહિત માણસોના મિત્રો છે."—જ્યોર્જ. એસ. હિલાર્ડ

"વિચારને આકારના રૂપમાં ગોઠવવાની કળા જો કૅડમસને કદી પણ શીખવવામાં આવી ન હોત; જો પ્લેટો કદી પણ પોતાના ઘરમાંથી બોલ્યો ન હોત અથવા અંધ હોમરે કદી પણ પોતાની ઉત્તમ સારંગી વગાડી ન હોત તો માણસની અવસ્થા કેવી હોત તે કોણ કહી શકે એમ છે ?" —બલ્વર

હૉરેસ ગ્રીલીએ કહ્યું હતું કે " જ્યારે હું બાલ્યાવસ્થામાં હતો ત્યારે વાંચતો વાંચતો હું લાકડાંથી ભરેલા ઓરડામાં જતો હતો; વાંચતો વાંચતો બગીચામાં જતો હતો અને પાડોશીઓને ત્યાં વાંચતો વાંચતો જતો હતો. મારો પિતા બહુ ગરીબ હોવાથી તેને દિવસના વખતમાં બાગમાં મારી ચાકરીની જરૂર પડતી; પરંતુ રાત્રે મને સુવાડવામાં તેને ભારે તકલીફ પડતી હતી. હું મારાં પુસ્તકોને મારી આસપાસ ગોઠવતો અને રાત્રે લાંબા વખત સુધી તે વાંચ વાંચ કર્યા કરતો. હું મૂંગો અને ગતિહીન બની નીચી મૂંડીએ, પુસ્તકોમાંથી જ્ઞાનરૂપી અમૃતનું પાન કર્યાજ કરતો. મારા મનથી, મારી આસપાસનું જગત જડ બનતું અને મારાં પુસ્તકો મને જે જગતમાં લઇ જતાં તેજ જગત માત્ર મને જીવતું જાગતું લાગતું."

કેટલા બધા છોકરાઓ આવીજ વાત કરી શકે છે! કેટલા બધા માણુસોને ઉન્નતિના સમયમાં ગ્રંથોમાં એક મહાનમાં મહાન આનંદ પ્રાપ્ત થયો છે અને કેટલા બધા માણુસોને ગરીબાઇ અને દુઃખના સમયમાં પુસ્તકોએ આશ્વાસન આપીને ચિંતામાંથી નિવૃત્ત કર્યા છે તથા તેમની ઉદાસીને બદલે મધુર સુખ આપ્યું છે!

ગરીબ લોકોને દારિદ્રના કૂવામાંથી બહાર ખેંચી કાઢવાની, કંગાલ લોકોને તેમનાં દુઃખમાંથી મુક્ત કરવાની, ભાર ઉંચકનારને બોજાનું વિસ્મરણુ કરાવવાની, બિમાર માણુસોને તેમનું દર્દ ભૂલાવી દેવાની, દુઃખી માણુસોને દુઃખ ભૂલાવવાની અને પાયમાલ થયેલાઓને તેમની દુર્દશાનું ભાન ભૂલાવી દેવાની ગ્રંથોમાં જેટલી શક્તિ હોય છે તેટલી શક્તિ ઘણું કરીને બીજી કોઇ પણુ ચીજમાં હોતી નથી. ગ્રંથો એ મિત્રહીનના મિત્રો, એકલવાયા પડેલા જનોના સાથીઓ, આનંદ-હીનનો આનંદ, નિરાશ થયેલાઓની આશા, હૃદયભગ્ન થયેલાઓનું આશ્વાસન અને અસહાય નિરાશ્રિતોના આશ્રય અને સહાયક છે. પુસ્તકો અંધકારમાં પ્રકાશ આણે છે અને છાયામાં તડકો આણે છે.

આપણે ગરીબ હોઇએ; સમાજ દ્વારા તિરસ્કારાયેલા હોઇએ અને સત્પુરુષોનો સમાગમ કરવાની તક ન મળતી હોય પણુ પુસ્તકો-ને આપણે ઉત્તમોત્તમ મિત્રો બનાવી શકીએ છીએ. તેમના દ્વારા આપણે મહેલોમાં રહી શકીએ છીએ; મોટા મોટા મહારાજાઓ સાથે વાતો કરી શકીએ છીએ; રાજવંશીઓના મિત્ર થઈ શકીએ છીએ અને સર્વ યુગોના મહાનમાં મહાન અને શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ પુરુષોની સાથે બેસીને ધરાઇએ ત્યાં સુધી વાર્તાલાપ કરી શકીએ છીએ.

આ જમાનામાં છાપખાનાં તમને ગીતા, કુરાન અને બાઇબલ

ઈંગ્ની પ્રતો જૂજ કિંમતે ખરીદવાને શક્તિમાન કરે છે; પરંતુ જો તમે તેમાંના અખૂટ જ્ઞાનભંડારનો છૂટથી લાભ લો અને તે તમારા તથા તમારી આસપાસનાં માણસોના જીવન પર અસર જે કરે તેના પ્રમાણમાં જો તમે તેની કિંમત કરો તો તે કેટલી બધી થવા જાય ? જીવનયાત્રામાં રસ્તો ભૂલેલા હજારો માણસોએ આ ગ્રંથોએ માર્ગ બતાવ્યો છે અને દુનિયામાંના બીજા કોઈ પણ ગ્રંથ તેમનું સ્થાન લઈ શકશે નહિ.

આ સિવાય છાપખાનાં બીજાં હજારો ઉત્તમ પુસ્તકો માત્ર નામનીજ કિંમતે આપણી સેવામાં સાદર કરે છે. કર્તા અને પ્રકાશકને જેના ઉપર હજારોનો ખર્ચ થયો હોય તે ગ્રંથની એક નકલ આપણે માત્ર થોડાક આના કે રૂપિયામાં ખરીદી શકીએ છીએ અને આધુનિક વર્તમાનપત્ર દ્વારા આપણે માત્ર એક નજીવી કિંમત આપીને વિદ્વાનો અને વિચારકોના એક આખા સૈન્યને આપણી સેવામાં હાજર કરી શકીએ છીએ. બીજે કયે સ્થળેથી આપણને ખરચેલા પૈસાનો આવો મોટો બદલો મળે છે ! આપણે તેને જેટલા પણ વધારે વિચાર અને લક્ષ્યપૂર્વક વાંચીએ છીએ તેટલો આપણને વધારે લાભ થાય છે.

જે ગ્રંથ એક યુવાન માણસને તેના જીવનકાર્યમાં ગોઠવી શકે છે તે મહાન શક્તિશાળી હોય છે. માત્ર એકજ ગ્રંથના પ્રોત્સાહનથી અનેક વ્યાખ્યાનકારો, કવિઓ, તત્ત્વવેત્તાઓ, ગ્રંથકર્તાઓ અને રાજદ્વારી પુરુષો ઉત્પન્ન થયા છે. એથી ઉલટી રીતે જોતાં, એકજ અનીતિમાન પુસ્તકે કેટલીક વાર અનેક માણસોને નાસ્તિક, લંપટ અને અપરાધી બનાવ્યા છે. ઑસિયનનાં કાવ્યોએ નેપોલિયનના જીવન પર અતિ પ્રબળ અસર કરી હતી અને તે હોમરની પ્રશંસા કરતાં થાકતો ન હતો. તેનું વાચન બહુજ વિશાળ હતું; તેણે સમસ્ત યુગોના અને સમસ્ત દેશોના ઇતિહાસ, ગણિતશાસ્ત્ર, વર્જિલ અને ટાસોના ગ્રંથો અને ધાર્મિક પુસ્તકો તથા કાયદાના ગ્રંથો વાંચ્યા હતા.

કૉટન મૅથરનો 'સત્કાર્ય વિષે નિબંધ' ફ્રૅંક્લિને પોતાની બાલ્યાવસ્થામાં વાંચ્યો હતો તેની અસર તેના આખા જીવન પર થઈ હતી. તે પ્રત્યેક માણસને હાથમાં કલમ લઈને વાંચવાની અને જે અગત્યનું વાંચ્યુ હોય તેની નોંધ લખી લેવાની ભલામણ કરતો હતો.

એમર્સને 'પ્રકૃતિ' વિષે જે ગ્રંથ લખ્યો હતો તેની અસર ટિન્ડાલની સમગ્ર કારકીર્દિ પર થઇ હતી.

બીચરે કહ્યું હતું કે, રસ્કિનના ગ્રંથોએ મને અવલોકન કરવાની

કુંચી આપી છે અને આ ગ્રંથો વાંચ્યા પછી કોઇ પણ માણસ ફરીથી સંપૂર્ણ રીતે આગલો માણસ રહેતો નથી અથવા પોતાની પહેલાંની દૃષ્ટિથી જગત તરફ જોઈ શકતો નથી. સેમ્યુઅલ ડ્રૂએ કહ્યું હતું કે "લૉકના 'જ્ઞાનેંદ્રિય વિષેના નિબંધે' મને આળસમાંથી જાગ્રત કર્યો અને સંકુચિત વિચારોનું સમર્થન કરવાની મને જે ખરાબ ટેવ પડી ગઇ હતી તેનો ત્યાગ કરવાનો મારી પાસે નિશ્ચય કરાવ્યો."

ચામડાનો એક અંગ્રેજ વેપારી કે જેનું ચામડું ઘણુંજ વખણાતું તેણે કહ્યું હતું કે "જો મેં કાર્લાઇલના ગ્રંથો વાંચ્યા ન હોત તો હું આવું સરસ ચામડું બનાવી શક્યો ન હોત!" લિંકને પોતાના ગામડિયા પાડોશીઓની પાસેથી વૉશિંગ્ટન અને હેન્રી ક્લેનાં જીવનચરિત્રો માગી લઇને પોતાના ઝુંપડામાં સગડીના પ્રકાશમાં વાંચ્યાં, તેથી તેના જીવનને પ્રોત્સાહન મળ્યું હતું. તેણે પોતાની બાલ્યાવસ્થામાં પેઇનનો 'બુદ્ધિવાદનો યુગ' અને વૉલ્નિનો 'રૂઇન્સ' એમ બે ગ્રંથો વાંચ્યા હતા; તેથી તેના મન પર એટલી પ્રબળ અસર થઇ હતી કે તેણે બાઇબલની અસત્યતા સિદ્ધ કરવાને એક નિબંધ લખ્યો. આ બે ગ્રંથોએ તેની નીતિને લગભગ ડગાવી નાખી; પરંતુ સદ્ભાગ્યે પાછલાં વર્ષોમાં તેના હાથમાં જે ગ્રંથો આવ્યા તેમણે આ ખરાબ અસર દૂર કરી.

ઉપર પ્રમાણે ઘણા માણસોની સત્કાર્ય વા દુષ્કાર્ય કરવાની વૃત્તિ માત્ર એકજ પુસ્તક દ્વારા દૃઢ થઇ છે. આપણે બાલ્યાવસ્થામાં જે પુસ્તકો વાંચીએ છીએ તેની આપણા ઉપર સૌથી વિશેષ અસર થાય છે. જ્યારે ગાર્ફીલ્ડ પોતાના એક પાડોશીને ત્યાં કામ કરતો હતો ત્યારે 'ખલાસી સિનબાદ' અને 'ચાંચીઆઓનું પોતાનું પુસ્તક' એ નામના બે ગ્રંથો તેના વાંચવામાં આવ્યા. આ ગ્રંથોએ તેની આગળ નવું જગત પ્રકાશિત કર્યું અને તેને ખલાસીનો ધંધો કરતો અટકાવતાં તેની માતાને ઘણી મુશ્કેલી પડી. આ ગ્રંથોએ તેની બાલકલ્પનાશક્તિની આગળ સમુદ્રમાંના પરાક્રમમય જીવનનું જે ચિત્ર રજૂ કર્યું તેથી તે બહુ મોહિત થઇ ગયો હતો. 'કૅપ્ટન કુકના પ્રવાસો' એ નામના પુસ્તકે વિલિયમ કેરીને મૂર્તિપૂજક લોકોમાં ધર્મોપદેશ કરવા જવાને પ્રેર્યો. 'ક્રાઇસ્ટનું અનુકરણ' અને ટેલરના 'પવિત્ર જીવન અને મરણ' એ પુસ્તકે જૉન વેસ્લીનું ચારિત્ર્ય દૃઢ કર્યું. જૉન શાર્પે કહ્યું હતું કે "'શેક્સપિયર અને બાઇબલ' એ નામના પુસ્તકે મને યૉર્કનો વડો ધર્મગુરુ બનાવ્યો છે." 'વિકાર ઑફ વેઇકફીલ્ડ' નામના ગ્રંથે ગેટેના હૃદયમાં કાવ્યશક્તિ જગાડી હતી.

જે જૂના ઘરમાં કૉલરિજે પોતાની તરંગી બાલ્યાવસ્થા વીતાવી હતી તેના દિવાનખાનાની બારી આગળ પેલી પૂર્વ તરફની કલ્પના-ઓમાંથી ઉપજેલી 'અરેબિયન નાઇટસ' નામની ચોપડી પડી હતી. આ ચોપડીને તેણે ઉચકી લીધી અને તે અત્યંત રસપૂર્વક વાંચવા લાગ્યો. કોઇ કોઇ વાર તો તે આખી રાત વાંચતો અને સવાર પડે એટલે તે એ પુસ્તકને બગીચાના કોઇ ગીચ ખૂણામાં લઇ જઇને તેમાંની ચમત્કારિક અને પરમઆહ્લાદક ઘટનાઓનું રસિક વર્ણન આનંદપૂર્વક વાંચતો.

પોતાને કોઈ પણ પ્રકારની તક મળતી નથી એવો વિચાર ધરાવનારા કેટલા બધા ગરીબ છોકરાઓ અને છોકરીઓ સ્માઇલ્સ, ટૉડ, મૅથ્યૂઝ, મન્જર, વ્હિપલ, જીકી, થેયર ઇત્યાદિ લેખકોના સુંદર ગ્રંથો વાંચીને સત્કાર્યો કરવા પ્રેરાયાં છે !

પુસ્તકોનો મોટામાં મોટો લાભ હમેશાં તેમાંની જે હકીકત આપણને યાદ રહે છે તે દ્વારા થતો નથી પણ તેમાંથી જે સૂચના આપણને મળે છે તે દ્વારા પ્રાપ્ત થાય છે. એક સારો ગ્રંથ અથવા એક સારો મિત્ર ઘણી વાર આપણામાં રહેલી ગુપ્ત શક્તિને જાગ્રત કરે છે. પુસ્તકોના વાચનથી મહાન લેખકો ઘણી વાર જુદાજ વિષયો પર ચિંતન કરવાને ઉત્તેજિત કરી દે છે. આપણે ઘણી વાર આપણા વિચારો અને આપણીજ ભાવનાઓ પુસ્તકોમાં જોઇએ છીએ. વાસ્તવમાં પુસ્તકો દ્વારા આપણે આપણી જાતને ઓળખતાં શીખીએ છીએ. આપણે આપણું એક અંગ એમર્સનના ગ્રંથમાં જોઇએ છીએ તો બીજું શેકસપિયર કે કાલિદાસના ગ્રંથમાં જોઇએ છીએ, આપણો એક વિચાર વાલ્મીકિ યા હોમરના ગ્રંથમાં હોય છે તો બીજો શંકર કે ડાંટેના ગ્રંથમાંથી મળી આવે છે અને આપણે આપણું સંપૂર્ણ વ્યક્તિત્વ જાણી રહીએ ત્યાં સુધી આ ક્રિયા ચાલુજ રહે છે. આપણા મિત્રો દ્વારા પણ આપણને આપણાં ઘણાં સુંદર અંગોનું ભાન થાય છે. આપણા શત્રુઓ દ્વારા આપણાં ઘણાં બેડોળ અંગોનું પણ જ્ઞાન થાય છે અને લોકો તરફથી આપણાં છૂટાંછવાયાં લક્ષણોની પ્રતીતિ થાય છે એ વાત સત્ય છે; પરંતુ આપણાં સૌથી વિશેષ અંગોની પ્રતીતિ શાંત અને નિષ્પક્ષપાત રીતે તો આપણને પુસ્તકો દ્વારાજ થાય છે. પુસ્તકોમાં આપણી સબળતા અને દુર્બળતા, આપણી વિશાળતા અને સંકોચ, આપણા અભિપ્રાયો અને અભિરુચિઓ, આપણી અનુકૂળતા અને પ્રતિકૂળતા, આપણી સહૃદયતા અને જડતા એ સર્વનાં પ્રતિબિંબ સ્પષ્ટ રીતે માલૂમ પડે છે.

મૅડમ રોલૅન્ડ પ્લુટાર્કની એક પ્રત દેવળમાં લઈ જતી અને પ્રાર્થના ચાલતી વખતે જ્યારે જ્યારે વિસામો હોય ત્યારે ત્યારે તેમાંનું એક વાક્ય વાંચતી. આ પુસ્તક નેપોલિયનને પણ બહુ પ્રિય હતું. પ્લુટાર્ક પરમ કુશળતાથી પોતાના વીર પુરુષોની નાની નાની ખાસિયતો વર્ણવે છે પણ આ ખાસિયતોને બીજા લેખકોએ ધ્યાનમાં-જ લીધી નથી. તે કહેતો કે "મહાન યુદ્ધોના વર્ણનનું કામ હું બીજાઓને માટે રહેવા દઈશ અને હું પોતે તો આત્માનું વર્ણન કરાવનારી ઘટનાઓ વર્ણવીશ." શેકસપિયરે પ્લુટાર્કની ઘણી હકીકત-નો અનુવાદ કર્યો છે અને કોઇ કોઇ વાર તો તેની ભાષા અક્ષરશઃ ઉતારી છે. કુરાન દર વર્ષે એક વાર હોમર વાંચતો.

ટ્રોયના શહેરને અગ્નિમાં બળતું દર્શાવનારૂં એક કોતરેલું ચિત્ર, કે જેમાં તેની દિવાલોની આબેહૂબ આકૃતિ જણાતી હતી તે જોઇને ડૉ. સ્લીમૅન તેની તપાસ અને ખોદકામ કરવાને પ્રવૃત્ત થયો અને તેને પરિણામે અદ્દ્ભુત શોધો થઇ. લ્યૂથર જૉન હસનું જીવન-ચરિત્ર અને તેના લેખો વાંચીને ઉત્તેજિત થયો હતો. આવાં હજારો ઉદાહરણો આપી શકાય એમ છે.

આપણે આપણા ઘણા અભિપ્રાયો આપણાં પ્રિય પુસ્તકોમાંથી બાંધીએ છીએ. જે ગ્રંથકર્તાને આપણે વિશેષ પસંદ કરીએ છીએ તેજ આપણો સૌથી મહાન શિક્ષક છે. કેમકે આપણે તેની દષ્ટિથી જગતને જોઇએ છીએ. જો આપણે હમેશાં ઉન્નત વિચાર, શુદ્ધ શૈલિ, મજબૂત દલીલ અને સૂક્ષ્મ નિરીક્ષણશક્તિવાળા ગ્રંથો વાંચીએ તો આપણા આ ગુણોનો વિકાસ થાય છે. ઉલટપક્ષે જો આપણે અનીતિથી ભરેલા ગ્રંથો વાંચીએ તો આપણામાં પણ તે ગ્રંથોના દોષો અને દુર્ગુણોનો પ્રવેશ થાય છે. જેવી રીતે આપણે શ્વાસમાં લીધેલી હવાની અસરમાંથી મુક્ત થઇ શકતા નથી તેવી રીતે આપણે આપણા વાચનનો પ્રભાવ આપણા પર પડતો અટકાવી શકતા નથી.

મૅરૅયેટનાં નૉવેલો વાંચીને ઘણા છોકરાઓ ખલાસી બન્યા છે અને જીવનપર્યંત પર્યટન કરતા રહ્યા છે. એક છોકરાને હું ઓળખું છું તેણે સાત વર્ષની વયે ઍબટકૃત 'નેપોલિયનનું જીવનચરિત્ર' વાંચ્યું હતું અને તે ચૌદ વર્ષનો થયો તે પહેલાં તો એ લશ્કરમાં દાખલ થઇ ગયો! ઘણા માણસોએ બાલ્યાવસ્થામાં ખરાબ પુસ્તકો વાંચી તેની નિરંતર વધતી જતી અસરને લીધે ગુન્હા કર્યા છે. ન્યૂ-ગેટના કારાગૃહમાં ધર્મોપદેશ કરનારો પાદરી લંડનના લૉર્ડ મેયર પર મોકલેલા પોતાના વાર્ષિક રિપૉર્ટમાં ઘણા માનવંત કુળના અને

સુંદર દેખાવના છોકરાઓના સંબંધમાં લખે છે કે "મને જણાયું છે કે, એક પણ અપવાદ સિવાય આ છોકરાઓને તરુણ સ્ત્રીપુરુષની ગમ્મતને ખાતર પ્રકટ થતાં હલકા પત્રો વાંચવાનો નાદ લાગ્યો હતો." અને તેથી તેઓ જેલમાં જતા હતા. આ દેશમાં એવી કોઈ પણ ફોજદારી કોર્ટ વા જેલ નથી કે જ્યાં આવા પ્રકારના ગુન્હાઓ ન જણાય. આધુનિક સમયમાં ખરાબ પુસ્તકોની અસરથી નીતિનો કેટલો નાશ થયો છે તેનું માપ ભાગ્યેજ કાઢી શકાય તેમ છે.

એમ કહેવાય છે કે વૉલ્ટેરે પોતાની પાંચ વર્ષની વયે નાસ્તિક મતની એક કવિતા વાંચી હતી. તેની છાપ તેના મગજ પર એટલી ઉંડી બેસી ગઇ કે તે એના દેશમાં સૌથી મોટો નાસ્તિકમતવાદી બન્યો! એક છોકરાએ એક વાર બીજા છોકરાને બીભત્સ શબ્દો અને બીભત્સ ચિત્રોવાળું એક પુસ્તક બતાવ્યું. તેણે તેને માત્ર થોડી પળો સુધીજ પોતાના હાથમાં પકડ્યું. પાછળથી તે શ્રેષ્ઠ પંક્તિનો ધર્માચાર્ય થયો. અનેક વર્ષો પછી તેણે પોતાના એક મિત્રને કહ્યું કે "તે પુસ્તક જોવાને બદલે જો મેં મારી અર્ધી સંપત્તિ આપી દીધી હોત તો વધારે ઠીક થાત. કારણ કે કેટલીક વાર તેમાંની અપવિત્ર મૂર્તિઓ પવિત્રમાં પવિત્ર સમયે પણ વગર તેડયે મારા મનમાં આવીને ઉભી રહે છે!"

જેમ્સ ટી. ફીલ્ડઝે જેમ્સ પોમરૉય નામના બાલખૂનીની કારાગૃહમાં મુલાકાત લીધી હતી. બાળક પોમરૉયે તેને કહ્યું કે "મને ખૂન અને ચોંકાવનારી ઘટનાઓની વાર્તાઓ વાંચવાનો ઘણો નાદ લાગ્યો હતો. ખૂન અને બીજાં ભયંકર પ્રકારનાં કૃત્યોનાં વર્ણનથી ભરેલાં છ પેનિની કિંમતનાં નૉવેલો મેં ખૂબ વાંચ્યાં હતાં અને આ પુસ્તકોએ મારા મગજમાં ભયંકર વિચારો મૂકી મને ખૂની કામો કરવાને પ્રવૃત્ત કર્યો હતો એમાં જરા પણ શક નથી."

જો હું એક યુવાનને 'પોલીસ ગૅઝેટ' અને એવાજ પ્રકારનાં બીજાં પત્રો વાંચતો જોઉં, તો વખત જતાં એનું નામ ફોજદારી કૉર્ટનાં દફતરોમાં નોંધાયેલું જાણીને મને આશ્ચર્ય થાય નહિ. બિશપ પૉટરે કહ્યું હતું કે "માણસ જે કક્ષાનાં પુસ્તકો વાંચે છે તેના કરતાં તે કદી પણ ચઢતી કોટીનો થતો નથી એ એક સિદ્ધ વાક્ય છે."

બ્રિટિશ સરકારનો એક અમલદાર જણાવે છે કે "ફોજદારી કૉર્ટમાં આવતા લગભગ સઘળા છોકરાઓની પતિતાવસ્થાનું કારણ ભ્રષ્ટ વાચનજ છે." આપણી ગુજરાતી ભાષામાં પણ આજકાલ

કેટલાક લેખકો, પ્રકાશકો તેમજ પત્રકારો બીભત્સ અને ક્રૂર વર્ણનવાળાં પુસ્તકો અને લેખો લખવા તથા પ્રસિદ્ધ કરવા પાછળ મંડી પડેલા જણાય છે અને ઓળખીતા અથવા નોકર સંપાદકો તેની ભારોભાર વખાણ છાપતાં અચકાતા નથી, એ દુર્ભાગ્યની વાત છે.

જે પુસ્તકો આપણને સૌથી વિશેષ પ્રોત્સાહન આપે અને કાંઈક મહાન કાર્ય કરવાને તથા કાંઈક મહત્તા મેળવવાને સૌથી વિશેષ નિશ્ચયવાન બનાવે તેજ ઉત્તમોત્તમ ગ્રંથો છે. જે પુસ્તકો આપણને વિશેષ શુદ્ધ વિચાર અને આચરણમાં લઇ જાય છે તેજ ઉત્તમોત્તમ પુસ્તકો છે. જે માણસો આપણને ઉત્તમોત્તમ કામો કરવાને પ્રોત્સાહિત કરે તેમનાજ સહવાસમાં આપણે આવવું જોઇએ; જે ગ્રંથો આપણને ઉન્નત વિચાર આપે અને આપણી શક્તિઓનો તથા તકોનો સૌથી વિશેષ લાભ લેવાને આપણને પ્રેરે તેવાંજ પુસ્તકો આપણે વાંચવાં જોઇએ.

એક માણસ હોમર વાંચતો હતો તેણે કહ્યું કે " તે પુસ્તક વાંચ્યા પછી હું મહોલ્લામાં ગયો ત્યારે મને માણસો દશ ફીટ ઉંચાં લાગ્યાં ! "

"એક વાર વાલ્મીકિ કે હોમરને વાંચ્યો, એટલે પછી તમને બીજા સર્વ ગ્રંથો હલકી પંક્તિના જણાશે; તમને જોઇતા સર્વ ગ્રંથોનો એમાં સમાવેશ થયેલો જણાશે."

મૅકોલે કહે છે કે, નિબંધરચનાની સૂક્ષ્મતા, કલ્પનાશક્તિ અને શૈલીનું સંપૂર્ણ જોમ તથા સૌંદર્ય, કે જે ઍથેન્સના મહાબુદ્ધિમાન વિદ્વાનોના મહાન ગ્રંથોમાં પ્રતીત થાય છે તે વિષેજ માત્ર જો આપણે વિચાર કરીએ તો આપણે જાહેર કરવું પડશે કે, તેઓ સૌથી વિશેષ મૂલ્યવાન છે; પરંતુ ઍથેન્સમાંથીજ પ્રત્યક્ષ વા પરોક્ષ રીતે માનવબુદ્ધિની ઉત્તમોત્તમ સૃષ્ટિઓ ઉપજી છે; ત્યાંથીજ સિસેરોનું વિશાળ પાંડિત્ય અને ઉજ્જવળ કલ્પનાશક્તિ, જુવેનાલનું પ્રખર તેજ, ડાંટેની નવી નવી કલ્પના, સર્વાંટસનો હાસ્યરસ, બેકનની વ્યાપક બુદ્ધિ, બટલરનું ઉત્તમ જ્ઞાન અને શેકસપિયરની વિશ્વવ્યાપક ઉત્તમતા એ સર્વ ઉપજ્યાં છે, એવો જ્યારે આપણે વિચાર કરીએ ત્યારે આપણે શું કહીશું ? પ્રત્યેક દેશમાં અને પ્રત્યેક યુગમાં તિરસ્કાર અને સત્તા ઉપર સત્ય અને બુદ્ધિએ મેળવેલા વિજયો એ ઍથેન્સના વિજયો છે. જ્યાં જ્યાં થોડા મહાપુરુષોએ સ્વતંત્રતા અને ન્યાયનો પક્ષ ગ્રહણ કરી અત્યાચાર અને ઠગાઈની સામે ઝુંડો ઉઠાવ્યો છે ત્યાં ત્યાં તેમનામાં ઍથેન્સનો જુસ્સો હતો,

કે જે તેમને પ્રોત્સાહિત અને ઉત્તેજિત કરીને આશ્વાસન આપતો હતો. એકાંતવાસી ઇરેઝમસના દીપકની પાસે, અસ્વસ્થ પૅસ્કલની શય્યાની પાસે, મિરાબૅાના પ્લૅટફોર્મની પાસે, ગૅલીલિયોના કારાગૃહની પાસે અને સીડનીની ફાંસીની પાસે ઍથેન્સનો જુસ્સો ઉભો રહ્યો હતો. અડગ રાજપૂત અને મરાઠા મહાવીરોનાં ઉગ્ર પરાક્રમોમાં રામાયણ, મહાભારત અને મહર્ષિઓ તથા મહાભકતોની અસરો મોટા પ્રમાણમાં હતી. વળી મનુષ્યના અંગત સુખ ઉપર તેની કેટલી અસર થઈ છે તેનો તો અડસટ્ટોજ કોણ કાઢી શકે એમ છે? તેણે મનુષ્યજાતિને કર્તવ્ય-પ્રાપ્તવ્યનું જે ઉત્તમોત્તમ શિક્ષણ આપ્યું છે તેથી કેટલા બધા માણસો વધુ શાણા, વિશેષ સુખી અને વધારે સારા થાય છે? કેટલા બધા માણસોને રામાયણ અને મહાભારતમાંથી ઉદ્ભવેલા ગ્રંથોનો અભ્યાસ ગરીબાઇમાં દ્રવ્યરૂપ, પરાધીન અવસ્થામાં સ્વતંત્રતારૂપ, વ્યાધિમાં આરોગ્યતારૂપ અને એકાંતમાં મિત્રમંડળરૂપ થઇ પડયો છે? ખરેખર ન્યાયમંદિર, રાજ્યસભા, રણક્ષેત્ર અને તત્ત્વજ્ઞાનની શાળાઓમાં તેની સત્તા જણાઇ રહે છે. પરંતુ માત્ર તેનું એટલુંજ ગૌરવ નથી. જ્યારે જ્યારે પણ એ સર્વોત્તમ સાહિત્ય દુ:ખી માણસોને આશ્વાસન આપે છે અને શાન્ત કરે છે; જ્યારે જ્યારે ઉજાગરા અને અશ્રુપાતથી શોકગ્રસ્ત થયેલી આંખોમાં તે આશ્વાસન અને આનંદનાં તેજ આંજે છે ત્યારે ત્યારે રામાયણ અને મહાભારત જેવા મહાગ્રંથોની ચિરકાલિન અસર ઉત્તમોત્તમરૂપે દેખાઇ રહે છે.

એરેબિયન વાર્તામાંનો ફકીર ઉંટો, તેમની પીઠ પર લાદેલા અલંકારો અને જવાહિરાતનો ત્યાગ કરતાં અચકાયો ન હતો; પરંતુ તેણે માત્ર એકજ દાબડો પોતાની પાસે રાખ્યો હતો કે જેમાંનું ઔષધ આંજવાથી એકજ દૃષ્ટિપાતે સમસ્ત વિશ્વના સર્વ ગુપ્ત ભંડારો જોઇ શકાય. ખરેખર, આ વાતમાં જરા પણ અતિશયોક્તિ નથી કે જે શુદ્ધ મનઃચક્ષુ આપણને વિચારને માટે માનસિક જગતનું અપાર દ્રવ્ય, પ્રાચીન રાજ્યકુલોના સઘળા ખજાનાઓ અને હજુસુધી નહિ શોધાયેલી ખાણોની કાચી ધાતુઓ આપે છે; તેની સાથે કોઇ પણ બાહ્ય સંપત્તિની તુલના થઈ શકે એમ નથી. મહાભારત અને રામાયણ જેવા ગ્રંથોએ મનુષ્યોને આ બક્ષિસ આપી છે. કુદીબંધ સૈકાઓથી અયોધ્યા અને હસ્તિનાપુરની સ્વતંત્રતા અને સત્તાનો નાશ થયો છે; તેના નિવાસીઓ પતિત થઇને ભીરુ ગુલામો બન્યા છે; તેની ભાષા અશુદ્ધ બની ગઇ છે; તેનાં મંદિરો વિદેશી આક-

મણુ અને ઘસારાઓના ભોગ થઇ પડયાં છે; પરંતુ વ્યાસ અને વાલ્મીકિનું માનસિક સામ્રાજ્ય આજે પણ અવિનાશી છે.

ડિ ક્વિન્સી કહે છે કે "ચૅાસરની વાર્તાઓમાં જે મૃદુતા અને સૌંદર્ય છે તેની બરાબરી આ જગતમાં કોઇ કદી પણ કરી શક્યું નથી. તેને લખાયાને આજે પાંચસો વર્ષ વીતી ગયાં છે તો પણ હજી ઘણા લોકો તેને એની મૂળ મોહક ભાષામાં વાંચે છે અને બીજાઓ ડ્રાયડન, પોપ તથા વર્ડ્ઝવર્થે તેમને આપેલા આધુનિક સ્વરૂપમાં વાંચે છે. ઓવિડની મૂર્તિપૂજક લોકોની વાર્તાઓને લખાયાને આજે અઢારસો વર્ષ વીતી ગયાં છે તોપણ તેની રસિકતા અને અપૂર્વ વર્ણનસૌંદર્યને લીધે હજુ સર્વ ખ્રિસ્તીઓ તે વાંચે છે."

જીફી કહે છે કે "તમે પુસ્તકાલયમાં દાખલ થતાંની સાથેજ વિશાળમાં વિશાળ જનસમુદાયમાં દાખલ થાઓ છો. ત્યાં તમને મોટામાં મોટો લાભ એ મળે છે કે, ત્યાં તેમની સાથે પરિચય કરાવી આપનાર કોઇ માણસની તમને જરૂર પડતી નથી. તે મોટા સમૂહમાંથી તમને ફાવે તે સાથીઓને તમે પસંદ કરી શકો છો. કારણકે તે અમર માણસોના નિઃશબ્દ સમુદાયમાં કાંઇ અહંકાર હોતો નથી પણ શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ માણસ હલકામાં હલકી પંક્તિના માણસની સેવામાં નમ્રતાથી હાજર થાય છે. તમે તમારી હલકાઇનો ખ્યાલ લાવ્યા વિના ગમે તે મહાન માણસ સાથે છૂટથી વાતચીત કરી શકો છો. કારણકે ઉત્તમ ગ્રંથો ઉચ્ચ કુલના હોય છે અને તેઓ કોઇ પણ પ્રકારના ભેદભાવથી, કોઇની લાગણી દુઃખવતા નથી."

સર વિલિયમ વૅાલરે કહ્યું હતું કે "મારા અભ્યાસગૃહમાં મને ખાત્રીપૂર્વક માત્ર બુદ્ધિમાન પુરુષોની સાથેજ વાર્તાલાપ કરવાનું મળે છે; જ્યારે બહાર તો મૂર્ખાઓના સંસર્ગમાંથી છૂટવુંજ અશકય થઇ પડે છે!" વેબ્સ્ટર કહે છે કે "એક વાર પ્રાપ્ત કરેલું કદી પણ ગુમાવવું નહિ એ માત્ર જ્ઞાનસામ્રાજ્યનોજ ગૌરવશાળી અને ખાસ હક્ક છે. ઉલટું એ એની પોતાની શક્તિથી વધતુંજ ચાલે છે. એનાં સઘળાં સાધ્યો એનાં સાધનો બની રહે છે; એની સર્વ પ્રાપ્તિઓ નવીન વિજયો મેળવવામાં સહાય કરે છે."

એમર્સને વાચનના ત્રણ નિયમો કર્યા હતાઃ—

જે પુસ્તકને પ્રસિદ્ધ થયાને એક વર્ષ થઇ ગયું ન હોય તે ન વાંચવું.

ઉત્તમ ગ્રંથો સિવાય બીજું કોઇ પણ પુસ્તક વાંચવું નહિ.

જે પુસ્તક પસંદ પડતું ન હોય તે કદી પણ વાંચવું નહિ.

પ્લુટાર્કનાં જીવનચરિત્રોએ મનુષ્યોનાં મન પર જે ઉત્તમ અસર

કરી હતી તેને માટે તેણે તે પુસ્તકને બાઈબલથી બીજે નંબરે મૂકયું હતું.*

ઍલેકઝાન્ડર એચ. એવરેટ કહે છે કે "સાહિત્યની ઉપાસના મનુષ્યને બીજા ધંધાને માટે નાલાયક બનાવી દે છે એ ખોટી વાત હોઇ તેના પ્રત્યે લક્ષ્ય આપતા નહિ. સિદ્ધાંતથી વિરુદ્ધ અને અનુભવના સમર્થન વિનાની એ માત્ર એક કલ્પનાજ છે એમ માનીને એનો અનાદર કરજો. જેઓ આ કલ્પનાને સાચી માનતા હોય તેમને પ્રત્યેક યુગમાં ખંત અને ચપળતાપૂર્વક કરેલાં કામનાં ઉત્તમોત્તમ ફળ ભોગવનાર માણસોનાં ઉદાહરણો બતાવી આપો. તેમને, જગતને થરથરાવી નાખતા વકતૃત્વના ધડાકાઓનો અભ્યાસ અર્ધી રાતે દીપકના પ્રકાશ વડે કરતા ડિમાસ્થિનિસનો દાખલો આપો. તેમને પૂછો કે, જો સિસેરો તત્ત્વજ્ઞાન અને પાંડિત્યની બાબતમાં તેના દેશની મગરૂરી અને આદર્શ ન બન્યો હોત તો તેને કોઇએ તેના દેશના પિતા તરીકે તાળીઓના ગડગડાટથી વધાવી લીધો હોત ખરો કે? તેમને પ્રશ્ન કરો કે, સીઝર અથવા ફ્રેડરિક, કે નેપોલિયન અથવા વેલિંગ્ટન વા વૉશિંગ્ટન ગ્રંથો લખી શકતા હતા તેથી શું તેઓ હલકી પંક્તિના યોદ્ધા નીવડયા હતા? ફ્રૅંકિલન કે જેણે આકાશમાંથી વીજળી આણી હતી અને અત્યાચારીના હાથમાંથી રાજ્યદંડ પણ ખૂંચવી લીધો હતો તેનું એમને સ્મરણ કરાવો. શું તેઓ તમને એમ કહે છે કે, અભ્યાસથી માણસ નાસ્તિક બની જાય છે? તો તેમને બેકન, મિલ્ટન, ન્યૂટન અને લૉકેનાં પૂજનીય નામોનું સ્મરણ કરાવો. શું તેઓ તમને એમ સમજાવે છે કે, સાહિત્યની ઉપાસના તમને આનંદના માર્ગથી બાતલ કરે છે? તેમને કહો કે ખરો આનંદ તો માત્ર શરીર, મન અને હૃદયની સમસ્ત શક્તિઓનો ઉદ્યોગપૂર્વક ઉપયોગ કરવાથીજ ઉત્પન્ન થાય છે–ઉત્તમ સાધનો દ્વારા ઉત્તમ કાર્યો કરવાથીજ ઉત્પન્ન થાય છે. યુવાન રામ, લક્ષ્મણ, યુધિષ્ઠિર અને હર્કયુંલિસ જેઓ મહાન સામર્થ્ય અને પરમ સૌંદર્યની જ્વલંત મૂર્તિરૂપ હતા તોપણ જેમણે પોતાનો ઉદ્ધાર આત્મા સદ્ગુણને સમર્પણ કર્યો હતો તેમની પ્રાચીન સુકથાઓ તેમને કહી સંભળાવો અને તેમને કહો કે, તમે પણ આજ રસ્તે ચાલો.

તમે જે રીતે કુહાડાને શરાણ પર ચઢાવો છો તેજ રીતે તમારે કોઈ પણ ખાસ પુસ્તકનું મનન અથવા ખાસ વિષયનું મનન

* સસ્તા સાહિત્ય તરફથી આ ગ્રંથ પણ નીકળવા સંભવ છે.

અને અભ્યાસ કરવો જોઈએ. તમે શરાણુ પાસેથી કંઈ મેળવવાની ઈચ્છાથી કુહાડો તે પર ચઢાવતા નથી પણ કુહાડાની ધાર તીક્ષ્ણ કરવાનેજ ચઢાવો છો. શરાણુમાંથી નીકળતી રજકણો કરતાં પુસ્તકોમાંથી વાંચેલી હકીકતો વધુ કિંમતી હોય છે. તેમજ કુહાડા કરતાં આપણું મગજ વિશેષ મૂલ્યવાન હોય છે.

બેકન કહે છે કેઃ—

**"કેટલાક ગ્રંથોનો તો માત્ર સ્વાદજ લેવાનો હોય છે,**

**કેટલાકને ગળી જવાના હોય છે અને**

**થોડાકનેજ ચાવી ને પચાવી દેવાના હોય છે;** અર્થાત્ કેટલાંક પુસ્તકોના માત્ર થોડાજ ભાગ વાંચવાના હોય છે, કેટલાકને વાંચી જવાના હોય, પરંતુ આતુરતાપૂર્વક નહિ અને થોડાકનેજ ઉદ્યોગ, ધ્યાન અને મનનપૂર્વક સંપૂર્ણ વાંચવાના હોય છે.

વાચન મનુષ્યોને સંપૂર્ણ બનાવે છે.

વાતચીત તેમને તૈયાર બનાવે છે.

લેખન તેમને ચોક્કસ બનાવે છે.

એટલા માટે જો એક માણસ થોડું લખે તો તેને મહાન સ્મરણશક્તિની જરૂર પડે છે; જો તે વાતચીત થોડી કરે તો તેને મહાન હાજરજવાબીની જરૂર પડે છે અને જો તે થોડું વાંચે તો પોતાનું અજ્ઞાન છુપાવવાને માટે મહાન લુચ્ચાઈની તેને જરૂર પડે છે.

ઇતિહાસ મનુષ્યને ડાહ્યો બનાવે છે.

કવિતા તેને રસિક બનાવે છે.

ગણિતશાસ્ત્ર તેને મર્મજ્ઞ બનાવે છે.

તત્ત્વજ્ઞાન તેને ઊંડી બુદ્ધિવાળો બનાવે છે.

નીતિશાસ્ત્ર તેને ગંભીર બનાવે છે.

ન્યાયશાસ્ત્ર અને અલંકારશાસ્ત્ર તેને વાદવિવાદ કરવાને શક્તિમાન બનાવે છે."

જીકી કહે છે કે "પોતાનાં પુસ્તકોની વચ્ચે જીવવા અને મરવાને માટે સિસેરોએ પોતાની સઘળી સંપત્તિનો પરિત્યાગ કરવાની ઈચ્છા બતાવી હતી એ કાંઈ આશ્ચર્યની વાત નથી. પેટ્રાર્ક પોતાના અંતપર્યંત પોતાનાં પુસ્તકોની વચ્ચે રહ્યો હતો અને તેમાંજ મરી ગયો હતો એમાં કાંઈ નવાઈ નથી. બેડ લખાવતો લખાવતો મરણ પામ્યો હતો, લિબ્નિઝ પોતાના હાથમાં પુસ્તક

સહિત મરણ પામ્યો હતો તથા લૉર્ડ ક્લૅરેન્ડન પોતાના ટેબલ આગળ મરણ પામ્યો હતો, એ સ્વાભાવિકજ છે. બકલના અંત· સમયના શબ્દોઃ "મારૂં ગરીબ બિચારૂં પુસ્તક!" એ પુસ્તકો પ્રત્યેની એની તીવ્ર પ્રીતિ પ્રદર્શિત કરે છે કે જે મૃત્યુને પણ વિસરાવી દે! સ્કૉટ જ્યારે અંતકાળે એબટ્સફર્ડમાં આવ્યો અને તેને ઉંચકીને તેના પુસ્તકાલયમાં લઇ જવામાં આવ્યો ત્યારે તેના મર્દાનગી ભરેલા મુખ પર દડ દડ આંસુની ધારા ચાલી! ખરેખર, તેણે પોતાનાં પુસ્તકોને એવી યોગ્ય રીતેજ અંતિમ પ્રણામ કર્યાં હતા. ધોળા વાળવાળો અને માત્ર હાડપિંજરરૂપ બની ગયેલો સધિ પુસ્તકો-ને ઉઘાડી અને વાંચી શકતો ન હતો ત્યારે તે તેને પંપાળતો અને ચુંબન કરતો હતો એ ચિત્ર તો બહુજ કરુણાજનક છે!"

પુસ્તકોમાં કેટલું બધું દ્રવ્ય ભરેલું છે; અને ગરીબમાં ગરીબ છોકરો કે છોકરી માત્ર થોડાકજ આનામાં પુસ્તકો લઈને માહિતી, જ્ઞાન અને બુદ્ધિમાં કેટલી બધી પ્રગતિ કરી શકે છે! પુસ્તકો દ્વારા ગરીબમાં ગરીબ છોકરો વ્યાસ, વાલ્મીક, પ્લેટો અને સૉક્રેટિસના બુદ્ધિરૂપી દ્રવ્યમાં આળોટી શકે છે. ચીંથરિયો મજૂર શેક્સપિયરની સાથે 'હૅમ્લેટ'ના કરુણરસિક નાટકમાં ભાગ ભજવી શકે છે. સાધારણ મજૂર પ્લેટોની સાથે વાદવિવાદ કરી શકે છે. ખાણોમાં કામ કરનારો મજૂર અર્જુન અને સીઝર જેવાઓની પાછળ પાછળ તેનાં યુદ્ધોમાં જઈ શકે છે અથવા સિકંદરની પાછળ તેણે સમસ્ત જગત પર કરેલી ચડાઇઓમાં જઇ શકે છે. ગરીબમાં ગરીબ કારીગર લિવિંગ્સ્ટન અને સ્ટૅન્લિની સાથે આફ્રિકાનાં જંગલોની શોધખોળ કરી શકે છે અને નેપોલિયનની પાછળ તેનાં યુરોપનાં રણક્ષેત્રોમાં જઇ શકે છે. ગરીબમાં ગરીબ છોકરો ગૅલીલિયો, હર્શલ, પ્રૉક્ટર અને હ્યુ મિલર-ની સાથે આકાશના વિસ્તારને ભેદી શકે છે; ખડકોમાં છપાયેલી અનેક યુગોની વાર્તાઓ વાંચી શકે છે અને ટૉમ્સન તથા એડિસનની સાથે વિજ્ઞાનનાં રહસ્યો ઉકેલી શકે છે.

મિલ્ટન ક્ષુદ્રમાં ક્ષુદ્ર ઝુંપડામાં પ્રવેશ કરે છે અને 'પૅરેડાઇઝ'ની કવિતા ચીંથરિયા માણસની આગળ ગાય છે! આ ખરેખર એક ચમત્કારિક વાત લાગે છે કે ગરીબમાં ગરીબ છોકરો સઘળા યુગના મહાનમાં મહાન તત્ત્વવેત્તાઓ, વિજ્ઞાનવેત્તાઓ, રાજદ્વારી પુરુષો, યોદ્ધાઓ અને ગ્રંથકર્તાઓની સાથે સહેજ ખર્ચથી વાતચિત કરી શકે છે અને ક્ષુદ્રમાં ક્ષુદ્ર ઝુંપડામાં રહેનારાં માણસો પ્રજાઓની વાતો, ઇતિહાસના યુગો, સ્વતંત્રતાની કથાઓ, લોકોનાં પરાક્રમી

કામો અને હૉટેન્ટૉટ લોકોથી માંડીને ઠેઠ વેબ્સ્ટરો, લિંકનો અને ગ્રાંટો સુધીની માનવપ્રગતિનો ઇતિહાસ જાણી શકે છે!

પુસ્તકાલયો હવે ગમ્મતનાં સાધનો રહ્યાં નથી પણ તે આવશ્યક વસ્તુ થઇ રહ્યાં છે. પુસ્તકો અને સામયિક પત્રો વિનાનું ઘર આજે બારી વિનાના ઘર જેવું ગણાય છે. છોકરાંઓ પુસ્તકોની વચ્ચેજ ઉછરતાં હોવાથી તેઓ વાંચતાં શીખે છે. તેઓ તેમને સ્પર્શ કરવાથી અજાણ રીતે પણ જ્ઞાન મેળવે છે. આજે કોઇ પણ સારા કુટુંબને સારા વાચન વિના ચાલી શકતું નથી.

જો સઘળી વસ્તુઓ ખરીદવાની તમારામાં શક્તિ ન હોય તો આવશ્યક રાચરચીલાં અને છબીઓ કે ચિત્રોને બદલે પુસ્તકોજ ખરીદજો. એકાદ સુંદર ઘર મૂલ્યવાન રાચરચીલાં, કિંમતી ચિત્રો, વેલબુટ્ટાદાર પડદા, રમકડાં, કિંમતી ગાલીચા વગેરેથી ભરેલું હોય અને તેના પુસ્તકાલયમાં એક પણ ઉત્તમ ગ્રંથ ન હોય તો તે કેવું ખરાબ લાગે! ખરેખર સુંદરમાં સુંદર ઘરોમાંનાં ઘણાંકમાં એક પણ ઉત્તમ પુસ્તક હોતું નથી!

જો જરૂર પડે તો **થીગડાં દીધેલાં કપડાં અને સાંધેલા જોડા પહેરજો, પરંતુ પુસ્તકોની બાબતમાં કંજુસાઇ કરશો નહિ.** તમે તમારાં બાળકોને પાઠશાળાનું શિક્ષણ આપી શકતા ન હો તોપણ તમે તેમને થોડાંક ઉત્તમ પુસ્તકો આપી શકશો; અને તેથી તેઓ ઉન્નત સ્થિતિએ પહોંચી આબરૂ અને માન મેળવશે. જે છોકરા અથવા છોકરીના હાથમાં આવશ્યક ગ્રંથો આવે છે તે ભલેને ગરીબમાં ગરીબ હોય તોપણ તેઓ પાઠશાળાનાં શિક્ષણ જેટલું—અથવા તેનાથી પણ અધિક—શિક્ષણ મેળવી શકે છે.

જો આપણા દેશના પ્રત્યેક ઘરમાં ઉત્તમોત્તમ પુસ્તકોનો સંગ્રહ હોય તો આપણી સંસ્કૃતિમાં એક મોટો ફેરફાર થઈ જાય.

લિટન કહે છે કે "જ્યાં સુધી પુસ્તકો હયાત છે ત્યાં સુધી ભૂતકાળનું અસ્તિત્વ નથી."

મનુષ્યનો પ્રત્યેક વિચાર, પ્રત્યેક ભાવના, પ્રત્યેક અનુભવ અને પ્રત્યેક કાર્ય પુસ્તકોમાં વિદ્યમાન હોય છે. પ્રજાઓ ઉન્નત અને અવનત થાય છે; શહેરો નાશ પામે છે; વિશાળ સામ્રાજ્યો પાયમાલ થઇ જાય છે; પરંતુ સમસ્ત ભૂતકાળ પુસ્તકોમાં વિદ્યમાન હોય છે. એક વારના બળવાન ગ્રીસનો, હસ્તિનાપુરનો અને અયોધ્યાનો સમગ્ર અવશેષ ભાગ માત્ર પુસ્તકોમાંજ રહેલો છે. તેનાં લશ્કરો નષ્ટ થયાં છે;

તેની શિલ્પકળા નાબૂદ થઈ ગઈ છે અને તેનાં માત્ર થોડાં ખંડેરોજ આજે ઉભાં છે; પરંતુ તેનાં પુસ્તકો તો ચિરકાલપર્યંત રહેશે અને મનુષ્યો પર હમેશાં અસર કર્યા કરશે.

મેરી વૉર્ટલી મૉંટેગ્યુ કહે છે કે "**ગમ્મત મેળવવાનું કોઈ પણ સાધન વાચનના જેટલું સસ્તુ નથી,** તેમજ કોઇ આનંદ એના જેટલો ટકતો નથી."

**સારા ગ્રંથો ચારિત્ર્યને ઉન્નત કરે છે, રુચિને શુદ્ધ કરે છે, હલકા આનંદોનો મોહ મટાડે છે અને આપણને ઉંચકીને વિચાર અને જીવનની ઉચ્ચતર ભૂમિકા પર મૂકી દે છે.**

એક ઉત્તમ અને ઉન્નત વિચારથી ભરેલો ગ્રંથ વાંચ્યા પછી તરત-જ હલકાં કામ કરવાનું બનતું નથી. જે માણસ સંસ્કરણ અથવા આનંદ ને માટે વાંચે છે તેના સંભાષણમાં રસિકતા અને મીઠાશ આવેછેજ.

પુસ્તકોની વચ્ચે ભ્રમણ કરવું અને વિચાર અથવા લક્ષ્ય વિના અહીં તહીં થોડાં થોડાં પૃષ્ઠો વાંચી નાખવાં, એ તો સમય વ્યર્થ ગુમાવવાથી પણ ખરાબ છે. કંઇ પણ નહિ વાંચવાથી રહેતા અજ્ઞાન કરતાં પણ એ ખરાબ છે. કારણકે એથી આપણો સ્વભાવ ચંચલ બની જાય છે અને મનની ચંચળતા વિચારસંકલનાનો ભંગ કરે છે. આપણે વાચનનો ચોક્કસ નિયમ કરવો જોઇએ અને વિદ્યાના કોઇ એક ભાગને સંપૂર્ણ હસ્તગત કરવાનો પ્રયત્ન કરવો જોઇએ.

**પોતાનાં સાધનો ગમે એટલાં સંકુચિત હોય તોપણ પ્રત્યેક તરુણે કોઇ એક વસ્તુને માટે પ્રસિદ્ધ થવાની-કોઈ એક બાબતમાં અસાધારણ નીવડવાની મહત્ત્વાકાંક્ષા રાખવી જોઇએ; કોઈ ચોક્કસ કાર્યના સંપૂર્ણ સ્વામી બનવાની મહત્ત્વાકાંક્ષા ધારણ કરવી જોઇએ.** જેમ જ્ઞાન એ કાંઇ બુદ્ધિ નથી તેજ પ્રમાણે વાચન એ પણ કાંઇ જ્ઞાન નથી. જે જ્ઞાન મનુષ્યના આચરણમાં ઉતરી જઇને તેના એક અંશરૂપ બની રહ્યું હોય તેનુંજ નામ બુદ્ધિ છે અને પદ્ધતિપૂર્વક તથા સૂક્ષ્મ રીતે વિચાર (મનન) કરવાનુંજ એ પરિણામ હોય છે.

જે પુસ્તકો વાંચતાં તમને સખ્તમાં સખ્ત પરિશ્રમ કરવો પડે છે; જે મગજને ઉત્તેજિત કરે છે અને ઉત્તમ કાર્ય કરવાને ઉત્સાહ આપે છે તેવાંજ પુસ્તકોથી તમારૂં સૌથી વિશેષ હિત થાય છે. લક્ષ્ય વિના વાંચવું એ અનિયમિત રીતે વાંચવા કરતાં પણ વધુ ખરાબ છે. લક્ષ્ય વિના વાંચતી વખત મન એક પ્રકારની બેભાન અવસ્થામાં-

પ્રમાદમાં–શિથિલતામાં રહે છે. એથી તે દુર્બલ થઈ જાય છે અને વખત જતાં નિયમો ગ્રહણુ કરવાને તથા પૃથક્કરણુ અને સંયોગીકરણુ કરવાને અશક્ત થઇ જાય છે. લક્ષ્ય વિનાનું વાચન મગજમાંથી ઉત્સાહને લઈ લે છે અને તે આળસુ, પ્રમાદી તથા મહાન સિદ્ધાંતો અને કઠિન પ્રશ્નો ગ્રહણુ કરવાને અશક્ત બની જાય છે.

વાચન અને ચિંતન એજ મગજનો વ્યાયામ છે. કસરતબાજ કાંઈ, વ્યાયામશાળામાંથી વ્યાયામ કરવાનાં સાધનો લઈ જતો નથી, પરંતુ તે દ્વારા જે બળ મળે છે તેજ લઇ જાય છે. ગ્રંથ વાંચવાથી બળ અને બુદ્ધિનો જે વિકાસ થાય છે તે જેટલો કિંમતી છે તેટલું કિંમતી આપણે તેમાંથી જે સ્મરણુમાં રાખીએ છીએ તે હોતું નથી. વ્યાયામશાળામાં બેસી રહેવાથી જેમ શરીરનો વિકાસ થતો નથી તેમ લક્ષ્ય વિના વાંચવાથી મનનો પણુ વિકાસ થતો નથી. આપણે મગજને એ વ્યાયામ દૃઢતા અને નિયમપૂર્વક આપવો જોઇએ.

અમેરિકન ગ્રેજ્યુએટ અને અંગ્રેજ ગ્રેજ્યુએટની વચ્ચે જે મહાન ભેદ છે તે એ છે કે, અંગ્રેજ ગ્રેજ્યુએટે ઘણુા ગ્રંથો ઉપરટપકે વાંચેલા હોતા નથી, પરંતુ થોડા ગ્રંથો સારી રીતે વાંચેલા હોય છે; જ્યારે અમેરિકન ગ્રૅજ્યુએટે ઘણાં પુસ્તકો વાચેલાં હોય છે પરંતુ એકકેયનું સંપૂર્ણુ જ્ઞાન તે ધરાવતો હોતો નથી. હિંદી ગ્રૅજ્યુએટો અને વિદ્યાર્થીઓની દશા તો આથી પણુ ખરાબ હોય છે.

સાધારણુ રીતે આપણા લોકોને સહેલું વાચન જોઈએ છીએ; આગગાડીમાં બેઠાં બેઠાં અથવા ઘરમાં વખત કાપે અને ધ્યાન રોકે એવું વાચન જોઈએ છીએ. જ્યારે અંગ્રેજ લોકો અધિક તાત્ત્વિક ગ્રંથો, પ્રાચીન ગ્રંથો અને જેમણે જીવવાનો પોતાનો હક્ક સ્થાપિત કર્યો હોય એવા ( જેમની અસર લાંબા કાળ સુધી ટકી શકે એવા સંગીન સાહિત્યથી ભરપૂર ) ગ્રંથોજ તેઓ વાંચે છે. તેઓ "તાજા ગ્રંથો" અને ખૂની હકીકતોવાળી તથા પ્રેમલાપ્રેમલીની નવલકથાઓ માટે એટલા બધા આતુર હોતા નથી.

તમે જે પણુ વાંચો તે ઉત્સાહપૂર્વક વાંચો. જો તમારા મગજનો વિકાસ કરવાની તમારી ઇચ્છા હોય તો બલપૂર્વક અને સંપૂર્ણુ ધ્યાનપૂર્વક વાંચો; અને તેમાંના આધ્યાત્મિક અને નૈતિક જીવનને ગ્રહણુ કરવાનું તથા તેને તમારા જીવનમાં મેળવી દેવાનું શીખો. જે માણુસ વિશેષમાં વિશેષ જ્ઞાન સંપાદન કરીને તેને પોતાના ચારિત્ર્યમાં ઉતારે છે તેજ **ઉત્તમોત્તમ પાઠક** છે. યાંત્રિક પાઠકો વસ્તુનાં છોતરાંરૂપ શબ્દોનેજ સ્મરણુમાં રાખે છે પરંતુ તેમાંના સત્ત્વને પચાવતા

નથી; તેઓ ગોખણપટ્ટીથી પોતાનાં મગજ ભરી દે છે પરંતુ માનસિક શક્તિઓને ભૂખે મારે છે. જો તમે એક પુસ્તકનો સૌથી વિશેષ લાભ લીધો હોય તો તમને એક એવી કાર્યશક્તિનું ભાન થાય છે, કે જે શક્તિ તમે પૂર્વે કદી અનુભવી ન હોય. જેવી રીતે થોડાકજ નટો, પોતે જે વ્યક્તિનો ભાગ ભજવતા હોય છે તેના ચારિત્ર્યને સંપૂર્ણ રીતે જાણતા હોય છે તેવી રીતે માત્ર થોડાકજ પાઠકો ગ્રંથકર્તાઓનાં હૃદય અને આત્માને ઓળખતા હોય છે.

ઉતાવળથી અને ઉપરટપકે વાંચવાથી સ્મરણશક્તિ ઉપર અસહ્ય બોજો આવી પડે છે અને તેથી અંતે તેની ગ્રહણ કરવાની શક્તિ અને સંગ્રહી રાખવાની શક્તિ નષ્ટ થઇ જાય છે; મગજ પોતાની એકાગ્ર કરવાની, એકત્રિત કરીને તુલના કરવાની, બારિક લક્ષ્ય આપવાની અને સતત વિચાર કરવાની શક્તિ ગુમાવી દે છે કે જેના વિના કોઇ પણ મહાન માનસિક કાર્ય સિદ્ધ થઇ શકતું નથી. એલિઝાબેથ બૅરેટ બ્રાઉનિંગ કહે છે કે "આપણે અતિઘણું વાંચવાથી અને આપણી વિચારશક્તિની મર્યાદા બહાર વાંચવાથી ભ્રમણામાં પડીએ છીએ. મને સમજાયું છે કે, મેં જેટલું વાંચ્યું છે તેનો અર્ધો ભાગ વાંચવાથી હું વિશેષ બુદ્ધિવાન થઇ શકી હોત; મારી શક્તિઓને વધારે સારી રીતે વ્યાયામ આપીને તેમને અધિક દૃઢ કરી શકી હોત અને મારી પોતાની દૃષ્ટિમાં હું ઉચ્ચતર ભૂમિકા પર હોત. ઝાઝા વાચનથી મનુષ્યની બુદ્ધિ સુસ્ત બની જાય છે."

એમ કહેવાય છે કે, કુમારી માર્ટિનો એક કલાકમાં માત્ર એકજ પૃષ્ઠ વાંચતી. એડમંડ બર્ક હમેશાં એવી રીતે પુસ્તક વાંચતો કે એ તેને પોતાનુંજ બનાવી લેતો-તેને પોતાના જીવનપર્યંતની સંપત્તિજ બનાવી લેતો.

જૉસફ કૂક તરુણોને એવો બોધ આપે છે કે, તેમણે વાંચતી વખત હમેશાં નોંધ કરવી. મહાશય કૂક પોતાના ગ્રંથોના હાંસીઆનો ઉપયોગ નોંધ કરવામાં કરે છે. એ પોતાના ગ્રંથો પર એટલી છૂટથી નોંધ કરે છે, કે તેના પુસ્તકાલયમાંનો પ્રત્યેક ગ્રંથ એક નોંધપોથીજ બની જાય છે. તે સમસ્ત તરુણ સ્ત્રીપુરુષોને પોતાની પાસે નોંધપોથી રાખવાની સલાહ આપે છે. આ નોંધપોથીઓ સ્મરણશક્તિને ઘણી સહાય કરે છે અને આપણે જે વાંચ્યું હોય તેને ભવિષ્યમાં ઉપયોગમાં લેવાને માટે સંગ્રહી રાખવામાં અથવા શોધી કાઢવામાં અદ્ભુત મદદ કરે છે. સ્વામી રામતીર્થ અને કલાપિ પણ એમજ કરતા. વ્યાખ્યાનો અને ધર્મોપદેશોની નોંધ લેવાનો અભ્યાસ

ઘણો સારો છે. અમુક ગ્રંથ અથવા લેખ વાંચ્યા પછી તેની સંક્ષિપ્ત નોંધ લખી કાઢવાની આદત શિક્ષણને ઘણી મોટી સહાય કરે છે. વ્યાખ્યાન અથવા ધર્મોપદેશ સાંભળ્યા પછી તેની સંક્ષિપ્ત નોંધ લેવાથી પણ તેટલોજ લાભ થાય છે. આ આદતથી ઘણા માણસો મહાન વિચારક અને લેખક બન્યા છે. ભવિષ્યમાં આપણને સહાયભૂત થઇ પડે એવી પ્રત્યેક બાબત જ્યાં શક્ય હોય ત્યાંથી કાપી લઇ તેની કાપલી સાચવી રાખવાની ઘણીજ જરૂર છે. આવી કાપલીઓને એક પોથીમાં ચોંટાડી તેમની અનુક્રમણિકા કરી સાચવી રાખવામાં આવે તો ઘણી વાર તેથી આપણને અવર્ણનીય લાભ થાય છે–ખાસ કરીને જો તે આપણા ધંધામાં ઉપયોગી થાય એમ હોય તો તો વળી અપાર લાભ થાય છે. જેને આપણે મહાપુરુષોની મહાન બુદ્ધિમત્તા કહીએ છીએ તેમાંનો ઘણો ભાગ આવી નોંધપોથી અને કાપલીઓમાંથી જન્મેલો હોય છે. **એકાદ ગ્રંથ વાંચ્યા પછી કે એકાદ વ્યાખ્યાન અથવા ધર્મોપદેશ સાંભળ્યા પછી તેની સંક્ષિપ્ત નોંધ લેવી એ મહાપરિશ્રમભરેલું કાર્ય છે; પરંતુ પિટ્ટ, ડિઝરાયલી, વેબ્સ્ટર, લિંકન અને કલે સમાન મહાનપુરુષો આજ રીતે બને છે.** ગ્રંથો એ કદી પણ નિસ્તેજ ન થાય એવાં સૌંદર્યનાં ઉદ્યાનો છે. તેમાંનાં મોહક કાવ્યપુષ્પો કદી પણ કરમાતાં નથી અને ઉત્તમ ચરિત્રોનાં પાંદડાં કદી પણ સૂકાતાં નથી.

ઇજીપ્શિયનો ગ્રંથોને **"આત્માની ઔષધિ"** કહેતા હતા.

"જે માણસ દિવસનું કામ પૂરૂં થયા પછી વર્તમાન અને ભૂતકાલના મહાબુદ્ધિમાન પુરુષોની સાથે સંભાષણ કરીને–પુસ્તકો વાંચીને, શાંતિ અને આનંદ પ્રાપ્ત કરે છે તે માણસ ખરૂં સુખ ભોગવે છે. કામ અને મહેનતથી શ્રમિત થઇ કંટાળેલા શરીર અને મનને માટે ઉક્ત બૌદ્ધિક આનંદ જેવો કોઇ પણ આનંદ, કોઈ પણ શાંતિ કે કોઇ પણ નવી કાર્યશક્તિ પૃથ્વી પર વિદ્યમાન નથી."

**—ઍલેકઝાન્ડર કૉકબર્ન**

"ગ્રંથ એ ઉત્તમ સોબતી છે. તમારી ઇચ્છા થાય ત્યારે એ પૂર્ણ બોધ સહિત આવે છે પરંતુ એ કદી તમારી પૂંઠ પકડતો નથી. તમારા દુર્લક્ષ્યથી એ ગુસ્સે થતો નથી. તમે અન્ય પ્રકારના આનંદો તરફ વળો તો તે ઇર્ષ્યા કરતો નથી. તે કશો બદલો લીધા વિના મૌનપૂર્વક તમારી સેવા કરે છે. વળી તે પોતાના શરીરમાંથી તમારી સ્મરણશક્તિમાં પ્રવેશતો જણાય છે. તેનો આત્મા ઉડીને તમારામાં આવે છે અને તમારા મગજને હસ્તગત કરી લે છે." **—બીચર**

"ગ્રંથો એ અદ્દભુત વસ્તુઓ છે. જો કે તેઓ જીભ વિનાના અને મૂંગા હોય છે તોપણ પોતાની વક્તૃત્વશક્તિથી તેઓ જગત પર સત્તા ચલાવે છે. તેઓ શક્તિહીન અને જડ લાગે છે તોપણ જંગલમાં આગ ફરી વળે તેમ તેઓ માણસોનાં મન અને હૃદયોની ઉપર ફરી વળે છે. તે મગજ પર પ્રકાશ લાવે છે ને તિમિરમય આકાશમાં તારાનું કામ કરે છે."

"જ્યારે મિત્રો ઠંડા પડી જાય છે અને આપણાં સગાંસંબંધી શિથિલ અને ફિક્કા બની જઇને માત્ર દુનિયાદારીની સભ્યતા બતાવવાજ મંડી પડે છે; ત્યારે ફક્ત પુસ્તકોજ પોતાની આગલી મિત્રતાના સુખી દિવસો ન ભૂલી જતાં એવો ને એવો આનંદમય ચહેરો ચાલુ રાખે છે અને જે મિત્રતા આશાવંતને કદી ઠગતી નથી અને દુઃખી લોકોનો કદી પરિત્યાગ કરતી નથી. એવી ખરી મિત્રતા આપણા પ્રત્યે દર્શાવી આપણને આનંદમગ્ન કરે છે."

—વૉશિંગ્ટન ઇર્વિંગ





# પ્રકરણ ૨૬ મું—પ્રત્યેકનું સ્વર્ગ તેનીજ પાસે છે.

"અહો ! ઈશ્વરની સૃષ્ટિનો એકાદ ખૂણો પણ વિશેષ ફળદ્રૂપ, સુંદર અને ઈશ્વરને વધુ પ્રિય બનાવવો; કોઈ મનુષ્યને વિશેષ બુદ્ધિમાન, વિશેષ હિંમતવાન, વિશેષ સુખી અને અધિક વૈભવશાલી બનાવવો; તેનું થોડુંક પણ દુઃખ ઓછું કરવું; એ મહાન કાર્ય છે અને એના જેવી બીજી કોઈ મહત્તા નથી." —કાર્લાઈલ

"પરિશ્રમમાંથી આરોગ્ય અને આરોગ્યમાંથી આનંદ પેદા થાય છે." —બીટી

"જો એક મનુષ્યને પોતાના અંતરમાંથી શાંતિ મળતી ન હોય તો પણ તેને બહાર તો કદી શાંતિ મળનાર નથી." —ફ્રેંચ કહેવત

"સત્યના પાયા પર ઉભા રહેવાથી જે આનંદ મળે છે તેની તુલના બીજા કોઈ પણ પ્રકારના આનંદ સાથે કરી શકાય નહિ." —બેકન

"જગતના સૌથી કિંમતી સ્થાનમાં અને બરાબર યોગ્ય સમયે મારો જન્મ થયો છે તે જોઈ મને જે આશ્ચર્ય ઉત્પન્ન થયું છે તેમાંથી હું હજી પણ મુક્ત થઈ શકયો નથી." —થોરો

"તમારા હૃદયમાં લખી રાખો કે, પ્રત્યેક દિવસ એ વર્ષનો ઉત્તમોત્તમ દિવસ છે. દિવસ એ મલમલ કરતાં પણ વિશેષ સુંદર કાપડ છે. જે યંત્ર તેને બનાવે છે તે અનંતગણી વિશેષ યુક્તિવાળું છે અને તમે લુચ્ચાઈ, ઠગાઈ કે આળસના જે કલાકો તેમાં ઘુસાડી દીધા હોય તેને તમે છુપાવી શકતાજ નથી." —એમર્સન

"ખરૂં સુખ અત્યંત સસ્તું હોય છે; છતાં નકલી સુખની આપણે કેટલી બધી કિંમત આપીએ છીએ !" —હોસિયા બેલાઉ

"માત્ર આ એકજ સત્ય જાણ અને જાણવા જેવું સત્ય પણ એજ છે કે 'જગતમાં માત્ર સદ્‌ગુણ એજ સુખ છે." —પોપ

"પ્રભુપ્રાર્થના એજ આનંદ છે." —જીન ઈન્જેલો

"આરોગ્ય એ આનંદનો મુખ્ય સિદ્ધાંત છે." —ટૉમ્સન

"મારૂં મન એ મારૂં સામ્રાજ્ય છે." —રૉબર્ટ સાઉથવેલ

"આનંદી મનુષ્યને અજીર્ણ કદી પણ સતાવતું નથી."

એક ગૃહસ્થને કોઈએ એક વાર પ્રશ્ન કર્યો કે "તમારા જીવનમાં તમને સૌથી વિશેષ આનંદ કયા કાર્યથી થયો હતો ?" તેણે ઉત્તર આપ્યો કે "એક વિધવા ઘરનું ભાડું ભરી ન શકવાથી તેનાં રાચરચીલાં

વેચાવાની તૈયારીમાં હતાં, એવામાં હું ત્યાં જઇ ચઢયો અને ભાડાની નાની રકમ આપી દઇને તે વેચાતાં અટકાવ્યાં ત્યારે મને સૌથી વિશેષ આનંદ થયો હતો!"

એમર્સન કહે છે કે "આપણી આસપાસ આનંદ પ્રસરાવવાની ઇચ્છા, એ આપણા મુખારવિંદ, શરીર અને વર્તનને જેટલી સુંદરતા આપે છે તેટલી સુંદરતા બીજી કોઈ પણ વસ્તુ આપતી નથી."

"જો તમે દુઃખી માણસના ગાલ પર એક અશ્રુબિંદુ ઓછું પડવા દીધું હોય; જો તમે કોઇ મનુષ્યના મુખારવિંદ પર એક સ્મિત વધારે પ્રકટ કર્યું હોય; તો ઓ મિત્ર! તમારૂં જીવન અફળ ગયું નથી."

પ્લેટોના 'ફીડો'માં અમર સૌન્દર્ય વધારનાર એક ચિત્ર છે: એમાં સૉક્રેટિસ કે જેને મૃત્યુની તૈયારી કરવા માટે બેડીમાંથી છૂટો કરવામાં આવ્યો છે તે પોતાના બિછાના પર બેઠો છે અને પગ પર જ્યાં લોખંડની બેડીનાં આંટણ પડયાં હતાં ત્યાં ધીમેથી પોતાના હાથ ફેરવી તે પોતાના ભાગ્યની વિરુદ્ધ અથવા ન્યાયાધીશોની વિરુદ્ધ કે મસ્તક પર ઝઝૂમી રહેલા મોતના દુઃખની વિરુદ્ધ ન બડબડતાં એક ઉત્તમ વિચાર પ્રદર્શિત કરે છે. તે કહે છે કે 'મિત્રો! માણસો જેને સુખ કહે છે તે કેવી ગહન વસ્તુ જણાય છે; અને દુઃખ કે જે તેનું વિરોધી જણાય છે તેની સાથે તે કેવી અદ્દ્ભુત રીતે જોડાયેલું છે! ચમત્કાર તો એ છે કે, તે બંને એકજ વ્યક્તિમાં એકજ સમયે વર્તમાન હોતાં નથી. છતાં જો કોઇ માણસ એકની પૂંઠ પકડીને તેને પ્રાપ્ત કરે તો જાણે તે બન્ને સાથેજ જોડાયેલાં હોય તેમ, તે માણસને તેની સાથે બીજું પણ ગ્રહણ કરવાની ફરજ પડે છે!"

ઍડિસને કહ્યું હતું કે "મારે એક વાર એક રૉસિક્રુશિયનની સાથે 'મહાન ગુણ' વિષે વાત થઇ હતી. તે બોલ્યો કે 'આ મહાન ગુણ તેની નજીકની પ્રત્યેક વસ્તુને સર્વથી સંપૂર્ણ બનાવી દે છે. તે સૂર્યને પ્રકાશ આપે છે અને હીરાને પાણીદાર બનાવે છે. તે પ્રત્યેક ધાતુને પ્રકાશમાન બનાવે છે અને સીસામાંથી સુવર્ણ બનાવે છે. તે ધૂમાડામાંથી જ્વાળા બનાવે છે; જ્વાળાનો પ્રકાશ બનાવે છે અને પ્રકાશમાંથી મહાપ્રકાશ પ્રકટાવે છે. તેનું માત્ર એકજ કિરણ જે મનુષ્ય પર પડે છે તેનું દુઃખ અને ચિંતા નષ્ટ થઇ જાય છે.' ત્યાર પછી મને સમજાયું કે 'સંતોષ' એજ તેનું 'મહાન ગુણ' હતું."

સર્વ માણસો સુખ શોધે છે; અને સમાજ તો પોતાના વ્યવસ્થિત સ્વરૂપમાં તેને એટલા વિશાળ પ્રમાણમાં શોધે છે કે ઘણા તત્ત્વવેત્તાઓએ જાહેર કર્યું છે કે, સુખ એજ સર્વ કાર્યોનું અંતિમ લક્ષ્ય

છે અને બીજાં સઘળાં લક્ષ્યો માત્ર એ સર્વવ્યાપક લક્ષ્યનાંજ સ્વરૂપ છે.

પરંતુ અફસોસ! આપણે સુખને કયી કયી દિશામાં શોધીએ છીએ? કેટલાક માણુસો તેને માટે ઉંચે જુએ છે; કેટલાક નીચે જુએ છે; કેટલાક પૈસામાં, કેટલાક સ્ત્રીમાં તો કેટલાક સ્થૂલ ઇંદ્રિયોમાં તેને શોધે છે અને જ્યાં જ્યાં રહેલું તેને માને છે ત્યાં ત્યાં તેમની કલ્પનાશક્તિ તેને ભભકભર્યા રંગો વડે શણગારે છે. પુષ્કળ માણુસો તે જ્યાં રહેલું છે તે ખરી જગ્યાએ તેની શોધ કરતા નથી તેથી તે મેળવવામાં નિષ્ફળ જાય છે. બીજા પુષ્કળ લોકો તેના શુદ્ધ સ્વરૂપને ઓળખતા નહિ હોવાથી સુખને બદલે દુઃખજ મેળવે છે-અમર ફળને બદલે ઇંદ્રવરણાનું (દૂરથી સુંદર લાગતું પણ ખાધે કડવું ઝેર જેવું) ફળજ મેળવે છે.

થૅકરેએ કહ્યું હતું કે 'જ્યારે હું નાનો બાલક હતો ત્યારે મારે એક રમકડું જોઇતું હતું. તેની કિંમત એક શિલિંગ હતી પરંતુ મારી પાસે તેટલા પૈસા ન હતા. જ્યારે હું મોટો થયો ત્યારે મને શિલિંગ મળી પરંતુ મને તે વખતે રમકડાની જરૂર ન હતી!" એવીજ રીતે આપણે પણ સુખ ભોગવવાને તૈયાર થઇએ તે પૂર્વે તે ભોગવવાની શક્તિનો નાશ કરી નાખીએ છીએ. ઘણી વાર અજ્ઞાનને લીધે આપણી પાસે જે ન હોય તેમાંજ ખરૂં સુખ સમાયલું આપણુ-ને લાગે છે. મૅડમ ડિ સ્ટાયેલ, કે જેની પાસે સ્ત્રીઓ જેની તૃષ્ણા રાખે અને પુરુષો જેની પ્રશંસા કરે એવી પ્રત્યેક વસ્તુ હતી, તેણે કહ્યું હતું કે "પ્રકૃતિએ એક શરીરસૌંદર્ય મને આપ્યું નથી; તેને માટે મારી પાસેની સર્વ વસ્તુઓ આપી દેવાને હું તૈયાર છું."

જ્યૉર્જ મૅકડોનલ્ડ જણાવે છે કે "એક કિલ્લામાં એક વૃદ્ધ મનુષ્ય પોતાના પુત્ર સાથે રહેતો હતો. તેઓ એ કિલ્લાના સ્વામી હતા તોપણુ એટલા બધા ગરીબ હતા કે રોટલો પણુ ભાગ્યેજ મળી શકતો. તે કિલ્લામાં તેમના અતિ પ્રાચીન કાળના પૂર્વજોએ ભવિષ્ય-માં જરૂર પડે ત્યારે વાપરવાને માટે અતિ મૂલ્યવાન અલંકારો દાટી રાખ્યા હતા. તેઓ એ અગાધ ભંડારની નજીકમાંજ વસવા છતાં પોતાની સંપત્તિની વાત જાણુતા નહિ તેથી ભૂખે મરતા હતા!" આજ પ્રકારે માણુસ વિશ્વની સર્વ સંપત્તિની વચ્ચોવચ્ચ બેઠો હોય છે તોપણુ તેણે પોતાની અવલોકનશક્તિ કેળવેલી નહિ હોવાથી અથવા પોતાની આસપાસની અવર્ણનીય સંપત્તિને જોવાની અને ભોગવવાની તેનામાં શક્તિ નહિ હોવાથી તે ભૂખે મરે છે. દશ હજાર સારંગીઓમાંથી દિવ્ય સંગીત નીકળતું હોય છતાં બહેરો અને મૂંગો

તેનો શું ઉપભોગ લઇ શકે ?

બર્ક કહેતો કે "લોકો જેને કીર્તિ કહે છે તેને માટે પાશેર સડેલા ઘઉં પણ હું આપું નહિ."

બાયરને સ્વીકાર્યું હતું કે "મારૂં જીવન દુઃખી છે અને મને દારુણ યુદ્ધની વચ્ચે દોડી જઇને એકદમ મારા જીવનનો અંત આણવાનું મન થઈ આવે છે." ગેટેની પાસે દ્રવ્ય અને બુદ્ધિ બન્ને હોવા છતાં તે કહે છે કે "મેં મારા સમગ્ર જીવનમાં પાંચ અઠવાડિયાં પણ ખરૂં સુખ ભોગવ્યું નથી." એક ઇરાની વાતમાં જણાવવામાં આવ્યું છે કે, એક મહારાજાને ચેન પડતું ન હોવાથી તેણે પોતાના જ્યોતિષીઓની સલાહ લીધી. જ્યોતિષીઓએ તેને જણાવ્યું કે, જો આપ કોઇ પૂર્ણ સુખી માણસનું પહેરણ પહેરશો તો આપને સુખ પ્રાપ્ત થશે. સમસ્ત રાજવંશીઓ અને શ્રીમંત લોકોને ત્યાં તપાસ કરવામાં આવી પરંતુ સફળતા મળી નહિ. તે બધામાંથી કોઇ પણ પૂર્ણ સુખી મળી શકયો નહિ. અંતે એક આત્મનિષ્ઠ, મસ્તરામ અને ગરીબ મજૂર પૂર્ણ સુખી માલૂમ પડયો; પરંતુ અફસોસ! મહારાજાની દુઃખનિવૃત્તિનો ઇલાજ તો હમેશના જેટલોજ દૂર જણાયો. કારણ કે એના મનમાં કે શરીરમાં કોઇ પણ જાતનું દુઃખ કે અશાંતિ ન હતાં તેની સાથે એની પાસે પહેરણ પણ હતું નહિ!

હજારો માણસોએ જીવનરૂપી મધપૂડામાંથી મધમાખીઓના ડંખ ખાધા વિના મધ મેળવવાનો પ્રયત્ન કર્યો છે પરંતુ તેમને સફળતા મળી નથી. "નંદ રાજાએ ધનમાં સુખ શોધ્યું; ઍન્ટનીએ લોકપ્રેમમાં સુખ શોધ્યું; બ્રૂટસે કીર્તિમાં તે શોધ્યું; સીઝરે રાજ્યવૃદ્ધિમાં શોધ્યું; પણ એમાંના પહેલાને વિનાશ મળ્યો; બીજાને અપમાન મળ્યું; ત્રીજાને તિરસ્કાર મળ્યો અને છેલ્લાને અકૃતજ્ઞતા મળી; છેવટે પ્રત્યેકનો નાશ થયો!"

પેલી સુંદર નાની વાર્તા 'ઍઝ ઇન એ લૂકિંગ ગ્લાસ'માં વ્હાઇટ નાઈટ પ્રવાસે નીકળતી વખત, રખેને ઉંદરો ત્રાસ આપે એવા ભયથી-ઉંદર પકડવાનું પિંજરૂં સાથે લઇ લે છે અને રખેને મધમાખીઓ કનડે એવા ભયથી એક મધપૂડો પણ સાથે લઇ લે છે! આ પ્રમાણે ઘણુંાક મનુષ્યો તો કદી પણ ન આવે એવાં અનેક સંકટોથી વ્યર્થ ડર્યા કરે છે અને પોતાના તનમન ઉપર દુઃખદાયક બોજો લાદી લે છે.

જેને કંઇ પણ દુઃખ ન હોય એવો સુખી માણસ કોણ છે? શું તમે એમ ધારો છો કે, સૌથી શ્રીમંત સૌથી સુખી હોય છે?

શું પેલો મહાન શાહૂકાર રોથ્સચાઇલ્ડ સુખી હતો? સમસ્ત જગતનું નાણાંબજાર તેના હાથમાં છતાં પણ તેથી તે સુખી થઇ શકતો ન હતો. તેને મળવા આવનાર એક માણસ તેની શ્રીમંતાઇ જોઇને બોલ્યો કે "આપ તો સુખી હોવા જોઇએ." તે વૃદ્ધ શાહૂકાર તીક્ષ્ણ દૃષ્ટિ ફેંકી બોલ્યો કે "હું સુખી? હેં! હું? પાછલા મહોલ્લામાં રહેતા કોઇ બદમાસ તરફથી હમણાંજ મને એક પત્ર મળ્યો છે તેમાં એ જણાવે છે કે 'જો તમે કાલ રાત પહેલાં મારા પર પચાસ પૌંડ મોકલી નહિ આપો તો હું તમારૂં ખૂન કરીશ.' બોલો, હવે હું સુખી છું?"

સેંકડે નવ્વાણું માણસો જગતમાં એમજ માને છે અને મથે છે કે, **सर्वे गुणा कांचनमाश्रयंते** । અર્થાત્ સર્વ સુખ પૈસામાંજ રહેલું છે; પરંતુ જગતના શ્રીમંતમાં શ્રીમંત લોકો એથી ઉલટોજ અભિપ્રાય દર્શાવે છે.

શ્રીમંત મનુષ્ય ક્વચિતજ સુખી હોય છે. દ્રવ્યમાં સુખ ઉપજાવવાની કાંઇ પણ શક્તિ નથી. પ્રથમ તો મનુષ્યની શક્તિઓનો વિકાસ કરવાનું મહાન સાધન કે જેનું નામ **આવશ્યકતા** છે, તેનો **દ્રવ્ય** શ્રીમંતોનાં સંતાનોમાંથી નાશ કરે છે. કેમકે તે આત્મસંયમ કરાવનારી વસ્તુઓને દૂર કરે છે; આત્મવિજયને અટકાવે છે અને મોજશોખ, વ્યસન, દુરાચાર તથા પ્રલોભનોનાં દ્વાર ખુલ્લાં કરી દે છે. ઉદ્યોગ કે જે તન તથા મનની શક્તિઓને સુવ્યવસ્થિત તથા આરોગ્ય રાખે છે અને પ્રમાદને દૂર કરે છે તેનો શ્રીમંતાઇ નાશ કરે છે. **શ્રીમંતો આળસના ભોગ થઇ પડે છે તથા હમેશાં અસંતોષી અને દુઃખી હોય છે.**

યૉર્કશાયર પરગણાના એક માણસે સુખની વ્યાખ્યા "આપણી પાસે જે હોય તેથી સહેજ વધારે" એવી કરી છે; પરંતુ દુર્ભાગ્યવશાત્ આ 'સહેજ વધારે' એ એવી વસ્તુ છે કે જે જગતનાં દુઃખોનો મોટો ભાગ ઉત્પન્ન કરે છે. 'સહેજ વધારે' સત્તા, 'સહેજ વધારે' કીર્તિ, 'સહેજ વધારે' ભૂમિ, 'સહેજ વધારે' દ્રવ્ય, આ સઘળાં 'સહેજ વધારે' રૂપી મૃગજળની પાછળ આપણે હમેશાં દોડીએ છીએ અને તેથીજ આપણે અસંતોષી, અસુખી તથા ચંચલ ચિત્તના બની જઇએ છીએ. **એ લોભ આપણી ઉપયોગિતા, શિક્ષણ, ચારિત્ર્ય, પૌરુષ અને જીવનની સમસ્ત ખરેખરી ઇચ્છવા યોગ્ય વસ્તુઓ ખુંચવી લે છે.**

પુષ્કળ દ્રવ્ય સંપાદન કરવું અને મોજવિલાસ ભોગવવો એ કાંઇ હાલના માણસોનીજ વૃત્તિ નથી પણ સર્વ યુગોના માણસો દ્રવ્ય

દ્વારા સુખ મેળવવાનો વ્યર્થ પ્રયત્ન કરતા રહ્યા છે.

એપિશિયસે મોજવિલાસમાં પચીસ લાખ પૌંડ ખરચી નાખ્યા અને ત્યાર પછી 'મારા આ બાકી વધેલા એક લાખ પૌંડ મને તંગીમાંથી બચાવશે નહિ' એવા ભયથી તે ઝેર ખાઇને મરણ પામ્યો ! કિલયોપેટ્રાએ એક દારૂના પ્યાલામાં એક લાખ પૌંડની કિંમતનું એક મોતી પીગળાવી નાખ્યું અને તે દારૂ તેણે પોતાના આશક ઍન્ટનીને તેના માનમાં આપેલા એક ખાણા વખતે પીવાને આપ્યો ! એસોપસે એક ભોજનપ્રસંગે માત્ર એકજ રકાબી ઉપર એક હજાર પૌંડ ખરચ્યા હતા ! કૅલિગ્યૂલાએ એકજ વારના વાળુ ઉપર એક લાખ પૌંડ ખરચ્યા હતા ! લ્યુકયુલસ એક ઉજાણી પર સાધારણ રીતે વીસ હજાર પૌંડ ખરચતો હતો ! ઝર્કસિસની પાસે પ્રચંડ સૈન્યો અને કાફલાઓ હતા તેમજ અપાર દ્રવ્યભંડાર હતો પરંતુ તેથી તે સંતુષ્ટ થયો ન હતો અને તેણે નવીન વિલાસ શોધી કાઢનારને ઇનામ આપવાનું જાહેર કર્યું હતું !

જેવી રીતે સૂર્યનો પ્રકાશ પુષ્પોને વિકસાવે છે અને ફળોને પરિપકવ બનાવે છે; તેવી રીતે અંતરાત્માનો પ્રકાશ જીવનસુખનાં પુષ્પોને વિકસાવે છે અને તેનાં ફળોને પરિપકવ કરે છે. જે આત્મા હતાશ, ઉદાસ, નિરાશ થઇ ગયેલો હોય છે; જે માણસની પોતાની પવિત્રતા પરથી શ્રદ્ધા ઉડી ગયેલી હોય છે; જે માણસને પોતાની શક્તિ અને પોતાના ઉદ્દેશ પર વિશ્વાસ હોતો નથી અને જે માણસ શંકાશીલ અને ઉદ્દેશરહિત બની જાય છે; તેનું જીવન સંકુચિત અને નિરૂપયોગી થઇ જાય છે. " ક્રોધી માણસ પેટ ચોળીને શૂળ ઉપજાવે છે." **" જે માણસ ગુલાબમાંના કાંટાજ લઇને તે વડે પોતાના શરીર પર ઉઝરડા પાડે છે અને ગુલાબની સુગંધ લેવાની ના પાડે છે; તે માણસ ઈશ્વર પ્રત્યે પણ અકૃતજ્ઞ નીવડે છે અને પોતાને પણ દુઃખી કરે છે."**

જો એક માણસ સૌંદર્યને ચાહતો હોય અને તેનીજ શોધ કરતો હોય તો પ્રત્યેક સ્થળે તેને એ મળે છે. જો તેના આત્મામાં સંગીત વિદ્યમાન હોય તો તે પ્રત્યેક સ્થળે સંગીત શ્રવણ કરશે; પ્રકૃતિમાંનો પ્રત્યેક પદાર્થ તેની આગળ ગીત ગાશે. બે માણસો કે જેઓ એકજ ઘરમાં વસે છે અને એકજ કામ કરે છે તેમની પણ દુનિયા ભિન્ન ભિન્ન હોઇ શકે છે. જો કે તેઓ એકજ ઘરમાં વસતા હોય છે તોપણ તેઓમાંનો એક માત્ર કુરૂપતા અને બેડોળપણુંજ જુએ છે. તેને જગત પ્રતિકૂળ અને ખરાબ લાગે છે; ત્યારે બીજાને

સર્વત્ર સૌંદર્ય અને શાંતિજ દેખાય છે. પ્રત્યેક જણ તેના પર માયા કરે છે; હેત દાખવે છે અને કોઈ પણ માણુસ તેને નુકસાન પહોંચાડવા ઇચ્છતો નથી. આ માણુસો એકજ પદાર્થ જુએ છે, પરંતુ તેઓ એકજ ચશ્માંથી જોતા નથી. એક માણુસ મેશવાળાં ચશ્માંથી જુએ છે તેથી તેને સર્વ જગત શોકગ્રસ્ત લાગે છે અને બીજો માણુસ ગુલાબી રંગનાં ચશ્માં વડે જુએ છે તેથી તેને સર્વ પદાર્થો સુંદર અને મોહક લાગે છે. તેને આલ્પ્સ પર્વતોનું દર્શન કરવાને માટે સ્વિટઝર્લાંડમાં જવાની જરૂર પડતી નથી. વાદળ તરફ જોતાં કલ્પના દ્વારાજ તેને આલ્પ્સનું દર્શન થાય છે; જ્યારે પેલો માણુસ સદા અસંતુષ્ટજ રહે છે. આવો એક અસંતુષ્ટ માણુસ આ ( અમેરિકન ) લેખકના જોવામાં આવ્યો હતો. તે એક ખેડુત હતો અને ઘણી જાતના પાક ઉગાડતો હતો. આ લેખકે તેને કહ્યું કે "મહાશય! આ વરસાદ ઘાસને માટે અતિ ઉત્તમ થઇ પડશે." તેણે પ્રત્યુત્તર આપ્યો કે "હા કદાચ તેમ થાય ખરૂં; પરંતુ અનાજને એથી ઘણું નુકસાન જશે. અનાજનો અરધો પાક પણ ઉતરશે એમ મને લાગતું નથી." થોડા દિવસ પછી હું તેને ફરી મળ્યો અને કહ્યું કે "મહાશય ! આ તડકાથી અનાજને સારો ફાયદો થશે." તે બોલ્યો કે " હા, પરંતુ જવને એથી ભયંકર હાનિ થશે. જવને શીતળ હવાની જરૂર છે." ત્યાર પછી અલ્પ સમયમાં એક ઠંડા દિવસના પ્રાતઃકાળે હું તેને પુનઃ મળ્યો અને કહ્યું કે " આ હવાથી જવને ઘણો સારો ફાયદો થશે." તેણે કહ્યું: "હા, પરંતુ એથી બીજી જાતનાં અનાજ અને ઘાસને અત્યંત હાનિ થશે; તેમને તડકાની જરૂર છે."×

કૉલિંગવૂડ પોતાની જમીનમાં જ્યાં જ્યાં ખાલી સ્થાન જોતો ત્યાં ત્યાં પોતાના ગજવામાંથી એક વૃક્ષનું બીજ કાઢીને વાવી

× એકવાર એક સંન્યાસી સાથે આ લખનારને ઉચ્ચ કોટિના ત્યાગીઓ વિષે વાત ચાલી ત્યારે પણ આમજ જણાયું હતું. જેની જેની તારીફ કરવામાં આવતી તેના ઉત્તરમાં તેઓ કહેતા કે "હાં અચ્છે હૈ, પરંતુ જરા.. ... હૈ" છેવટે એક અવધૂત કે જેમને તેઓ ઓળખતા નહિ તેમના ગુણની વાત કરી; પરંતુ ત્યારે પણ "મિયાં પડયા પણ ટંગડી ઉંચી" જણાઈ. તેમણે એ વાત પર જજમેંટ આપ્યું કે "હાં હોઇગે, પરંતુ પીછેસે બીગડ જાતે હૈ." તેમનો પરિચિત એક વિરક્ત ઉપવાસથી ચરબી ઓછી કરીને અંતરાભ્યાસમાં આડે આવતી જડતા ઘટાડવાનો યત્ન કર્યા કરતો. એ માટે તેની તારીફ કોઇએ ઉપલીજ વ્યક્તિ આગળ કરતાં તેમણે કહ્યું હતું કે "હાં અચ્છી બાત હૈ; યુવાન અવસ્થા મેં કામરિપુ જોર કરતા હોયગા, ઇસ બાસ્તે એસા દેહદમન કરના અચ્છા હી હૈ." સંપાદક

દેતો. બીજની કાંઈ કિંમત બેસતી નથી પણ પ્રચંડ ઓકને ઉત્પન્ન કરે છે. આજ પ્રકારે જ્યાં જ્યાં જઈએ ત્યાં ત્યાં માયાળુ શબ્દો બોલવાની કાંઇ કિંમત બેસતી નથી પરંતુ તેનું ફળ સુખમાં આવે છે અને તે દુઃખી માણુસને આનંદ આપે છે. જેઓ સર્વત્ર પ્રકાશજ જુએ છે અને હમેશાં પ્રત્યેક વસ્તુમાંથી મધુજ ગ્રહણ કરે છે તેમને જોઇને આપણને આનંદ ઉત્પન્ન થાય છે. એક માણુસ દાદર પરથી પડી ગયો અને તેથી તેનો પગ ભાંગી ગયો ત્યારે તે બોલ્યો કે "પ્રભુનો પાડ થયો કે મારી ગરદન ભાંગી ગઇ નહિ." તે એક એવો માણુસ હતો કે જે પ્રત્યેક કાળા વાદળમાં પણ એક રૂપેરી રેષા જોતો હતો. સંકટના સમયમાં કોઇ તેની સલાહ લેતું તો તે કહેતો કે "તમારા મસ્તક પરથી વિપત્તિનું વાદળ તુરતજ વીખરાઇ જશે અને શું કરવું તેની હું તેમને સમજ પાડીશ." બીજા હાથ પર એક અણુસમજુ માણુસ તરફથી આશ્વાસન અથવા ઉત્સાહને બદલે તમને હમેશાં આજ શબ્દો મળશે કે "મેં તો ધાર્યુંજ હતું (અથવા કહ્યુંજ હતું) કે પરિણામ આવુંજ આવશે!" અને જો તમે તેના સંસર્ગમાં રહેશો તો તમારો આનંદ ધીમે ધીમે નષ્ટ થઈ જશે. કેટલાક લોકો હમેશાં શોકજ કર્યા કરે છે. તેઓ નંદનવનમાં જન્મ્યા હોત તો ત્યાં પણ તેમને શોક કરવાનાં પુષ્કળ કારણો મળ્યાં હોત. બીજા કેટલાક લોકો સર્વત્ર આનંદી રહે છે. તેઓ પોતાની આસપાસ સર્વત્ર સુંદરતાજ જુએ છે અને તેમને સર્વત્ર લાભજ જણાય છે. કેટલાક લોકો સૂર્ય પર લાંછન જોઇને એટલા બધા આકુળ વ્યાકુળ થઇ જાય છે કે તેઓ કદી પણ તેના પ્રકાશમાં ખેલી શકતા નથી અને પશુપક્ષીઓને પણ એમાંથી જે આનંદ મળે છે તેમાં પણ તેઓ ભાગ લઇ શકતા નથી.

પોતાના સુખને માટે ફાંફાં મારતો હોય એવા કોઇ પણ માણુસને તમે ખરેખરો સુખી થયેલો કદી જોયો છે? અને જે માણુસ બીજાઓના સુખને માટે પરિશ્રમ કરતો હોય એવા કોઇ પણ માણુસને તમે દુઃખી થયેલો જોયો છે?

એક મહારાજાએ કહ્યું હતું કે "મારી પચાસ વર્ષની રાજ્યકારકીર્દિ દરમિયાન ચૌદ દિવસ કરતાં અધિક સમય મેં સુખ ભોગવ્યું નથી." દ્વારપાળ માર્ડેકાઇ જેટલું સુખ ભોગવતો હતો તેનો અર્ધો ભાગ પણ હેમર, કે જે રાજાને બીજે નંબરે હતો તે ભોગવતો ન હતો. સમ્રાટ નીરો પૉલની તુલનામાં વિલાસોથી

ભરેલા રાજભવનમાં એક કંગાલ કેદી હતો. પૉલ જ્યારે કારાગૃહમાં પડેલો હતો ત્યારે તેના મિત્રોએ તેને કાંઇક રકમ આપવા માંડી. આ સમયે તેણે લખ્યું કે "મારી પાસે સર્વ વસ્તુઓ છે. મારી પાસે પુષ્કળ સંપત્તિ છે; મને કોઇ વસ્તુની ત્રુટી નથી."

કોઇક માણસે ઠીકજ કહ્યું છે કે "બે વસ્તુઓ વિષે આપણે કદી પણ આકુળ વ્યાકુળ થવું જોઇએ નહિ. જેમાં આપણો ઉપાય ચાલી શકતો હોય તે અને જેમાં આપણો કાંઈ પણ ઉપાય ચાલી શકતો ન હોય તે." ચાર્લ્સ કિંગ્સ્લીએ કહ્યું હતું કે "હું એવી કોઇ પણ વસ્તુ જાણતો નથી કે જે ચિંતા કરતાં મનુષ્યને વિશેષ દુર્બલ કરતી હોય." કૉલૉરેડોના પર્વતોમાં કેટલાક રાતા પથ્થરના એવા પ્રચંડ ખડકો છે, કે જે યુગોના યુગોથી સખ્ત પવનને લીધે ધસડાઇ આવતી રેતી અને કાંકરીઓના ઝપાટા વાગવાથી અત્યંત બેડોળ બની ગયા છે. આજ પ્રકારે વ્યગ્રતા અને ચિંતાથી સુંદરમાં સુંદર ચહેરા બગડીને બેડોળ બની ગયા છે અને સર્વ ઉત્તમ તથા મોહક ગુણવાળા આનંદીમાં આનંદી માણસો પણ પાયમાલ થઇ ગયા છે.

કેટલાક માણસો જીવનનાં કેટલાંક દુઃખોને સાથે લીધા વિના સુખ ભોગવી શકતા નથી. તેઓ સોગ વિનાની મિઠાઇ ખાઇ શકતાજ નથી અને સુખના પ્યાલામાં કડવાશ ઉમેર્યા વિના તેનો સ્વાદજ લઈ શકતા નથી. **આ જગતમાં માત્ર તેજ માણસ સુખી છે કે જે આદર્શભૂત સ્થિતિમાં નહિ પણ પ્રાપ્ત સ્થિતિમાં સુખ ભોગવવાનું શીખ્યો હોય**–જે માણસ મધમાખની પેઠે, આસપાસ ગમે તેટલી માખીઓ અને ડાંસો ભમતા હોય તોપણ સાધારણમાં સાધારણ પુષ્પમાંથી મધુ ખેંચવાને શીખ્યો હોય. જે માણસે સુખનો મર્મ સંપૂર્ણ રીતે જાણ્યો હશે તે માણસ આદર્શભૂત સંયોગોની વાટ જોયા કરશે નહિ. તે પોતાને દ્રવ્ય મળે; પરદેશમાં પ્રયાસ કરવાની સંધિ મળે; મહાન કલાવિધાયકોનાં કામો ખરીદવાનું સામર્થ્ય પ્રાપ્ત થાય ત્યાં સુધી થોભશે નહિ પરંતુ તે પોતાનાં પ્રાપ્ત સાધનોનોજ સૌથી વિશેષ લાભ લેશે.

મેં કેટલાંક આદર્શ ગૃહો જોયાં છે. કેટલાંક ગૃહો તો એવાં જોયાં છે કે જેમાં જ્ઞાન, શાંતિ અને સ્વાસ્થ્યનો નિવાસ છે; પરંતુ તે સર્વ ગૃહ ગરીબ લોકોનાંજ છે. તેમનાં ગૃહની ફરસબંધી પર ઉત્તમ શેત્રંજીઓ બિછાવેલી હોતી નથી કે તેમની દિવાલો પર કોઇ કિંમતી ચિત્રો હોતાં નથી; પરંતુ તેમાં સંતોષી માણસો–સેવાતત્પર અને નિઃસ્વાર્થ માણસો–વસે છે. તેમાંનો પ્રત્યેક જણ સર્વને

સુખી કરવાને બનતી સહાય કરે છે અને ગરીબાઈની ખોટ જ્ઞાન અને માયાળુપણાથી પૂરે છે. **જે માણસ પોતાને સુખી ધારતો નથી તે કદી પણ સુખી થઈ શકતો નથી.** જ્યાં સુધી તમે તમારી જાતને દુઃખી માનો નહિ ત્યાં સુધી કોઇ પણ વસ્તુ તમને દુઃખી બનાવી શકતી નથી.

કોઇ પણ માણસની ઇચ્છાનુસાર આખું જગત કદી પણ ચાલ્યું નથી. જો તમે હઠી જશો નહિ તો બીજા માણસોના બોજા અવશ્ય તમારા પર લાદવામાં આવશે; પરંતુ તેથી બડબડશો નહિ. જો અમુક કાર્ય કરવાની જરૂર હોય અને તમે તે કરી શકતા હો તો બીજા માણસે તે કેમ કર્યું નહિ, એવું કદી પણ મનમાં નહિ લાવતાં તે કામ તમે પોતેજ કરજો. જે માણસો ખાડા પૂરી દે છે અને ઢેકાઢળિયાવાળી જમીનને સપાટ બનાવે છે તથા બીજાઓનાં અપૂર્ણ કામ સંપૂર્ણ કરે છે તેઓજ ખરા શાંતિદાતા છે અને બડબડાટ કરનારાઓની એક પલટણ કરતાં તેવા એક મનુષ્યની પણ કિંમત વિશેષ છે.

ઍમર્સન કહે છે કે "અમેરિકન સિવાયની બીજી કોઇ પણ પ્રજાના ચહેરા પર ચિંતા અને શંકાશીલતાએ પોતાનાં નામ કોઇ વાર પણ આવડા મોટા અક્ષરે લખ્યાં હોય એ વિષે મને શક છે. અહીંઆં તો માતાના ખોળામાંથીજ વૃદ્ધાવસ્થાનો પ્રારંભ થાય છે અને બાલક અમેરિકન હજુ બદન અને ઇજાર પહેરવાને શક્તિમાન થયો ન હોય તે પૂર્વે તો તે કહેવા લાગે છે કે "મેં પૂર્વે કદી ન જોઈ હોય એવી કોઇક વસ્તુ હું જોવા માગું છું; હું સર્વથા બદલાઇ જવા માગું છું." કેટલાક લોકો હમેશાં પોતાનાં દુઃખનાંજ રોદણાં રોયા કરે છે અને સહાનુભૂતિને માટે પ્રાર્થના કર્યા કરે છે. તેઓ જન્મથી રોગી અને કંટાળી ગએલા હોય છે. કોઇ પણ વસ્તુથી તેમને સંતોષ અથવા આનંદ થતો નથી. તેઓ નિરુત્સાહી અને અસંતુષ્ટ હોવાથી જ્યાં જ્યાં જાય છે ત્યાં ત્યાં નિરુત્સાહનીજ છાયા નાખે છે અને હમેશાં રાજીઆ(શોકગીત)જ ગાયા કરે છે. સ્વર્ગની પ્રભા તેમને અનુકૂળ નહિ લાગવાથી તેઓ સ્વર્ગમાં પણ દોષ જુએ છે; તેઓ ઉત્સાહી માણસોને ધિક્કારે છે; કુદરતનાં કામોમાં સૌન્દર્ય અથવા કલા જોતાં નથી; તેમને સમય હમેશાં કપરો લાગે છે; પૈસાની હમેશાં ભીડ લાગે છે; વાયુની ગતિ હમેશાં વિપરીત લાગે છે; તેઓ સદા અસત્યની સામે વાંધો જાહેર કરે છે પણ સત્યની હિમાયત કદી કરતા નથી. આપણે આવા લોકોની દયા ખાવી જોઇએ. કારણ

કે સાધારણુ રીતે તેમનું મન સ્થિર હોતું નથી અને શરીર પણુ સુવ્યવસ્થિત હોતું નથી. તેઓ તેમની વૃત્તિના ગુલામ હોય છે. ડૉ. જૉન્સન કહે છે કે **"પ્રત્યેક માણુસ રોગી થાય કે તરતજ મૂર્ખ બની જાય છે."**

કોઇ પણુ માણુસે એવી કલ્પના કરવી નહિ કે વિલાસોથી ભરેલું જીવન સુખી હોય છે. રસલ સેઈજ કે જેની પાસે દોઢ કરોડ પૌંડની સંપત્તિ હતી તેણે પંચોતેર વર્ષની વયે કહ્યું હતું કે "હું શામાટે કામ કરતો અટકતો નથી એમ તમે મને પૂછો છો ને? જો તમે મને આ એક પ્રશ્નનો ઉત્તર આપશો તો હું તેમ્ કરીશ. 'મને આટલો લાભ કરનાર અને આવી સારી સ્થિતિમાં રાખનાર બીજું કયું કામ હું કરી શકું?' આ પ્રશ્નનો ઉત્તર તમે આપી શકતા નથી અને કોઇ પણુ માણુસ એનો ઉત્તર આપી શકતો નથી."

"સુખ અને સ્વાર્થ એ બંને એકજ થડ પર વિકાસ પામી શકતાં નથી." સમ્રાટ નીરો કેવળ સ્વાર્થી સુખશોધનનું જ્વલંત ઉદાહરણુ હતો. બીજા માણુસોના સુખ વા હિતની પરવા નહિ રાખતાં માત્ર પોતાના મનને સંતોષવું એજ તેનો ઉદ્દેશ હતો. આત્મતૃપ્તિને માટે કદી પણુ નીરો જેટલાં અધિક સાધનો અને વિશેષ અનુકૂળતા થોડાકોનેજ પ્રાપ્ત થઇ હશે. રાજ્યસભાના સભ્યથી માંડીને ઠેઠ ગુલામપર્યંતના તેના રાજ્યના સર્વ માણુસો તેના સિંહાસનને બે હાથ જોડીને સાષ્ટાંગ પ્રણુામ કરતા; રાજ્યના સઘળા ભાગોમાંથી પુષ્કળ મહેસુલ આવીને તેની ત્રિજોરીમાં જમા થતું હતું અને કોઇ પણુ માણુસ તેની ખરચ કરવાની રીત પર ટીકા કરી શકતો ન હતો. તે આપખુદ રાજા હતો અને લાખો માણુસોનાં ભાગ્ય તેના હાથમાં હતાં. તે સત્તર વર્ષની વયે ગાદીએ આવ્યો અને તેણે પંદર વર્ષ સુધી રાજ્ય ચલાવ્યું તે દરમિયાન તેણે જેમ ફાવે તેમ મોજ માણી. શરીરની વાસનાઓ, દૃષ્ટિની વાસનાઓ અને જીવનના અભિમાને તેને પોતાથી બનતું સર્વ આપ્યું. તેની સ્વાદશક્તિને ઉત્તેજિત કરી શકે; તેના મનોવિકારોને જાગ્રત કરી શકે અથવા કોઇ પણુ પ્રકારે તેની વિષયાસક્તિને તૃપ્ત કરવામાં સહાય કરી શકે એવી કોઇ પણુ વસ્તુને સ્પર્શ કર્યા વિના અથવા અજમાવી જોયા વિના તે રહ્યો નહિ. રોમમાં મોટી આગ લગાડયા પછી તેણે પોતાનું સુવર્ણ રાજભુવન બંધાવ્યું અને કહ્યું કે "હવે અંતે મને મનુષ્યને લાયક નિવાસસ્થાન પ્રાપ્ત થયું છે." પરંતુ અફસોસ! તેનો સુખપ્રાપ્તિનો પ્રયાસ કેટલો મિથ્યા હતો! તેની ક્ષુધા અને મનોવિકારો થાકી ગયા

હતા અને તેમને વિશેષ ઉત્તેજિત કરવાનો પ્રયત્ન થતાંજ બંડ કરતા હતા. તેમાંથી વિશેષ આનંદ મેળવવાના તેના પ્રયત્નને જરા પણ યશ મળતો ન હતો. અંતે લોકોએ બંડ કર્યું તેથી તેને નાસી જવાની ફરજ પડી અને એક બીકણની માફક કંપતાં કંપતાં તેણે એક ગુલામના કંગાલ ઝુંપડામાં આશ્રય લીધો અને આ ક્ષુદ્ર ઝુંપડામાં તેનીજ વિનંતિથી એક ગુલામે તેના કંગાલ જીવનનો અંત આણવાની કૃપા કરી !

જે માણસ એમર્સનની પેઠે પોતાના કાર્યને દીર્ઘાયુ માને છે અને જે શ્રદ્ધાપૂર્વક માને છે કે પ્રત્યેક અસત્યનો ઇલાજ હોઇ શકે છે; તેવા પ્રત્યેક આતુર આત્માને સંતોષની પ્રાપ્તિ થાય છે. જે પ્રત્યેક માણસોને ઉત્તમોત્તમ કાર્ય કરવાને શકિતમાન માને છે; બીજા માણસો જયાં બેડોળપણું જુએ છે ત્યાં જે માણસ સૌંદર્યનું દર્શન કરે છે; જે માણસ सत्यमेव जयते એ સિદ્ધાંતને માને છે અને અંતે અસ્વાસ્થ્ય ઉપર સ્વાસ્થ્યનો, તિરસ્કાર ઉપર પ્રેમનો, દુર્ગુણ ઉપર સદ્‌ગુણનો, તિમિર ઉપર પ્રકાશનો તથા મૃત્યુ ઉપર જીવનનો વિજય અવશ્ય થશેજ એવી શ્રદ્ધા રાખે છે; તેજ માણસો પ્રજાને સત્ય માર્ગે દોરે છે.

બતક જેવી રીતે પોતાની પીઠ પરથી પાણી ખંખેરી નાખે છે તેવી રીતે ચિંતાને ખંખેરી નાખનાર અને ધંધાને દુકાનમાંજ મૂકી આવનાર ફિલિપ આર્મરના જેવા માણસોજ ખરા સુખી હોય છે અને તેમનેજ સૌથી વિશેષ સફળતા મળે છે. આપણે જયાં જયાં જઇએ ત્યાં ત્યાં જો ધંધાનો બોજો હમેશાં વહન કરતા જઇએ તો તેથી આપણા સઘળા મિત્રો અને સંબંધીઓને ખોટું લાગે છે અને તેઓ કંટાળે છે. દુઃખનું નિરંતર ચિંતન કરવાથી આપણા ચહેરા પર તેની છાપ પડી જાય છે અને તેની સુંદરતા નષ્ટ થઇ જાય છે. તમે ઘરમાં જે જે ચિંતા લઇને ફરો છો તેથી તમે વિશેષ નાના, વિશેષ હલકા, વિશેષ સંકુચિત અને વિશેષ પ્રતિકૂળ બની જાઓ છો, આ સર્વ ચિંતાથી તમારો ધંધો એક ઇંચ પણ આગળ વધતો નથી. ઉલટું તેથી તમારા આરોગ્યનો નાશ થવાને લીધે તમારા ધંધાની પ્રગતિને પ્રતિકૂળતા નડે છે. આરોગ્ય તથા મગજની સ્થિતિસ્થાપકતા વિના કોઇ પણ સત્કાર્ય સિદ્ધ થઈ શકતું નથી અને તમને ચિંતાતુર જોઇને તમારા મિત્રો તથા તમારા ગ્રાહકો પણ તમારો ત્યાગ કરી જાય છે.

હસતા વદને તમારૂં કામ કરજો; ઉદાસીનતા કોઇ પણ માણસને

પસંદ પડતી નથી. જ્યારે તમારા કુટુંબમાંનું કોઇ માણુસ મરી જાય છે ત્યારે તમારા મિત્રો આવે છે અને તમને આશ્વાસન આપી જાય છે; પરંતુ તેઓ મરેલા માણુસના ઘરમાં રહેવાનું પસંદ કરતા નથી. તરુણાવસ્થાથીજ ધંધાને કાર્યાલયમાં અથવા દુકાનમાં બંધ કરી દેતાં શીખજો. માણુસો કામ કરતી વખતે નહિ, પરંતુ કામ કરી રહ્યા પછીનાજ સમયમાં હૃદયભગ્ન થઇ જાય છે.

નાની નાની વ્યગ્રતાઓ, ક્ષુદ્ર ચિંતાઓ, ભીતિઓ, દરરોજનાં નાનાં નાનાં સ્મરણો કે જે આપણા જીવનને દુઃખી બનાવે છે તે આપણા જીવનના પ્રકાશને જેટલો આચ્છાદિત કરી નાખે છે તેટલો આચ્છાદિત મોટી ચિંતાઓ, મોટા બોજાઓ, મોટી મુશ્કેલીઓ અને મહાન વિપત્તિઓ કરી નાખતી નથી. નાની નાની તકરારો, નાની નાની ફરિયાદો, નાના નાના આરોપો, નાની નાની ટીકાઓ, ક્રોધ, ગુસ્સા, અધૈર્ય, નાની નાની અમાયાળુતા, નિંદા, નાના અવિનય અને ચીઢિયા સ્વભાવ, એ લોકોના ઘરમાં ઘણી અશાંતિ અને દુઃખ ઉત્પન્ન કરે છે. ઉલટપક્ષે નાનાં નાનાં માયાળુ કામો, વિનયો તથા સમયાનુકૂળ વર્તવાની, સહાયક થવાની, નિયમિત થવાની, નિઃસ્વાર્થી થવાની, કોઇની લાગણી નહિ દુઃખવવાની, સંભાળ લેવાની, છિદ્રો ખુલ્લાં નહિ કરવાની, બીજાઓના દોષ તરફ દુર્લક્ષ્ય કરવાની અને વિચારવંત થવાની વૃત્તિ—આવાં આવાં નાનાં સત્કાર્યોજ મનુષ્યને સુખી કરે છે.

ચૅમ્ફર્ટે કહ્યું હતું કે "જે દિવસે આપણે હસ્યાના ન હોઇએ તે દિવસને આપણે વ્યર્થ ગુમાવી દીધેલો સમજવો." ઑલિવર વેન્ડેલ હોમ્સે કહ્યું હતું કે "હાસ્ય એ દિવ્ય ઔષધ છે; પ્રત્યેક માણુસે તેનું સેવન કરવું જોઇએ." હ્યુમને ઇગ્લાંડના રાજા બીજા એડવર્ડના એક પ્રાચીન હસ્તલિખિત લેખમાં નીચે લખેલ શબ્દો પ્રાપ્ત થયા હતાઃ "રાજાને હસાવનાર રાજમુકુટ." લાઇકર્ગસે સ્પાર્ટાના પ્રત્યેક ભોજનગૃહને હાસ્યદેવતાની એક એક નાની મૂર્તિ અર્પણ કરી હતી. હાસ્યના જેવું ભોજન એકેય નથી. હાસ્ય એ અજીર્ણનો મહાન શત્રુ છે. લિંકન હાસ્યને પોતાનો પ્રાણુસંરક્ષક ગણુતો હતો અને બીજા પણુ અનેક માણુસોનો તે પ્રાણુસંરક્ષક છે. લિંકન કહેતો કે "જો પ્રસંગોપાત હું હસું નહિ તો હું મરણુ પામું." ઍડિસન કહે છે કે "આનંદ એ રોગ, ગરીબાઈ અને દુઃખનો બોજો ઓછો કરે છે; અજ્ઞાનને નમ્રતાયુક્ત સાહાઇમાં ફેરવી નાખે છે અને ખુદ કુરૂપતાને પણુ રોચક બનાવે છે."

બહાર દૃષ્ટિ ફેંકો અને વિશ્વકર્તાએ પોતાનાં સંતાનોની ખરે-

ખરી આવશ્યકતાઓને પહોંચી વળવાને કેટલાં વિવિધ અને પુષ્કળ સાધનો તૈયાર કર્યાં છે તે જુઓ. ઇશ્વરે આપણને એટલી બધી પૂરતી અને એટલી બધી વિશેષ વસ્તુઓ આપી છે કે તેમને ભરવા-ને માટે અમર્યાદ અવકાશની જરૂર પડી છે; અને તે એટલી વિવિધ છે તથા એટલે ઉંચે સુધી એક ઉપર એક ગોઠવાયેલી છે કે આ ઉજાણી ભોગવવાને માટે આપણને અનંતકાળ જોઇએ છીએ.

આપણે વિજયોની વચ્ચે દુઃખી અથવા પરાભવોની વચ્ચે સુખી થઇ શકીએ છીએ. **તેજ માણસ સુખી છે કે જેના સુખનો ઝરો તેના અંતરમાં હોય છે, અને જેના સુખનો આધાર પોતાના સાથીઓના તરંગો પર અથવા અધિકારીઓની કૃપા-પર રહેતો નથી.**

એક રાજા હતો. તેને એક નાનો પુત્ર હતો. આ છોકરાને તે ઘણો ચાહતો અને તેને સુખ આપવા માટે એ ઘણો પરિશ્રમ કરતો. તેણે એને બેસવા માટે એક ટટ્ટુ આપ્યો; રહેવાને સુંદર ઓરડાઓ આપ્યા; અસંખ્ય ચિત્રો, પુસ્તકો અને રમકડાં આપ્યાં; તેને શિક્ષકો, સોબતીઓ અને દ્રવ્ય ખરીદી શકે તથા બુદ્ધિ શોધી કાઢી શકે એ સર્વ પ્રકારની પ્રત્યેક વસ્તુ પૂરી પાડી. પરંતુ આ સઘળું છતાંયે તે બાલરાજકુમાર દુઃખી હતો. તે જ્યાં જ્યાં જતો ત્યાં ત્યાં મોઢું ચઢાવીને જતો અને પોતાની પાસે ન હોય એવી કોઇક વસ્તુને માટે હમેશાં ઇચ્છા કર્યા કરતો. અંતે એક જાદુગર તે રાજાના દરબારમાં આવ્યો. તે પેલા છોકરાના ચહેરા પર અસંતોષની છાપ જોઇને રાજા પ્રત્યે બોલ્યો કે "હું આપના કુમારને સુખી કરી શકીશ અને તેના અસંતોષને હાસ્યમાં ફેરવી શકીશ; પરંતુ તેને એ મર્મ કહેવાને માટે આપે મને મોટી કિંમત આપવી જોઇએ." રાજા બોલ્યો કે "વારૂ, તમે જે માગશો તે આપીશ." તે જાદુગર પેલા રાજકુમારને પોતાના ખાનગી ઓરડામાં લઇ ગયો. તેણે એક કાગળ-ના ટુકડા પર એક શ્વેત વસ્તુ વતી કાંઇક લખ્યું. ત્યાર પછી તેણે એ છોકરાને એક મીણબત્તી આપી અને તેને સળગાવી તે કાગળની નીચે રાખીને તે વાંચવાને કહ્યું; ત્યાર પછી તે જાદુગર ચાલ્યો ગયો. તે છોકરાએ એના કહેવા પ્રમાણે કર્યું એટલે સફેદ અક્ષરો સુંદર નીલા રંગના થઇ ગયા. તેના વાંચવામાં આ શબ્દો આવ્યાઃ "પ્રતિ-દિન કોઇક માણસનું કાંઇક હિત કરજો." તે રાજકુમારે આ સલાહ માન્ય કરી અને તેથી તે એ દેશનો સૌથી વિશેષ સુખી છોકરો બન્યો.

આ પુસ્તકને હાથમાં લેનાર માણસોમાંનો એક પણ માણસ

ઘણુંકરીને સંપૂર્ણ સુખી તો નહિજ હોય; અને એક પણ માણસ ભાગ્યે એવો હશે કે જે પોતાને પોતાની વર્તમાન સ્થિતિ કરતાં વધુ ઉચ્ચ અને સારી સ્થિતિમાં રહેવાલાયક નહિ માનતો હોય. માણસ જે જગતમાં વસે છે તે જગતને તે પોતેજ ઉત્પન્ન કરે છે. તે જગત સારૂં હોય કે માઠું હોય તોપણ તે તેના જેવુંજ હોય છે. એક માણસનું મન તેને એક ઝુંપડામાં પણ રાજા બનાવે છે; જ્યારે બીજા માણસનું મન તેને રાજમહાલયમાં રહેવા છતાં પણ કંગાલ બનાવે છે. આનંદી અને ઉત્સાહી મન ઉદાસીન જગતને સુંદર સ્વર્ગમાં ફેરવી નાખે છે. માણસ જ્યારે પોતાના પ્રકાશમાં ઉભો રહે છે ત્યારે તેની છાયા સૌથી વિશેષ કાળી થાય છે."

પ્રાચીન કાળના એક ધર્માચાર્યે કહ્યું હતું કે "કેટલાકો આપણને સ્વર્ગ તરફ લઇ જાય છે, પરંતુ તેઓ આખે રસ્તે આપણા શરીરમાં ટાંકણી ખોસ્યા કરે છે."

કેટલાક માણસો અમુક જાતના ધ્વનિ સાંભળી શકતા નથી અને કેટલાકો અમુક જાતના રંગ જોઈ શકતા નથી; તેવીજ રીતે કેટલાક માણસો અમુક પ્રકારના આનંદોનો ઉપભોગ લઇ શકતા નથી. જે વાત સાંભળીને મને પેટ ભરીને હસવું આવે છે તેની તેમના પર જરા પણ અસર થવા પામતી નથી. માણસને સુખી થવાનો અધિકાર હોવા માટે અથવા તેમને માટે સુખી થવું શક્ય હોવા માટે પણ કેટલાક લોકો શંકા ધરે છે. જે વસ્તુ તમારા ચારિત્ર્યને ઉદાર બનાવતી નથી કે તમારા આત્મભંડારમાં જરા પણ વધારો કરતી નથી તેને માટે ફાંફાં મારશો નહિ, તેમજ તમારા હૃદયમાંથી આનંદ અને ઉલ્લાસને કદી પણ રૂખસદ આપશો નહિ.

"સારી વસ્તુઓ ઉપભોગ માટેજ બનાવવામાં આવી છે." આપણે ગમે તે સ્થાનમાં વસતા હોઇએ પણ પૃથ્વીપટ પર એવો કોઇ પણ પ્રદેશ નથી કે જ્યાં કુદરત ખુદ આપણી દૃષ્ટિ સન્મુખ નિરંતર ચમત્કારિક કાર્યો ન કરતી હોય; એવું કોઇ પણ ઉજજડ સ્થાન નથી કે જ્યાં વિચારોનો વિકાસ ન થતો હોય અને જ્યાં પ્રેમ ને મોહકતા ન મળતી હોય. એવો કોઇ પણ પદાર્થ કુરૂપ નથી કે જેમાં સંપૂર્ણ સૌંદર્ય ભરેલું ન હોય; એવી કોઈ પણ સત્વહીન ભૂમિ નથી કે જ્યાં વિકાસ પામેલાં મનુષ્યો ન વસતાં હોય અને એવું કોઈ પણ ભયંકર સ્થાન નથી કે જેમાં ગુપ્ત ભેદો અને આહ્લાદકારક વસ્તુઓ ભરેલી ન હોય; પરંતુ તેમને સૂક્ષ્મ

દૃષ્ટિથી જોવાની જરૂર છે. શુષ્કમાં શુષ્ક કામોમાં પણ કાંઇક મોહકતા હોય છે અને તેથી તેમનું વિકર્ષણ દૂર થાય છે.

સ્ટિવન જિરાર્ડે કહ્યું હતું કે “ મારી પોતાની વાત કરૂં તો હું ગુલામની પેઠે જીવન વ્યતીત કરૂં છું. હું હમેશાં કામમાં નિમગ્ન રહું છું અને ઘણી વાર આખી રાત નિદ્રા લેતો નથી. હું પુષ્કળ કામોમાં ગુંચવાયેલો રહું છું અને ચિંતાઓથી ઘસાઇ ગયો છું. પુષ્કળ સંપત્તિની હું દરકાર રાખતો નથી. કામ પ્રત્યેનો પ્રેમ એજ મારો ઉંચામાં ઉંચો હેતુ છે.”

વૃદ્ધ મૉન્ટેઇને કહ્યું હતું કે “ જ્યારે મને જરા પણ વેદના ન થાય ત્યારે હું ઇશ્વરની અસાધારણ કૃપા માનીને આનંદથી ઉછાળા મારવાને તૈયાર છું.”

“ મેંઢું જ્યારે જ્યારે બેં બેં કરે છે ત્યારે ત્યારે તે થોડોક ખોરાક ગુમાવે છે; એજ રીતે આપણે જ્યારે જ્યારે ખિન્ન થઇએ છીએ ત્યારે ત્યારે સુખ ગુમાવીએ છીએ.”

એમર્સન કહે છે કે “હે અસંતુષ્ટ માણસ ! તારે શું જોઇએ છે ? જે જોઇતું હોય તેની કિંમત આપ અને લે.” એક તરંગી શ્રીમંતે પોતાના એક ખેતરમાં નીચે લખ્યા મુજબની જાહેર ખબર મૂકી હતી: “કોઈ પણ સંતોષી માણસને હું આ ખેતર અર્પણ કરીશ.” એક માણસ તરતજ તે ખેતર પર દાવો કરવાને આવ્યો. તે શ્રીમંતે તેને પૂછ્યું: “શું આપ સંતોષી માણસ છો ?” તે બોલ્યો: “હા સાહેબ હું ઘણોજ સંતોષી છું.” ત્યારે પેલા શ્રીમંતે કહ્યું કે “જો તમે સંતોષી છો તો પછી શામાટે મારૂં ખેતર લેવા આવ્યા છો ?” પેલો માણસ તો ઉત્તર આપ્યા વિનાજ રસ્તે પડી ગયો !

વિશેષ બળતણ ઉમેરવામાં નહિ પરંતુ થોડોક અગ્નિ લઈ લેવામાં સંતોષ રહેલો છે. દ્રવ્ય વધારવામાં નહિ પરંતુ કામનાને ઓછી કરવામાં સંતોષ રહેલો છે. રોટલી પર એટલું બધું ઘી ચોપડશો નહિ કે જેથી તમે તે ખાઇજ ન શકો.

આપણે ઘણા ચહેરાઓ પર ભય અને ચિંતાની રેષાઓ જોઇએ છીએ; યુક્તિપ્રયુક્તિથી દ્રવ્ય મેળવવાના વિચારોની રેષાઓ જોઇએ છીએ; પરંતુ કેટલા થોડા ચહેરાઓ ઉપર સુખ અને આનંદની રેષાઓ જોઇએ છીએ ! “સફળ” કહેવાતા સો માણસોમાં પણ ખરેખરા સફળ યાને સંતોષી માણસ તો માત્ર એકાદજ હોય છે.

સત્તા અને રાજ્યમાં કદી પણ સુખ રહેલું નથી. “રાજ્યમુકુટ ધરાવનાર માણસ દુઃખીજ હોય છે.” બેકને લક્ષ્મીને “સદ્‌ગુણની

ગુલામડી" કહી છે. ક્રૉમ્વેલે નવ વર્ષપર્યંત અધિકાર ભોગવ્યો હતો; પરંતુ તે સઘળો વખત તે દુઃખી હતો. તેને હમેશાં પોતાના પ્રાણનો ભય રહેતો હતો અને તે નિરંતર પોતાનાં વસ્ત્રની નીચે બખ્તર પહેરી રાખતો હતો. તેને એકજ ઓરડામાં બીજી વાર સૂતાં ડર લાગતો હતો. રખેને કોઈ મારૂં ખૂન કરશે એવી ભયંકર ભીતિ તેને હમેશાં રહ્યા કરતી અને તે સદા પોતાના ગજવામાં પિસ્તોલ રાખીને ફરતો હતો.

જે લોકો હમેશાં સુખ મેળવવાને ફાંફાં મારે છે તેમને તે કદી પણ મળતું નથી. **"સ્વર્ગનું સામ્રાજ્ય આપણા અંતરમાંજ રહેલું છે"** એ વાત તેઓ ભૂલી જાય છે. સ્વર્ગનું સામ્રાજ્ય બીજે ક્યાંય નથી. તે દ્રવ્યમાં નથી, મકાનોમાં નથી, ભૂમિમાં નથી તેમજ કીર્તિમાં પણ નથી. સ્વાર્થી શોધકને તે પોતાના ભંડાર આપતું કે બતાવતું નથી તેમજ **અશુદ્ધ હાથો સ્વર્ગના સામ્રાજ્યને સ્પર્શ કરી શકતા નથી.** કોઇએ કહ્યું છે કે, સુખ એ અતિ નાના પથ્થરોનું બનેલું જડાવકામ છે. જો એમાંથી એકાદ પથ્થરને છૂટો લેવામાં આવે તો તેનું કાંઈ પણ મૂલ્ય નથી; પરંતુ જ્યારે સઘળા પથ્થરોને એકઠા કરી યોગ્ય રીતે ગોઠવવામાં આવે ત્યારેજ તેનો મહામૂલ્યવાન અલંકાર બને છે. **સ્વર્ગ અહીંજ છે બીજે ક્યાંય નથી.** તેને શોધવા માટે ઘર બહાર જશો નહિ. જો તમારા મનમાં ઉદાસીનતા અને દુઃખ હશે તો તમે ત્યાં જશો તોપણ તમને આનંદ મળશે નહિ. એક કવિ કહે છે કે **"પક્ષીઓ અને સૂર્યપ્રકાશ તમારાજ હૃદયમાં છે અને તમારા પોતાનાજ વિચારમાં ઝરાઓ વહે છે."**

આપણે જે સૌંદર્યનું દર્શન કરીએ છીએ અને જે ગીત આપણને મોહિત કરી દે છે તેને આપણી પોતાની સાથે લઇ જઇએ છીએ. રૂબેનનો મુદ્રાલેખ એવો હતો કે "જ્યારે સૂર્ય પ્રકાશે છે ત્યારે તે સર્વત્ર પ્રકાશ નાખે છે." સુખ એ એક એવી વસ્તુ છે, કે જેનો આપણે પ્રત્યક્ષ અનુભવ લેવો જોઇએ. વાસ્તવમાં દૂરથી જ્યાં સુખ રહેલું જણાય છે ત્યાં તે ખરી રીતે હોતુંજ નથી. જો આપણે તેની પૂંઠ પકડીએ અને તેને હસ્તગત કરવાને પ્રયત્ન કરીએ તો તે મેઘધનુષની પેઠે હાથમાંજ આવતું નથી. **કર્તવ્ય બજાવવામાં સુખ રહેલું છે.** જ્યારે જ્યારે આપણે નિઃસ્વાર્થ કર્તવ્ય બજાવીએ છીએ ત્યારે ત્યારે તે આપણને સુખનો કેટલોક અંશ અવશ્ય આપે છે; પરંતુ કર્તવ્ય બજાવનારા માણસ સિવાય બીજા કોઇને પણ તે તાબે થતું નથી. તે કોઇ મધ્યસ્થ દ્વારા કે પ્રતિનિધિ દ્વારા આવતું નથી.

જગતમાં કેટલાક તો એવા ઉદાર આત્માઓ પડયા છે કે જે જયાં જયાં જાય છે ત્યાં ત્યાં તેમની માત્ર હાજરીથી પ્રકાશ ફેલાવે છે. તેઓ રંક પ્રત્યે દયા કરે છે; દુઃખીને આશ્વાસન આપે છે; દુર્ભાગીને સહાય કરે છે અને સર્વ માણસો પર ઉપકાર કરે છે. સૂર્યપ્રકાશ પુષ્પનો વિકાસ કરે છે પરંતુ વાદળમાં તે શક્તિ નથી. આખા ગોળાર્ધમાં પ્રસરેલા વાદળ અને તિમિર કરતાં સૂર્યનું એક કિરણ વિશેષ હિતકારી હોય છે.

હૉરેસ મૅન કહે છે કે, સમગ્ર તુલનાશાસ્ત્ર (એનેલૉજી) આપણને જણાવે છે કે, આપણામાં અવિકસિત શક્તિઓ રહેલી છે. સુખ મેળવાની શક્તિઓ ગુપ્ત રહેલી હોય છે. **આ જગત એટલું બધું ઠંડું અને પ્રતિકૂળ છે કે એમાં આપણી શક્તિઓનો વિકાસ જોઈએ તેટલો થઈ શકતો નથી.** એટલા માટે આપણે સુખી માણસોની ભૂમિમાં જઈએ ત્યાં સુધી તેઓ થોભે છે. એ ભૂમિમાંની અધિક સૂક્ષ્મ હવા અને વિશેષ સૂક્ષ્મ તત્ત્વોમાં રહેલો અગ્નિ તેમનો વિકાસ કરશે. જ્યારે આપણે બીજની અવસ્થામાં હતા ત્યારે પણ આપણું શરીર હાલના જેવાજ આકારમાં હતું. આપણા સ્નાયુઓ, આપણું મસ્તક અને આપણી સર્વ ઇંદ્રિયો સંપૂર્ણ હતી, પરંતુ તે સર્વને પ્રત્યક્ષ કરવા માટે આપણને હવા, પ્રકાશ, ગતિ અને સૌંદર્યવાળા આ જગતમાં આવવાની જરૂર હતી. આજ પ્રકારે આપણા જીવનની ભાવી ભૂમિકામાં આપણને અવશ્ય એવું સૌંદર્ય, એવું સુખ અને પ્રીતિ મળશે કે જેને હજી આપણી આંખે જોયાં નથી; કાને સાંભળ્યાં નથી કે હૃદયે ધારણ કર્યાં નથી; અને જો એમજ હોય તો હમણાં પણ આપણામાં તે આંખ, કાન અને હૃદયના મૂળ અવયવો અવિકસિત અને જડ અવસ્થામાં પડેલાજ છે કે જે વડે આપણે આથી પણ અધિક સારા જગતનાં દૃશ્યો જોઈશું; તેનાં મધુર સંગીત સાંભળીશું અને તેની પ્રેમ-સમાધિ અનુભવીશું. આપણા આ જગત પરના નિવાસ દરમિયાન આપણી આ અદૃષ્ટ અને અકલ્પિત ભાવી સુંદરતા અને ભવ્યતા અત્યારે તિમિરમય અને જડ દશામાં છે. ઈશ્વરે આપણને આવી પ્રકૃતિ આપી છે તેને આપણે વિકસિત, પ્રકાશિત અને અલંકૃત કરવાની છે. તેનામાં જે અમાપ અને વિવિધ સૌંદર્ય રહેલું છે તેનું વર્ણન કરવાની મૃત્યુલોકના માનવીના વિવિધ શબ્દોવાળા ગદ્ય વા પદ્યમાં શક્તિ નથી.

“માત્ર તેજ માણસ સુખી છે, કે જે આજના દિવસને પોતાનો

દિવસ કહી શકે છે; જે પોતાના અંતરમાં સુરક્ષિત હોવાથી કહી શકે છે કે 'આવતી કાલ! તારી મરજી પડે એટલું મારૂં અહિત કર તેની હું દરકાર કરતો નથી. કારણકે આજનો દિવસ તો હું જીવ્યો છું.' "

એમર્સન કહે છે કે "મને આજના દિવસનું દર્શન કરવાની શક્તિ આપ અને તારે જોઇએ તો ભૂતકાળ અને ભવિષ્યકાળ તારા હાથમાં રાખ."

"એપ્રિલ માસની હવા વાયોલેટનાં મૂળ પર જે અસર કરે છે તેવી અસર બીજાઓની ઉપર કરવાની શક્તિ જે માણસના હૃદયમાં હોય છે તે માણસ સુખી છે. **હાથ તો માત્ર સોનારૂપાનુંજ દાન કરી શકે છે પરંતુ હૃદય તો એવી વસ્તુનું દાન કરી શકે છે કે જે વસ્તુ સોનારૂપાથી ખરીદીજ શકાતી નથી. ભલમનસાઇ, આનંદી સ્વભાવ, સહાનુભૂતિ, સંપૂર્ણ આશા,** એ ગુણોથી એક મનુષ્ય સમાજને એટલો ઉપયોગી થઇ પડે છે કે જેટલા ઉપયોગી સમુદ્રમાં અંધારી રાત્રે ભ્રમમાં પડેલા નાવિકોને તારાઓ થઇ પડે છે.



# રામાયણનું મહત્ત્વ

સૈયદ કાસીમઅલી "સાહિત્યાલંકાર" લખે છે કે-

અમારા મહાન આચાર્યોએ પ્રાચીનકાળમાં જે મહત્ત્વપૂર્ણ ગ્રંથ રચ્યા હતા તેમાં રામાયણ એક અભૂતપૂર્વ ગ્રંથ છે. એની રચના થયે હજારો વર્ષ વીતવા છતાં હજી પણ ભારતવર્ષમાં મહેલોથી તે ઝુંપડીઓ સુધીમાં એની પૂજા, પાઠ અને આરતી થાય છે; અને તે એટલા માટે થાય છે કે આ ગ્રંથ અનેક પ્રકારનાં ઉપદેશરત્નોથી ભરપૂર છે. એમાંનો પ્રત્યેક શબ્દ મનોહરતાના અને ગૂઢાર્થના સંચામાં ઢળાયલો છે; તેથીજ તે પોતાનું અનેરું ઝવેરાત સંસારમાં સર્વદા દર્શાવી રહ્યો છે.

એમાં સ્ત્રીસમાજની પવિત્રતા, શક્તિ અને મહાનતા વિષે જેવો પ્રકાશ સમાવેલો છે; તેવો પ્રકાશ બીજા કોઈ ગ્રંથમાં નથી દેખાતો. × × આવા ઉચ્ચ આદર્શવાળી શિક્ષા નથી તો બાઈબલ, તૌરેત, કુરાન ઇત્યાદિ કોઇ ધર્મગ્રંથમાં મળતી; કે નથી એ ગ્રંથોમાં સ્ત્રીજાતિ માટે આટલો સુંદર અને સુદૃઢ ધર્મમાર્ગ મુકરર કરેલો.

રામાયણ ઉપર હું એટલાજ માટે પ્રેમ રાખું છું અને મેં મારી કોમના કેટલાય વિવાહોમાં કન્યાઓને રામાયણ ગ્રંથ દહેજમાં આપીને તેઓ પ્રત્યે તેની મહત્તાનો ઇસારો કર્યો છે કે જેથી તે પતિવ્રત ધર્મની અનુગામિની થઇને સ્ત્રીજાતિની મહત્તા માટે ગર્વ રાખે. આથી કરીને મારી જ્ઞાતિએ તો મને કલંકિત કરવાનું બીડું ઉઠાવેલું; પરંતુ મેં સ્પષ્ટ કહી દીધું કે, **રામાયણ કંઇ માત્ર હિંદુ સમાજનો ગ્રંથ નથી પણ સમસ્ત માનવસમાજની સંપત્તિ છે.**

× × × ×

રામાયણના ભાવોની વ્યાપકતામાં તલ્લીન થવું અને સર્વ પ્રકારે તે મુજબ વર્તવું, એજ તેની **સાચી પૂજા** છે. વર્તમાન સમયમાં પશ્ચિમની સભ્યતાએ ભારતીય આદર્શની ભવ્યતાને ટાળવાભૂંસવામાં કસર નથી રાખી; અને તેથી અમારી નૈતિક શક્તિ પ્રાયઃ બધાંજ ધર્મકાર્યોને માટે ક્ષીણ થતી ચાલી છે. એણે તલાક, પુનર્વિવાહ તથા સ્ત્રીસ્વાતંત્ર્યની હિલચાલવડે 'પાતિવ્રત-ધર્મ'ની શ્રેષ્ઠ ભાવના ઉપર કુહાડો માર્યો છે અને એમાં પણ સંદેહ નથી કે, પુરુષસમાજે એ બાબત તરફ એટલી ઉદાસીનતા બતાવી છે કે જેથી સ્ત્રીસમાજની ક્રાંતિમાં પાશ્ચાત્ય સભ્યતા હજી પણ પોતાનો બૂરો પ્રભાવ નાખી રહી છે.

× × × ×

છેવટે મને પૂર્ણ આશા છે કે હિંદુ, મુસલમાન, ઇસાઈ આદિ સર્વ ધર્માવલંબીઓ આ 'પાતિવ્રત-ધર્મ'નું મનન કરીને એના પ્રચાર-

માં સહાયક થવા માટે પોતાની વીખરાયેલી શક્તિઓને એકત્ર કરશે; માતૃશક્તિની અખંડ જ્યોતિ પાછી એક વાર જગતને પોતાના દિવ્ય પ્રકાશથી ચકિત કરી દેશે અને માનવજીવન કૃતકૃત્ય થઇ રહેશે !

× × × ×

**શ્રી. વ્રજવલ્લભજી લખે છે કેઃ**—અવશ્ય કોઇ અતિ શુભ મુહૂર્તમાં શ્રીગોસ્વામી તુલસીદાસજીએ રામચરિત–માનસની રચના આરંભી હતી; હંસવાહિની વીણાપાણિ માતા સરસ્વતીને એ સમયે પૂરો અવકાશ હતો; માતા નચિંત પ્રફુલ્લિત અને આનંદોન્મત્ત હતી; કવિતા–કલાપની લહેરો તેના હૃદયસરોવરમાં ખૂબ લહેરાઇ રહી હતી; નવે રસની રેલ તેના હૃદયમાં રેલાઇ રહી હતી; તાન–તરંગથી વીણા ઝંકારિત થઇ રહી હતી; માતા પોતે ગાઇ રહી હતી બજાવી રહી હતી અને આલાપી રહી હતી; એવામાં ભક્તવત્સલ ભગવાને પરમ ભક્ત ગોસ્વામીજીનો કાવ્યરચના તરફ ઝુકાવ જોઇને સરસ્વતી મૈયાને આજ્ઞા કરી એટલે તરતજ ગોસ્વામીજીના 'ઉર–અજિર'માં આવીને માતા સ્વતંત્રપણે સ્વચ્છંદ નાચવા લાગી, અથવા કહો કે લીલામય પ્રભુ પોતેજ તેમના હૃદયકમળમાં વાણીને નચાવવા લાગ્યા !

× × × ×

કવિ, જ્ઞાની, વિજ્ઞાની, ભક્ત, રસિક, જિજ્ઞાસુ બધાજ એની પાસે આવી અભીષ્ટ પદાર્થ પામે છે અને કૃતાર્થ થઇ રહે છે. શ્રી. ગોસ્વામીજીએ તો આ અમૂલ્ય ગાથાની રચના '**स्वांतः सुखाय**' કરી હતી. પરંતુ એમાં પોતે એવા સફળ થયા કે આજે આ ગ્રંથરત્ન કરોડો તપેલાં હૃદયોને સુખશાંતિ આપી રહ્યો છે. તે કેટલાય ભૂલ્યા ભટક્યા મનુષ્યોને સન્માર્ગ પર લાવી રહ્યો છે; સાધકોને સિદ્ધિ આપે છે; ફકીરોને તેમના 'મંજિલે–મકસૂદ'ની (યથેચ્છ પદાર્થની) પ્રાપ્તિ કરાવે છે; વ્યથિત હૃદયને શીતલ કરે છે અને વિમુખોને સન્મુખ કરે છે.

× × × ×

**મદ્રાસના પ્રતિષ્ઠિત વિદ્વાન શિવસ્વામી ઐયર કહે છે કેઃ**— "અમારૂં રાજ્ય છીનવી લેવાય, ઐશ્વર્ય ધૂળમાં મળી જાય, વિભવ પદદલિત થાય, સમસ્ત સંપત્તિ લૂંટી લેવાય, ટુંકમાં અમે સર્વ પ્રકારે નિર્બળ બની જઇએ અને સર્વસ્વ ગુમાવી બેસીએ; પણ જો અમારાં રામાયણ અને મહાભારત જેવાં અલૌકિક રત્ન સુરક્ષિત રહી શકે તો અમે નિઃસત્ત્વ થવાના નહિ.

**સાહિત્યરત્ન પંડિત અયોધ્યાસિંહજી "હરિઔધ" કહે છે કેઃ**—વાસ્તવમાં વાત એ છે કે, જાતિની સંસ્કૃતિજ તેનું જીવન-સર્વસ્વ હોય છે. કોઇ પણ જાતિ પોતાની સંસ્કૃતિ ખોઇને જીવતી રહી શકતી નથી. આ સંસ્કૃતિજ એવી આધારશિલા (આધાર-

ભૂત પાયો) છે કે જેના ઉપર જાતિજીવનનો વિશાલ પ્રાસાદ નિર્મિત થાય છે. (મહેલ બંધાય છે.) જે દિવસે આ આધારશિલા (પાયો) હાલી ઉઠશે-ખસી જશે, તે દિવસે એ મહેલ-ગમે તેટલો મજબૂત અને વિશાળ હશે તોપણ-જરૂર તૂટી પડવાનો.

× × × ×

રામાયણ અને મહાભારતની પવિત્ર સંસ્કૃતિના બળથીજ હિંદુ-ધર્મ આજ સુધી જીવે છે. કવિકુલપુંગવ વાલ્મીકિની મહિમામયી કલમ જે પ્રમાણે આ આર્ય સંસ્કૃતિઓનો ઉલ્લેખ કરીને ધન્ય થઇ છે; તે પ્રમાણે ગોસ્વામી તુલસીદાસની પણ કલામયી કવિતામાં એ આર્ય સંસ્કૃતિનો અલૌકિક ચમત્કાર દેખાય છે.

× × × ×

**શ્રી. પં. રામનરેશજી ત્રિપાઠી લખે છે કે**:-આજથી ત્રણસો વર્ષ પહેલાં તુલસીદાસરૂપી મધુપે સંસ્કૃત ભાષાનાં અનેક રામાયણ, પુરાણ, કાવ્ય, ઇતિહાસ, નાટક, સ્મૃતિ, ઉપનિષદ્ અને સંહિતારૂપી અત્યંત સુંદર ફૂલોનો મધુર રસ એકત્ર કરીને રામ-ચરિતમાનસ(તુલસીકૃત રામાયણ)રૂપી જે મધ તૈયાર કર્યું હતું તે હજી સુધી આર્ય-હિંદુઓને ઘેરેઘેર મોજૂદ છે; અને તે જેટલું જૂનું થતું ચાલે છે તેટલો તેનો સ્વાદ અધિક મધુર થતો ચાલે છે. મધ જેમ અનેક શારીરિક વ્યાધિઓ ટાળવામાં ઔષધિઓને સહાય આપે છે તેમ રામચરિતમાનસરૂપી મધ અનેક માનસિક વ્યાધિઓ ટાળવામાં સહાયક થાય છે. (આ રામાયણરૂપી મધનું મહત્ત્વ એ ઉપરથી પણ સમજી શકાશે કે તે સાડાત્રણસો વર્ષ જેટલું જૂનું છે; અને) એમાંના એકમાત્ર અયોધ્યાકાંડનીજ રચના-માં તુલસીદાસજીએ દોઢસોથી અધિક સંસ્કૃત ગ્રંથોનો રસ ગ્રહણ કર્યો છે.

× × × ×

× × × હવે આ પ્રશ્ન સ્વભાવતઃ સામે આવે છે કે, શું સંસ્કૃતના બધા ગ્રંથ તુલસીદાસજીને કંઠસ્થ હતા? અમે જેટલા પણ ઉંડા ઉતરીએ છીએ તેટલા આ અદ્વિતીય રામાયણની અદ્ભુત પ્રતિભા જોઇને ચકિત થઇએ છીએ. સંસ્કૃતરૂપી નંદનકાનનમાં વિચરણ કરીને તુલસીદાસરૂપી ભ્રમરે સમસ્ત ફૂલોનો રસ લઇ જે મહામિષ્ટ અને અતિ હિતાવહ મધ તૈયાર કરી હિંદુ જાતિને દાન કર્યું છે તેની તુલના સંસારના કોઇ પણ દાન સાથે થઇ શકે નહિ.

× × × ×

**ચિંતામણ વિ. વૈદ્ય કહે છે કે**:-"કાવ્યનાં બંને અંગ-કવિ અને નાયક-ની બાબતમાં રામાયણની બરોબરી કરે તેવો કોઇ પણ ગ્રંથ કોઇપણ દેશમાં મળી આવશે નહિ. રામચંદ્ર સરખો અલૌકિક સામર્થ્ય તથા ઉદાત્ત નીતિવાળો અન્ય કોઈ પણ પુરુષ જગત-

ભરના ઇતિહાસમાં દેખાતો નથી; તેમ મહર્ષિ વાલ્મીકિના જેવી પ્રતિભા તથા ઉચ્ચ કલ્પનાવાળો કવિ પણ કોઇ જણાતો નથી. પ્રાચીન કવિઓ હોમર તથા વર્જીલના "ઇલિયડ" તથા "ઇનીડ" ગ્રંથો અને મિલ્ટન કવિનો 'પેરેડાઇઝ લૉસ્ટ' પાશ્ચાત્ય દેશોમાં ઉત્તમ ગણાય છે; પરંતુ એ સર્વ ગ્રંથોથી રામાયણ કેટલી બધી શ્રેષ્ઠ છે! કદાચ કોઈ કાવ્યશક્તિમાં હોમર વગેરેને વાલ્મીકિની બરોબરીએ બેસાડે; બાકી તેઓના કાવ્યનાયકો ઍકિલિસ વગેરે નીતિની દૃષ્ટિએ તો રામાયણના રામચંદ્રાદિ કરતાં અતિશય ઉતરતા છે. સારાંશ કે, રામાયણ માટે આર્યલોકો જે અભિમાન ધરાવે છે તે યોગ્યજ છે."

**સંતરામ શર્મા કહે** છે કે—"રામાયણ એ કહેવામાં તો એક મહારાજાનું જીવનચરિત્ર છે; પરંતુ વાસ્તવમાં તો એ ગ્રંથ આ સંસારના મળને નાશ કરનારા અગ્નિરૂપ છે. એ અંધકારમાં પ્રકાશ-રૂપ છે; સ્ત્રીઓનો ધર્મ છે; પુરુષોનું પૌરુષ છે; બ્રાહ્મણોનું બ્રહ્મતેજ છે; ક્ષત્રિયોનો ક્ષાત્રધર્મ છે; વૈશ્યોનું ધન છે; શુદ્રોનો ધર્મ છે; અને ગૃહસ્થાશ્રમી નરનારીઓનો સુખદીપક છે. એ ગ્રંથરૂપી તેજસ્વી દીપકને હાથમાં રાખીને તેના પ્રકાશમાં પુરુષ જો સંભાળીને ચાલે, તો તે જીવનયુદ્ધમાં કદી પણ હારવાનો નહિ...જગતનો ઇતિહાસ વાંચનારા કહે છે કે, વેદોનો પ્રચાર હઠી જવા પછી જો કોઇ પણ રસાયણે હિંદુજાતિને જીવતી રાખી હોય તો તે આ રામાયણ છે. એનાજ બળથી હિંદુ નારીઓમાં સતીત્વનું અને હિંદુ નરોમાં બલિદાન કરવાનું સાહસ રહ્યું છે."

**મી. ગ્રેફ્ટ** કહે છે કે—"રામાયણને વાંચીને અમે કંઇકના કંઇક બની રહીએ છીએ. અમારામાં ઉંચા ઉંચા ખ્યાલ પેદા થઇ જાય છે અને તે સદ્ગુણો કે જે મનુષ્યની ઉત્કૃષ્ટતાના ભૂષણરૂપ છે; તે અમારી સામે આવી ખડા થઇ જાય છે. સત્યાચરણ, પુત્રોની ભક્તિ, પતિવ્રતાધર્મ, પતિકર્તવ્ય, પિતામાતાનો સ્નેહ, વિનય, ધીરજ, દયા, સારાંશ કે માનુષી ગુણોનું એવું ચિત્ર કર્યું છે કે જેનું યથાર્થ રૂપ કવિએ પોતાની જાદુભરી કલમવડે આમાં નથી આલેખ્યું?"

**સાહિત્યસમ્રાટ બંકિમચંદ્ર** કહે છે કે—"રામાયણથી ભારતવર્ષનો સ્વાર્થપરાયણતાનો દોષ જેટલો દૂર થયો છે; તેટલો કોઇ પણ નીતિવેત્તા, ધર્મવેત્તા, સમાજસુધારક, રાજપુરુષ કે રાજાથી પણ દૂર થયો નથી."

**સ્વામી વિવેકાનંદ કહે** છે કે—"રામાયણ, એ જગતમાં જેનો જોટો મળતો નથી એવો અનન્ય સાહિત્યગ્રંથ છે."

**प्रीति करै [illegible] माहीं, तेही सम भाग्यवंत कोउ नाहीं॥**

---

# 'મહાભારત' શું છે? વાંચવું શા માટે

ભારતવર્ષમાં મહાભારતના નામથી કોઈકજ હિંદુ–આર્ય અજાણ્યો હશે. આ ગ્રંથ રચાયો ત્યારથી માંડીને અદ્યાપિસુધીનાં હજારો વર્ષ દરમિયાન હિંદુજાતિમાં જે જે પ્રાચીન ગ્રંથો અતિ આકર્ષક, માર્ગદર્શક અને ઉપકારક ગણાતા આવ્યા છે; તેમાં મહાભારત ગ્રંથ પણ સદા પ્રથમ શ્રેણીમાંજ રહ્યો છે અને રહેશે.

મહાભારતરૂપી જે મહાસાગરના એક સ્વલ્પ અંશરૂપ 'ભગવદ્‌ગીતા' જગતભરના વિદ્વાનોને અદ્દ્ભુત જ્ઞાનગૌરવથી ચકિત કરી રહી છે; જે મહાસાગરમાંથી બીજાં પણ એવાં એવાં અનુપમ રત્નો નીકળીને પ્રચલિત થયાં છે કે જે નિત્યપ્રતિ લક્ષાવધિ સજ્જનોનાં હૃદયને કર્મયોગ, જ્ઞાનયોગ અને ભક્તિયોગના અનેરા પ્રકાશથી અજવાળી રહ્યાં છે; જે મહોદધિના એક અગત્યના ખંડરૂપ "શાંતિ-પર્વ"માં લહેરાઈ રહેલું ધર્મામૃત, તેમાં નિમજ્જન કરનારાં હજારો હૃદયોને અધિકાધિક શાંત અને પવિત્ર બનાવી પરમ પદાર્થને પાત્ર બનાવતું આવ્યું છે; જે મહાન ગ્રંથનો અદ્દ્ભુત પ્રકાશ હજારો વર્ષથી આર્ય નૃપતિઓની પરંપરાને રાજધર્મ અને વીરત્વના ઉત્તમ આદર્શ દર્શાવતો આવ્યો છે; જે મહાન ગ્રંથની ઓજસ્વી કથાઓએ શતાવધિ નૃપતિઓને અને લક્ષાવધિ ક્ષત્રિયોને પ્રભાવિત કરી વીરત્વના પરમ હિતકારી ધર્મપંથે પળાવ્યા છે; જે મહાગ્રંથના પ્રભાવે વિકટ સમયમાં પણ પ્રતાપ, ગુરુ ગોવિંદ અને શિવાજી જેવા મહાવીરોને અસાધારણ ચેતના અને પરાક્રમ પ્રેરીને અપાર બળશાળી શત્રુદળો સામે અડગભાવે ઉભા રાખ્યા છે; જે મહાન ગ્રંથની જ્વલંત પ્રેરણા-ઓથી પ્રેરાઈને લક્ષાવધિ ક્ષાત્રકુળદીપક વીરાત્માઓએ આ નશ્વર જગત પ્રત્યેનાં મોહ–મમતા છોડી દીધાં અને પોતાનાં પ્રચંડ શરીરો-ને પ્રફુલ્લવદને સ્વધર્મપાલનના મહાયજ્ઞમાં તૃણની પેઠે હોમી દઈ વીરગતિને પ્રાપ્ત કરી છે; જે મહાન ગ્રંથ ભારતવર્ષની હાલની દીન-હીન દશામાં પણ વિદ્વાનથી માંડી ખેડુત સુધીનાં અને રાજાથી માંડી રંકપર્યંતનાં કોટ્યવધિ સંતાનોને આર્યોની અસામાન્ય પ્રાચીન જાહોજલાલીનું સ્મરણ આપતો થકો તેના એક મણિખચિત સ્મારક-સ્તંભરૂપે ઉભો છે, અને **'उत्तिष्ठत जाग्रत, प्राप्य वरान्निबोधत'** ઇત્યાદિ ઉત્તેજક મહામંત્રો સ્થળે સ્થળે સુણાવી રહ્યો છે; અને જે મહાન ગ્રંથરૂપી સ્મારકસ્તંભ દેવર્ષિ, બ્રહ્મર્ષિ, રાજર્ષિ અને ચારે વર્ણાશ્રમના અનેકાનેક મહાત્માઓનાં ચરિત્રરૂપી મહામણિઓથી શોભતો થકો તેમના વ્યવહાર તથા પરમાર્થને લગતા અનેકાનેક

પ્રોત્સાહક અનુભવોથી અને ઉન્નતિપ્રદ ઉપદેશોથી પ્રકાશી રહ્યો છે; આવો આર્યોનાં આદર્શભૂત જ્ઞાનચારિત્ર્યથી શોભી રહેલો મહાસાગર-સમો મહાભારત ગ્રંથ, સમગ્રરૂપે આર્ય–હિંદુના પ્રત્યેક ગૃહને સુ-શોભિત કરે, આબાલવૃદ્ધને ઉચ્ચ પ્રેરણાઓ આપ્યા કરે અને ઉન્નતિ-પરાયણ રાખ્યા કરે એવું કોણ નહિ ઇચ્છે ?

જેનું નામજ "મહાભારત" છે; જેના રચનાર મહર્ષિ વ્યાસ ભગવાન છે; જેના સૂત્રધાર યોગેશ્વર કૃષ્ણ ભગવાન છે; જેમાં બાણા-વળી અર્જુન, દૃઢપ્રતિજ્ઞ ભીષ્મપિતામહ, મહાનીતિજ્ઞ વિદુર, ધર્માવતાર યુધિષ્ઠિર, ગદાધારી ભીમ, યુદ્ધવિશારદ દ્રોણ, મહાન દાતા કર્ણ, મહાસતી ગાન્ધારી અને વીરાંગના દ્રૌપદી વગેરે જેવાં અસામાન્ય અને પ્રાતઃસ્મરણીય પાત્ર છે; તેમાં અન્ય પણ એક એકથી ચઢી જાય એવા અનેકાનેક રાજા–મહારાજા, રથી–મહારથી, વીર–મહા-વીર અને સતી–મહાસતીઓના અપૂર્વ શૌર્ય–પરાક્રમાદિનાં વર્ણન તથા અનેકાનેક ઋષિમુનિ અને અવતારાદિનાં ગુણગાન છે. જેમકે નર ને નારાયણ, વ્યાસ ને વાલ્મીક, યાજ્ઞવલ્કય ને ભૃગુ, સનત્સુજાત ને અષ્ટાવક્ર, વિષ્ણુ ને મહાદેવ, મૈત્રેય ને અંગિરા, સુહોત્ર ને ઉશીનર, અભિમન્યુ ને બલરામ, ગાલવ ને માંડુક્ય, કપિલ ને વિશ્વામિત્ર, સગર ને ભગીરથ, શ્રીરામ ને હનુમાન, સત્યભામા ને સુભદ્રા, સીતા ને વિદુલા, ભરત ને પૃથુ, દિલીપ ને યયાતિ, માંડવ્ય ને પરાશર, મંદોદરી ને પાર્વતી, માન્ધાતા ને જનક, ગાર્ગી ને સુલભા, જાજલી ને તુલાધાર, મનુ ને બૃહસ્પતિ, બલિ ને પ્રહ્લાદ, સેનજિત્ ને ઇક્ષ્વાકુ, ઋષભ ને વામદેવ, પર્વત ને શુક્રાચાર્ય, દમયંતી ને સાવિત્રી, અસિત ને દેવલ, દ્રોણ ને કૃપાચાર્ય, વસિષ્ઠ ને પરશુરામ, શુકદેવ ને નારદ, દુર્વાસા ને દત્તાત્રેય, રંતિદેવ ને શિબિ, વિદુર ને સંજય, ઇત્યાદિ ઇત્યાદિ.

જે ઇતિહાસગ્રંથ એવા એવા અનેકાનેક રાજર્ષિ ને બ્રહ્મર્ષિ, દેવર્ષિ ને મહર્ષિ, ગૃહસ્થ ને વાનપ્રસ્થ, યોગી ને મહાયોગી, સાધક ને સિદ્ધ, દાતા ને ધર્માત્મા, જ્ઞાની ને ભક્તાત્મા, તેમજ જિજ્ઞાસુ અને મુક્તાત્માઓનાં મનોહર નામો અને અલૌકિક કામોથી ભરપૂર હોઇને જેમાંનાં થોડાં પણ નામો તથા કામોનું નિત્યપ્રતિ પ્રાતઃકાળે શ્રવણ–કીર્તન કરવામાં આવે, અથવા તો ભાવભક્તિથી સ્મરણ–ચિંતન કરવામાં આવે, તો તેથી માણસના હૃદયમાં કલ્યાણકારી સંસ્કારો અવશ્ય જાગી ઉઠે, અને ખીલી ઉઠે તેમ છે; અને તેના પરિણામે જ્ઞાનચારિત્ર (એટલે કે આચારવિચાર ને ઉચ્ચાર; અથવા તો મનવાણી ને ક્રિયા) પણ પાત્રતા કે ગ્રહણશક્તિના પ્રમાણમાં પવિત્ર અને ઉન્નત થઇ શકે તેમ છે; માટે એવા મહાન ગ્રંથનું પઠન–પાઠન પ્રત્યેક હિંદુસંતાને અવશ્ય કરવું જોઇએ.

હવે મહાભારત વિષે તેના કેટલાક ખાસ પરિચિત તેમજ ઉંડા અભ્યાસીઓના વિચાર વિશેષ જાણવા જેવા હોવાથી તે પણ અહીં સારરૂપે તેમજ સ્વતંત્રાનુવાદરૂપે આપીશું.

પંડિત રાજારામ કહે છે કે:—"હિંદુજાતિના પ્રાચીન ધર્મ-ગ્રંથોમાં મહાભારતને પાંચમો વેદ કહે છે, તે યોગ્યજ છે; કેમકે આ ગ્રંથ અનેક શિક્ષાઓનો ભંડાર, ઉપદેશોનો આગાર અને ધર્મકર્મનો મીમાંસાકાર છે. તેમાં મુખ્ય વિષય તો વીર પાંડવો-નો ઉદય, કૌરવપાંડવોનું યુદ્ધ, પાંડવોની રાજ્યપ્રાપ્તિ અને તેમના રાજ્યશાસનનું વર્ણન કરવાનો છે; પણ તેના કવિ એક વેદપારંગત મહાત્મા અને ધર્મસંસ્થાપક મુનિ હોવાથી એની સાથે સાથે પ્રસં-ગોપાત ધર્મ, નીતિ, રાજ્યશાસન અને તત્ત્વજ્ઞાનનાં પણ તેઓ એવાં સરસ અને ઉચ્ચ પ્રકારનાં વર્ણન કરી દે છે કે વાચક કોઈ નવોજ પ્રકાશ અનુભવે છે; તેનું હૃદય વિશાળ બની જાય છે અને તે શુંનો શુંય થઇ જાય છે. જગતભરના સમગ્ર વિદ્વાનોમાં આદર પામેલો 'ગીતા' ગ્રંથ પણ મહાભારતનોજ એક ભાગ છે. જે ઉદ્દેશથી એમાં પ્રસંગવશાત્ એવા મહત્ત્વપૂર્ણ ઉપદેશ અપાયેલા છે, તેજ ઉદ્દેશથી આ ગ્રંથમાં રાજર્ષિઓ અને બ્રહ્મર્ષિઓનાં પ્રસંગોપાત અનેક ઉપાખ્યાન, દૃષ્ટાંત અને કથા–કહાણીઓ આપેલાં હોવાથી તે પણ મનુષ્યના જીવન પર ઉંડો પ્રભાવ પાડે છે અને ગ્રંથની મનોહરતા તથા ઉપયોગિતાને અનેકગણી વધારી મૂકે છે. આ પ્રમાણે મહાભારત આર્યજાતિના પ્રાચીન જીવનથી અને મહત્ત્વપૂર્ણ ઉપ-દેશોથી ભરપૂર હોવાથી તેનું વાચનશ્રવણ હિંદુસંતાનોને માટે અત્યંત લાભકર્તા છે. માત્ર તેની મૂળકથા લઇએ, તો તે પણ એટલી બધી રોચક અને અસરકારક છે અને તેમાં એવાં ઉચ્ચ કોટિનાં ચરિત્ર આલેખવામાં આવ્યાં છે કે તેમાં બીજી બાબતો ન ઉમેરાઇ હોત તોપણ આ ગ્રંથ આખી દુનિયાના સાહિત્યમાં મુકુટમણિરૂપ ગણાત."

પંડિત ઇશ્વરીપ્રસાદ શર્મા કહે છે કે:—"મહાભારતમાં સર્વ રસોનો યથાસ્થાને સમાવેશ કરવામાં આવ્યો છે. શૃંગારથી તે વૈરાગ્ય સુધીના બધા રસોનું એમાં એવું સુંદર મિલન થયું છે કે ભારતના પ્રાચીન વીરોની આ પવિત્ર કથા બહુજ મનમોહક, હૃદયગ્રાહી અને પ્રભાવશાળી બની રહી છે; અને તેથી કરીને અત્યંત પ્રાચીનકાળથી અદ્યાપિપર્યંતના બધા પંડિતોનો એજ મત છે કે જે કંઇ **મહા-ભારતમાં છે, તેજ બીજે સ્થળે જોવામાં આવે છે; અને જે તેમાં નથી તે ક્યાંય પણ નથી** × × × × વાત પણ ખરી છે કે બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર, એ ચારે વર્ણના લોકો માટે એમાં જાણવા જેવા ઉપદેશો અને શિક્ષણો પુષ્કળ ભરેલાં છે.

પ્રાચીનકાળથી મોટમોટા કવિઓ, મહાકવિઓ અને નાટકકારો મહાભારતના આધારથીજ અનેકાનેક કાવ્ય, મહાકાવ્ય અને નાટકો લખતા ચાલ્યા આવે છે; છતાં પણ હજુસુધી તે ભંડાર ખાલીજ થતો નથી.! આજે પણ આ અખૂટ ભંડારમાંથી ભારતની જુદી જુદી ભાષાના કવિઓ અને લેખકોને ઘણીખરી સામગ્રી મળ્યા કરે છે; અને તેઓ તેનેજ આધારે પોતાની પ્રતિભાનો વિકાસ કર્યા કરે છે. આથીજ લોકો કહે છે કે, 'ઉચ્ચ કોટિના કવિઓમાં જે કંઈ કાવ્યકુશળતા અને રચનાના ચમકાર દેખાય છે તે બધું ભગવાન કૃષ્ણ દ્વૈપાયન વ્યાસજીનુંજ ઉચ્છિષ્ટ છે."

"મહાભારતના એકેએક પાત્રનું ચરિત્ર અદ્‌ભુત છે. તેનું નિરીક્ષણ કરવાથી આપણને આપણા હજારો વર્ષ પહેલાંનો દેશ અને સમાજની અવસ્થાનું જ્ઞાન પ્રાપ્ત થાય છે. તે સમયનો વર્ણાશ્રમ ધર્મ કેવો હતો; તે વખતના ક્ષત્રિયો કેવા શૂરવીર, પરાક્રમી અને સત્યસંકલ્પ હતા; એ સર્વ આપણા લક્ષમાં આવી જાય છે; અને તેથી આ ગ્રંથ વાંચીને આપણા પૂર્વજોનાં પવિત્ર ચરિત્રથી પરિચિત થવું એ પ્રત્યેક હિંદુનું–નહિ નહિ, પ્રત્યેક ભારતવાસીનું–મુખ્ય કર્તવ્ય છે."

"ભીષ્મપિતામહની અલૌકિક પિતૃભક્તિ, શ્રીકૃષ્ણની વિલક્ષણ રાજનીતિ, યુધિષ્ઠિરની પ્રશંસાપાત્ર સત્યનિષ્ઠા તથા દ્રોણ, દુર્યોધન, કર્ણ, અર્જુન અને ભીમ વગેરે વીરોની અદ્‌ભુત વીરત્વપૂર્ણ કથાઓ વાંચીને કયા ભારતવાસીના મુરદાલ પ્રાણોમાં પણ નવજીવનનો સંચાર નહિ થાય? પોતાના પૂર્વજોના ગૌરવનું સ્મરણ કરીને ગર્વથી કોની છાતી નહિ ફૂલી ઉઠે? તેથી જો આપણને આપણા ભૂતકાળના મહત્ત્વનું યથાર્થ ચિત્ર જોવાની અભિલાષા હોય તો આપણે મહાભારત જરૂર વાંચવું જોઇએ. જો સંસારના એ અલૌકિક મહાવીરોની વીરકથા વાંચીને આપણા મુરદાલ પ્રાણોમાં નવીન સંજીવની શક્તિ ભરવાની ઇચ્છા હોય તો મહાભારતનો પાઠ અવશ્ય કરવો જોઇએ; અને સત્ય વાત તો એ છે કે **જેણે મહાભારત નથી વાંચ્યું તેનું ભારતવાસી હોવુંજ વ્યર્થ છે."**

**મહાત્મા ગાંધીજી એવા ભાવનું કહે છે કેઃ**—"મેં આ પહેલાં 'મહાભારત'નો સંપૂર્ણ ગ્રંથ વાંચ્યો ન હતો. કોઇ કોઇ વાર થોડું થોડું જોયું હોય તે જુદી વાત. મેં તો ઉલટો તેની વિરુદ્ધમાંજ મત બાંધી દીધો હતો કે, એમાં મારપીટ, લડાઇ અને ઝઘડાઓની કહાણીઓ હશે, અને એવાં લાંબાં વર્ણન હશે કે મારાથી વાંચી પણ નહિ શકાય; અથવા હું વાંચવા બેસીશ તો મને નિદ્રાજ આવશે! એથી કરીને મહાભારતનાં છ હજાર પાનાંનાં

મોટાં પોથાં જોઇને પ્રથમ તો હું ગભરાયો હતો; પરંતુ પછી જ્યારે મેં તેને વાંચવું શરૂ કર્યું ત્યારે તો પછી એ અમુક ભાગ સિવાય એટલું બધું મનમોહક થઇ પડયું-તેમાં એટલી બધી સ્હે લાગી ગઇ કે એક વાર શરૂ કર્યા પછી એ ગ્રંથ પૂરો કરવાને હું અધીરો બની ગયો અને એ સંપૂર્ણ વાંચી રહ્યા પછી એ વિષેના મારા પહેલાંના ખ્યાલો ખોટા ઠર્યા.

એ ગ્રંથ મેં ચાર મહિનામાં (યરોડા જેલમાં) પૂરો કર્યો ત્યારે મને લાગ્યું કે, આ મહાભારતને કાંઈ ઉપમા આપવી હોય તો તે ગણ્યાંગાંઠયાં સુંદર જવાહીરોની એકાદ તિજોરીની ન આપી શકાય; પણ અમૂલ્ય રત્નોની એકાદ અખૂટ ખાણુ સાથેજ તેને સરખાવી શકાય, કે જે ખાણુને જેમ જેમ વધુ ને વધુ ઉંડી ખોદીએ તેમ તેમ તેમાંથી કિંમતી જવાહીર વધુ ને વધુજ નીકળતાં જાય."

**લોકમાન્ય તિલક મહારાજે** કહ્યું છે કેઃ—"મહાભારત ગ્રંથ અત્યંત મહત્ત્વપૂર્ણ છે. × × તેમાં ધર્મરાજની સત્યનિષ્ઠા, કર્ણની ઉદારતા, ભીષ્મનું બાહુબળ, અર્જુનનું યુદ્ધકૌશલ્ય ઇત્યાદિ અનેક અવર્ણનીય ગુણોયુક્ત વીરોનાં વર્ણન છે અને તે વીરોનાં ચરિત્ર વાંચવા યોગ્ય તથા મનન કરવા યોગ્ય છે. એમાં પણ ભીષ્મપિતામહનો દૃઢ નિશ્ચય અને શ્રીકૃષ્ણચંદ્રનું રાજનીતિકૌશલ્ય તો વિલક્ષણુજ મહત્ત્વ ધરાવે છે. તેમના આગળ બીજાઓના બીજા ગુણો ફિક્કા પડી જાય છે. × × × આથી નવયુવકોને હું કહું છું કે:-**'મહાભારતનું અધ્યયન અવશ્ય કરો અને ભીષ્મ પિતામહનો દૃઢ નિશ્ચય તથા શ્રીકૃષ્ણચંદ્રનું રણકૌશલ્ય તમારામાં વધારવાનો પ્રયત્ન કરો.'** "

**મહાન અભ્યાસી શ્રીમાન સાતવલેકર** લખે છે કેઃ-"જ્ઞાની પુરુષો કહેતા આવ્યા છે કે, જેમને પ્રાચીન ઇતિહાસ નથી તેમને માટે ભવિષ્યમાં પણ આશા નથી; પરંતુ ભારતવાસીઓને તો પ્રાચીન ઇતિહાસ છે, માત્ર ઇતિહાસજ નહિ પરંતુ દિગ્વિજયી, પ્રતિભાપૂર્ણ અને તેજસ્વી ઇતિહાસ છે, અને તેથી ભારતવાસીઓને માટે ભવિષ્યમાં પણ નિઃસંદેહ ભાગ્યદિન સર્જાયલો છે; પરંતુ એ ભાગ્યદિન લાવવા માટે ભારતવાસીઓએ પોતાના પૂર્વજોના એ ભાગ્યશાળી અને પ્રતાપપૂર્ણ ઇતિહાસને જાણવો અને મનન કરવો જોઇએ. માત્ર ઇતિહાસના અસ્તિત્વથીજ કામ નહિ ચાલે, પરંતુ તેનું જેટલું પણ વધારે. મનન થશે તેટલોજ વધુ લાભ થવાનો સંભવ છે; અને એવું હોવાથી **આ પ્રતાપપૂર્ણ દિગ્વિજયનો ઇતિહાસ પ્રત્યેક ભારતવાસી સમક્ષ રજુ થવો જોઇએ."**

"જનસમાજમાં અનેક જાતના લોક હોય છે અને દરેક જાતના લોકની રુચિ જુદા જુદા પ્રકારની હોવાથી એકને જે રુચિ-

કર હોય છે તે બીજાને માટે નથી હોતું; પરંતુ આ કાવ્યમય ઇતિહાસ તો એવી અજબ રીતે લખાયો છે, કે **તેમાંથી પ્રત્યેક જાતના માણસને રસાસ્વાદ મળી શકે છે.** આસ્તિક ભગવદ્ભક્ત આમાં ભક્તિમાર્ગ જોઈ શકે છે; વેદાંતી આમાંથી આત્મપ્રત્યયનું જ્ઞાન મેળવી શકે છે; તર્કવિશારદ એમાં યુક્તિવાદ જોઈ શકે છે; શાસ્ત્રજિજ્ઞાસુ આમાંથી અનેક શાસ્ત્રના સિદ્ધાંતો જાણી શકે છે; ઇતિહાસપ્રેમી માટે એમાં અતિવિશાળ કાર્યક્ષેત્ર રહેલું છે; રાજપ્રકરણીને એમાં રાજનીતિ દેખાય છે; વીરને એમાં વીરતાનાં દૃષ્ટાંત મળી આવે છે; ગૃહસ્થાશ્રમીને એમાંથી ઉત્તમ ગૃહસ્થનું જીવન જાણવા મળે છે અને બ્રહ્મચારીને આદર્શ બ્રહ્મચારીના દાખલા મળે છે. તાત્પર્ય કે, **જેની જેની જેવી જેવી જિજ્ઞાસા હોય તેની તેની તે તે તમામ પ્રકારની જિજ્ઞાસા આપણા પૂર્વજોના આ અનુપમ પ્રાચીન ઇતિહાસરૂપી મહાભારતમાંથી તૃપ્ત થાય છે.**

**કવિવર રવીંદ્રનાથ ઠાકુર** કહે છે કેઃ—"રામાયણ અને મહાભારતને કેવળ મહાકાવ્યજ કહેવાં ન જોઇએ, પરંતુ તે ઇતિહાસ પણ છે. અલબત્ત, તે કાંઇ સમય અથવા ઘટનાઓના ઇતિહાસ નથી; કેમકે ઘટનાઓના ઇતિહાસ તો અમુક સમયનુંજ અવલંબન કરે છે. પરંતુ રામાયણ અને મહાભારત તો ભારતવર્ષના ચિરકાળના ઇતિહાસ છે. બીજા ઇતિહાસો સમય સમય પર ફેરવાતા રહે છે, પરંતુ આ ઉભય ઇતિહાસમાં કાંઈ પણ પરિવર્તન નથી થતું. ભારતવર્ષની જે સાધના, જે આરાધના અને જે સંકલ્પ છે; તેનોજ ઇતિહાસ આ બન્ને મહાકાવ્યોરૂપી રાજપ્રાસાદના ચિરકાલરૂપી રાજસિંહાસન પર સમ્રાટસમો વિરાજે છે."



# ગીતાજીનાં ગુણગાન

## ગીતા અને ભાઈ પરમાનંદજી

### 'ગીતા' એ ઉપનિષદો અને શાસ્ત્રોનું સત્ત્વ છે.

"ગીતાનું સારી રીતે અધ્યયન કરીને તેની શાસ્ત્રો સાથે સરખામણી કરવાથી સ્પષ્ટ જણાઈ આવે છે કે, ગીતાના લેખકે શ્લોકોની રચનામાં લગભગ સમસ્ત આર્ય શાસ્ત્રોની મદદ લીધી છે. કેમકે વેદાંત, સાંખ્યયોગાદિ દર્શનો તથા મનુસ્મૃતિ અને વેદોની છટા એ શ્લોકોમાં સ્પષ્ટ રીતે જણાય છે. ઉપનિષદોના કેટલાયે શબ્દો અને વાક્યો એમાં ઉતારેલાં છે તે ઉપરથી પણ તેના રચનારે આર્ય સાહિત્ય અને તત્ત્વજ્ઞાનનો સાર અતિસંક્ષેપથી એમાં એકત્ર કર્યો છે એવી ખાત્રી થાય છે. પુરાણમાં પણ આ સુપ્રસિદ્ધ શ્લોક મળી આવે છે કેઃ–

**"सर्वोपनिषदो गावो दोग्धा गोपालनंदनः ।**
**पार्थो वत्सः सुधीर्भोक्ता दुग्धं गीतामृतं महत् ॥"**

× × × ×

"જો આર્ય સભ્યતાના મહાસાગરને (ધર્મ, સાહિત્ય અને તત્ત્વજ્ઞાનને) એકાદ ગાગરમાં સમાયલો જોવો હોય તો તે ગીતામાં જોઈ શકાય છે. જો બીજાં બધાંયે શાસ્ત્રો નાશ પામ્યાં હોત અને માત્ર ગીતા રહી હોત તોપણ આર્યજાતિના ગૌરવની સ્મૃતિ સંસારમાં ચાલુ રહેત. કેમકે અત્યારે પણ આર્ય સભ્યતા (આર્યોનું જ્ઞાન અને ચારિત્ર અથવા ધર્મ અને નીતિ) એમાં એટલી બધી સુરક્ષિત છે કે **ગીતાનો પ્રચાર થવો અથવા નાશ થવો એ આર્યધર્મની વૃદ્ધિ અથવા નાશ થવા બરાબર છે. કોઈએ સાચુંજ કહ્યું છે કે "ગીતા એ વૈદિક ધમરૂપી કલ્પવૃક્ષનું પાકેલું જ્ઞાનામૃતરૂપી ફળ છે."**

× × × ×

### ગીતા એ ધર્મપ્રચારનું ઉત્તમ સાધન છે.

"જો વિદેશોમાં વૈદિક ધર્મનો પ્રચાર કરવાનો વિચાર હોય તો ત્યાંના લોકોને પણ વાંચવા માટે એક ધર્મપુસ્તક આપવાની જરૂર છે. આપણે જ્યારે આપણા દેશમાંજ વેદોના ભણનારા આટલા બધા ઓછા જોઈએ છીએ; તો બીજા દેશોમાં તેને સમજનારાઓની આશા રાખવી વ્યર્થજ છે. આર્યસમાજીઓ કેટલીક વાર આને માટે 'સત્યાર્થપ્રકાશ' રજુ કરે છે; પરંતુ તેઓ ભૂલી જાય છે કે, સત્યાર્થ પ્રકાશનો ઘણોખરો ભાગ માત્ર આર્યાવર્તનેજ માટે છે અને તે બીજાઓને રુચિકર થાય તેમ નથી."

"બીજી તરફ ગીતાને જુઓ. એમાં એક પ્રકારની ખાસ સુંદ-

રતા અને આકર્ષણુશક્તિ દેખાઈ આવે છે. વિદેશોમાં પણુ એવાં ઘણાં સ્ત્રીપુરુષ મળી આવે છે કે જેમને આખી ગીતા કંઠસ્થ હોય છે. માટે ગીતાજ એક એવું ધર્મપુસ્તક છે, કે જે આર્ય ધર્મના પ્રચારમાં ખાસ ઉપયોગી થઈ શકે. કેમકે એક આખી હિંદુ જાતિ તેને પોતાના ધર્મપુસ્તકતરીકે માને છે; અને ઋષિમુનિઓ તથા દાર્શનિકો માને છે તેમ તેમાંજ વૈદિક જ્ઞાનનો સાર–અર્ક મોજુદ છે. આથી એને આર્ય ધર્મનું પ્રમાણુભૂત પુસ્તક કહેવું એ સર્વથા ઉચિત છે."

## ગીતાનું મૂળ ઝરણુ ક્યાં છે?

"કેટલાક પાશ્ચાત્ય વિદ્વાનો માને છે કે, ગીતાનું શિક્ષણુ બહુ પવિત્ર છે અને અંજીલના શિક્ષણુને મળતું છે; તેથી ગીતા જરૂર અંજીલ ઉપરથી રચાઇ હશે. પણુ આ યુક્તિ તો કૂવામાંના દેડકાને સમુદ્રના તોફાનથી કૂવામાં આવી પડેલી માછલી સાથે થયેલી વાતના જેવી છે. એ દેડકાએ તે માછલીને પૂછ્યું કે, સમુદ્ર કેવડોક મોટો છે? માછલીએ કહ્યું કે એ તો ખૂબ મોટો હોય છે. પછી દેડકો પાછો હઠતો જાય ને વારંવાર પૂછતો જાય કે આવડો? આવડો? એમ કરતો કરતો તે કૂવાની બીજી ભીંત સુધી જઇ પહોંચ્યો તોપણુ માછલીએ એમજ કહ્યું કે એથી પણુ બહુ મોટો. આ સાંભળીને તે આશ્ચર્યપૂર્વક કહેવા લાગ્યો કે એ તો અસંભવિત છે. કેમકે સંસારમાં આથી મોટું કશું હોય નહિ."

"ગીતાજી જેવું અદ્વિતીય પુસ્તક કાંઇ અકસ્માત્ પેદા થતું નથી. એના પહેલાં તો ઘણા કાળની જ્ઞાનોન્નતિ આવશ્યક છે. જ્યાં ઉપનિષદો અને દર્શનશાસ્ત્રોનું તત્ત્વજ્ઞાન હયાત ન હોય ત્યાં 'ગીતા' જેવો ગ્રંથ રચી શકાયજ નહિ. **માત્ર એક મહાભારતમાંજ ગીતાને વિસ્તારથી સમજાવનારાં દૃષ્ટાંત મળી શકે છે;** નહિ કે બીજા બીજા કિસ્સા–કહાણીઓમાં. ગીતાનું શિક્ષણુ તો કેવળ ગંગાતટેજ સંભવે, બીજે નહિ."

"મહાભારતની કથામાં 'ગીતા' એ એક ઝગમગતા હીરા સમાન છે. મહાભારતના રચનાર મહર્ષિ વ્યાસ સાચેજ થઇ ગયા છે. ગીતા–જ્ઞાન એ તેમની માનસિક શક્તિનું પરિણામ હોય કે શ્રીકૃષ્ણુચંદ્રે અર્જુનને આ જ્ઞાનનો પ્રત્યક્ષ ઉપદેશ કર્યો હોય; એ વિષે તર્કવિતર્ક કરવા નકામા છે. કેમકે એથી ગીતાની પવિત્રતામાં કોઇ પ્રકારનો ફેર પડતો નથી કે જે પવિત્રતા કેવળ ગીતામાંજ જણુાય છે. ૧૮ મા અધ્યાયના શ્લોક ૭૫–૭૬ માં સંજય કહે છે કે 'આ પ્રમાણે મહર્ષિ વ્યાસજીની કૃપાથી શ્રીકૃષ્ણુ ભગવાનના મુખથી કહેવાતો આ ઉત્તમ યોગ મેં સાંભળ્યો છે. એ પવિત્ર કરનારા સંવાદને હું જેટલો યાદ કરૂં છું તેટલો હું વિશેષ આનંદમાં મસ્ત થતો જાઉં છું."

"કલ્પના કરો કે વ્યાસજીએ પોતેજ લખીને તે શ્રીકૃષ્ણુ ભગવાનના મુખથી કહેવરાવવાનું યોગ્ય ધાર્યું છે; તો એ વાત તો શ્રીકૃષ્ણુચંદ્રના મહિમા અને જ્ઞાનને માનુષી સીમાથી બહુજ આગળ

વધારી દે છે કે, વ્યાસ જેવા મહર્ષિ પણ ધર્મના તત્ત્વજ્ઞાનનો પ્રચાર શ્રીકૃષ્ણને નામે કરવો ઉચિત અને આવશ્યક સમજતા હતા."

× × × ×

## 'ગીતા' એ શક્તિનો ખજાનો છે.

"મનુષ્યો અને જાતિઓના જીવનમાં કેટલીક વાર એવો સમય આવી પહોંચે છે કે તેને ધર્મ અને અધર્મની કંઇ સમજણ પડતી નથી. એવે સમયે એક મહાકઠિન અને ગૂઢ પ્રશ્ન સામો આવી ખડો થાય છે અને બન્ને પક્ષની યુક્તિઓ રજુ થાય છે; પરંતુ તેનો કશો ઉકેલ દેખાતો નથી. મોટા મોટા શૂરવીરો અને ત્યાગીઓની બુદ્ધિ પણ એવે પ્રસંગે ગોથું ખાઇ જાય છે અને તેમને અધર્મ જ ધર્મના વેશમાં દેખાવા લાગે છે. જેને સંસાર ઉપર એટલો બધો વૈરાગ્ય ઉપજ્યો હોય કે તેણે પોતાનું સર્વસ્વ તજી દીધું હોય; છતાં કોઇ વાર તેની બુદ્ધિ પણ ભયવશ થઇને અવળા વિચારોમાં ફસાઇ પડે છે. પરંતુ ભગવદ્‌-ગીતામાં એવું જ્ઞાન મળી આવે છે કે જેને સારી પેઠે સમજી લીધા પછી મનુષ્યમાં એવી શક્તિ પેદા થાય છે કે જેથી તે ધર્મને અને અધર્મને સારી રીતે ઓળખી શકે છે. આ શક્તિને અર્જુને ૧૮ મા અધ્યાયના ૭૩ મા શ્લોકમાં માન્ય રાખી છે. તેનું મન જે એક ગૂઢ અને કઠિન સંશયમાં પડીને અંધકારમાં ફસાયલું હતું તેને માટે તે છેવટે કહે છે કે "તમારી કૃપાથી મને સત્ય જ્ઞાન લાધ્યું છે; મારો મોહ દૂર થઇ ગયો છે; મારા સંશયો છેદાઇ ગયા છે; હવે હું આપ કહો છો તેમજ કરીશ."

## કર્મ વિના સર્વ કાંઇ નિરર્થક છે.

"કહેવાય છે કે એક નૌકામાં ત્રણ વિદ્વાન પુરુષો જતા હતા. તેમાંનો દરેક જુદી જુદી વિદ્યામાં નિપુણ હતો. એક સંગીત જાણતો હતો, બીજો જ્યોતિષ અને ત્રીજો ન્યાય. સૌ પોતપોતાના ગુણની પ્રશંસા કરતા હતા. સંગીતવાળાએ બીજાઓને પૂછ્યું કે, તમે કંઇ સંગીત જાણો છો કે નહિ? જવાબ મળ્યો કે ના. તેણે કહ્યું કે તમે તમારી ઉંમરનો ચોથો ભાગ એળે ગુમાવી દીધો. જ્યોતિષીએ પણ એવો પ્રશ્ન પૂછ્યો ત્યારે તેને પણ એવોજ ઉત્તર મળ્યો; એટલે તેણે કહ્યું કે, તમે અર્ધી ઉંમર નકામી ગાળી. આ પ્રમાણે ત્રીજાએ પ્રશ્ન કર્યો અને એજ ઉત્તર મળતાં તેણે કહ્યું કે, જો તમે ન્યાય ના ભણ્યા તો તમે જીવનના ત્રણ ભાગ ફોગટ ગુમાવ્યા. એટલામાં વંટોળીઓ આવ્યો અને નૌકા ડોલવા લાગી. આથી ખલાસી તેમની વાતો સાંભળી રહ્યો હતો તેણે બધાને પૂછ્યું કે, તમે તરવાનું જાણો છો? બધાએ ના પાડી, એટલે તેણે કહ્યું કે:–ત્યારે તમે બધાએ તો આખી જીંદગી બરબાદ કરી! કર્મની પણ એવીજ દશા છે. જો આપણે ગીતાએ શીખવેલો નિષ્કામ કર્મરૂપી સંસાર તરવાનો હુન્નર શીખીએ નહિ, તો આપણું પણ થીજું

બધું નકામું (અને લૌકિક લોભલાલચમાં ફસાવી રાખનારું) થઇ રહે છે."

× × × ×

## મૌલાના રૂમનું દૃષ્ટાંત

"મૌલાના રૂમે એક શ્લોક લખ્યો છે કે:—

દિલ હાથમેં લા યહ બડા હજ હૈ,
હજારો કાબોં સે એક દિલ હાસિલ કરના બહેતર હૈ."

"આથી ધર્મશાસ્ત્રી મૌલવીઓ તેને નાસ્તિક ઠરાવીને તેની વિરુદ્ધ ફતવો કાઢવાની તૈયારી કરવા લાગ્યા. આથી બચાવમાં તેણે કહ્યું કે:—

હું એક વાર કાબાની યાત્રાએ ગયો હતો; પણ ત્યાં મને પવિત્ર કાબાનાં દર્શન થયાં નહિ. પછી બરાબર પત્તો શોધીને કાબા તરફ હું ચાલી નીકળ્યો. રસ્તામાં કાબા મળ્યા. તેમને પૂછતાં જણાયું કે, તે એક ડોશીનો સત્કાર કરવા ગયા હતા. પછી તે ડોશી પાસે જઇને મેં પૂછ્યું કે, જે કાબામાં લાખો માણસો જાય છે ત્યાંના લોક તને લેવા કેમ આવ્યા? ડોશીએ કહ્યું કે, મને કંઇ ખબર નથી. મેં પૂછ્યું કે 'તમે કંઇ મોટું શુભ કાર્ય કર્યું હશે?' ડોશીએ કહ્યું કે 'મારાથી તો એવું કશું બન્યું નથી. હમણાં રસ્તામાં આવતાં એક કૂતરાને કૂવા ઉપર ફરતો જોયો. તેને ખૂબ તરસ્યો જોઇ લાગણી થવાથી મેં પાંદડાંનો પડીઓ બનાવ્યો અને મારું કપડું ફાડીને દોરી બનાવી; પરંતુ કૂવો ઉંડો હોવાથી તે દોરી જળને પહોંચી શકી નહિ. પાસે એક પણ વસ્ત્ર રહ્યું નહિ ત્યારે માથાના વાળ ઉખાડી ખૂટતી દોરી બનાવી અને પાણી કાઢી કૂતરાને પાયું.' આ વાત સાંભળીને મેં કહ્યું કે, જ્યારે જંગલમાં એક કૂતરા ઉપર દયા કરવાથી કાબાએ તને આટલું માન આપ્યું તો તો મનુષ્યે મનને વશ કરવું એ તો કાબાની યાત્રા કરવા કરતાં બહુ શ્રેષ્ઠ છે."

## गीता अने मजुमदार

"'गीता मे हृदयं पार्थ!' અહો! ગીતા તો ભગવાનનું પોતાનું હૃદય છે! શું તમે એ ભગવાનના હૃદયને સ્પર્શ કરવા ઇચ્છો છો? ઇચ્છતા હો તો તેને જેમ તેમ નહિ અડતાં પવિત્ર થઇને અડજો. નાહીને શુદ્ધ વસ્ત્ર પહેરવાથી તો માત્ર બહારની પવિત્રતા આવશે; પરંતુ એટલાથી કામ નહિ ચાલે. અંતરની પવિત્રતા તો ખાસ જોઇશે. કેમકે વિચાર કરો કે, તમે જે શ્રીકૃષ્ણ પરમાત્માને સ્પર્શ કરવા ધારો છો તે કેટલા બધા પવિત્ર છે! અને તમે પોતે કેવા છો? લોકો ભલે તમને નથી જાણતા, પરંતુ તમે પોતે તો તમને જાણો છોને? વળી સર્વજ્ઞ પરમાત્મા તો તમને તમારાથી પણ વધારે ઓળખે છે. જરા જુઓ તો ખરા કે તમારામાં કેટલા દોષો છે? કેટલા અપરાધ થઇ ચૂક્યા છે? કેટલાં પાપ કરી ચૂક્યા છો અને કેટલી મલિનતાઓએ તમારા હૃદયમાં ઘર કરેલાં છે? કહો ત્યારે એવી અયોગ્ય સ્થિતિમાં શ્રીહરિના હૃદયરૂપ ભગવદ્‌ગીતાને તમે કેવી રીતે સ્પર્શ કરી શકશો?"

"પરંતુ અહો ! ભયભીત થઇને એક વાર શ્રીહરિનો સ્વભાવ તો યાદ કરો ! તેઓ કેવા મહાન ક્ષમાસાગર છે ! તેઓ કોઇના પણ અપરાધ જોતા નથી. તેઓ તો તેમના તરફ મોં ફેરવતાંજ તમારા તરફ હાથ ફેલાવીને છાતી સરસા ચાંપે છે. કેમકે એ દીનાનાથ કંગાળનું સર્વસ્વ છે. એ તો પાપી અને તાપીના આશ્રયસ્થાન છે. એ તો દીનબંધુ છે. એ તો જેનું કોઈ નથી તેનું સર્વ કંઇ છે. એ તો પોતાના જનોને નિર્મળ બનાવી દઇ ખોળામાં બેસાડવા સદાય તલસી રહ્યા છે અને યાચે તેને શ્રદ્ધા પણ આપી રહ્યા છે; માટે આવો, પ્રિય ભાઇઓ ! આવો. તે પરમાત્માના આ ગીતારૂપી હૃદયને સદાનો સાથી બનાવો. ગીતાનો નિત્યપાઠ કરી તેનો પ્રવાહ તમારા હૃદયમાં બને તેટલો વધુ ને વધુ વહેવરાવવાનો પ્રયત્ન કરો અને પછી જોઇ લ્યો કે શું થાય છે ? અવશ્ય તમારૂં ખૂબ કલ્યાણ થશે. ઠીકજ કહ્યું છે કેઃ—

"कृष्णो जानाति वै सम्यक् किञ्चित् कुन्तिसुतः फलम् ।
व्यासो वा व्यासपुत्रो वा याज्ञवल्क्योऽथ मैथिलः ॥"

"એક શ્રીકૃષ્ણ ભગવાનજ ગીતાને સમ્યક્ પ્રકારે જાણે છે. અર્જુન, વ્યાસ, વ્યાસપુત્ર શુકદેવ, યાજ્ઞવલ્ક્ય તથા જનક રાજા, એઓ તો તેમાંનું થોડું થોડુંજ જાણે છે." જે ગીતાસંબંધી આવું આવું કહેવાયું છે તે ગીતાને સંસ્કારરહિત અજ્ઞાની મનુષ્ય શું સમજી શકશે ? છતાં પણ બનતો પ્રયત્ન કરો. જેટલો પ્રયત્ન તમે કરશો તેથી વધારે ઝડપે ગીતાગ્રંથ અને તેના ગાયક શ્રીહરિ તમને અપૂર્વ પ્રકાશ આપી આંતરિક ઉંડાં રહસ્ય સમજાવશે અને યાદી પણ આપ્યા કરશે. કેમકે યાદ રાખો કે તે કરુણાસિંધુ છે. તેની કૃપાની કંઇ હદજ નથી અને તેથી ગમે તેવો મનુષ્ય ઉન્નત થવાની આશા રાખી શકે છે."

## गीता अने देशभक्त मालवीयाजी

"મને સંપૂર્ણ ખાત્રી છે કે, માનવજાતિના ઇતિહાસમાં સર્વોત્તમ જ્ઞાન અને અલૌકિક શક્તિસંપન્ન પુરુષ તો એકમાત્ર ભગવાન શ્રીકૃષ્ણજ થઈ ગયા છે; અને સમસ્ત પૃથ્વીમંડળની પ્રચલિત ભાષાઓમાં એ શ્રીકૃષ્ણ ભગવાનની કહેલી ભગવદ્‌ગીતા જેવા નાનકડા કદનો છતાં આટલા બધા વિપુલ જ્ઞાનથી ભરપૂર હોય એવો બીજો કોઇ પણ ગ્રંથ નથી."

"વેદો અને ઉપનિષદોનો સાર; આ લોક અને પરલોકમાં પણ મંગળમય માર્ગ દેખાડનાર; કર્મ જ્ઞાન અને ભક્તિના ત્રણે માર્ગો દ્વારા મનુષ્યને પરમ શ્રેયના સાધનનો ઉપદેશ આપનાર; સૌથી ઉચ્ચ જ્ઞાન, સૌથી નિર્મળ ભક્તિ, સૌથી ઉજ્જવળ કર્મ, યમ, નિયમ, ત્રિવિધ તપ, અહિંસા, સત્ય અને દયાના ઉપદેશની સાથે સાથે ધર્મને ખાતર ધર્મનું અવલંબન કરીને અધર્મના ત્યાગપૂર્વક યુદ્ધ કરવાનો ઉપદેશ કરનારો આ ગ્રંથ એવો અદ્‌ભુત છે કે જેમાં ૧૮ નાનકડા

અધ્યાયોમાં એટલું બધું સત્ય, એટલું બધું જ્ઞાન અને એટલા બધા ઉચ્ચ પ્રકારના ગંભીર તથા સાત્ત્વિક ઉપદેશો ભર્યા છે, કે જે મનુષ્યમાત્રને નીચામાં નીચી દશામાંથી ઉપાડીને દેવતાઓના સ્થાનમાં બેસાડવાની શક્તિ ધરાવે છે. ગીતારૂપી ધર્મનો ભંડાર માત્ર હિંદુ-ઓનોજ નહિ પરંતુ સમસ્ત જગતના માનવોનો ભંડાર છે."

"જગતના અનેક દેશોના વિદ્વાનોએ ગીતા વાંચીને લોકોની ઉત્પત્તિ, સ્થિતિ અને સંહાર કરનારા પરમ પુરુષનું શુદ્ધ સર્વોત્કૃષ્ટ જ્ઞાન અને તેનાં ચરણોમાં નિર્મળ નિષ્કામ પરાભક્તિ પ્રાપ્ત કરેલી છે."

"તે પુરુષ અને સ્ત્રી મહાભાગ્યશાળી છે, કે જેમને આ સંસારના અંધકારથી ભરેલા સાંકડા માર્ગોમાં પ્રકાશ દર્શાવનાર આ નાનકડો પરંતુ અખૂટ તેલથી ભરેલો ધર્મપ્રદીપ પ્રાપ્ત થયો છે."

"જેને આ ધર્મપ્રદીપ (ધર્મનો પરમ પ્રકાશિત દીપક) પ્રાપ્ત થયો છે તેમનો એ પણ ધર્મ છે કે, તેઓ મનુષ્યમાત્રને આ પરમ પવિત્ર ગ્રંથનો લાભ આપવાનો પ્રયત્ન કરે."

"મારી અભિલાષા અને જગદાધાર જગદીશ્વરને પ્રાર્થના છે કે, હું મારા જીવનમાંજ એવા સમાચાર સાંભળું કે મોટામાં મોટા માણસથી તે નાનામાં નાના સુધીના પ્રત્યેક હિંદુ સંતાનના ઘરમાં એક એક ભગવદ્ગીતાની પોથી ભગવાનની મૂર્તિની પેઠે ભક્તિભાવ-પૂર્વક રાખવામાં આવે છે. અને હું એ પણ સાંભળું કે, અન્યાન્ય ધર્મોને માનનારા આ દેશના તથા પૃથ્વીના સમસ્ત દેશોના નિવાસી-ઓમાં ભગવદ્ગીતાના પ્રચારનો તેની મહત્તાને લાયકનો વિચારપૂર્ણ અને ભક્તિ, જ્ઞાન તથા ધનથી સારી રીતે સમર્થન કરાયલો પ્રબંધ થઈ ગયો છે. श्रीकृष्णः प्रसन्नोऽस्तु।"

---

## गीता अने लोकमान्य तिलक महाराज

લોકમાન્ય તિલક મહારાજ કહે છે કેઃ–**"સમસ્ત સંસારના સાહિત્યમાં ગીતા જેવો કોઇ પણ ગ્રંથ નથી."** એ ઉપરાંત બૌદ્ધોના ત્રિપીટક અને ધમ્મપદ તથા ખ્રિસ્તીઓના બાઈબલ સાથે પણ ગીતાની તુલના કરીને તેમણે એજ નિષ્કર્ષ કાઢયો છે કે "દુઃખી આત્માને શાંતિ આપનાર, આધ્યાત્મિક પૂર્ણદશાની ઓળખાણ આપનાર અને ટુંકામાં ચરાચર જગતનાં ગૂઢ તત્ત્વોને સમજાવી દેનાર ગીતા જેવો બીજો કોઇ ગ્રંથ સમસ્ત વિશ્વની કોઈ પણ ભાષામાં નથી. વર્ણનો, આશ્રમનો, જ્ઞાતિ-નો, દેશનો, સ્ત્રીનો કે શુદ્રાદિનો ભેદ ન રાખતાં સર્વ કોઇ માટે એકસરખી સદ્ગતિ સમજાવનાર અને ઇતર ધર્મ પ્રત્યે સહિષ્ણુતા દર્શાવનાર એવી જે જ્ઞાન, ભક્તિ અને કર્મયુક્ત ગીતા, એ તો સનાતન વૈદિક ધર્મરૂપી વિશાળ વૃક્ષનું એક અત્યંત મધુર અને અમૃતપદને પમાડનારૂં અમર ફળ છે."

"આ ગીતાધર્મમાં વૈદિક ધર્મનો જે સમગ્ર સાર સમાયલો છે, તે સારભૂત નિત્યધર્મને જાણીને કેવળ કર્તવ્યતરીકે સર્વભૂતહિતાર્થે પ્રબળ પ્રયત્નો કરીને વિજયો મેળવનારા કર્મવીરો તથા ધર્માત્માઓ જ્યારે આ ભારતભૂમિને અલંકૃત કરતા હતા; ત્યારે આ દેશ ઇશ્વિરકૃપાને પાત્ર થઈ જ્ઞાનને અનુસરતા ચારિત્ર્ય ઉપરાંત ઐશ્વર્યને પણ શિખરે પહોંચેલો હતો અને જ્યારથી એ બંને લોકમાંથી તારનારો તથા પરમ શ્રેયસ્કર એવો પૂર્વતર ધર્મ છૂટતો ચાલ્યો ત્યારથી ભારતવાસીઓની દુર્દશા શરૂ થઈ છે."

"હિંદુધર્મ અને નીતિશાસ્ત્રનાં મૂળ તત્ત્વ જેણે જાણવાં હોય તેણે આ અપૂર્વ ગ્રંથનું અવશ્ય અને પ્રથમ અધ્યયન કરવું જોઈએ. કારણ કે યોગ, સાંખ્ય, ન્યાય, મીમાંસા, ઉપનિષદો, વેદાંત વગેરેના રૂપમાં ક્ષરાક્ષર સૃષ્ટિનો તથા ક્ષેત્રક્ષેત્રજ્ઞના જ્ઞાનનો વિચાર કરનારાં પ્રાચીન શાસ્ત્રો યથાશક્ય પૂર્ણાવસ્થાએ પહોંચ્યા પછી વૈદિક ધર્મને જે જ્ઞાનમૂલક, ભક્તિપ્રધાન તથા કર્મયોગપરાયણ એવું છેવટનું સ્વરૂપ અપાયું; અને જે સ્વરૂપ હાલના પ્રચલિત વૈદિક ધર્મના મૂળરૂપ છે; તેજ સ્વરૂપ આ ભગવદ્ગીતામાં પ્રતિપાદન કરેલું છે; અને તેથીજ કહી શકાય કે, હિંદુધર્મનાં તત્ત્વો સંક્ષેપમાં અને નિઃસંદેહ રીતે સમજાવી શકે એવો ગીતાના જેવો બીજો કોઈ પણ ગ્રંથ સંસ્કૃત વાઙ્મયમાં નથી."

---

## गीता अने इंग्लँडनो एक यहुदी एफ. एच. मोलेम

× × × હું પૂરેપુરી રીતે એક ઇસાઇતરીકે ઉછરેલો છું અને મારી શક્તિ મુજબ બાઇબલનો મેં યથાર્થ અભ્યાસ કર્યો છે; છતાં મને કહેતાં હર્ષ થાય છે કે, એમાં જે લખવામાં આવ્યું છે તે માત્ર ભગવદ્ગીતાના સારરૂપે છે, એમજ મને લાગે છે. સાથે એ પણ મારે કહેવું પડે છે કે, × × × જે જ્ઞાન ગીતામાંથી મળે છે તે ઇસાઈ કે યહુદી ધર્મનાં બાઇબલોમાં મળતું નથી."

'મને એજ આશ્ચર્ય થાય છે કે, ભારતીય નવયુવાનો શામાટે અહીં સુધી વિજ્ઞાન શીખવા આવે છે? નિઃસંદેહ એનું કારણ તેમનો પાશ્ચાત્ય દેશો પ્રત્યેનો મોહજ છે. તેમનાં ભોળાં હૃદયોએ હજુ નિર્દય અને અવિનયી પશ્ચિમવાસીઓનાં હૃદય ઓળખ્યાં નથી. વિદેશી શિક્ષણથી મળતી ભપકાદાર પદવીઓની લાલચે તેઓ એ સ્વાર્થીઓની છદ્મજાળમાં ફસાય છે; બાકી જે દેશ યા સમાજને ગુલામીમાંથી છૂટવું હોય તેને માટે તો એ માર્ગ અધોગતિનોજ છે."

"હું ઇસાઇ હોવા છતાં પણ ગીતા પ્રત્યે આટલું બધું માન શા માટે ધરાવું છું તે વિષે બે શબ્દ લખીશ. જે પ્રશ્નોનો નિકાલ હજુ પાશ્ચાત્ય વૈજ્ઞાનિકો નથી લાવી શક્યા, તેવા ગૂઢ પ્રશ્નોનો નિકાલ એ ગીતાગ્રંથમાં શુદ્ધ અને સરળ રીતે આપેલો છે."

× × × ×

"એમાંનાં કેટલાંય સૂત્રો અમૂલ્ય ઉપદેશોથી ભરપૂર જણાયાં તેથીજ હું ગીતા પર મુગ્ધ થયો. મને માલમ પડયું કે, ગીતા તો સર્વોત્તમ જ્ઞાનથી ભરપૂર ખજાનો છે અને દરેકના જીવનને માટે માર્ગદર્શક ભોમીઆરૂપ છે. ટુંકામાં કહું તો તે સૂર્ય કરતાં પણ શ્રેષ્ઠ છે. કેમકે સૂર્ય જીવન-દાતા છે તેમ સંહારકર્તા પણ છે; ત્યારે ગીતા તો પરમાનંદ આપનારી અને અનંત જીવન બક્ષનારી મહાન દેવી છે. મારે માટે તો એ સાક્ષાત્ યોગેશ્વરી માતા છે. એ ગીતા દુનિયાની અઢળક સંપત્તિ વડે પણ ખરીદી શકાય નહિ એવો ભારતવર્ષનો અમૂલ્ય—અલૌકિક ખજાનો છે."

## गीता अने महात्मा थॉरो तथा एमर्सन

મહાત્મા ગાંધીજીએ કહ્યું છે કે, તેમના હૃદયમાં સત્યાગ્રહના ભાવો ઉત્પન્ન થવામાં મુખ્ય કારણરૂપ અને આદર્શ તરીકે અમેરિકાના રહેવાસી મહાત્મા થૅારો છે. તેઓ એકાંતસેવનને માટે જંગલમાં રહેતા હતા, ત્યારે તેમના પટ્ટશિષ્ય એમર્સન એક દિવસ તેમની ઝુંપડી પાસે જઇને જુએ છે તો થૅારો એક પાટ ઉપર સૂઇ રહ્યા છે અને નીચે બે ત્રણ સાપ અને વિંછીઓ પડયા છે! થોડી વાર પછી એ સાપ વિંછી ચાલ્યાં ગયાં અને થૅારો જાગ્યા, ત્યારે એમર્સને અભિવંદનાદિ કર્યા પછી સંકોચપૂર્વક કહ્યું કે:—"મેં કેટલાંક ઝેરી જાનવર પાટની નીચે જોયાં હતાં. મને ડર લાગે છે કે, તેઓ કદાચ આપને હેરાન કરશે; તેથી આજ્ઞા હોય તો આપનું બિછાનું બીજી જગાએ કરી આપું."

આ સાંભળીને મહાત્મા થૅારોએ ખડખડાટ હસીને કહ્યું કે "એમ-ર્સન! એમાં તે ભયની શી વાત છે? જ્યાંસુધી મારી રક્ષા કરનાર **શ્રીગીતામાતા હયાત છે ત્યાંસુધી મને કોઇ પણ ભય નથી."** મહાત્મા થૅારો એક જગાએ ગીતાની બાબતમાં વધુ કહે છે કે:—

"પ્રાચીન યુગની સર્વ સ્મરણીય વસ્તુઓમાં ભગવદ્ગીતાથી શ્રેષ્ઠ કોઇ પણ વસ્તુ નથી. × × ભગવદ્ગીતામાં એટલું ઉત્તમ અને સર્વ-વ્યાપી જ્ઞાન છે કે તેના લખનાર દેવતાને અગણિત વર્ષ થઇ જવા છતાં તેના જેવો બીજો એકે ગ્રંથ હજી સુધી લખાયો નથી. × × ગીતાની સાથે સરખાવતાં જગતનું હાલનું બીજું બધું જ્ઞાન મને તુચ્છ જણાય છે અને વિચાર કરતાં આ ગ્રંથનું મહત્ત્વ મને એટલું બધું જણાય છે કે કોઇ કોઇ વાર તો એવોજ વિચાર થઈ આવે છે કે આ તત્ત્વજ્ઞાન કોઇ જુદાજ યુગમાં લખાયલું હોવું જોઇએ. × × × × હું રોજ પ્રાતઃકાળે મારા હૃદય અને બુદ્ધિને ગીતારૂપી પવિત્ર જળમાં સ્નાન કરાવું છું."

**મહાત્મા થૅારોના પટ્ટશિષ્ય એમર્સનઃ**—અમેરિકાનો આ સર્વશ્રેષ્ઠ સાહિત્યકાર ગીતાનું પુસ્તક હમેશાં પોતાની નજર સામે રાખતો. કેમકે ગીતાને તે સમગ્ર વિશ્વના સાહિત્યમાં સર્વોત્તમ ગ્રંથ, ચિંતનની સર્વશ્રેષ્ઠ સામગ્રી તથા માનવજાતિના અનુભવની સૌથી

મહાન સંપત્તિ માનતો હતો. જ્યારે તે એમાંનો '**સર્વભૂતેષુ ચાત્માનં સર્વભૂતાનિ ચાત્મનિ।**' એ શ્લોક વાંચતો, ત્યારે તેનું આખું શરીર પુલકિત થઈ રહેતું; હૃદય નાચી ઉઠતું અને કલાકોના કલાકો સુધી તે આનંદાશ્રુ વહાવતો! પોતાના ગીતા પુસ્તકને તે ઇષ્ટદેવની મૂર્તિ સમાન ગણતો.

**સાધુ ટી. એલ. વસવાણીઃ**—"ગીતામાં ભગવાન શ્રીકૃષ્ણના વિચાર ભરેલા છે. એ ગ્રંથ એટલો અમૂલ્ય અને આધ્યાત્મિક ભાવોથી ભરેલો છે કે હું વખતોવખત પરમાત્માને એજ પ્રાર્થના કર્યા કરૂં છું કે, તે મારા ઉપર એવી દયા કરે અને શક્તિ આપે કે જેથી હું મૃત્યુપર્યંત આ સંદેશને એક સ્થાનથી બીજા સ્થાનમાં પહોંચાડી શકું."

**ટી. વી. શેષગિરિ અય્યરઃ**—"હું ગીતાનો નિત્યપાઠ એટલા માટે કરૂં છું કે તેમાં સંસારનાં સર્વ ધર્મોનાં સર્વોત્તમ તત્ત્વ છે; તે ગૃહસ્થનાં કર્તવ્યોનું એક પૂર્ણ **ધર્મશાસ્ત્ર છે;** તે સૌથી મહાન અવતારની વાણી છે અને અમારા ધાર્મિક **તથા સામાજિક જીવનનો સર્વોત્તમ સાર છે.**"

**મહર્ષિ દ્વિજેન્દ્રનાથ ઠાકુરઃ**—"પાશ્ચાત્ય દાર્શનિક ગ્રંથો ભલેને ખૂબ ચમકે; પરંતુ અમારા આ નાનકડા દીપકનો પ્રકાશ તેથીયે વિશેષ ઝળકીને તેમને ઝાંખા પાડી દેશે."

**જસ્ટિસ કે. ટી. તૈલંગઃ**—"શ્રીકૃષ્ણના ઉપદેશોમાં શાસ્ત્રકથિત લગભગ બધા ધાર્મિક વિષયોનું તત્ત્વ આવી ગયું છે. તેની ભાષા એટલી ગંભીર અને ઉત્કૃષ્ટ છે કે જેથી તેનું **ભગવદ્‌ગીતા** અથવા **ઇશ્વરીય સંગીતના** નામથી પ્રસિદ્ધ થવું યોગ્યજ છે."

**ડૉ. મેકનિકલઃ**—ભારતવર્ષના ધર્મમાં ગીતાગ્રંથ બુદ્ધિની પ્રખરતા, આચારની ઉત્કૃષ્ટતા અને ધાર્મિક ઉત્સાહનું એક **અપૂર્વ મિશ્રણ** રજુ કરે છે."

**ટી. સી. કેશવાલુ પિલ્લેઃ**—"ભગવાન શ્રીકૃષ્ણની પ્રસાદીરૂપ શ્રીભગવદ્‌ગીતા પ્રત્યેક ઘરમાં હોવી અત્યંત આવશ્યક છે. સર્વ સ્ત્રીપુરુષોએ તેનું અધ્યયન કરીને તેમાં પ્રતિપાદન કરેલા સિદ્ધાંતોને અનુકૂળ કર્મ કરવાનો પ્રયાસ કરવો જોઇએ. **આપણે આપણાં બાળકોને શરૂઆતથીજ ગીતાનો પાઠ કરવાની ટેવ પાડવી જોઇએ. આપણી નૈતિક અને આધ્યાત્મિક ઉન્નતિ માટે ગીતા સિવાય બીજા કોઈ શિક્ષક કે માર્ગદર્શકની આવશ્યકતા નથી.**"

**પ્રૉ. રંગાચાર્ય કહે છે કેઃ**—"હિંદુઓને સાંપ્રદાયિકતાથી રહિત એવું ધાર્મિક અને નૈતિક શિક્ષણ આપવા માટે શ્રીમદ્‌ભગવદ્‌ગીતાથી વધારે સારો બીજો કોઇ ગ્રંથ નથી. શ્રીમદ્‌ભગવદ્‌ગીતાના સંબંધમાં આ ઉક્તિ સર્વથા સત્ય છે કે, તે **સમસ્ત માનવી સાહિત્યમાં એક**

ઉત્કૃષ્ટ કોટિનું દાર્શનિક કાવ્ય છે. હિંદુ ધર્મમાં વિશ્વાસ રાખનારા સઘળાઓને માટે એ પ્રસિદ્ધ પ્રમાણિક ધર્મગ્રંથ છે. તેમાં પ્રતિપાદન કરેલા સઘળા નૈતિક અને ધાર્મિક આદેશ પરમાત્માની આજ્ઞારૂપ છે."

**શ્રી. ભક્તરામજી શર્મા** કહે છે કે:—"હાલમાં જો કોઇ એક એવી વસ્તુ હોય કે જેનો સર્વ લોકો સ્વીકાર કરી શકે તો તે માત્ર ગીતાજ છે. વ્યાસમુનિએ ગીતાશાસ્ત્રની આ રૂપમાં રચના કરીને હિંદુઓને એક તંતુથી બાંધી દીધા છે. જો આપણે ગીતા તરફ પૂરતું ધ્યાન આપીએ તો આજથીજ સંસારમાંથી સમસ્ત વેર-વિરોધ નાશ પામે."

"હાલમાં કેવળ હિંદુઓમાંજ નહિ પરંતુ હિંદુ-મુસલમાનોમાં પણ પરસ્પર કલહ અને વિરોધ વધી રહ્યા છે. ભગવાન શ્રીકૃષ્ણે તો તેનો પ્રતીકાર બતાવ્યો છે કે:—

**ये यथा मां प्रपद्यन्ते तांस्तथैव भजाम्यहम् ।**
**ममवर्त्मानुवर्तन्त मनुष्याः पार्थ सर्वशः ॥(गी०४-११)**

"આ શ્લોક સુવર્ણમય અક્ષરોમાં લખવા યોગ્ય છે. ભગવાને તો એટલે સુધી કહી દીધું છે કે 'જેટલા માર્ગો દેખાય છે તે બધા મારાજ છે. જેઓ જે રસ્તેથી મને મળવા આવે છે તેમને હું તે રસ્તે આવી મળું છું.' હું માનું છું કે, આથી વધારે સહિષ્ણુતા બીજા કોઇપણ ધર્મમાં મળી શકતી નથી. વસ્તુતઃ ગીતાદ્વારા પ્રતિપાદિત સંગઠનનો એજ આદર્શ છે. ગીતામૃત પ્રાણીમાત્રને માટે સુખનું સાધન છે."

**પંડિતવર શ્રીલક્ષ્મણજી શાસ્ત્રી** કહે છે કે:-"ગીતા માનવજીવનનું સર્વસ્વ, અસાર સંસારનો સાર, શાસ્ત્રસાગરનું નવનીત, ઉપનિષદોનું સત્ત્વ અને સમસ્ત વેદોનો નિષ્કર્ષ છે. સૃષ્ટિના પ્રારંભથી આજસુધીમાં ગીતાના જેવું કોઇ પણ પુસ્તક રચાયું નથી. સનાતન ધર્મનાં ગૂઢ રહસ્યોને સરળ અને સરસ એવા થોડાક શબ્દોમાં પ્રકટ કરવાની અપૂર્વ શક્તિ શ્રીગીતાજીમાંજ છે. અને એમ કહેવામાં પણ અતિશયોક્તિ નથી કે ગીતાજીના જેવું પુસ્તક પૃથ્વી ઉપર **न भूतो न भविष्यति** અર્થાત્ થયું પણ નથી અને થશે પણ નહિ."

"**વિલ્હેલ્મ ફાન હુમ્બોલ્ટ** કહે છે કે:—"સંસારમાં જેટલા ગ્રંથો છે તેમાંથી ક્યાંય પણ ભગવદ્‌ગીતા જેવા સૂક્ષ્મ અને ઉન્નત વિચારો પ્રાપ્ત થતા નથી. જ્યારે મેં ગીતા વાંચી ત્યારથી હું વિધાતાનો સદાનો ઋણી બની ગયો છું; કેમકે તેણેજ મને આ ગ્રંથનો પરિચય પ્રાપ્ત કરવા જીવતો રાખ્યો છે."

(ઉપરોક્ત કથનથી એ સમજાઇ ગયું હશે કે, ભગવદ્‌ગીતામાંથી જર્મનીના એ ઘણાજ મોટા માણસને કેટલું બધું પ્રોત્સાહન મળ્યું છે. ભગવદ્‌ગીતા સંબંધી તેના એ વિચારો દૂર દૂર સુધી પ્રતિધ્વનિત થઇ

ચૂકયા છે અને તેથીજ આજે ભગવદ્દગીતા દુનિયામાં સૌથી વધારે વંચાતા ગ્રંથતરીકે જર્મનીમાં સૌથી વિશેષ વંચાય છે.—મૂળલેખક)

---

મહેરબાબાજી કહે છે કે—"આધ્યાત્મિક દૃષ્ટિએ સમસ્ત માનવ-જાતિ ઉપર ભગવદ્દગીતાનો ઘણો વધારે પ્રભાવ પડયો છે. ભગવાન શ્રીકૃષ્ણનો હિંદુજાતિમાં જન્મ થવાથી ગીતાને લોકો ઘણે ભાગે હિંદુઓનોજ ધર્મગ્રંથ માને છે; પરંતુ વાસ્તવમાં આ ગ્રંથ માત્ર હિંદુઓનો નહિ પરંતુ સમસ્ત માનવજાતિનો છે. એમાં જે ઉપદેશ આપવામાં આવ્યો છે તે માત્ર ભારતવર્ષ માટે નહિ પરંતુ સમસ્ત જગતને માટે છે. માનવજાતિ તેના ઉપદેશ અનુસાર આચરણ કરે એટલીજ માત્ર વાર છે. પછી તો સમસ્ત માનવસમાજમાં બંધુત્વ(પ્રેમ)ની સ્થાપના અવશ્ય અને આપોઆપ થઇ જશે. જેઓ શ્રીકૃષ્ણ પૂર્ણપુરુષ હતા એ વાતમાં શંકા કરે છે તેઓ જાણી-સમજીને એવું નથી કરતા. શ્રીકૃષ્ણ અવશ્ય ઇશ્વરના અવતાર હતા અને સ્વયં સદ્દગુરુ (પૂર્ણપુરુષ) હોવાથી તેમણે આધ્યાત્મિક ભાવ અને ઉચ્ચ આધ્યાત્મિક ઉપદેશોની અમૃતવર્ષાથી જગતને તરબોળ કરી દીધું છે."

---

એફ. ટી. બ્રુકસ—"શ્રીમદ્ ભગવદ્દગીતા ભારતવર્ષના ભિન્નભિન્ન મતોને એકત્ર કરનારી દોરી તથા રાષ્ટ્રાય જીવનની અમૂલ્ય સંપત્તિ છે. ભારતવર્ષના રાષ્ટ્રીય ધર્મગ્રંથનું સ્થાન લેવામાં જે જે નિયમોની આવશ્યકતા છે તે બધા શ્રીમદ્દભગવદ્દગીતામાં મળી આવે છે; એટલુંજ નહિ પરંતુ તે ભાવી વિશ્વધર્મનો એક સર્વોત્કૃષ્ટ ધર્મગ્રંથ છે. ભારતવર્ષના ઉજ્જવળ ભૂતકાળનું એ મહાન દાન એવું અસરકારક છે કે માનવજાતિનું એથીયે વધારે ઉજ્જવળ ભવિષ્ય નિર્માણ કરનારૂં થશે."

---

શ્રીનિવાસરાવ કોજલગી કહે છે કે–"ગીતા એ જ્ઞાનનો એવો રત્નાકરસાગર છે કે જેમાં ડૂબકી લગાવીને પ્રત્યેક મનુષ્ય સિદ્ધાંતરૂપી અનેક બહુમૂલ્ય મુક્તામણિઓ કાઢીને પોતપોતાની યોગ્યતાનુસાર તેમને પોતાના ગળાના હારરૂપ અને સ્વજીવનના અંગરૂપ બનાવી શકે છે."

---

સાહિત્યસમ્રાટ્ બંકિમબાબુ કહે છે કે:–"ગીતાને ધર્મનો સર્વોત્તમ ગ્રંથ માનવાનું એજ કારણ છે કે તેમાં જ્ઞાન, કર્મ અને ભક્તિ, ત્રણેને એવો યોગ્ય ન્યાય આપવામાં આવ્યો છે કે જેવું સામંજસ્ય બીજા કોઈ પણ ગ્રંથમાં નથી" × × "આવો અપૂર્વ ધર્મ, આવું અપૂર્વ ઐક્ય કેવળ ગીતામાંજ દેખાય છે. આવી અદ્દભુત ધર્મવ્યાખ્યા કોઈ પણ દેશમાં ને કોઇ પણ કાળે કોઇએ કરી હોય એમ જણાતું નથી." × × × "આવો ઉદાર અને ઉત્તમ ભક્તિવાદ જગતમાં બીજે કયાંય નથી."

---

ચીની અનુવાદક કિષનજી—ચીનનો આ અનુવાદક શ્રીકૃષ્ણના

જ્ઞાન ઉપર એટલો આસક્ત હતો કે તે દરરોજ ત્રણચાર વાર પ્રેમરુદન કરતો. ચીનાઓએ તો એનું જ નામ 'કિષનજી" (કૃષ્ણજી) પાડી દીધું હતું; અને અત્યારે ત્યાં એનું મૂળ નામ તો કોઈ પણ જાણતું નથી.

---

વૉરન હેસ્ટિંગ્સ કહે છે કે—"કોઇ પણ જાતિને ઉન્નતિના શિખરે ચઢાવવામાં ગીતાનો ઉપદેશ અદ્વિતીય છે."

---

મહાન અકબરનો પ્રપૌત્ર "દારા શિકોહ" કહે છે કે:-

"આ ગીતાગ્રંથ આનંદ આપનાર, સાચો માર્ગ દર્શાવનાર, બ્રહ્મજ્ઞાનથી ભરપૂર, ઉંડા ભેદોને ખોલનાર, એકતાને દર્શાવનાર અને બધા જ્ઞાનીઓના શિરોમણિ એવા મહર્ષિ વ્યાસજીએ રચ્યો છે. મારી જીભમાં અને કલમમાં એનાં પૂરતાં વખાણ કરવાની શક્તિ નથી."

---

મ૦ ગાંધીજી કહે છે કે:—"એક વખત મારો અંતકાળ પાસે આવેલો જણાયો, તે વખતે ગીતા મને બહુજ આશ્વાસનરૂપ થઇ હતી."

---

સ્વામી વિવેકાનંદ કહે છે કે—"'શ્રીમદ્ભગવદ્ગીતા' એ ઉપનિષદ્રૂપી બગીચાઓમાંથી વીણી કાઢેલાં આધ્યાત્મિક સત્યોરૂપી પુષ્પોથી ગુંથેલી સુંદર છડી કિંવા કલગી છે."

શ્રીજ્ઞાનેશ્વર મહારાજ કહે છે કે:-"ભગવદ્ગીતામાં વેદોના ત્રણે કાંડ સ્પષ્ટ કરેલા છે એટલુંજ નહિ પણ તે મૂર્તિમાન વેદરૂપ હોઇને ઔદાર્યમાં તો વેદથી પણ વધારે છે. × × જે કોઈ ગીતાગ્રંથ બીજાઓને આપે તેણે લોકોને માટે મોક્ષસુખનું સદાવ્રત ખોલેલું જાણવું. × × ગીતારૂપી માતા અને મનુષ્યોરૂપી બાળકો છૂટાં પડેલાં ભટકે છે; તેમનો મેળાપ કરાવી આપવો, એ તો સર્વ સજ્જનોનો મુખ્ય ધર્મ છે."

---

ભગવાન શંકરાચાર્ય કહે છે કે:—

"गेयं गीता नामसहस्रं ध्येयं श्रीपतिरूपमजस्रम् ।
नेयं सज्जनसंगे चित्तं देयं दीनजनाय च वित्तम् ॥

ભાવાર્થ:-દુ:ખમાત્રની આત્યંતિક નિવૃત્તિ અને સચ્ચિદાનંદમય પરમધામની નિત્યપ્રાપ્તિ માટે ગાન તો એક માત્ર ગીતાનું અને વિષ્ણુ-સહસ્રનામનું ગાવા યોગ્ય છે; ધ્યાન તો વારંવાર શ્રીપતિના સ્વરૂપનું ધરવા યોગ્ય છે; ચિત્ત તો સાચા સાધુજનોના સંગમાં પરોવવું યોગ્ય છે અને વિત્ત તો દીન-દુ:ખીઓને આપવું યોગ્ય છે."

---

ગીતાના દ્રષ્ટા મહર્ષિ વ્યાસ વદે છે કે:-

"गीता सुगीता कर्तव्या किमन्यैः शास्त्रविस्तरैः ।
या स्वयं पद्मनाभस्य मुखपद्माद्विनिःसृता ॥

ભાવાર્થ:-સ્વયં વિષ્ણુ ભગવાનના મુખારવિંદમાંથી નીકળેલા ગીતા-

શાસ્ત્રને ગાવા જેવું અને પાળવા જેવું પરમ કર્તવ્ય હોવા છતાં અન્ય શાસ્ત્રોની ગડમથલમાં પડવાની શી જરૂર છે ?"

---

ગીતાગાયક ભગવાન શ્રીકૃષ્ણ કહે છે કેઃ—

"गीता मे हृदयं पार्थ गीता मे सारमुत्तमम्।
गीता मे ज्ञानमत्युग्रं गीता मे ज्ञानमव्ययम्॥
गीता मे चोत्तमं स्थानं गीता मे परमं पदम्।
गीता मे परमं गुह्यं गीता मे परमो गुरुः॥

અર્થાત્ ગીતા એ મારૂં હૃદય છે; ગીતા મારો ઉત્તમ સાર છે; ગીતા મારૂં અતિ ઉગ્ર જ્ઞાન છે; ગીતા મારૂં અવિનાશી જ્ઞાન છે; ગીતા મારૂં શ્રેષ્ઠ નિવાસસ્થાન છે; ગીતા મારૂં પરમ પદ છે; ગીતા મારૂં પરમ રહસ્ય છે અને ગીતા મારો પરમ ગુરુ છે."

વળી વિશેષમાં શ્રીકૃષ્ણ કહે છે કેઃ–" હે અર્જુન ! આપણા આ ધર્મમય સંવાદરૂપ ભગવદ્દગીતાનું જે કોઇ પઠન કરશે, તેણે જ્ઞાનયજ્ઞ વડે મારૂં-પરમાત્માનું પૂજન કરેલું સમજીશ."

---

અગ્નિને તણખે બળે, મોટાં જંગલ જેમ;
ગીતાજ્ઞાન પામ્યે ટળે, પાપ તાપ દુઃખ તેમ.

---

# गीताजी एटले ?

**ગીતાજી એટલે**—માનવજીવનરૂપી નૌકાને આ અસાર ભવસાગરના દુર્ઘટ ખડકો વચ્ચેથી પસાર કરાવી સદાને માટે સચ્ચિદાનંદમય સાચા સ્વદેશમાં પહોંચાડનારૂં **હોકાયંત્ર.**

**ગીતાજી એટલે**—જીવનરથનાં વ્યવહાર-પરમાર્થરૂપ પૈડાંને વિકટ સ્થળે પણ ગતિમતિ આપી આગળ વધારનારી **અખૂટ દિવ્ય શક્તિ.**

**ગીતાજી એટલે**—ઉપનિષદોરૂપી ગૌમાતાઓનું ભગવાન શ્રીકૃષ્ણ જેવા અદ્દભુત ભરવાડે દોહેલું અને વ્યાસ જેવા અસામાન્ય મહર્ષિએ મહાભારતમાં સંગ્રહી સર્વભોગ્ય બનાવેલું **સર્વ શાસ્ત્રોનું સારામૃત.**

**ગીતાજી એટલે**—વહેમ અને ઉપલકીઆ આચારવિચારરૂપી ગલીકુંચીઓમાં રખડયા કરનારાં મનુષ્યોને જ્ઞાનચારિત્રની સીધી સડકે ચઢાવનારો જુગજૂનો **અનુભવી ભોમીઓ.**

ગીતાજી **એટલે**—સાચા અને સુખપ્રદ ભાસતા ઝાંઝવાંના જળ જેવા જૂઠા લૌકિક પદાર્થો તરફ જીવને અનેક જન્મોથી તરસાવી-ભટકાવીને દોડાવી મારનારી, તથા 'વિદ્યા'નું સાવ ખોટું નામ ધારણ કરી લોકોને મોહજાળમાં ફસાવી રહેલી એવી પ્રપંચની પૂતળીરૂપ જે અવિદ્યા તેને ઉડાવી દઇ મોક્ષદ્વારની સરળ ચાવીઓ સીધી જિજ્ઞાસુના હાથમાં સોંપી દેવા સારૂ પ્રભુએ પોતેજ પ્રેરેલી **ભોળી ભટાક બ્રહ્મવિદ્યા.**

ગીતાજી **એટલે**—આ નાશવંત શરીરને માત્ર કપડા જેવું, અને જન્મમરણને જૂનું કપડું કાઢી નવું પહેરવા જેવું સમજાવીને તેમાં રહેનારા જીવાત્માને નિત્ય, શસ્ત્રથી ન છેદાય તેવો, અગ્નિથી ન બળે તેવો, પાણીથી ન ભીંજાય તેવો, વાયુથી ન શોષાય તેવો તથા મૃત્યુથી મરે નહિ તેવો હોવાની ખાત્રી કરી આપનારૂં **અભય શાસ્ત્ર.**

ગીતાજી **એટલે**—પોતપોતાની પ્રકૃતિને-ગુણસ્વભાવને-અનુસરતાં શુભ કર્મો ફલાકાંક્ષા વિના માત્ર કર્તવ્યદષ્ટિથી બજાવવામાં રહેલો ખરો માનવધર્મ શીખવીને તેનું પાલન કરનાર સ્ત્રીઓ, શૂદ્રો તથા પાપીઓનો પણ મોક્ષપંથમાં અધિકાર જાહેર કરનારો અથવા પ્રત્યેક આતુર મુમુક્ષુને અટલ **સાચા સ્વરાજ્યનો નિરંકુશ હક્ક સદાને માટે આપનારો ઈશ્વરી ઢંઢેરો.**

ગીતાજી **એટલે**—વેદોરૂપી વિશાળ પહાડોનાં ઉચ્ચતમ અધ્યાત્મ-શિખરો ઉપર પૂર્ણ સ્વતંત્રતાએ વિહરી દિવ્ય જ્ઞાન-ગર્જનો વડે જગતને મોહનિદ્રામાંથી જગાડવા મથી રહેલી **અલૌકિક વીજળી.**

ગીતાજી **એટલે**—સામાન્ય લોકોના ત્રણે તાપ-અને પંડિતોના છએ તાપ-દૂર કરી વ્યવહાર તથા પરમાર્થના લાંબા માર્ગને સુખ-શાન્તિદાયક અને ટુંકા બનાવનારી **અમૃતવૃષ્ટિ.**

ગીતાજી **એટલે**—પાખંડી પ્રપંચીઓની ભ્રમજાળમાંથી છોડાવી સત્યરૂપી મહાકાશમાં વિહરાવનારૂં પરમપદદાયક **વિમાન.**

**ગીતાજી એટલે—બસ ગીતા ! ગીતા !! અને ગીતા!!!**

---

# सद्ग्रंथ सेवनना खास फायदा

**यस्यास्ति सद्ग्रन्थविमर्शभाग्यं, किं तस्य शुष्कैश्चपलाविनोदैः ॥**

અર્થાત્—જેને સારા સારા ગ્રંથો વાંચવાવિચારવાનું સદ્‌ભાગ્ય મળેલું હોય તેના આગળ ચંચળ લક્ષ્મીના શુષ્ક વિનોદ શી ગણતરીમાં છે?

"તમે ગમે તેવી નવલકથાઓ અને બીજું જે આવ્યું તે વાંચવા મંડી પડો છો, પણ એવું તો તમે થોડું વાંચો તેમજ સારૂં. ગીતાજી વાંચો, વેદાંતનાં બીજાં પુસ્તકો વાંચો; કેમકે તેની આખા જીવનસુધી જરૂર છે." **સ્વામી વિવેકાનંદ**

"પુસ્તકોમાં હું ગુંથાયેલો રહી શકતો તેથી મને બે માસ વધારે જેલ મળત તોપણ હું કાયર થાત નહિ; એટલુંજ નહિ પણ મારા જ્ઞાનમાં ઉપયોગી વધારો કરી શકવાથી હું ઉલટો વધારે સુખ-ચેનમાં રહેત. હું માનું છું કે, જેને સારાં પુસ્તકો વાંચવાનો શોખ છે, તે ગમે તે જગ્યાએ એકાંતવાસ સહેલાઈથી વેઠી શકે છે. × × એક પછી બીજું, એમ પુસ્તકો વાંચતાં છેવટે તમે અંતરવિચાર પણ કરી શકશો." **મ૦ ગાંધીજી**

"બંધુઓ! સારાં પુસ્તકો એટલે શું એ તમે જાણો છો? સારાં પુસ્તકોની કિંમત તમે સમજો છો? ભાઈ! હજી આપણે એ નથી સમજતા. જો સમજતા હોઈએ તો આપણી હાલત આવી ન હોય. મને તો લાગે છે કે, જ્ઞાન એ આકાશ છે અને પુસ્તકો એ તેમાં શોભી રહેલા ચળકતા તારાઓ છે; જ્ઞાન એ સમુદ્ર છે ને પુસ્તકો તે લાભ લઈ શકાય તેવાં વહાણો છે; જ્ઞાન એ સૂર્ય છે અને આપણા ઘરમાં આવી શકે એવો તેનો પ્રકાશ તે પુસ્તકો છે; જ્ઞાન એ સોનાની ખાણ છે અને પુસ્તકો તે તેમાંથી બનાવેલા આપણને બંધબેસતા થાય તેવા દાગીના છે; જ્ઞાન એ મોટામાં મોટી કિંમતી નોટો છે અને પુસ્તકો તે આપણા રોજના ઉપયોગમાં આવી શકે એવા ચલણી સિક્કાઓ છે; જ્ઞાન એ વાયુ છે અને પુસ્તકો તે એ વાયુને ખેંચી લાવી ઠંડક આપનાર પંખાઓ છે; જ્ઞાન એ અગ્નિ છે અને પુસ્તકો તે એ અગ્નિથી પ્રકટાવેલા દીવા છે; જ્ઞાન એ પૃથ્વી છે અને પુસ્તકો તે આપણને રહેવાલાયક મકાનો છે; જ્ઞાન એ અનાજનો ભંડાર છે અને પુસ્તકો તે રોટલા છે; જ્ઞાન તે મેઘ છે અને પુસ્તકો તે આપણા ઘરમાં રહી શકે તેવાં પાણીભરેલાં માટલાં છે; અને જ્ઞાન તે સર્વશક્તિમાન પરમાત્મા છે અને પુસ્તકો તે એનો રસ્તો દેખાડનાર પૂજનીય દેવો છે. **સ્વ૦ પઢિયાર**

"મને પુસ્તકો વાંચવાથી જેવો આનંદ મળે છે તેવો આનંદ આ જગતમાં બીજા કોઈ પણ કામથી નથી મળતો. × × × માતૃભાષામાં વિવિધ જ્ઞાન આપનારા ગ્રંથોનો પ્રચાર થયા વિના

કોઇ પણ પ્રજા ઉન્નતિ પામી શકતી નથી અને જાતીય ભાવના (સ્વદેશપ્રીતિ) પણ મેળવી શકાતી નથી. × × × બધી જાતની ઉન્નતિનું મૂળ જ્ઞાનની ઉન્નતિ છે. પશુ આદિના જેવી ઇંદ્રિયતૃપ્તિ સિવાયનું બીજું કોઇ પણ એવું સુખ તમે નહિ બતાવી શકો કે જેનું મૂળ જ્ઞાનની ઉન્નતિમાં રહેલું ન હોય. × × × સાહિત્ય-ઉદ્યાનના ચતુર માળી થવાનું સુભાગ્ય જેને પ્રાપ્ત થયું હોય અથવા જેનું મન સદૈવ સાહિત્યસરોવરનાં કમળોની મધુર સુગંધથી મસ્ત બનવા લાગ્યું હોય, તેને તો સાહિત્ય સિવાયનાં સ્વર્ગીય સુખો પણ તુચ્છજ લાગે છે." બંકિમચંદ્ર

"ગરીબોને દરિદ્રતામાંથી છોડવવાની, દુઃખીઓનાં દુઃખ દૂર કરવાની, શરીર તથા મનનો થાક ઉતારવાની અને માંદાંઓનું દર્દ ભુલાવી દેવાની ગ્રંથોમાં જેટલી શક્તિ છે, તેટલી શક્તિ ઘણું કરીને બીજી કોઇ ચીજમાં નથી." "માર્ડન"

"પુસ્તકો પ્રત્યેનો સ્નેહ એ ઇશ્વરના રાજ્યમાં પહોંચવાનો પરવાનો છે."

"ખરાબ ચોપડીઓનું વાચન, એ તો ઝેર પીવાસમાન છે."

"મહેલોથી તથા ધનવૈભવના અખૂટ ભંડારથી જે સંતોષ તમને નહિ મળે, તે સંતોષ તમને ઉત્તમ પુસ્તકોથી પ્રાપ્ત થશે."

"લીલા વનમાં ભૂખે મરનાર પશુમાં અને આટલાં આટલાં વાંચવાનાં સાધન છતાં જ્ઞાનહીન રહેનારાં મનુષ્યમાં શું તફાવત?"

"સહવાસથી જેમ માણુસના ગુણુની અને પ્રકૃતિની પરીક્ષા થાય છે, તેમ જે પુસ્તકોનો તેને શોખ હોય છે તે ઉપરથી પણ તેના વિષે અનુમાન થાય છે."

"એકાદ ઉત્તમ ગવૈયો ઇચ્છે ત્યારે જેમ પોતાના વાજીંત્રમાંથી ચ્હાય તે સ્વર કાઢી આનંદ લે છે; તેમ એક વાંચનાર પણ જ્યારે ઇચ્છે છે ત્યારે એકાદ ઉત્તમ ગ્રંથમાંથી પોતાને મનગમતો અવાજ કાઢી આનંદમગ્ન થઇ શકે છે."

"અવકાશની એકાદ ક્ષણુનો પણ ઉપયોગ કરી લેવા માટે ગ્લૅડસ્ટન જેવો પ્રતિભાશાળી પુરુષ પણ ગજવામાં સદાય એકાદ પુસ્તક લઇને ફરે; તો પછી આપણા જેવાઓએ તો ખુલ્લી વૃથા જતી કિંમતી ક્ષણોને બચાવવા માટે શું ન કરવું જોઇએ?"

"ખોરાક વિનાના શરીરની પેઠે જ્ઞાનવિનાનું મન પણ નિર્માલ્ય છે. એ જ્ઞાનને મેળવવાનું સર્વોપરિ સાધન વાચન હોવાથી જે ઘરમાં સારાં પુસ્તકો નથી, તે ઘર ઘર નહિ પણ નિર્માલ્ય તનમનવાળાં જીવતાં મુડદાંઓને રહેવાની ઘોર છે."

એક વિદ્વાન ઠીકજ કહે છે કે "વાંચવાની હોંશ છોડી દેવાના બદલામાં કોઈ મને આખા હિંદુસ્તાનની સંપત્તિ આપે, તોપણ હું તેને કદી છોડું નહિ."

"પુસ્તકો તરુણાવસ્થામાં સુમાર્ગ દેખાડે છે, વૃદ્ધાવસ્થામાં મનરંજન કરે છે અને ઉદાસીને વખતે સમાધાન કરીને આપણું જીવન આપણને નકામું લાગવા દેતાં નથી. વળી તે આપણી ચિંતા તથા ક્રોધાદિને શાંત કરી નિરાશાનો નાશ કરે છે."

"એક પાશ્ચાત્ય પંડિતનો તો એટલે સુધી મત છે કેઃ–'માણસને લુગડાંલત્તાંની જેટલી જરૂર નથી, તેટલી પુસ્તકોની છે.' તે પોતે પણ જરૂરનાં પુસ્તકો ખરીદી લેતાં સુધી લૂગડાં લેવાનું મુલતવી રાખતો. તેને સિસેરોનાં પુસ્તકો બહુ ગમતાં હતાં. તે વાંચતો ત્યારે ત્યારે 'હું વધારે સારો થયો છું' એમ તેને લાગતું."

"ઉત્તમ ગ્રંથો, તેનું સેવન કરનારાઓમાં ધર્મ, નીતિ, ચાતુર્ય, પ્રતિભા, શૌર્ય, ધૈર્ય તથા પરોપકારવૃત્તિને વિસ્તારે છે; અને જેમ જેમ એ દૈવી ગુણોની સત્તા જામતી ચાલે છે, તેમ તેમ દુનિયાને પીડારૂપ આસુરી ભાવોની જડ નાશ પામતી જાય છે."

"ગ્રંથોની ઓરડીમાં ગયા પછી તમે એને હાથ નહિ લગાડો તો એ ગ્રંથોજ માનસવાણીથી તમને કહેશે કેઃ–'અમારામાં પુષ્કળ જ્ઞાન ભર્યું છે તે લ્યો અને વાપરો, એટલે તમારૂં કલ્યાણ થશે.' શું આ માનસવાણી ઓછી કિંમતી છે?"

---

# સદ્ગ્રંથસામર્થ્ય

સોરઠા

માનવ મોટું ભાગ્ય, જો તું ઇચ્છે તાહરૂં;
તો તો ઝટપટ જાગ્ય, સદ્ગ્રંથો હાકલ કરે.
મહાપુરુષનો સંગ, માનવ મળવો દોહલો;
આપે એનો રંગ, આદેશોના ગ્રંથ શુભ.
અંધકાર–અજ્ઞાન, તેહ ટાળવા ઉગીયા,
જ્ઞાન–સૂર્ય એ જાણ, તુજ પૂર્વજનો વારસો.
લોહ સમું જે મન, માટીમાં માટી બને;
તેહ થાય કાંચન, પારસગ્રંથ સમાગમે.
માનવ મોંઘો દેહ, ખેહ થવા નવ ખો વૃથા;
અમરપણું લે એહ, જ્ઞાન ધ્યાન ચારિત્રથી.
વેહેવા ચાહો વીર, મ્હોટા જનને મારગે;
ગ્રહો જ્ઞાનચારિત્ર, ચરિત્ર વાંચી તેમનાં.
જીવન ઉત્તમ થાય, ચરિત્ર ઉત્તમ વાંચતાં;
એ અર્થે વંચાય, ચરિત્રગ્રંથો ચાહથી.

દોહરા

પરમ શ્રેયને પામવા, રાજી કરવા રામ;
ઉત્તમ ગ્રંથો વાંચવા, કરવાં રૂડાં કામ.

